Reg No B 1785

૧૯૯૭ | આસો

# પાટીદાર

વર્ષ ૧૮ | અંક ૧૨

## જીર્ણ ખરી પડો, નવીનને સ્થાન આપો

વૃક્ષ ઉપરના જૂના પીળાં સૂકા પાન ખરી પડે, નવીન રસપોષક પાનને સ્થાન આપે, તેમ હવે આ જૂનું વર્ષ આ માસે ખરી પડે છે, નવીન આશાજનક વર્ષને સ્થાન આપે છે. જૂનું–જીર્ણ થઇ ગયેલું નીરસ થઇને સુકાઇ ગયેલું સૌ ખરી પડો, નવીન સરસને સ્થાન આપો. જીર્ણ થઇ ગયેલા, સ્થિતિસ્થાપક પ્રગતિબાધક સૌ શાસ્ત્ર ખરી પડો, નવીન સ્થિતિઉચ્છેદક, પ્રગતિસાધકને સ્થાન આપો. નિરુપયોગ, નિઃસત્ત્વ સૌ રૂઢિરિવાજ ખરી પડો, નવીન કલ્યાણસાધક શુદ્ધસત્ત્વને સ્થાન આપો. જીર્ણ થઇ ગયેલા, સ્થિતિસ્થાપક પ્રગતિબાધક સૌ સમાજ ખરી પડો, નવીન સ્થિતિઉચ્છેદક, પ્રગતિસાધક સમાજને સ્થાન આપો. વિચારે આચારે વૃદ્ધ થઇ ગયેલા, પલિત, ગાત્રગલિત, સ્થિતિસ્થાપક પ્રગતિબાધક સૌ નરનારી ખરી પડી વાનપ્રસ્થ લો, નવીન સ્થિતિઉચ્છેદક, પ્રગતિસાધક, શૂરવીર યુવકયુવતીને સ્થાન આપો. સૌ જીર્ણ ખરી પડો; નવીનને સ્થાન આપો.






તન્ત્રી નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

મુદ્રક ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને [illegible] નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા ૨૫ ૯ '૪૧

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૭ વર્ષ ૧૮ | આણંદ | આસો અંક ૧૨

## પ્રેમની પવિત્રતા

"સરુ, આમ ને આમ કેટલાક દિવસો આપણે ચોરીછૂપીથી વિતાવીશું?"

"અશોકભાઇ, આને કોણ ચોરી કહી શકે? હું અને તમે બંને સાથેજ નીકળીએ છીએ, અને વધુમાં મારી બધી બેનપણીઓ તો જાણેજ છે કે આપણ બંને વચ્ચે ભાઇબેન જેવો સંબંધ છે." સરોજે જરા પોતાની સાઇકલ ધીમી પાડી નીચે ઊતરતાં કહ્યું.

"પણ સરુ, તું હજુ ઉપરથી ઉજળા દેખાતા એ સમાજને અંદરથી બરોબર નથી પિછાની શકી. તારી બેનપણીઓ મને જુએ છે ત્યાં તો તારા નામની બૂમો મારી તને સતાવવાનો પ્રયત્ન કરે છે! શું એ બધી તારૂં કથન સત્ય માની શકી હશે? ભલે, તને બનાવવા તેઓ ઘણી વાર બોલે છે: 'સરોજ, તારો ભાઇ આવ્યો.' પણ તારી પાછળ તો કોણ જાણે કેવી કેવી આપણે વિષે વાતો કરતી હશે તેની મને કે તને ખબર પણ નહિ હોય; એવી વાતો તો આપણી કલ્પનામાં પણ ન આવે!" અશોકે પણ પોતાની સાઇકલ ધીમી પાડી નીચે ઊતરી બંને જણ વૃક્ષ નીચેના એક પત્થર ઉપર બેઠાં.

ઉપરનો વાર્તાલાપ ગામથી દૂર આવેલ એક એકાન્ત સ્થળ પાસે આવતાં બે મિત્રો વચ્ચે થતો હતો. જોકે બંને એકજ નિશાળમાં અભ્યાસ કરતાં હતાં, છતાં એકજ વર્ગમાં ન હતાં. સરોજનું માધ્યમિક શાળાનું આ છેલ્લું વર્ષ હતું, જ્યારે અશોક-તેના કરતાં એક ધોરણ પાછળ હતો. કોણ જાણે એકાદ સમય ઉપર કંઇ કારણસર બંનેનો મેળાપ થઇ ગયો, અને ત્યારથી બંને એકબીજા તરફ અથાગ પ્રેમભરી દૃષ્ટિથી વિલોકતાં હતાં. આટલો નિકટનો પરિચય થયો હોવા છતાં બંનેના પ્રેમમાં કોઇ પણ અયોગ્ય પ્રસંગ બનવા પામ્યો ન હતો, અર્થાત્ બંને એકબીજાને ભાઇબેનની પવિત્ર દૃષ્ટિથી નિહાળતાં હતાં.

પણ આખી નિશાળનાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ, શિક્ષકો તેમજ શાળાના સંચાલકો પણ આ બંને માટે કંઇ જુદાજ પ્રકારની કલ્પના દોડાવી રહ્યાં હતાં. કેમ ન દોડાવે? તેમની આંખોમાં તો છેવટે અશોક અને સરોજ સ્ત્રી-પુરુષજ હતાં ને! અને તે પણ બંને કુમારાવસ્થામાં, પછી તો પૂછવુંજ શું? અનેક જાતની કલ્પનાઓ ઊડે એમાં નવાઇજ શી? છતાં અશોક અને સરોજ જરા પણ અચકાયા વિના ગમે ત્યારે નવરાશનો સમય મળતાં પોતાની સાઇકલો લઇને દૂર દૂર વૃક્ષપટાની એકાન્તમાં, હૃદય ખોલીને એકબીજાને વાતો કરવા માટે ઊપડી જતાં. તેવેજ એક સમયે બંને મિત્રો આવીને પોતાને નિયત સ્થળે બેસીને આ વાતચીત કરી રહ્યાં હતાં. થોડી વાર બંનેએ મૌન ધારણ કર્યા પછી સરોજ બોલીઃ

"અશોકભાઇ, તમે મારી બેનપણીઓથી ડરી ગયા?"

"શરૂ, જો હું કોઇથી ડરતો હોત તો આપણો આટલોયે પરિચય થાત નહિ. પણ મને એમ થાય છે કે અત્યારે અહીં કોઇ આપણું ઓળખીતું આવી ચડે તો તે આપણે વિષે શો ખ્યાલ બાંધે?"

"પ્રાચીન કાળનાં 'કચદેવયાની'જ માની લે." સરોજે જરા પણ અચકાયા વગર કહ્યું.

"તો તું શા ઉપરથી કહે છે કે આપણને બધાં ભાઇબેન તરીકેજ ઓળખે છે?"

"કારણ કે હું તમને મારા ભાઇ ગણું છું અને તમે મને બેન ગણો છો."

"પણ એમનું અને તારું અથવા મારું હૃદય તો એક નથી ને?" આ પ્રશ્નથી સરોજ જરા મૂંઝવણમાં પડી ગઇ. શો ઉત્તર આપવો તેની સૂઝ પડી નહિ. કંઇ પણ બોલ્યા વિના થોડી વાર પછી બંને જવા માટે ઊભાં થયાં.

તેજ રાત્રે અશોકને વિચારોની અનેક ગડમથલ પછી એક ભયંકર સ્વપ્ન આવ્યું. તેમાં તેણે પોતાની બેન સરોજને [illegible] વાત કરતી નિહાળી. થોડીજ વારમાં તો સરોજની ચિતા [illegible] દેખાઇ. અશોક એકદમ જાગી ઊઠ્યો, બેબાકળો બની પથારીમાંથી ઊઠીને સરોજના નામનો ચિત્કાર કરી ઊઠ્યો. ત્યાંજ સરોજનો નોકર તેના હાથમાં એક પત્ર મૂકી ચાલ્યો ગયો. અશોકે પત્ર ઉપાડ્યો, કંપતે હૃદયે વાંચવો શરૂ કર્યો:

"પ્રિય અશોકભાઇ,

"કેવળ આપણા પવિત્ર પ્રેમની દુનિયાને ખાત્રી કરાવવા મેં આ અનિષ્ટ પગલું, તમને પૂછ્યા વિના, ભરવું ઠર્યું છે. મને આશા છે કે મારો ભાઇ

મને ક્ષમા કરશે. આ પત્ર તમને મળતા પહેલાં તો હું કદાચ બળીને ભસ્મ થઇ ગઇ હોઇશ.

"લિ. તમારી બેન સરોજનાં સ્મરણ."

અશોકને પ્રથમ તો આ બધું અસત્ય લાગ્યું. પત્રના અક્ષરો જાણે તેને ઠગતા હોય તેમ સરોજના અક્ષરોથી જુદા જ દેખાવા લાગ્યા, પણ એ તો તેનો ભ્રમ હતો. તેની ચિરપરિચિત આંખોએ જાણે સાક્ષી ન પૂરી હોય કે તે સરોજ સિવાય બીજા કોઇના ય અક્ષર નથી. અને પરિણામે તે પણ 'સરોજ' બોલીને ત્યાં જ પછડાઇ પડ્યો! ઘરનાં માણસો દોડી આવ્યાં, ત્યારે ફક્ત અશોકનાં હાડચામનું માળખું જ હતું. તેમાં 'અશોક' જેવું કાંઇ હતું જ નહિ, તેનું શોકગ્રસ્ત મુખારવિંદ જાણે 'સરોજ' નામોચ્ચારણ કરી રહ્યું હોય એમ નિરીક્ષકને જણાઇ આવ્યા વિના ન રહે, તેવી તેની મુખરેખાઓ દેખાતી હતી.

* * *

એ પ્રેમના ફિરસ્તાઓ, મને સમજાવશો જરા!
પ્રેમ એ સજ્જન કે દુર્જન? પ્રેમ એ પોષક કે શોષક?
પ્રેમ એ રક્ષક કે ભક્ષક? પ્રેમ એ અમૃત કે વિષ?

શું પ્રેમ એક જ પ્રકારનો હોઇ શકે? આપણો સમાજ તો ફક્ત એક જ પ્રકારનો પ્રેમ જોઇ રહ્યો છે અને તે પતિપત્નીનો. શું નિર્વિકાર, શુદ્ધ, નિષ્કામ, નિર્મળ અને પવિત્ર પ્રેમ ન હોઇ શકે? માતૃપ્રેમ, ભ્રાતૃ-ભગિની પ્રેમ, મિત્રપ્રેમ, દેશપ્રેમ નિર્મળ અને પવિત્ર છે. પણ આપણો સમાજ તો અંધ છે, તે સંકુચિત અને વિકારની દૃષ્ટિથી જ જુએ છે. પ્રેમ સજ્જન છે, પોષક છે, રક્ષક છે, અમૃત છે; પણ આપણે અંધ સમાજે તેને દુર્જન, શોષક, ભક્ષક અને વિષ બનાવ્યો છે.

અંધશ્રદ્ધામાં જડ બનેલા સમાજને સત્ય માર્ગે વાળવા, તેની સંકુચિત દૃષ્ટિ દૂર કરવા, દુષ્કૃત્યોને સત્ય માની અભિમાનમાં મસ્ત બનેલા સમાજ સામે સરોજ જેવી કેટલીયે ભોગતી–બીલતી બાળાઓ ભોગ આપશે, છતાં શું તે નહિ સુધરે?

અરે! અશક્ય જેવી વસ્તુ દુનિયામાં છે જ નહિ. જો બધાય યુવકો અને બધીયે યુવતીઓ સંગઠન કરીને સમાજની સામે ઝુંબેશ ઉઠાવે તો સમાજની મગદૂર નથી કે તે સામનો કરી શકે!

હે વાચક! તારે જરૂર તારી ફરજ બજાવવી જોઇશે. અસ્તુ!

વડોદરા પદ્મા પટેલ

# જ્યારે સુધારાનો અમલ થાય...

રાત્રીનો અમલ ઊતરી અરુણ પોતાનો સંદેશો સર્વત્ર ફેલાવવાની તૈયારી કરી રહ્યો હતો. વાદળાં વિખેરાઇ જઇ વરસાદ બંધ પડ્યો હતો. પવન તો પહેલાં જેમ ફૂંકાતો હતો, અગર તો તેથી પણ અધિક ફૂંકાતો હતો. સર્વત્ર ઝાડપાન લીલાં દેખાતાં હતાં. પક્ષીઓ પોતાના માળામાંથી નીકળી કિલકિલાટ કરતાં ઊડી રહ્યાં હતાં. ફૂલોમાંની સુવાસ ચોમેર પ્રસરી રહી હતી. આથી આખી સૃષ્ટિનું રૂપ જાણે બદલાઇ ગયું હોય તેમ લાગતું હતું. આવે સંજોગે નીલા પોતાના ખંડની બારી ઉપર મુખ ટેકવી, ચિંતાતુર થઇ કોઇ ગૂઢ વિચારમાં બેઠેલી હતી, પરંતુ તેને ખબર નહોતી કે વિધિમાં જે ઊંધું લાગે છે તેજ ચતુ થઇ તેને સુખી કરશે.

આજે નીલાના સુખનો સૂર્ય અસ્ત પામતો હોય એવું તેની મુખાકૃતિ ઉપર સ્પષ્ટ જણાતું હતું. આશાને લીધે જે ઉમંગ તેને થએલો તે ઊડી ગયો હતો. તેના મુખ ઉપર નિરાશાનું વાદળ ફરી વળ્યું હતું. તેની વાણીની મધુરતા જતી રહી હતી, તેનું હસવું બંધ પડી ગયું હતું. આ સઘળા ફેરફાર જોઇ સુરેશને ઘણી દિલગીરી થઇ. તેણે નીલાને તેની અસલ સ્થિતિમાં લાવવા અનેક પ્રયત્ન કર્યા, પરંતુ તેણે છેવટે નિરાશા અનુભવી.

આખરે સુરેશના ખૂબ આગ્રહને વશ થઇ નીલા બોલી. વાણીમાં નિરાશા જ ઝરતી હતી. તેણે સુરેશને કહ્યું: "તું આજથી મારો સંબંધ છોડી દે, આપણી આશા ફળીભૂત થવાની જ નથી, તો શા માટે આપણે અત્યારથી અનેક ભાવિ સુખદ સ્વપ્ન ઘડી રાખવાં?"

સુરેશ તથા નીલા બંને અતિ ઊંડા શોકસાગરમાં ડૂબી ગયાં. તેઓને ખબર નહોતી કે સૂર્યાસ્ત પછી સૂર્યોદય થશે કે કેમ?

નીલા રમણલાલની પુત્રી હતી. તેમની સ્થિતિ સાધારણ હતી. રમણલાલ ભણેલા, સંસ્કારી તેમજ સુધારક વિચારના હતા, છતાં આપણો આ પાટીદાર સમાજ! અરે અંધ સમાજ! તેણે રમણલાલના કાન ભંભેરવા માંડ્યા. પ્રથમ તો તેમણે લોકનું કહેવું સાંભળ્યું, પરંતુ પાછળથી પોતાને જે સત્ય ને સારૂં લાગ્યું તેજ કર્યું. નીલાને તેના પિતાએ પોતાની પાસે હતાં એટલાં સાધન દ્વારા કેળવણી આપવામાં ખામી રાખી નહોતી. તે સુસંસ્કારી પુત્રી હતી. તે જ્યારે મેટ્રીકમાં હતી ત્યારે આ તરફ વિદ્યાનંદનો પુત્ર સુરેશ એસ.એલ. બી.ના બીજા વર્ષમાં હતો. સુરેશના પિતામાં પણ નામ પ્રમાણે વિદ્યા તેમજ

ગુણો હતા. તેમની ગણના સારા ગનુષ્ય તેમજ સુધારક તરીકે થતી હતી. સુરેશને તેના પિતાએ પ્રથમથી જ છૂટ આપી હતી કે તું યોગ્ય પાત્ર શોધી લેઇશ તો મારે વાંધો નથી. સુરેશે તેમજ નીલાએ આ વર્ષે સારી રીતે પરીક્ષામાં સફળતા મેળવી, પોતાનાં માતાપિતા તરફથી પરવાનગી લેઇ લગ્ન પણ સાદી રીતે આ સાલજ કરવું એમ ગુપ્ત ઠરાવ કરી નાખ્યો.

બન્ને જણ આવું ભાવિ સ્વપ્ન ઘડી રહ્યાં હતાં, પણ અરે રે! છેવટે નીલાએ જાણ્યું કે સમાજના કહ્યાથી તેનું સગપણ તેનાથી છાની રીતે તેના પિતા લક્ષ્મીનંદનના પુત્ર આનંદરાય સાથે નક્કી કરી રહ્યા હતા. આનંદરાય કુળવાન તેમજ પૈસાદારના પુત્ર હોવાથી ખરેખરા આનંદવિહારીજ હતા. પ્રિવિયસમાં તેમનું ત્રીજું વર્ષ પણ આનંદ કરવામાં નીકળી ગયું. ચોથે વર્ષે પણ નિષ્ફળતા મેળવી! કૉલેજ છોડી. ભાઇ ખરાબ સોબતે ચઢયા. થોડા વ્યસની તો, પૈસાદાર કુટુંબમાં જન્મેલા ને તેથી નોકરના હાથ નીચે ઊછર્યા ત્યારથીજ, હતા. પહેલાં એક વાર ખરાબ કૃત્યથી પોતાના નામને કલંક લગાડયું હતું, પણ ગમે તેમ તોય કુળવાન તેમજ પૈસાદાર તો ખરાજ ને? નીલાને અહીં નાખવાથી તે સુખી થશે એમ અંધ સમાજે રમણલાલને સમજાવ્યું. અરે! સમાજ કેટલો દુષ્ટ! સારા સંસ્કારી તેમજ સુધારક વિચારના માણસને પણ પોતાના કબજામાં લેઇ લેતાં અચકાતો નથી. અરે! આનંદરાય સાથે નક્કી થવાની તૈયારી થઇ રહી છે. સાત હજાર રૂપીઆ પરઠણ તેમજ સાસરીઆં રીતસર માગે તેટલાં કપડાં તથા ઘરેણાં આપવાનું નક્કી થઇ રહ્યું છે. રમણલાલને એકજ પુત્રી હતી, છતાં આટલું આપી શકે તેટલી સારી સ્થિતિ તેમની નહોતીજ. સમાજે તેમને ઉશ્કેર્યા ને કહ્યું : "કંઇ નહિ, ચિંતા કરશો નહિ. હાલ પૈસાની મદદ અમે તમને કરીશું. પાછળથી તમે અમને પૈસા આપી દેજો." રમણલાલે પ્રથમ માન્યું તો ખરું, પણ હૃદય અંદરથી ડંખતું. દેવું કરવાની સાફ ના પાડતું હતું. ત્યારે પરઠણ આપવી, ધામધૂમથી લગ્ન કરવાં, વસ્ત્રો તેમજ ઘરેણાં પણ લોકલાજે જોઇએ તે કરતાં વધારે કરવાં, એ બધું છેવટે નક્કી થવાની અણી ઉપર હતું. રમણલાલે લોકોના કહ્યાથી દેવું કરવાનો નિશ્ચય કર્યો, ભવિષ્યમાં મળશે ત્યારે પાછું આપી દેવાશે એમ વિચાર કર્યો. પરંતુ રમણલાલ કંઇ છેક અણસમજુ નહોતા. તે સમજ્યા કે વૃદ્ધાવસ્થામાં હું કંઇ ઉદ્યોગ કરી શકવાનો છું, કે પાછું આપી શકીશ. પણ આટલું સમજ્યા છતાં 'ભવિષ્યમાં સહુ થઇ રહેશે' એમ કહી નક્કી કરી રહ્યા હતા.

બીજે દિવસે નીલા પોતાના પિતાના ઓરડામાં આવી. તેના પિતા તેનાજ વિચારમાં હતા. નીલાએ પિતાને અનેક રીતે સમજાવ્યા. ધામધૂમથી તથા પરઠણ આપી પૈસાનો નકામો વ્યય કરી એવા ભ્રષ્ટ કુળવાનના ઘરમાં તે ફસાવા નહોતી ઇચ્છતી. છેવટે પિતાએ પુત્રીનું કહેવું માન્યું. તેમણે માન્યું કે અંધ સમાજના કહેવાથી અંધારામાં રહેવું જોઇએ નહિ, પણ જાગ્રત થવું જોઇએ. તેમણે જોઇ લીધું કે પુત્રીનું કહેવું સાચું છે. તેમણે સમાજથી ડર્યા વગર તેને કહી દીધું: "મને મારી પુત્રીનું સુખ ઇચ્છવા દો." આનંદરાય સાથે જે સંબંધ બાંધવાનો હતો તે તેમણે હિંમતભેર રદ કરી નાખ્યો.

નીલાની તેમજ સુરેશની પરીક્ષા ક્યારની યે થઇ ગઇ હતી. પરિણામ જણાયાં. નીલા મેટ્રિકમાં અને સુરેશ એલ.એલ.બી.માં સારી રીતે પાસ થઇ ગયાં. બન્નેએ માતાપિતાની પરવાનગી લેઇ સાદી રીતે લગ્ન કરી નાખ્યાં. નીલા સાસરે ગઇ. સાસરીઆંનો પ્રેમ તેના ઉપર અપાર હતો. સુરેશની માતા સગુણાબાનો હર્ષ તો માતો જ નહિ. તેમને ઘેર આવી સંસ્કારી પુત્રી આવી હતી તે આનંદ કઇ રીતે વ્યક્ત કરી શકે? ઘરનું બધું કામ તે આનંદથી ઉપાડી લેતી. આમ નીલા તથા સુરેશ પવિત્ર લગ્નગાંઠથી જોડાયાં, અને આનંદસાગરમાં વિહાર કરી રહ્યાં છે, ત્યારે આ તરફ આનંદરાયનાં લગ્ન વંદના સાથે થઇ ચુક્યાં છે. આનંદરાયના પિતાએ પોતે ધનવાન હોવા છતાં વંદનાના પિતા પાસેથી ખૂબ પરઠણ લીધી. કપડાંઘરેણાં પણ મોં માગ્યાં લીધાં. વંદનાના પિતાની સ્થિતિ ખરાબ થઇ ગઇ. દેવું કરીને પુત્રીને પરણાવી, છતાં સાસરીમાં તેને સુખ નહિ. આનંદરાય ખરાબ રસ્તે ચઢયો. વંદના પ્રત્યે તેનો પ્રેમ ઉપરનોજ હતો. તેને અનેક જાતના બંધનમાં રહેવું પડતું. કુળવાનના ઘરમાં પિતાએ વંદનાને સુખી કરવા પરણાવી હતી, પણ તે આજે ગુલામડીથી પણ ખરાબ જીવન ગાળી રહી છે. ઘરનાં બધાં તેને તરછોડે છે અને મહેણાં પણ મારે છે. વંદના બધું મૂગે મોંટે સહન કરે છે. આવી તેની સ્થિતિ બની રહી છે. કોઇ પોતાની તીક્ષ્ણ દૃષ્ટિથી તેના અંતઃકરણમાં ઠેઠ પહોંચી જઇ તેના ગુપ્ત ભેદ જાણી દુઃખ મટાડવા પ્રયત્ન કરતું નથી. કોઇની પાસે તે પોતાના હૃદયમાં રાતદિન સળગતો અગ્નિ ઠાલવી શકતી નથી. વંદનાનું સુખ પિતાએ વૃદ્ધાવસ્થામાં પણ જોયું નહિ. કહો, વંદના સુખી કે નીલા?

અરેરે! સમાજ તું ક્યારે સુધરીશ? લગ્ન પવિત્ર યજ્ઞ છે, જ્યાં એકબીજાનાં મન મેળવવાના છે, તો પછી અરે! અંધ પાટીદાર સમાજ, તું કેમ સમજતો નથી કે આ પવિત્ર યજ્ઞમાં પૈસા લૂંટવાને અને બીજા દુષ્ટ વિચારોને

શા માટે સ્થાન હોવું જોઈએ? હે પાટીદાર પુત્રપુત્રીનાં માતાપિતા! તમારે તમારાં બાળક સુખી થાય તે જોવાની જ ઇચ્છા હોય તો આમ આખો સમાજ જે રસ્તે જાય છે તેજ રસ્તે તમે પણ શા માટે ઘસડાઓ છો? લગ્નમાં પુત્રપુત્રીનાં સુખ સિવાય છે બીજી કઈ ઇચ્છા? લગ્ન જેવા પવિત્ર સંબંધને માલની ખરીદી માફક શા માટે ગણો છો? બંને પક્ષની રીતભાત, ગુણ, સ્વભાવ, સંસ્કાર અને કેળવણી, વગેરે ઉપર કંઈ પણ લક્ષ આપતાં નથી, તો પરણનાર વ્યક્તિઓ શી રીતે સુખી થાય? જો પરણનાર બંને વ્યક્તિઓની રાજીખુશીથી તેમજ બંનેનાં માતાપિતાની સંમતિથી લગ્ન કરવામાં આવે તો કોણ કહે છે કે તે સુખી નહિ થાય? પહેલેથી જે ખરાબ પ્રથા પડી ગઈ છે તેને જડમૂળથી કાપી નાખો. બંને પક્ષને જો સુખી થવું હોય તો સુધારો કરી સારા રિવાજોને સ્થાન આપ્યા વગર છૂટકો જ નથી. આપણી આવી અજ્ઞાનતા ક્યાં સુધી ચાલશે? સમાજ માનવીએજ ઘડ્યો છે. તેનો પાયો ઢચુપચુ હોય તો તેને મજબૂત કરવો એ પણ માનવીનાજ હાથમાં છે.

આ બાબત લખવા ને ઉપદેશ દેવા અનેક જણ તૈયાર થાઓ છો, તો પછી અમલમાં મૂકતાં કેમ ડરો છો? કદાચ અમલમાં મૂકવાથી સમાજ તમને વખોડશે, એ બીક રાખ્યે હવે ચાલશે નહિ. સમાજને મોંઢે આપણે કંઈ તાળાં દેઈ શકીશું નહિ. હિંમતભેર આગળ વધો. ધીમે ધીમે બધાં સમજશે અને આથી અનેક દુઃખી માતાપિતા, તેમજ તેમનાં બાળકો મોટા દુઃખના ખાડામાંથી ઊગરી જશે. પાછળથી જરૂર તમને વખાણશે અને આશીર્વાદ આપશે. તમારું અનુકરણ કરી પાટીદાર સમાજ જરૂર સુખી થશે એમ નક્કી માનજો.

"સડતું સડતું સમાજનું આ, વૃક્ષ પડું પડું થાયે,
તોડી પાડો કુહાડાથી, થડમાં ઘાઓ કૂરીને;
હાં! પાડી દો ને રે,
સડી પડતા વૃક્ષને."

વડોદરા — જ્યોતિ પટેલ



# રે વિધવાજીવન!

સંસારમાં યોગિની, વિધવા તું વિયોગિની.
નારી પવિત્ર ઉરપ્રદેશી, સંસાર વસંત ત્યાગની.
ગણાને નહિ દેખાતા સમાજને કોણ શાપશે?
હડધૂત કર્યાં ખરાં, ક્યારે શિક્ષા આપશે!

સંધ્યા તરંગી આશુ પ્રાણ કરીને સૂર્યની અભિસારિકા બની રહી છે; આ, પાન, મકાન તેમજ પૃથ્વી ઉપર સરકારોની સઘળી વસ્તુઓ સુંદર સૂર્યકિરણથી આકર્ષિત બની રહી છે; પ્રેમી પંખીઓ આનંદથી કલ્લોલ કરી પોતાના માળામાં ભરાય છે; આવા રમણીય સમયનો લાભ લેતાં બે નવયુવાન પ્રેમી પંખીડાં ફરવા માટે દરિયાકાંઠે આવી પહોંચ્યાં. તેઓ પોતાના જીવનની અભિલાષાઓ પૂરી કરતાં હોય તેમ તેમના મુખારવિંદ ઉપરથી કલ્પી શકાતું હતું. અહાહા! તે કેવો આનંદ કરી રહ્યાં છે!

કોઈને પણ ખબર પડતી નથી કે તેમની સ્થિતિ ઘડી પછી કેવી થઈ જશે. પોતાના જીવનરસમાં મશગુલ બનેલા આ નિર્દોષ જોડાને ક્યાંથી ખબર પડે કે પોતાની ઘડી કેવી દશામાં ગાળશે! રવીન્દ્રના સુંદર ખોળામાં જાણે ફેરફાર થયો હોય તેમ લાગતું હતું, પણ રોહિણી તો કોયલ જેવા બોલથી તેના સ્વામીને આનંદ કરાવી રહી હતી. પણ અરેરે! માથા ઉપર તો કાળ ભમી રહ્યો હતો, અને યમરાજ રવીન્દ્રને લેવાની તૈયારી કરી રહ્યા હતા!

રોહિણી! અપ્સરા સમાન એ બાળાની શોભા દિનપ્રતિદિન વધતી જતી હતી. તે ઇંટર સાયન્સમાં અભ્યાસ કરતી હતી; તેની વર્તણૂંક ઉપરથી તે ઉત્તમ પ્રકારની સ્ત્રી થવાને સર્જાઈ હોય એવી કલ્પના સૌ કોઈ અનુમાનતાં હતાં. તેનો જન્મ મગનભાઈ નામના એક ગૃહસ્થને ત્યાં થયો હતો. તે કુટુંબ ઘણા વખતથી શહેરમાં વસવાથી સુધારક બન્યું હતું. માતાપિતાએ તેને કેળવણી આપવામાં ખામી રાખી ન હતી, તેઓ તેને સુખી કરવાનાં સ્વપ્નાં સેવતાં હતાં. કૉલેજમાં ગયા બાદ તેને એક અશ્વિનીકુમાર નામના યુવકની સાથે મિત્રતા બંધાઈ. તેઓને એકબીજા પ્રત્યે ઘણું માન થતું. તેઓમાં એકબીજા પ્રત્યેની લાગણી પણ અદ્ભુત હતી. સાથે આનંદથી અભ્યાસ કરતાં અને કૉલેજ-જીવન ગુજારતાં. ભવિષ્યમાં જો આ બન્નેની જોડી બંધાય તો તે જરૂર સુખી નીવડે. પણ આપણા સમાજની શી વાત કરવી? તે કોઈ કાળે કોઈની આશા અમર થવામાં રાજી જણાતો નથી. આથી તેમની આશા પાર પડવી એ અસંભવિત હતું.

કમળની કળી સમાન સોહિણીને ખીલતી જોઇ મગનભાઇનું હૈયું હર્ષથી છલકાતું હતું. તેઓ ખુશમિજાજમાં પોતાની પુત્રીને લાયક યુવકની શોધમાં નીકળ્યા. સોહિણીને કેળવણી આપવામાં ખામી રાખેલી નહિ હોવા છતાં તેમજ સુધાગનાં પગલાં ભરવા માંડયાં હોવા છતાં તેની જરા પણ સંમતિ પૂછી પણ નહિ! આવી મોટી ભૂલ! તે શહેરમાં રમણભાઇ નામના એક ગૃહસ્થને ત્યાં રવીન્દ્ર નામનો યુવક આગળ વધી રહ્યો હતો. તે કોલેજના છેલ્લા વર્ષમાં હતો. તેનું શરીર કુદરતે બરાબર ધ્યાન રાખી ઘડયું હોય તેમ જણાતું હતું. તેનો ચહેરો પણ આકર્ષક હતો. તેને નીરખી મગનભાઇ તો ઘેલા બની ગયા, અને પોતાની પુત્રી માટે માગણી કરી. રમણભાઇનું કુટુંબ પણ કેળવાએલું હતું. તેઓને પાટીદારના ઘણા રિવાજ નિગરા કરતા, પરંતુ તે રિવાજનો ભંગ કરી શકતા નહિ. છતાં પણ તેમણે કોઇ પણ જાતની એટલે કે પગરણ બાબતની ઝાઝી ખટપટ કર્યા વિના કન્યાને સુશિક્ષિત અને સંસ્કારી જોઇ તેમણે ને કાર્યમાં સંમતિ આપી.

બંને કુટુંબો વચ્ચે આ પ્રમાણે સંબંધ તો બંધાયો, પણ અરેરે, બિચારી સોહિણીની તો આશા પરિપૂર્ણ ના જ થઇ! તેમ છતાં તેણે પોતાની અશ્વિનીકુમાર પ્રત્યેની આશાને દાટી દેઇ પોતાના માતાપિતાને રાજી કરવા અને તેમને વધુ ચિંતામાંથી મુક્ત કરવા તેમના કાર્યને સંમતિ આપી. તે રવીન્દ્રને પણ સારી રીતે ઓળખતી હતી, એટલે તેના હૃદયમાં બહુ આઘાત લાગ્યો નહિ. તેની સાથે પણ આનંદ કરી પોતાનું જીવન સુખમય બનાવી શકાશે. બીજાને નિરાશ કરવામાં તે દુઃખી બનતી હતી. કેવી શાણી અને સદ્ગુણી પુત્રી!

જેમ જેમ દિવસો વીતવા લાગ્યા તેમ તેમ આનંદના દિવસો આવતા હોય તેમ જણાતું હતું. હવે તો રવીન્દ્રની તેમ જ સોહિણીની પરીક્ષા પણ લેવાઇ ગઇ. બને સારા નંબર મેળવી પાસ થયાં. હવે બંને કુટુંબો લગ્નની ધામધૂમના વિચારમાં મશગુલ રહેવા લાગ્યા. સોહિણીને ધામધૂમ કરી ખોટા પૈસા ખરચવાની ઇચ્છા ન હતી, તેમ છતાં માતાપિતાની અભિલાષા પૂરી કરવા તેઓ જે કાર્ય કરતાં તેમાં તે વિરોધ દર્શાવતી ન હતી. પાટીદારોના રિવાજ મુજબ દરેક પ્રકારની તૈયારી થઇ રહી છે.

દરેક ઠેકાણે આનંદની પ્રથારી પથરાઇ રહી છે. સોહિણીના હૃદયમાં તો નિરાનંદ છવાયો હતો, પરંતુ મુખ આનંદી રાખતી. તેને આ બધી થઇ રહેલી ધામધૂમથી ઘણો ખેદ થયો હતો. હવે તો ફક્ત ચાર દિવસ રહ્યા. ઘરની આસપાસ સુંદર મંડપ રચાયો હતો. મંડપના જુદા જુદા દરવાજાને

વીજળીની બત્તીથી અને શોભિતા પડદાઓથી શણગાર્યા હતા. વળી આકર્ષક ઝાડનાં કુંડાં પણ યોગ્ય રીતે ગોઠવાયાં હતાં. તે સુંદરતા એવી હતી કે તેને જોતાં માણસનું હૃદય ઠરે.

શહેરનાં ઘણાં ગૃહસ્થ કુટુમ્બો તેમજ સગાંસ્નેહીઓ આ અમૂલ્ય પ્રસંગનો સુંદર રીતે લાહવો લેઇ રહ્યાં હતાં. ઘેર ઘેર લગ્નની કલ્પનાઓ તેમજ ગગનભાઇએ કરેલી ધામધૂમ માટે વિવિધ ઉદ્ગારો સંભળાતા હતા. વળી જમણ અને પાર્ટીઓ પણ અનુકૂળ રીતે ગોઠવાઇ હતી. આ સઘળી સામગ્રી સોહિણીને નારાજ કરતી હતી. આ બધી ખટપટ શી! આવી રીતે પૈસા ખરચવા કરતાં તેને નામે મૂકે અથવા ગરીબોને મદદ રૂપે આપે તો કેવું સારૂં! આટલી બધી અજ્ઞાનતા આપણા કેળવાએલા લોકોમાં પણ છે તે જોઇને તેને ઘણું આશ્ચર્ય લાગતું.

લગ્ન તો પૂરાં થયાં. બંને દંપતી આ પ્રસંગના અને ભાવિ જીવનના વિચાર કરતાં પોતાને સ્થાને આવ્યાં. ત્યાં રવીન્દ્રની માતા લક્ષ્મીદેવીએ તેમને વધાવી લીધાં અને સોહીણીને નીરખી ગાંડાં ઘેલાં બની ગયાં. એક બીજા પ્રત્યે સાધારણ સ્નેહભાવથી વાતચીત કરી, બંને જણના મનમાં અનેક પ્રકારના વિચારો આવવા લાગ્યા અને તેમને મન આનંદ પણ થયો.

ઉષા ઉન્મત્ત બની નૃત્ય કરતી પોતાની સોનેરી કિનાર વાળી ગુલાબી સાડી ફેલાવે છે, ત્યારે એ દંપતી નિદ્રાદેવીનો ત્યાગ કરી ઘરનાં મનુષ્યો સાથે ભળે છે. સવારનો કાર્યક્રમ પૂરો કરી સોહિણી પોતાનો પોશાક બદલી ઘરકાર્યમાં મદદરૂપ બનવા તત્પર બની, પરંતુ લક્ષ્મીદેવીએ તેને કંઇ કરવાની રજા આપી નહિ અને પોતાની પાસે બેસાડી ઘણી વાતચીત કરી. ત્યાર બાદ તે પોતાના ખંડમાં ગઇ. ત્યાં રવીન્દ્ર પુસ્તકો સાથે રમત કરી રહ્યો હતો. તેની નજર સોહિણીની સુંદર ચાલ, શરીરના વણાટ અને હાથની નૃત્યજનક હીલચાલ ઉપર પડી અને તેનાં નયનો તે તરફ આકર્ષાયાં.

રવીન્દ્રથી મૌન જાળવી રખાયું નહિ, આથી તેણે શાન્તિનો ત્યાગ કર્યો: "સોહિણી, તું ઊઠી ત્યારની શું કરે છે? જરા અહીં આવીને તો બેસ."

સોહિણીએ ઉત્તર આપ્યો: "હજું હું મારૂં પોતાનું કામ કરૂં છું, પણ આપની ઇચ્છાને અનુકૂળ હું આપની સમક્ષ બેસું છું."

આવી રીતે આનંદ અનુભવતાં રવીન્દ્રે તેની સાથે સાંજના ફરવા જવાની ઇચ્છા દર્શાવી. સોહિણીએ હર્ષથી તે માગણીનો સ્વીકાર કર્યો. તે પહેલેથી રવીન્દ્રને રાજી રાખવામાં સુખ માનતી હતી, આથી દરેક આજ્ઞાનું પાલન કરવામાં

તે આનંદ માનતી. પાંચ વાગ્યે બંને ફરવા જવા તૈયાર થયાં. આવી રીતે ફરવા જવાની તૈયારીઓ થઇ રહી. લક્ષ્મીદેવી આ દશ્ય જોઇ હરખાવા લાગ્યાં અને બંનેની મશ્કરી કરવા લાગ્યાં.

બંને પ્રેમી પંખીડાં ખુલ્લી હવા લેવા તેમજ આનંદ કરવા નીકળી પડયાં. દરિયાકિનારે પવનની મંદ મંદ લહેરો વાતી હતી. સમુદ્રનાં મોજાં આથમતા સૂર્યનાં કિરણથી અનુપમ શોભા ધારણ કરવા લાગ્યાં. ધીમે ધીમે આકાશમાંનો તેમજ પૃથ્વી ઉપરનો રંગ ખીલવા લાગ્યો. સર્વત્ર સોનેરી અને ગુલાબી રંગ ફેલાઇ ગયો. તેવીજ રીતે પાણીનો પ્રકાશ પણ જણાયો. ઝાડ ઉપર પંખીઓ પોતાની મીઠી ભાષામાં આનંદ કરી રહ્યાં હતા. આવે આકર્ષક સમયે બંને પ્રેમી પંખીડાં ધામના મેદાનમાં બેસી ભવિષ્યની કલ્પનાઓ કરવા લાગ્યાં, મનની ભાવનાઓ એકબીજાને પ્રદર્શિત કરવા લાગ્યાં. કોકિલા સમાન કંઠે સોહિણી પોતાના સ્વામીનું હૃદય હરતી હતી

અશ્વિનીકુમાર પણ ફરતો ફરતો ત્યાં આવ્યો. આ પંખીડાને દેખી તેને દૂર જવાની ઇચ્છા ન થઇ. આથી તે સ્થળે આવી તે બંનેને તેમના આનંદમાં સાથ આપવા લાગ્યો. તેઓ કેટલો બધો આનંદ માણી રહ્યા હતા! અશ્વિન પણ હર્ષમાં આવી જઇ બંનેને પોતાના સુંદર શબ્દો વડે આનંદ આપવા લાગ્યો. હા! રવીન્દ્રના માથામાં અકસ્માત્ કંઇક દર્દ થઇ આવ્યું. સોહિણીને એકદમ ચિંતા થવા લાગી. તે ગાડી કરી રવીન્દ્રને લેઇ ઘેર ગઇ. અશ્વિનીકુમાર ડૉક્ટરને તેડવા ગયો.

રમણભાઇના ઘરમાં ઘેરી છાયા પથરાતી હોય તેમ લાગતું હતું. ઘરમાં પગ મૂક્યો કે થોડા વખતમાં રવીન્દ્રે સર્વનો ત્યાગ કરી સ્વર્ગનો માર્ગ સ્વીકાર્યો. અશ્વિનીકુમાર ડૉક્ટરને બોલાવી રવીન્દ્ર પાસે આવ્યો. પણ હા! તેનું શરીર એકદમ ઠંડું પડી ગયું હતું અને હૃદય બંધ પડી ગયું હતું. ડૉક્ટરે તપાસ કરી જણાવ્યું કે રવીન્દ્ર તો આ જગતમાંથી ખલાસ થઇ ગયો છે.

સર્વત્ર રડારોળ થઇ રહી. બિચારી સોહિણી! તેની આશા તો ધૂળમાં મળી ગઇ કે હવામાં ઊડી ગઇ! તેના હૃદયને કેવો ભયાનક આઘાત! હવે તેની શી દશા થશે? તેને સુખ પણ ક્યાંથી મળશે? શું સમાજ પણ ક્રૂર બનશે?

સમાજે પોતાના રિવાજ મુજબ બિચારી સોહિણીને આટલી નાની ઉંમરમાં શોકજનક વસ્ત્રો ધારણ કરવાની ફરજ પાડી. તેના દરેક પ્રકારના વિલાસનો ત્યાગ કરાવ્યો. તેનો સુંદર શણગાર પણ પેટીમાં પુરાયો. આ સ્થિતિમાંથી મુક્ત કરવા તેને કોઇએ સહાયતા આપી નહિ. તેની ઇચ્છા આવાં ધતિંગ

કરવાની ન હતી, પણ સમાજની બળજબરીને લીધે સૌ કરવું પડ્યું. રવીન્દ્ર જેવો કોઇ બીજો માથી તેને ગળે તો તેનો ઘા રૂઝાવી શકે, પરંતુ સમાજની ક્રૂરતા એ આપી શકે એમ નહોતી. અશ્વિનીકુમાર એકાદ વર્ષ વિત્યા બાદ તેનો સ્વીકાર કરવા ખુશી હતો, પણ દરેક જણ તેની વિરુદ્ધ જતું હતું. આથી તે કંઇ કાર્ય સિદ્ધ કરી શક્યો નહિ તેમજ સોહિણીને સમાજની ક્રૂરતામાંથી છોડાવી શક્યો નહિ.

શહેરનાં કેટલાંક કુટુંબો બાદ કરીએ તો ત્યાં અને ગામડામાં વિધવાને કલંકરૂપજ માનવામાં આવે છે. ઘરમાં તેની કિંમત કોડીની પણ નથી. દરેક માણસ તેને મેણાંટૂણાં મારે, ગમે તેવી રીતે અપમાન કરે અને તેને અપશુકનિયાળ ગણે. 'તારાં પગલાં થવાથીજ તારો ભાયડો મર્યો,' એવાં અસહ્ય વચનો બોલતાં પણ સગાં અચકાતાં નથી. વિધવાએ કપડાંદાગીના પહેરવાં, હસી રમીને બોલવું, સારાં ખાનપાન ખાવાં, એ તો હોયજ શાનું? પણ તેને જે દુઃખ છે તેમાંયે તેને શાન્તિથી કોણ રહેવા દે છે? ઘણી વાર વિધવા તદ્દન નિર્દોષ હોવા છતાં કુટુંબનાં તેમજ સમાજનાં માણસો તેના તરફ શંકાની દૃષ્ટિએ જુએ છે. પણ ગાંધીજીની જેમ હું પણ "વૈધવ્યને હિંદુ ધર્મનું ભૂષણ માનું છું. વિધવા બેનને જોઉં છું ત્યારે મારૂં માથું અનાયાસે નમે છે. વિધવાનું દર્શન મારે સારૂ અપશુકનની નિશાની નથી.... તેનો આશીર્વાદ મને મોટી બક્ષિસ માનું છું" ('ત્યાગમૂર્તિ અને બીજા લેખો,' પૃષ્ઠ ૨).

નિર્દોષ સોહિણીની દયા કોઇને કેમ આવી નહિ? આટલી નાની ઉમરે તેને ખૂણે બેસાડી. ખરેખર! આ તે જીવન છે? જો તેને ફરી લગ્ન કરવામાં સહાયતા મળી હોત તો તે જરૂર તેમ કરી આનંદ મેળવી શકત. આટલું ઘાતકીપણું આપણો સમાજ દર્શાવે, તેથી તે ભાગ્યે સુખી બની શકે. કોઇ યુવતી પરણે અને તરત વિધવા થાય અને તેની ઇચ્છા હોય તો તેના જીવનને ફરીથી રસમય કરવા તેને સમાજે હિંમત આપવી જોઇએ, તેને બદલે તે તેને ઊંડા કૂવામાં ઊતારે છે. આવું જીવન ગુજારવું ઘણું કઠણ અને મુશ્કેલ છે, પરંતુ પાટીદાર સમાજની બેડીમાં બંધાઇ ઘણી યુવતીઓ દુઃખથી ટળવળે છે. સાસુસસરાનો વિધવા પ્રત્યેનો પ્રેમ ઓછો થાય છે અને માતાપિતાના ઘરમાં પણ તે હેરાન થાય છે. એટલે તેને કૂતરાની માફક જીવન વિતાવવું પડે છે. ક્યારે સમાજ સુધરશે અને દયાળુ બની વિધવાઓને સહાયતા આપશે?

ધામણા, હાલ વડોદરા કમુ પટેલ

---*---

# પિંડનો દેનાર

[સ્વતંત્ર છતાં ગયા અંકના 'ગામનું કામ'ના અનુસંધાન તરીકે—લેખક]

રેવા વાત કરવાનો બહુ લાગ શોધતી, પણ હીરા એની સાથે પડછાયાની માફક હોય એટલે એનો ગજ વાગતો નહિ. પણ પેલી નફરબંદી જોજણે હીરાનો ઘડો પાણીમાં ડૂબે તે પહેલાં હેલારો મારી પોતાનો ઘડો પાણીમાંથી બહાર ખેંચ્યો અને એના છાંટા હીરાના ઘડાને ઊડયા. ઘડો સોળવાયો, એટલે એના ગુના માટે હીરાએ થોડાં બોધવચનો(!) સંભળાવ્યાં ત્યાં સુધી તો દરેક સ્ત્રી ઊભી રહી હતી. પણ બદલે બીજો ઘડો આપવાના નિકાલ પછી સૌ ચાલવા લાગ્યાં, સાથે રેવા અને હીરા ચાલ્યા પણ હજુ બાકી હોય તેમ હીરા ઊભી રહી, મોં ફેરવી જોજણને બાકી રહ્યું હોય તેમ એકાદ વાકય વધુ કહેવા ગઈ ત્યાં સુધીમાં બહુ દિવસથી શોધતી હતી એ ક્ષણિક લાગ રેવાને મળી ગયો.

રેવાએ ધીમેથી બીતી હોય તેમ કહ્યું: "વીણાબેન! જરા નરેન્દ્રભાઈને કહેજો કે એમને બે વાનાં કહે. બે આંખે......" અને હીરાએ પગ ઉપાડયો એટલે ચાંપ દાબતાં વીજળીનો દીવો આપોઆપ બંધ થઈ જાય તેમ એની જીભ બંધ થઈ ગઈ.

એ વખતે હીરા હતી એટલે કોઈ કંઈ બોલ્યું નહિ. પણ ઘેરથી આવતી વખતે ચંપાએ પૂછ્યું: "વીણા! અહીં એ શું કહેતી હતી?"

સૂરજ વચ્ચે બોલી: "શું કહેવાનું છે એ બિચારીને! એનું દુઃખ રતો."

ચંચળ: "ઓછી ધાક છે એની? ચુડેલ વળગી હોય તેમ પાછળ પડી છે."

ચંપા: "એણે કહ્યું ત્યારે તો એને આણી; અને હવે એ શું કામ આમ કરતી હશે?"

વીણા: "જોગીદાસે તો સમજવું જોઇએ ને?"

ચંચળ: "પણ એનું એ વાંઝિયા પાડા આગળ ચાલે ત્યારે ને?"

મીઠી: "પણ છેક આવું?"

ચંચળ સ્ત્રીસમાજમાં જાહેરખબરની ગરજ સારે તેવી હતી. એ ગામની નવાજૂની જાણતી, એટલું જ નહિ પણ ખરાખોટાની ખાત્રી કરવાની દરકાર કર્યા વગર રસ લાવવા થોડું મીઠુંમરચું છાંટી એનો રસ બીજાને પણ ચખાડતી. બદનક્ષીના ગુનાનો આરોપ મૂકી કોઈ એને ઝગડાની કોર્ટમાં ખેંચે તો ગાળાગાળીના કાયદા કાનુનથી સામાને હરાવે નહિ તોય હાર તો કબૂલ

ન જ કરે. એટલે બીજાં સારાસારનો વિચાર કરવા જતાં કે તકરારના ભયથી જે ન કહી શકતાં, તે ચંચળ કહેતી.

એટલે એણે આ બાબતમાં મળેલી વિશ્વાસપાત્ર હકીકત રજૂ કરી: "બીજું બધું દુઃખ તો જાણે વેઠાય, કામ કરાવે તો જાણે એમ સમજીએ કે ઘરમાં બીજું કોઇ કરનાર નથી. ખોટાં ખોટાં ખૂધરાં કાઢી ટકટકારો કરે તો જાણે ઘરમાં એક ગાંડું છે એમ મનાય. પણ આજ નહિ નહિ તોય છ આઠ મહિના થયા રેવાને આણ્યાં, છતાં એ પાડો એમને ભેગાં થવા દેતો નથી."

"શરૂ શરૂમાં તો રેવા અકળાતી ત્યારે કહેતી: 'આમ કરવું હતું તો મને આણી શું કરવા?'"

"પણ એ રાંડ શું કહેતી એ જાણો છો? 'તને કંઇ અંહી' ભોગ ભોગવવા નથી આણી.'"

"મારા જેવી હોય તો એને ખબર પાડે, પણ એ બિચારી ભૂખની મારી કાઠિયાવાડમાથી અહીં આવી ત્યાં એનું શું ચાલે?" અને એને એકાએક કંઇ યાદ આવ્યું હોય તેમ વાત કરતી અટકી ગઇ. પછી બોલી: "હુંય રાંડ ભૂલકણી છું ને? ચૂલે શાંક મૂક્યું છે તે તો ભૂલી જ ગઇ." અને શાક બળ્યું છે કે નહિં તેની ખાત્રી કરતી હોય તેમ નાક ફૂલાવતી, ઉતાવળી, વાત પડતી મૂકી, એ ચાલતી થઇ.

હીરાનું મૂળ સાસરું તો કાઠિયાવાડમાં ભીમપરા. પણ ત્યાં એ ત્રણ વર્ષ રહી એટલામાં તો એ જીવન પૂરું થયું. રેલમાં ગામ ડૂબાડૂબ થતું હતું ત્યારે એનો ધણી સડકનું નાળું તોડવા ગયો. નાળું તો તૂટ્યું, પણ સાથે સાથે એના જીવનનેય તોડતું ગયું. એ તણાઇ ગયો, તેનો પત્તો જ ખાધો નહિ. તે વખતે હીરા અઢારેક વર્ષની હતી.

જોગીદાસેય આ જ વર્ષે રંડાયો હતો. ઘરમાં કોઇ નાનું મોટું નહિ, એટલે એને વહેલામાં વહેલી તકે રાંધનારી લાવ્યા વગર છૂટકો ન હતો. પરણવું હોય તો એને કન્યા મળે નહિ, એમ તો નહોતું, પણ એની પાસે જે પાંચદશ વીઘાં જમીન હતી, એ તો છેવટ છોડવી પડે. અને પરણવાનો મોહ જતો કરી એના જેવી કોઇ ઘરભંગ શોધી કાઢે તો મિલકતેય રહે ને રોટલાનું દુઃખેય ટળે. અને એને કયાં કુંવારે નાતરું કરવું હતું એટલે ખોડ આવવાની હતી? નાતમા બેત્રણ ભત્યું રિવાજ હતો. અને એથી એ મૂળ નાતના એટલા વર્ગ પડી ગયા હતા. મૂળે તો બધા નાતરાં કરવામાં બાધ નહોતા માનતા, પણ ધીરે ધીરે પ્રગતિ થતાં થતાં અત્યારની ઉન્નતિ થઇ હતી.

જેમને કન્યા મળવાની સગવડ હતી, તેઓએ પુનર્લગ્ન છોડયું હતું અને જૂના રિવાજને વળગી રહેનારને એ પોતાનાથી નીચા માનતા. એથી ઊતરતો જથો, જેને એકાદ વખત પરાણે પરણવાનું મળતું, પણ બીજી વખતની તો આશાજ ન હતી ને કૂંવારે નાતરું કરવું એ નીચ વર્ગનું કામ માનતા, પણ બીજી વખતે કરે તો ખોટું ગાનતા નહિ; પણ એમની બેનદીકરીઓને તો પુનર્લગ્નનો રસ્તો બંધ હતો. એમની દૃષ્ટિથીય નીચો વર્ગ હજુ એક હતો, જે કૂંવારે નાતરું કરે એટલુંજ નહિ પણ બેનદીકરીઓનેય વળાવે

જોગીદાસ વચલા વર્ગનો હતો. એને બીજી વખત નાતરું કર્યામાં વાંધો ન હતો. છતાં એની બેપાંચ પેઢીમાં એ પ્રસંગ બન્યો ન હોવાથી એ ઉંચો ગણાતો. ઘરનું કોઇ સલાહકાર ન હોવાથી એણે કુટુંબીઓની સલાહ માગી.

શી સલાહ આપવી તેનો વિચાર એની ગેરહાજરીમાં કુટુંબીજનો કરવા લાગ્યા.

મૂળજીભાઇ: "કરવા દો ને લગન! છો ને પાંચદશ વીઘાં જમીન છે તે સાફ થઇ જતી."

શંભુભાઇ: "આપણા કરતાં બે કસુંકા વધારે હતા એમાં તો એનો બાપ ભાઇએ ભાઇમાં કેટલો મોટો થઇ બેસતો! માટે એ તો એમ જ."

ભઇજી: "એને આજે પૈસાનુંજ માન મળે છે ને? આપણા ભાગમાં આપણે બધા એના કરતાં મોટા નથી? એ તો આજકાલનો, છતા ગામના કામમાં સૌ એને પૂછે છે. પણ એણે કોઇ દિવસ એમ કહ્યું છે કે ભાગમાં મોટા તો ભઇજીકાકા છે માટે એમને બોલાવો? માટે હું તો કહું છું એનેય ખબર પડવા દો ને કે પૈસા તો આજ છે ને કાલે નથી."

અત્યાર સુધી પોતાના મગજમાં બરાબર ઘાટ ગોઠવતા વેણીભાઇ બોલ્યા: "તમે કહો છો એ બધું એક બાજુનું છે. નાતમાં એનો બાપ કેમ છાતી કાઢી બેસતો, એ ખબર છે? એ કહેતો: 'મારી પાચ પેઢીમાં નાતરું થયું નથી.' એ તો કોઇની સ્થિતિ નરમ હોય એટલે નાતરું કરવુંય પડે. પણ એથી કંઇ ઓછો એ ભાઇ મટી જાય છે? માટે હું તો કહું છું, છો ને નાતરું કરતો. પૈસા હશે તો કોઇ દહાડો આપણુંનેય ખપ લાગશે."

છેવટ બધા હિતેચ્છુ કુટુંબીજનોએ એક થઇ સલાહ આપી: "જો જોગીદાસ, તારે કંઇ કૂંવારે નાતરું કરવાનું નથી કે ખોડ આવે. અત્યારે કન્યાવાળો નહિ નહિ તોય હજાર પંદરસો વગર હા નહિ પાડે. બીજું ખર્ચ થાય તે જુદું! એટલે આંકડો બે અઢી સુધી જાય. ત્યારે અમારું કહ્યું માનીને એ બધું જવા દે. કોઇ તારા જેવી નાની ઉમરની મળે તો ખોળી કાઢ. પછી તો ભાઇ, તારી મરજી!"

જોગીદાસે હીરા સાથે પુનર્લગ્ન કર્યું, તેમાં તો એને બેવડો લાભ થયો. ખર્ચ ખર્ચ્યું તો ખર્ચ્યું અને વળી હીરાના બાપને પાછળ પ્રજા ન હોવાથી બેત્રણ હજારની મિલકત મળવાની હતી.

હીરાને બાવીસ વર્ષ થયાં ત્યાં સુધી તો કોઇને શંકા પણ ન આવી કે એને પ્રજા નહિ થાય. પણ તેવીસ, ચોવીસ ને પચીસમું બેઠું ત્યાં તો દરેક સ્ત્રી એક જ ભવિષ્ય ભાખતી: "થઇ રહ્યું હવે. છસાત વર્ષ તો અહીં આવ્યાં, થઇ ગયાં, એ તે કંઇ ઢાંક્યું રહેતું હશે?"

હીરાય કંઇ આટલા વખત સુધી હાથ ઝાલીને બેસી નહોતી રહી. જે આવે તે મહારાજને એ હાથ બતાવવાનું ચૂકી નહોતી. વળી આજના મહારાજ કરતાં ગરોડા મોટાં શાસ્ત્ર ભણેલા હોય છે, એમ એ જાણતી હતી. એટલે એમને અડાય તો નહિ, પણ પાસે બેસી હાથ બતાવ્યાનું બાકી રાખ્યું નહોતું. નવાઇની વાત તો એ હતી કે કોઇએ હજુ એને એમ નહોતું કહ્યું કે પ્રજા નહિ થાય. પણ ઊલટું જે હોય તે હસીને લગભગ આવો જ જવાબ આપતા: "બા! મોટાં નશીબદાર છો! વિસ્તાર તો છે, પણ મોટી ઉમરે દેખાય છે. તમારી કૂખે રતન જેવો દીકરો પાકશે. પણ•••તમને રાહુની દશા નડે છે. મોટી વાત તો નથી કહેતો, પણ કોઇ બ્રાહ્મણ પાસે પચીસ હજાર જપ કરાવો. પછી જો બહેરા જોષીને ન સંભારો તો જોષ જોવા મૂકી દેઉં! ને તમારી મરજી હશે તો હું જ જપ કરી આપીશ."

એક બે વખત તો મહારાજ સારું ખાટી ગએલાં. પણ પછી તો પાકા સીધાથી વધારે ન મળતું.

રોગ ન મટે તો કોઇ એક ને એક દાક્તરની દવા ઓછું કર્યા કરે છે? એમ હીરા નર્યા જોષ ઉપર આધાર ન રાખતાં ભૂવાઓ પાસેય પહોંચી ગઇ હતી. એને ત્યાં વસરામ ભૂવે આવી દાણા નાખ્યા. ગણત્રી કરી અને ભૂલ આવતી હોય તેમ બે ત્રણ વખત ત્રણ ત્રણ ભેગા કરી ગણી જોયા ને છેવટ ડોકું ધૂણાવી એ બોલ્યો: "એમ એ ગમે તેમ છટકે, પણ હું શાનો છટકવા દેઉં? ગમે તેવું ઝોડ ઝપટ તો શું પણ મોટા ઝંદ હોય તોય પકડી પાડું!"

ભાવિક ભક્તની શ્રદ્ધાએ હીરાએ પૂછ્યું: "કેમ કંઇ આવ્યું?"

"ન આવે તો જાય કયાં?"

"શું!"

"હું કહીશ તોય તમે નહિ માનો."

હીરા ઢીલી થઇ બોલી: "મને તમારામાં પૂરેપૂરી આસ્થા છે. તમારું કહ્યું નહિ માનું તો કોનું માનીશ?"

વિશ્રામ: "તમારા પહેલા ધરવાળો અવગતિયો થયો છે."

"હેં!" જાણે વીજળી પડી હોય તેમ હીરા ચમકી.

વિશ્રામ વધુ ચમકાવતો હોય તેમ બોલ્યો: "મેં એને બહુ સમજાવ્યો, પણ એ કહે છે, કે મારો વેલો કપાઇ ગયો ને એનો વેલો ચાલવા દેઉં?"

હીરાએ શંકા બતાવી: "પણ મને એ કોઇ દહાડો સ્વપ્નામાંય નથી આવ્યા."

વિશ્રામ: "એ જ ખૂબી છે ને! એમ દેખા દે તો તમે કાઢ્યા વગર રહો? ને હું ન હોઉં તો મગ્ગે બીજા દશ ભૂવા આવે—જો શોધી કાઢે તો!"

હીરા: "પણ હવે તેનો કંઇ ઉપાય?"

"વિશ્રામ ભૂવો હોય ત્યાં ઉપાયના તોટા શા? મારો વિચાર તો એને શીશામાં ઉતારવાનો હતો, પણ એ બહુ કરગર્યો. મને કહે: 'હવે હું આડે નહિ આવું. પણ મરતી વખતે મારો જીવ એનામાં રહી ગયો છે, એટલે હવે કયાં જાઉં? મને ગોખલામાં બેસાડી વરસમાં એક વખત ખાવા આપશે તોય બસ.' ગમે તેવો તોય એ તમારા ધરવાળો છે, એટલે એને ગોખલામાં બેસાડો. માતાનો રથ કાઢી,' હવન કરાવો. પચીસ ત્રીસથી વધારે ખર્ચ નથી. પછી ખુશીની ચોરાસી જમાડો તોય નશીબદાર છો!"

આ ઉપાય પણ નિષ્ફળ ગયો ત્યારે એનું હૃદય બહુ અધીરૂં થઇ ગયું. ડૂબતો માણસ જેમ તણખલું પકડી બચવાનો વ્યર્થ પ્રયત્ન કરે તેમ એ જે કોઇ વાત કરે, તે અજમાવી જોતી.

જમાલ પીંજારાની વહુએ નુરીએ એને કહ્યું: "હીરાબા, મારી ભોજાઇને પણ તમારી પેઠે પચીસ વરસ થયાં ત્યાં સુધી સારો દહાડો ન આવ્યો. પછી મારા ભાઇએ કમાલશા પીરની બાધા રાખી. વાંઝિયાંને છોકરાંવાળાં કરનાર એ પીર કહેવાય છે. નર્યા મુસલમાન જ નહિ, પણ તમારા લોક પણ બાધા લેવા આવે છે. મારી ભોજાઇને બીજે જ મહિને સારો દહાડો દેખાયો. આજ તો છોકરો બે વરસનો છે."

કૃષ્ણભક્તિના બહાના નીચે ચાલતી રાસલીલામાં ભાગ લેઇ આવેલી એકાદ બાઇ કહેતી: "જન્માષ્ટમી ઉપર પરસોતમ ભગવાન રાસલીલા કરશે. એ વખતે જો એમની નજર પડે તો સારો દહાડો જરૂર આવ્યા વગર ન રહે."

ત્યારે કોઇ વળી નવી જ વાત કરતું: "હિમાલયના એક મહાત્માએ અદ્‌ભુત જાતની સોપારી, કહે છે કે, લાલ કફનીવાળા બાવાને આપી છે. જેને જે જે મનકામના હોય તે એ ખાવાથી પૂરી થાય. સોપારી તો એક જ છે, પણ કાતરી કાતરી દરેકને આપે છે તોય ખૂટતી જ નથી. મારૂં કહ્યું માનીને એ

કરી જુઓ. આપણી નજીક બે ગાઉ દૂર અદેસરમાંજ મહારાજનો મુકામ છે."

સ્વાર્થી મનુષ્ય શું નથી કરતો? હીરા લગભગ એકેય સૂચનાનો અમલ કર્યા વગર નહિ રહી હોય. પણ એમ કરતાં હીરાને ત્રીસ વર્ષ પૂરાં થયાં. હવે જોગીદાસનું મન ઢચુંપચું થતું હતું.

સરખે સરખા સલાહ આપતા: "ભગવાનના પુણ્યપ્રતાપે બે ટકા છે ત્યારે કંઇ બારણું બંધ થઇ જવા દેવાય?"

જોગીદાસનેય જોકે ભાવ તો હતો, પણ એને ખબર હતી કે હીરા એ વાત જાણે તો શું ને શું કરી નાખે. એટલે એ મનનો ભાવ જણાવતો નહિ. પણ ચેચેપેંચે એ વાત હીરા સુધી પહોંચી ત્યારે ભડકો થયો.

"લાવે તો ખરા. મારા ઘરમાં આવનારી કઇ છે? આ બધું મારે પ્રતાપે. મારા બાપનું ન આવ્યું હોત તો એમના ઘરમાં શું હતું? ને મારે પૈસે મારી ઉપર શોક લાવે તેવા ના જોયા હોય તો એ! આ કાલે ભોગીભાઇ ફળિયામાં વાત કરતા હતા કે કોલાપુરના રાજા મરી ગયા તેની પાછળ કુંવર નથી એટલે દત્તક લેવાનો છે. એના કરતાં આપણે કંઇ મોટાં લખેશરી તો નથી? ને છોકરાં કરમમાં નહિ હોય તો બીજી આત્રીને શું કરવાની હતી? વાલિયાને ત્રણ છોકરા છે, પણ એકેય સંઘરતો નથી તે એ ઓશિયાળો થઇ છોડીને ઘેર જઇ પડ્યો. એના કરતાં છોકરા ન હોય તેય શું ખોટું? સો વાતની એક વાત—મારા ઘરમાં હું કોઇને પેસવા દેવાની નથી. નહિ તો મારા જેવી કોઇ ભૂંડી નથી."

આમ બીજાં ત્રણ વરસ નીકળી ગયાં.

એક વાર ડાહી ગાંયજણ દિવાસાનું જમણ લેવા આવી હતી. ચૂલે લોટ ચઢતો હતો એટલે એ બેઠી. એણે વાત કાઢી: "હીરાબા, હું તો કંઇ તમારા ભૂંડામાં-ઓછીજ રાજી છું? તમારો વિચાર હું સમજું છું. પણ સાત કરો તોય પારકું એ પારકું. મોહન મતાદારે ભત્રિજો દત્તક લીધો હતો, તોય આખરવેળા એનો ન થયો. એમ પારકાં છોકરાં સ્વર્ગે પહોંચાડતાં હોય તો જોઇએ છે શું? ને શાસ્ત્રમાં કહ્યું છે એય કંઇ ખોટું છે? જીવરામ ગોર પાછળ પંડ દેનાર કોઇ નહોતું તે અવગતિયો થઇ જો હોય એને વળગે છે. છોકરો હોત તો આ દશા આવત? માટે હું તો કહું છું કે એ બીજું બૈરું કરે એજ સારૂં છે. શોકનો તો શોકનો, પણ એનો દીધેલો પંડ પહોંચશે.'

હર વખત શોકની વાત સાંભળી સળગી ઊઠતી હીરા આ પહેલીજ વાર સાંભળી રહી. અને ત્યાર પછી એકાદ વરસ વીત્યા બાદ એને પાંત્રીસમું વરસ બેસવાને ચાર માસ બાકી હતા, ત્યારે એના મોંમાંથી શરતી મંજુરી મળી:

"બીજું બૈરૂં કરે તો હું ક્યાં ના કહું છું? પણ કહેશે કહ્યું નહોતું—એ ઘરની ગાનીતી થઇ બેસે, એ નહિ બને."

એ અરસામાં કાઠિયાવાડથી કન્યા—બૈરાં લાવી અહીંની આયાત પ્રમાણે વેપાર કરતા અદેસરના ગેવરજીએ રેવા સાથે જોગીદાસનું ચોકઠું બેસાડ્યું.

પણ પછી તો બોલતાં શું બોલતાં હા પાડી હોય અને હવે પસ્તાતી હોય તેમ હીરા રેવાને દુઃખ દેવાનું બાકી રાખતી નહિ. ઘર છોડી બેસવા જવાય નહિ, કૂવે તળાવ સાથેજ જાય, એના દરેક કામમાં ખૂધરાં કાઢે. એનાં માબાપને તો કોણ જાણે દહાડામાં કેટલી વાર એ સંભારી આપતી હશે. ટૂંકમાં એણે જોગીદાસ અને રેવાને મળવાનું—બોલવાનુંય મુશ્કેલ કરી નાખ્યું હતું.

લોકો આખી વાતની ચર્ચા પછી એકજ ચુકાદો આપતાઃ "આમ તો કદી જોગીદાસની આશા સફળ થવાની નથી."

રેવાએ આમ ૭ આઠ મહિના કાઢ્યા. એટલામાં ગામમાં બે બનાવોની મોટી ચર્ચા જાગી હતી. એક તો નરેન્દ્રે ભાભીનું પુનર્લગ્ન કરાવ્યું તે અને બીજી ગંગાગોરાણીને આશ્રમમાં મૂકી આવ્યો તે. નરેન્દ્ર જોગીદાસને ઘેર પણ બે ત્રણ વખત આવ્યો હતો. જોગીદાસેય એને ત્યાં અવારનવાર જતા, એટલે રેવાએ પોતાની ફરિયાદ નરેન્દ્ર પાસે પહોંચાડવાનો વિચાર કર્યો. કૂવે તળાવ ભેગી થતી નરેન્દ્રની પત્ની વીણાને એ વાત કરવા લાગ શોધતી હતી. અને એ ક્ષણિક લાગ પેલી જોજણે હીરાનો ઘડો સોળવ્યો ત્યારે મળી ગયો.

"તમે નહિ માનો," નરેન્દ્રે એ વાત કહેતા પહેલાં કહ્યુંઃ "પણ જુઓ જોગીકાકા, હું તમારા કરતાં ક્યાંય નાનો છું એટલે કહેવા લાયક તો ન કહેવાઉં છતાં કહું છું." ત્યારે સાંભળતાંજ જોગીદાસ ખરેખર રડી પડ્યા.

ભીની આંખને લૂંછતાં એમણે કહ્યુંઃ "નરેન્દ્ર! હું બધુંય સમજું છું. એણે મને એક પાપનો કરી નાખ્યો છે. એને કંકાસે તો, કોઈ આવ્યું ગયું હોય તેને મન હોય છતાં ના છૂટકેજ, હું એને આ પાવા લેઇ જઉં છું. બીજું શું પણ પેલા જન્મનાં પાપ હશે, તે એની જોડે પાનાં પડ્યાં."

નરેન્દ્રે રસ્તો બતાવ્યોઃ "તમે જુદા રહો ને, એટલે એ પત્યું!"

જોગીદાસે મનનો વિચાર કહ્યોઃ "ક્યારનોય જુદો રહ્યો હોત, પણ એમાં એક દુઃખ છે. એની પાસે નહિ તોય પાંત્રીસચાળીસ તોલા સોનું છે. એ ગાંડનું ઠેકાણું નહિ અને જુદો રહું તો કોઇને પધરાવી દે તોય શી ખબર પડે!"

નરેન્દ્રઃ "એ સોનું છે તોય શા-કામમાં આવ્યું? રોજ ઊઠીને લોહી

બાળવું એના કરતાં બળ્યું એ સોનું જવાનું હોય તો જાય, પણ સુખ તો થાય."

જોગીદાસ: "જુદા રહું તોય ઘર જોડે ને જોડે, એટલે એની જીભ ક્યાં જંપે એવી છે?"

નરેન્દ્ર: "કહી દેવાનું એમને કે એ ગમે તેટલું બોલે, પણ જવાબજ ન આપવો, એટલે એની મેળે થાકશે."

છેવટ રેવાનું ધાર્યું થયું. ઘરમાંથી એક પણ વસ્તુ લીધા વગર જોગીદાસ પ્રથગ જુદા રહ્યા. રેવાય ખરી કે એણે હીરા ગમે તેટલું બોલી હશે, પણ સામો જવાબ આપ્યોજ નથી.

આજે રેવાના છ મહિનાના પુત્રને હાથમાં ને હાથમાં લેઈને ફરતી હીરાને લોકો જોઈજ રહે છે!

નેદ્રા, તા. પાદરા ઈશ્વર પેટલીકર

—*—

## ઘેરાતાં વાદળ

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।

જેમ પ્રાણ અને પ્રકૃતિ સાથેજ જન્મે છે, તેમ માણસને સુખની અભિલાષા પણ સાથેજ જન્મે છે; એટલે મનુષ્યમાત્ર પોતાના સુખને માટે હમેશ પ્રયત્નશીલજ રહે છે. જો સુખની શોધ કરવાનું મનુષ્ય માટે બાકી રાખ્યું ન હોત તો સમાજ આટલો પ્રયત્નશીલ હોત કે કેમ એ એક શંકાનો પ્રશ્ન છે. આમ સમાજનો પ્રત્યેક માનવી સુખને માટે ફાંફાં મારે છે, પણ કોઈને સુખ શોધ્યુંય જડતું નથી, છતાં તેની શોધમાં ને શોધમાં આખી જિંદગી પૂરી થાય છે. ગરીબોની વાત જવા દેઈએ, તોપણ સુખ ભોગવવા જેટલી સાધનસંપન્ન સ્થિતિવાળા પણ હમેશાં પોતે દુ:ખી અને અસંતોષી હોવાનું દુ:ખ રડ્યા કરે છે તેનું કારણ શું?

હિન્દુસ્થાનમાં ગુજરાત અને તેમાંય વળી ચરોતર તો તેનો ફૂલબાગ મનાય છે. ખરેજ આ વસ્તુ સાચી છે એમ કોઈ પણ ચરોતરવાસી પોતાના આત્માને છેતરવાનો ઢોંગ કર્યા સિવાય કહી શકશે? 'સાપ ગયા ને લીસોટા રહ્યા' એ સૂત્ર પ્રમાણે આજે આ વસ્તુ માત્ર કાલ્પનિકજ નથી બની ગઈ? જરૂર એક વખત એવો હશે, જ્યારે ચરોતર એ ખરેજ ફૂલબાગ હશે. પણ તેનું અત્યારે શું? એમ તો એક વખત એવો પણ હતો, જ્યારે આખો હિન્દુસ્થાન દેશ કાચું સોનું મનાતો હતો, જે અત્યારે કથીર બની ગયો છે.

એટલે વર્ષો જૂની આ વાત છે, પણ આપણા આ ફૂલબાગને કોણે કરમાવી નાખ્યો તે આપણે જોવું તો રહ્યું જ ને? અને એમ અકાળે કરમાએલા આપણા એ બાગના આપણે માળી બની ખરે જ તેને ફરી ન ખીલવી શકીએ? કોઈ કહેશે, ના; કારણ કે આપણો ચરોતર એ ખેતીપ્રધાન પ્રદેશ છે અને મોટે ભાગે ચરોતરવાસીઓ ખેતી જ કરે છે, તેથી ખેતીની પ્રાપ્તિ ઉપર જ મોટા ભાગના લોકો પોતાની આજીવિકા ચલાવે છે. ખેતી માટે આપણી પાસે ઉત્તમ જમીન છે, છતાં આજે કુદરત રૂઠવાથી ખેતીના એટલે કે ખેડુતોની અવનતિ થઈ પડી છે. અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, હિમસંકટ, તીડ, કાતરા, વગેરે કુદરતી કોપોથી આજના ચરોતરની ખેતી નાશ પામી ગઈ છે ને પરિણામે આજનો ચરોતર ધૂળધાણી થવા બેઠો છે; અને એક વખત સમૃદ્ધ મનાતો ચરોતર પ્રદેશ આમ કંગાળ બની આજે દેશની ગરિબાઈમાં હાથ મિલાવી રહ્યો છે, એટલું જ નહિ પણ માણસ દીઠ દોઢ આનાની આવકવાળા દેશના આવકના આંકડા તેથી પણ વધુ નીચા લાવવામાં ચરોતર પોતાનો ફાળો આજે આપી રહ્યો છે.

આજે ચરોતરના પાટીદારો દેવાના ડુંગર નીચે ચગદાઈ ગયા છે, કેટલાની ય સ્થાવર મિલકતો ગીરવી મુકાઈ ચૂકી છે; કેટલાક તો સાવ પરવારી ચૂકયા છે. અને જે નહિ પરવારી ચૂકયા હોય તે હવે પરવારશે. આમ તમામ મિલકત એકહથ્થુ બનતાં ને બીનખેડૂત પાસે ખેતીની જમીન જતાં એક દિવસ એવો આવશે કે તે બીનખેડૂત પાસે પણ નહિ રહે. હું તો કહું છું કે જો બ્રિટનને માટે અમેરિકાનું બારૂં ખુલું ન હોત તો જેમ આ ચાલુ લડાઈનો કયારનો ય અંત આવી ગયો હોત, તેમ જો ચરોતરવાસીઓ માટે પરદેશનું ને તેમાં ય આફ્રિકાનું બારૂં ખુલું ન હોત તો ચરોતરનું રહ્યું સહ્યું ગૌરવ–આબાદી કયારનીયે નષ્ટ પામી હોત! ત્યારે આ બધું શાથી બને છે? સરકારની અને શાહુકારની ચૂસણનીતિ પણ ખેડૂતની આ અવદશા કરવામાં ઓછો ભાગ ભજવતી નથી.

પણ ખેડૂતોનો–પાટીદારોનો–પોતાનો પણ પોતાની અવનતિમાં ઓછો દોષ નથી. આજની આપણી ગૃહલક્ષ્મીઓની સ્થિતિનું બારિકાઈથી અવલોકન કરો. તેમને સુખ છે? શાન્તિ છે? સમાનતા છે? અરે, માણસ તરીકે પણ જીવવાનો તેમને આ સમાજમાં અધિકાર છે? પુરુષો જેવો જ તેમને પણ આત્મા છે એવું આપણે કદી સ્વીકાર્યું છે? તેમની અને આપણી વચ્ચે આપણે શું ભાણાભેદ નથી પાડયા? ઘઉં, ચોખા ને બાજરી ખાતા ચરોતરના પુરુષો, તમે તમારા ઘરની લક્ષ્મીને શું કોદરી ને બાવટો નથી ખવડાવતા! આમ પુરુષો ચોખા ખાય ને સ્ત્રીઓ શાથી નહિ? અને આ સ્થિતિમાં શાક તો

બિચારી દેખે જ ક્યાંથી? કહેવાતાં કુળવાન ઘરોમાં તો સ્ત્રીઓને સાંજે થાળી જ ધોવાની હોતી નથી. કોઇ પૂછશે, શાથી? કારણ કે તેમને સાંજે એકલો રોટલો જ ખાવાનો હોવાથી તે આડણી ઉપર મૂકીને ખાઇ લે છે. આ સ્થિતિમાં સમાજમાં ત્યારે વળી પત્થર મનાતી એકલી અટૂલી ગુલામડી જેવી બિચારી વિધવાની શી દશા હશે તે તો લખવા કરતાં કલ્પવું જ વધારે સારૂં છે.

હાં, પણ ચરોતરના પાટીદાર તો સાહસિક મનાતા આવ્યા છે, એટલે તે આમ કુદરતને સીધી રીતે ગાંઠે તેમ નથી. કુદરત અનાવૃષ્ટિ કે અતિવૃષ્ટિ કરે કે કાળ પાડે, તો આ ચરોતરના પાટીદાર પણ તેને માથે ચપટી ભભરાવે તેવા જ છે ને? તેમણે પોતાનાં ઉત્પન્નનાં સાધનો શોધી જ રાખ્યાં છે. તે વળી કયાં? તે (૧) વરવિક્રય ને (૨) કન્યાવિક્રય. કહેવાતા કુળવાનોએ વરવિક્રય કરી લક્ષ્મીની પ્રાપ્તિ કરવા માંડી, ત્યારે ગરીબોએ કન્યાવિક્રયથી પોતાના દુઃખનિવારણનો રસ્તો શોધ્યો. અને વચગાળાના લોકોએ બેમાંથી એકેય ન કરતાં પોતાની રહી સહી મિલકતો વેચવા માંડી. આમ તેમણે પોતાના ઉત્પન્નનાં સાધનો શોધ્યાં, પણ તેમ કરવાથી તો તેમની દશા ઊલટી ભૂંડી થઇ, કારણ કે આમ બજારના સોદાની માફક પોતાનાં બાળકો વેચાય એનું બીજું શું પરિણામ આવે? આ પ્રમાણેનાં લગ્નોમાં સાચી લગ્નભાવના હોતી જ નથી, પણ માત્ર બજારૂ સોદા જ થાય છે. અને તેથી યૌવનને ઉંબરે આવી ઊભેલી કુમારિકાના કોડ પહેલી જ તકે ભાગી પડે છે. પરિણામે તે હતાશ બને છે અને પોતાનું લગ્ન ગોઠવનાર ઉપર ફિટકાર ને શાપના વરસાદ વરસાવે છે.

ચાલુ વર્ષે જુલાઇની તારીખ બીજીથી આઠમી સુધીમાં અતિવરસાદથી જે હાહાકાર ને ખાનાખરાબ નુકસાન થયું તેની તો હદ જ નથી. રેલ્વે તથા પોષ્ટ વ્યવહાર સુદ્ધાંત અટકી પડ્યા, એથી બીજો કુદરતી કેર કયો હોઇ શકે? પણ ખરે! આ કુદરતી કેરથી ઊપજેલા નુકસાન પરત્વે આપણને જેટલી અરેરાટી છૂટે છે, તેથી પણ વધુ અરેરાટી તો, જ્યારે આપણા સમાજના સીતમથી કોઇ પીડિત ગૃહલક્ષ્મી કૂવે પડીને કે કેરોસીન છાંટીને ઊભી ને ઊભી સળગી જઇને પોતાના જીવનનો કરુણ અંત આણે ત્યારે ઊપજવી જોઇએ છે. તે દૃશ્ય નજરે નિહાળતાં અંતરના ઊંડાણમાંથી હત્યારા સમાજ પ્રત્યે જે ફિટકાર વરસે છે, તેના કરતાં તો ખરેખર આ કુદરતનો કેર ઓછા ફિટકારને પાત્ર છે.

માટે જો આમાંથી બચવું હોય તો ઓ કુળના હિમાયતીઓ, સંતાકુકડી ભરેલા તમારા માનસમાં વિશાળ સ્વાતંત્ર્યયુગની હવા આવવા દો. તો જ તમારી સમાજવ્યવસ્થા સજીવ રહી શકશે; છતાંય તમારી વૃદ્ધહઠનો અંત

નહિજ આવે તો સમજજો કે તમે જેને 'મારી' જ્ઞાતિ, પુત્રી, પુત્ર માનો છો, તે તમારૂં નથી જ રહેવાનું. બીજી તરફ તમારી સંસ્થાને નામે પિડાતી બાળાઓ, પિસાતી ગૃહિણીઓ, રિબાતી વિધવાઓ અને ત્યક્તાઓ પોતાના બળતા હૃદયની ચિનગારીઓ ચાંપતી રહી છે. ત્યારે સમાજનાં એવાં ક્રૂર બંધનોને અને જ્ઞાતિની યાતનાઓને કુદરત કયાં સુધી સાંખી શકશે?

આથી હું એમ કહેવા નથી માગતો કે જ્ઞાતિઓ નાશ પામે, પણ હું એ કહેવા આતુર છું કે વર્ષો પહેલાં બાંધેલી તમારી મર્યાદાઓને અને પાળોને થોડી થોડી નવા યુગ તરફ ધકેલી લાવો ને દરેકને તમારી મોકળાશનો લાભ આપો. બાકી તમારી જૂની પ્રણાલિકાથી તો આજે એક બાજુ સેંકડો યુવાનો અપરિણિત રહી જિંદગી પૂરી કરે છે; ત્યારે બીજી તરફ એક પુરુષ બે, ત્રણ કે ચાર સ્ત્રીઓ પરણે છે ને તેથી પરિણામે વિધવા, ત્યક્તા અને પતિતા બને છે. આના જવાબદાર તમે કે બીજું કોઇ! આજના વાડા, વર્તુળ, ગોળ ને પેટાગોળોના સડાઓએ એવાં અનિષ્ટો નિપજાવ્યાં છે કે પરિણામે આજે આર્યોની ઉચ્ચ ગણાતી લગ્નની આદર્શ ભાવના નાશ પામી છે અને લગ્નને નામે રિબાતી પ્રજા દુઃખ સહન કરી જીવન વ્યતીત કરી રહી છે, કારણ કે આપણા સમાજમાં સ્ત્રીઓને, દેવ કહેવડાવતા પોતાના પતિઓથી રક્ષણ નથી, અરે! એટલુંજ નહિ પણ પુત્રીને પિતાથી, વહુને સસરાથી, ને બેનને પોતાના સગા ભાઇથી પણ રક્ષણ નથી! જે સમાજમાં આમ સ્ત્રીઓના રક્ષકોજ તેમના ભક્ષકો બનતા હોય, તે સમાજ ઊંચી આંખે આઝાદીથી જીવવા કોઇ રીતે અધિકારી છે વારૂ?

અરે ગોઝારા સમાજ! તારે માથે ઊતરતી કારમી હાયથી બચવાની અને બીજાને બચાવવાની જરા સરખી પણ ઇચ્છા હોય તો તારી નજર સમીપ આર્ય ગૃહિણીની કારમી હાય તું સાંભળ, તેનું કારણ શોધ અને તેના નિવારણના ઉપાય હાથ ધર. પછી જો કે તારે માથે આફતનાં 'ઘેરાતાં વાદળ' ઓછાં થાય છે નહિ? પણ જો તું તેમ કરવામાં નિષ્ફળ નીવડીશ તો યાદ રાખજે, કે તારાં એ કૃત્યો તારો નાશજ કરશે. માટે જો બચવું હોય તો તમારાં કૃત્યોમાં માનવતા ને સમાનતા કેળવી શાન્તિ સ્થાપો. સાવધાન!

બાંધણી, હાલ તેગવા, તા. કરજણ **મોતીભાઇ કુબેરભાઇ પટેલ**

—*—

# સ્વજનને મરણસમયે

અનેક આશાઓથી રચિત એ જીવન-ફૂલવાડી હતી. એ ફૂલવાડીમાં રોપેલ છોડોને હજી હગણાંજ તાજી નવકુંપળો આવતી હતી. ત્યાં તો અહા અરેરે! કાળનો દુષ્કાળ શો પંજો જીવન-ફૂલવાડીને લાગ્યો ન લાગ્યો અને એ જીવન વેડફાઇ ગયું!

જીવનનો પ્રથમ પહોર હતો. જીવન જીવવાનો સમય હતો, જીવનને ઉમદા રીતે જીવવાની ધગસ હતી, જીવનને ઉચ્ચ બનાવવાનો આદર્શ હતો, જીવનમાં અનોખી ભાત પાડે તેવાં પરિબળો હતાં, ટૂંકમાં જીવનનો મધુર સમય હતો, ત્યાં તો અહા, સમયની વિકરાળ ત્રાપે તેની જિંદગી ખૂંચી લીધી!

નવપલ્લવિત ઉષા હતી. અને એ ઉષામાં ખીલતું હતું તારૂં નવજીવન. ઉષામાં ભરેલા રંગો સમાન તેમાં વિધવિધ આશાઓ હતી. એ આશાઓથી માણસ આકાશગામી બને, ઉચ્ચાભિલાષી બને; એ આશાઓથી માણસ સ્વર્ગની નિસરણી મેળવે. આટલું બધું હતું, તે ઉપરાંત હતી આ બધાને જીવનમાં વાસ્તવિકતા આપવાની તમન્ના. પણ આ બધી આશાઓ ફળિભૂત બને, તે પહેલાં તો કાળના કોઇ અંધારા ગર્તમાં તે જઇ પડ્યો. શી કુદરતની નિર્દય લીલા ને ક્યાં માનવીની મર્યાદાઓ!

પ્રભાતનો સૂર્ય હતો. શરૂઆતમાં જેવું આહ્‌લાદક તેનું તેજ, તેવું જ મધુરૂં હતું તારૂં બાલજીવન. એ જીવનમાં પણ મધ્યાહ્નની કઠોરતાની ઝાંખપ થતી હતી, પણ તે બધું પરજનો માટેજ રવિ જેમ કરે છે, તેમ દીસતું. એ બાલરવિને તેજે કેટલાય નિરોગી બનતા, કેટલાય મદ માણતા ને કેટલાય આનંદિત થતા. મધ્યાહ્ન થાય તે પહેલાંજ કોઇ પાશવી દાનવે તેને ખોરાક બનાવ્યો.

વીણાનું સુરીલું ગાન હતું. વીણાના તારો એક પછી એક ખેંચાયે જતા હતા. સંગીતમાં કાંઇ નવો રસ પુરાતો હતો. હજી સંગીતે મનુષ્યોને પૂરેપૂરા મુગ્ધ નહોતા કર્યા. હજી તો શરૂઆતજ હતી. સંગીતકાર છેલ્લો તાર છેડવા જતો હતો. અહા, એના હાથ ત્યાંજ રહી ગયા! વીણાનો તાર તૂટ્યો અને જનતાને કાંઇક હૃદયમાં લાગ્યું તેવું જ હતું તારૂં સુગંધિત જીવન. પણ જ્યાં પરાકાષ્ઠાએ પહોંચવા જાય છે ત્યાંજ કોઇ દૈવી દૂતે—ના કોઇ કઠિન હૃદયને યમદૂતે —તેના પ્રાણ ખેંચી લીધા!

આથી વધારે શું કરુણ હોઇ શકે! માનવીને અવકાશજ છે ક્યાં? હે દૈવ, તું તો નિષ્પાપ કહેવાય છે ને. તો આ તારી પાશવી લીલા શે અર્થે? શા માટે તેં એની કોમળ આશાઓ ઉપર પાણી ફેરવ્યું? એમાં શી તારી

લીલા હતી! શી તારી પ્રેગાળ લીલા હતી!

ખેડૂતની પ્રથમ વાવણી હતી. હજી એકજ વરસાદ પડયો હતો, અને તેથી તેને રોપણી થઇ હતી. કોઇક ઠેકાણે છોડવાઓ પણ ઊગી નીકળ્યા હતા. હજી તો એ છોડવાઓમાંથી મનુષ્યને જીવાડવાને માટેજ થવાનો હતો પાક. ત્યાં તો અહા હિમરૂપી, ઓહ કાળ, તારો ક્રૂર પંજો પડયો ને શરૂઆતમાંજ પાક નાશ પામ્યો!

શી પાશવી તારી લીલા! અન્યને રડાવવામાંજ, હે મૃત્યુ, તું આનંદ પામે છે કે શું? કે પછી કોઇ જુદી જ ઇચ્છા હોઇ તું આમ કરી રહ્યું છે? છતાં તે દુઃખને રડવા કરતાં કોઇના ગત આત્માને હું તો શાન્તિનાજ શબ્દોથી નવાજીશ. પરમેશ્વર, એ સ્વજનના મૃત્યુને શાન્તિ બક્ષો.

સુરત દીનકર સોમાભાઇ પટેલ

---

# વિષમજ્વર યા મેલેરિયા

આ તાવ એટલો બધો સામાન્ય થઇ ગયો છે કે દરેક જણ તેને મેલેરિયા તાવથીજ ઓળખે છે. આ તાવનું કારણ એનેફીલીસ જાતના મચ્છરોના કરડવાથી શરીરમાં જંતુ દાખલ થઇ ફેલાવો કરે છે એવી માન્યતા પ્રચલિત છે. જે જગ્યાએ વરસાદ બારે માસ પડતો હોય, ચોમાસામાં વિશેષ વરસાદથી પાણી ભરાઇ રહી ભેજ રહેતો હોય, ત્યાં ખાબોચિયાંમાં ખરાબ પાણીને લીધે મચ્છર ઈંડાં મૂકી તે ફેલાવે છે. મચ્છરોની જુદી જુદી જાતોનું અને ફેલાવાની પદ્ધતિનું અહીં વર્ણન કરતાં સ્થળસંકોચ અટકાવે છે. સાધારણ વર્ષમાં પણ હિંદમાં દર વરસે એંશી દસ લાખ કરતાં વિશેષ મૃત્યુ થાય છે. આપણા ગુજરાતમાં શ્રાવણ માસથી તે તાવ શરૂ થઇ આસો માસમાં જોર વિશેષ પકડે છે. આ તાવ શરૂ થતા પહેલાં શું બને છે?

**પૂર્વરૂપ:** બગાસાં આવવા લાગે, શરીરે ફાટચૂસ કળતર થાય, કમરમાં દર્દ થાય, શરીર બેચેન રહે, માથું સખત ચઢે, કામકાજ તરફ રુચિ થાય નહિ, સૂઇ રહેવાની ઇચ્છા થાય, ખોરાક તરફ ભાવ ઓછો રહે. આ બધાં ચિહ્નો થયા પછી તાવનો હુમલો એકાએક થાય છે.

**તાવનાં ચિહ્નો:** પ્રથમ ટાઢ ચઢીને તાવ આવે છે. ત્રણચાર ગાદલાં ઓઢતાંય તે શમતી નથી. પછી ગરમ તાવ આવે છે. કેટલીક વખત ઠંડી પ્રથમ નહિ આવતાં વચ્ચે વચ્ચે ઠંડીનું જોસ રહે છે. તાવ એકંદરે ૧૦૨°થી

૧૦૫° સુધી જાય છે, તરસ લાગે છે, શરીરે દાહ પણ થાય છે. કોઇને અમૂંઝણ થાય છે, આંખો બળે છે, પેશાબ થોડો ઊતરે–રંગે તે અતિશય પીળો યા પ્રમાણમાં લાલ પણ હોય છે. દર્દી તાવના જોસમાં બડબડાટ કરે છે, તોફાને ચઢે છે. કેટલાકને બોલવાનું બિલકુલ ગમતું નથી; કેટલાકને અતિશય ઊલટીઓ થાય છે, જે બનતે દરજ્જે કડવી અને ખાટી હોય છે.

**તાવના પ્રકાર:** આ તાવ આવ્યા પછી ત્રણથી બાર કલાક સુધી સખત રહે છે, પછી ઊતરી જાય છે. દર ત્રીજે દિવસે તાવ આવે છે તે એકાંતરીઓ કહેવાય છે. દર ચોથે દિવસે આવે છે તે ચોથીઓ કહેવાય છે. તે તાવ આવવાના સમયની દૃષ્ટિએ તેનાં નામ અપાયાં છે. આ તાવ યકૃત(liver)ને અને બરોળ(spleen)ને ઘણી વખત અસર કરે છે. લાંબા દિવસના તાવમાં તે વધે છે. મૂત્રપિંડને પણ અસર થાય છે. અને છેવટે પાણ્ડુરોગ (Anamia) થઇ શરીર ફિક્કું પડતું જાય છે. ઊધરસવાળાને કોઇ કોઇ વખત આ તાવમાંથી ન્યુમોનીઆ થાય છે, ક્ષયમાં પણ પરિણામ પામે છે; માટે પ્રથમથીજ ઉપાય કરવા સારા.

### થતાં અટકાવવાના (Preventive) ઉપાયો:

૧. તમને દસ્ત સાફ રહે તે ધ્યાનમાં રાખવું.

૨. તમારી જીવનશક્તિ (Vitality) જે રીતે સારી રહે તે રીતે આહારવિહારમાં વર્તવું.

૩. તમારા મકાનમાં, ઓરડામાં સૂર્યનો પ્રકાશ રહે તેવાં બારી બારણાં રાખવાં.

૪. તમારા સીમેણ્ટ તળના ઓરડા ધોઇ સ્વચ્છ રાખવા, લીંપણવાળા ઓરડાને દર માસે ગાયના છાણથી લીંપાવવા.

૫. તમારાં ગાદલાં, ખાટલા, ઓઢવા પહેરવાનાં કપડાં, વગેરે દર અઠવાડીએ બે ત્રણ કલાક સૂર્યના તાપમાં તપવવાં.

૬. કાળા રંગની ચીજો ઉપર મચ્છર પુષ્કળ બેસે છે, તે તરફ તમારે ધ્યાન રાખવું.

૭. દાંત સ્વચ્છ રાખવા, મીઠું અને કોલસા મેળવેલું દંતમંજન બાવળ અને લીમડાના દાતણથી દાંતે ઘસવું.

૮. માકણ, ચાંચડ, માખી અને મચ્છર, એ રોગોને ફેલાવનાર વાહકો છે, તેમને દૂર કરવાનો પ્રયત્ન કરવો.

૯. ઘરમાં, ફળિયામાં, શેરીમાં સ્વચ્છતા રાખવી; ગંદકી થતી હોય તો

લોકોને સમજાવવા, સુધરાઇ ખાતાનું ધ્યાન ખેંચવું. આપણા ઘરનો કચરો પડોશીના ઘર આગળ કે શેરીમાં નાખી જનસમાજ ઉપર મોટી આફત ઉતારવી તેનુંજ નામ પાપ છે.

૧૦. ગ્રામપંચાયત, મ્યુનિસિપાલિટી અથવા જિલ્લા બોર્ડના સભ્ય હો તો ગંદકી કરનારને શરમ ભરી માફ કરવા તે ન માફ કરી શકાય તેવો ગુનો કે પાપ છે તે સમજવું. કચરાની ગાડીઓ વધારી શકાય નહિ તો કચરો બાળવાનું ત્યાંજ રાખવું, જેથી ગંદકી વધે નહિ.

૧૧. કૂવા ગળાવવા, અંદર જંતુઘ્ન દવાઓ નાખવી. કૂવા નજદીક તેમજ તળાવમાં ભંજરૂ જવાની પ્રથા ગામડાં માટે શાપરૂપ છે; કૂવા, તળાવનાં પાણી બગડી તેવી ગંદકીથી માખી, મચ્છર વધી મૅલેરિયા અને ટાયફૉઇડ જેવા રોગો ફેલાવી સમાજને મૃત્યુના-મુખમાં મૂકે છે, તે સમજવાની ખાસ જરૂર છે. ઓવર્ગે આ બાબત લક્ષમાં લેવી જોઇએ. ગામડાંના ઊકરડા વસતિથી દૂર જોઇએ; આ ઊકરડો તળાવ-કૂવા નજદીક હોય તો ગામનાં ભંજરૂ બની માખી-મચ્છરથી ઉપદ્રવ ફેલાવે છે. ચોમાસાનું પાણી ભરાઇ રહેતાં ખાબોચિયાં પુરાની દેવાની અને તળાવનું વધુ પડતું પાણી ચાલ્યું જવા કાંસને સુધારવાની જરૂર રહે છે. સ્વચ્છતા, હવા, પાણી અને ખોરાક સંબંધે વિચાર કરવાની ઘરમાં પદ્ધતિ પાડવી.

**દરેક જણ આટલું તો કરે જ:** આંગણાની ભેજ વાળી જગ્યામાં સૂરજ-મુખી, તુલસી અને ડમરાના છોડ ઉછેરવા. લીમડાનાં સૂકાં પાન, ગુગળ, લોબાન, સુખડ, ઘોડાવજ, સરસવ, એ સૌનો મિશ્ર ધૂપ બનાવવો; ગાયનાં છાણાં સાથે આ ધૂપ સવારસાંજ મકાનમાં કરવો. રાત્રે સૂતી વખતે મચ્છરદાની વાપરવી; તે ના બને તો હાથે-પગે કેરોસીન, ટર્પેન્ટાઇન, લેમનગ્રાસ તેલ, કપુરનું તેલ, યુકેલિપ્ટસ તેલ અથવા ગાયનાં છાણાંની રાખ ચોળીને સૂવું.

ખોરાકની બાબતમાં આપણી કહેવત છે, કે

'તાવ કહે હું તુરીઆમાં વસું, ગલકું દેખી ખડખડ હસું;
ખાટી છાશ અને ભાત, ત્યાં અમારો વાસ.'
'શ્રાવણ માસની કાકડી, ભાદરવાનું દહીં,
આસો પૂછે કાર્તકને કે ખાટલો ઢાળ્યો કે નહિ!'

માટે અતિ ખાટા પદાર્થો, લીલોતરી શાક, મિષ્ટાન્નો, બજારૂ ખોરાક અને મિઠાઇઓ ખાવી નહિ. આહારવિહાર ઉપર અંકુશ એ આ રોગને અટકાવવામાં મોટી મદદ છે.

**સામાન્ય ઉપચારો:** આ ઋતુમાં સુદર્શન ચૂર્ણ ૪થી ૬ વાલ સવારસાંજ પાણી સાથે લેવું. દસ્ત સાફ ના આવતો હોય તો શેકેલ કડુનું ચૂર્ણ ૩થી ૪ વાલ તેટલીજ સાકર સાથે ફાકવું. તુલસીનાં દસથી પંદર પાન પાણીથી સાફ કરી ત્રણથી પાંચ કાળાં મરીના ભૂકા સાથે વાટી સવાર સાંજ લેવાં. માથે ગરમી વિશેષ રહેતી હોય તો એરંડાનું કે કેળનું પાન ટોપીમાં યા પાઘડીમાં રાખવું. યાદ રાખો કે તુલસી જંતુઘ્ન, જ્વરઘ્ન અને હૃદયને બળ આપનાર ચીજ છે. કુવાની ભાજી અઠવાડીઆમાં બે વખત જરૂર ખાવી. બંધકોશવાળાએ તાંદળજાની ભાજી વિશેષ ખાવી. વધારે તાવ રહેતો હોય તો માથે પલાળેલી માટી કપડાના પડમાં રાખી કપાળે માથે મૂકવી. ગુલાબજળનાં પોતાં અથવા નવસાર અને સુરોખાર સરખે વજને લેઇ એક ચમચી એક મોટા પ્યાલા પાણીમાં નાખી તેનાં પોતાં મૂકવાં. છેવટે માટીના વાસણના ઠંડા પાણીનાં પોતાં માથે મૂકવાં. ઊલટી થતી હોય તો બરફનો કકડો થોડે થોડે અંતરે ચૂસવો. શરીરે અગન રહેતી હોય તો ઉકાળીને ઠંડા કરેલા પાણીમાં અધોળ દ્રાક્ષ નાખી તે પાણી પીવાને આપવું.

**દરેક જણ પોતે કરી શકે તેવા ઉપચારો:** દસ તોલા તુલસીનાં પાન ચાર તોલા કાળાં મરી વાટી ચણા જેવડી ગોળી બનાવી સવાર એકથી બે લેવી.

લીમડાનાં પાન પાંચ તોલા, તુલસીપાન પાંચ તોલા, કાળાં મરી અઢી ।, એ સૌ વાટી ચણા જેવડી ગોળી કરી, સવારસાંજ તે એકથી બે લેવી.

સુદર્શન ચૂર્ણ ૦ાા તોલો નવટાંક પાણીમાં માટીના વાસણમાં રાત્રે પલાળી પાણી ગાળી લેઇ સવાર, બપોર, સાંજ ત્રણ વખત થઇ પી જવું.

કરીઆતુ તોલો ૦ા, ધાણા સુકા તોલો ૦ાા, કાળી દ્રાક્ષ તોલો ૦ાા, તે સૌ નવટાંક પાણીમાં પલાળી સવારે, બપોરે, સાંજે ત્રણ વખત થઇ પી જવું.

સુદર્શન ચૂર્ણ તોલા ૫, અતિવિષની કળી તોલા ૨, ફુલાવેલી ફટકડી તોલો ૧ાા, લીંબોળીની મીજ તોલા ૫, ઓળીઓ તોલા ૩, સિંધવ તોલા ૩, સારી જાતની હીંગ તોલો ૦ાા, કડુ તોલા ૩, એ સૌની તુલસીરસમાં ગોળીઓ ચણા જેવડી કરી સવારસાંજ ૧થી ૨ લેવી. (ગર્ભવતી સ્ત્રીને આ ગોળી ના આપવી.)

ફુલાવેલ નવસાર તોલો ૧, ફુલાવેલી ફટકડી તોલો ૧, ગળોનું ઘન તોલા ૫, અતિવિષની કળી તોલા ૨ાા, શેકેલ કાચકાંની મીજ તોલા ૨ાા, એ સર્વેને ખાંડી લિંબુના રસમાં ચણા જેવડી ગોળી બનાવી સવારસાંજ ૧થી ૨ લેવી.

તાવ બાદ ભૂખ કમી થઇ ગઇ હોય, તો દિકામાળી, સિંધવ અને કાળાં

મરી સરખે વજને લેઇ, લિંબુની બે ચીરી કરી દરેકમાં એક વાલ ભૂકો નાખી ખદખદાવી ચૂસી જવી.

ક્વિનીન, એટેબ્રીન, આર્સેનિક, ધંતુરો, ઝેરકોચલાં, વગેરે મેલેરિયામાં ફાયદો આપે છે; પરંતુ તેની માત્રા માટે, લાંબો વખત ચાલુ રાખવા અંગે વૈદ્યની સલાહ સિવાય લેવાં સારાં નથી, કારણ કે તે ચીજો ઝેરી છે; વધુ પડતી યા લાંબો વખત લેતાં બહેરાશ યા ગરમી કરી નુકસાન કરે છે.

વૈદ્યનિવાસ, પુરુષોત્તમપ્રસાદ પુ. વૈદ્ય
આણંદ જી. પી. એ. સી.

---

## ગાંધીજયંતી શી રીતે ઉજવાય?

વર્ષો થયાં જગતપટ ઉપર યંત્રવાદના અને વિગ્રહયુગના મોરચા મંડાયા છે. એ યંત્રવાદથી આપણા ગ્રામઉદ્યોગ માર્યા ગયા. પરિણામે બેકારીએ ભયંકર સ્વરૂપ ધરી અંદર અંદરના ભેદભાવ વધાર્યા. જતે દહાડે (આજે) એ ભેદભાવે અસ્પૃશ્યતા, દ્વૈતભાવના, અશાન્તિ અને અન્યાય જન્માવ્યાં. પરિણામે આપણે 'सर्वे भद्राणि पश्यन्तु मा कश्चित् दुःखमाप्नुयात् – સર્વનું કલ્યાણ થાઓ, કોઇ દુઃખ ન પામો,' જેવાં માનવજાતિ ઉપર અવનવાં ઓજસ્ વેરતા જ્વલંત ભારતી આદર્શો 'એ જ આ ભારત અને એ જ આ પ્રજા,' છતાં ભૂલી જવાયા.

આ વિષમતાનો દુસ્તર મહાસાગર તરવા માટે 'સત્ય અને અહિંસા' એ મહાન નૌકા છે. એનો સર્વશ્રેષ્ઠ સુકાની એક સિવાય બીજો જગતપટ ઉપર નથી; અને તે લો 'વહાલા મિત્રની માફક સત્ય અને અહિંસાને કાજે મૃત્યુને પણ ભેટજો' એમ કહેનાર આપણો કર્મવીર ગાંધી. યંત્રવાદ પૂ. ગાંધીજીના સત્ય અને અહિંસાના સિદ્ધાન્તો સાથે અસંગત છે, એટલે ગ્રામઉદ્યોગ-પ્રવૃત્તિને વેગ મળે; 'અહિંસાના પડમાં જ અદ્વૈતભાવના રહેલી છે,' એટલે ઐક્ય સધાય અને પરિણામે શાન્તિ અને ન્યાય મળે.

આવી જીવનદાયી અને ઐક્યસંવર્ધક પ્રવૃત્તિઓ આદરવાને અને એમને સફળતાપૂર્વક સાધવાને પૂ. ગાંધીજીનાં કાર્યો, તેમની ભાવનાઓ, આદર્શો, વગેરેને યોગ્ય રીતે સામાન્ય જનતામાં ખડાં કરવાની આવશ્યકતા છે. જયંતીઓ જ આવા ઉદ્દેશ સાધી શકે.

કોઇ પણ વ્યક્તિની જયંતી ઊજવવામાં એની દેહપૂજાને નહિ, પણ વિચારપૂજાને પ્રાધાન્ય આપવું જરૂરી છે; કારણ કે દેહપૂજા વખત આવ્યે

અંધશ્રદ્ધામાં ઘસડી જાય છે, જ્યારે વિચારપૂજા પ્રગતિશીલ છે. પૂ. ગાંધીજીમાં દાદાભાઈ નવરોજજીની એકનિષ્ઠ સેવાવૃત્તિ, સ્વામી દયાનંદની આગ્રહી દેશદાઝ, ભક્તકવિ નરસિંહનો વૈષ્ણવ આદર્શ અને સહજાનંદ સ્વામીની અધમોદ્ધારણને ટપી જાય એવી અંત્યજોદ્ધાર-પ્રવૃત્તિ, એ બધું યે જોવામાં આવે છે. આવી માનવતાની ઉચ્ચ ભૂમિકાનો આપણને ખ્યાલ આપતી વ્યક્તિની સાચી જયંતી એના આદર્શો અને એની યુગસેવા પ્રતિબિંબિત થાય, અને એ આદર્શોની અને યુગસેવાની જ્યોતિ જનતામાં અખંડ રીતે જળહળતી રખાય એવા સક્રિય પ્રયત્નો કરીએ તોજ આપણે ગાંધીજયંતી ઊજવી કહેવાય. આ માટે ગાંધીસપ્તાહના ભાદરવા વદિ ૧૨થી તે તા. ૨જી ઑક્ટોબરના દિવસો દરમિયાન બાલ, યુવાન, પ્રૌઢ પુરુષ- અને સ્ત્રી-વર્ગ માટે જુદા જુદા કાર્યક્રમ યોજવા રહ્યા.

**બાળક-બાળિકાઓ:** આજનાં બાળકો એ આવતી કાલનાં નાગરિકો છે. એમને સ્વાવલંબી કેળવણી આપી રાષ્ટ્રના સાચા પ્રતિનિધિ બનાવવા એ પૂં. ગાંધીજીની ઉમેદ છે. આ માટે આપણે આ સપ્તાહ દરમિયાન ગમ્મત સાથે ગાંધી-આદર્શોનું અને -પ્રવૃત્તિઓનું તેમનામાં સિંચન કરવા નીચેના કાર્યક્રમો યોજવા જરૂરી છે:

૧. દરરોજ શરૂઆતમાં 'વૈષ્ણવજન'નું પૂ. ગાંધીજીનું પ્રિય ભજન ગાવું અને તેમની પાસે ગવડાવવું.

૨. દરરોજ ગાંધીજીવન સંબંધે વાતો કહી તેમની કલ્પનાને ઉત્તેજિત કરવી, અને આમ આડકતરી રીતે પૂ. ગાંધીજીના ગુણોનું તેમનામાં સિંચન કરવું.

૩. દરરોજ (હરિજન બાળકો સાથે) બાળ-ચમૂનાં સરઘસોનો કાર્યક્રમ રાખવો અને ફેરી દરમિયાન રાષ્ટ્રગીતો ગાવાં–ગવરાવવાં.

૪. પૂ. ગાંધીજી વિષેનાં ગીતો, નાની નાની વાર્તાઓ; પૂણીઓ, વગેરે બાળકો બનાવે તે માટે હરિફાઇ યોજવી.

૫. હરિજન બાળકો માટે નિર્દોષ અને પૂ. ગાંધીજીને ગમતી રમતો યોજવી અને તેમની સાથે પ્રીતિભોજન કરવાનો કાર્યક્રમ રાખવો.

૬. બાલકલ્પનાને વેગ મળે અને તેઓ તેમ કરવા પ્રેરાય તે માટે આખાયે સપ્તાહ દરમિયાન રહે તેવું 'વર્ધા સ્વાવલંબી શિક્ષણયોજના'ને લગતું પ્રદર્શન નાના પાયા ઉપર યોજવું.

૭. ભલો ભંગી, મારા દેશની ધજા, રેંટિયાની ત્રાખ, ચોકખો ગારો ઓટલો, સત્યનો વિજય, દુઃખ ના દેવાય, પતિતોનો ઉદ્ધાર, ગાંદાની માવજત, ઐક્ય, સ્વદેશાભિમાન, દારૂનો દૈત્ય, સાચી કેળવણી, વગેરે વિષયોના ઉપર સંવાદો

રચી યોગ્ય રીતે હપ્તામાં વહેંચી સપ્તાહ દરમ્યાન બાળકો પાસે ભજવાવવા. આ રીતે ઐક્ય, સ્વદેશાભિમાન, સ્વતંત્રતા, સ્વચ્છતા, સત્ય, અહિંસા, વગેરે પૂ. ગાંધીજીના ગુણો તેમનામાં આડકતરી રીતે ઉતારવા પ્રયત્ન કરવો.

યુવાનો: દુનિયાના કોઇ પણ ખૂણામાં નજર નાખતાં અસંભવિતને સંભવિત કરનાર યુવાનનું યૌવનજ હાથ આવશે. આવા ઉજળા ભાવિને ઘડનારને તો આ પ્રવૃત્તિ(ગાંધી-જયંતી)ના ત્રિધાતા બન્યે જ છૂટકો. એમને માટે નીચેનો કાર્યક્રમ યોજવો જરૂરી છે:

૧. દરરોજ પૂ. ગાંધીજીની માફક પ્રાતઃકાળે ચાર વાગ્યે ઊઠીને સ્નાનાદિથી પરવારી, 'વૈષ્ણવજન' વગેરે ગાંધીપ્રિય ભજનોથી પ્રાર્થના કરવી.

૨. રેંટિયાપૂજન કરી, સારાયે સપ્તાહ દરમિયાન અને એ ન બને તો ખાસ રેંટિયાબારસને દિવસે વારાફરતી બેસી રેંટિયો ચાલુ રાખવો.

૩. સત્ય, અહિંસા, ગ્રામોદ્ધાર, અસ્પૃશ્યતાનિવારણ, ઐક્ય, સ્વદેશી વ્રત, સુધરાઇ, વગેરે પૂ. ગાંધીજીનાં જીવનકાર્યો વિષે જનતામાં બહોળો ફેલાવો કરવા જરૂર પડે તે અંગે કાવ્યો અને લેખો લખી, વા સંવાદો રચી–ભજવી પ્રચાર કરવો.

૪. પૂ. મહાત્માજીની ગ્રામોદ્ધાર પ્રવૃત્તિને વેગ મળે તે માટે 'ગ્રામોદ્ધાર પ્રદર્શન' યોજવું., પ્રદર્શન સપ્તાહના બધાય દિવસો માટે ખુલ્લું રાખવું. આ પ્રદર્શનમાં નીચેના વિભાગો રાખવા:

ક. હાથવણાટનું કાપડ તૈયાર કરવાને લગતો વિભાગ: લોઢવું, પીંજવું, કાંતવું, વણવું તેમજ ખાદીવિભાગ(તૈયાર માલ)નું શાસ્ત્ર અને કળા, વગેરેનો અનુભવ કરવો.

ખ. કારીગરોને ઉપયોગનાં ઓજારો બનાવવાનો અને તેમની કારીગરીનો ચિતાર આપતો વિભાગ: આમાં સુથાર, લુહાર, મોચી, કુંભાર, વણકર, ચમાર, વગેરેનાં ઓજારોની બનાવટ અને દરેક કારીગરની કારીગરી અને મહત્ત્વ દર્શાવતાં દશ્યો રજૂ કરવાં.

ગ. ખેતી વિભાગ: ખેતીને લગતાં ઓજારોની બનાવટ અને તેમના ઉપયોગની માહિતી પૂરી પાડતાં દશ્યો; તેમાં ખેડૂતને ખાસ ઉપયોગી સહાયકારી મંડળીની અને બેંકની યોજનાનો સમાવેશ કરવો.

ઘ. ખાદ્ય પદાર્થો અને દવા તૈયાર કરવાનો વિભાગ: ગોળ, તેલ, દળવું, ખાંડવું, ભરડવું, ગધમાખી-ઉછેર, શાકભાજીનો ઉપયોગ, તથા ગ્રામવનસ્પતિમાંથી ઉપજતી દવાઓ વગેરેની બનાવટ; તેમાં કોલું, ઘાણી, ઘંટી, ચક્કી વગેરે

સાધનોના નાના નમૂનાનો સમાવેશ કરવો, અને તેમની જનતાને સમજ પાડવા ગોઠવણ કરવી.

ङ. નાના હાથઉદ્યોગનો વિભાગ: સીવણ, ભરત, ગૂંથણ, રંગો બનાવવા, કોતરકામ, સાદડી, ટોપલા, ટોપલી, દોરડાં, સાબુ, વગેરેનો ને તેમની બનાવટની સમજ આપવાની ગોઠવણનો સમાવેશ કરવો.

च. કેળવણી અને શિક્ષણને લગતાં બાળસાહિત્ય માટે જોઇતાં સાધનોની બનાવટ અને તેમની ઉપયોગિતા દર્શાવતો વિભાગ યોજવો.

छ. સ્વાવલંબી કેળવણી વિભાગ: આથી થતો ફાયદો અને તેટલાં ચિત્રો દ્વારા બતાવવા પ્રયત્ન કરવો; અને આ કેળવણી અંગે જોઇતું સાહિત્ય મૂકવું.

ज. દારૂનિષેધ વિભાગ: દારૂથી થતી પાયમાલીનાં દશ્યો અને તે અંગેનું જરૂરી સાહિત્ય મૂકવું.

झ. ગ્રામઉદ્યોગ સંઘ: ચરખા સંઘ, હરિજન સેવક સંઘ, વગેરેની પ્રવૃત્તિઓ અને તેમનું રહસ્ય સમજાવતા વિભાગો રાખવા.

ञ. કોઇ પણ ઉદ્યોગના સંશોધનનો વિભાગ: દરેક ઉદ્યોગ માટે અલગ અલગ પ્રયોગશાળા રાખવી.

ट. છેવટમાં આદર્શ ગામડાનો સંપૂર્ણ ચિતાર આપતો વિભાગ રાખવો.

ટૂંકામાં ગામડાંને સુંદરતાના નમૂના બનાવવાનો અને પ્રેક્ષકના મન ઉપર રસિકતાની છાપ પાડી તેનામાં સ્વદેશાભિમાન, ઐક્ય, આર્થિક સ્વતંત્રતા, વગેરેની ભાવના પ્રગટે તેવો આદર્શ આ પ્રદર્શનમાં સચવાવો જોઇએ.

૫. અસ્પૃશ્યો સાથે પ્રીતિભોજન કરવાનો, તેમને સાથે રાખી સરઘસો કાઢવાનો, તેમનાં ઘરોની પુનઃરચના કરવાનો, કૂવા તળાવ મંદિરો વગેરે જાહેર સ્થળો તેમને માટે ખુલ્લાં મૂકવાનો, એ કાર્યક્રમ આ દિવસો દરમિયાન રાખવો.

૬. બાળકો, સ્ત્રીઓ તેમજ યુવાનો બધાંએ ભેગાં મળી, ટૂકડીઓ પાડી ફરવાર દરરોજ શહેરસુધરાઇનો કાર્યક્રમ રાખવો.

૭. દરરોજ માટે ખાદીફેરી કરી ખાદીવેચાણ કરવાનો કાર્યક્રમ રાખવો.

૮. બાળકો, સ્ત્રીઓ, પ્રૌઢો વગેરેને માટે સ્વાવલંબી કેળવણીના જુદા જુદા વર્ગો આ સપ્તાહમાં દરરોજ ચલાવવાનો કાર્યક્રમ રાખવો.

૯. સપ્તાહની પૂર્ણાહુતિ વખતે સત્યવ્રત, ઐક્યવ્રત, અસ્પૃશ્યતાનિવારણવ્રત, સુધરાઇવ્રત, નિર્મળ અને નિષ્કામ ભાવનાનો ફેલાવો કરવાનું વ્રત, સ્વદેશી વ્રત, રેંટિયાવ્રત, ગ્રામઉદ્યોગ-પુનર્જન્મનું વ્રત, બાળક-, સ્ત્રી-, તેમજ પ્રૌઢ-શિક્ષણને જાગ્રત કરવાનું, વગેરે વ્રત લેવાં.

**પ્રૌઢો:** પ્રૌઢ માણસો માટે ખાસ કાર્યક્રમ યોજી શકાય એમ નથી. તેમણે તો ઘેર બેઠાં બાળકોને ખાદીનું માહાત્મ્ય સમજાવવું, પૂ. મહાત્માજીના જીવનપ્રસંગો બાળકોને સાદી ભાષામાં કહેવા, કાંતવું અને કાંતવાનો ઉપદેશ આપવો. વિશેષમાં યુવાનોના પ્રાસંગિક કાર્યોમાં સહાયભૂત થવાય તો થવું, નહિ તો તે કાર્યોમાં સહાનુભૂતિ દર્શાવી તેમને સાચું દિશાસૂચન કરવું.

**સ્ત્રીઓ:** 'જે હાથ ઝુલાવે પારણું તે જગત પર શાસન કરે.' આવા આદર્શને પહોંચી વળવા માટે સ્ત્રીઓ પરત્વે પૂ. ગાંધીજીએ ઘણી વખત ચોક્કસ વિચારો દર્શાવ્યા છે. પૂ. ગાંધીજીના એ વિચારોને અનુરૂપ થવાને અને સ્ત્રીત્વનો આદર્શ પરિપુષ્ટ બને એવા હેતુથી સ્ત્રીઓને માટે સૂચવેલાં કેટલાક કાર્યો આ દિવસો દરમિયાન સ્ત્રીઓએ હાથ ધરવાં જોઇએ, જેવાં કે:

૧. દરરોજ પૂ. ગાંધીજીની માફક ચાર વાગ્યે ઊઠી સ્નાનાદિથી પરવારી, પૂ. ગાંધીજીનાં પ્રિય ભજનો ગાવાં અને બાળકો વગેરે પાસે ગવરાવવાં.

૨ પરદેશી કાપડ ઉપર પીકેટિંગ કરવાનો અને તે વિષે જનતાને સમજાવવાનો કાર્યક્રમ રાખવો.

૩. અસ્પૃશ્ય બેનોને સહકાર આપી તેમની સાથે પ્રીતિભોજન કરવાનો, તેમનાં આંગણાંમાં સભાઓ ભરી તે દ્વારા તેમને નીતિ, સ્વચ્છતા વગેરેનો ઉપદેશ આપવાનો, તેમની મુશ્કેલીઓ દૂર કરવા માટે પ્રયત્ન કરવાનો, તેમની સાથે કૂવા તળાવ મંદિર વગેરે સાર્વજનિક સ્થળોમાં પ્રવેશ કરવાનો, વગેરે કાર્યક્રમ રાખવો.

૪. સ્વચ્છતાને અંગે કાર્યક્રમ રાખવો: આંગણું, શેરી, લત્તા, કૂવા, તળાવ, વગેરે દરરોજ સાફ થાય તેમ કરવું.

૫. 'ગ્રામોદ્ધાર પ્રદર્શન'માંની કાંતણ, પીંજણ, સીવણ, ગૂંથણ, ટોપલી, ટોપલા, કરંડીઆ, કાગળ, સાબુ, ગોળ, તેલ, વગેરેની બનાવટોનો અને તે અંગે માહિતી આપવાનો કાર્યક્રમ પોતે ઉપાડી લેવો. પ્રદર્શનમાંનું ખાદીવિભાગનું વેચાણકાર્ય પણ ઉપાડી લેવું.

૬. દારૂનિષેધ અંગે કાર્યક્રમ: પીઠાં ઉપર પીકેટિંગ, ગ્રામોદ્ધાર-પ્રદર્શનમાંના દારૂનિષેધવિભાગનાં કાર્યો, મજૂરવર્ગમાં તે અંગે પ્રચાર, વગેરે કરવું.

૭. હરિજન, મજૂર, વગેરે બેનોને કમાણી મળી શકે તેવા નાના ગૃહઉદ્યોગોનું પ્રયોગ દ્વારા શિક્ષણ આપવાના વર્ગો આ દિવસો દરમિયાન ચલાવવા.

૮. હરિજન અને મજૂર બેનોનો સહકાર સાધવા દરરોજ તેમને સાથે રાખી સરઘસો કાઢવાં.

૯. બાળકોની ને સ્ત્રીવર્ગની જાગૃતિ માટે દરરોજ રાત્રીએ અવનવા રાસ, રાષ્ટ્રગીતો, ગાંધીજીવનના સંવાદો, વગેરે ગાવા-ભજવવાનો કાર્યક્રમ રાખવો.

૧૦. છેવટે—પૂર્ણાહુતિને દિવસે—પૂ. ગાંધીજીને ગમતાં બધાંય વ્રતો ધારણ કરવા ઉપદેશ આપવો.

ઉપર જણાવેલી યોજનાઓનો કાર્યક્રમ, પૂ. ગાંધીજીના આદર્શોનો સમન્વય કરતો હોઇને, તે અમલમાં મૂકવો કઠિન જણાય, તોપણ જો જયંતી ખરેખર પૂ. ગાંધીજીનું જીવન પ્રતિબિંબિત કરવા ઊજવવી હોય તો પ્રયોગરૂપે તેનો—કાર્યક્રમનો—એક વખત જરૂર અમલ થવો ઘટે.

આણંદ શાન્તિકુમાર લલ્લુભાઇ પટેલ

—*—

## જાણવાજોગ

### ૧૩. વડોદરા પ્રાંત ગ્રામદવાખાનાની યોજના

**વડોદરા** પ્રાંત પંચાયત તરફથી વડોદરા પ્રાંતનાં ગામડાંનું આરોગ્ય જાળવવા માટે જ્યાં સરકારી દવાખાનાં નથી ત્યાં ગ્રામ દવાખાનાં ચલાવવાની યોજના કરેલી છે, જેને શ્રી. સરકારે પણ સ્વીકારી છે.

ગામની જરૂરિયાત પ્રમાણે લોકમદદ રૂા. ૧૫, ૨૫ કે ૫૦ એકત્ર કરી પ્રાંત પંચાયતમાં ભરવાથી એથી બમણી બીજી મદદ પ્રાંત પંચાયત તથા શ્રી. સરકાર તરફથી ઉમેરાઇ દવાઓ તથા તપાસણીવૈદ્યની સગવડ આપવા યોજના થયેલી છે.

જે તાલુકામાં આવાં ૨૦થી ૩૦ અને નાના તાલુકામાં ૧૫ દવાખાનાં શરૂ થશે ત્યાં તપાસણીવૈદ્ય રખાશે. એ વૈદ્ય તાલુકાનાં દવાખાનાંમાં દેખરેખ માટે ફરતા રહી જે તે સ્થળે ફેરણી વખતે દરદીઓને તપાસશે તેમજ દવાઓ આપવાનું કામ કરતા જે તે સ્થળના કાર્યકર્તાને દવા આપવા સંબંધે માહિતી આપતા રહેશે. તેમજ જ્યાં ગ્રામદવાખાનાં પણ ના હોય તેવાં ફેરણી વખતે વચ્ચે આવતાં ગામડાંના લોકોને પણ એ વૈદ્ય પ્રાંત પંચાયત તરફથી સાથે રખાએલી દવા વગર ફીએજ આપશે.

જે ગામને દવાખાનાનું મકાન બાંધવું હશે એ લોકમદદના રૂા. પાંચસો અગર તેથી વધુ ભરશે તેને બીજી પ્રાંત પંચાયત મદદ પણ રૂા. પાંચસો આપવામાં આવશે. કોઇ દાતાનું નામ આપવાની શરતે પણ લોકમદદ મેળવી આ લાભ લઇ શકશે.

દરેક તાલુકામાં આ કાર્યની સફળતા માટે આરોગ્યમંડળ સ્થાપવાની ખાસ જરૂર છે. જે તાલુકામાં મહાલ આરોગ્યમંડળ નહિ સ્થપાયું હોય ત્યાં પ્રાંત પંચાયતના સભ્યોની તાલુકા આરોગ્યસમિતિ બનશે, જે બીજા જોઇતા સભ્યો પણ ઉમેરી લેશે. અને જ્યાં આરોગ્યમંડળ સ્થપાયું હશે ત્યાં પ્રાંત પંચાયતના સભ્યોને એ મંડળો પોતામાં ઉમેરી લેશે. અને સૌ સાથે મળી મહાલમાં ગ્રામદવાખાનાં વિશેષ સ્થપાય તેવી યોજના ઘડી એ દિશામાં પ્રયત્નો કરશે એવી આશા છે.

લોકમદદની રકમ ભરવાની મુદત જુન આખર સુધીની રાખેલી છે, પરંતુ આ યોજનાનો પૂરતો પ્રચાર થઇ વિશેષ લાભ લેવાય એ દષ્ટિએ ચાલુ સાલે સપ્ટેમ્બર આખર સુધી લોકમદદ સ્વીકારવાનું ધોરણ ચાલુ રાખ્યું છે. એ પછી જે તે ગામે દવાની યાદીઓ પસંદગી માટે મોકલી માગણી પ્રમાણેની દવાઓ મોકલી આપવાની તજવીજ થનાર છે.

દરેક ગામના પટેલ, શાળાના શિક્ષક, પુસ્તકાલયના મંત્રી કે કોઇ પણ સેવાભાવી યુવકોને આ અતિઉપયોગી ગ્રામદવાખાનું પોતાને ગામે કે આજુબાજુનાં ગામોએ શરૂ કરવા માટે તુરતજ લોકમદદ એકત્ર કરી વખતસર—તાત્કાળિક મોકલી આપવા ખાસ ભલામણ છે.

વરણામા ચિમનભાઇ હ. અમીન
ઉપાધ્યક્ષ, વડોદરા પ્રાંત પંચાયત

—*—

## નાતનું સરવાયું

આ માસે વિક્રમ સંવતનું ૧૯૯૭મું વર્ષ પૂરૂં થાય છે અને સાથેજ આ માસિક પત્રનું પણ ૧૮મું વર્ષ પૂરૂં થાય છે. ત્યારે રવૈયા પ્રમાણે આ પૂરે થતે વર્ષે નાતનું સરવાયું કાઢી જોઇએ, જેથી આ વર્ષમાં નાત કેટલી આગળ વધી, કેટલી પાછળ પડી એના જમા ઉધારના તરસાળા જડે.

છેલ્લાં કેટલાંક વર્ષથી યુવકોનું સંગઠિત બળ શિથિલ પડ્યાથી સામાજિક પ્રગતિ અટકી પડી છે. આપણું 'પાટીદાર યુવકમંડળ' બદલાઇને 'પાટીદાર મંડળ' બની ગયું, અને પછી તો એ 'પાટીદાર મંડળ' પણ મરવાની આળસેજ જીવે છે; ના, હવે તો તેવુંય જીવતું નથી! કારણ કે સં. ૧૯૯૫માં ઓડમાં પરિષદ ભર્યા પછી તેના કાર્યકર્તાઓ સોડ તાણીને સૂતા છે. વળી પ્રથમ અને સ્વતંત્ર રીતે સ્થપાએલો 'પાટીદાર ભગિનીસમાજ' પણ કંઇક વધારે કામ કરી

શકવાની આશાએ 'પાટીદાર મંડળ'માં ભળી ગયો, એટલે એ પણ એ 'પાટીદાર મંડળ'ની સાથેજ સોડ તાણીને સુતો! આજ સુધી બાળલગ્ન કરનાર ઉપર ફરિયાદો થતી, તેય હવે આ વર્ષથી તો બંધ થઈ છે. ઊર્મિના દિવસોમાં બીજું કંઇ કામ ન હોવાથી મંડળો સ્થપાય એની બીજી દશા હોય પણ શી? હવે તો નવલોહિયાળાં યુવક-યુવતીઓ એ 'પાટીદાર મંડળ'ને પોતાના હાથમાં લેઇ કંઇ કરી બતાવે તો ખરું. યુવાન ભાઇબેનો, યુવાની તો ત્યારે તમારી શોભે! દરેક જાતિનું ભાગ્યવિધાન યુવાનોના હાથમાં હોય છે.

વડોદરામાં તો પાટીદાર મંડળ છેજ, ગયે વર્ષે અમદાવાદમાં પાટીદાર સેવાસમાજ અને આ વર્ષે આકોલામાં પાટીદાર સમાજ સ્થપાયા છે. મુંબઇમાં તો પાટીદાર મંડળ બહુ જૂનું છે, પણ આપણા સમાજનાં હિત વધારવા અને અહિત ટાળવા તેણે આજ સુધી શું કર્યું છે તે આપણને ખબર નથી. નવાં મંડળો કંઇક કરી બતાવશે એવી આશા રાખીએ.

યુવકોનું સંગઠિત બળ તૂટવાથી જ્ઞાતિહિતને વિષે કંઇ પ્રયત્નો થયા નથી. અને આ વર્ષે પણ પ્રેતભોજન તો થયે ગયાં છે. પણ છતાંયે એ રૂઢિજડતા ઉપર ઘા કરીને પણ તેના બંધનમાંથી ને કાણુમાંથી છૂટનારા યુવકો નથી પડ્યા એમ નથી. આ વર્ષમાં પણ અનેક સ્થળે પ્રેતભોજન ન જમાડીને સમાજને શુદ્ધ માર્ગ બતાવનારા યુવકો નીકળ્યા છે. સિનોર તાલુકાના સેગવા ગામના ભાઇ શંકરભાઇ ત્રિભુવનદાસ પટેલે પોતાનાં માતુશ્રી પાછળ પ્રેતભોજન નથી જમાડ્યું. વળી એજ તાલુકાના બીયણી ગામના બધા લોકોએ એકઠા થઇ મરણ પાછળ કંઇ પણ જમણ નહિ જમાડવાનો ઠરાવ કર્યો છે. કંડારીમાં મરણ પાછળ બે ત્રણ દિવસ જમાડવાનો રિવાજ છે, તે રૂઢિ તોડીને ત્યાંના 'નવ ભાગ'ના ભાઇઓએ મળીને ઠરાવ કર્યો છે કે પ્રેતભોજનને પ્રસંગે એકજ દિવસ જમવું જમાડવું.

વળી લોક હવે સમજતા થયા છે, મરણ જેવે શોકપ્રસંગે જમણ જમાડવાને બદલે મરનારને નામે કંઇ પુણ્યદાન દેવું એ ઉત્તમ વસ્તુ છે. ઉત્તરસંડાના ભાઇ ઇશ્વરભાઇ કુબેરભાઇ પટેલે પોતાના સદ્ગત પિતા પાછળ ત્યાંના સાર્વજનિક બાલમંદિરને રૂ. ૧૦૦૦નું દાન કર્યું અને તે બાલમંદિરની ઉદ્ઘાટનક્રિયા નડીઆદના ભાઇ ડાહ્યાભાઇ મરઘાભાઇ દેસાઇને હસ્તે કરાવી. તે પ્રસંગે ભાઇ ડાહ્યાભાઇ દેસાઇએ પણ રૂ. ૩૦૧ બાલમંદિરને દાનમાં આપ્યા. ભાદરણના ભાઇ ચિમનભાઇ મોતીભાઇ પટેલે પોતાના સદ્ગત ભાઇ ડૉ. વલ્લભભાઇના સ્મરણાર્થે 'ચ. એ. સોસાયટીના સ્વયંપાકી આશ્રમમાં વા ચરોતર પ્રદેશની તે ધોરણે ચાલતી બીજી કોઇ સ્વયંપાકી આશ્રમની સંસ્થામાં

રહી ધોરણ ૪ થા તે ઉપરાન્તના વર્ગમાં સારી રીતે વિદ્યાભ્યાસ કરનાર ઓછા સાધનવાળા પાટીદાર વિદ્યાર્થીને આપવા' માટે રૂા. ૧૫૦૦નું ટ્રસ્ટ ફંડ ચરોતર એજ્યુકેશન સોસાયટીને સોંપ્યું છે. ચાંગાના ભાઇ પુનમભાઇ અમથાભાઈ પટેલનું અવસાન થતાં તેમના પુત્રોએ પોતાના પિતાના સ્મરણાર્થે ચાંગાની અંગ્રેજી શાળાના વાર્ષિક પરીક્ષામાં ધોરણવાર પહેલે નંબરે આવનાર વિદ્યાર્થીઓને ઉપયોગી પુસ્તકો આપવા માટે રૂા. ૫૦૧નું ટ્રસ્ટ ફંડ ચ. એ. સોસાયટીને સોંપ્યું છે. ખાંધલીના ભાઇ રામભાઇ ભાઇલાલભાઇ પટેલે પોતાના પિતાના અવસાનપ્રસંગે ટીકાઓ સહન કરીને પણ પ્રેતભોજન ન જમાડતાં તે ગામની કન્યાકેળવણીના ઉત્તેજનને માટે રૂા. ૨૫૦નું ટ્રસ્ટ ફંડ ચ. એ. સોસાયટીને સોંપ્યું છે. આ તો જે હકીકત મળેલી અને પ્રસંગકથામાં લેવાએલી તે તારવીને મૂકી. પણ તે ઉપરાન્ત પણ કેટલાક ભાઇઓ હશે, જેમણે પ્રેત-ભોજનને બદલે સાર્વજનિક દાન કર્યાં હશે, એ સૌ ભાઇઓએ આ પુણ્યમાર્ગ લીધો તે માટે તેમને ધંન્યવાદ ઘટે છે. લોકસમૂહ તેમનું અનુકરણ કરે તેમાં જ તેમનું હિત છે.

હવે લગ્નક્ષેત્રમાં આવીએ. એ ક્ષેત્રમાં ભ્રષ્ટતા હજી પ્રવર્તી જ રહી છે. યુવકો અને ભણેલા પણ એ ભ્રષ્ટતાને પોષી રહેલા છે, એક ઉપર બીજી પત્ની પરણતાં પાછું વાળી જોતા નથી. ભાદરણના ભાઇ ધર્મદાસ ગોવિંદભાઇ પટેલ હાલમાં પેટલાદ કચેરીમાં વકીલાત કરે છે. બારેક વર્ષ ઉપર એમનું લગ્ન સોજીત્રામાં થએલું, પણ તે બેન સાથે એમને પાટો ગોઠતો નહિ આવ્યાથી તે ગયા માહ માસમાં તારાપુર પરણી આવ્યા. તારાપુરના યુવકોએ એ લગ્ન સામે વિરોધ ઉઠાવ્યા છતાં ત્યાંના ભાઇ વલ્લભભાઇ લાલુભાઇએ પોતાની કુમળી કન્યા એ ભાઇને આપી! વળી કરમસદના વિધુર થએલા ભાઇ મગનભાઇ મોતીભાઇને ત્રણ પુત્રો તથા બે પુત્રીઓ હોવા છતાં અને વળી પુત્રને ત્યાં પણ પ્રજા હોવા છતાં ૪૫ વર્ષની ઉમરે પણ વૈધવ્ય ન વેઠાયાથી દશોકોશીમાં ભાત ગામે છએક માણસની જાન લેઇને પરણી આવ્યા!

આવા નંદાએલા પુરુષોને પોતાની કુમળી કન્યા આપનાર નિર્દય પિતાઓ તૈયાર જ હોય છે, કારણ કે એવાને કન્યા દેવાથી પૂરી પરઠણ ભરવી પડતી નથી, કોઇક વાર સમૂળી પણ ભરવી પડતી નથી. આમ પરઠણ બચાવવા—એટલે કંઇક અંશે પરોક્ષ રીતે કન્યાવિક્રય કરવા—ખાતર લોકો આવાઓને કન્યા દે છે. આ હકીકત સ્પષ્ટ જાહેર કરે છે કે કુળવાન ગણાતા પાટીદારો પરઠણ લેવામાં કેટલો આગ્રહ રાખે છે. એ લોકો પોતાના દીકરાની પરઠણ

માટે કન્યાપિતાઓનાં ગજવાં સામે તાકીને બેસીજ રહ્યા હોય છે અને જોઇતી પરઠણ ન આપી શકનાર કન્યાપિતાઓને આંગણે પગજ મૂકવા દેતા નથી. પેટ ભરીને પરઠણ લીધા પછીયે એવી વહુને જંપીને રહેવા દેતા નથી. તે બિચારીને પેટ ભરીને ખાવા મળતું નથી કે નિરાંત વાળીને બેસવા મળતું નથી. સાસરિયાંના ત્રાસને પરિણામે એ બિચારીને કૂવો હવાડો ખોળવો પડે છે. મહેળાવના કુળવાન ગણાતા ભાઇ ગોવર્ધનભાઇ શંકરભાઇ પટેલનાં લગ્ન થોડાજ વખત ઉપર ખાંધલી ગામે થએલાં. એ બિચારાં કમુબેનને થોડાજ વખતમાં સાસરિયાંના ત્રાસનો એવો કડવો અનુભવ થયો કે તેથી કંટાળીને ગામના કૂવામાં પડતું મેલ્યું. કુળવાન ગણાતા લોક આવી તો કેટલીયે કુમળી કન્યાનાં ખૂન કરશે! અને આ લોકને દીકરીઓનું લોહી છાંટીને સ્વરાજ્ય જોઇએ છે! પરાધીન હિંદીઓ સ્વરાજ્ય માટે નિરંકુશ અંગ્રેજોનો બહિષ્કાર કરે છે, તેમજ કુળહીન લેખાતા પરઠણપીડિત લોકોએ નિરંકુશ કુળાભિમાન લોકોનો શા માટે બહિષ્કાર ન કરવો ઘટે? માનભંગ થઇને એમણે એમને કન્યા આપવા જવુંજ શા માટે? એમ થશે ત્યારેજ પોતાને કુળવાન લેખતા, પણ વાસ્તવિક રીતે તો પરઠણસ્વાર્થે સડેલા એ લોકની સાન ઠેકાણે આવશે. અને હવે ભણેલી કન્યાએ તો પરઠણ માગનાર વરને અસ્પૃશ્યજ ગણી કાઢવો ઘટે. ના, એ વિના બીજો ઉપાય નથી!

આણંદમાં ભરાએલા પાટીદાર ભગિનીસમાજનાં પ્રમુખ, મુંબઇ 'ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ પત્રિકા'નાં તંત્રી અને સામાજિક સુધારા વિષે ખૂબ બોલનાર ધર્મંજનાં બેન ગંગાબેન ગોરધનભાઇ પટેલ પોતાના પચીશેક વર્ષની ઉંમરના પુત્રને કુળહીન ગણાતા ગામડામાં હજારોના હિસાબની પરઠણે વેચી નિરાંત કરીને હવે સ્વરાજ્ય લેવાના સંગ્રામમાં છાતીભેર પડીને જેલમાં જઇ બેઠાં છે! ગાંધીજી જાણે કે તેમના સ્વરાજ્યસંગ્રામના યોદ્ધાઓ કેવા બહાદુર છે! વળી ઓડ 'પાટીદાર મંડળ'ની પરિષદના પ્રમુખ ભાઇ દાદુભાઇ દેસાઇએ પણ પોતાના પુત્રને એથી કેટલાયે ગણી પરઠણ લેઇને, પોતાને કુળહીન ગણાવનાર સોજીત્રાના મનરવી ડાહ્યાભાઇનાં પુત્રી સાથે પરણાવ્યા છે એવી વાત આ ઊનાળામાં ખૂબેય ચવાએલી. ચરોતરનો આ ચેપ કાનમનેય વળગ્યો છે.

આ વર્ષેય સાદાઇથી લગ્ન થયાં છે. આણંદના ભાઇ ભાઇલાલભાઇ બેચરભાઇ પટેલનાં પુત્રી બેન કમળાબેનનું લગ્ન નાપાડના ભાઇ નલિનીકાન્ત સાથે અમદાવાદમાં લેડી વિદ્યાગૌરીને બંગલે છેક સાદાઇથી થયું. કોઇ પ્રકારની લેવડદેવડ નહોતી અને ત્રીશેક માણસ જમવામાં હતાં. વસો બોર્ડિંગ હાઉસમાં

રહીને મેટ્રિક સુધીનો અભ્યાસ કરેલો એવા પાડગોલના ભાઇ ગોરધનભાઈ સલુભાઇ પટેલનું લગ્ન નડીઆદ વિઠ્ઠલ કન્યાવિદ્યાલયમાં રહી અભ્યાસ કરેલો એવાં પોરડાનાં બેન કમળાબેન ગોરધનભાઇ પટેલ સાથે થયું. લગ્નને દિવસે સાંજે વરરાજા છ સાત માણસની જાન લેઈને આવ્યા, લગ્નક્રિયા સાદી રીતે થઇ, રાત્રે જમીને જાન સવારમાં ચાલતી થઇ. આ લગ્નમાં પણ કોઈ પ્રકારની લવડદેવડ નહોતી. સિનોર તાલુકાના છાણભોઇ ગામના ભાઇ ગરબડભાઇ દરૂભાઇ પટેલનાં પુત્રીનું લગ્ન મોટાફોફળીઆ ગામના ભાઇ ગુલાબભાઇ તુળસીભાઇ પટેલના ભત્રીજા સાથે થયું. એમાં પણ છેક સાદાઇ હતી અને એ લગ્નક્રિયા રૂા. ૫૦માં સમેટી લેવાઇ હતી. આજના કડવા કાળમાં સામાજિક ખર્ચોમાં ખુવાર થતા ભાઇઓને આ સરળ અને વિશુદ્ધ માર્ગ દેખાડવા માટે એ સૌ ભાઇઓને ધન્યવાદ ઘટે છે. આવા ભાઇઓ એક રીતે સમાજગુરુઓ ગણાય. સિનોર તાલુકાના ટીંબરવા ગામના ભાઇ ભગવાનદાસ નારણભાઇ પટેલે પોતાનાં ૨૧ વર્ષની ઉમરનાં પુત્રીનું લગ્ન ઉમરાજ ગામના ભાઇ ચંદુભાઇ કિશોરભાઇ પટેલ સાથે કર્યું. લગ્નક્રિયા વડોદરામાં થઇ હતી. એક જ દિવસમાં સૌ પતવી દેવાયું હતું. કોઇ પણ પ્રકારની લેવડદેવડ નહોતી. પણ લગ્નપ્રસંગે એ રાત્રે પાંચસોએક માણસને જમણવારમાં નોતરી જમાડયા અને બાકીની બીજી બધી સાદાઇ ઉપર આ જમણવારે ધૂળ મેળવી!

હવે પાટીદાર કન્યાઓએ કેળવણી લેવા માંડી છે અને કેટલીક તો ગ્રેજ્યુએટ થઇ છે. એવી એક ગ્રેજ્યુએટ કન્યાનાં લગ્ન આ વર્ષે થયાં છે. સોજીત્રાના ડૉ. ભાસ્કરરાવનાં પુત્રી બેન મંગળાબેન B. Sc. છે. એમની ઉમર ૨૩ વર્ષની છે. એમનાં લગ્ન ભાદરણના સદ્દગત ડૉ. વલ્લભભાઇ મોતીભાઈ પટેલના પુત્ર ભાઇ ભૂપેન્દ્રભાઇ સાથે થયાં. એ ભાઇ ઇંગ્લેંડ જઇ B. Pharm અને Ph. C. થઇ આવેલા છે. લગ્નક્રિયા સોજીત્રામાં થએલી. લગ્નમાં કંઇ ધામધૂમ નહોતી. પરઠણની કે બીજી કંઇ પ્રકારની લેવડદેવડ નહોતી. જાન બપોરે આવી સાંજે લગ્નક્રિયા કરી જમીને બીજે દિવસે બપોરે પાછી ફરી હતી.

પણ પરઠણનું ભૂત કુળવાનોને એવું વળગ્યું છે કે તેમને કન્યાના ભણતરની યે કંઇ કિંમત નથી. અને તેથી સ્થિતિ એવી થઇ પડી છે કે ભણેલી કન્યાઓને લગ્ન કરવામાં તો અભણ કન્યાઓના જેટલી જ પરઠણ આપવી પડે છે. અને ભણેલો વર તો મોટી પરઠણ માગે છે. આમ ભણેલી કન્યાઓ માટે પણ નાતમાં યોગ્ય વર મેળવવામાં તેટલી જ મુશ્કેલી પડે છે.

આ વર્ષે આન્તરજ્ઞાતીય લગ્નો થયાં છે. (૧) સોજીત્રાના રહીશ, પણ વડોદરામાં રહેતા ટ્રેક્ટર એંજિનિયર ભાઇ પશાભાઇ છોટાભાઇ પટેલે ગાયકવાડ રેલ્વેના ચીફ એંજિનિયર ભાઇ ડાહ્યાભાઇ શુક્લનાં પુત્રી બેન વસંતબેન શુક્લ સાથે વડોદરામાં લગ્ન કર્યું. (૨) વડોદરા કોઠીપોળના ભાઇ વ્રજલાલ પટેલે મોતાલા બ્રાહ્મણ જ્ઞાતિનાં બેન સુકન્યા સાથે વડોદરામાં લગ્ન કર્યું. (૩) ધરોલાના ભાઇ રણધીર તુળજાભાઇ પટેલ પૂર્વ આફ્રિકામાં નાઇરોબીની કન્યાશાળામાં શિક્ષક છે. તેજ કન્યાશાળામાં બેન સુશીલાબેન શર્મા નામે બ્રહ્મભટ્ટ જ્ઞાતિનાં બેન શિક્ષિકા છે. ભાઇ રણધીરે બેન સુશીલાબેન સાથે નાઇરોબીથી ૩૭ માઇલ દૂર થીકા નામે સ્થાન છે, ત્યાં જઇ લગ્ન કર્યું.

બે સાહસવીરોની કથા કહ્યા વિના આ સરવાયું સમાપ્ત કરી દેવાય એમ નથી. આણંદ તાલુકાના થામણા ગામે કોઇના બળતા ઘરમાં પેસી જણસો વગેરેની પેટી બહાર કાઢતાં ભાઇ સોમાભાઇ નરસિંહભાઇ પટેલ નામના ભાઇને શરીરે ઇજા થએલી. આ પ્રમાણે જીવને જોખમે ઘરવાખરીની મિલકત બચાવ્યા બદલ જિલ્લાના કલેક્ટર તરફથી તેમને 'ગૂડ સર્વિસ સર્ટિફિકેટ (સારી સેવા બદલ પ્રમાણપત્ર)' આપવામાં આવેલું છે. (૨) મૂળ કળોલીના (પણ સોજીત્રામાં વતન કરી રહેતા) ભાઇ બાવાજીભાઇ લલુભાઇ પટેલનો સોળેક વર્ષનો પુત્ર ભાઇ રમણ મુંબઇની ગોકળીબાઇ હાઇ સ્કૂલમાં અભ્યાસ કરતો હતો. તેજ શાળાનો એક વિદ્યાર્થી પાસેના એક કૂવામાં પડી ગયો. બૂમ સાંભળીને ભાઇ રમણે શાળાના માળ ઉપરથી સાહસ કરીને એકદમ કૂદકો માર્યો અને કૂવામાં પડતું મેલી પેલા છોકરાને બચાવી લીધો. ખરેજ, આવા સાહસવીરોજ સાચા ક્ષત્રિય છે અને ધન્યવાદને પાત્ર છે. વ્યાયામ પરિષદોમાં બે બે મણનાં વજન હાથ વડે ઉઠાવીને તાળીઓ પડાવનાર વ્યાયામવીરો, જ્યાં સુધી તમે શરીરબળની સાથે આવું સાહસશૌર્ય ન કેળવો, ત્યાં સુધી માત્ર તમારૂં શરીરબળ નિરર્થક છે, વીરો કહેવાવા તમે સાચી રીતે યોગ્ય નથી.

ચરોતર એજ્યુકેશન સોસાયટીએ બેનોને અર્ધે લવાજમે 'સ્ત્રીબોધ' આપવાની વ્યવસ્થા આ વર્ષે પણ ચાલુ રાખેલી છે. ખાસ ફંડમાંથી બેનોને વિનાલવાજમ, અને પાટીદાર ભગિનીસમાજના ફંડમાંથી ઓછે લવાજમે 'પાટીદાર' આપવાની યોજના આ વર્ષે પણ ચાલુ છે. તેમજ સામાન્ય ફંડમાંથી વિદ્યાર્થીઓને અને ગુજરાતી શાળાના શિક્ષકોને રૂ. ૧ાામાં 'પાટીદાર' આપવાની યોજના પણ ચાલુ છે. ફંડ મળશે તો આવતે વર્ષે પણ આ બંને

યોજના ચાલુ રહેશે. ઉદાર ભાઇબેનો ફંડ મોકલીને પોતાનાં ભાઇબેનોને આ યોજનાએ 'પાટીદાર' વાંચવાની વ્યવસ્થા કરી આપે.

અંત્યજો પ્રત્યેની આપણી સૂગ હજી દૂર નથી થઇ અને તેથી અનેક ગામોની શાળાઓમાં તેમના વિદ્યાર્થીઓ દાખલ નથી થઇ શકતા. પાટીદાર ભાઇબેનો, દેશના સૌ ભાઇઓને સમાનભાવે રાખીશું તોજ સ્વરાજ્ય શક્ય છે, એ આપણે સમજવું ઘટે.

આ વર્ષનું આપણી નાતનું આ સરવાયું. વાચક વિચારી કે આપણે કેટલા આગળ વધ્યા, કેટલા પાછળ પડ્યા. અને એ વિચારી આવતે વર્ષે કંઇક તો આગળ ધપવાનો નિશ્ચય કરીએ જ.



## પ્રસંગકથા

### ગ્રેજ્યુએટ યુવતી પોતાની બેનનાં શોક થયાં!

નાગરોમાં એવો સંપ્રદાય છે કે એક સ્ત્રી જીવતી છતાં બીજી પરણી શકાય નહિ. એ સંપ્રદાય ઉપર પગ મૂકીને ભણેલાં યુવક-યુવતીએ આ માસમાં લગ્ન કર્યું છે. સુરતના ભાઇ સુરેન્દ્ર સિંધિયા કંપનીમાં નોકરી કરે છે અને તેમની ઉમર ૪૪ વર્ષની છે. તેમનાં પત્ની બેન ઉર્મિલાબેનની ઉમર ૩૦ વર્ષની છે. તેમનેજ આશ્રયે રહીને બી. એ. થએલાં અને હાલ શિક્ષિકાની નોકરી કરતાં તેમનાં નાનાં બેન રશ્મિબાળા ૨૭ વર્ષની ઉમરનાં છે. આજ સુધી એ પણ બેનબનેવીની સાથેજ મુંબઇમાં રહેતાં. આ માસમાં એક શનિવારે (તા. ૨ : ૮ : '૪૧ને રોજ) ભાઇ સુરેન્દ્ર અને બેન રશ્મિબાળા પોતપોતાની નોકરી ઉપર જાય છે એમ બેન ઉર્મિલાબેનને કહી ઘેરથી નીકળી ગયાં. વખત થતાં એમાંથી કોઇ ઘેર આવ્યું નહિ, ત્યારે ઉર્મિલાબેને તે વિષે તપાસ કરાવી, પણ કયાંય એમનો પત્તો લાગ્યો નહિ. આખી રાત એ બેને વિમાંસણ કર્યા પછી બીજે દિવસે સવારે કોઇ સાથે પોતાના પતિએ મોકલેલી ચિઠ્ઠિ મળી, અને ત્યારેજ એમને ખબર પડી કે એ બે તો પરણી ગયાં! પોતે પાળીપોષીને મોટી કરેલી સગી બેન આમ ભણીગણેલી થઇને પોતાનાજ પેટ ઉપર પાટું મારશે એવો તો એ બેનને સ્વપ્ને ય ખ્યાલ શેનો હોય! ભણેલીઓએ શોક થવાનું અને એમ કરીને સ્વજાતિશત્રુ થવાનું વ્રત લીધું છે કે શું! ત્યારે હવે પ્રથમ પત્ની બેન ઉર્મિલાબેનની દશા શી!

### સદ્યુરલગ્ન કરનાર પતિને રોકડો જવાબ

"પોરબંદર, તા. ૨૮. કાઠિયાવાડની બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિમાં એક ખળભળાટ મચાવનારો બનાવ બની ગયો છે. બનાવની વિગત એવી છે કે મજેવડીની

બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિની એક યુવતીનાં લગ્ન જેતપુરમાં તેજ જ્ઞાતિના એક યુવાન સાથે ૧૪ વર્ષ પહેલાં થએલાં. પણ પાછળથી એ યુવતી ઉપર સાસરીઆંનો ત્રાસ ગુજરવા લાગ્યો. ત્રાસ અસહ્ય થઇ પડયાથી યુવતી પિયેર આવી, જ્ઞાતિ પાસે રક્ષણ માગ્યું. પણ જ્ઞાતિપટેલોએ દાદ સાંભળવાને બદલે ભળતો જવાબ આપ્યો. અને પાછળથી તેના પતિએ ફરી વાર લગ્ન કર્યાથી મજકુર યુવતીએ સાસરીઆંની તથા સમાજની ગુંડાગીરી સામે બંડ પોકાર્યું અને ૨૪ વર્ષની ઉંમરે પોરબંદરની એજ જ્ઞાતિના એક પુરુષ સાથે વૈદિક વિધિથી લગ્ન કર્યું છે" ('ગુજરાત સમાચાર,' તા. ૩૦:૭:'૪૧).

### ચતુર્દિશ દૃષ્ટિ

આવાં લગ્નોને અંધપરંપરા ન્યાયથી આજે સમાજનો મોટો ભાગ એકદમ તરછોડી કાઢશે. આંધળાના ટોળાના લોક હાથીની પરીક્ષા કરવા નીકળશે ત્યારે જે આંધળો હાથીના પગ ઉપર હાથ ફેરવશે તે કહેશે કે હાથી થાંભલા જેવો છે, જે તેના કાન ઉપર હાથ ફેરવશે તે કહેશે કે હાથી સૂંપડા જેવો છે. એમ સૌ પોતપોતાની અંધ દૃષ્ટિએ જે અનુભવ કરશે તેમને હાથી તેવા પ્રકારનો લાગશે. પણ ચારે દિશાથી ખુલ્લી દૃષ્ટિએ અનુભવનારને તો હાથી જુદાજ પ્રકારનો લાગશે. આવાં લગ્નો વિષે પણ સમાજનું દરેક જણ પોતપોતાના અમુક એક પ્રકારના અનુભવ પ્રમાણે અભિપ્રાય બાંધશે. પણ બુદ્ધિશાળી અને ચતુર સમાજે તો દરેક વિષયને ચારે દિશાએથી—ચતુર્દિશ દૃષ્ટિથી—તપાસીને સમાજને હિતજનક હોય એવોજ ન્યાય આપવો ઘટે.

### ત્યારે એ સ્ત્રીએ કરવું શું?

પુરુષે પોતાને કાંડાબળે સ્ત્રીને બહુ જુલમથી દબાવી દીધી છે. એને કોઇ પણ પ્રકારના અધિકાર નહિ, કોઇ પણ પ્રકારની સ્વતંત્રતા નહિ. 'સ્ત્રીએ બાળપણમાં પિતાની આજ્ઞામાં, યુવાનીમાં પતિની આજ્ઞામાં અને વૃદ્ધાવસ્થામાં પુત્રોની આજ્ઞામાં રહેવું; સ્ત્રીએ સ્વતંત્રતા ભોગવવી નહિ.' (૫:૧૪૮), એમ મનુસ્મૃતિમાં લખી દેઇને સ્ત્રીઓને છેક અપંગ બનાવી દીધી. અને પુરુષ તો સ્ત્રી ઉપર રાજા! એ તો ગમે તે કરે! કઢીમાં સ્ત્રીથી જરા મીઠું વધારે પડી ગયું, કે બાપા બીજે દિવસે ઊઘલીને બીજી પરણી લાવ્યા! સ્ત્રી સાથે જરાક વાંકું પડયું કે તુરત બાપા હાથમાં લોટો લેઇને ચાલ્યા તે બીજી પરણીને આવ્યા! સ્ત્રી કોઇ પણ કારણે કે કારણ વિનાય ગમતી ના હોય તોય રમતરમતમાં પુરુષ બીજી પરણી લાવે. પણ સ્ત્રી પુરુષને હાથે વિના કારણેય અનેક તરેહથી રિબાતી હોય, છતાં તેનાથી બીજો પતિ તો નજ કરાય. વળી પુરુષની મરજી ના હોય તો એ સ્ત્રીએ પોતાના પુરુષથી જુદું ય ના રહેવાય. જો જુદી થઇને બીજે

ક્યાંક રહેવા જાય તો વડોદરા રાજ્યમાં તો વળી એવો કાયદો છે કે પતિની ફરિયાદ ઉપરથી સરકારની પોલીસ તે સ્ત્રીને પકડી લાવી તેના પુરુષને સોંપી દે! સ્ત્રીની કેવી પરાધીનતા! પુરુષે એને કેવી અપંગ બનાવી છે. છતાં સમાજ અંધપરંપરાથી જડ દૃષ્ટિએ એ પ્રશ્ન એક દિશાએથી જોયા કરે છે. આપણે એને ન્યાય આપવા ચતુર્દિશાએ દૃષ્ટિ રાખીને આ પ્રશ્ન વિચારવો ઘટે. પુરુષ એક સ્ત્રી જીવતી છતાં બીજી સ્ત્રીને પરણે, તો એણે પ્રથમ સ્ત્રીને લગ્નબંધનમાંથી છૂટી કરવીજ ઘટે. અને પુરુષ એમ ન કરે તોય સ્ત્રીએ પોતાને તે લગ્નબંધનથી છૂટી થઇ માનીને ઇચ્છા હોય તો બીજું લગ્ન કરી લેવું પણ ઘટે. આજ સાચો ન્યાય છે.

**સાચો ઉપાય**

પણ પુરુષ તો મોટો ચમરબંધી રહ્યો ને! સંસારવ્યવહારના અને રાજ્યકારભારના પણ કાયદા કરવામાં. સર્વ અધિકાર પુરુષને સ્વાધીન—એમાં સ્ત્રીથી એક શબ્દ પણ ના બોલાય! એટલે એણે કરેલા કાયદામાં પગના તળિયા જેટલી કિંમતની માનેલી સ્ત્રીને ન્યાય તો ક્યાંથીજ મળે! એટલે પુરુષ તો એક ઉપર એકવીસ સ્ત્રી કરે તોય એ કાયદેસર! અને સ્ત્રી એક જીવતે પુરુષે ફરી લગ્ન કરે તો? પુરુષે કાયદાથી ઠરાવી દીધું કે એવું ભયંકર કૃત્ય કરનારી સ્ત્રીને અને એ કૃત્યમાં તેને સહાયતા કરનાર—તેની સાથે લગ્ન કરનાર—પુરુષને સાત વર્ષ સુધીની સાદી અથવા સખ્ત પ્રકારની કેદની સજા થાય અને વળી દંડની પણ સજા થાય! પુરુષને એક જીવતી સ્ત્રી ઉપર બીજી સ્ત્રી લાવવી હોય તો તેને કોઇ રીતે રોકી શકાતો નથી, ત્યારે સ્ત્રીનેજ શા માટે રોકવી? આવો એકતરફી ન્યાય શા માટે? આ નવજુગમાં હવે એ કાયદો માનવજાતિને શોભતો નથી. ત્યારે એ કાયદો ફેરવીને એવો કરવો ઘટે કે 'પુરુષ એક સ્ત્રી જીવતી છતાં બીજી વાર લગ્ન કરે, એટલે તે પુરુષ સાથેનું પ્રથમ સ્ત્રીનું લગ્ન, સ્ત્રીની ઇચ્છા હોય તો, આપોઆપ રદબાતલ થઇ જાય અને સાથે તેને જુદી રહેવાના તેમજ ફરી લગ્ન કરવાના અધિકાર આપોઆપ પ્રાપ્ત થાય; પણ જ્યાં સુધી તે સ્ત્રી જીવનનિર્વાહનાં સાધન સંપાદિત કરે નહિ અથવા ફરી લગ્ન કરે નહિ ત્યાં સુધી તેના જીવનનિર્વાહનાં સાધન આપવાનો બોજો પુરુષ ઉપર રહે.' સ્ત્રીની એવી સંકટસ્થિતિમાં આ વિના બીજો કોઇ આપદ્ધર્મ નથી. કાયદામાં એવો ફેરફાર કરાવવા પ્રયત્ન કરવા ઘટે અને એમ કરવું હવે સ્ત્રીઓનો ધર્મ છે. અને આજનો એ અન્યાયી કાયદો તોડવો એ પણ એજ માર્ગે જવાનો સ્ત્રીનો આપદ્ધર્મ છે. એ દિશાએ પગલાં માંડનાર એ સુલક્ષણિય યુવતીને ધન્યવાદ ઘટે છે.

## માડીને કહેજો જે દીકરી કૂવે પડી

વાસદના ભાઈ શનાભાઈ જીવાભાઈ પટેલે પોતાનાં દીકરી બેન દિવાળીબેનને સારસાના ભાઈ આશાભાઈ નગસિંહભાઈ પટેલ સાથે મોટી ધામધૂમથી પરણાવ્યાં હતાં. પછી તો આ દીકરી અને બે દીકરા મૂકીને ભાઈ શનાભાઈ અવસાન પામ્યા. બેન દિવાળીબેન પોતાના સાસરામાં રહેતાં હતાં. તેમના પતિ ભાઈ આશાભાઈ નજીવી મજૂરી કરી દહાડા કાઢતા, તેમાં વળી એ ભાઈ દારૂની લતે ચઢયા. પતિની નજીવી કમાણીમાંથી જેમ તેમ કરીને બેન દિવાળીબેન દોહ્યલા દહાડા કાઢતાં, પણ દારૂડીઆ પતિએ તેમની ઉપર મારઝૂડ શરૂ કરી. સ્થિતિ એવી થઈ પડી કે એ બેનથી મારઝૂડ સહન ન થઈ શકી. પતિના ત્રાસથી અંતે એ બેન દિવાળીબેન પોતાની પાંચેક વર્ષની દીકરી બેન મણિને લેઇ પોતાને પિયેર વાસદ ગયાં. પણ ત્યાંયે પોતાના ભાઈઓની આર્થિક સ્થિતિ એવી કંગાલ હતી કે તેમને પોતાનો જીવનનિર્વાહ કરવો મુશ્કેલ હતો, ત્યાં આ બેનનો અને ભાણીનો જીવનનિર્વાહ શી રીતે કરી શકે? આ સ્થિતિમાં બેન દિવાળીબેન છેકજ નિરાશ થઈ ગયાં અને અંતે વ. ૧:૧૦:'૯૭ને (તા. ૮:૮:'૪૧ને) દિવસે પોતાની દીકરી મણિને કેડે બેસાડીને અને 'માડીને કહેજો જે દીકરી કૂવે પડી,' એવો સંદેશો મોકલતાં વાસદના ભાગોળીઆ કૂવામાં પડતું મેલ્યું! લોકને ખબર પડતાં તેમણે કૂવામાંથી તેમને બંનેને કાઢયાં, જીવતાં નહિ પણ મરેલાં! અરેરે એ બેનને શું શુ વીત્યું હશે ત્યારે આમ હાથે કરીને પોતાનો અને પોતાની વહાલી દીકરી પોતાની પાછળ દુઃખ ના થાય એટલા માટે તેનો પણ જીવ કાઢી નાખ્યો હશે! જોયું, પરદુખિયા પાટીદારોમાં વહુની કેવી નજીવી કિંમત છે. એની કિંમત બજારૂ વસ્તુ જેટલીજ છે!

## પ્રાચીન કાળે સ્ત્રીની કિંમત

આજે તો શું પણ પ્રાચીન કાળેય સ્ત્રીની કિંમત બજારૂ વસ્તુ જેટલીજ હતી. બુદ્ધકાળનું એનું ઉદાહરણ આપું. બુદ્ધલીલામાં એક કથા છે: "વેસ્સંતરે તેજ ક્ષણે તાપસવેશધારી ઇંદ્રના હાથમાં પાણી મૂકયું. ઇંદ્રે તાપસવેશ કાઢી નાખી પોતાનું સ્વરૂપ પ્રકટ કર્યું અને વેસ્સંતરને કહ્યું, કે 'મહારાજ, આ વસ્તુ–મદ્રીદેવી–હવે મારી થઈ; પરંતુ એક અનામત વસ્તુ તરીકે એને તમારી પાસે મૂકી જાઉં છું, તેનું પૂર્વવત્ પાલન કરવું. માત્ર આ વસ્તુ આપવાનો અધિકાર તમને રહ્યો નથી'" ('બુદ્ધલીલા,' પૃષ્ઠ ૧૬). વળી પ્રાચીન કાળે તો પુરુષ પુણ્ય વહોરવા પોતાની સ્ત્રીને દાનમાં દેતો, મોસાળામાં દેતો, કામપીડિત મિત્રને સોંપતો, અતિથિને તેના સત્કારમાં સોંપતો, પોતાની

સ્તુતિ કે ખુશામદ કરનારને આપી દેતો, પોતાનું કામ કાઢી આપનારને આપી દેતો, ભાડે આપતો, લાંચલાલચમાં આપવાનું કબુલતો, જુગારમાં મૂકતો કે વેચી પણ મારતો. અને આમાંના અનેક પ્રકાર આજે પણ પ્રકટ નહિ તો ગુપ્ત રીતે ચાલે છે! નારીની આવી દશા કરનારનું કલ્યાણ કેમ થાય? ન જ થાય, એ આપણા સમસ્ત સમાજની અવદશા જ સ્પષ્ટ રીતે કહી આપે છે. હજીયે પુરુષજાતિ સમજે તો સ્ત્રીજાતિનું અને તેની સાથે જ પોતાનુંય કલ્યાણ સાધે.

**વિધવાની અવદશા**

વિધવાની અવદશાનો તો પારેય નથી. પુરુષ એક જીવતી સ્ત્રીએ ધારે તો બીજી પાંચ સ્ત્રીઓ પરણી શકે, વૃદ્ધાવસ્થામાં કુમળી બાળાને પણ પરણી શકે. પણ એ પુરુષ મરતાં તેની વિધવા સ્ત્રીથી તો એ વૈધવ્ય અવસ્થામાં પણ બીજો પતિ નથી થઇ શકતો. સાધન ન હોય તો સાસરિયાંની કે સમાજની લાતો ખાઇને પેટ ભરવું પડે, મજૂરી મળે તો મજૂરી કરીને પેટ ભરવું પડે, કે અંતે પતિતા થવું પણ પડે! અને એ સ્થિતિ સામે વિધવા બંડ કરીને બીજો પતિ કરી ન લે, એટલા માટે સમાજે એની સ્થિતિનાં હુલામણાં ફુલામણાં કરી એ વૈધવ્ય અવસ્થાના બનાવટી ગુણ ગાયા; એને 'ગંગાસ્વરૂપ' વગેરે મોટાં નામ આપ્યાં, છતાંયે મંગળપ્રસંગે તો એ ગંગાસ્વરૂપને અપશુકનિયાળ ગણી કાઢી!

**અને વિધુર?**

ત્યારે પ્રશ્ન થાય છે કે તેજ સ્થિતિ પુરુષે કેમ ભોગવવાની નહિ? એણે એકપત્નીવ્રત અને પત્ની મરતે વૈધુર્યવ્રત કેમ પાળવાનું નહિ? કારણ કે એ તો સ્ત્રી ઉપર મોટો અમરપટ્ટો ખરો ને! એટલે એ એવાં વ્રત શા માટે પાળે? એ તો વિધુર થતાની સાથે જ—હજી તો મૃત પત્ની સ્મશાનમાં ચિતા ઉપર બળતી હોય હોય—ને બીજા લગનની પેરવી કરતો જ હોય છે. પુરુષાતન ગુમાવ્યે વાજીકરણ માટે દવાઓ શોધતો રહે છે અને એને ભાગ્યે આજ કાલ એવી દવાઓ કરનારના રાફડા ફાટ્યા છે, સંન્યાસી શબ્દની ધર્મભાવના ઉપર ધૂળ ફેરવનાર સંન્યાસીઓ આવાં દવાખાનાં ચલાવે છે. આવાં 'સંન્યાસી દવાખાનાં'ની અનેક જાહેરખબરો છાપાંમાં તમે જોશો. ત્યારે સ્ત્રીજાતિ ઉપર આટલાં બધાં બંધન કેમ?

**કરુણ અન્યાય!**

વિધવા બિચારી કોઇ પણ કારણે કોઇ પુરુષને હાથે ફસાઇ પડી અને તેને જો ગર્ભ રહ્યો તો તો તેની પૂરી દુર્દશા! સમાજમાં આબરૂ જવાની બીકે તે ગર્ભપાત કરે કે બાળક અવતર્યા પછી તેની હત્યા કરે તો તે બિચારી રાજ્યના ભયંકર અપરાધમાં આવી પડે. તેને સજા થાય અને એને ફસાવનાર પુરુષ તો

સમાજમાં મૂછો મરડતો છાતી કાઢીને ફરતો હોય! આ કેવળ અન્યાય છે. જોઇએ તો તે પુરુષને પકડી પાડીને સજા કરવી ઘટે; પણ ફસાઇ પડેલી નિર્બળ નારી, જે બિચારીને સમાજને પાપે આવું કૃત્ય કરવું પડે, તેના ઉપર આવો એકતરફી અન્યાય શા માટે? ભાન આવે એટલા માટે સજા થતી હોય તો એ સ્ત્રીને સજા કરવાથી પેલા પુરુષને શું ભાન આવવાનું હતું? આવા અન્યાયો કાયદા દૂર થવા જોઇએ.

### દેશમાં દુષ્કાળ

જંગલો કપાઇ ગયાથી, સરકારની નહેર થયાથી કે કોણ જાણે કયે કારણે કેટલાંક વર્ષોથી વરસાદ એવો અનિયમિત થઇ ગયો છે કે કોઇ વર્ષ સોળ આની પાક થતોજ નથી. કોઇ વર્ષ અતિવૃષ્ટિ, તો કોઇ વર્ષ અનાવૃષ્ટિ હોય. આ વર્ષ અતિવૃષ્ટિયે થઈ, અનાવૃષ્ટિયે થઇ! ગયા જુલાઇના પહેલા પખવાડિયામાં વરસાદ એવો વરસ્યો કે ઠામઠામ રેલો આવી, ગામડાંને તાણી નાખ્યાં, ઢોર અને માલનું નુકસાન કરી મૂક્યું ને ખેડૂતે ખેતરમાં વાવેલું બીજ ધોઇ નાખ્યું. એ વરસાદ રહી ગયો ને પછી જ્યારે જોઇએ ત્યારે આવ્યો નહિ, ખેડૂત આંખો ફાડીને આકાશ સામે જોઇ રહ્યો, છતાં વરસ્યો નહિ; એણે ખેતરમાં વાવેલું બી બળી ગયું. પણ એક મહિના પછી ઑગસ્ટ માસના પહેલા પખવાડિયામાં પાછો વરસ્યો, અને ઉત્તર તરફ તો એવો વરસ્યો કે ઉત્તર તરફથી વહી આવતી બધી નદીઓમાં રેલ આવી. એ રેલે કાંઠાનાં ગામડાં તાણી નાખ્યાં, ખેતી લાયક જમીનને ખોદી નાખી અને તેના ઉપર રેતી ફેરવી વાળી; રેલ્વેના પૂલ ખેંચી નાખ્યા અને પાટા ધોઇ નાખ્યા, પરિણામે રેલ્વેનો ને ટપાલનો વ્યવહાર બંધ થઇ ગયો. ખેડૂત તો છેક પાયમાલ થઇ ગયો. અને પાછો ત્યાર પછી વરસાદ ચાલ્યો ગયો છે. સ્થિતિ એવી થઇ છે કે હવે વરસાદ ન જ આવે તો દુષ્કાળજ પડ્યો સમજવો! એકાદ સારો વરસાદ આવે તો બાજરાજરીના પાક કંઇક ઠીક ઊતરે, પણ વધારે સારા વરસાદ વિના ડાંગેર વગેરે પાક તો નિષ્ફળજ જવાના.

### ખેડૂતને રાહત

આવી સ્થિતિમાં ખેડૂતને બચાવી લેવો જોઇશે. ગુજરાત પ્રાન્તિક સમિતિએ રાહત માટે તુરતજ ઉપાય યોજવા માંડયા હતા. જિલ્લે જિલ્લે એણે જરૂર લાગે તેને મફત અથવા પડતર ભાવે અનાજ અને ઘી, કપાસિયા, ગવાર, વગેરે સસ્તે ભાવે આપવા માટે અનેક દુકાનો ઉઘાડી હતી. બીજાં મંડળોએ પણ રાહતનું એવું કંઇક કાર્ય કર્યું હતું. વડોદરા રાજ્યે પણ કંઇક ઉદાર ભાવે રાહત આપવાની યોજના કરી છે. અંગ્રેજ સરકાર તો અત્યારે યુરોપના મહાવિગ્રહમાં

સપડાઈ પડી છે, એટલે એને પૈસાની તાણ છે. છતાં એ પણ કંઈક વિચારી રહી છે. જોકે એને ખેતીની સ્થિતિ હજી એટલી ગંભીર નથી લાગી, છતાંયે ગયા પખવાડિયામાં એણે એક યાદી નીચે પ્રમાણે પ્રસિદ્ધ કરી છે: "આ વર્ષે ચોમાસું અનિયમિત હોવાથી અને સૂકવણું નડવાથી ખેતીવાડીની સ્થિતિ કેવી હશે તે વિષે લોકોના મનમાં ચિંતા છે. • • • સામટી રીતે લેતાં નામદાર ગવર્નરને લાગે છે કે એક નાના વિસ્તારમાં સ્થિતિ સંતોષકારક નથી, તે સિવાય બીજે ઠેકાણે સપ્ટેમ્બરનો વરસાદ નિષ્ફળ નીવડે તોપણ સ્થિતિ ખરાબ બનશે નહિ, પણ સપ્ટેમ્બરમાં વરસાદ નહિ પડે તો ઇલાકાના મોટા ભાગમાં પાક કંગાળ ઊતરશે. નામદાર ગવર્નરે કલેકટરોની કોન્ફરન્સ, જે પૂના ખાતે મળી હતી, તેની સમક્ષ ઋતુની સ્થિતિનો ઉપલો ખ્યાલ આપી કલેકટરોને તેમના હાથ નીચેના અમલદારોને રાહત માટેનાં પગલાં લેઇ શકાય તેવી ગોઠવણ કરવાને તૈયાર રહેવાની સૂચના કરી છે. નામદાર ગવર્નરે પાક નિષ્ફળ નીવડે તો ખેડુતોને રાહત આપવા માટે કેવી જરૂર છે તે પણ સમજાવ્યું હતું" ('મુંબઇ સમાચાર,' તા. ૧૫:૯:૧૯૪૧).

**ગાયકવાડ સરકારના મહાલકરી સાહેબ!**

વડોદરા સરકાર આ સંકટસમયે પ્રજાને ઉદાર હાથે રાહત આપશે એવી પ્રજા આશા રાખે છે ત્યારે તેમના અધિકારી પ્રજાને ડામે છે! ભાદરણ મહાલકરી પોતાના મહાલની દશા જોવા નીકળ્યા, એ ગંભીરા ગયા. લોકોને આનંદ થયો જે હવે આપણાં દુઃખ ટળ્યાં. એ મહાલકરીએ અધિકારી તરીકે કે ગૃહસ્થ તરીકે પણ દુઃખી પ્રજાને બીજું કંઇ નહિ તો બે શબ્દો આશ્વાસનના પણ કહેવા જોઇતા હતા, તેને બદલે એ દાઝયા લોકને આ શબ્દોએ ડામ્યા: "કાઠિયાવાડમાં જ્યારે ખેડુતો પાસે ખાવાનું કાંઇ સાધન નથી હોતું ત્યારે એ લોકો પોતાનાં ઢોરાં વેચીને પણ પૈસા મેળવે છે; તેમ તમારે પણ હવે એ જ રસ્તો લેવાનો રહ્યો" ('પ્રજામંડળ,' તા. ૩:૯:'૪૧). મહાલકારી સાહેબ, જાપાનમાં અમલદારો પેટપૂરતા પગારથી દેશસેવા માટે નોકરી કરે છે, તમે ત્યારે આટલો બધો પગાર શું કરવા લો છો? તમારે સરકારી પૈસા ખાવા છે અને લોક પાસે તેમનાં ઢોરાં વેચાવવાં છે? તમારી આવી નિષ્ઠુરતાથી સરકારની ખુશામદ કરી વધારે પગાર મેળવો તો તે માટે તમને મુબારકબાદી!

**સાચી રાહત**

બેશક ખેડૂતને અને તેમનાં ઢોરને જિવાડવાને આવી તાત્કાલિક રાહત તો આપવી જ ઘટે. પણ એમ દર વર્ષે એવી તાત્કાલિક રાહત તો ખેડૂતની અવનતિનો જ રાહ છે. સાચી રાહત તો (૧) વરસાદનાં વહી જતાં પાણી

કાંસને માર્ગે દરિયામાં ઠલવાઈ જાય છે તેને બદલે ઠામ ઠામ મોટાં તળાવ બાંધી તે પાણી સંઘરી રાખવાં, (૨) જંગલો વધારવાં, (૩) નદીઓમાંથી ખેતી માટે નહેરો કાઢવી, (૪) અનાજના કોઠાર બાંધવા, તેમાંથી દર વર્ષે જૂનું અનાજ વાપરી નાખી નવું ભરવું, (૫) આજ ઊતરે છે એથી બમણો ત્રગણો પાક ઊતરે, બારે માસ ખેતી ચાલતી રહે, એવી યોજના કરવી, (૬) ખેતીનાં ઓજારોમાં યોગ્ય સુધારા કરવા, (૭) ગામે ગામ ઢોર માટે ચરા રાખવા, (૮) ગોપાલનની અને ગાય ભેંસ ઉંચા પ્રકારનાં થાય એવી યોજના કરવી, (૯) ખેડૂતને શાહુકારના પંજામાંથી બચાવવાની યોજના કરવી અને બીજું જે જે એ કંઇ દિશામાં સૂઝે એ કરવું. ત્યારે જ ખેડૂત ટટાર થશે અને રાહત માટે દર વર્ષે સરકાર અને ધનવાન પાસે હાથ જોડીને ઊભો રહેતો મટશે.

ખેડૂતના શાહુકારો

ખેડૂતના શાહુકારો, તમે મોટે ભાગે હિંદુ હશો, પણ છે તમારામાં આ મુસલમાન જેટલી ધર્મભાવના? અમદાવાદમાં મહમ્મદ ગુલખાન નામે એક પઠાણ મજૂરોને અને મધ્યમ વર્ગના લોકોને પણ ધીરધાર કરવાનો ધંધો કરતો હતો. અમદાવાદમાં તેની ઉઘરાણી લગભગ ૨૫ હજાર રૂપિયાની હશે. ચાલુ વર્ષમાં એ માંદો જ રહેતો, મંદવાડમાં એને વિચાર આવવા લાગ્યા કે કુરાનમાં વ્યાજ ખાવું હરામ લખ્યું છે અને હું આ શું કરી રહ્યો છું! ધીરે ધીરે તેના વિચાર દૃઢ થતા ગયા અને તા. ૨ : ૮ : '૪૧ને રોજ "બરાબર મધ્યાહ્ને ત્રણ દરવાજા બહાર અલેફની મસ્જીદની બરોબર સામે સરિયામ સડક ઉપર" એ મહમ્મદ ગુલખાને "પોતાની પાસેના રેશમી રૂમાલમાંથી કેટલાક કાગળો કાઢી તેના ઉપર કેરોસીન છાંટીને તેને ભડભડાટ બાળી નાખ્યા અને થોડી જ ક્ષણોમાં એ કાગળોની ભસ્મ થઇ ગઇ" ('ગુજરાત સમાચાર,' તા. ૨ : ૮ : '૪૧). એ કાગળો તેની ધીરાણના અને ઉઘરાણીના હતા. કેવી એ પઠાણની ઉદાત્ત ધર્મભાવના!

---

## જોઇએ છે

# પાટીદાર

સંવત ૧૯૯૭ વર્ષ ૧૮

## લેખસૂચિ

# લેખકસૂચિ

ફંડ:

**ભેટ**

| | | |
|---|---|---|
| શ્રી. છોટાભાઈ બાવાજી પટેલ, સ્વ. શાન્તિલાલના પુણ્યાર્થે | ઓડ | રૂ. ૨૫–૦–૦ |
| શ્રી. સૌભાગ્યચન્દ્ર શાહ, નાસ્તા માટે | આગાસ | ૧૦–૦–૦ |
| ,, મણિલાલ રણછોડદાસ | નડિયાદ | ૯–૦–૦ |
| ,, કૃષ્ણારામ ગણપતરામ, યશોદાબેનના હિસાબમાં વધેલા તે | ચિખોદ્રા | ૭-૧૦-૦ |
| ,, રામજી લખધીર | મુંબઇ | ૨–૦–૦ |
| | | રૂ. ૫૩–૧૦–૦ |

**સભાસદ લવાજમ**

| | | |
|---|---|---|
| શ્રી. છીબુભાઇ કેશવજી પટેલ | રંગૂન | ૮૮–૦–૦ |
| ,, ગોવર્ધનભાઈ કહાનદાસ અમીન | સિનોર | ૧૨–૦–૦ |
| ,, છગનભાઇ શંકરભાઇ પટેલ | ધર્મજ | ૧૨–૦–૦ |
| ,, પ્રભુદાસ ભીખાભાઇ રાય | લક્ષ્મણપુરા | ૧૨–૦–૦ |
| ,, મોતીભાઈ મથુરભાઈ પટેલ | આણંદ | ૧૨–૦–૦ |
| ,, શિવાભાઇ જેઠાભાઇ પટેલ | વીરમગામ | ૧૨–૦–૦ |
| ,, સોમાભાઇ વિઠ્ઠલભાઇ પટેલ | જોહન્સબર્ગ | ૧૦-૧૦-૦ |
| ,, હરિગંગાબેન શિવાભાઇ પટેલ | વીરમગામ | ૬–૦–૦ |
| | | ૧૬૪–૧૦–૦ |

**ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી**

| | |
|---|---|
| સ્વ. શ્રી. હરખાબા સ્મારક ટ્રસ્ટ ફંડના વ્યાજના | ૪૦–૮–૦ |
| સૌ. સમજુબા ગોવિંદભાઈ દેસાઇ કન્યાકેળવણી ઉત્તેજન ફંડના વ્યાજના | ૨૦–૦–૦ |
| શ્રી. સુરજબેન કન્યાકેળવણી ફંડના વ્યાજના | ૧૪-૧૨-૦ |
| | ૭૫–૪–૦ |

કુલ રૂ. ૨૯૩–૮–૦

વૈશાખના અંકમાં પત્રિકા નં. ૧માં સ્વીકારેલા રૂ. ૮૧૭૭૪–૦–૩

તા. ૧૯:૯:'૪૧ સુધીમાં કુલ રૂ. ૮૨૦૬૭–૮–૩

વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ,
નડીઆદ, તા. ૧૫:૯:'૪૧

દેસાઇભાઇ નાથાભાઇ પટેલ
અંબાલાલ પ્રભુદાસ ચોકસી
મંત્રીઓ

---

Reg. No. B. 1785

૧૯૯૭  કાર્તિક



# પાટીદાર



વર્ષ ૧૮  અંક ૧

પાટીદાર યુવક, આજે આપણે નવા વર્ષમાં પગલાં માંડીએ છીએ. આખું જગત નવે તેજે અજવાળાય છે, ત્યાં આપણે સોડ તાણીને સૂઇ રહે પાલવશે વારુ? પાટીદાર યુવક, આજે સુમંગળ પ્રભાતે ઊઠીને ઊભો થા, આળસ ખંખેરી નાખ. પ્રાચીન ઇતિહાસમાંથી ભૂલવા જેવું ભૂલી જા, સંઘરવા જેવું સંઘર; પાટીદારના દુર્ગુણને ખંખેરી નાખ, સદ્ગુણને ઓપાવ. તારે 'પાટીદાર' મટીને 'હિંદુ' થવાનું છે, અન્તે 'હિંદુ' મટી 'માનવી' થવાનું છે, સાગરમાં સરિતા ભળી જાય, તેમજ માનવસમાજમાં આપણે ભળી જવું છે. 'પાટીદાર' આજ સુધી નાતના દુર્ગુણ ઉપર જે પ્રહાર કરે છે તે એજ શુભ હેતુએ. આપણે પાટીદાર નાતના સાંકડા કુંડમાં નથી ભરાઇ રહેવું, નાતજાતના ને ધર્મપંથના વાડા તોડી આપણે આપણું સૌન્દર્ય લેઇને વિશાળ માનવસમાજના સાગરને જઇ મળવું છે. 'પાટીદાર' નાતના દુર્ગુણ ઉપર જે કઠોર પ્રહાર કરે છે, તે એજ શુભ હેતુએ. ભાઇએ સમજે:

सुलभाः पुरुषा राजन् सततं प्रियवादिनः।
अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः॥

 

તન્ત્રી: નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને તન્ત્રી નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૧૦:'૪૦.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૭ વર્ષ ૧૮ | આણંદ | કાર્તિક અંક ૧

**પ્રિય ભાઇબેન,**

નવા વર્ષને શુભ પ્રભાતે આત્માનાં અને શરીરનાં સૌ બેનબન્ધુઓ સમેત આપ આત્માએ ને શરીરે કુશળ હશો. આખાય વર્ષમાં એમજ હો! અહીં અમે સૌ કુશળ છીએ.

આપણે સૌ નવા વર્ષમાં 'સબ–રસ' ઝીલીએ: અસત્યમાંથી સત્યમાં, અન્ધકારમાંથી પ્રકાશમાં, મૃત્યુમાંથી અમૃતમાં, પરાધીનતામાંથી સ્વાધીનતામાં, દ્વેષમાંથી સ્નેહમાં, હિંસામાંથી અહિંસામાં, આસક્તિમાંથી અનાસક્તિમાં, વિરોધમાંથી ઐકયમાં, અહિતમાંથી હિતમાં, અશુભમાંથી શુભમાં: એકંદરે નરકમાંથી **સ્વર્ગમાં** પગલાં માંડીએ, એ આપણી અભિલાષા હો!

પાટીદારસમાજના, અને તે દ્વારા માનવસમાજના, કલ્યાણ માટે કંઇક કંઇક પ્રવૃત્તિ કરીએ; એ ઉદ્દેશે આપના પ્રિય વિષય સંબંધે કંઇ ને કંઇ શુભ વિચાર આ વર્ષે આ માસિક માટે લખી મોકલવા આપને આમંત્રણ આપું છું.

શ્રેયસ્ વિના પ્રેયસ્ નિરર્થક છે, અનેક અંશે અનર્થક પણ છે, એમ જાણી શ્રેયસ્ તરફ દૃષ્ટિ રાખીને મેં ગયે વર્ષે કંઇ કંઇ લખ્યું હશે અને તેથી આપને ગાઢું લાગવાનું કારણ પણ આપ્યું હશે; પણ એ સૌ શુભ બુદ્ધિએજ હતું, એમ માનીને ક્ષમા આપશો, એવી મારી નમ્ર પ્રાર્થના છે.

સર્વમિત્ર
નરસિંહભાઇ પટેલ,
તંત્રીનાં સ્નેહવંદન

'પાટીદાર'મંદિર, આણંદ
નવવર્ષ, ૧૯૯૭

# નૂતન વર્ષને મંગળ પ્રભાતે

**સમાજના** સીતમના ભણકારા સાંભળતાં શરૂ થએલું વર્ષ ગઇ કાલે આથમી ગયું. એ આથમેલા વર્ષમાં આપણા સમાજમાં કંઇ કંઇ સમાજના લાભાલાભનાં કાર્યો થયાના અવાજ આપણા કાન ઉપર અથડાઇ રહ્યા છે. તે પૈકી શ્રી. ઉમાદેવી-મહેન્દ્રકુમારનું આદર્શ લગ્ન આપણું ખાસ ધ્યાન ખેંચે છે, જેથી આજને મંગળ પ્રભાતે આપણે એ સુધારક દંપતીને અભિનંદન આપીએ; બાકી તો વિધવાવિલાપ, ગર્ભપાત તથા આપઘાત, વગેરે કરુણ પ્રસંગોના અવાજ પણ જાણ્યે અજાણ્યે આપણા કાન ઉપર અથડાઇ રહ્યા છે. આમ સુધારાની ઝલકે આપણા સમાજની ઉન્નતિની આશામાં ને આશામાં આવી અનેક દિવાળીઓ આપણી આંખો આગળથી ગઇ, ને હજી કેટલી જશે તે તો યુવકો વિચારી લે.

આજને મંગળ પ્રભાતે ભલે સૂર્યદેવ પોતાનાં સોનેરી કિરણો આલમ ઉપર પાથરી આખાયે સમાજને ઘડીભર સોનેરી રંગે મઢી લે, પણ તેથી શું? આજે આપણા સમાજમાં સેંકડો યુવકયુવતીઓ, વિધવાઓ, ત્યકતાઓ તથા કુમારકુમારિકાઓ, એ સૌનાં હૈયાં વિમાસણમાં ઘેરાએલાં છે; અને એ હૈયાંને ઓજસ્ આપનાર આપણો આજનો યુવક દિવાળીનાં મિષ્ટાન્ન ઉડાવવા ઘરમાં બેઠો છે, તેજ વખતે-તેજ દિવાળીના દિવ્ય દિવસોમાં કેટલાંય હૈયાંમાં હોળી સળગતી હશે તેનું માપ તેને ઘરમાં બેઠે શી રીતે જડશે? કેટલાંનેય પેટભર ખાવા નહિ મળતું હોય અને કેટલીય બેનોનું ખાધેલું સાસુઓના સીતમથી જળી રહ્યું હશે, તેની શી ખબર? માટે યુવક, તેં છેલ્લા ચાર દિવસ મિષ્ટાન્ન તો ખૂબ ઉડાવ્યું, હવે જરા મઝૂર! આજે આપણને વિલાસ ન શોભે વિલાસમાં તો બાબીલોન, રોમ ને ગ્રીસનાં સામ્રાજ્યો ડૂબી ગયાં. હિંદુસ્થાને પણ પોતાનું સ્વાતંત્ર્ય વિલાસમાં જ ખોયું. છેક છેલ્લે ૧૮૫૭માં પણ બળવાથી સ્વતંત્રતાના ઓવારા ઉપર પગ મૂકતા હિંદુસ્થાનને પેશ્વાને વિલાસેજ ફરીથી ગુલામીમાં ઘસડ્યું. અને આજે સારીયે દુનિયાને સ્વતંત્રતાનો પાઠ શિખવનાર ફ્રાન્સનો પરાજય પણ વિલાસથીજ થયો, એમ ત્યાંના રાજ્યકર્તાઓ ઢોલ વગાડીને દુનિયાને સંભળાવી રહ્યા છે. તેવે પ્રસંગે આપણે યુવકો શું વિલાસજ ભોગવ્યા કરીશું? નહિ, આજે બેસતા વર્ષને મંગળ પ્રભાતે આપણે ઘરમાં બેસી મોજમજાહ ઉડાવીએ તો આપણી જુવાની લાજે! આજનો દિવસ આપણે માટે અનેરો છે. સમાજોન્નતિનો આખાયે વર્ષનો કાર્યક્રમ આપણી સમક્ષ ખડે પગે ઊભો છે. આપણે તેને સહૃદય આવકાર આપવાનો છે. સમાજના સીતમથી ત્રાસી ઊઠેલાં હજારો દુઃખી હૈયાં પોતાની ઉન્નતિ ગાઃ

યુવકને સમાજની રણભૂમિ ઉપર બોલાવી રહ્યાં છે. માટે યુવક, ઊઠ તૈયાર થા. તારે માટે કામ તૈયાર છે, તેને ભેટી લે.

આજે ગામડે ગામડે ને ઘરને ખૂણે ખૂણે લોહીનાં ગરમ આંસુ વહી રહ્યાં છે. સમાજમાં આજે ઘણીયે બેનોને ખાવાના સાંસા પડી રહ્યા છે. ધર્મને નામે આખાયે સમાજની મશ્કરી થઇ રહી છે. ઠેર ઠેર ધર્મને નામે ધતિંગ, ખોટા વિતંડાવાદ, અધર્મ અને ધર્માચારીઓના અનાચાર સાથે વ્યભિચાર-લીલાઓ પોષાઇ રહી છે. આમ સમાજજીવનની એરણ ઉપર અત્યાચારોના પ્રચંડ હથોડા પડી રહ્યા છે અને આખોય સમાજ પુનર્રચના માગી રહ્યો છે, તેવે વખતે આપણે યુવકો નિષ્ક્રિય બેસી રહી આવા અત્યાચારોને આગળ ને આગળ વધતા દેઇએ એ સમાજ ઉપર તો નહિ, પણ આપણા પોતાના જીવન ઉપર પણ એ કુહાડા પડતા દેવાં સમાન છે. આજે આપણો યુવક કહે છે કે અમારામાં ઊંચા આદર્શો છે, અમારામાં અખૂટ શક્તિનો ઝરો છે, તેથી અમે ભૂતકાળની સડતી કુરૂઢિઓનો નાશ કરવા માગીએ છીએ. આજની આપણી સમાજરચના, આપણો ધર્મ, આપણાં ઘરબાર, એ સઘળું દુષિત બની ગયું છે. સૌ કોઇ તેમનાં દૂષણો જોઇ શકે છે, છતાંય સમાજમાં દુઃખ શા માટે? કલેશ શા માટે? આપઘાત શા માટે? રોગ શા માટે? આ બધું શું? સમાજ એટલે શાન્તિમય જીવનનું સ્થાન. જે સમાજમાં શાન્તિ નથી તેને સમાજ કેમ કહી શકાય? ત્યારે સમાજનો શાન્તિનો સિદ્ધાન્ત ક્યાં ગયો? અને આ બધી ઉપાધિઓ ક્યાંથી આવી? આનો જવાબ એજ, કે આપણા ભૂતકાળને એ સર્વ સમાજવિરોધી તત્ત્વો ટળી શકે એવી સમાજરચના કરતાં આવડ્યું નથી? ના, તે વખતે તે સમાજરચના તેને અનુકૂળ હશે. એ ભૂતકાળ પણ તે વખતના યુવકનો સક્રિય વર્તમાનકાળ હશે એ આપણે ભૂલવાનું નથી. આજનો યુવક દુઃખ, રોગ, કલેશ ટળી શકે એવી અનુકૂળ રચના રચી શકશેજ. ઘણા ભલે એ ન માને, છતાં એટલું તો ચોક્કસ છે, કે સનાતન કાળથી યુવકનો ધર્મ નવયુગ રચવાનો છે, તે પ્રમાણે આજને યુવકે પણ નવયુગ રચવા તત્પર રહેવું એ એનો ધર્મ છે. આમ કરતાં, આપણી બહકે દેશની પરાધીનતાનો ડગલે ને પગલે નડતો પ્રશ્ન તેણે વિચારવો પડશે; કન્યાવિક્રય કે વરવિક્રય સરખી સ્થાનિક લગ્નવિક્રિયાને અટકાવવા જતાં તેણે સમાજ સમસ્તમાં લગ્નભાવના વિરુદ્ધ થતી દલીલો કે પ્રયોગો વિચારવાજ રહ્યા. વિધવાવિવાહના પ્રચાર સાથે સંતતિનિયમનનો સિદ્ધાન્ત સમજવો પડશે. અને અજના નિસાસા લેતાં દુઃખીની દયા

ખાવાનો આડંબર કરતા અતિસ્વાર્થી ને એકલપેટા મુડીવાદને તોડવાને હથિયાર સજ્જ કરવાં પડશે.

આમ યુવક જીતે તો સમાજ જીતે, યુવક હારે તો સમાજ હારે. જગત આવા ભિન્નભિન્ન સમાજોનું બનેલું છે, તેથી જગતની હારજીતનો આધાર પણ યુવક ઉપરજ અવલંબી રહેલો છે. જેવો યુવક તેવું જગત. ભૂતકાળના ભૂતથી ભાગતા યુવકને ભૂતકાળ પાછો ખેંચી રહ્યો છે, જ્યારે ભવિષ્યકાળ તેને હાથ લંબાવી આવકાર આપી રહ્યો છે. આમ આ હીંચાતા ભૂતભવિષ્ય વચ્ચેથી તેને આધુનિક સમાજને અનુરૂપ એવો વર્તમાનકાળ સર્જી કાઢવાનો છે. કારણ કે ભૂતકાળનાં ધારાધોરણો આધુનિક સમાજને અનુરૂપ નહિ બને. વળી તેમાંના કેટલાક રિવાજો તો મૂળમાંથીજ છેદ માગી રહ્યા હશે, જ્યારે બાકીના કેટલાક થોડા ફેરફાર સાથેજ વર્તમાન યુગને અનુરૂપ બની રહેશે. આમ નવાજૂના વિચારોનું મંથન કરી તેમાંથી વર્તમાનયુગને અનુકૂળ એવા નૂતન રીતરિવાજો ઘડી સમાજની પુનર્રચના કરવાનું મહાકાર્ય યુવકોને માથે આવી પડે છે.

યુવકો, યૌવન એ ક્રાન્તિનો યુગ છે. યુવકો તેના પ્રતિનિધિ છે, ને તેનું માનસ સમભાવને પાત્ર છે, એટલે તેને હાથે અન્યાય તો નહિજ થાય. ત્યારે યુવકો શા માટે વડીલોના દબાણમાં યા શરમમાં રહી અનિષ્ટ રૂઢિઓને પોષવામાં જાણ્યે અજાણ્યે સહકાર આપી રહ્યા છે? સમાજને સડો લાગ્યો છે અને તેમાંથી તેને મુક્ત કરવા એકજ આશા છે ને તે યુવકો ઉપરજ.

પણ આપણે યુવકોએ તો વાતોજ કરવી છે, વડીલોનો પક્ષ છોડવો નથી. કારણ જાણે કંઇ ધાસ્તીથી વડીલો સામે માથું ઊંચકવાની મહેજ પણ તાકાત આપણા યુવકોમાં નથીજ આવતી અને તેથીજ આજના યુવકોના વિચારો કર્તવ્યમાં પરિણમતા નથી. વૃદ્ધોને તો આપણે ન સુધારી શકીએ, ન તેમને સુધરવાનું કહી શકીએ; પણ નવયુગનાં આધુનિક સ્ત્રીપુરુષો વૃદ્ધોને પંથે ન ચઢી જાય, તેટલીજ ચોકી કરતાં આપણે શીખીએ તોય આપણા કામમાં ઘણી સરળતા મળી જાય; બાકી જે વૃદ્ધોએ આપણને આજે લાગતી કુરૂઢિઓને અનુરૂપ એવું પોતાનું જીવન બનાવી તે રિવાજોને પાળીપોષીને ઉછેર્યા છે તે છોડવાની તેમની પાસે વાત કરતાં, તેઓ પોતાના રિવાજો નહિ છોડે, એટલુંજ નહિ પણ આપણી અન્ય પ્રગતિમાં વિક્ષેપજ નાખવાના; માટે આપણે તો 'કોહ્યું ત્યાંથી કાપવું' એ પ્રમાણે આપણા યુગથી નવું સર્જન કરવું રહ્યું.

આજે આપણે ત્યાં પ્રેતભોજનનું પ્રેત સમાજને ભરખી રહ્યું છે. મરણ પાછળ પંગત પાડવી એ તદ્દન કઢંગો રિવાજ છે. એથી જ્ઞાતિનું કંઇ પણ

હિત સધાતું તો નથીજ, ઊલટ ગરીબોને શ્રીમંતોની સાથે મને-કમને ખેંચાવું પડે છે. માટે યુવકોએ તે રૂઢિ અટકાવવા કટિબદ્ધ થવું જોઇએ. વૃદ્ધલગ્ન, બાળલગ્ન, બહુપત્ની લગ્ન તથા એવા અનેક અનિષ્ટ રિવાજો સામે શું બેશ ઉઠાવવી જ રહીને? વળી વિધવાઓના દુઃખનો તો પાર જ નથી. સ્ત્રી વિધવા થઇ એટલે તેનાં સાસરિયાં ગમે તેટલી સંપત્તિવાળાં હોવા છતાં તે વિધવાને અન્ન તથા લુગડાંના સાંસા પડે છે. આવા અસહ્ય દુઃખને લીધે કેટલીક વખત તૃસિનો દમ ખેંચવા અવળે રસ્તે ચઢી જાય છે અથવા તો કૂવો—હવાડો કરે છે. આ પાપ પાટીદાર સમાજની રૂઢિને માથે છે. વાણીઆ-બ્રાહ્મણમાં તો વિધવા પોતાને મળેલા પલ્લામાંથી પણ પોતાનો નિર્વાહ ચલાવી શકે છે, પણ તેને તદ્દન નિરાધાર બલકે ઓશિયાળી ગુલામડી તો પાટીદાર જ્ઞાતિમાંજ બનાવી મૂકવામાં આવે છે. આ તથા આવા અનેક સડાઓને સાફ કરવા, આપમેળે બની બેઠેલા આગેવાનોને યુવકોએ એકઠા મળી કહી દેવું જોઇએ કે, "તમોએ ઘણોજ પરિશ્રમ ઉઠાવ્યો છે, હવે તમે વાનપ્રસ્થાશ્રમ સ્વીકારો. તમારા ઉપકારોને હવે આટલેથીજ અટકાવી દો, એમાંજ તમારૂં, તમારાં બાળકોનું ને સમસ્ત સમાજનું હિત સમાએલું છે."

યુવકો, આપણે આપણી બુદ્ધિ, કાર્યશક્તિ અને હિંમત ઉપર શ્રદ્ધા રાખી અનિષ્ટ રિવાજ સામે તિરસ્કાર દર્શાવી તેને તોડી પાડવા કટિબદ્ધ થઇશું તો કોની તાકાત છે કે આપણો વિરોધ કરી શકશે? અને આમ કરીશું ત્યારેજ જિંદગીને જીવી જાણી આનંદ અનુભવીશું. આ સ્વાતંત્ર્યયુગમાં પ્રગતિને રૂંધનાર રૂઢિનાં માઠાં પરિણામ નિહાળતાં જેની નસોમાં જુવાનીનું લોહી ધબકારા નથી મારતું તેને યુવક કોણ કહેશે? માટે યુવકો, ફેંકી દો આવાં લોહી ચૂસનારાં બંધનોને. બાકી તો હજારો જન્મે છે ને મરે છે, તેમ આપણે પણ જન્મ્યા તે મરવાનાજ! તેથી વિશેષ શી કમાણી?

કોઇ પૂછશે કે તમે યુવકો કેવો યુગ રચશો? હું કહું છું કે અમારા યુવકોના યુગમાં ક્રાન્તિનું સર્વોત્કૃષ્ટ સ્થાન હશે, જેમાં ક્રાન્તિની ચીનગારીઓના અદ્ભુત ઝગઝગાટ હશે, અને સમાજવિરોધી તત્ત્વોને બાળી રહી હશે. આમ ક્રાન્તિને સર્વોચ્ચ શિખરે બિરાજતું 'યુવકયુવતીનું જગત' એટલે સમાજની સંકુચિત મનોદશાની કત્લેઆમ. અમારા જગતમાં કોહી ગએલા દુષ્ટ રિવાજો સામે વિપ્લવની ઉદ્ઘોષણા હશે. સમાજે રચેલી પણ સમાજના પ્રત્યેક અંગને બાણમાં પકડી ગૂંગળાવી નાખવાનો જન્મસિદ્ધ હક્ક ધરાવતી કુરૂઢિઓ સામે અમો નવા જુવાનોનો બેડો બળવો હશે, અસત્ય સામે સત્યના મોરચા હશે. અમારા યુગમાં સાસુઓ વહુઓ ઉપર ફોજદાર તરીકેના

પોતાના વટહુકમો નહિ છોડી શકે. તેમણે તો વહુઓની મિત્ર ને માર્ગદર્શક જ બની રહેવું પડશે. ગુલાબના જેવાં નિર્દોષ કુમાર-કુમારિકાઓનાં બલિ બાળ-લગ્નની વેદી ઉપર અમારા યુગમાં નહિ અપાય, નહિ આપવા દઇએ. સ્ત્રીઓ બલકે વિધવાઓનાં ઊનાં આંસુ અમારા યુગમાં નહિ હશે. અમારા યુગનો મોટો તહેવાર કૃષ્ણજયંતી નહિ, પણ ગાંધીજયંતી હશે.

સડી ગએલા દુષ્ટ રિવાજોથી ખદબદતું જૂનું વર્ષ ગઇ અમાવાસ્યાની ઘોર અંધકાર રાત્રિએ કાયમ માટે અલોપ થાય છે, અને આપણે નૂતન વર્ષમાં પગલાં માંડી રહ્યા છીએ. તે નૂતન વર્ષને સુમંગળ પ્રભાતે ઊઠીને, આળસ ખંખેરી, જૂના વર્ષમાંથી ભૂલવા જેવું ભૂલી, સંઘરવા જેવું સંઘરી, નાતજાતના ને ધર્મપંથના વાડા તોડી, અમાવાસ્યા પછી ચંદ્રમા જેમ જગતને શાન્તિ અને શીતળતા આપવા ખડે પગે આવી ઊભો રહે છે, તેમ આજને સુમંગળ પ્રભાતે ઊઠો, ઊભા થાઓ. યુવકો સમાજસેવાનું અતિમહત્ત્વનું કાર્ય હાથ ધરી, સમાજની કુરૂઢિઓ હાંકી કાઢી, દુ:ખી સડતા સમાજને શાન્તિ અને શીતળતા આપે એવા નૂતન સમાજની નવરચના કરવા આજના નૂતન વર્ષને મંગળ પ્રભાતે પ્રતિજ્ઞા લેઇએ, એ જ નૂતન વર્ષના નૂતન દિવસની નૂતન અભ્યર્થના!

**બાંધણી,** હાલ તેગવા, તા. કરજણ **મોતીભાઇ કુબેરભાઇ પટેલ**

—*—

## રજની પટેલ

### આવ્યો અને કેદમાં હડસેલાઇ ગયો!

['નેશનલ હેરોલ્ડ'માંના લેખ ઉપરથી]

**રજની** પટેલને હિંદ છોડ્યે ઘણાં વર્ષો થઇ ગયાં હતાં. પાછા આવવાની તલપ હતી. જેમ તેમ કરીને ઊપડ્યો. વર્ષો પછી પાછા ઘેર જવાનું મળશે, એનો ઉત્કરાટ જેવો તેવો નહોતો.

જ્યાં જ્યાં એ થોભતો ત્યાં ત્યાંથી એના પત્રો ને તારો મને અહીં મળતા, ને એ દરેકમાં પાછા પોતાને માદરે વતનમાં આવવાનો આનંદ ઉભરાઇ રહ્યો હતો.

પાંચ-છ વર્ષ પહેલાં સિવિલ સર્વિસની પરીક્ષા પસાર કરવા માટે રજની ઇંગ્લેન્ડ ગયો હતો. માબાપને મન હતું કે દીકરો મોટો અમલદાર બનીને આવશે. માબાપ ગુજરાતમાં આણંદ પાસેના સારસા ગામે રહેતાં.[1] રજનીની

૧. તેના પિતાનું નામ મોતીભાઇ વેણીભાઇ પટેલ.

અટક પટેલ હતી એટલે ઈંગ્લેન્ડમાં કેટલાક તો એને સરદાર વલ્લભભાઇ પટેલના સંબંધી માનતા, પણ એવો કોઇ સંબંધ એને નહોતો.

રજનીએ સિવિલ સર્વિસની પરીક્ષા માટે તૈયારી પણ કરી, અને પરીક્ષા આપવાના ખંડમાં એ બેઠો પણ ખરો. પણ તેજ ક્ષણે એને કહેવામાં આવ્યું કે તમારા વિચારો ને અભિપ્રાયો સત્તાવાળાઓને મંજુર નથી અને એટલે તમે પરીક્ષામાં બેસવાને લાયક નથી!

એટલે એને પરીક્ષા ખંડમાંથી બહાર ધકેલી દેવામાં આવ્યો! અજબ બનાવ છે!

પણ રજની એથી ડરી જાય એવો નહોતો. એણે બીજો અભ્યાસ ઉપાડ્યો, ને બેરિસ્ટરી પસાર કરી.

પણ એના આ નિયમસરના અભ્યાસ ઉપરાંત એ બીજી અનેક પ્રવૃત્તિઓમાં રસ લેઇ રહ્યો હતો, ને ઝડપભેર જુદાં જુદાં વિદ્યાર્થીમંડળોમાં એ માનીતો થઇ પડ્યો. એ એવી માટીનો જુવાન હતો કે જે તરત સામા માણસના રસ અને આકર્ષણને સહેલાઇથી જીતી લે.

બુદ્ધિશાળી, મીઠો અને આનંદી. શક્તિ પણ સામાન્ય જુવાનો કરતાં ખૂબ વધારે. એને સમાજવાદમાં રસ હતો, મજૂર ચળવળમાં રસ હતો, યુવક ચળવળમાં રસ હતો, અને અલબત હિંદી પ્રશ્નનો ઊંડો અભ્યાસી હતો. લંડનમાં એણે થોડોક વખત ઇંડિયા લીગમાં પણ કામ કર્યું હતું. કેટલેક અંશે તો એની ખુદ લોકપ્રિયતા જ એના સતત અને અસરકારક કામકાજમાં આડે આવતી.

આખરે ગયા નવેમ્બરમાં, યુદ્ધની શરૂઆતના દિવસોમાં, અમેરિકા થઇને હિંદ પાછા આવવાના ઇરાદાથી એ ઈંગ્લેન્ડમાંથી ઉપડી ગયો.

બ્રિટનની યુવક ચળવળ સાથે એ ખૂબ ગાઢ સંબંધ ધરાવતો હતો, તેથી તરતજ એ અમેરિકન યુથ કોંગ્રેસના સંબંધમાં આવી ગયો. અને કેટલાય મહિનાઓ સુધી એના અમેરિકન મિત્રો એને પકડી રહ્યા, અમેરિકામાંથી જવા દીધો નહિ.

એ મિત્રોએ એને અમેરિકામાં ખૂબ ખૂબ ફેરવ્યો, અને જ્યાં જાય ત્યાં એને ભારે હર્ષભર્યો સત્કાર મળતો. યુથ કોંગ્રેસ તરફથી યોજાએલી સંખ્યાબંધ સભાઓમાં અને પરિષદોમાં એણે ભાષણો કર્યાં.

છેવટે અમેરિકામાં લગભગ નવ મહિના ગાળીને એણે ચીન જતી એક સ્ટીમર પકડી. ત્યાં બે ત્રણ અઠવાડિયાં રોકાઇ જવાનો ઇરાદો હતો. અમેરિકાના જુવાનો તરફથી ચીનના જુવાનો માટે શુભેચ્છા અને અભિવાદનના સંખ્યાબંધ સંદેશા એ લેઇ જઇ રહ્યો હતો.

પણ હોંગકોંગ આવ્યું ત્યાં રોકાવાની બ્રિટિશ સત્તાવાળાઓએ એને મનાઈ કરી અને એને પાછો સ્ટીમર પર મોકલી દીધો.

સિંગાપુરમાં તો સ્ટીમર ઉપરથી ઊતરવા યે ન દીધો. બીજા ઉતારૂઓ ઊતરીને ફરી પણ આવ્યા!

સપ્ટેમ્બરની ૧૭મીએ એ મુંબઇ પહોંચ્યો. સ્ટીમરોનો આવવાનો સમય આગળથી જાહેર કરવામાં આવતો નથી, એટલે એને મળવા કોઇ આવ્યું નહોતું. એટલે કે એના મિત્રોમાંથી કોઇ નહોતું આવ્યું. પણ પોલિસ તો લાંબા વખતથી એની રાહ જોઇ રહી હતી, અને એ ઊતર્યો કે તરતજ વાંધાભરેલાં પુસ્તકો ને કાગળિયાં ધરાવવાના આરોપસર એને પકડી લીધો.

મેં તો એની ધરપકડના સમાચાર પહેલીજ વાર મુંબઇમાં એક સાંજના પત્રમાંથી જાણ્યા. તરતજ એ ક્યાં છે એ જાણવાનો, અને બને તો એને મળવાનો મેં પ્રયત્ન કર્યો, પણ એને ક્યાં રાખવામાં આવ્યો છે એ વિષે કશું પણ કહેવાની પોલિસે ના પાડી અને મુલાકાત માટે તો મુંબઇ સરકારની ખાસ પરવાનગી મેળવવી જોઇએ. બીજે દિવસે વહેલી સવારે એને નાસિક જેલમાં મોકલી દેવામાં આવ્યો.

આમ જેની હું લાંબા વખતથી રાહ જોઇ રહ્યો હતો એ રજની આખરે અહીં આવી તો ગયો. પાછા ઘેર આવવાની એની પોતાની આતુર ઇચ્છા પણ સંતોષાઇ. એ ઘેર તો આવ્યો પણ કેવું વિચિત્ર પુનરાગમન!

પણ કદાચ એમાં વિચિત્ર કશું છેજ નહિ. કારણ કે હિંદમાં તો જેઓ સીધા ને સાચા છે એમને માટે તો ઘર ભણીનો માર્ગ ઘણી વાર કારાવાસમાંજ દોરી જતો હોય છે.

('જન્મભૂમિ,' તા. ૫:૧૦:'૪૦) જવાહરલાલ નેહરુ

---*---

તાવની ઉત્પત્તિ ઘણે ભાગે હમેશાં હોજરીનીખરાબીમાં હોય છે; એટલે પ્રથમ ઉપાય તદ્દન ઉપવાસ કરવાનો હોવો જોઇએ. નબળા માણસ અથવા તાવવાળા માણસ ન ખાય તો વધારે નબળા થાય એ તદ્દન વહેમ છે. જેટલો ખોરાક પચી તેનું લોહી થઇ શકે તેટલોજ કામનો છે, બાકીનો પેટમાં સીસાની જેમ રહે છે. તાવવાળા માણસની હોજરી ઘણીજ મંદ ચાલે છે, તેની જીભ કાળી કે સફેદીવાળી રહે છે, હોઠ સુકાએલા રહે છે. આવી સ્થિતિમાં એ માણસ શું પચાવી શકે? તેને ખાવાનું આપીએ તો જરૂર તેનો તાવ વધે. ગાંધીજી

# ધર્મ અને માનવજીવન

ધર્મની શાસ્ત્રીય વ્યાખ્યા તો હુંય જાણતો નથી. ધર્મ વિષેનું જ્ઞાન મને કંઇ નહોતું, પણ મને એવું જ્ઞાન અનુભવે થઇ ગયું. મને આપોઆપ થએલા ધર્મજ્ઞાનના ધર્મનો વ્યાપક અર્થ આ પ્રમાણે યનો જણાય છે: "ધર્મ એટલે રીતરિવાજોને વળગી રહી તે રીતરિવાજનો ગર્ભિત હેતુ જાણ્યા વિના તે પ્રમાણે વર્તવું. અને બીજો અર્થ, ધર્મ એટલે એકબીજામાં લઢાઇ કરાવી ખુનરેજી કરાવનાર શાન્તિમાંય પણ લડાઇ ઉત્પન્ન કરવાનું પ્રબળ સાધન."

આજની પ્રગતિપંથે જતી દુનિયામાં ધર્મનો ઉપરનો અર્થ માનવજીવનમાં ઓતપ્રોત થઇ ગએલો છે. અને 'ધર્મ' એટલે શાન્તિમાંય પણ લડાઇ ઉત્પન્ન કરવાનું સાધન,' એમ જ્યારે મેં જોયું ત્યારે તો મને એ વિષયમાં ઘણો રસ લાગ્યો, કારણ કે મને લઢાઇ જોવી બહુ જ ગમે છે, તેમ જ હું જાતે પણ પ્રસંગ મળતાં તેને માટે હમેશાં તૈયાર જ હોઉં છું. જો ધર્મનો ઉપરનો અર્થ સાચો ન હોય તો તો મારે કહેવું પડશે કે ગીતામાં ભગવાને કહ્યા મુજબ હવે તેમનો જન્મ થવો જોઇએ કે થઇ ગયો હશે. પણ મને ખાત્રી થતી નથી કે આટલા બધા અસંખ્ય માનવજીવો જેનું પાલન કરે છે તેને અધર્મ કહેવાની ભૂલ સ્વપ્નામાં પણ કોણ કરી શકે.

અર્વાચીન દુનિયામાં ધર્મનો ઉપયોગ લડાઇ સળગાવવામાં (હિંદુ-મુસલમાનોનાં હુલ્લડો ઊભાં કરવામાં), જ્ઞાતિભેદો વધારવામાં, કુરિવાજો પાળવામાં, આળસુ બની પોતાની ફરજ બીજા ઉપર લાદવામાં (મુડીવાદીઓનું કર્તવ્ય) અને અજ્ઞાનના માર્યા આત્માને કચડવામાં જ થયો છે, થાય છે, એમ મારે જરૂર કહેવું પડે છે. અને ધર્મ જ જો એકબીજાને ભિન્ન કરવા, એકબીજાને દૂર કરવા અને એકબીજાને લડાઇનું વાતાવરણ પૂરું પાડવાનું કાર્ય કરતો હોય તો ભલે ને એ ધર્મ સળગી જાય. એથી માનવજાતને કાંઇયે ગેરલાભ થવાનો નથી.

જેસસ ક્રાઇસ્ટની દુનિયામાં આજે એક દૃષ્ટિપાત કરો. આજે પોતાને ખ્રિસ્તી કહેવડાવનાર, ક્રાઇસ્ટના અનુયાયીઓ હોવાનો દાવો કરનાર પ્રજાઓની સ્થિતિ જુઓ. ભગવાન જેસસ "તમને એક ગાલે જે તમાચો મારે તેનો પ્રતિકાર ન કરતાં તમારો બીજો ગાલ ધરો," એવો ઉપદેશ કરે છે, એ જ ઉપદેશકને ગુરુ માનનારાઓ આજે બોલી રહ્યા છે: "કોઇ અમને એક ગાળ દેશે તો અમો તેને હજાર તમાચા મારીશું." આજે કદાચ ભગવાન ઇસુ પાછા આવે તો તેમને નામે ચાલતા આ નગ્ન ધર્મસત્રને દેખી તેમની શી દશા

થાય! હું માનું છું કે તે તમામ યુરોપિયન પ્રજાને કહી દે કે "મહેરબાની કરીને તમારા અર્વાચીન ધર્મમાંથી મારું નામ કાઢી નાખો." અને આ બધું જોતાં ધર્મનો માનવજીવન સાથે કયા પ્રકારનો સંબંધ હાલ છે તે વિચારવાનું કામ વાચકો ઉપરજ છોડું છું.

હું કહું છું કે હિંદની હીનદશા કરવામાં આવા ધર્મનો ફાળો મોટો છે. સ્વાર્થસાધુઓએ ધર્મને નામે લાખો કુરીતરિવાજોને ઘુસાડી દીધા છે અને એ કુરીતરિવાજોએ માનવજીવનમાં પ્રવેશ કરી તેના આત્માને હણી નાખ્યો છે. ધર્મનો આશ્રય પામી રહેલાં મંદિરોમાં અપાતા દ્રવ્યની શી વ્યવસ્થા થાય છે? કોઇએ એ બાબતનો વિચાર કર્યો છે? ધર્મોપદેશકોએ ધાર્યું હોત તો ધર્મમંદિરોમાં જમા થતી એ વિપુલ લક્ષ્મી વડે માનવજીવનને માનવવનને બદલે માનવફૂલવાડી બનાવી દીધું હોત. હિંદનાં એ ધર્મમંદિરોના મુખ્યાચાર્યોએ ધાર્યું હોત તો હિંદ આજે પરાધીન, ગરીબ, આળસુ ન હોત, પણ આખા જગતમાં અજોડ ઉન્નતિસાધક દેશ હોત. પણ એ લોક એમ ધારે શા માટે? એ લક્ષ્મી મંદિરોના અનાચારોને માટે, પોતાની મોજમઝાહનાં સાધનો માટેજ છે એમ એ તો માની રહ્યા છે.

માનવજીવન કુરીતરિવાજોનાં જાળાંથી રુંધાઇ ગયું છે, તેનો આત્મા હણાઇ રહ્યો છે. આજે હિંદમાં ધર્મની દશા યુરોપમાં માર્ટિન લ્યુથરના વખતમાં જેવી હતી તેવી થઇ છે. આજે જૂના પોપની માફક હિંદના કહેવાતા ગોર મહારાજો યજમાનો પાસે બાપના બારમામાં રૂ. ૨૫ અંકે પચ્ચીસ રૂપિયા રોકડા કલદાર લેઇ, યજમાનને તેનો બાપ સ્વર્ગમાં પહોંચી ગયો તેની ખાતરી આપે છે. લગ્નપ્રસંગે અંધશ્રદ્ધાળુ યજમાન પાસેથી પચાસ કે તેથી વધારે રૂપિયા પડાવી લેઇ કન્યાને 'पुत्रवती भव। सौभाग्यवती भव।' એવા ઋષિમુનિઓએ યોજેલા આશીર્વાદ આપે છે, પણ એ ઋષિમુનિઓના તનુજો અને સ્વર્ગમાં પ્રવેશ કરવાના સર્ટિફિકેટો આપવાનો ઇજારો રાખનારા આ મહારાજોના આશીર્વાદ આપ્યાથી બિલકુલ ઊલટાજ ફળે છે. આજે બિચારો ભગવાન ખેંચાખેંચીથી ઘણોજ દુઃખી થઇ પસ્તાય છે કે હું આ દુનિયામાં ક્યાંથી આવી પડ્યો? કારણ કે એક ચારે બાજુથી ઉધઇના રાફડા સમાન ફાટી નીકળેલા અને ફાટી નીકળતા અનેક ધર્મો બિચારા એક ભગવાનની ખેંચાખેંચી કરી રહ્યા છે. ભગવાન તે બિચારો શું કરે?

આજને પ્રગતિપંથે જતા જગતમાં ધર્મ અને માનવજીવનનો સુમેળ કેમ સધાતો નથી? 'सत्यं वद' એ ઉપદેશ દેનાર ઉપદેશક ભાગ્યેજ કોઇક વખત

પોતાના જીવનમાં અજાણતાં પણ સત્ય બોલતો હોય! પછી એના શિષ્યોની તો વાતજ શી કરવી?

અત્યારે ધર્મ ફક્ત કોઇનું પાણી પીવામાં, ખાવામાં, એક બીજા સાથે હરવા ફરવામાં, લગ્ન કરવામાં (આંતરજાતીય), પુનર્લગ્ન કરવામાં (ફક્ત ઉચ્ચ વર્ણની સ્ત્રીઓ માટેજ) અને અસ્પૃશ્યતાનું નિવારણ કરવામાંજ આવે છે. એ કાર્યો કરવામાં ધર્મ નિષેધ કરે છે. લગ્નના બહાના નીચે છોકરાઓનાં કે છોકરીઓનાં લીલામ કરવામાં, તેઓના મોં-માગ્યા દામ ઉપજાવવામાં ધર્મને વાંધો નથી. પડદા પાછળનાં ખરાબ કૃત્યો કરવામાં, પરાયા દ્રવ્યને કે દરાને અનીતિથી હજમ કરવામાં કે કચડવામાં, મંદિરોમાં વ્યભિચાર કરવામાં કે કરાવવામાં ધર્મને વાંધો નથી. આ છે ધર્મનું વ્યાપક સ્વરૂપ!

ત્રણ કરોડથીય વધુ ભૂખે મરતા માનવબંધુઓની ભૂખ ટાળવા માટે ધર્મ કંઇજ ન કરી શકે, કારણ કે બિચારા ધર્મને માથે તો નિષ્ક્રિયતાના અવતાર સમા બાવન લાખ ખાઉધરા બાવાને પોષવાના હોય છે. અને મંદિરોમાં કેદ કરેલા પત્થરના ભગવાનને અન્નકૂટ ધરાવવામાં અને પછી એ અન્નકૂટ પૂજારીઓના પેટમાં પૂરવામાં ધર્મનું કાર્ય પૂરું થાય છે. હજારો ને લાખો રૂપીઆનું પાણી એમાં કરી શકાય છે. પત્થરના એ પૂતળાને નામે પૂજારી મહારાજોને પોતાની વિલાસિતા પોષવાને વિપુલ ધનસંપત્તિ અને રસનેન્દ્રિય પોષવાને સ્વાદિષ્ટ અન્નકૂટનાં ભોજનો મળે છે. ધર્મનું આ કામ ઓછું તો નજ કહેવાય અને તેમ છતાં આ કંઇ નુકસાનકારક તો નજ કહેવાય. કારણ કે પ્રજાના પુનર્જીવન માટે અંધકાર જરુરનો છે. અંધાધુધી વિના ઉન્નતિ નજ આવી શકે અને તેને માટે આ એક ઉપયોગી અંગ ગણી શકાય! આમ ધર્મ માનવોને એક કરવાને બદલે ભિન્ન કરવામાં વધુ વપરાય છે. માનવજીવન સાથે ધર્મનો આ પ્રમાણેનો સંબંધ છે. અને તેથીજ આજે પ્રજાજીવન દુઃખ, દારિદ્ર અને અજ્ઞાનતિમિરના મહાસાગરમાં ગોથાં ખાયા કરે છે.

કોઇ એક પુસ્તકમાં વાંચવામાં આવેલું કે ધર્મનો અર્થ અંગ્રેજીમાં 'To know=જાણવું' એવો થાય છે. માનવને પોતાનો ક્ષણભંગુર દેહ ક્યારે નાશ પામશે તેની ખબર નથી. તેને ટકાવી રાખવા આટલી ઉપાધિ, આટલાં દુષ્કૃત્યો કરે છે, આટઆટલો વખત બરબાદ કરે છે, છતાં તેનું ધ્યાન તેના પોતાના શરીરને ચલાવનાર, તેને જીવંત રાખનાર અને એજ શરીરમાં રહેલી પરમશક્તિ તરફ, તેમજ તેને જાણવા તરફ જતું નથી એ કેટલી દિલગીરીના

વાત છે? ધર્મનો વ્યાપક અને મારી માન્યતા પ્રમાણે સાચો અર્થ એજ હોઇ શકે કે જે વિભક્તને જોડી શકે, ખુનરેજી અટકાવી શકે, એક બીજાના પવિત્ર હક્કોનું રક્ષણ કરી શકે, એક બીજા પ્રત્યે પ્રેમ અને સમાનતાની લાગણીથી જોતાં શીખવી શકે, એકદિલી અને ભાઇચારો વધારી શકે અને એ રીતે માનવજીવનને શાન્ત, સુખી, સાદું, સરળ અને અકલુષિતપણે વ્યક્ત કરતાં શિખવે એજ સાચો ધર્મ. જો ધર્મભાવના આ પ્રમાણે માનવજીવનનું હમેશનું કર્તવ્ય થઇ રહે, આ પ્રમાણેનું સૂત્ર જીવનમાં ઓતપ્રોત વણાઇ જાય તો આજેય બળતી ભઠ્ઠીમાં બળી રહેલો સમાજ તાપને બદલે શીતળતાનો અનુભવ કરી શકે. જ્ઞાતિભેદો સાથે ધર્મને કંઇયે સંબંધ નથી. જ્ઞાતિભેદો ધર્મે રચ્યા નથી. એ જ્ઞાતિભેદોની રચના સ્વાર્થીઓની ચાલબાજી જ છે. જો જ્ઞાતિભેદો ટકાવવાથી ધર્મ ટકતો હોય તો તે મિથ્યા પોકળ વાત છે એ આજનીજ સ્થિતિ ઉપરથી જોઇ શકાય છે. અને માનો કે કદાચ જ્ઞાતિભેદોથી ધર્મ ટકતો હોય તો તે આમ ઉધઇના રાફડા પેઠે ફાટી નીકળેલી અસંખ્ય જ્ઞાતિઓને અને પેટાજ્ઞાતિઓને ટકાવવાથી નહિ પણ વર્ણાશ્રમની જૂની રચનાને યાદ લાવી બધી જ્ઞાતિને અને પેટાજ્ઞાતિને ભૂંસી નાખી ફક્ત બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એમ કર્મ પ્રમાણેની જ્ઞાતિ પાડી હોય તોજ બની શકે. આજે હિંદનું સત્યાનાશ આ જ્ઞાતિભેદોએજ વાળ્યું છે.

આ લેખ લખવાનો ઉદ્દેશ ધર્મની નિંદા કરવાનો નથી, પણ ધર્મના પાયાને વરસોથી લાગેલી ઉધઇ ખોતરી કાઢવાનો છે. આથી રખે કોઇ વિચારવામાં ભૂલ કરે, કારણ 'યતો ધર્મસ્તતો જયઃ।' એટલે ધર્મની નિંદા થઇ જ ન શકે. છેવટમા દેશનો શિક્ષિત વર્ગ જો આ જ્ઞાતિભેદો અને કુરીતિ રિવાજોનાં જાળાંઓને તોડી નાખવાનો પ્રયત્ન કરે, તેમાં પોતાની બધીય શક્તિ કામે લગાડી દે, તો ધારવા કરતાં ઘણું જ વહેલું ઇષ્ટ પરિણામ આવે.

મેલ ટ્રેનિંગ કૉલેજ, વડોદરા

અગ્નિનારાયણ એમ. પંડ્યા
કરખડીવાળા

---*---

જ્ઞાન આપવું એ રમતવાત હોવી જોઇએ તેને બદલે આકાશપાતાળ એક કરવાં જેવું થાય છે. ભણતરથી દિવસે દિવસે ભણનારનું જીવન વધારે પ્રકાશમાન અને સરળ થવાને બદલે જેમ જેમ બાળક ધોરણો ચડતું જાય છે તેમ તેમ વધારે ઊંડા અંધારામાં અટપટા માર્ગે ચડી જાય છે. કેળવણી તેને ડગલે પગલે મુક્ત નથી કરતી, એક એક બંધન વધારે બાંધતી જાય છે. પ્રે.

સુયાણીને લગતો વિષય તપાસવાનો આ લખાણનો હેતુ નથી; એટલે બચ્ચું જન્મ્યા પછીના વખત વિષે આપણે વિચારીશું. જેઓ આગળનાં પ્રકરણ સમજ્યા છે તેઓ સમજશે કે સુવાવડ વખતે પણ માએ ને બચ્ચાએ અંધારી કોટડીમાં, ગંદી ગોદડીમાં, હવા ન આવે તેમ નીચે તાપ રાખી બફાઇ રહેવાનું નથી. સુવાવડીને અંધારામાં રાખવાનો રિવાજ ગમે તેવો જૂનો હોય છતાં ઘાતકી છે. હવા બંધ કરવાનો રિવાજ એથી પણ ઘાતકી છે. નીચે તાપ રાખવાનો રિવાજ વગર જરૂરનો ને જોખમકારક છે. શરદીની મોસમમાં સુવાવડી ઓરતને જરૂર વિશેષ ગરમી જોઇએ. તેમ કરવાને સારૂ તેને વધારે ઓઢાડવું જોઇએ. ઓરડામાં શરદી રહેતી હોય તો બહારથી સળગાવેલી, ધુમાડો ન ચાલતો હોય તેવી સગડી ઓરડામાં રાખી હવા ગરમ કરવી; પણ ખાટલાની નીચે સગડી રાખવાની જરાયે જરૂર નથી. સુવાવડીની પથારીમાં ગરમ પાણીની બાટલી મૂકવાથી પણ ગરમી આવશે. સુવાવડીને મેલાં ને ગંદાં કપડાંમાં સુવાડવામાં પણ ઘાતકીપણું ને વહેમ રહ્યાં છે. સુવાવડમાંથી ઊઠ્યા પછી બધાં કપડાં સારી રીતે ધોઇ તેનો ઉપયોગ કરી શકાય છે.

બચ્ચાંની તબિયતનો આધાર તદ્દન માની તબિયત ઉપર છે; એટલે ઉપર પ્રમાણે સાવચેતી રાખવા ઉપરાંત માને માફક આવે તેવો સરસ ખોરાક આપવો જોઇએ. ગુંદર વગેરે ખાવાથી ફાયદો હોય એમ જણાતું નથી. સુવાવડી જો ઘઉંનો ખોરાક, કેળાં વગેરે મેવાની સાથે ઓલીવ ઓઇલ મેળવી ખાશે તો તેને શરીરે ગરમી રહેશે અને ઘણું સરસ દૂધ છૂટશે. ઓલીવ ઓઇલ લેવાથી દૂધ રેચક રહેશે અને તેથી બચ્ચાંને હમેશાં સાફ દસ્ત આવશે. બચ્ચાંને કંઇ પણ દરદ જોવામાં આવે તો માની તબિયત તપાસવી. બચ્ચાંને દવા આપવી એ તેને ખોઇ બેસવા બરોબર છે. બચ્ચાંની હોજરી ઘણી નાજુક હોઇ દવા વગેરેનું ઝેર તુરત ચઢે છે. એ વખતે માએજ દવા લેવી ઘટે છે; કેમ કે દવાના ગુણ સહજરૂપે માના દૂધમાં ઊતરશે. ઘણી વખત બચ્ચાંને ખાંસી કે દસ્ત જોવામાં આવે તો ગભરાવાને બદલે એક બે દિવસ રાહ જોવી, ખાસ કારણ હોય તે દૂર કરવું, એટલે દરદ દૂર થશે. દોડાદોડ કરવાથી અને દવા કરવાથી બચ્ચાંની તબિયત જરૂર બગડશે.

બચ્ચાંને હમેશાં નવશેકા પાણીમાં નવડાવવાની જરૂર છે. તેને કપડાં જેમ બને તેમ ઓછાં પહેરાવવાં જોઇએ. થોડા માસ તો કંઇ કપડાં ન હોય તો વધારે સારૂં. એક નાની સુંવાળી સફેદ ચાદરમાં લપેટવું અને પછી ઉપર ગરમ કપડું

ઓઢાડવું એ સૌથી સરસ છે. આમ કરવાથી બચ્ચાંને પહેરણ વગેરે પહેરાવવાની અગવડ દૂર થશે અને કપડાં ઓછાં બગડશે તથા તેનો બાંધો નાજુક થવાને બદલે મજબૂત થશે. નાળની ઉપર ઝીણું ચોવડું કરેલું કપડું મૂકી તેની ઉપર નાનો પાટો બાંધવો જોઈએ. નાળને દોરી બાંધી ગળે ભગવવામાં આવે છે તે રિવાજ ખરાબ છે. પાટો હમેશાં છોડવો જોઇએ. નાળની આમપાસ આળો ભાગ જોવામાં આવે તો તેની ઉપર સાફ ચોખાનો ચાળેલો ઘણોજ ઝીણો લોટ સાફ રૂ વતી છાંટવો, એટલે આળો ભાગ સુકાઇ જશે.

જ્યાં સુધી માને દૂધ પુષ્કળ આવે ત્યાં સુધી બચ્ચાને બીજો કશો ખોરાક આપવાની જરૂર નથી. જ્યારે દૂધ ઓછું થવા લાગે ત્યારે ઘઉંને શેકી તેને દળી તે લોટ ગરમ પાણીમાં નાખી તેમાં થોડો ગોળ મેળવી બચ્ચાંને આપવાથી દૂધના જેવોજ ગુણ આપશે. આને બદલે અધું કેળું છુંદી તેમાં અધી ચમચી ઓલીવ ઓઇલ નાખી બંને વસ્તુને બરાબર મીલાવીને આપવાથી સરસ અસર થશે. જો ગાયનું દૂધ આપવું હોય તો પ્રથમના વખતમાં ત્રણ ભાગ પાણી અને એક ભાગ દૂધ મેળવી તેને એક ઉભરો આવે ત્યાં લગી ગરમ કરી આપવું; તેમાં પણ થોડો શુદ્ધ ગોળ નાખવો. ગોળને બદલે ખાંડ વાપરવાથી ગેરફાયદો જોવામાં આવે છે. બચ્ચાંને ધીમે ધીમે લીલો મેવો વધારે ને વધારે આપવાની તજવીજ કરવાથી તેનું લોહી જન્મથીજ સુધરવા પર જશે અને બચ્ચું તેજસ્વી તથા જોરાવર થશે. બચ્ચાંને દાંત આવે કે તુરતજ અથવા તે પહેલાંજ ઘણી માતાઓ દાળ, ભાત, શાક વગેરે આપે છે, એ બચ્ચાંને ઘણો ગેરફાયદો કરનારૂં છે એ શંકા વિનાની વાત છે. ચહા-કોફી બચ્ચાંને હરગીઝ આપવાં નહિ.

બચ્ચું બરોબર મોટું થાય એટલે ચાલતાં શીખે ત્યારે તેને પહેરણ વગેરે કપડાં પહેરાવવાં. જોડાની બિલકુલ જરૂર નથી. બચ્ચાંને કાંટા વગેરેમાં ચાલવાનું હોય નહિ, એટલે વગર જોડે રહેવાથી તેના પગ કઠણ થશે અને જોડામાં સંકડાઇ લોહીના ફરવાને હરકત થશે નહિ શોભાને સારૂ મોટાં રેશમનાં, તુઇવાળાં કપડાં, લેંઘી, માથા ઉપર ટોપી, ડોક વગેરેમાં ઘરેણાં પહેરાવવાં એ બહુ જંગલી ને ઘાતકી રિવાજ છે. કુદરતે જે કાન્તિ તેને આપી છે તેમાં આપણે વધારો કરી શકીએ એવું માનવું એ કેવળ અભિમાન અને અજ્ઞાન છે.

બચ્ચાંની કેળવણી તેના જન્મથીજ શરૂ થાય છે અને તેના ખરા શિક્ષક તેનાં માબાપજ છે, એમ સમજવાનું છે. બચ્ચાંને ધમકાવવું, બચ્ચાંના શરીરને લાદવું, તેની હોજરીને ઠાંસવી, એ પણ એક કેળવણીના નિયમનો ભંગ છે.

ચિડાઉ માબાપ પાસેથી બચ્ચું ચિડાઉ થતાં શીખશે, નાજુક માબાપ પાસેથી નાજુક થતાં શીખશે, બોલી પણ માબાપની શીખશે. માબાપના મોંમાંથી શુદ્ધ ઉચ્ચાર નીકળશે તો બચ્ચું શુદ્ધ બોલશે, માબાપ તોતડું બોલશે તો બચ્ચું તોતડું બોલશે, માબાપના મુખમાંથી ગાળો નીકળશે તો બચ્ચું ગાળો દેતાં શીખશે, માબાપ અનીતિ આચરતાં હશે તો બચ્ચું જરૂર અનીતિ ગ્રહણ કરશે. 'બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા' એ કહેવત બરોબર છે. બાપનો અર્થ અહીં માબાપ છે. બાપનો ખોરાક બચ્ચું ખાતાં શીખશે અને જે કેળવણી બચ્ચું ઘરમાં મેળવે છે તે કેળવણી તેને કદી પાછળથી મળવાની નથી.

આમ વિચાર કરતાં માબાપની ફરજ કેટલી બધી નાજુક છે તે જોઇ શકાય છે. માણુસ જાતની પ્રથમ ફરજ એ છે કે પોતાનાં બચ્ચાંને શુદ્ધ વર્તન શીખવી તેઓ તેમને અને પોતાને શોભાવે તેવાં થાય એમ કરવું. ફળ અને ઝાડને વિષે આપણે જોઇએ છીએ કે ફળમાંથી ફળાંજ થશે અને સારું ઝાડ હશે તેમાંથી ઉત્તમ ફળ પાકશે. સારા જાનવરનાં બચ્ચાં સારાંજ ઉત્પન્ન થશે. માણુસ આ નિયમનો ભંગ કરે છે: પવિત્ર જણાતાં માબાપનાં બચ્ચાં અવિપત્ર જોવામાં આવે છે. તંદુરસ્ત દેખાતાં માબાપનાં બચ્ચાં રોગી જોવામાં આવે છે. આમ થવાનું મુખ્ય અથવા એકજ કારણ એ છે, કે આપણે માબાપની પદવીને લાયક ન હોવા છતાં ઘણી વાર આપણા સ્વચ્છંદે માબાપ બનીએ છીએ, પછી બચ્ચાંનો સ્વાર્થ શાને સંભાળીએ? પણ નીતિમાન માબાપને તો લાજમ છે કે તેઓએ પોતાનાં છોકરાંને સરસ રીતે ઉછેરવાં. આમ કરવા સારૂ મા અને બાપ બંનેને શુદ્ધ કેળવણીની જરૂર છે. જ્યાં માબાપ એવી કેળવણી પામેલાં નથી, ત્યાં તે માબાપ જો પોતાની ભૂલ સમજે તો તેઓએ પોતાનાં બચ્ચાંને બીજાં સુશિક્ષિત-નીતિમાન માણુસને સોંપવાં જોઇએ. નિશાળોમાં જઇ બચ્ચાં સદ્વર્તન શીખે એ આશા રાખવી ફોગટ છે. સદ્વર્તન શીખવવાનો રસ્તો એકજ છે, અને તે એ કે તેવા સંજોગોમાં છોકરાંઓને નિરંતર રહેવાનું મળે. ઘેર એક પ્રકારનું શિક્ષણ અને નિશાળોમાં બીજા પ્રકારનું શિક્ષણ હોય તો બચ્ચાં કદી સુધરી શકનાં નથી. ઉપરના વિચાર પ્રમાણે કેળવણી આપવાનો અમુકજ વખત છે એવું કંઇ આવતું નથી. બચ્ચું જન્મે છે ત્યારથી તેની કેળવણી શરૂ થાય છે; અને ત્યારથીજ તેને શારીરિક, માનસિક ને આત્મિક અથવા ધાર્મિક કેળવણી મળે છે. શબ્દજ્ઞાન તો તે જ્યારથી તોતડું બોલવા માંડે છે ત્યારથીજ મેળવે છે. અક્ષરજ્ઞાન પણ રમતમાં ને રમતમાં માબાપની પાસેથી લેઇ શકે છે. આગળના જમાનામાં તો એમજ થતું; હવે નિશાળે બેસાડવાનો રિવાજ ચાલ્યો છે. માબાપ બચ્ચાં

પ્રત્યેની પોતાની જે ફરજ છે તે બરોબર સંભાળે તો તેઓ કેટલે ઊંચે ચઢી શકે, તેની હદ બાંધી શકાતી નથી; પણ બચ્ચાંને આપણાં રમકડાં માફક રાખી તેઓને ખોટાં લાડ લડાવીએ, તેઓની ઉપર ખોટું હેત કરી મિઠાઈ, શોભિતાં કપડાં વગેરે વડે તેઓને બચપણથી બગાડીએ, ખોટું હેત લાવી તેઓને ગમે તેમ કરવા દેઈએ, પૈસાના લોભમાં પડયા રહી બચ્ચાંને પણ પૈસાનો લોભ શીખવીએ, વિષયમાં રગદોળાએલા રહી વિષયનો દાખલો બચ્ચાંઓને આપીએ, આળસુ રહી તેઓને આળસુ બનાવીએ, ગંદા રહી ગંદકી શીખવીએ, જૂઠું બોલી જૂઠું શીખવીએ; તો પછી પ્રજા નબળી, અનીતિવાળી, જૂઠી, વિષયી, સ્વાર્થી અને લાલચુ થાય તેમાં શી નવાઈ છે? આ વાક્યો ઉપર સમજુ માબાપે બહુ વિચાર કરવાની જરૂર છે. હિંદુસ્થાનનું અર્ધું ભવિષ્ય તો માબાપોના હાથમાં છે.

('આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન') ગાંધીજી

---

## સ્વદેશપ્રેમ

જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસી

(જન્મભૂમિ અને માતા સ્વર્ગથીયે અધિક છે.)

**સુજનને** પોતાની જન્મભૂમિ પ્રત્યે સ્નેહ હોય છે. જન્મભૂમિ એટલે પોતાનું વતન નહિ, પણ પોતાનો દેશ. સ્વદેશ ઉપર જ્યારે આપત્તિ ઝઝૂમી રહે ત્યારે દરેક મનુષ્યે પોતાની વહાલી વસ્તુ સ્વદેશપ્રેમને કારણે અર્પણ કરવી જ જોઈએ.

આ વાત તો તદ્દન સત્ય છે કે જે ભૂમિમાં આપણો જન્મ થયો હોય, અર્થાત્ આપણે રહેતા હોઈએ, અને જે ભૂમિમાં આપણા પિંડને પોષણ મળ્યું હોય, જ્યાં સગાંસહોદર હોય, એવી જન્મભૂમિ ઉપર સ્નેહ ઉદ્ભવે એ છેક સ્વાભાવિક છે.

હિંદના તેમ જ જગતના ઇતિહાસ ઉપર નજર નાખતાં માલૂમ પડશે, કે માતૃભૂમિને વાસ્તે કષ્ટ ઉઠાવનાર અને જીવનબલિ આપનાર મનુષ્યોનાં અનેક ઉજ્જવળ ઉદાહરણ મળી આવે છે. રજપૂતાનાના ઇતિહાસમાં દેશને ખાતર પ્રાણ ખરચનારી વીરાંગનાઓનાં પણ ઉદાહરણ આપણને મળી આવશે. ઈંગ્લૅંડમાં પણ જ્યારે રાજા ત્રીજા ઍડવર્ડના સમયમાં કેલે ઉપર શત્રુઓએ હુમલો કર્યો હતો, ત્યારે ઍડવર્ડે કેલેના માણસોને અમુક મુદતમાં તાબે થવું એવું જણાવ્યું, અને ન થાય તો ફાંસીની સજા ફરમાવવી એવું ધાર્યું. ત્યારે છ પ્રતિષ્ઠિત

માણસો ઉઘાડે પગે શહેરીઓના સ્નેહને લીધે પોતાના આત્માનું બળિદાન આપવા તત્પર થયા હતા. આમાં શહેરીઓનો પ્રેમ પ્રશંસનીય છે.

મહાન આપત્તિઓ અને પ્રતિકૂળતાઓ વચ્ચે અડગપણે શિવાજીએ મોગલ સલ્તનતની ધૂંસરી ફેંકી દેઇને પ્રજાને સ્વતંત્ર બનાવી હતી. ભામાશાએ પોતાની બધી મિલકત દેશભક્તિને હેતુએ પ્રતાપને અર્પણ કરી હતી. એજ-પ્રમાણે ઉજ્જ્વળ ભક્તિથી પ્રેરાઇને પોરસે મહાન સિકંદર સામે તથા પ્રતાપે અકબર સામે યુદ્ધ કર્યું હતું. જે માણસ સ્વદેશ 'મારો' એમ કહીને યથાશક્તિ પ્રયત્ન કર્યે જ જાય છે, તે સાચો જ દેશભક્ત છે. જે માણસને સ્વદેશ માટે પ્રીતિ હોય, પણ 'હું પ્રીતિ રાખું છું, હું પ્રીતિ રાખું છું,' એમ બોલ્યા કરતો ન હોય તેજ માણસ કહ્યા પ્રમાણે સ્વદેશના હિતાર્થે આપત્તિઓનું વહન કરી શકે છે.

દલપતરામે સ્વદેશપ્રેમ માટે કહ્યું છે કે:

'ભલી ભારતભૂમિ વિષે રોજ રહેતો,
હશે કો વિચારો નથી જેહ કહેતો;
ભલો દેશ મારો ભલી ભોમ મારી,
મને પ્રાણથી નિત્ય છે એજ પ્યારી.'

જો આપણે પ્રાચીન ક્ષત્રિઓ તરફ નજર નાખીશું તો જણાશે કે તેઓ સદંતર પોતાનું બળ દુઃખીનાં દુઃખોને હરવામાં વાપરતા, તેમ જ શારીરિક સંપત્તિવાળા મનુષ્યો દેશના શત્રુઓ સામે લડવામાં, દેશના હુન્નરઉદ્યોગને ઉત્તેજન આપી પોતાના દેશને ધનસંપન્ન કરવાનો પ્રયત્ન કરવામાં અને દેશમાં સારા કાયદા તથા નિયમન કરવામાં અને સમાજની ત્રુટિઓ દૂર કરવામાં પોતપોતાની શક્તિઓ દેશને સમર્પણ કરીને પોતાનું મનુષ્યત્વ પ્રગટાવી, પોતાની જન્મભૂમિ પ્રત્યેનું ઋણ અદા કરતા.

આ સંસાર તરુણીના નેત્રપ્રીતિના રંગ જેવો ક્ષણભંગુર છે, દરેક જણ નાશવંત છે, તો મનુષ્ય શા માટે સ્વાર્થની વિચારણા સેવે છે અને પરમાર્થને જતો કરે છે? અને જ્યારે મનુષ્યની બુદ્ધિ હિણાય છે, ને તેને સ્વાર્થ જ સૂઝે છે, ત્યારે તે દેશનું હિતાહિત વિચાર્યા વગર અંધની જ પેઠે કાર્ય કર્યે જાય છે.

કયો મનુષ્ય જન્મભૂમિને ચાહતો નથી? બાળી નાખે એવા અરબસ્તાનના રણમાં રહેતો અરબ, જંગલમાં રહેતો જંગલી ભીલ પણ પોતાના વતન ઉપર વહાલ રાખે છે. આમ દેશને ચાહવામાં જ ખરું મનુષ્યત્વ રહેલું છે. 'વિક્રમ જેવો પરદુઃખભંજન તે વિક્રમ જ છે.' અને એમ કરતાં દેશને ખાતર પોતાની વહાલી વસ્તુનું સમર્પણ કરવું એમાં જ દેવત્વ છે. જે ભૂમિમાં પાકેલું અન્ન

તેમજ જેના લૂણથી આપણું શરીર બંધાયું છે, ને જેનાથી આપણને સુખની પ્રાપ્તિ થઇ છે, તે દેશ ઉપર આફત આવી પડચે તન, મન અને ધનનું સમર્પણ કરવું એમાંજ સ્વદેશપ્રેમ રહેલો છે.

જ્યારે જાપાનને રુશિયા સાથે લડાઇ થઇ હતી, ત્યારે જાપાનની દરેક વ્યક્તિ પોતે સૈનિક તરીકે જોડાવા તૈયારી કરી રહી હતી. દરેક વ્યક્તિ પોતાની પહેલી પસંદગીની રાહ જોઇ રહી હતી અને સ્વદેશપ્રેમ દર્શાવવા માટે અરજી ઉપર શાહીને બદલે લોહીથી સહી કરી મોકલી હતી. આનું નામ તે સ્વદેશપ્રેમ!

સ્વદેશપ્રેમ જીવનને હોમીનેજ દર્શાવી શકાય નહિ, પણ પોતપોતાની રીતે દર્શાવી શકાય. પ્રેમાનંદના સમયમાં ગુજરાતી ભાષાની કિંમત નજીવી હતી, તેને સમૃદ્ધ કરવા માટે પાઘડી નહિ પહેરવાનું તે કવિએ વ્રત લીધું હતું. અને લીધેલા વ્રત પ્રમાણે ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરી શકયા હતા.

દરેક મનુષ્યને માતૃભૂમિના રસકસમાંથી પોષણતત્ત્વ મળે છે અને દેશના ધાર્મિક વિચારો, વિદ્યાકળા, ભાષાસાહિત્ય વગેરે સંસ્કૃતિથી વિકાસ પામે છે, અને મનુષ્યમાત્ર શરીર, બુદ્ધિ વગેરેનો વિકાસ માતૃભૂમિની સહાયતાથી કરી શકે છે. માતૃભૂમિના અનહદ ઉપકારોને લીધે તેના પ્રત્યે માન અને પ્રેમ સ્વાભાવિક રીતેજ ઉદ્દભવે છે. જેમ નાનપણથી ઉછેરીને મોટા કરનારી તથા મોટા થયા પછી પુત્રોને સુખે સુખી અને દુઃખે દુઃખી થનારી માતા ઉપર દરેક મનુષ્યને સ્વાભાવિક રીતેજ પ્રેમ હોય છે, તેમજ મનુષ્યના હૃદયમાં દેશને માટે પ્રેમ હોવો જોઇએ, તેનું કલ્યાણ સાધવામાં સદા તેણે કટિબદ્ધ રહેવું જોઇએ અને કલ્યાણ સાધવામાં હરકોઇ સ્વાર્થોને જતા કરવા જોઇએ. આવા જ મનુષ્યને સ્વદેશપ્રેમનો પૂજારી કહી શકાય.

પોતાના દેશ ઉપર પ્રીતિ રાખવી ને તેનું હિત સાધવામાં પોતાનાથી બને તેટલો પ્રયત્ન કરવો એ દરેક વ્યક્તિની ફરજ છે. એ ફરજ ચૂકી જઇને પોતાના અંગત હેતુઓ સફળ કરવામાં દુષ્ટ લોકો સમય વ્યતીત કરે છે.

આપણા જીવનને સુખમય બનાવવામાં આપણે જે કંઇ સ્વદેશ પાસેથી પ્રાપ્ત કર્યું છે, તેને માટે આપણે માથે દેશનું ઋણ છે. એ ઋણ સેવાથી અદા થઇ શકે છે. સ્વદેશપ્રીતિ રાજા અને પ્રજા બંનેને લાભદાયક છે. 'પ્રજા સુખી તો રાજા સુખી,' એ ન્યાયે રાજાને લાભ થાય છે અને પ્રજાને તો લાભ થાય છેજ.

ચાલો ત્યારે આપણે તનમન થઇને પરિણામની રાહ જોયા વિના કામ કરીએ.

બોરસદ — રાવજીભાઇ સોમાભાઇ પટેલ

---

# ચરોતરમાં જીરાનું વાવેતર

જીરૂ ઘણે ભાગે ગોરાડુ જમીનમાં ચોમાસુ-બાજરીનું તૂલ લીધા પછી શિયાળુ પાક તરીકે વાવવામાં આવે છે. આ પાકનું વધારે પ્રમાણમાં ક્ષેત્રફળ આણંદ અને નડિયાદ તાલુકામાં દૃષ્ટિગોચર થાય છે. તાલુકામાં જ્યાં કૂવાનું સાધન હોય ત્યાંજ ખેડુતભાઇઓ જીરાનું વાવેતર કરી શકે તેમ છે. જીરાના પાકને ઘણી મુશ્કેલીઓમાંથી પસાર થવાનું હોય છે. જેવી કે વરસાદ અગર વાદળ, હિમ અને ત્રણ પ્રકારના રોગ. અત્યારે ખેડૂતભાઇઓ તમાકુના પાકને અગ્રસ્થાન આપે છે, તેવીજ રીતે જો આ પાક તરફ ખેડુતભાઇઓ વધારે લક્ષ આપી સારી રીતે માવજત કરી પાક લે તો તમાકુ કરતાં કંઇ ઓછું મેળવી શકે નહિ.

**જમીન તૈયાર કરવાની રીત:** બાજરી કાપી લીધા પછી જમીનને આડીઅવળી બે વખત ખેડી બાજરીનાં ખૂંપગાં વાણી લેઇ આડોઅવળો રાંપ મારી જમીનને સારી તપવા દેઇ એકસરખી સપાટ કરવામાં આવે છે. (જીરાના પાકને માટે જમીનને ઊંડી ખેડની જરૂર નથી)

**ખાતર:** જીરાના તૂલને માટે કંઇ પણ ખાતર નાખવામાં આવતું નથી, પણ જીરા પહેલાં બાજરીના તૂલને એક એકરે ૧૨ થી ૧૫ ગાડાં છાણિયું ખાતર આપવામાં આવે છે.

નવેમ્બર માસની અધવચમાં એટલે કાર્તક મહિનાના શુક્લપક્ષમાં ૮×૧૦ ફૂટના ક્યારા કરી જીરૂ છાંટવામાં આવે છે. જો હાથિયા નક્ષત્રમાં વરસાદ હોય તો જીરૂ કાર્તક માસના કૃષ્ણપક્ષમાં વાવવામાં આવે છે. જીરાનું બી દર એકરે ૧૦ થી ૧૨ રતલ પ્રમાણે છાંટવામાં આવે છે. બીને છાંટયા પહેલાં બેથી ત્રણ કલાક તડકામાં સુકવવામાં આવે છે. દરેક ક્યારામાં એકસરખું બી પડે તેટલા માટે પહેલાં ખેતરના ક્યારા ગણી તેના માપમર દરેક ક્યારામાં એકસરખું બી છાંટવામાં આવે છે. બી છાંટયા પછી પંજેઠીથી ક્યારાની જમીન બરાબર ઘસી બીને જમીનમાં સારી રીતે મેળવી દેવામાં આવે છે, જેથી બી ઢંકાઇ જાઇ પાણી ઉપર તરી આવે નહિ. બી છાંટયા પછી તરતજ પાણી મૂકવામાં આવે છે. અને જેટલી જમીનમાં બી છાંટેલું હોય તેટલી જમીનમાં તેજ દિવસે પાણી પાઇ દેવામાં આવે છે. આ બી માત આઠ દિવસે ઊગવા માંડે છે અને ૧૦ થી ૧૨ દિવસમાં બધો બીઆવો ઊગી નીકળે છે.

બી વાવતી વખતે એક ખાસ અગત્યની સંભાળ રાખવા જેવી એ છે કે બી ગમે ત્યાંથી સેળભેળ જેવું લાવી વાવવું નહિ, કારણ કે ઘણા વેપારીઓ

જીરાળાના બીનો ભેજ કરી આપે છે. આ બીના છોડ ઊગે ત્યારે વર્તી શકાતા નથી, માટે વાવતા પહેલાં ને જીરામાંથી બી વીણી કાઢવું તે સલાહ રૂપ છે.

**બીજું પાણ:** (વાવ્યા પછી) દશથી બાર દિવસે મૂકવામાં આવે છે. જીરાના પાકને કુલ ત્રણ પાણ આપવામાં આવે છે, પણ પાછલો વરસાદ બહુજ ઓછો હોય તો જરૂર જણાયે કોઇ વખત ચોથું પાણ આપવામાં આવે છે. આ પાકને બેથી ત્રણ વખત નિંદવામાં આવે છે.

પાક મહિના દિવસનો થાય ત્યારે છોડને ફૂલ આવવા માંડે છે, અને આ અરસામાં ત્રીજું પાણ મુકવામાં આવે છે. ઉપર કહ્યા પ્રમાણે જીરૂ પાક ઉપર આવે ત્યારે જો જમીનમાં પૂરતો ભેજ ન હોય ને છોડ કરમાવા માંડે તો ચોથું પાણી આપવામાં આવે છે.

**રોગ:** આ પાકમાં એકંદરે ત્રણ રોગ લાગુ પડે છે: જેવા કે છારો, ચરમો અને ચરેગિયું. આમાં મુખ્ય છારો તો ઘણુંજ નુકસાન કરે છે.

**છારો:** દરેક ખેડૂત જાણે છે કે જીરામાં દર વર્ષે છારાનો રોગ ઓછો યા વત્તા પ્રમાણમાં આવે છે અને તેથી કેટલીક વખતે આખો પાક નાશ પામે છે. રોગ પહેલાં પાંદડાંની નીચેના ભાગ ઉપર તેમજ થડ ઉપર દેખાય છે અને તુરતજ ફૂલ ઉપર અને છેવટે દાણા ઉપર ફરી વળે છે. રોગની મૂળ ઉત્પત્તિ રોગિષ્ટ બીમાંથીજ અને હવામાનના અનુકુળ સંસર્ગથીજ તેના અંકુરની ખીલવણી થાય છે અને ધીમે ધીમે તેની વૃદ્ધિ થઇ આખા છોડ ઉપર માલમ પડે છે, ત્યારે છોડ ઉપર જાણે રાખ છાંટી હોય તેમ માલમ પડે છે. આવા રોગવાળું બીજ બીજી વખત માટે વાપરવું હિતકારક નથી.

**ઉપાય:** આ રોગના અટકાવ માટે ખેતીવાડી ખાતા તરફથી ઘણાજ પ્રયાસો થાય છે. તેનો દરેક ભાઇઓ લાભ ઉઠાવતા નથી; પરંતુ જેમ જેમ પ્રયાસના ફાયદાથી વાકેફ થાય છે તેમ તેમ તેઓ પોતાનો પાક દવા છંટાવી બચાવવા આતુર રહે છે. આ રોગમાંથી ખેડૂતોના પાકને મુક્ત કરવા માટે ખેડા જિલ્લાની ખેતીવાડી ખાતાની ઑફિસ (રૂરલ ડેવલપમેન્ટ ઇન્સ્પેક્ટર આણંદ) તેમજ તાલુકા ડેવલપમેંટ એસોસિએશન, આણંદ મારફતે ગંધક છાંટવાનો બહોળા પ્રમાણમાં પ્રચાર કરવામાં આવે છે, તે છેવટે દર્શાવેલા શીરટ ઉપરથી માલમ પડશે.

આ રોગને માટે બારીક ગંધકની ભૂકી (જે એક સ્કવેર ઈંચમાં ૨૨૫ કાણાંવાળી ચાળણીમાંથી પસાર થઇ શકે તેવી) એક એકરમાં ૧૪ થી ૧૬ રતલ કરતાં ઓછી નહિ તેટલા પ્રમાણમાં છાંટવાથી રોગ અટકી જાય છે.

ઘણે ભાગે એકજ વખત ગંધકની ભૂકી છાંટવાથી રોગ અટકી જાય છે, પરંતુ હવામાન વાદળવાળું રહે તો આ રોગને તે અનુકૂળ પડે છે અને તેની વૃદ્ધિ મોટા પ્રમાણમાં થાય છે. આવા સંજોગોમાં ફરીથી છાંટવાની જરૂર પડે છે. બીજી વખત ગંધકની ભૂકીનું પ્રમાણ પ્રથમ વાપરેલા પ્રમાણ કરતાં અર્ધાભાગનું પ્રમાણ રાખવું જોઈએ. આ ગંધકની ભૂકી પીઅરલેસ ડસ્ટ ગન નામના મશીનથી સારી રીતે છાંટી શકાય છે.

**ગંધકની ભૂકી કયારે છાંટવી?** સાધારણ રીતે રોગને નાબૂદ કરવા માટે જીરાને ગાંજર (ડોડી) આવે તે અરસામાં એટલે જીરૂ વાવ્યા બાદ પચાસ દિવસે (છેલ્લું પાણ પાયા પછી જમીનમાં વરાપ થાય ત્યારે) એકજ વાર ગંધક છાંટવાની જરૂર પડે છે. સાધારણ રીતે બીજી વખત ઉપર દર્શાવેલા સંજોગોમાં છાંટવાની જરૂર પડે છે.

**ચરમો:** આ રોગથી છોડ ચિમળાઇ જઇ મરી જાય છે અને રોગ છોડ નાના હોય ત્યારથી શરૂ થઇ પાકને આછો બનાવી દે છે.

**ચરેરિયું:** પાક તૈયાર થવાની તૈયારીમાં જો માવઠું થાય અગર લાગલાગટ વાદળ રહે તો આ રોગ માલુમ પડે છે. હિમ પડવાની માફક છોડ તથા દાણા રતુંબડાં પડી જઇ ઘણા થોડા વખતમાં કોઇ કોઇ વખત તૈયાર થએલો બધો પાક બગાડી નાખે છે. જીરૂ તૈયાર થાય ત્યારે થોડો વરસાદ, હિમ વગેરે પાકને નુકસાન કરે છે. અને આથી કરીને જીરૂ ઘરમાં આવે ત્યારેજ આવ્યું કહેવાય.

ફેબ્રુઆરીની આખરમાં પાક તૈયાર થાય છે. આ વખતે પાંદડાં ખરી જઇ અગર સુકાઇ જઇ ફક્ત દાણાના જૂથમાંજ જોવામાં આવે છે. ત્યાર બાદ સાત આઠ દિવસે જીરૂ ઝૂંડી લેવા લાયક થાય છે. આ તુલ ૧થી ૧॥ ફૂટ ઉંચું થાય છે.

ઉપર કહ્યું તે પ્રમાણે દાણા તથા ડાળખાં ચિમળાઇ સુકાઇ જાય ત્યારે સવારમાં વહેલા ઝાકળવાળા જ છોડવા હાથેથી ઉખેડી લઇ ખળીમાં ઢગલો કરી બેથી ત્રણ દિવસ તાપમાં સુકાવા દેવામાં આવે છે. ત્યારબાદ ઢગલાને ઝૂંડી લેવામાં આવે છે; અને દાણાને એક બે દિવસ સારો તાપ ખવરાવી જો બી માટે રાખવું હોય તો ભેજ ન જાય તેવી સુકી જગ્યામાં ભરી મૂકવામાં આવે છે. જીરાનો તોલ ૪૨ શેરનો મણ લેખે ગણવામાં આવે છે. અને હાલને ભાવે રૂા. ૧૨થી ૧૫ ઉપજે છે. સરેરાસ એક એકરે ૧૦થી ૧૨ મણ જીરૂ પાકે છે.

. રૂરલ ડેવલપમેન્ટ ઇન્સ્પેક્ટર તથા તાલુકા ડેવલપમેન્ટ એસોસિએશન, આણંદ તરફથી છેલ્લાં સાત વર્ષમાં રોગને અટકાવવા માટે દિનપ્રતિદિન પ્રયાસ વધતા જાય છે. અને ખેડૂતો તેનો લાભ દર વર્ષે લેતા જાય છે, તે નીચેના વાવેતરના ક્ષેત્રફળ ઉપરથી ખેડૂત ભાઇઓને માલમ પડશે:

| અનુક્રમ નંબર | વર્ષ | ગામની સંખ્યા | લાભ લીધેલા ખેડૂત-ભાઇની સંખ્યા | ગંધક છાંટેલાનું ક્ષેત્રફળ વિઘામાં |
|---|---|---|---|---|
| ૧ | ૧૯૩૩–૩૪ | ૭ | ૯ | ૧૬$\frac{3}{4}$ |
| ૨ | ૧૯૩૪–૩૫ | ૪ | ૩૯ | ૭૧ |
| ૩ | ૧૯૩૫–૩૬ | ૧૬ | ૧૧૦ | ૨૪૮$\frac{1}{2}$ |
| ૪ | ૧૯૩૬–૩૭ | ૧૭ | ૮૮ | ૧૮૬$\frac{1}{2}$ |
| ૫ | ૧૯૩૭–૩૮ | ૧૭ | ૯૯ | ૨૦૦$\frac{1}{2}$ |
| ૬ | ૧૯૩૮–૩૯ | ૨૩ | ૩૧૦ | ૬૪૭$\frac{1}{4}$ |
| ૭ | ૧૯૩૯–૪૦ | ૨૩ | ૪૨૬ | ૧૦૭૭$\frac{1}{4}$ |

એક એકરે જીરાના વાવેતર પર થતો ખર્ચનો અંદાજ.

| | |
|---|---|
| સરકાર ભરત | ૨–૮–૦ |
| બાજરીમાં પાકને આપેલા ખાતર પછીના પાકને થએલી અસર | ૪–૦–૦ |
| બી શેર ૧૦ | ૪–૦–૦ |
| ખેડ ૨ | ૩–૮–૦ |
| નિંદામણ | ૫–૦–૦ |
| પાણી | ૨૪–૦–૦ |
| ઝૂંડવા તથા ઉપાડવાનું | ૪–૦–૦ |
| કુલ ખર્ચ | ૪૭–૦–૦ |

અંબાલાલ એમ. પટેલ,
આસિ. રૂરલ ડેવલપમેન્ટ ઇન્સ્પેકટર, આણંદ

—*—

જે બાળક સાથે રમી નથી શકતો તે બાળકને કશું શીખવી પણ નથી શકતો. જો માબાપ અને શિક્ષક બાળકને કંઇક શીખવવાની કે સારા સંસ્કાર આપવાની ઉમેદ રાખતાં હોય તો બાળક સાથે રમતાં શીખ્યે જ છૂટકો છે. આ રમત એટલે બાળક સાથે કાલુંઘેલું બોલી કાલાં કાઢવાં કે તેની સાથે અસંસ્કારી છોકરવાદીપણું કરવું કે ઘોંઘાટ કરી મૂકવો તેમ નહિ. પ્રે.

# આદર્શ લગ્ન અને છૂટાછેડા તથા પુનર્લગ્ન

છૂટાછેડાનો અને પુનર્લગ્નનો પ્રશ્ન હાલ ઘણો ચર્ચાય છે, તેમજ મામાફોઇનાં ૪૦–૪૫ વરસનાં યુવતી-યુવક પુનર્લગ્નથી જોડાય છે ત્યારે જૂના વિચારવાળાં સુધારક તરફ કટાક્ષ કરે તે સ્વાભાવિક છે; એટલે તે બાબત પણ કંઇક કડક નિયમની જરૂર તો છેજ. લગ્નનો આદર્શ જો, 'બે વ્યક્તિઓના આત્માનો સહકારથી વિકાસ કરવાનો' હોય તો છૂટાછેડાનો તથા પુનર્લગ્નનો પ્રશ્ન પણ બહુ ગંભીરતાથી વિચારવો ઘટે છે, અને તેને માટે પણ સંયમશીલ નિયમનની વ્યવસ્થાની જરૂર છે. લગ્નના આદર્શ ઉપર ભાવિના સુખ માટે સર સર્વપલ્લિ રાધાકૃષ્ણને પોતાના જે વિચારો 'કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ' વિષેના વ્યાખ્યાનમાં જણાવ્યા છે, તે મનન કરવા જેવા છે. એ વિચારો નીચે મુજબ છે:

"માનવ જીવનની જુદી જુદી બાજુઓ — જેવી કે શારીરિક, ભૌતિક, માનસિક, લાગણીવિષયક, કલાવિષયક, નૈતિક — દૈવી જીવન તરફ વિકાસ સાધવાનાં સાધનો હોઇ પવિત્ર છે. આપણે શરીરની ઉપેક્ષા ન કરવી જોઇએ, તેમ પ્રાણને ભૂખે ન મારવો જોઇએ. આપણી પ્રકૃતિનાં બધાંય પાસાં ઉચ્ચતમ સ્વરૂપે સર્વતોભાવે અને વિપુલ પરિમાણમાં વ્યક્ત થાય એવું ધ્યેય આપણે રાખવું જોઇએ. લગ્નની સંસ્થા દ્વારા ઉચ્ચતર જીવન ઘડવાની કાચી સામગ્રી તરીકે આપણે કામવાસનાને સ્વીકારવી જોઇએ. અંધ કામનાની પ્રેરણાને વશ થવું એ તો સભ્યતા અને રહસ્યને નકારવા જેવું છે, એ તો કેવળ અવ્યવસ્થા અને અરાજકતા છે.

આદર્શ લગ્નમાં તો વિષયભોગ ધાર્મિક વિધિ બની જાય છે, આન્તર લાલિત્યનું બાહ્ય ચિહ્ન બની જાય છે. સાચો પ્રેમ ટકી રહે એ માટે કોઇ ઉચ્ચ આદર્શની આવશ્યકતા હોય છે. બંનેને સામાન્ય એવું ધ્યેય હોવું જોઇએ, જેની સાધનામાં બંને પ્રેમીઓ પોતાનું જીવન સમર્પણ કરે. પતિ અને પત્ની એકબીજાનો સ્વીકાર કરે છે અને બંનેમાં રહેલી અસમાનતાઓમાંથી એક સુંદર સંપૂર્ણ જીવન ઊભું કરે છે. સાચી મિત્રતાનો સંબંધ ઊભો કરવા તેમણે સંગો પ્રયત્ન કરવાનો હોય છે; અને માર્ગમાં આવતી મુશ્કેલીઓનો હસતે મોઢે સામનો કરવાનો હોય છે. આ કાર્યમાં સફળ થવા ઇચ્છતાં હોય તો તેમણે ધીરજ અને સંયમ, ક્ષમા અને ઉદારતા ધારણ કરવાં જોઇએ અને સદા નમ્ર રહેવું જોઇએ. માનવવિકારોને બુદ્ધિ વડે મોળા પાડી શકાય છે પણ તેઓ પૂરેપૂરા જતા નથી. ઉત્તમમાં ઉત્તમ માણસ પણ

સંપૂર્ણપણે બુદ્ધિપ્રધાન જીવ નથી હોતો, પણ બુદ્ધિપ્રધાન થવા માટે સતત મથતો જીવ હોય છે. લગ્નજીવનમાં જેટલો આનંદ છે એટલુંજ દુઃખ છે. લગ્ન એ સંપૂર્ણ સુખમય અવસ્થા છે અને તેમાં કોઇ પણ વસ્તુ આડે આવે એટલે તેનો અંત લાવવો જોઇએ, એવા ખોટા ખ્યાલને લીધેજ છૂટાછેડાની ઉત્પત્તિ થાય છે. છૂટાછેડાનું સામાન્ય કારણ બેમાંથી કોઈ એકની બેવફાદારી કે વ્યભિચાર નથી હોતું, પણ બંનેના સ્વભાવનો અને અભિરુચિનો ભેદ હોય છે. અનેક બાધાવિઘ્નોમાં થઇને લાંબે ગાળે બે વ્યક્તિઓનો વિકાસ સાધવો એ લગ્નનો હેતુ છે. એમ જો આપણે સ્વીકારીએ તો આપણા માર્ગમાં આવતી દરેક મુશ્કેલીને આપણે વધુ પુરુષાર્થ કરવાની હાકલ તરીકે લેખીશું. આદર્શ લગ્ન આપણા ધ્યેયની ઉચ્ચતમ સિદ્ધિનું પ્રતીક છે. એનો અર્થ તો એ છે કે બંનેમાં ગેરસમજૂત થાય, બંને ક્રોધથી ગાંડાં બની જાય, લાગણીવશ થઈ જાય, વિચિત્ર ધૂનો ધરાવતાં હોય, અને બંને વચ્ચે ભારે ભેદ હોય, એટલુંજ નહિ પણ હું તો કહું છું કે બંનેનું પતન થયું હોય, તો યે આપણે એકબીજાને વળગી રહેવાનું છે. છૂટાછેડા હમેશાં માણસને પાડેજ છે. જે નબળા અને અણવિકસેલા જીવો આન્તર વિકાસને અને પરિપૂર્ણતાને નહિ પણ તંદુરસ્તીને અને સુખનેજ માનવજીવનનો હેતુ માને છે, તેઓજ છૂટાછેડા લે છે. વિકાસ પામેલા આત્માઓ ભારે આઘાત પામે છે ત્યારે પણ દુઃખને બળપ્રદ વસ્તુ તરીકેજ સ્વીકારી લે છે, પણ ક્ષુદ્રજનો એમ નથી કરતા.

('કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ,' પૃષ્ઠ ૯૫–૯૬)

ઉપર મુજબના વિચારો એક પ્રખર વિદ્વાન અને તત્ત્વચિંતકના છે તે દરેક સુધારક બંધુએ વિચાર કરવા જેવા છે, અને તે ઉપરથી ભાવિ પુનર્ઘટના યોજવા વિચાર થવાની જરૂર છે. લગ્નની સંસ્થા સુધારી વ્યવસ્થિત કર્યા સિવાય સમાજ સુખી થવાનો નથી તે નક્કી છે.

બાકરોલ ખુશાલભાઇ કાળિદાસ પટેલ

---

## પાટીદાર સમાજની ત્રુટીઓ

**આજના** પાટીદાર સમાજમાં ઘણા કુધારા છે અને આવા કુધારા બીજા કોઇ સમાજમાં ભાગ્યેજ જોવામાં આવશે. આજના કુધારાઓ પૈકીના થોડાક તો આંખ સામે તુરત તરી આવે છે: જેવા કે (૧) પ્રેતભોજન, (૨) કુળાકુળની ભાવના, (૩) વિધવાઓને ગુજારવાં પડતાં દુઃખો વગેરે.

પ્રેતભોજન: પ્રેતભોજન તો આ માસિકમાં લગભગ દરેક વખતે થોડા

ઘણા પ્રમાણમાં ચર્ચાય છેજ, એટલે હું અહીં થોડા જ પ્રમાણમાં તેના વિષે કંઈક કહું છું. પ્રેતભોજન એટલે મરણ પાછળ કરવામાં આવતો જમણવાર. આ પ્રેતભોજન મરણ પાછળ બારમે દિવસે કરવામાં આવે છે. આ ક્રિયા પાછળનો હેતુ શો હશે તે તો કોણ જાણે? એ હેતુ શો હોઇ શકે, તે મારી સમજમાં તો આવી શકતો નથી. પણ હું ધારૂં છું કે આ તો દેખાદેખીથી રિવાજ પડી ગયો લાગે છે. આ ભોજન એક માણસ કરે એટલે બીજાને આબરૂ ખાતર પણ કરવો પડે છે. અને તે પછી કોઇ ગરીબ માણસ ન કરે તો તેને દમદાટી દેઇને તેની પાસે પરાણે કરાવે છે! આવા રિવાજથી બિચારા ગરીબ માણસો માર્યા જાય છે. ધનવાન માણસો તો મરનારની પાછળ બ્રાહ્મણો જમાડે, નાતવરો કરે, ગામ જમાડે, ફાવે તેમ નાચે! પણ ધનવાન વરો કરે અને તેમાં ગરીબ જમવા જાય એટલે ગરીબને માથે કર ચોંટયો! જો દૈવયોગે ગરીબ માણસને ત્યાંજ એવો કોઇ આકસ્મિક પ્રસંગ આવી પડે તો પેલા ધનવાન તેને દબડાવશે અને કહેશે: "લોકોના ટુકડા ખાવા છે અને જ્યારે ખવડાવવાનો વખત આવે છે ત્યારે આમતેમ બહાનાં કાઢવાં છે? એ કંઇ નહિ ચાલે; તારે કરવુંજ પડશે." બિચારો ગરીબ માણસ સમાજમાં રહેવા માટે અને પોતાની આબરૂ સાચવી રાખવા માટે ગમે તે ઉપાયે (પોતાનું વેચીને પૈસા મેળવી) પ્રેતભોજન કરે છે અને આખો સમાજ હોંશે હોંશે જમે છે! અરે યુવકો! શું આ ગરીબના લોહીથી નીતરેલું પ્રેત-ભોજન તમને ગળે ઊતરશે? બિચારો ગરીબ માણસ પોતાનું સર્વસ્વ વેચી સમાજમાં રહેવાને ખાતર આ ક્રિયા કરે છે. એક બાજુ તેનું સર્વસ્વ જવાથી એની આંતરડી કકળે છે અને તમો ખુશીથી તેના લાડુ જમો છો. અરે! આ તો બધું ઠીક, પણ એને ઘેર તેનો દીકરો અથવા તેની વહુ મરી જાય તે મરણ ઉપર તમારે શોક બતાવવાનો કે તમારે તેને ઘેર જમવા બેસવાનું? અરે! આ તમારાથી શી રીતે થઇ શકે? આ તુમને છાજે કેમ? બિચારા ગરીબોને દુઃખ ન દો. તેમને સમાજમાં રહેવા દો, જીવવા દો. તેમને તેમનું પોતાનુંજ ગુજરાન ચલાવવા દો.

**કુળવાન અકુળવાનના રિવાજો:** આજકાલ આ સમાજમાં દિનપ્રતિદિન કુળવાનશાહીઓ વધતી જાય છે. કુળવાન લોકો બીજા લોકોને ઘણી રીતે કનડગત કરે છે. જો આ લોકો (કહેવાતા અકુળવાન) પોતાની છોકરીને પરણાવવા કુળવાન લોકોને ત્યાં જશે તો તેઓ મોટાભા થઇને કહેશે કે 'મારો દીકરો ત્રણ હજાર સિવાય તમારે ઘેર નહિ આવે!' અને વળી ઉપરથી

'છોકરીનું' મોસાળ કયે ગામ થાય છે? છોકરી કયા કુળમાં ઊછરેલી છે? એને ભાઈબેન કેટલાં છે? વગેરે અનેક પ્રશ્નો પૂછે છે. ઉપરની બધી વસ્તુઓ ઠીક ઠીક હોય, તોપણ જો કોઇ બીજો માણસ પોતાની છોકરીનો વિવાહ કરવા તેને ઘેર આવશે તો કહેશે, કે 'જો તમારે ચાર હજાર આપવાના હોય તો તમારે ઘેર કરીએ. જો આ કબુલ હોય તો તમારે ઘેર કરીએ, નહિતર અમારે બીજા તૈયાર છે.' એટલે બિચારો પેલો માણસ બીજાને ઘેર જશે. એમ ઘણા દિવસ સુધી આથડીને છેવટે વધારે ઓછું નક્કી કરીને પોતાની છોકરી પરણાવશે. પરણાવવામાં બિચારે બે ત્રણ હજાર રૂપિયા આપ્યા હોય, એટલે તે તો સમૂળગો ઘસાઇ ગયો હોય, અને તેમાં વળી માંડવા વખતે જાનની સારી સેવા કરવામાં અને જશ ખાટી જવામાં પૈસાની રેલમછેલ કરે, એટલે જાન જાય અને છોકરીને સાસરે વળાવ્યા પછી પોતે હિસાબ કરે તો પોતાનું ઘર, જમીન, ઘરેણાં, સઘળું વેચે, તોપણ કરજના બોજામાંથી બચે તેમ તો નજ હોય. આ બધું કર્યા છતાં જો લગ્ન પછી પણ વહેવારમાં તે સારી રીતે ન વર્તે તો છોકરીને ન તેડે. આ તે ઓછું દુઃખ! કુળવાનોએ ગરીબ લોકોને શા માટે દુઃખ દેવું જોઇએ? શા માટે તેમણે ગરીબોને રહેંશીને પોતાનાં પેટ ભરવાં જોઇએ? તેમને પાછળથી કનડવું હોય તો પહેલેથીજ કેમ નથી કહેતા કે અમારો ખર્ચો તમો નહિ પૂરો કરી શકો, માટે તમો તમારા પ્રમાણે ખોળી લો? શા માટે તેઓ પહેલાં તેમને લાલચ આપે છે?

અને બીજું તેઓ કુળવાન ક્યારથી થયા? તેઓને કુળવાન બનાવ્યા જ કોણે? જેઓ ગરીબો પાસેથી પૈસા લેઇને પોતાનાં ખિસ્સાં તર કરે છે અને બિચારા ગરીબો પેઢીઓ સુધી દેવાદાર રહે છે, તેઓ એ પૈસાનો સદુપયોગ કરે તો તો ઠીક, પરંતુ તે પૈસાથી તેઓ મોજશોખ ઉડાવે છે, મદ્યપાન કરે છે અને થોડાજ વખત પછી હતા તેવા ને તેવાજ ખાલીખમ થઇને નવા શિકારની શોધમાં ફરે છે. આ તે કેવું વિચિત્ર! આવા પૈસા લેઇને તેઓ ક્યાં સુધી રહે છે?

આ વરવિક્રય તો શું, પરંતુ હમણા હમણાં તો કન્યાવિક્રયના દાખલાઓ આપણા સાંભળવામાં ઘણાજ આવે છે. વરવિક્રય એ પાપ તો છેજ, પરંતુ એથી અધિક પાપ કન્યાવિક્રયમાં સમાયેલું છે. નાના ગામના લોકો છોકરીઓના પૈસા લેઇને તેને માટે કોઇ ઘરડો અથવા નાલાયક મુરતિયો શોધી કાઢે છે અને પોતાની છોકરી તેને સોંપીને મોક્ષનો માર્ગ તો શું, પરંતુ નરકનો પંથ સ્વીકારી લે છે. કહ્યું છે કે 'દીકરી ને વળી ગાય દોરે ત્યાં જાય.'

બિચારી નિર્દોષ બાળાઓ પોતાના ધનલોભી પિતાને સ્વાર્થલોભે ગળી આવેલા પતિને સ્વીકારે છે; અને પોતાની આખી જિંદગી ગુલાગડીની માફક વેડફી નાખે છે. તે સંસારના સુખનું પૂરું પાન પણ પામતી નથી. આવી નિર્દોષ બાલિકાઓનો શાપ પામીને તેમનાં માબાપો કઇ સદ્‌ગતિએ પહોંચશે? આ બાબત પરત્વે મારે એટલું જ કહેવાનું કે સમજુ પાટીદાર યુવકો પોતાનાં ગામોમાં આવું અધર્મ કામ કરતા લોકોને આવાં અણછાજતાં કામો કરતા અટકાવીને 'પોતાની શક્તિ ન હોય તો શક્તિ પ્રમાણે કંકુ ને કન્યા આપો' એવું સમજાવશે તો તેઓ આખા સમાજમાં આશીર્વાદ રૂપ થઇ પડશે.

**વિધવાઓની વિટંબણાઓ:** વધારે અગત્યનું તો એ છે કે પાટીદાર સમાજમાં વિધવાઓને ઘણું દુઃખ વેઠવું પડે છે. પતિ મરી ગયા પછી બિચારી સ્ત્રીને એક વર્ષ સુધી તો ખૂણો સેવવાનો. દિવસે તેને ખૂણામાંથી બહાર નીકળવાનું જ નહિ. બિચારીને એક તો તેનો પતિ મરી ગયો તેનો આઘાત હોય, તેમાં વળી ખૂણામાં બેસવાનું. એક તો રડતી હોય અને એકાન્તે બેસવાથી બગાણી માફક થાય. તેને આશ્વાસન આપવાને બદલે તેને ખૂણામાં બેસી રડયા કરવાની મોટી સજા આપવામાં આવે છે. એક વર્ષ પછી જ્યારે તે બહાર નીકળવાનો હક્ક પ્રાપ્ત કરે છે, ત્યારે પણ તેને તો તે ને તેજ દુઃખ. તેનું મોં જોવાથી પણ લોકોને અપશુકન થાય છે. જો કોઇ સારે કામે જતું હોય અને જો ભૂલ્યેચૂક્યે વિધવા સામે મળે તો તે લોકો અપશુકન માને છે. તેના ઉપર હજારો ગાળોનો વરસાદ વરસાવે છે. આવું વર્તન તેના પ્રત્યે દર્શાવવું શું યોગ્ય લાગે છે? એક જ સ્ત્રી જ્યારે આગલે દિવસે સૌભાગ્યવતી હોય ત્યારે તે શુકનિયાળ હતી અને બીજે દિવસે વિધવા બનતાં અપશુકનિયાળ બની ગઇ અને હજારો લોકોની ગાળોને યોગ્ય થઇ ગઇ! આ તે કેવું આશ્ચર્યજનક! સમાજ જો આ બાબત ઉપર ધ્યાન આપી તેમને માટે કંઇક રસ્તો કાઢી છૂટછાટો આપે તો તેઓ અનેક વિધવાઓના આશીર્વાદ પામે.

હજી એક બાબત તો રહી જ ગઇ અને તે લગ્ન પાછળ કરવામાં આવતો ખોટો ખર્ચ. મેં ઉપર જણાવ્યું તેમ કુળવાન કહેવાતા લોકો કુળહીન કહેવાતા લોકો પાસેથી પૈસા લેઇ લગ્ન પાછળ જબરી ધમાલ મચાવે છે. અલબત્ત, લગ્ન એ આનંદોત્સવનો દિવસ છે, એ તો મારે કબુલ કરવુંજ પડશે; પણ પૈસાની નદીઓ વહેવડાવીનેજ આનંદ માણી શકાય એમ કાંઇજ નથી. શું વાજાંની વખણાતી કંપનીઓ લાવવાથીજ છોકરો પરણી શકે છે? શું મોટી જાન લેઇ ગયા સિવાય છોકરાને કન્યા નહિ પરણે? ખરેખર ગમે તેટલું માણસ

હશે અને વાજાંને બદલે ઢોલ હશે તોપણ છોકરો પરણ્યા સિવાય તો પાછો નહિજ આવે. આ તો ખાલી જઘો બહાનો દેખાવ કરવાનો છે અને સમાજમાં મોટાભા થવાનો ડોળ કરવાનો છે. શું વરઘોડો સુરત અને વડોદરાનાં બેન્ડ સિવાય નથી કાઢી શકાતો? આ તો બધો ખાલી દેખાવ છે અને માત્ર પૈસાનું પાણી કરવાનો ઉપાય છે.

આ બે ચાર બોલ ઉપર પાટીદાર સમાજ વિચાર કરે અને તે પ્રમાણે વર્તે તો એક કાંકરે બે પંખી મરી શકે: એક તો ગરીબોને થતી કનડગત ઘટે અને બીજું પૈસાનો સદુપયોગ બીજે કોઇ માર્ગે થઇ શકે.

પાટીદાર ભાઇઓ ઉપર જણાવ્યા મુજબનાં આચરણો અમલમાં મૂકવા પ્રયત્ન કરશે તો તેઓ પોતાનો સમાજ સુધારી શકશે અને એ સમાજની સારા પાયા ઉપર આગળ ઉન્નતિ થશે.

તારાપુર રમણ એમ. પટેલ



## રૂઢિબંધન

નરેન્દ્ર કૉલેજમાં ભણતો ત્યારે એને ગ્રામસેવાના કોડ જાગ્યા હતા. પણ ગ્રામસેવકની ફકીરી અને ખડતલતા આજના યુવકને, કેળવણી લેતાં લેતાં કેળવેલી નાજુકતા અને વૈભવ, એનાં ગ્રામસેવાનાં સ્વપ્નાં અધૂરાંજ રખાવે છે. આ મનોવૃત્તિને લીધે આજના યુવક આગળ સેવાનાં બહોળાં ક્ષેત્ર મર્યાદિત બને છે. નરેન્દ્ર પણ પોતાની શક્તિનો ક્યાસ કાઢી, છેવટ એ દૃઢ નિશ્ચય ઉપર આવ્યો હતો, કે ફકીરી ન લેવાય તો વાંધો નહિ, પણ પોતાની નાત પૂરતો ખડતલ અને અણનમ બની દુષ્ટ રૂઢિ સામે જેહાદ જગાવવી.

સુધારકે ઘેરથી શરૂઆત કરવી પડે. તે રજાઓના દિવસોમાં ઘેર આવતો ત્યારે પોતાના પિતા તથા કાકા સાથે એ સંબંધે ચર્ચા કરતો.

'મોટાભાઇ! સમાજસુધારકો આટઆટલી બૂમો પાડે છે, લોહીના લાડુ કહે છે, છતાંય લોકો પ્રેતભોજન બંધ કેમ નહિ કરતા હોય?'

નરેન્દ્ર પોતાના પિતાને મોટાભાઇ કહેતો. પિતાએ કહ્યું: 'નરેન્દ્ર, અત્યારે ઘણા લોકો એ અનિષ્ટ સમજે છે. જે સમજતા નથી એ પૈસાથીયે થાક્યા છે. પણ કોણ જાણે ક્યાં રોગ છે, તે સમજાતું નથી. આપણા ગામની વાત તો ઠીક છે, પણ મોટાં ગામો, જે કુળનું, સુધારાનું ને ભણતરનું અભિમાન રાખે છે ત્યાંય ક્યાં બંધ થાય છે?'

નરેન્દ્રે કહ્યું: 'મોટા ગામોમાં એક સંપ થતાં વાર લાગે, પણ આપણાં જેવાં નાનાં ગામોમાં તો સુધારો વહેલો થઇ શકે.'

પિતા બોલ્યા: 'કદાચ થાય, જો બધા ધારે તો.'

એના કાકા બારમાં બંધ થાય, ન થાય તે પ્રત્યે સમદષ્ટિવાળા હતા. એમણે કહ્યું: 'નરેન્દ્ર, તમે ભણેલાને બારમાં, કાણુમાકણુ, વરવિક્રય ને કન્યાવિક્રય પાછળ શું ભૂત વળગ્યું છે?'

નરેન્દ્ર: 'ભણેલા એનું અનિષ્ટ સમજે છે. આજનાં ઘણાં દુ:ખનું મૂળ એ છે.'

કાકા: 'પણ ઘૈડીઆ ગાંડા હતા તે કરતા આવ્યા છે?'

નરેન્દ્ર: 'એમના વખતનું તો એ જાણે. એમ તો ઘૈડીઆ કસવાળાં અંગરખાં ને પાઘડી પહેરતા હતા. હવે આપણે કેમ નથી પહેરતા?'

'એ તો જમાનો બદલાયો એટલે શું થાય?'

'ત્યારે પહેરવેશ, ભણતર, મોજશોખ, ખોટી મોટાઇ, વગેરે આડે ઘૈડિયા નથી આવતા અને લોકો જેને લીધે આજે દુ:ખી થાય છે તે ખોટા રિવાજ દૂર કરવામાં એ કયાંથી આડા આવે છે?'

કાકા: 'મારી કંઇ ના નથી. પણ બધા સમજે તો. કો'ક એકલો બંધ કરે તો લોકો વાતો કરે કે આજ સુધી ખાઇ ખાઇને મરી ગયો ને એને ઘેર વારો આવ્યો ત્યારે તાણી નાખ્યો. ઘણાય થાકશે ત્યારે મૂકશે.'

આવી તટસ્થવૃત્તિ જોઇ નરેન્દ્રે પૂછ્યું: 'પણ બંધ થાય તો તમને તો વાંધો નથી ને?'

'ના...રે ના.' કાકાએ કહ્યું.

આ વાત નરેન્દ્રે પોતાની ઉમરના જુવાનીઆઓને કહી. મેટ્રિક થઇ ઘેર ખેતી કરતા ચુનીભાઇએ કહ્યું: 'હું તો પાંચ વરસથી બારમું ખાતો નથી. પણ નાતમાં રહ્યા એટલે પિરસણુ લીધા વગર છૂટકો છે?'

મોહને કહ્યું: 'ખાવામાં તો હુંય માનતો નથી. પણ ઘરમાં ખાય કે લે, એમાં રિવાજ હોય ત્યાં આપણું શું ચાલે? એટલે હું એકલો ન ખાઉં તોય શું વળે એમ માની ખાઉં છું. જાઓ, આજથી એ ખાવું બંધ.'

ચુનીભાઇએ કહ્યું: 'હું તો મારી જોડે બીજા એક બે જણ સાથ આપનારા હોય તો જમવા કરવાનું બંધ જ કરી દઉં.'

ઘરના સ્વતંત્ર રણછોડ બોલ્યો: 'જાઓ, બંધ કરવું હોય તો આપણે તૈયાર છીએ.'

ચુનીભાઇ: 'આપણે તો તૈયાર છીએ, પણ બીજા માને એવા ક્યાં છે?'

નરેન્દ્ર: 'એ તો એમને ધીરે રહી સમજ પાડીશું એટલે બધા માનશે.'

નરેન્દ્રના મનમાં તો એમ હતું કે વકીલો જેમ એક બીજાની દલીલો તોડી નાખી છેવટ પોતાનો મત કબુલ કરાવે છે તેમ લોકોને મનાવતાં શો વાંધો આવવાનો છે? એમના લાભની વાત તો ઊલટી વહેલી માનશે. અને આ વાત તેણે એક દિવસ પાંચ દશ પુરુષો અડાળીમાં આડીઅવળી વાતો કરતા હતા ત્યાં મૂકી.

મરઘાભાઇ: 'મનોરભાઇ! શી વાત કહું! હું હમણાં વડોદરે રમણને લેઇ ગોરા ડોક્ટર પાસે ગયો હતો. ઉમર તો એંસી વરસ હતી, પણ કોઇ પીસ્તાળીશથી વધારે ન કહે.'

મનોરભાઇ: 'આપણે તો ચાળીશ વરસે ઘરડા થઇ જઇએ છીએ.'

રણછોડ: 'જુઓને આ નરેન્દ્ર! અઢારવીસ વરસનો છે, પણ પૂરું બે મણ વજન હોય તો ભાગ્ય!'

નરેન્દ્ર: 'પણ એનાં કારણો આપણે ક્યારે વિચારીએ છીએ?'

મરઘાભાઇ: 'અમે તે કંઇ ઝાઝું ભણેલા છીએ તે એ બધું સમજીએ?'

નરેન્દ્ર: 'અંગ્રેજો આપણને લૂંટી ખાય છે. દૂધની મલાઇ એ ખાય છે ને ગશની ભૂકી કરે છે, એટલે એય આપણા ભાગમાં તો નથી આવતી. ત્યારે આપણે અકાળે ઘરડાં ન થઇએ તો શું થાય? કદાચ અંગ્રેજો સામા થવા જેટલી હિંમત આપણામાં ન હોય, પણ આપણા હાથમાં હોય એટલું તો થાય કે નહિ?'

મનોરભાઇ: 'આપણા હાથમાં શું ધૂળ છે?'

નરેન્દ્ર: 'આપણી પાસે ન હોય તો શું કરવા પૈસા ઉડાડીએ?'

રણછોડ: 'તું શહેરમાં રહે તે પૈસો દેખતો હોય તો! અહીં તો રૂપિયો ગાડાના પૈડા જેવો થઇ પડે છે.'

નરેન્દ્ર: 'ને તોય આપણે કોઇ મરી ગયું હોય તો બસો પાંચસો ખર્ચી નાખીએ છીએ.'

મરઘાભાઇ: 'એ તે કંઇ છૂટકો છે? ચાલતું આવ્યું એટલે વ્યાજે લાવીનેય કરવું પડે.'

નરેન્દ્ર: 'એ ચાલતું બંધ રાખવું આપણા હાથમાં ખરું કે નહિ?'

મરઘાભાઇ: 'પણ આજ સુધી બધાંનું ખાધું હોય તે ખવડાવ્યા વગર છૂટકો છે?'

નરેન્દ્ર: 'હા, ખાધું ત્યાં સુધી ખવડાવ્યું. હવે ખાવાનું ને ખવડાવવાનું બંધ કરીએ તો જમાઉધારનાં પાસાં સરખાંજ રહે કે નહિ?'

નરમ સ્થિતિના વહેરીભાઇ બોલી ઊઠ્યા: 'એવું થાય તો બહુજ સારૂં. કાકાના મામાના કરવાના મટી જાય ને દેવુંય ન થાય.'

કંઇક સમજ્યા હોય તેમ રણછોડ પટેલે કહ્યું: 'બધાય એમ કરતા હોય તો કોણ ના કહે છે!'

વહેરીભાઇને એમના પિતા ખાટલે પડ્યા ત્યારથી એ ચિંતાજ થતી હતી. એમને તો તાત્કાળિક લાભ હતો, એટલે નરેન્દ્રનું કહેવું મધ જેવું લાગ્યું. તે બોલ્યા: 'તમારા જેવા ભણેલા કંઇક આવું કરે તોય ગામનો દહાડો વળે.'

મરઘાભાઇ: 'બધાય થાક્યા છે, પણ પહેલ કોણ કરે એ જ વાત છે.'

એ વાત તે દિવસે એટલેથી રહી. નરેન્દ્ર સમજ્યો કે પ્રેતભોજન ગામમાં બંધ કરવું એ તો સાવ સહેલી વાત છે. એણે ચુનીભાઇને વાત કરી. નાતની નાડ સમજતા ચુનીભાઇએ કહ્યું: 'એ બધા લોકો કહે એની કંઇ કિંમત નથી. ગામમાં જો કંઇ કરવું હોય તો છોટાકાકા અને એમના બે ત્રણ મિત્રો હા પાડે તો આખુંય ગામ તૈયાર.'

છોટાકાકા નાતમાં લીલા ગણાતા હતા. સાથે સાથે પટલાઇ પણ તેમની પાસે હતી. એમના બે ત્રણ મિત્રો—ગોકળભાઇ, જેસંગભાઇ ને વીરાભાઇ પણ —પૈસાદાર ગણાતા. બધા પૈસેટકે સુખી એટલે ખેતી ભાગેમાંથે કરાવતા અને ધીરધારનો ધંધો કરતા. નાતના અને ગામના લોકોમાંના ઘણા એમની વિરુદ્ધ બોલવાની હિંમત કરતા નહિ, અને બીજા સામે થાય એવા હતા તે પણ દેવાથી તેમના દબાએલા હોવાથી ખોટામાંય એમની હામાં હા મેળવતા. એકાદ જણ વખતે બોલે તો ઢોલના અવાજમાં પીપુડીની માફક એનું કંઇ ચાલતું નહિ. એટલે ગામનું સારૂં ખોટું કરવું હોય તો એમના સાથ વિના છૂટકો ન હતો.

એક વખત એ મંડળ ચોરામાં બેઠું હતું ત્યારે નરેન્દ્ર જઇ ચઢ્યો. નાનાનેય માનથી બોલાવતા છોટાકાકાએ કહ્યું: 'આવ, ભાઇ નરેન્દ્ર!'

એક બે વખત વાત કર્યા પછી નરેન્દ્રે કહ્યું: 'છોટાકાકા, તમે કબુલ થતા હો તો આપણે બારમાં બંધ કરીએ.'

છોટાકાકા ખુશ થઇ ગયા હોય તેમ બોલ્યા: 'ઓહોહો! વિવાહ કરતાં રૂડું શું!' અને પોતાની મુત્સદ્દીગીરી બતાવતાં બોલ્યા: 'બંધ છે એમ માનો ને!

ના કરવું હોય તેને કોણ પરાણે કરાવે છે? પેલા ઓતમે ના કર્યું તોય, પૂછજો એને, જો કોઇએ કંઇ કહ્યું હોય તો.'

ગામમાં ફક્ત એ એકજ બાગ્મું ન થયું. અને તેનું કારણ ઘર, ખેતર વેચાઇ ગયા પછી એને માથે પાંચસો રૂપિયા દેવું હતું. એને કોઇએ રૂપિયા ધીર્યા નહિ, એટલે બાકી ના રહે તો શું થાય?

નરેન્દ્રે કહ્યું: 'એ તો એને ના મળ્યું એટલે ના કર્યું', પણ મળે એવા ના કરે ત્યારે ખરૂં.'

ગોકળભાઇ બોલ્યા: 'મળે એવા શું કરવા ના કરે?'.

છોટાકાકા ધીમે બોલ્યા: 'ગોકળભાઇ, તમે સમજ્યા નહિ. નરેન્દ્ર ખરું કહે છે. પૈસાવાળા ન કરે તોજ દાખલો બેસે ને?'

નરેન્દ્રે આનંદમાં આવી જઇ કહ્યું: 'તમે કહ્યું એ બરાબર છે, કાકા.'

છોટાકાકા: 'હું તો, ભાઇ, બધુંય સમજું છું. એ તો જડ લોકોએ કશું જોયું નથી, પણ હું તો ઠેઠ મુંબઇ સુધી ફરેલો છું. પણ આપણે જેને સારૂ કરવાના એ ગરીબજ નહિ માનવાના.'

નરેન્દ્ર: 'એવું તે હોય?'

છોટાકાકા: 'તને અનુભવ નથી. આવું તો બે વાર થયું.'

નરેન્દ્ર: 'તો એક વાર વધારે.'

છોટાકાકા: 'પણ મારી ક્યારે ના છે? એવો સુધારો કરવો હોય તો આપણે પહેલા, પછી છે કંઇ?'

હમેશાં છોટાભાઇ ઉપર વિશ્વાસ રાખતા જેસંગભાઇને ખાતરી હતી કે એ સફળ નાવિક કદી વહાણ નહિ ડુબવા દે. તે બોલ્યા: 'નરેન્દ્ર, અમારી સારા કામમાં ના હોયજ નહિ.'

થોડું ભણેલા પણ જમાના ખાધેલા છોટાકાકા આજના જુવાનિયા સુધારો ક્યાંથી શરૂ કરે તે સમજતા, એટલે નરેન્દ્ર પોતાનો વિચાર જણાવે તે પહેલાં એમણે કહ્યું: 'એમ હોય તો કરો ઠરાવ ને લો સહીઓ. આપણી સૌ કરતાં પહેલી.'

અને હજુ નરેન્દ્ર હા પાડે તે પહેલાં એમણે વરતણીઆને બૂમ પાડી: 'જીભાઇ, અસ્યા અંદરથી કાગળ ને ખડીઆ લાવ જોઉં.'

નરેન્દ્ર ખિસ્સામાંથી પેન કાઢી બોલ્યો: 'લો લખાવો.'

છોટાકાકાએ કહ્યું: 'તું મારા કરતાં ક્યાં ઓછું ભણ્યો છે? તું તારે લખ ને, પછી હું સહી કરું છું.'

ઠરાવ લખી નીચે ચારેય જણની સહી લેઇ, જાણે પોતાનું ધારેલું કાર્ય સાવ સહેલી રીતે પતી ગયું એમ જાણી નરેન્દ્ર તો ચોરાનાં પગથિયાં ઝડપથી ઊતરી ચાલ્યો ગયો.

એ ઓથે પડયો, એટલે અત્યાર સુધી મૌન ધારી રહેલા વીરાભાઇ બોલ્યા: 'છોટાભાઇ, તમે શું જોઇ સહી કરી?'

જેસંગભાઇ બોલી ઊઠયા: 'આવાં ખરચાં કાઢી નાખશે એટલે લોકોને પૈસાની જરૂર પણ શી પડવાની?'

ઓકળભાઇ: 'પછી આ દેવા વિનાના થયા એટલે આપણું કહ્યું માનવાના છે?'

ત્રણેનાય પ્રશ્નો સાંભળ્યા પછી છોટાભાઇ બોલ્યા: 'તમે હજુ ભલા આદમી છો, એટલુંય સમજ્યા નહિ?'

'કેમ?' વીરાભાઇએ પૂછયું.

છોટાભાઇએ સમજ પાડી: 'તમે એમ માનો છો કે બધા આપણું વગર સમજ્યે હા પાડે છે તેમ આજના ભણેલા હા પાડી જાય એવા છે? એ તો નાના મોટાનું માપ રાખ્યા વગર તમે ના કહો તો વકીલની પેઠે સામા બાઝે. પણ આ તો કહેશે 'તારો બાપ કેમ મૂઓ? તો તાવ આવ્યો ને ટપ મુઓ!' છો ને સહીઓ કરાવી કાગળને ધોઇ પીએ. મોટા દસ્તાવેજોની સહીઓને ખિસ્સામાં મૂકીએ છીએ તો આનો શો હિસાબ!'

દરેકની બુદ્ધિમાં વિરોધની નવી યુક્તિ સમજાઇ. જેસંગભાઇ બોલ્યા: 'પાણીએ તો આપણા પગમાં જ કુહાડીનો ઘા કર્યા જેવું થાય.'

છોટાભાઇ: 'પણ હું કંઇ એમ કાચી મૂર્તિ છું તે એકદમ હા ભણી જાઉં?'

વીરાભાઇ: 'કાચી નથી ત્યારે તો સંગ કર્યો છે.'

છોટાભાઇ: 'જુઓ, હું કહું આનું શું પરિણામ આવશે તે. આ તો અંગ્રેજી એ. બી. સી. ડી. ભણ્યા, છાપાં ને ચોપડીઓમાં વાંચ્યું કે બારમાં બંધ કરો એટલે નીકળી પડયા સુધારો કરવા. પણ ગામડાના લોકોને એ કયે દહાડે હજુ ઓળખે છે કે કેટલી વીશીએ સો થાય છે. કાલ ઊઠીને રજાઓ પૂરી થશે એટલે એ ચાલવા માંડશે શહેર ભણી અને આપણા લોકોને તો તમે કયાં નથી ઓળખતા? આજે એમાંય સહી કરશે ને કાલે જમાડશો તો જમવાય આવશે.'

અને એમની હામાં હા પાડતા લોકોએ જોતજોતામાં નરેન્દ્રના કાગળ ઉપર આવડયા તેવા વાંકેચૂકે અક્ષરે સહીઓ કરી આપી. રજાઓ પૂરી થઇ, કોલેજમાં જતાં રજાઓનો સદુપયોગ કર્યાનો એણે સંતોષ અનુભવ્યો.

બીજી રજાઓમાં નરેન્દ્ર ઘેર આવ્યો ત્યારે બનેલા બનાવોની વિગતવાર

ગાહિતી સાંભળી એનું મગજ ધમધમી ઊઠ્યું. એનું ધારેલું સ્વપ્ન લગભગ અત્યારે તો ભાગી પડયું હતું. એને લોકો ઉપર છૂપો તિરસ્કાર આવ્યો.

પણ તિરસ્કાર ને નિરાશ થયે કદી કોઇ કામ બન્યું છે? બે દિવસ પછી એ શાન્ત પડયો. એ નિષ્ફળતા સમજવા એણે વિચાર કર્યો.

બનાવો આમ બન્યા:

નરેન્દ્રના ગયા પછી મહિને નાતમાં એકનું મરણુ થયું. ઘરમાં પુરુષ હતો એ ગુજરી ગયો એટલે એની વિધવા સ્ત્રી ને બે બાળકો રહ્યાં. ક્રિયામાં બાકોરું પાડવા ચક્રો ગતિમાન થયાં.

એકે કહ્યું: 'ધણી આખી જિંદગી કમાઇને મરી ગયો ને બારમા વગર એમ ને એમ તાણી નખાય?'

બીજો બોલ્યો: 'દેવું કરવાનું હોય તો જુદી વાત, પણ આ તો છને પૈસે આબરૂ જગાડવા જેવું.'

ત્રીજો બોલ્યો: 'સહીઓ કરી હોય તેને બાધ. તમે ક્યારે સહી કરી છે?'

ઓરડાના બારણાને ઓથે રહી રહી બાઇ બોલી: 'પણ સહીઓ કરેલા જમવા નહિ આવે તેનું શું?'

કુટુંબના એક માણસે સમજ પાડી: 'બારમું ન જમવાની સહીઓ કરી છે, પણ ચોગાસી ન જમવાની તો સહીઓ નથી કરી ને?'

શોક બતાવવા માટે માથે ઓઢેલા એક નજીકના કુટુંબીએ કહ્યું: 'આ તો તમારે ઘેર સારાં ખર્ચ થએલાં ને આ ઘેરથી બંધ થાય તો જગત શું કહે?'

છેવટે બારમાને બદલે પંદરમાને દિવસે ચોરાસી કરી નાતને જમાડવી એમ નક્કી થયું.

વાત જાણી કોઇએ દલીલ કરી: 'આ તો ખોટું થાય છે.'

છોટાભાઇ એવા વિરોધીઓને ચાંપવા તૈયાર બેઠા હતા. તે બોલ્યા: 'ભલો માણસ છે! કોઇ ખુશીનું જમાડે તોય ન જમવું? બારમું એ નહિ કરે, પણ એની ખુશી હોય તો ચોરાસી કરી નાતને જમાડે તો એમાં નાતને જમતાં શું ચૂક આવે છે?'

બીજો ધીમેથી બોલ્યો: 'પણ સહી.......'

પણ એ વાક્ય એના મોંમાં જ રાખી છોટાભાઈ બોલ્યા: 'મેં સહી નથી કરી!'

છેવટ નરેન્દ્ર, સુનીભાઇ, વગેરે દશ બાર ઘર વગર આખી સો ઘરની નાત બારમાને બદલે ચોરાસીના લાડુ જમી. અને જાણે નરેન્દ્રને હંફાવવા કુદરત તૈયાર થઇ હોય તેમ એ ચાર મહિનામાં બીજાં ત્રણ ચાર બારમાં આવ્યાં અને હમેશની પેઠે સફળ થયાં. પણ દશ ઘર તેમની બાથમાં ન

આવ્યાં તે છોટાભાઈને ખૂંચ્યું. છતાં એક લાકડીએ ગામ હાંકતા એ આગેવાન એવા લોકને ભૂલે ખરા?

મરણને બદલે લગ્નમાં એ વેર લેવાનો એમણે નિશ્ચય કર્યો. બારમું ન જમનાર ભીખાભાઈને ત્યાં પુત્રનો વિવાહ આવ્યો ત્યારે એમણે કમર કસી. વગર ગુને એમને ત્યાં ન જવું એમ તો કેમ થાય? પણ નાતને ગુના શોધતાં કયાં વાર લાગે છે!

'કેમ છગનભાઈ, તમારાથી તો જાનમાં નહિ જવાય.'

છગનભાઈ વાતનો ભાવાર્થ ન સમજ્યા, એટલે પૂછ્યું: 'કેમ?'

'ભલા આદમી છો! હજુ ગઈ કાલે તો એ તમારે ત્યાં ચોરાસીમાં આવ્યા નથી.' છગનભાઈને ત્યાં હમણાં બારમાને નિમિત્તે ચોરાસી થઈ હતી તે વાતનો છોટાભાઈએ ઉલ્લેખ કર્યો.

છગનભાઈએ બચાવ કર્યો: 'પણ એ બારમું જમતા નથી ને?'

'ત્યારે બારમું ગામમાં કોણ જમે છે?' વીંછી કરડ્યો હોય તેમ કૂદીને છોટાભાઈએ પૂછ્યું: 'તમે કયારે બારમું કર્યું'તું? ચોરાસી આખી નાત જમી ને એમને જમતાં શું થયું? પછી ગંદું તમારું કે એમનું? છતાં ન્યાતો તો ગારી કંઈ ઓછીજ ના છે?'

છગનભાઈએ પૂછ્યું: 'પણ બીજા જશે ને?'

સફેસફૂ ફેંકતાં છોટાભાઈએ કહ્યું: 'તમારા જેવા બધા છે? ચોરાસી જેમની નથી જમ્યા એ કોઈ જવાનું નથી.'

'પણ બાકીના તો જશે ને?'

'છગનભાઈ, તમારામાં તો જરા વહેવારૂ બુદ્ધિ જ નથી! એમને મૂકી એમના કુટુંબવાળા જતા હશે?'

છેવટ પોતાનો ધારેલો જવાબ એમણે છગનભાઈ પાસેથી મેળવ્યો: 'તો હુંય નહિ જાઉં.'

આમ જાન પહેલાં એવો મોરચો ઊભો થયો કે એમની આંખે જોતી નાત જાનમાં ન ગઈ. ફક્ત એ દશ ઘરમાંથી નાની જાન ગઈ. એમના વેરભાવે વેવાઈને એટલું ઓછું ખર્ચ થયું તે નફામાં!

નરેન્દ્ર ઉનાળાની રજાઓમાં ઘેર આવ્યો ત્યારે આ સ્થિતિ હતી. પણ સુધારો કરવાની ઇચ્છા રાખતા ચુનીભાઈમાં એણે વધારે દઢતા આવેલી જોઈ.

ચુનીભાઈએ કહ્યું: 'નરેન્દ્રભાઈ, ગભરાવાની કશી જરૂર નથી. એ લોકોની હાએ હા કરીશું તો કદીયે કશું થશે નહિ. માટે જે સાથ આપે તેને સાથે લેઈ આગળ ચાલીશું તોજ માર્ગ કપાશે. આ રસ્તો એવો નથી કે પાછળ

રહેવાને સાથે આવવું હશે ત્યારે નહિ અવાય. પણ એમનો સંઘાત કરવા રહીશું તો આપણો રસ્તોય નહિ ખૂટે અને એ લોકોને આગળ જવાનું પ્રોત્સાહન પણ નહિ મળે.'

અને વિરોધને ભોગે પણ અણનમ રહેવાનો એમણે નિશ્ચય કર્યો. ખોટાનો સહેલો દાખલો લોકો ઝટ લેતા હોય તો સાચાનો કઠણ રસ્તો સ્વાર્થ પૂરતોય લોકો લીધા વગર રહે? આવાં વરસોમાં કોના ઘરમાં પૈસા ભર્યા છે? એટલે ધીમે ધીમે લોકો બારમાં કરવાના વિચારમાંથી ખસતા ગયા. બારમું કર્યે કન્યા મળે છે એ આ જમાનો કયાં છે?

એટલે જે હોય તે હવે એ દાખલો લેવા મંડ્યા કે 'આ લોકો પૈસા છે તોય બારમાં નથી કરતા અને પૈસા બચાવે છે તો આપણે શું કામ ખરચ કરી મરી જવું?

કોઇ એને ટેકો આપતું: 'ખરું છે. જુઓને એથી કયાનો છોકરો કુંવારો રહી ગયો કે કયા આબરૂદારે એમની કન્યા ન લીધી?'

અને પ્રવાહ વળે છે ત્યારે કંઇ બાકી રહે છે? ધીમે ધીમે ભળતામાં ભરાવો નહિ પણ સાચામાં ભરાવો થતો ગયો.

છેવટે છોટાભાઇ અને એમના મિત્રો ચાલતા વહાણમાં બેસી ગયા: 'આપણે તો પહેલેથી કહેતા આવ્યા છીએ કે ખોટા ખરચ બંધ કરો.'

પરંતુ કુરૂઢિને દફનાવવાની તમન્ના સેવતો નરેન્દ્ર એમાંથી એટલું સમજ્યો કે અમૃતપાન કરતા પહેલાં વિષપાનની પણ તૈયારી રાખવીજ પડે.

નેદ્રા, તા. પાદરા ઈશ્વર પેટલીકર

—*—

## જાણવાજોગ

### ૧. પાટીદાર બેનોને મફત 'સ્ત્રીબોધ'

ચરોતર પ્રદેશની પાટીદાર જ્ઞાતિની જે બેનો નીચેની બે શરતોમાંથી એક શરત પૂરી પાડતી હોય તેમને જો તે નમૂના પ્રમાણે તા. ૨૦-૧૨-'૪૦ પહેલાં અરજી કરશે તો એક વર્ષ સુધી તેમને નામે "સ્વ. વિઠ્ઠલદાસ ધનજીભાઇ સ્મારક ફંડ" તરફથી 'સ્ત્રીબોધ' માસિક ભેટ મોકલી આપવાની વ્યવસ્થા કરવામાં આવશે.

૧. પોતાના ગામમાં ગુજરાતી કન્યાશાળા જુદી હોય તો તેનું છેલ્લામાં છેલ્લું ધોરણ ૧૯૪૦ના જાન્યુઆરીથી આજ સુધીમાં પાસ કરી હાલ અભ્યાસ બંધ કર્યો હોવો જોઇએ; અથવા કન્યાશાળા જુદી ન હોય અને કન્યાઓ ગુજરાતી મિશ્રશાળામાં અભ્યાસ કરતી હોય તો તે શાળાનું ચોથા ધોરણ

રહેલાને સાથે આવવું હશે ત્યારે નહિ અવાય. પણ એમનો સંઘાત કરતા રહીશું તો આપણો રસ્તોય નહિ ખૂટે અને એ લોકોને આગળ જવાનું પ્રોત્સાહન પણ નહિ મળે.'

અને વિરોધને ભોગે પણ અણનમ રહેવાનો એમણે નિશ્ચય કર્યો. ખોટાનો સહેલો દાખલો લોકો ઝટ લેતા હોય તો સાચાનો કઠણ રસ્તો સ્વાર્થ પૂરતોય લોકો લીધા વગર રહે? આવાં વરસોમાં કોના ઘરમાં પૈસા ભર્યા છે? એટલે ધીમે ધીમે લોકો બારમાં કરવાના વિચારમાંથી ખસતા ગયા. બારમું કર્યે કન્યા મળે છે એ આ જમાનો ક્યાં છે?

એટલે જે હોય તે હવે એ દાખલો લેવા મંડ્યા કે 'આ લોકો પૈસા છે તોય બારમાં નથી કરતા અને પૈસા બચાવે છે તો આપણે શું કામ ખરચ કરી મરી જવું?

કોઇ એને ટેકો આપતું: 'ખરું છે. જુઓને એથી કયાનો છોકરો કુંવારો રહી ગયો કે કયા આબરૂદારે એમની કન્યા ન લીધી?'

અને પ્રવાહ વળે છે ત્યારે કંઇ બાકી રહે છે? ધીમે ધીમે ભળતામાં ભરાવો નહિ પણ સાચામાં ભરાવો થતો ગયો.

છેવટે છોટાભાઇ અને એમના મિત્રો ચાલતા વહાણમાં બેસી ગયા: 'આપણે તો પહેલેથી કહેતા આવ્યા છીએ કે ખોટા ખરચ બંધ કરો.'

પરંતુ કુરૂઢિને દફનાવવાની તમન્ના સેવતો નરેન્દ્ર એમાંથી એટલું સમજ્યો કે અમૃતપાન કરતા પહેલાં વિષપાનની પણ તૈયારી રાખવીજ પડે.

નેદ્રા, તા. પાદરા ઈશ્વર પેટલીકર



## જાણવાજોગ

### ૧. પાટીદાર બેનોને મફત 'સ્ત્રીબોધ'

ચરોતર પ્રદેશની પાટીદાર જ્ઞાતિની જે બેનો નીચેની બે શરતોમાંથી એક શરત પૂરી પાડતી હોય તેમને જો તે નમૂના પ્રમાણે તા. ૨૦-૧૨-'૪૦ પહેલાં અરજી કરશે તો એક વર્ષ સુધી તેમને નામે "સ્વ. વિઠ્ઠલદાસ ધનજીભાઇ સ્મારક ફંડ" તરફથી 'સ્ત્રીબોધ' માસિક ભેટ મોકલી આપવાની વ્યવસ્થા કરવામાં આવશે.

૧. પોતાના ગામમાં ગુજરાતી કન્યાશાળા જુદી હોય તો તેનું છેલ્લામાં છેલ્લું ધોરણ ૧૯૪૦ના જાન્યુઆરીથી આજ સુધીમાં પાસ કરી હાલ અભ્યાસ બંધ કર્યો હોવો જોઇએ; અથવા કન્યાશાળા જુદી ન હોય અને કન્યાઓ ગુજરાતી મિશ્રશાળામાં અભ્યાસ કરતી હોય તો તે શાળાનું ચોથા ધોરણ

સમાજ પાસે એ પુસ્તકની માગણી કરાવી. એનું નામ સફળ હૃદયની તપશ્ચર્યા. જ્યારે "ગુજરાતમાં પોપાબાઈનું રાજ્ય ચાલી રહ્યું છે. ગુજરાતનો કોઈ માલિક રહ્યો નથી. પેશ્વા અને ગાયકવાડ વારાફરતી મરજીમાં આવે તેમ ગુજરાતનું લીધું ધન લૂંટી જાય છે. કોળી, કાઠી અને ગરાસિયા દેશવાસીઓ ઉપર જ ધાડ પાડી લૂંટફાટ કરી રહ્યા છે," તે સમયે સહજાનંદ સ્વામી એવા લૂંટારુઓની વચ્ચે વસી એમને સુધારે છે. ગુજરાતના ધર્મમાં આવો, નીચલી વર્ણને સુધારી બીજી વર્ણોને ભયમુક્ત કર્યાનો બીજો દાખલો નથી. વળી તેમણે પુરુષ અને સ્ત્રીઓને કથાવાર્તામાં અને દેવદર્શને જુદાં રાખ્યાં અને એમ કરી સ્ત્રીપુરુષના નીતિનિયમો જાળવવામાં સુવિદ્યાનું પહેલું પગથિયું બનાવ્યું. બાળહત્યા, પશુવધ, સતીના પ્રચારનો નિષેધ કર્યો. ગૃહસ્થધર્મના પાલન ઉપર ખૂબ ભાર આપ્યા.

એ ધર્મને સ્થપાયાં પૂરાં દોઢસો વર્ષ પણ થયાં નથી ત્યાં તો વડતાલ અને અમદાવાદમાં મંદિરોના ઝગડા કોર્ટ–કચેરીઓએ ચઢ્યા અને તેનો ઉલ્લેખ કરતાં લેખક બને તેટલી સંયમી વાણીમાં પણ છાતીમાં સોંસરૂં ઊતરી જાય એમ લખે છે: "મોક્ષમાર્ગ અને કચેરીના ઝગડા એ બે વસ્તુઓ એકબીજાથી એટલી વિરોધી છે કે બેમાંથી એકે પક્ષને એ શોભા પમાડી શકે નહિ. કચેરીના ઝગડાને સહજાનંદ સ્વામીની પ્રણાલિકામાં ક્યાંય સ્થાન મળી શકતું નથી. સહજાનંદ સ્વામીના સિદ્ધાન્તો અને આજ્ઞાનો ભંગ કર્યા વિના કચેરીના દ્વારમાં બેમાંથી એકે પક્ષ પેસી શકે નહિ. એ વસ્તુનું····વિસ્મરણ થયું છે. પરિણામે આખા સત્સંગ ઉપર અંધકારનો ભાસ થાય છે. સર્વત્ર નિરુત્સાહ વર્તે છે." "····કોણ કહેશે કે સુવર્ણને કીડા ખાતા નથી? જ્યાં સુધી અદાલતો ખુલ્લી છે ત્યાં સુધી લોખંડની તિજોરીઓ પણ ધનને સાચવી શકે એમ નથી." આ શબ્દોનો સાર સંપ્રદાયના વહીવટકર્તાઓ અને સત્સંગીઓ સમજીને પાછું વાળી જુએ તો સારૂ. બાકી અંધકારને અને ધર્મને હવે છેટું રહ્યું નથી. અને આવા પુરુષે સ્થાપેલો ધર્મ ટૂંક વખતમાં આવી કડક ટીકાને પાત્ર ન બને એ સારૂ એ ધર્મને માનનાર સહુ કોઈને વિચારવા જેવી વેળા આવી પહોંચી છે એ નિઃસંશય વાત છે. આ પુસ્તક ગુજરાતમાં ઠેર ઠેર વંચાવવું જોઈએ અને તે ધર્મના સત્સંગીઓમાં પ્રચાર પામે એટલા સારૂ આટલી સસ્તી કિંમતમાં પણ ખોટ ખાઈને તેને વેચવાને ને વહેંચાવવાને કોઈ હરિજને પ્રબંધ કરવો ઘટે. ન.

૪. **ઉધઈનું જીવન:** અનુવાદક–કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા; પૃષ્ઠ ૧૧+૨૪૨; કિંમત દશ આના. આ પુસ્તકનો પરિચય સંવત ૧૯૯૧ના અષાઢના અંકમાં નીચે પ્રમાણે આપવામાં આવ્યો છે: "આ પુસ્તક મૂળ

ફ્રેન્ચ ભાષામાં મોરિસ મેટરલિંકે લખ્યું છે, તેના અંગ્રેજી અનુવાદ ઉપરથી આ અનુવાદ કરવામાં આવ્યો છે. ઉધઇ કોઇએ નહિ જોઇ હોય એવું નથી. છતાં અત્યાર સુધી આપણે તેનો સહેજ પણ વિચાર કર્યો નથી. એટલે ઉધઇ ઉપર આખું પુસ્તક લખાય એવી કલ્પનાય કેટલાકને નહિ આવે. અનુવાદકે આ પુસ્તકની પ્રસ્તાવનામાં જણાવ્યું છે કે આ પુસ્તક જંતુશાસ્ત્રને લગતા કોઇ પાઠ્યપુસ્તક જેવું નથી, પણ જેમ કોઇ મહાપુરુષનું જીવનચરિત્ર સર્વને વાંચવા લાયક અને ઉપયોગી થાય તેવું બન્યું છે. આ હકીકત સાચી લાગે છે અને દરેક વાંચનારને તે સાચી લાગશે એમ હું માનું છું." પાંચ વર્ષમાં આ પુસ્તકની બીજી આવૃત્તિ નીકળે છે એ એની લોકપ્રિયતા સૂચવે છે.

ઉપરનાં ચારેય પુસ્તકોના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

*

**મોમ્બાસા સમાજ સેવા મંડળનો** ઓગણીસમો હેવાલ અને હિસાબ (તા. ૧:૧:'૩૯ સુધી): મોમ્બાસા જેવા પરદેશમાં આપણા હિંદી ભાઇઓ સમાજસેવા મંડળ સ્થાપીને ધર્માદા દવાખાનું, પ્રસૂતિસેવા, વાચનાલય અને પુસ્તકાલય, રાત્રિશાળા, ગરીબ અને નિરાધાર ભાઇબહેનોને સ્વદેશ પહોંચાડવાં, વગેરે સેવાકાર્ય કરે છે, તે ખરેજ ધન્યવાદને પાત્ર છે.

શ્રી. શેઠ મનસુખલાલ છગનલાલ **હિંદુ વિધવા આશ્રમ**, કારેલી બાગ, વડોદરા: સને ૧૯૩૭–૩૮ અને ૧૯૩૮–૩૯ના વાર્ષિક વૃત્તાન્ત અને હિસાબ.

**અબલા આશ્રમ**, કારેલી બાગ, વડોદરા: ૧૨ અને ૧૩મો વાર્ષિક વૃત્તાન્ત.

**નડિયાદ હિન્દુ અનાથાશ્રમ:** સંવત ૧૯૯૫નો હિસાબ તથા અહેવાલ.

**સમસ્ત પાટીદાર કેળવણી મંડળનો** પહેલો વાર્ષિક રિપોર્ટ, સને ૧૯૩૯–'૪૦, વડોદરા.

**વલ્લભ વિદ્યાલય,** બોચાસણ (ગ્રામસેવા સમિતિ તરફથી ચાલતી સંસ્થા): તા. ૧૬:૬:'૩૫થી તા. ૩૧:૫:'૪૦ સુધીનાં પાંચ વર્ષનો અહેવાલ.

**ધી વડોદરા સહકારી લૅણ્ડ મોર્ટગેજ બૅંક, લિ.**નું સને ૧૯૩૯–૪૦ની સાલનું સાતમું વાર્ષિક નિવેદન.

મોજે છટોલા તાલુકે વડોદરાની **કપાસ સહકારી મંડળી,** લિ.નો વર્ષ ૪થાનો વાર્ષિક અહેવાલ સને ૧૯૩૯–૪૦.

મોજે છટોલા તાલુકે વડોદરાની **અનિયમિત આંટ વધારનારી સહકારી મંડળીનો** વર્ષ ૨૭માનો વાર્ષિક અહેવાલ સને ૧૯૩૯–૪૦.

**ગંભીરા સાર્વજનિક પુસ્તકાલયનું** તથા **ગ્રામ ઔષધાલયનું** (સ્થાપનાથી આજ સુધીનું) નિવેદન, સંવત ૧૯૯૬.

### જીવનને જોખમે

થામણા (તા. આણંદ)માં તા. ૧૩:૯:'૪૦ના રોજ ડાહ્યાભાઇ બાપુજીના ઘરને અકસ્માત આગ લાગવાથી, તેમનું ઘર બળી ગયાથી રૂ. ૧૧૦૦-૦-૦નું નુકસાન થયું છે. તેમાં સોમાભાઇ નરસિંહભાઇ નાગના ભાઇને બળતા ઘરમાં પેસી, જણસો વગેરેની પેટી બહાર કાઢી લાવતાં, તેમના શરીરને ઇજા થએલી. આ પ્રમાણે જીવને જોખમે ઘરવખરીની મિલકત બચાવ્યા બદલ મે. કલેકટર સાહેબ તરફથી તેમને એક ગુડ સરવીસ સર્ટિફિકેટ (સારી સેવા બદલ પ્રમાણપત્ર) આપવામાં આવ્યું છે. થામણા ગામમાં રાષ્ટ્રીય કેળવણીના અખતરા બાદ ગામનું કલેવર અને માણસોના આચારવિચાર બદલાયા સાંભળ્યા છે. પરંતુ આવા એક વીરને ગામલોક તરફથી ધન્યવાદ અપાયેલ સાંભળ્યો નથી એ દિલગીર થવા જેવું છે. એમ કરવાની ગામલોકોની ફરજ હતી. ભાઇ સોમાભાઇનો આવો દાખલો સહુ વ્યાયામશાળાઓમાં પહોંચવો જોઇએ અને સમજાવું જોઇએ કે એકલા વ્યાયામથી કદાચ શરીર મજબુત બને, પણ દિલની તાકાત એ જુદી ચીજ છે. ભાઇ સોમાભાઇને તેમના આવા પરોપકારી સાહસ બદલ અમારા ધન્યવાદ છે.

### કન્યાઓનાં નૃત્ય

આજકાલ શાળાઓના જાહેર મેળાવડાઓમાં કન્યાઓ પાસે અનેક પ્રકારનાં નૃત્ય કરાવવામાં આવે છે. તેમનાં અંગમરોડ, હાવભાવ વગેરે જોઇને જોનારા લોક ખુશ થઇ જાય એ તો સ્વાભાવિક છે. પણ આવાં નૃત્યની પાછળ કેળવણીની કે બીજી દૃષ્ટિએ શો હેતુ હોય છે તે હું તો હજી સમજી શક્યો નથી. વનવાસી લોક સ્વાભાવિક આનંદના પ્રેરાયા નૃત્ય કરે છે. આપણે પણ આનંદને ઓચિંતે પ્રસંગે કૂદકો મારીએ, એને પણ નૃત્યનો એક પ્રકાર કહીએ. એવા નૃત્યમાં સ્વાભાવિક આનંદ સિવાય બીજો કોઇ હેતુ નથી. પ્રખ્યાત નર્તક ઉદયશંકરના નૃત્યમાં માનવીના જુદા જુદા પ્રસંગોએ જુદા જુદા આવેગો દર્શાવવાનો હેતુ હોય. પણ શાળામાં ભણતી કન્યાઓના નૃત્ય પાછળ શો હેતુ હશે? તે વખતે જોનારને ખુશ કરવા સિવાય એ બાળાઓના મનમાં તો બીજો કશો ભાવ નહિ હોય, પણ એ બાળાઓને બદલે તેવડા છોકરાઓ તેવું જ નૃત્ય કરે તો જોનારા એજ પ્રકારે ખુશ થાય? ત્યારે બાળાઓના એવા હાવભાવ ને અંગમરોડ વાળા નૃત્યથી જોનારના મનમાં શા ભાવ ઉત્પન્ન થતા હશે એ વસ્તુ શાળાઓના સંચાલકોએ વિચારી લેવી ઘટે। માનવજીવનને એક તસુ પણ

ઉન્નત ન કરે, એવી કોઇ પણ વસ્તુ કલા નથી જ, અનકલા છે અથવા બીજું જોઇએ તે નામ આપો, કલા તો નહિ જ.

### શ્રી પાટીદાર સેવાસમાજ, અમદાવાદ

અમદાવાદમાં વસતા ગુજરાતના લેઉવા પાટીદાર ભાઇઓ એક બીજાને હળીમળી ભાઇચારો વધારી શકે અને કોમની સામાજિક, નૈતિક, ધાર્મિક અને કેળવણી વગેરેની ઉન્નતિના કાર્યોની પ્રવૃત્તિઓ કરી શકે તેવા હેતુથી 'પાટીદાર સેવાસમાજ' સ્થાપવાનો વિચાર કરી, સંસ્થાના બંધારણની ચર્ચા કરી તેનું કાર્ય આગળ ધપાવવા માટે રવિવાર તા. ૨૨:૯:'૪૦ના રોજ હંસરાજ પ્રાગજી હોલમાં લેઉવા પાટીદાર ભાઇઓની એક જાહેર સભા, દરબારશ્રી ગોપાળદાસ દેસાઇના પ્રમુખપણા નીચે મળી હતી. ત્યાં જ શ્રી. શેઠ ભીખાભાઇ જીવાભાઇ પટેલના પુત્રો તરફથી વિદ્યાર્થીઓને માટે છાત્રાલય કાઢવાને સારૂ રૂા. ૨૫૦૦૦ અને સ્વ. મગનભાઇ ચતુરભાઇ બેરિસ્ટરના પુત્રો તરફથી પુસ્તકાલય માટે રૂા. ૧૦૦૦૦ની સખાવતો મળ્યાનું જાહેર કરવામાં આવ્યું હતું. ત્યારબાદ છૂટક પંદરેક હજારનાં દાન મળી લગભગ રૂા. ૫૦૦૦૦ ઉપર થયા છે. સ્વદેશના સંકુચિત એવા નવા વાડાઓ બાંધતાં અટકવું જોઇએ. છતાં પણ જો આમ સ્થાપનાઓ થતી જ હોય તોપણ તેઓ પોતાનાં છાત્રાલયોમાં કે પુસ્તકાલયોમાં ઉદારભાવે બીજી જ્ઞાતિના વિદ્યાર્થીને કે વાંચનારાઓને બની શકે તેટલી સગવડ આપે અને એમ કરી બીજાની સાથે હળીમળીને, નાની નાની નાતોના ગોળ તોડી એક હિન્દુ સંસ્થા તરીકે, હિન્દુ તરીકે ઊભવાની તાકાત મેળવે. સમાજ સાંકડા મનનું ન બને એવી આશા રાખું છું.

### શ્રી કુનીબા મહિલા સા. પુસ્તકાલય, સોજીત્રા

ઉપરના મંડળનો શરદ્ મહોત્સવ પેટલાદવાળાં અ. સૌ. પ્રભાવતીબેન ચંદુલાલ પરીખના પ્રમુખપણા નીચે આસો સુદિ ૧૦, તા. ૧૦:૧૦:'૪૦ને રોજ સોજીત્રામાં સુધરાઇ કચેરીની પાસેના ચોગાનમાં ઊજવવામાં આવ્યો હતો. સંસ્થાનાં મંત્રી પુષ્પાબેન જયકૃષ્ણ પટેલે સંસ્થાનું નિવેદન વાંચી સંભળાવ્યું હતું. તેજ દિવસે સંસ્થા દશ વર્ષ પૂરાં કરીને અગીઆરમા વર્ષમાં પ્રવેશ કરતી હતી. નિવેદનમાં સંસ્થાના કામકાજનો હેવાલ વગેરે બીજી કોઇ માહિતી મળી નથી. મનોરંજન અર્થે કાર્યક્રમ યોજેલો હતો. દશ વર્ષથી ચાલતી આવતી સંસ્થાનો વહીવટ બેનો જ કરે છે એ ધન્યવાદને પાત્ર છે. પરંતુ આવા પ્રસંગોએ એકલા મનોરંજનના કાર્યક્રમ ઘડાતા હોય તો તે ઇષ્ટ નથી,

સાથે સાથે જ્ઞાનજનક અને રૂઢિચુસ્તોની આંખ ઉઘાડનારા તેમજ બાળઉછેર, સ્ત્રીસ્વાસ્થ્ય, ગૃહઉદ્યોગ, સ્વચ્છતાને લગતી ફિલ્મો વગેરેનાં બેનોમાં કેળવણીનો પ્રચાર કરનારાં પ્રદર્શન ભરી બતાવવાં જોઈએ. તેમાં અધિક જોર તો બેનોએ ગૃહઉદ્યોગોને જે તિલાંજલી આપી છે તેને ફરીથી શી રીતે સજીવન કરી શકાય એ ત્યાં સક્રિય કામ કરી બતાવીનેજ દૃષ્ટાન્ત આપી શકાય. "કેળવણી એટલે ચારિત્ર્ય અને આદર્શવાળા માણસો નિર્માણ કરવા હોય તો પુરુષો કરતાં બાળકો પ્રત્યે બેનોએ વધારે કાળજી રાખવી ઘટે." પ્રમુખે કરેલી ઉપરની વાત સહુ બેનો બાળઉછેર તરફ લક્ષ આપી ઉતારે.

### હિંદુઓ ઉપર જુલમ

સક્કરમાં અરાજકતા ચાલી રહી છે. કોઇ પણ હિંદુનો જાનમાલ હરઘડીએ જોખમમાં છે. ત્યાં કોઇ રાજ્ય કરનાર સત્તા છે કે નહિ તે પણ સમજાતું નથી. સિંધમાં વધારે વસતિ મુસલમાનોની છે. તેના મુખ્ય પ્રધાન મુસલમાન છે, પણ એમનાથી હિંદુઓના રક્ષણને સારૂં કંઇયે બનતું નથી. બંગાળમાં અને પંજાબમાં પણ એનેજ મળતી પરિસ્થિતિ થોડે ઘણે અંશે છે. આમ મુસલમાન પ્રધાનને હાથે હિંદુઓ રક્ષણ પામી શકતા નથી. એમાં એમની આંખ આડા કાન કરવાની રીત તો નહિ હોય? હિંદુ-મુસલમાનોના રમખાણોમાં ઘણે ભાગે મુસલમાનો કરતાં હિંદુ વધારે મરે છે, ઘાયલ થાય છે અને લૂંટાય છે. આનું કારણ શું?

### હિંદુઓ આત્મરક્ષણ કેમ કરી શકતા નથી?

દરેક જગ્યાએ જુઓ તો વધારે પ્રમાણમાં હિંદુઓ પૈસાવાળા ને મિલકતવાળા છે. તેમની સંસ્કૃતિએ ને ધર્મે કરીને તેઓ નીતિના રાહમાં માનવાવાળા છે. ગાયની પૂજા કરવી ને પારકી સ્ત્રી તરફ આંખ ન ઉઠાવવી એવો પેગામ તેમની નાડીઓમાં ધબકારા મારી રહ્યો છે. તેમની નીતિની ભાવનાએ અને સમાજરચનાની સ્વચ્છતા કાયમ રાખવાની ઇચ્છાએ, વિધવાવિવાહનો જોઇએ એટલા પ્રમાણમાં પ્રચાર નથી. આમ નીતિન્યાયના સિદ્ધાન્તોની બુદ્ધિપૂર્વક વિવેચના નહિ કર્યાને પરિણામે તેઓ જડ અને નમાલા બન્યા છે.

### કાયા ને માયા સાચવી રક્ષણ કરવાં છે!

શ્રી. ગોવર્ધનદાસે અલકકિશોરીના રક્ષણ બાબતમાં કહેલું કે "કાયા ને માયાને સાચવી રક્ષણ કરવું અનુકૂળ નથી નીવડતું." આ વાત આપણા હિંદુઓને લાગુ પડે છે.. મુસલમાન કોમ ધર્મને નામે કે પોતાના મોવડીના આદેશને અનુસરતાં 'કાયા ને માયા'ની દરકાર કરતી નથી. અને તેઓને

નિર્લજ્જ હુમલો કર્યો. બાઇ ગભરાઇ ગઇ. એનું સ્ટેશન આવ્યું એટલે એ ઊતરી પડી. મારે પણ એજ સ્ટેશને ઉતરવાનું હતું.” અત્યાર સુધી ગુરુદેવ હાંકારો ભણતા જતા હતા. હવે તેમણે પોતાનું હૃદય ઠાલવી કહ્યું, કે “આ વાત કહેવાને તું અહીં જીવતો કેમ આવ્યો?” એટલે કે હિંદની એક દીકરીની છેડતી કરનારને તેમ કરતાં રોકવાને તારે જાન આપવો જોઇતો હતો.

### હિંસક કે અહિંસક ભાવના

મહાત્માજી સોલ્જરોના વર્તન સંબંધે લખતાં છેવટે લખે છે: “લોકોમાં જો હિંસક કે અહિંસક પ્રજાકીય ભાવના હોય તો એક પણ માણસ, કાળો, કે ગોરો, એક પણ છોકરીને તેની મરજી વિરુદ્ધ અડવાની હિંમત કરી શકેજ નહિ.” આથી વધારે મહાત્માજી શું લખે? બેનોની આબરૂ હિંસક કે અહિંસક પદ્ધતિએ પણ બચાવવીજ જરૂરની છે. પણ એ હિંમત, ગુલામ દેશમાં ક્યારે દર્શન દેશે?

### સ્વામીનારાયણ મંદિરના ઝગડા કોર્ટે

લગભગ છેલ્લાં વીસ વર્ષથી સ્વામીનારાયણ મંદિરના ઝગડાઓએ વિષમ સ્વરૂપ લીધું છે. લાખો રૂપિયા કોર્ટકચેરીઓ ને વકીલોના ઘર ભેગા થયા છે. પરંતુ હજી એના કારભારીઓને એનો થાક નથી લાગ્યો, જાણે એનો નશો ઊતર્યો ન હોય તેમ એ ઝગડો, કથાના રાક્ષસની માફક એક કપાય છે ત્યાં બીજો ઊભોજ થાય છે. સહજાનંદ સ્વામી જેવા મહાસમર્થ સુધારક, અધમઉદ્ધારક, નીચલી વર્ણમાં જબરો સુધારો કરનાર, સ્ત્રીપુરુષોના નીતિ-નિયમમાં આવેલી શિથિલતાને જગાડનાર, ચોર લૂંટારૂઓને કંઠી બંધાવનાર, ધર્મની છોળ લાવનાર યુગપુરુષને ગયાં હજી પૂરાં દોઢસો વર્ષ પણ નથી થયાં, એટલામાં એમણે સ્થાપેલા ધર્મમાં આ જાતની બદી આવે અને તેને એ ધર્મના સત્સંગીઓ બરદાસ્ત કરે એ ઓછી શરમની વાત નથી!

### ક્યાં છે એ મરદ સત્સંગીઓ?

જે સત્સંગીઓ ગાદીના આચાર્યના કારભારમાં જરા પણ વાંધા ભરેલું જોતાં સહન ન કરી શકતા, જેમણે લક્ષ્મીપ્રસાદ જેવા આચાર્યને પવિત્ર ગાદીનો ત્યાગ કરવાની ફરજ પાડી, જેમણે ધર્મને કાજે પોતાનું બધું આપવાની તૈયારીઓ બતાવેલી, એવા સત્સંગીઓ હવે ધર્મમાં છે કે નહિ? હોય તો જણાતા કેમ નથી? કે પછી બંધાને સમૈયા ઉપર જાય ત્યારે વંદામાં જાયગાની, પ્રસાદની, જમણની કે ગોદડાં-લાકડાં અને વાસણની જરૂરીઆત આડે આવીને ઊભી રહે છે? અત્યારે જે દાવાઓ થાય છે તેણે બીજા સાધુ

પાળાઓને ખાનગી મિલકત કરતા બનાવી દીધા છે ને તે ખાનગી ગૃહસ્થો— જેઓ સત્સંગી હોવાનો દાવો કરે છે તેમને—ને ત્યાં જમે મૂકે છે. ખાતાં પડાવે છે ને વસુલ કરવા દાવા પણ કરે છે. આવા ખાનગી મિલકત કરનાર સાધુઓને ને તેમને ટેકો આપનાર 'સત્સંગી'ઓને ઉઘાડા પાડનાર કોઈ મરદ સત્સંગીઓનો કેમ અભાવ જણાય છે?

## હવે એ લક્ષ્મીગંગાને બીજે વાળવી જોઇએ.

આમ કોર્ટ-કચેરીઓમાં લાખો રૂપિયાના ધુમાડા થાય છે, છપ્પન ભોગ જમાડાય છે તો એવા અવળા માર્ગના ખર્ચા બંધ કરીને એનો સદુપયોગ આ જમાનામાં થશે ખરો? આણંદના ડૉ. કુકના-રાણુવાળા-દવાખાનામાં કેટલાય સાધુ, પાળા, બ્રહ્મચારી દરદી તરીકે આવે છે. ભાતભાતનાં ને જાતજાતનાં દરદના ભોગ બનેલા હોય છે. ગાળ્યા વગર પાણી ન પીવે કે રાતું લુગડું જોઇને જેમને અપવાસ કરવા ઘટે એવા ત્યાગીઓ આમ 'આભડછેટ'માં પેસે છે. શરમની વાત એ છે કે આવો લક્ષ્મીનારાયણના પ્રતાપવાળો-ધનવાન ધર્મ એક સારી હોસ્પિટલ ચલાવી શકતો નથી. મુંબઇ ઇલાકામાં અજોડ હોસ્પિટલ ચલાવી શકાય એવો એનો પૈસો છે, આવક છે, મિલકત છે. સંપ્રદાયનો પ્રચાર કરી શકે એવી પાઠશાળાઓ ક્યાં છે? એમની આંખો તળેજ આણંદમાં પરદેશી મિશનો કામ કરી રહ્યાં છે. જેમાંના કેટલાકનો સ્વામીનારાયણ મંદિરવાળા ઉપયોગ પણ કરે છે. એ મિશનો નિશાળો, બોર્ડિંગો, બાળઉછેરની સંસ્થાઓ, વિધવાગૃહો, ત્યકતાઓને સારૂ આશ્રયસ્થાનો ચલાવી રહ્યાં છે. ત્યારે આ સ્વામીનારાયણ સંપ્રદાયવાળા શું કરે છે? જો એ ધર્મના મોવડીઓ ધર્મ-ઘેલછા છોડી, ધર્માધપણાને નેવે મૂકી, ચાલતી આવતી પ્રણાલિકાને તરછોડ આપી બહાર પડીને એમનો ધર્મ જે વિનાશ તરફ દોડી રહ્યો છે તેને નહિ બચાવે તો એ ધર્મનો વિનાશ નોતરવામાં એ ભાગીદાર બની રહ્યા છે. બાકી ધર્મને નામે કોર્ટ-કચેરીએ આવા અટાપટા ખેલાય અને સત્સંગીઓ માનસી પૂજા કરે કે દહાડામાં કેટલીય વાર સ્નાન કરે તોપણ અક્ષરધામ તો દૂરનું દૂરજ રહેવાનું.

## જગતને ગુરુદેવની જરૂર છે

ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોરની તબિયત ખૂબજ ચિંતાજનક બની ગઇ હતી. આખાય હિંદુસ્થાનમાં નહિ પણ દેશપરદેશથી એમને સુવાણ થાય અને તેઓ ૯૭ વર્ષો સુધી આપણી વચ્ચે રહે એવી દરેકની દીલથી પ્રાર્થના હતી. મહાત્માજીને જ્યારે ગુરુદેવની ગંભીર માંદગી સંબંધી તાર મળ્યો ત્યારે

તેમણે વળતા તારથી જણાવ્યું, "ઈશ્વર હજી એમને થોડો સમય જગતની જનતાને માટે રાખે એવી પ્રાર્થના છે. અગાઉ આપણી પ્રાર્થના એણે સાંભળી હતી, હજીયે સાંભળે એવી આશા છે." સત્પુરુષની ઇચ્છાએ ક્યારેય અફળ જતી જાણી નથી. ગુરુદેવની તબિયત સારા સુધારા ઉપર છે એમ છાપાં જણાવે છે. હજી ગુરુદેવ આપણી વચ્ચે લાંબા કાળ સુધી રહે એ આપણે ને જગત સારુ અનિવાર્ય જરૂરની વાત છે.

**મહાત્માજી અને સત્યાગ્રહ**

ગઈ તા. ૧૭:૧૦:૪૦ના રોજ મહાત્માજીએ ઘડેલી યોજના અનુસાર, સીધી લડત ઉપાડવાનો આરંભ શ્રી. વિનોબા ભાવેને હાથે વર્ધાથી પાંચ માઈલ પર આવેલા પવનાર ગામમાં થયો છે. લડતની કુલ જવાબદારી મહાત્માજીને સોંપવામાં આવી છે. હવે હિંદને સ્વરાજ અપાવવા અને બ્રિટિશ ધૂંસરી નીચેથી છુટકારો અપાવવાને મહાત્માજી જે માર્ગે હાકલ કરે એ પ્રમાણે અનુસરવામાંજ હિંદનો ઉદ્ધાર છે. જેમને એમની યોજના સંતોષી ન શકે તેમને ગાંધીજી કહે છે, "ધીરજ રાખો ને જે થાય તે જુઓ. મળે તે સૂચનાઓનો તમારી બધી શક્તિપૂર્વક અમલ કરો. તમારી બુદ્ધિ આની સામે બળવો કરતી હોય તો બહાર નીકળી જઈને તમારે રસ્તે પ્રજાને કેળવવાનો માર્ગ લો. એમ કરીનેજ તમે કાર્યની સાચી સેવા કરશો. એમાં સરળતા હશે, શૂરાતન હશે, અને એ બળદાયક થઈ પડશે......સવિનયભંગ એક માણસ કરે છે કે ઘણા એ મુદ્દાની વસ્તુ નથી. બાકીના લોકોએ તો તેને તેમની પાસેથી માગવામાં આવે તેવો ટેકોજ આપવાનો હોય છે." મહાત્માજીની આ સૂચનાને સહુ કોઈએ વધાવી લેઈ પોતાની દેશ પ્રત્યેની ફરજ બજાવવા ન ચૂકવું જોઈએ. આવા અવસર ફરી ફરીને નથી આવતા.

**નોંધ:** શરદ્ઋતુનાં તાવ-ખાંસીને લીધે કેટલાક દિવસોથી પથારીવશ થયો છું અને તેથી એવો ભય હતો કે-આ અંક પ્રસંગકથા વિનાજ કાઢવો પડશે. પણ એવામાં ભાઈ નટવરલાલ દવે મારી સહાયતાએ આવી ચઢ્યા અને તેમણે ઉપરની પ્રસંગકથા લખી આપી. આ એમના બંધુકૃત્ય માટે હું તેમનો ઉપકાર માનું છું.—તંત્રી

——*——

# શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ

## મંડળ સમાચાર

તા. ૮:૯:'૪૦ને રોજ શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળની વ્યવસ્થાપક સમિતિની બેઠક બપોરના દોઢ વાગ્યે તથા વાર્ષિક સામાન્ય સભાની બેઠક સાડા ત્રણ વાગ્યે મળી હતી.

**વ્યવસ્થાપક સમિતિમાં** (૧) વિદ્યાલયની પાઠશાળાના પહેલા માળના અત્યાર સુધી મંજૂર થએલા ખર્ચને તથા તેની ઉપરના મેડાના આશરે રૂા. ૩૩ હજાર મળી એકંદરે રૂા. ૬૩ હજાર પાઠશાળાના મકાન ખાતે મંજુર કરવામાં આવ્યા. (૨) મંત્રીઓએ રજૂ કરેલા શિક્ષિકાનિવાસના પ્લૅનને સહેજ ફેરફાર સાથે બહાલી આપવામાં આવી. (૩) લડાઈને અંગે મોંઘવારીને કારણે જેમને રૂા. ૩૦ મળતા હોય તેમના વેતનમાં મોંઘવારી શરૂ થઈ ત્યારથી તે રહે ત્યાં સુધી રૂા. ૩નો વધારો કરી આપવામાં આવ્યો. (૪) છાત્રાલયના કામને અંગે જે શિક્ષકોને અને શિક્ષિકાઓને રવિવાર અને એવી બીજી રજાઓમાં પણ આખો વખત કામમાં રોકાઈ રહેવું પડે છે, તેમની આકસ્મિક ૨૦ દિવસની રજાઓ વધારીને ૩૦ દિવસની કરી છે. તથા (૫) મંડળ પાસેની સિલકમાંથી રૂા. ૫૦૦૦૦ અંકે પચાસ હજાર રૂપિયાની રકમનું રોકાણ અમદાવાદ મ્યુનિસિપાલિટીના 'બોન્ડ' ખરીદ કરવાનું નક્કી કરવામાં આવ્યું છે.

**વાર્ષિક સામાન્ય સભા:** (૧) મંત્રી તરફથી રજુ થએલા ૧૯૩૯–૪૦ના નિવેદનને તથા ઑડિટ થએલા હિસાબને સભા આગળ વાંચવામાં આવ્યાં. (૨) મંડળના બંધારણની ૧૨મી કલમ જેમાં 'સદ્ગત શેઠશ્રી મનસુખલાલ છગનલાલ ટ્રસ્ટફંડના ટ્રસ્ટીઓમાંથી એક' એ શબ્દો પછી 'સ્વર્ગસ્થ જીવકોરબાઈ કન્યાવિદ્યાલયના દાતા શ્રી. મફતલાલ ગગલભાઈ અગર તેમના વારસ તરફથી નીમેલા એક' શબ્દોનો ઉમેરો કરવામાં આવ્યો છે. (૩) ચાલુ વર્ષને માટે મંત્રીઓ તરીકે શ્રીમતી શરદબેન જ. મજમુંદાર અને શ્રીયુત રાવજીભાઈ મ. પટેલની નિમણૂક કરવામાં આવી છે.

## વિદ્યાલય સમાચાર

**ગાંધી જયંતી:** તા. ૨૮મી સપ્ટેમ્બરથી તા. ૨જી ઑક્ટોબરના દિવસો— માનનીય શ્રી. મોરારજી દેસાઈ, શ્રી. મંગળદાસ પકવાસા, શ્રી. ચંદુલાલ ડૉક્ટર અને શ્રી. હરિપ્રસાદ દેસાઈનાં પ્રેરણાત્મક પ્રવચનો સાથે ઊજવવામાં આવ્યા

હતા. વચમાં તા. ૨૯મી રાત્રે ડાકોર હાઇસ્કૂલના આચાર્ય શ્રી. ગિરિજાશંકર ભટ્ટ, બી. એ. એમના સંગીતકીર્તનનો લાભ પણ મળ્યો હતો. સાથે સાથે વિદ્યાલયની બેનોને સ્વદેશી ચીજો, ખાદી અને ગ્રામોદ્યોગોની માહિતી મેળવવામાં ઉપયોગી થઇ પડે એવું એક નાનકડું પ્રદર્શન પણ ગોઠવવામાં આવ્યું હતું. સપ્તાહને અંગે વિદ્યાલયની વિદ્યાર્થિનીઓ તથા શિક્ષકોએ મળીને કુલ ૫૫ લાખ વાર સૂતર કાંત્યું છે.

**મુલાકાતો:** મુંબઇ સરકારે નીમેલા પ્રૌઢ શિક્ષણના પ્રમુખ શ્રી. શંકરરાવ ભાગવત તથા તેમની સાથે કામ કરતાં કર્ણાટકનાં બેન ઉમાદેવી તેમજ મિશનરીઓમાં કામ કરતાં મીસ ઓસ્ટીન અને મીસ રોસ, એમણે વિદ્યાલયની મુલાકાત લીધી હતી. શ્રી. હરભાઇ ત્રિવેદીએ પણ એક દિવસ આવી શિક્ષકો અને વિદ્યાર્થિનીઓ સાથે શિક્ષણ સંબંધી રમુજી વાતો કરી હતી.

**સંગીતાચાર્ય પંડિત ૐકારનાથની ભાવભીની મુલાકાત:** સંગીતના અનન્ય ઉપાસક પંડિત ૐકારનાથ ઓગસ્ટ મહિનામાં ગુજરાતમાં ફાળીરનાં ... જો એકત્ર કરવાને પ્રવાસે નીકળ્યા હતા. એ પ્રવાસમાંથી સમય ન હોવા છતાં વિદ્યાલયના આગ્રહને વશ થઇ એઓ શાળામાં પધારેલા. વિદ્યાલયની ... તો માટે એ મહાનુભાવે પ્રેરણાત્મક આશીર્વચન આપ્યાં હતાં.

**વિદ્યાલયમાં રજાઓ તથા પ્રવાસ:** વિદ્યાલયમાં તા. ૧૦મી ઓક્ટોબરથી ૧૦મી નવેમ્બર સુધી દિવાળીની રજાઓ છે.

તા. ૧૦મી ઓક્ટોબરથી વિદ્યાર્થિનીઓ નીચે મુજબ પ્રવાસે જશે.

| | | | |
|---|---|---|---|
| ૧. ખંભાત | પહેલી શ્રેણી | પાંચ દિવસને પ્રવાસે |
| ૨. ઉદકેશ્વર | બીજી શ્રેણી | ,, | ,, |
| ૩. પાવાગઢ | ત્રીજી અને ચોથી શ્રેણી | ,, | ,, |
| ૪. આબુ | પાંચમી અને છઠ્ઠી શ્રેણી | બાર દિવસને | ,, |
| ૫. કાઠિયાવાડ | સાતમી અને અનુવિનિતા | પંદર દિવસને | ,, |

વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ,
નડીઆદ, તા. ૯:૧૦:'૪૦

શરદબેન મજમુંદાર,
રાવજીભાઇ મણિભાઇ પટેલ,
મંત્રીઓ

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે શ્રી. શરદબેન મજમુંદાર માટે છાપી. તા. ૧૨:૧૦:'૪૦

Reg. No. B. 1785

૧૯૯૭  માગશર

#  પાટીદાર 

વર્ષ ૧૮  અંક ૨

સામાન્ય રીતે સત્ય એટલે સત્ય બોલવું એટલુંજ આપણે સમજીએ છીએ. પણ આપણે વિશાળ અર્થમાં સત્ય શબ્દ યોજ્યો છે. વિચારમાં, વાણીમાં ને આચારમાં સત્ય એ જ સત્ય. આ સત્ય સંપૂર્ણપણે સમજનારને જગતમાં બીજું કંઈ જાણવાપણું નથી રહેતુ. કેમકે જ્ઞાનમાત્ર તેમાં સમાયેલું છે એમ આપણે ઉપર જોયું. તેમાં જે ન સમાય તે સત્ય નથી, જ્ઞાન નથી; પછી તેમાં ખરો આનંદ તો હોયજ ક્યાંથી? આ કસોટી વાપરતાં શીખી જઈએ તો આપણને તુરત ખબર પડે કે કઈ પ્રવૃત્તિ કરવા યોગ્ય છે, કઈ ત્યાજ્ય છે; શું જોવા યોગ્ય છે, શું નથી; શું વાચવા યોગ્ય છે, શું નથી.

('મંગળપ્રભાત,' પૃષ્ઠ ૧૦) ગાંધીજી



 

તન્ત્રીઃ નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઈ મથુરભાઈ પટેલે છાપ્યું અને
છપાવી નરસિંહભાઈ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૧૧:'૪૦.

# સમાવેશ





## સૂચના

બેનોને તથા વિદ્યાર્થીઓને ઓછે લવાજમે 'પાટીદાર' આપવાના ફંડમાં આણંદ ન્યુ જનરલ હોસ્પિટલના ડૉ. ઈશ્વરભાઇ પટેલે રૂ. ૩, લુણિગાથી ભાઇ મહીજીભાઇ લાલાજીએ (શિ. ૧=) રૂ. ૦-૧૦-૦ અને મ્બાલેથી ભાઇ આશાભાઈ જી. પટેલે રૂ. ૦-૬-૦ મોકલ્યા છે તે ઉપકાર સહિત સ્વીકાર્યા છે.

૨. બેનોને વિનાલવાજમ 'પાટીદાર' આપવાના ફંડમાં, બેનો 'પાટીદાર' વાંચે એ હિતજનક છે એમ માનનાર ભાઇબેનો, ઉદારભાવે પૈસા મોકલે.

૩. પરદેશમાંથી અથવા દેશમાંથી જેમનાં લવાજમ હજી આવ્યાં નથી તે તુરત મોકલી દેશે એવી આશા છે.

૪. નનામા, ઉપનામના, અપૂર્ણ, પેન્સીલથી કે કાગળની બે બાજુ લખેલા લેખ સ્વીકારવામાં આવતા નથી.

૫. આ પત્રમાં પ્રકટ થતા લેખોના કે ચર્ચાપત્રોના વિચારો સાથે તંત્રી સહમત થાય છેજ, એમ માનવું નહિ.

૬. દર અંગ્રેજી માસની તા. ૧૦ પછી આવેલા લેખ તે પછીના અંકમાં ઘણું કરીને નહિ લેવાશે.

૭. નવા ગ્રાહકોએ કાર્તકને અંકથી ગ્રાહક થવું એ વધારે ઠીક પડે એમ છે. જૂના ગ્રાહકો એકેક નવો ગ્રાહક વધારી આપશે એવી આશા છે.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| | | |
|---|---|---|
| સં. ૧૯૯૭<br>વર્ષ ૧૮ | આણંદ | માગશર<br>અંક ૨ |

## સામાજિક સડો

**જીવનનો** વિકાસ કરવો એ જીવનનું ધ્યેય છે. એ ધ્યેયને પહોંચી વળવા સર્વ સ્વતંત્ર છે. કર્મવીર ગાંધીજીએ સંપૂર્ણ નિશ્ચય કરી સત્યાસત્યનો વિચાર કરી સત્યની શોધમાં જીવનવિકાસ કર્યો છે. આજે તે મહાન લેખાય છે. તે પૂજનીય છે એટલું જ નહિ, પણ તે પ્રેરણામૂર્તિ છે. કુદરતને ત્યાં બધાંય સમાન છે. ત્યાં રાય અને રંક, ઉચ્ચ અને નીચ, ધનવાન અને ધનહીન બધાંય સરખાં છે. એમાં અપવાદ બિલકુલ નથી. પ્રભુ માર્ગદર્શક છે, અવરોધક નથી. ઈશ્વરે સર્જેલી સૃષ્ટિ એ મહાન શાળા છે. તેમાં જોવાનું છે, જાણવાનું છે, અનુભવવાનું છે. પણ એની પાછળનો ઉચ્ચ આદર્શ જીવનવિકાસ છે, માનવતાની પૂર્ણતાને–પ્રભુતાને પહોંચવાનો છે.

લગ્ન એટલે 'પ્રભુતામાં પગલાં ભરવાં.' શ્રી. નાનાલાલનું એ વાક્ય છે. જે લગ્નથી પ્રભુતાને પહોંચાય એનું નામ આદર્શ લગ્ન. લગ્ન એટલે શરીર સાથે શરીરનું, મન સાથે મનનું, હૃદય સાથે હૃદયનું અને આત્મા સાથે આત્માનું જોડાણ. એનું નામ લગ્ન.

વાસ્તવિક રીતે વિચારતાં ગૃહસ્થાશ્રમમાંથી કેટલાય પ્રભુતાને પહોંચ્યા છે. અને એટલે જ લગ્ન એ ધર્મ ગણાયો. લગ્નવિધિ એ ધાર્મિક ક્રિયા મનાઈ. લગ્ન એ સંસ્કાર છે, કરાર નથી. લગ્નજીવન જો નિર્મળ, પવિત્ર હશે તો ત્યાંજ પ્રભુતા છે. પણ ધર્મને નામે ધતિંગ પોષવામાં આવે લગ્નની પવિત્ર વેદી ઉપર નિર્દોષ બાળક-બાળકીઓનાં બલિદાન દેવાય છે.

મુક્ત દશામાં સ્વેચ્છાએ ગમે તેમ વિહરતા માનવીએ ધીમે ધીમે પોતાના જીવનવિકાસ માટે મર્યાદાઓ બાંધી અને તે સંસ્કૃતિને પામ્યો. 'ગૃહવ્યવસ્થા,'

કુટુંબવ્યવસ્થા અને સમાજવ્યવસ્થા માટે તે વખતે નિયમો થયા. હિંદુઓમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એવા વર્ણો બંધાયા. જનતાના હિતને ખાતર આ સુંદર વ્યવસ્થા થઇ, પણ કાળે કરીને નાની નાની જ્ઞાતિઓ ઉપસ્થિત થઇ, વધી પડી. ઉચ્ચનીચનાં, કોમી ભેદનાં, મતમતાંતરનાં મંડાણ બંધાયાં, બંધુત્વભાવ બંધ થયો. અત્યારે પણ તેનાં વિષમ પરિણામ આપણે ભોગવીએ છીએ.

તે કાળે બ્રહ્મચર્યાશ્રમને વધુ મહત્તા હતી. બાળક યોગ્ય ઉમરનું થાય ત્યારથી તેને આશ્રમમાં મૂકવામાં આવતું. આશ્રમનું શુદ્ધ વાતાવરણ બ્રહ્મચર્ય પાળવાને માટે અનુકૂળ થઇ પડતું; અને તેથી તેનું શરીર સુદૃઢ બનતું. આ રીતે શારીરિક વિકાસ થતો. જ્ઞાન પણ ધાર્મિક દૃષ્ટિએજ અપાતું, તેથી માનસિક ને નૈતિક વિકાસ થતો ને પુખ્ત ઉંમરે તે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતો.

અત્યારે આપણી આજુબાજુનું વાતાવરણ જોઇશું તો નર્યું બદબોથી મહેકી ઊઠયું છે. સહશિક્ષણ આપતી શાળાઓમાં તેમજ પ્રાથમિક શાળાઓમાં પણ ક્યાં કલુષિતતા માલમ નથી પડતી? અરે, આપણાં ઘરોનો, આપણા સમાજનો બ્રહ્મચર્યની દૃષ્ટિએ વાસ્તવિક વિચાર કરીશું, તોય નરી મનમનાટી ઉપજાવે તેવી સ્થિતિ જણાશે. આમ સંસ્કૃતિને સ્થાને વિકૃતિ આવવા પામી છે. વૈદ્ય-ડૉક્ટરો કહે છે કે મનુષ્યનું આયુષ્ય દિવસે દિવસે ક્ષીણ થતું જાય છે. જ્યાં બ્રહ્મચર્યનો અભાવ હોય ત્યાં આમ બને એ દેખીતું છે. વડીલો વડીલોની ફરજ ચૂકયા છે, નાનાં નાનાં બાળકોને ઢીંગલા-ઢીંગલી પેઠે પરણાવી દે છે. ઢીંગલા-ઢીંગલીનાં બીનજવાબદાર લગ્નોના લ્હાવા લેવાય, ત્યાં શક્તિના વિકાસને સ્થાન હોયજ કયાંથી? પતિપત્નીની પસંદગી કરવાની રહેજ કયાં? તેમજ પતિપત્ની પરસ્પર એકબીજા પ્રત્યેની ફરજો ચૂકતાં અસંતોષ અને અસમાનતા આવેજ.

આજે બ્રહ્મચર્યના આદર્શનો ભાંગીનો ભુક્કો થઇ ગયો છે. પ્રજા ધીમે ધીમે નબળી બનતી ચાલી છે. સર્વોત્તમ શક્તિસંપત્તિનો સદુપયોગ કરતાં આપણને નથી આવડતો. કેટલીય અણવિકસી કળીઓ રોળાઇ જાય છે, કેટલાંય જીવન છિન્નભિન્ન થઇ જાય છે, તે કોની દૃષ્ટિ બહારની વાત છે? આમ જ્યારે સમાજ અવનતિને પંથે પડે, વડીલો વડીલશાહી વાપરી પોતાની ફરજો અદા ન કરી શકે, ત્યારે તેનું વિષમ પરિણામ તેમનાં બાળકોને ભોગવવું પડે, ત્યારે દોષ કોને દેવો? માનવજાતિમાં જ્યારે સ્ત્રીજાતિ ઉપર અન્યાય થાય, સ્ત્રી એટલે કેવળ કામલોલુપતા, વિષયવાસના પોષવાની પૂતળી, પુરુષના હાથમાં રમકડું બને, એનો માલિક બની પુરુષ એનો સ્વચ્છંદીપણે ઉપયોગ

કરે, માલિકીહકથી એ એના ઉપર બળાત્કાર કરે, એના ઉપર જોહુકમી કરી અમાનુષી જુલમ ગુજારે, પોતાનો સ્વાર્થ સાધવા એ એના ઉપર પ્રપંચજાળ પાથરે, ત્યારે તેનો ઉદ્ધાર કેમ થાય?

આપણા સમાજના કાયદા જુઓ. આપણે સ્ત્રીપુરુષોના હકની સમાનતા વિસારે મૂકી છે. સ્ત્રી વિધવા થાય એટલે પુનર્લગ્ન ન કરી શકે, તેણે બળાત્કારે વૈધવ્ય પાળવું જ પડે. પણ પુરુષ તો વિધુર કે સધુર દશામાં પણ એક તો શું, પાંચ પાંચ વાર પરણી શકે, એ કયાંનો ન્યાય? સાઠ વર્ષનો ડોસો સોળ વર્ષની કિશોરી સાથે લગ્ન કરી તેને વૈધવ્યના કીચડમાં ધકેલે, તોય તેણે વૈધવ્ય પાળવાનું; એને માટે જવાબદાર કોણ? પુરુષ કે સ્ત્રી? એવી જાતનાં લગ્ન તે લગ્ન કે પ્રપંચ?

વડીલો, વિચારો, તમારે તમારાં બાળકોને સુખી કરવાં હોય તો બાળઉછેર તરફ દુર્લક્ષ ન આપો. બાળક અને બાળકીને પોતાની જવાબદારી અદા કરી શકે એવી કેળવણી આપો. સમાજે સ્ત્રીઓને કેળવણી નહિ આપવામાં બહુ જ અન્યાય કર્યો છે.

વડીલો, તમારે તમારાં બાળકોનું લગ્નજીવન સુખી કરવું હોય તો પરસ્પર પસંદગી કરવાની તક આપો. બાળલગ્નના બૂરા રિવાજને દફનાવી દો. વડીલશાહી ન વાપરો. પૈસાને લોભે અસંસ્કારી યુવાન સાથે સંસ્કારી કન્યાને યા સંસ્કારી યુવાન સાથે અસંસ્કારી કન્યાને લગ્નગ્રંથીથી ન જોડો. સંસ્કારનાં, સ્વભાવનાં તેમજ વયનાં કજોડાં ન કરો. તમે તમારો સ્વાર્થ તજી દો. અવરોધક નહિ બનતાં માત્ર માર્ગદર્શક બનો. બંનેને એકબીજાની પસંદગી કરવાની તક આપો.

ગૃહસ્થજીવન સુખી કરવું હોય તો પતિપત્ની પ્રત્યે સમાનતાની દૃષ્ટિ કેળવવી અનિવાર્ય છે. અસંતોષ કે ઉગ્રતા નહિ, પણ સહિષ્ણુતા અને પરસ્પર માનભરી લાગણી કેળવાય તો જ ગૃહજીવનની સુંદરતા માણવી શકય બને. નહિ જેવાં કારણોથી બનતા કજીઆનો પણ આ જ દૃષ્ટિએ અંત આવે. અને એ જ રીતે સંસાર પતનને પંથે નહિ, પણ ઉન્નતિને પંથે ચઢે.

વડીલો વિચારે, યુવાનો ચેતે, નીતિને બદલે અનીતિને ન નોતરે, અનીતિથી અવનતિ થશે. નીતિના નાશ સાથે આપણો પોતાનો જ નાશ થશે.

અવિધા  સોમાભાઇ લક્ષ્મીદાસ દેસાઇ

---*---

# વિરોધી ખળો

[સ્વતંત્ર છતાં ગયા અંકમાં 'રૂઢિબંધન'ના અનુસંધાન તરીકે—લેખક]

**પ્રેતભોજનની** કુરૂઢિ સામે જેહાદ જગાવ્યા પછી નરેન્દ્ર બેસી રહેવા નહોતો ઇચ્છતો. રૂઢિબંધનના લોખંડી અંકોડાને તડાતડ તોડવા માટે મહાસભાવાદી પ્રધાનમંડળે ઉપાડેલું પ્રૌઢશિક્ષણનું પગલું પ્રચાર કરવામાં વધુ સફળ થશે તેમ તેને લાગ્યું.

લોકો ભણેલા હોય તો બીજું તો ઠીક, પણ પોતાનું હિત-અહિત તો સમજે, એમ માની એણે રાત્રીશાળા ચલાવવા શિક્ષકોની મદદ લેવા ધાર્યું.

એ નિશાળમાં ગયો ત્યારે હેડ માસ્તરે પૂછયું: 'કેમ કાર્ડ બાર્ડ જોઇએ છે?' પોસ્ટનું કામ એ કરતા. અને તેમના અતડા સ્વભાવને લીધે પોસ્ટના કામ સિવાય કોઇ તેમની પાસે જતું નહિ, એટલે એમનો એ પ્રશ્ન સ્વાભાવિક હતો.

નરેન્દ્રે કહ્યું: 'ના, મારે આપની સાથે થોડી વાત કરવી છે.' બાળકો સાથે આખો દહાડો માથાકૂટ કરતા માસ્તર થોડીક શું વધારે વાતથીય કંટાળે તેમ ન હતા. તેમણે કહ્યું: 'બોલો.'

ઊભા રહેલા નરેન્દ્રે કહ્યું: 'એમ ઊભાં ઊભાં વાત થાય એમ નથી.'

મુખી સિવાય કદી કોઇનેય આસન ન આપતા માસ્તરે પોતાની આગળ પગ લાંબા કરવા પડેલા ટેબલને બતાવતાં કહ્યું: 'બેસો.'

નિશાળને બીજે ખૂણે બેઠેલા શિક્ષકે પોતાની પાસે પડેલા સ્ટૂલને મોકલવાનું કહ્યું. પણ માસ્તરે તેનો અસ્વીકાર કર્યો. એ ત્રણેય વર્ષ એકી સાથે પાસ થઇ સીનિયર થઇ ગયા ત્યારથી એમને પોતાની બુદ્ધિનું અભિમાન હતું, એટલે એમની સત્તા નીચેની નિશાળમાં કોઇ એમની સામે છાતી કાઢીને બેસે તે એ કદીયે સાંખતા નહિ.

નરેન્દ્ર ન છૂટકે ઊંચા ટેબલ ઉપર પગ લટકાવીને બેમનાં, માસ્તર સામે જોઇ બોલ્યો: 'તમારી મદદની જરૂર છે.'

નરેન્દ્રના પ્રેતભોજનના સુધારાને જાણતા માસ્તરે કહ્યું: 'તમારા સુધારા વાળા ભેગા અમારું કામ નહિ. અમે તો સરકારી નોકર રહ્યા એટલે કોઇના ભેગા ન ભળાય.'

નરેન્દ્ર: 'આમાં કોઇના ભેગા ભળવાનું નથી. આ તો પ્રજાનું કામ છે.'

માસ્તર: 'પ્રજા ભેગા ભળીએ તો સરકારી નોકરી રહે ખરી!'

નરેન્દ્રને એમની પાસેથી કામ ન લેવાનું ઠાન તો એનું ઊછળતું લોહી

ક્યારનું ય કહી દેત: 'પ્રજાના માણસો તો અત્યારે પ્રધાનો છે, પછી નોકરી કોણ લેઇ લેવાનું છે?' પણ એણે શાન્તિ રાખી કહ્યું: 'આ તો સરકારી કામ કહે તોય ચાલે.'

સરકારી શબ્દ સાંભળી કંઇક સાંભળવાની માસ્તરે ઇંતેજારી બતાવી: 'કહો ત્યારે.'

નરેન્દ્ર: 'આપણે રાત્રે નિશાળ ચલાવીએ તો...'

નરેન્દ્રનું વાક્ય એમ ને એમ રહ્યું ને માસ્તર બરાડી ઊઠયા: 'ના ભાઇ, ના. એ તો હું સમજી ગયો. અભણોને ભણાવવાનું ધતિંગ નીકળ્યું છે. ડેપ્યુટી સાહેબે એ તમારા પ્રૌઢશિક્ષણ માટે પુછાવ્યું હતું, પણ મેં તો ચોકખું જણાવી દીધું કે અહીં કોઈ તેનો લાભ લે તેવું નથી.'

થાકે ખાઇને એ આગળ બોલ્યા: 'જખ મારી આ માસ્તર થયા તે! જે આવ્યો તે લફરું ખોસતો આવ્યો! પુસ્તકાલયો, તો કહે માસ્તર ચલાવે! દવાખાનું, તોય માસ્તર! બળિયા કોણે નથી ટંકાવ્યા તેની યાદી, તોય માસ્તર કરે! કવીનીનની ટીકડીઓ લોકોને કોણ વહેચે? ઢોરગણત્રી કોણ કરે? ઘર ઉપર નંબર કોણ લખે? વસ્તીગણત્રી કોણ કરે? તો કહેશે માસ્તર! ને બાકી હતું તે તમે રાત્રીશાળા લેઇ આવ્યા. આટઆટલું કામ કર્યા પછી અમારે તે બૈરાંછોકરાંના રહેવું હશે કે નહિ!'

નરેન્દ્ર સભ્યતાનો જવાબ આપ્યા સિવાય ચાલતો થયો. એ ગયો એટલે માસ્તરે શિક્ષકોને પોતાની પાસે બોલાવી કહેવા માંડયું: 'જોયું! આ બે ચોપડી ભણ્યા એટલે સેવા કરવા નીકળ્યા. રાત્રે લોકોને ભણાવો, જાણે એના બાપના નોકર હોય તેમ. ભણો તો ભણો, નહિ તો પડો ખાડામાં. પૈસા મારી ખાવાના હોય ત્યારે પટેલ-તલાટી-ફોજદાર જાણે. કોક દહાડો બારમું જમતા તેય મારાં બેટાંએ બંધ કર્યું. હું કંઇ એના બાપનો દબાએલો છું? ચોકખું સંભળાવી દીધું!'

વાત પૂરી થઇ એટલે ટેમલ કરતા ઊભા રહેલા શિક્ષકો ચાલ્યા ગયા.

નરેન્દ્રે એ વાત ઉપર બે પાંચ દહાડા વિચાર કર્યો, એવામાં એણે વર્તમાનપત્રમાં વાંચ્યું કે પ્રૌઢશિક્ષણની તાલીમ માટે ગુજરાત વિદ્યાપીઠમાં વર્ગ ખોલવાનો છે. એની એક મુશ્કેલી દૂર થઇ. પણ એકને બદલે બે ત્રણ જણ તાલીમ લેઇ આવે તો કામ સંગીન થાય. એણે ચુનીભાઇને વાત કરી: 'ગામમા જલદી સુધારો કરવાનો એક સરળ ઉપાય છે.'

સુધારાના બાબતમાં સદાય ઉત્સુક રહેતા ચુનીભાઇએ પૂછ્યું: 'કયો?'

નરેન્દ્ર: 'રાત્રીશાળા ચલાવી લોકોને લખતાવાંચતા કરીએ, તો એક પંથ ને દો કાજ થાય. આપણા વિચારો ઝટ અમલમાં આવશે.'

ચુનીભાઈએ કહ્યું: 'રાત્રે તો હું નવરોજ છું. હું ય મદદ કરીશ.'

'પણ એમાં એક મુશ્કેલી છે. આપણને ભણાવતાં આવડે નહિ ને અવળી રીત લેઈ બેસીએ તો લોકોમાં નહિ આવડે એવી બીક પેસી જાય, પણ એનો એક ઉપાય છે. વિદ્યાપીઠમાં એનો વર્ગ નીકળવાનો છે. જો જઈ આવીએ તો?'

ચુનીભાઈ: 'કેટલો વખત?'

નરેન્દ્ર: 'મે માસની પહેલી તારીખથી એક મહિનો.'

ચુનીભાઈએ સંમત થતાં કહ્યું: 'તો તો આવું. હમણાં ખેતીનું કંઈ કામ નથી.'

નરેન્દ્ર અને ચુનીભાઈ પ્રૌઢ શિક્ષણની તાલીમ લેવા ગયા, ત્યારે ગામના લોકો જાણે કંઈ ના જોયું હોય તેવું કંઈક લાવશે તેમ માની બેઠા. બીજી બાજુ ગામમાં પોતાનો સોટો ચલાવતું છોટાભાઈનું મોવડીમંડળ પોતા ઉપર એની શી અસર થશે તે વિચારતું હતું.

વીરાભાઈ: 'છોટાભાઈ! પેલો નરેન્દ્ર કંઈ બીજું ધાંધલ મચાવવાનો છે કે શું?'

ગોકળભાઈ બોલ્યા: 'ખરૂં છે, છોટાભાઈ! એ એકલો હોત તો ઠીક, પણ તેમાં પેલો ચુનીભાઈ ભળ્યો એ વધારે ખરાબ. એ તો કોઈની શરમ રાખે તેવો નથી.'

જેસંગભાઈ ભૂતકાળના પ્રસંગનો દાખલો લેઈ બોલ્યા: 'અને આ એક વાતમાં ન જોયું? બે વરસમાં તો બારમાં બંધ થઈ ગયાં. મેં હિસાબ ગણ્યો તો દસ બારમાં ન થયાં, તેમાં આપણા બે હજાર રૂપિયા વ્યાજે ફરતા અટક્યા પડ્યા. માટે કંઈક એવું કરો કે મારા બેટા પછી ગામમાં કંઈ માથું જ ન મારે.'

વીરાભાઈએ ફરી પૂછ્યું: 'પણ અમદાવાદ એ શું લેવા ટળ્યા છે?'

પોતાના મંડળના સર્વ સભાસદોની વાત સાંભળ્યા પછી પ્રમુખસ્થાનેથી છોટાભાઈ બોલ્યા: 'હવે તો આપણે આંધળેબહેરૂં કરી ખાતાં ઉપર અંગુઠા ચંપાવીએ છીએ તે નહિ ચાલે.'

સર્વથી વધુ ધીરધારનો ધંધો કરતા જેસંગભાઈ ભડક્યા: 'હેં! શું કહો છો?'

છોટાભાઈ વધુ ભડકાવતાં બોલ્યા: 'હેં શું? બધા ભણીને દેખતા થયા એટલે તમારા પાછલા હિસાબનાં નળિયાં ને તળિયાં તપાસશે.'

પણ થોડા વિચાર પછી એ સર્વ અશક્ય લાગ્યું હોય તેમ જેસંગભાઇએ કહ્યું: 'આટલી મોટી ઉમરે તે શું એમના બાપનું કપાળ ભણવાના છે? ને એ ભણવા નવરાય ક્યાં મુઆ છે?'

છોટાભાઇ: 'તમે તો ગાનપુરની બહાર નીકળો ત્યારે ખબર પડે ને? સાબરમતી જેલના કેદીઓને ભણાવવા માંડ્યા તો પછી આ લોકો ભણશે એમાં શી નવાઇ?'

'શું કહો છો?' ખોટાં પાડી લીધેલાં પોતાનાં ખાતાં રદ થશે કે શું, તેની ચિંતા કરતા જેસંગભાઇ બોલ્યા.

ગોકળભાઇ: 'એટલા બધા સુધરી જશે તો બારમું તો રહ્યું, પણ લગનમાંય દેવું કરી ખર્ચ કરવાના નહિ.'

પણ પ્રૌઢશિક્ષણ સફળ થાય તો એનું પરિણામ શું આવે તે સમજતા છોટાભાઇ બોલ્યા: 'પછી તો તમારી પટલાઇ પણ ક્યાંથી રહેશે?'

'એટલે આજકાલનાં એ છોકરાં કરશે એ થશે એમ?' પોતે નહિ કલ્પેલી સ્થિતિ આવશે, એ સમજી વીરાભાઇ ખીજાયા.

છોટાભાઇ: 'હવે તો એ લોકો રાત્રે રોજ ભેગા થવાના, એટલે ધીમે ધીમે એવો પ્રચાર કરશે કે લોકો એમની આંખેજ જોવાના. મને તો એ ભણશે એની ચિંતા નથી, પણ આપણા ગટી એમના થશે, અને આપણી સામે ક્યારે થાય એય શું કહેવાય?'

જેસંગભાઇ: 'છોટાભાઇ, કંઇક ઉપાય કરો, નહિ તો એ લોક આપણા પોળામાં ધૂળ નાખશે!'

પોતાને કાવાદાવામાં એક્કો માનતા છોટાભાઇએ કહ્યું: 'એ આવીને શું કરે છે, તે જોયા પછી એમનો ઘાટ ઘડું છું.'

નરેન્દ્ર અને ચુનીભાઇ તાલીમ લેઇ આવે તે પહેલાં છોટાભાઇએ તેમની વિરુદ્ધ પ્રચારનાં ચક્રો ગતિમાં મૂક્યાં. ગામમાં વાડીલાલ શેઠ સૌથી મોટા વેપારી હતા. એમની દ્વારા બધા વેપારીઓને કાબુમાં લેઇ, આવતા પાણી સામે પાળ બાંધવાનો તેમણે વિચાર કર્યો.

છોટાભાઇએ શેઠને પોતાનું હથિયાર બનાવતાં કહ્યું: 'શેઠ, હવે થોડા દહાડા દાંડી ચાંપીચૂંપી કરી લો.'

શેઠે ચોપડો બંધ કરતાં કહ્યું: 'કેમ એમ બોલ્યા, છોટાભાઇ?'

છોટાભાઇએ વાત લંબાવી: 'ત્યારે તમે ગામમાં રહો છો કે સીમમાં?'

શેઠ: 'તમારી જેમ અમને ગામની વાતો ઓછીજ મળે છે?'

છોટાભાઈ: 'નહિ મળતી હોય તો થોડા દહાડા પછી મળશે.'

'ના ના, તોય?' શેઠે આતુરતા બતાવી.

'હવે તો અભણને ભણવાની રાત્રિશાળા નીકળવાની છે.'

'હા, સાંભળ્યું છે ખરૂં. જગજીવનનો નરેન્દ્ર અને ચુનીભાઈ કંઈક ભણવા ગયા છે ખરા.' શેઠે જાણતા હતા તે જણાવ્યું.

છોટાભાઈ: 'લોકો ભણ્યા એટલે આંધળે બહેરૂં નહિ ચાલે.'

શેઠ: 'તેમાં અમારે શું? અહીં તો માલ આપવો છે ને પૈસા લેવા છે.'

છોટાભાઈ: 'પણ તમારો વેપાર રહેશે ત્યારે ને?'

શેઠ: 'તે એ વેપાર તો નથી કરવાના? ને કરશે તોય દરેકનું નસીબ ક્યાં જતું રહ્યું છે?'

છોટાભાઈએ શેઠની તળે રેલો આવે તેમ તોપ મારી: 'વેપારેય લેઈ લેશે ને નસીબેય લેઈ લેશે. ભાઈ ભણ્યા, પણ એમને સારૂં કંઈ નોકરી તૈયાર કરી મૂકી છે? ગામમાં રહી બીજું એ શું કરશે? લોકોને ભણાવવાનું તો બે પાંચ મહિના ચાલશે અને તેમાં ઓછો પૈસો મળવાનો છે? એ તો કહે છે કે બસ મારે ગામમાં રહી સુધારો કરવો છે. ખોટા રિવાજો કાઢી નાખી લોકોને દેવામાંથી છૂટા કરવા છે. વેપારીઓ એમને લૂંટી લે છે એટલે સસ્તા અનાજની દુકાન કાઢી લોકોને ઓછામાં ઓછી કિંમતે માલ આપવો છે અને તેમના અનાજના વેચાણમાં વચ્ચે વેપારી જેવા દલાલો કાઢી નાખી સીધો સારે ભાવે માલ વેચી આપવો છે.'

શેઠ કંઈ ન બોલ્યા એટલે એમની કચાસ રહી ન જાય તેથી એમણે ઉમેર્યું: 'વેપારમાં ખોટ આવશે તોય એમને શી પડી છે? મફતનાં ઉછેદીઆં મળ્યાં છે, નહિ તો જગજીવન આ ધાંધલ કરવા દે?'

ગળે ઊતર્યું હોય તેમ શેઠે કહ્યું: 'કરે તો ના ન કહેવાય.'

આ પછી બંનેએ ધીમે ધીમે વાતો કરી. છોટાભાઈએ શેઠને ચેતવ્યા કે આવું ધાંધલ ગામમાં પેસે તે પહેલાં બધા વેપારીઓને જણાવી દેવું, દરેકે પોતાના ઘરાકોને શિખામણ આપવી કે આજના ઉછાંછળાં છોકરાં ભેગા ભળશો તો કોઈ ઉધાર મીઠું ય નહિ આપે.

બીજી બાજુ જનતામાં વિરુદ્ધ પ્રચાર કરવા છોટાભાઈએ મનોરભાઈને કામ સોંપ્યું હતું. પોતે ઉઘાડા ન પડે ને ધાર્યું કરવું એ પ્રચાર જેવો તેવો નથી.

ફળિયામાં સાંજે બધા થાક્યા પાક્યા હુક્કો પીતાં તડાકા મારતા હોય

ત્યારે મનોરભાઇ એમને સોંપેલું કાર્ય હાથમાં લેતા: 'જાણ્યું કે મરઘાભાઈ, પેલો જગજીવનનો નરેન્દ્ર અમદાવાદ કેમ ગયો છે?'

મરઘાભાઇ: 'કહે છે તો ખરા કે આવીને અભણ હશે તેગને રાતે ભણાવવાનો છે.'

બકોરભાઇ: 'ના ભણ્યા તે પસ્તાઇએ છીએ. આટલી ઉમરે થોડું ઘણું આવડે તો સારું ખરું.'

અવળી દિશાએ પ્રચાર થતો જોઇ મનોરભાઇ તડૂક્યા: 'શું તમેય બકોરભાઇ, સાચું માનો છો?'

'ત્યારે?'

'એ તો બધું પોલંપોલ! ધતિંગ છે ધતિંગ!'

'શું કહો છો?' કંઇક નવું સાંભળી બકોરભાઇએ પૂછ્યું.

મનોરભાઈ: 'ખોટું કહું છું? દરેક સ્વાર્થી છે.'

બકોરભાઇ: 'લોકોને ભણાવવામાં એને શો ફાયદો?'

મનોરભાઇ: 'ધૂળ ભણાવવાનો છે? એ તો બધું છેતરવાનું!'

બકોરભાઇ: 'એમાં છેતરાવાનું ક્યાં છે?'

મનોરભાઇ: 'એ જ ખુબી છે ને! અત્યારે ગાંધીના પ્રધાનો છે એ તો તમે જાણો છો ને?'

'એ તો છે સ્તો.'

'એમણે આ ભણાવવાનું કાઢ્યું છે. રાત્રે દિવાબત્તીનું ખર્ચ થાય તે સરકાર આપશે. ....'

મરઘાભાઇ: 'એ તો બહુ સારૂં.'

મનોરભાઇ અકળાઇને બોલ્યા: 'સારૂં તો છે સ્તો! પણ આપણા લોકો સારા હોય ત્યારે ને? ગઇ સ્વરાજની ચળવળમાં ગાંધીને બહાને લોકો ન્યાલ ન થઇ ગયા?'

'ઘણાય.' સત્યાગ્રહનો ઇતિહાસ જાણ્યા વગર બકોરભાઇએ કહ્યું.

પોતાના પાટા ઉપર ગાડી આવી જાણી મનોરભાઇ બોલ્યા: 'તેવું જ આ. અત્યારે ભણેલા અહીં તહીં ટિચાય છે. એમને કોઇ નોકરી નથી આપતું એ તો આપણે જાણીએ છીએ. આ નરેન્દ્રે પેલું 'ગેજ્યુએટ' કહે છે ને? તેની પરીક્ષા આપી છે. પાસ થયો કે નહિ તે જણાયું નથી. પણ કોઇ સાલ નપાસ નથી થયો એટલે પાસ તો થશે. હવે નોકરીમાં પેસી જવા ફરે છે.'

મરઘાભાઇએ શંકા બતાવી: 'પણ આમ કરવાથી કોણ નોકરી આપવાનું છે?'

મનોરભાઇએ સમજણ પાડી: 'આપણે એ ભણેલાના કાવાદાવ ઓછા સમજીએ છીએ? હું ય ક્યાંથી જાણું? પરમ દહાડે વાડીલાલ શેઠના દાવામાં સાક્ષી પૂરવા ગયો હતો, ને સ્ટેશન માસ્તર શેઠ જોડે વાત કરતા હતા, તે સાંભળ્યું. માસ્તરેય અંગ્રેજી ભણેલા એટલે એ તો એકબીજાને વાત કરે ને? નરેન્દ્રે અમદાવાદ જતાં એમને કહ્યું હતું કે: 'આ તો બધું પોલંપોલ છે. ગાંધીવાળા પ્રધાનો છે એટલે ખાદી પહેરી, આવું રાત્રે ભણાવવા જેવું એ પાંચ મહિના કર્યું અને પ્રધાનો તો હમણાં ગામડાંમાં ફરે છે, એટલે એકાદ વખત ગામમાં બોલાવી લાવી ઉપર ઉપરથી ભભકો બતાવ્યો, એટલે બેડો પાર! એક સર્ટિફીકેટ લખી આપે એટલે એ નોકરી!'

ભેદી બાતમીથી ફીદા થઇ ગયા હોય તેમ ગરધાભાઇ બોલ્યા: 'ખરું તમે ખોળી લાવ્યા, મનોરભાઇ!'

મનોરભાઇ: 'અને મારા બેટાએ ગામમાં કેવી વાત ઉડાડી છે! જાણે લોકોને ભણાવી એમનું ભલું ન કરી નાખવાના હોય!'

પોતાની એક આંખ ફોડવાથી પાડોશીની બે આંખ ફૂટતી હોય તો વગર સ્વાર્થે કાણો થવા તૈયાર રહેનારની માફક ભગોરભાઇ બોલી ઊઠ્યા: 'આપણે લીધે એને મફતની નોકરી મળવાની હોય તો ચેતતા રહેવું.'

આ પ્રમાણે ખાસ પ્રૌઢશિક્ષણની વિરુદ્ધનું નહિ, પણ લોકો એમના ભેગા ન ભળે તે માટે તેની વિરુદ્ધનું વાતાવરણ તૈયાર કરી રાખ્યું. તોપણ નરેન્દ્રે અને સુનીભાઇએ રાત્રિશાળા ચાલુ કરી ત્યારે વિરોધનાં વાદળ ધીમે ધીમે વિખેરાઇ જઈ સફળતાનો ચંદ્ર એની ચઢતી કળાએ પ્રકાશવા લાગ્યો. બીજાં ગામોમાં સ્ત્રીઓના વર્ગ ચાલે છે તેમ અહીં શરૂ કરશે તો તેમને વગોવીને ચઢાવશે, એમ માની બેઠેલા છોટાભાઇ એમાંય સફળ ન થયા. સ્ત્રીવર્ગ ન નીકળ્યો.

એક વખત ફોજદાર સાહેબ ફેરણી ઉપર આવ્યા ત્યારે છોટાભાઇએ કહ્યું: 'સાહેબ, હવે તો આ ગામમાં તમારા ગજ નહિ વાગે.'

ન સમજતાં ફોજદારે પૂછ્યું: 'શી બાબત?'

છોટાભાઇ: 'હવે અહીં તો થોડા દહાડામાં સ્વરાજ્ય આવવાનું.'

મહાસભાવાદી પ્રધાન મંડળ આવ્યું ત્યારથી પોલિસખાતાનો સોટો નરમ પડ્યો હતો, એટલે ફોજદારે કહ્યું: 'હજુ અહીં તો સારું છે કે આવીએ છીએ ત્યારે લાડુય મળે છે. બીજાં ગામોમાં તો ગાંડુ 'ખાઇએ ત્યારે. આ ગાંધીના પ્રધાનો થયા, એમણે તો અમારી પાસે થોડીઘણી સત્તા હતી

તેય લેઇ લીધી. એ તો કહે કેઃ 'પોલિસ તો લોકોની સેવા કરવા માટે છે; આપણે તો પ્રજાના સેવકો છીએ.' પછી શું રહ્યું? ત્યે મહિને પેલા કાસુ-મિયાંએ કંઇ દશ રૂપિયા લાંચ ખાધી હશે, તેને હીશ્રેડ કરી નાયબ ફોજદારમાં ઉતારી મૂક્યો.'

છોટાભાઇ: 'હવે તો અહીં પણ એવું થવાનું છે. નરેન્દ્ર કરીને એક ભણેલો પાક્યો છે, તે બસ આખા ગામને સુધારી દેવાનો છે, બેત્રણ મહિનાથી લોકોને ભણાવવાનો ધંધો લેઇ બેઠો છે.'

વાત સાંભળી ફોજદારે કહ્યું: 'એમાં તે શી નવાઇ હશે! આ પ્રવૃત્તિ તો ગામડે ગામડે ચાલે છે.'

છોટાભાઇએ તે સામેનો વાંધો રજૂ કર્યો: 'બીજાં ગામે તો થવાનું હશે તે થશે, પણ અહીં તો એ બહાને લોકોને ભેગા કરી એ ઉશ્કેરી મૂકવાનો.'

મહિને દહાડે એકાદ વાર એકાદ કલાક ગામમાં આવી જતા ફોજદાર એમની ઊંડી વાત ન સમજ્યા, એટલે પૂછ્યું: 'એ તમારી સામે શું ઉશ્કેરી મૂકવાનો છે?'

છોટાભાઇ: 'ફોજદાર સાહેબ, હજુ તો તમે ગામની બાબત જાણતા નથી. એક વાર તો એણે બારમાં બંધ કરવાનું તૂત ઊભું કરી નાતમાં ભામલા પડાવ્યા. વળી હવે એણે ભણાવવાનું ધાંધળ મચાવ્યું છે. કોને ખબર કે કાલ ઊઠીને એ લોકોને એવું નહિ શિખવાડે કે લોકોને લીધેલા રૂપિયા આપશો નહિ? તમારા જેવા અમલદારો સામેય ખોટું ખોટું નહિ ભરાવે તેની શી ખાત્રી?'

આટલું જણાવ્યા છતાં ફોજદાર સાહેબ ન બોલ્યા, એટલે એમણે પોતાનો જે મૂળ ઉદ્દેશ હતો તે કહ્યો: 'સરકાર વિરુદ્ધ લોકોમાં પ્રચાર કરે છે, એવો આરોપ મૂકીને આ બધું ધાંધળ દબાવી દેવાય એવું કંઇ કરો ને.'

જૂનોનવો જમાનો જોએલા ફોજદાર બોલ્યાઃ 'મુખી, એ પહેલાંનું ફોજદારી ખાતું ભૂલી જાઓ. તે વખતે તો ગમે તેવો શાહુકાર હોય તોય ચોરામાં બોલાવી બે ગાળો ભાંડી હોય તોય કોઇ પૂછનાર નહિ. અને અત્યારે તો મેં ના કહ્યું? મૂળ ધણી જ ઊઠીને એવું કહે કે અમે તમારા સેવક છીએ, પછી અમારું શું ચાલે? તેમાંય રાત્રિશાળાની યોજના તો સરકારે હાથ ધરી છે, એટલે એમાં વાંકુંચૂકું કરવા જઇએ તો નોકરીજ ખોઇ બેસીએ. માટે પહેલાંની વાત તો ભૂલીજ જાઓ.'

છોટાભાઈનો એ છેલ્લો પાસો ય ઊંધો પડ્યો. ગામડાંને દૂર રહ્યાં રહ્યાં નિહાળતા કવિઓ, કલાકારો, લેખકો, દેશસેવકો, વગેરેને શુભમાંય અશુભ જોતાં વિરોધી બળોની કેટલી કલ્પના આવે? પ્રૌઢ શિક્ષણનો વિરોધ? કોઈ સાચું માને? વિકાસને રૂંધતી દિવાલો ગ્રામસેવકના માર્ગમાં તો કેટલીય પડી છે, પણ નરેન્દ્રે એ બધો વિચાર કર્યા પછી કામ ઉપાડ્યું હતું. અને સાચી ધગશને પ્રતાપે પ્રૌઢશિક્ષણ સફળ થતું ચાલ્યું.

ગામડાંમાં પડેલા વિરોધી કંટકોને વાળીઝૂડી સાફ કરવાનું કામ આજના યુવકોનું છે. આજનો યુવક એ ધર્મ બજાવશે?

નેદ્રા (તા. પાદરા) ઈશ્વર પેટલીકર

—*—

## દયાળ–બાગ

### એક આદર્શ સંસ્થા

[સ્વામીનારાયણના કારભારીઓ ઝઘડા કરી લાખો રૂપિયા કોર્ટકચેરીઓ ને વકીલોના ઘરભેગા કરે છે, તે વિષે ગયા અંકની પ્રસંગકથામાં (પૃષ્ઠ ૪૬ ઉપર) ટકોર કરી હતી અને તેમની લક્ષ્મીગંગાને કંઈક દાનમાર્ગે વાળવાની સૂચના કરી હતી. ત્યે તો એ અને બીજા ધનાઢ્ય સંપ્રદાયના આચાર્યોને અને કારભારીઓને એવા દાનમાર્ગનું સૂચન મળે એટલા માટે એક સંપ્રદાય એ દિશામાં કેવું કરી શકે તે બતાવવા નીચેનો 'લોહાણા હિતેચ્છુ'માંનો લેખ અહીં ઉતાર્યો છે. —તંત્રી]

**હિંદમાં** સેંકડો સંપ્રદાયો છે. એ સંપ્રદાયો આધુનિક પ્રજાને યોગ્ય ધાર્મિક, આધ્યાત્મિક અને આધિભૌતિક ઉન્નતિને માર્ગે લેઈ જતા હોય એવી મારી માન્યતા નથી; પરંતુ રાધાસ્વામી સંપ્રદાય જે રીતે એના એક લાખ અનુયાયીઓને શ્રેષ્ઠ નાગરિકો બનાવે છે અને ધાર્મિક શિક્ષણ આપે છે તે મને આકર્ષક લાગ્યાં. હું હમણાં પ્રવાસે નીકળ્યો હતો. આગ્રામાં મેં દયાળ–બાગની સંસ્થા જોઈ. મને એ ખૂબ ગમી. એનું સંક્ષિપ્ત વર્ણન જાહેર વાચકો પાસે રજુ કરવા રજા માગી લેઉં છું.

સને ૧૮૬૧માં શ્રી રાધાસ્વામી સંપ્રદાયની સ્થાપના શ્રી સ્વામીજી મહારાજે કરી હતી. તેના પાંચમા પુરુષ શ્રી સર આનંદસ્વરૂપ સાહેબજી મહારાજે પચીસ વરસ ઉપર શ્રી દયાળ–બાગની સ્થાપના કરી છે. શ્રી રાધાસ્વામી સંપ્રદાય ઈશ્વરી સંપ્રદાય છે. જેને સમય શ્રી પરમાત્માની સમૂહપ્રાર્થના કરવી એ દરેક સત્સંગી ઉપર ફરજિયાત છે. પચીસ વરસ ઉપર શ્રી. સાહેબજી મહારાજે

આ ધાર્મિક સંસ્થાને લોકોપયોગી સંસ્થાઓમાં ફેરવી નાખવા પ્રયાસો કર્યા. એઓએ આ આદર્શ દયાળ-બાગની સંસ્થા ઊભી કરી એને પ્રફુલ્લિત બનાવી છે. સને ૧૯૧૫માં ૪ એકર જમીન મેળવીને એનું મુહૂર્ત કરવામાં આવ્યું. હમણાં એનો વિસ્તાર ૩૫૦૦થી ૪૦૦૦ એકરનો છે લગભગ ૫૦૦૦ માણસો એ સંસ્થામાં વસે છે; ૧૦૦૦ વિદ્યાર્થીઓ હુન્નરકળાનું ને ઉદ્યોગોનું શિક્ષણ મેળવે છે.

સભાએ દયાળ-બાગ સંસ્થાની, પાંચ હજાર રૂપિયા સત્સંગીઓ પાસેથી મેળવી સ્થાપના કરી. હમણાં એના ઉપર ૭૫ લાખ રૂપિયા રોકાયા છે. એનો વિકાસ ઘણો સુંદર થયો છે. ૧ કોલેજ, ૧ હાઇસ્કૂલ, ૧ હુન્નરઉદ્યોગની કોલેજ, ૧ કન્યા હાઇસ્કૂલ, ૧ મોટી પશુશાળા અને ૫૨ ઉદ્યોગોનાં કારખાનાં દયાળ-બાગ નિભાવે છે. સંસ્થા પોતાને માટે વિદ્યુત્બળ મેળવવા માટે સ્વતંત્ર કારખાનું ધરાવે છે. સંસ્થાને માટે ચોકખું જળ પૂરું પાડવાની પણ પોતાને ખર્ચે બાંધેલા પંપો અને નળોની વ્યવસ્થા છે. પોતાના રહેવાસીઓની સગવડ માટે એક બેંક, સહકારી મંડળ, પોસ્ટ ઑફિસ, તાર ઑફિસ છે. ૩૫૦૦ એકરની જમીનમાં અનેક કારખાનાં છે. અંદર હરવા ફરવા માટે માઇલોના પાકા રસ્તા છે; રહેવાસીઓની રમતગમત માટે મેદાનો છે. દવાખાના માટે રાહ જગીયા છે. ૫૦૦૦ માણસોની વસતિવાળું પહોળા પાકા રસ્તાવાળું એ સુંદર નાનું શહેર આગ્રાથી એક માઇલ દૂર વસ્યું છે.

આ મોટી સંસ્થા રાધાસ્વામી સંપ્રદાયના સદ્ગુરુના ઉત્સાહ અને ચેતનાથી સત્સંગીઓ નિભાવે છે. કાર્યકર્તાઓ, પેન્શનરો અને સત્સંગીઓને રહેવા માટે સહકારી ધોરણે બગીચાવાળાં નાનાં રમ્ય ગૃહો બાંધવામાં આવ્યાં છે; તેમાં સહકારી ધોરણે રહેવાસીઓને ઉપયોગની સર્વે વસ્તુઓ મેળવવાના સ્ટોરો પણ સભાજ નિભાવે છે. પહોળા વિશાળ રસ્તાઓ ઉપર નાના બગીચાઓથી શોભતા સરખી લીટીમાં બાંધેલા અને સર્વે સાધનો ધરાવતા નાના બંગલાઓ દીપી નીકળે છે. રસ્તાની બંને બાજુઓએ વૃક્ષો વાવેલાં છે. પાંચ જુદા જુદા વિભાગો વસાવી તેનાં નામો પ્રેમનગર, સ્વામીનગર, શ્વેતનગર, કાર્યવીરનગર અને સંપત્તાશ્રયનગર પાડવામાં આવ્યાં છે. તેમાં એકમાં પેન્શનરો, બીજામાં કાર્યકરો, ત્રીજામાં શિક્ષણસંસ્થાઓ, ચોથામાં ઉદ્યોગનગર અને પાંચમામાં પશુશાળા અને દૂધમાખણ-શાળા છે.

પોતાને માટે સ્વતંત્ર વીજળીનું કારખાનું ઊભું કરવામાં આવ્યું છે. એમાંથી શક્તિ મેળવીને રસ્તાઓ; ઘરોમાં ને જાહેર સંસ્થાઓમાં રોશની પૂરી પડાય છે. બારન ઉદ્યોગસંસ્થાઓ પણ આ વીજળીની શક્તિથી ચાલે છે;

એ પોતાનીજ તેલની મિલમાં તેલ પીલે છે. પોતાની આટાની મિલમાં આટો પિસાય છે. પોતાનાં ખેતરોમાં શાકભાજી તૈયાર થાય છે. ફળ-ફૂલો પણ પોતાના બગીચામાંથી મળી શકે છે. પોતાની હૉસ્પિટલમાં બિમારોની માવજત અને ચિકિત્સા થાય છે. પોતાના સ્ટોરોમાં જિંદગીની સર્વે જરૂરિયાતો મળી શકે છે. પોતાની બેંકમાં શરાફી વહીવટ ચાલે છે. પેન્શનરોને નિયમિત પેન્શન મળ્યા કરે છે. હિસાબ એવો તો ચોકખો રાખવામાં આવે છે કે કોઇ જરા પણ આંગળી ચીંધી શકે નહિ. હિસાબ સર્વ નિયમિત રીતે ઑડિટ કરાય છે.

આધુનિક ઢબથી સ્થાપેલા સુવાવડખાતામાં ફરજિયાત સુવાવડ કરવા જવાની સ્ત્રીઓ માટે આજ્ઞા છે. આ સંસ્થામાં સ્વચ્છતા ઉપર ભારે ધ્યાન દેવામાં આવે છે. બધા રહેવાસીઓને સ્વચ્છતા શીખવવામાં આવે છે. આવા મોટા વિસ્તારના ૫૦૦ મકાનોમાં કે રસ્તાઓ ઉપર અથવા બાગબગીચાઓમાં ક્યાંયે કચરાનું નામ નહિ. ચારે તરફ ખૂબ કાળજીથી કચરો સાફ કરી નાખવામાં આવે છે. સૌ સાદાં અને સ્વચ્છ વસ્ત્રો પહેરે છે. સ્વાસ્થ્ય અને સુખશાન્તિના કાયદાનું બરાબર પાલન કરવામાં આવે છે. શ્રી. સાહેબજી મહારાજે શારીરિક અને માનસિક સિદ્ધિ ઉપર ખાસ ભાર મૂકીને બધાં સંસ્થાવાસીઓને એ વિષયોનું ખાસ શિક્ષણ આપ્યું હતું. આંખે ચોટે તેવી સ્વચ્છતા સર્વત્ર છે.

આપણા હિંદુઓ શિસ્તપાલનમાં પછાત ગણાય છે. રેલ્વે સ્ટેશન, નાટક, સીનેમા, મેળાગાં જ્યાં જાઓ ત્યાં એકબીજાને ધક્કામુક્કી આપતા સૌ જણાય છે. સૌ સૌના વારા મુજબ નિયમિત ગોઠવાઇને જવાની યુરોપની સુધરેલી પ્રજાની ટેવો આપણી પ્રજામાં હજી આવી નથી. દયાળ–બાગની સંસ્થામાં આ દૂષણ મારા જોવામાં આવ્યું નહિ. પગાર લેવા જનારાઓ, પેન્શન લેવા જનારાઓ વારાફરતી ગોઠવાઇને ઊભા રહે. કારખાનાંઓમાં પણ ક્યાંયે ધાંધલ નહિ, ધક્કામુક્કી નહિ. સૌ પોતપોતાનું કાર્ય સમજીને કર્યા કરે. સૌ હથિયારોને પણ *ગોઠવીને યોગ્ય સ્થળે મૂકેલાં હોય છે. સ્કૂલોનાં છોકરાછોકરીઓ અને* કૉલેજના વિદ્યાર્થીઓમાં પણ આ શિસ્તપાલન જોવામાં આવ્યું હતું. નિયમિતતા, શિસ્તપાલન અને એકધ્યાન એ આ સંસ્થાના આદર્શો છે. ધાર્મિક શ્રદ્ધાથી એનું પાલન કરવામાં આવે છે.

સંસ્થાનાં વિશાળ સ્થાપત્યો અને મિલકતો બધી સંસ્થાનીજ છે. કોઇ પણ સભ્યની ખાનગી માલિકીની કોઇ મિલકત નથી. દરેક બાળકને શિક્ષણ ફરજિયાત છે. વૈદક તપાસ પણ ફરજિયાત છે. મફત સારવાર મળે છે.

આધુનિક ઢબના સુવાવડખાતામાં સૌ સ્ત્રીઓની ફરજિયાત સુવાવડ કરાવાય છે. બાળકોને માત્ર પોપટિયા લખવા વાંચવાનું જ્ઞાન મળતું નથી, પરંતુ સૌને અમુક વય પછી પરીક્ષા પસાર કર્યા બાદ કારખાનાંઓમાં કામ કરવું પડે છે. ૭ માસ સુધી દરેક યુવક શિખાઉ રહે છે. પછી એનો પગાર ત્રીસ રૂપિયાથી શરૂ થાય છે. કામમાં જેમ જેમ પ્રવીણ થતો જાય છે તેમ તેમ એનો પગાર વધે છે. આ સંસ્થાનાં ઉદ્યોગમંદિરોમાં ૧૦૦૦ યુવકો કામ કરે છે.

દરેક ઉદ્યોગમંદિરનો એક વડો હોય છે. શરૂઆતમાં યુરોપથી શીખી આવેલા વિજ્ઞાન, રસાયણ અને વિદ્યુત્‌ના જ્ઞાતાઓ આ સંસ્થાઓના અધિકારીઓ નિમાતા હતા. હમણાં હવે અનુભવીઓને પસંદગી આપવામાં આવે છે. બધા રહેવાસીઓ સવારના વહેલા અને સાંજે વ્યાખ્યાન હોલમાં પ્રાર્થના અને ઉપદેશ માટે ભેગા થાય છે. આ સત્સંગમંદિર ચાર વરસ થયાં આખું આરસપહાણનું બંધાય છે. હજી અપૂર્ણ છે. પાંચ વર્ષ બીજાં લાગશે. એના ઉપર પચીસ લાખ રૂપિયા લગભગ ખર્ચ થવાનો અંદાજ સંભવ્યો છે. હિંદનું એક મહાન મંદિર બનશે. એમાં મૂર્તિ રાખતા નથી. માત્ર ગુરુનાં વચનો, પ્રાર્થના, ઉપદેશ થાય છે. પૂજા અર્ચના વગેરે નથી. મંદિરનો પ્લાન બહુ સુંદર છે.

સભાને પાણી કૂવાઓમાંથી મેળવવું પડતું હતું. સરકારની મંજૂરી મેળવી એણે યમુના નદીમાંથી એક નહેર પોતાના સંસ્થાનમાં વાળી છે. એમાંથી સંસ્થાન માટે જોઈતું પાણી પંપ કરીને તથા સ્વચ્છ કરીને સૌને પૂરું પાડવામાં આવે છે. વિશાળ પશુશાળાનાં પશુઓને માટે ઘાસચારો પેદા કરવા માટે આ નહેરના પાણીનો ઉપયોગ થાય છે. ચારે તરફ બે હજાર એકરોમાં ખેતી કરવામાં આવે છે. શાક, ફળફૂલ ઉગાડવામાં આવે છે. અનાજ પણ પેદા કરવામાં આવે છે. ખેતીવાડી પણ આધુનિક ઢબથી કરાય છે. અનેક યુવકોને ખેતી શીખવવામાં આવે છે. ખેતીવાડીખાતું અનુભવી સ્નાતકના હાથ નીચે છે. તેમાં યંત્રો અને છેલ્લી ઢબનાં ખેતીનાં સાધનો વાપરવામાં આવે છે. સંસ્થાની ચારે તરફ ખેતરોની લીલાશ રમણીય લાગે છે.

સભા પોતાના સભ્યોની જરૂરિયાત ઉપરાંત મોટી રકમના પાકા પદાર્થો તૈયાર કરે છે. કારખાનાંઓમાં તૈયાર બનતા બૂટો, વસ્ત્રો, રેશમી વસ્તુઓ, વિદ્યુત્‌ની વસ્તુઓ, ચામડાં, પેન્સિલો, હોલ્ડરો, નીબો, ફાનસો, ફાઉન્ટન પેનો, ગીલ્ટ કરેલી વસ્તુઓ, કાચનો સામાન, ચામડાનો સામાન, ચાકુ, છરી, કાંટાઓ, સાબુ, તેલો, રંગો, વગેરે અનેક પદાર્થો બને છે. એ સર્વે પદાર્થો

અને ધર્મના ભેદ વગર સૌને દાખલ કરે છે. સૌ વિદ્યાર્થીઓને ફરજિયાત હોસ્ટેલોમાં રહેવાનું હોય છે. વિદ્યાર્થીઓના સ્વાસ્થ્ય ઉપર દેખરેખ અને સંભાળ રાખવા માટે ખાસ પ્રબંધ કરાયો છે. રમતગમત, હોકી, ક્રિકેટ, ફૂટબોલની વ્યવસ્થા રખાય છે. વિદ્યાર્થીઓને પ્રવાસે લેઇ જાય છે. વિદ્યાર્થીઓ માટે દશ હજાર પુસ્તકોની મોટી લાઇબ્રેરી નિભાવે છે. એક સારૂં સંગ્રહસ્થાન—મ્યુઝિયમ પણ સ્થાપ્યું છે. એક બેન્ડ પણ વિદ્યાર્થીઓએ સ્થાપ્યું છે. વિદ્યાર્થિનીઓ માટે એક હાઇસ્કૂલ સ્થપાઇ છે. તેને માટે સુંદર સગવડો અને લાંબા મકાનો છે.

સંસ્થાનું ઉદ્યોગખાતું બહુ વિશાળ છે. બાવન જાતના ઉદ્યોગો માટે બાવન વિશાળ મકાનો બંધાવાં છે. વર્કશોપમાં સેંકડો યંત્રો ગોઠવાયાં છે. તેની પાછળ પંદર લાખ રૂપિયા ખર્ચ લાગ્યો છે. એના પેટામાં લુહારની ભઠ્ઠીઓ, ગાળવાની ભઠ્ઠીઓ, ઘડવાની એરણો, ઢાળો ઢાળવાની ભઠ્ઠીઓ છે. બીજી તરફે વીજળીનાં યંત્રો, કાંટાઓ, ગીલ્ટ કરેલી વસ્તુઓ, ચમચા, છરા, છરીઓ, વિજ્ઞાન અને વૈદકનાં સાધનો, ઝવેરાત, સોનીકામ, રમકડાં, વીજળીથી ચાલતાં ઘડિયાળો બનાવે છે. અહીં જ સુતારકામ શિખવવાનો ને ફર્નીચર બનાવવાનો વિભાગ છે. જંગલામાં ચામડાં કેળવવાનો વિભાગ છે. એને ખૂબ સ્વચ્છ રાખવામાં આવે છે. તેની પાડોશમાં ચામડાના બૂટો, પેટીઓ, પટા, વગેરે સામાન બનાવવાના મોટા વિભાગો છે. લાખોની કિંમતની ચામડાની વસ્તુઓ તૈયાર થાય છે.

કપાસનાં વસ્ત્રોની મિલમાં વીજળીથી ચાલતી લૂમો ચાલે છે. તે સિવાય હાથની ૧૫ શાળો છે. કંપની અમૃતસરમાં એક મોટી કાપડની મિલ ચલાવે છે. ઊનનાં વસ્ત્રો અને રેશમનાં વસ્ત્રો વણવા માટે જુદા જુદા વિભાગો છે. દશ બાર લાખ રૂપિયાની કિંમતની વસ્તુઓ ત્યાં તૈયાર થાય છે. જાત જાતના પદાર્થો અહીં બને છે. એ ઉદ્યોગોમાં ૧૦૦૦ માણસો કામ કરે છે. તેમાં મોટે ભાગે વિદ્યાર્થીઓ છે. આને સરકારી આશ્રય સારો મળે છે. કાપડખાતાની જોડમાં મોજાં, બદીઆન, ગળપટા બનાવવાનું કારખાનું છે. ફાઉંન્ટન પેનો અને કેટલીક જાતનાં સૂક્ષ્મ યંત્રો અહીં બને છે. આ સર્વ જાતની વસ્તુઓ બતાવવા માટે એક વિશાળ દૃશ્ય હોલ (Show room) બાંધેલો છે. વેચવા માટે જુદી દુકાન બીજા ભાગમાં છે.

સભાની ટેકિનકલ એટલે હુન્નરઉદ્યોગની કોલેજ જુદી છે. એના મકાન પાછળ રૂા. ૪૫૦૦૦ અને નિવાસગૃહ પાછળ રૂા. ૬૦૦૦૦ ખર્ચવામાં આવેલ છે. મોટરો રીપેર કરવા, વીજળીનાં યંત્રો બનાવવા, વીજળીશક્તિનું મોટું કારખાનું

અને એંજીનિયરિંગ ખાતું નિભાવવામાં આવે છે. ૧૧૦ એંજીનિયરો એમાંથી પસાર થાય છે. ૪૭ એંજીનિયરો મોટરની શાળામાંથી પાસ થયા છે.

દયાળ–બાગનું ટૂંકામાં વર્ણન કરવું એ એને સંપૂર્ણ ન્યાય નથી. પશુશાળામાં સરસમાં સરસ ગાયો નિભાવવામાં આવે છે. બે યુરોપિયન સાંઢો પણ ખરીદી મંગાવવામાં આવ્યા છે. લગભગ ૫૦૦ ગાયો ત્યાં છે. તે સિવાય ગામડીઆઓની ગાયોને પોતાની હકુમત નીચે લેઇ એમને પશુપાલનની આધુનિક રીતો શિખવવામાં આવે છે. હિંદની પ્રખ્યાત જાતનાં પશુઓ મંગાવી તેના ઉપર અખતરાઓ કરીને સારી જાતો શોધી કાઢવામાં આવે છે.

આપણા સર્વે ધર્મગુરુઓ આવી સંસ્થાઓ સ્થાપતા હોય તો કેવું સરસ!



## સમાજ, તારે પાપે

કાળી ભમ્મર જેવી અમાવાસ્યાની ઘોર અંધારી રાત્રી હતી. રાત્રીના બાર વાગ્યા હતા. બહાર જંતુઓનો કલકલ કરતો અવાજ પણ બંધ થઇ ગયો હતો. એક ટાંકણી પડે તોય અવાજ સંભળાય તેવી ઘોર રાત્રી, સુનકાર રૂપે વહે જતી હતી. તે વખતે એક ઘરમાં રાત્રે ફાનસના અજવાળામાં ત્રણ વ્યક્તિ કંઇક બોલી રહી હતી.

'લે, આ પી જા.' હાથીભાઇ બોલ્યા..

'શું છે?' શારદા બોલી.

'તારાં કરેલાં કર્મોનું પ્રાયશ્ચિત્ત.'

'એટલે?'

'અફીણ.'

'શા માટે?'

'રાંડ, પાછી 'શા માટે' પૂછે છે?' વિજયાલક્ષ્મીએ ટહુકાર કર્યો.

'પણ મેં એવું કયું ખોટું કર્મ કર્યું છે?'

'તારું શરીર તો જો.'

'એ કરનાર કોણ?'

'ચાલ હવે, જલદી પી જા.' હાથીભાઇ પોતાનું કરેલું કર્મ ખુલ્લું પડશે ધારી વચમાં બોલ્યા.

'લાવો.' શારદા બોલી. તે જીવનથી કંટાળી હતી. દુઃખદ જીવન રીબી રીબીને વિતાવવા કરતાં એક વખત મરી જવું તે શું ખોટું છે? તે પી ગઇ.

"આ બધુંય 'સમાજ, તારે પાપે!'" કહી તે સદાને માટે આ લોક છોડી પરલોક પહોંચી ગઈ.

* * *

શારદાના પિતા ગોપાળદાસે પોતાની પુત્રી શારદા માટે પૈસેટકે 'સુખી એવા કુળવાન હાથીભાઇના પુત્ર જયંતિલાલને પસંદ કર્યા હતા. જયંતિલાલને આ ત્રીજી વારની પત્ની હતી. જયંતિલાલની પહેલી પત્ની મરણ પામી કે તરત જ ગોપાળદાસે કુળના મોહમાં અંજાઇ શારદાનો વિવાહ જયંતિલાલ સાથે કર્યો. તે વખતે હકીકત જાણનાર ઘણાએ ગોપાળદાસને કહ્યું:

'ગોપાળદાસ, તમે ભૂલ કરો છો.'

'કેમ, શી ભૂલ કરૂં છું?' જાણવા છતાં ગોપાળદાસે પૂછ્યું.

'આના કરતાં શારદાને બીજે દો તો?'

'તો આ શું ખોટું છે?'

'તમને ખબર નથી કે જયંતિલાલને ભયંકર ક્ષયનો રોગ છે?'

'તે મૌ મટી જશે, મારા ભાઇ. પરંતુ કુળ સારૂં મળવું મુશ્કેલ છે.' કહી તેમણે વાત બંધ રાખી.

આ વાત શારદાએ જાણી ત્યારે તેના દિલને સખ્ત આઘાત લાગ્યો. પરંતુ તેનાથી તેના પિતા આગળ ઓછું બોલાય તેમ હતું? તેથી તે મનમાં ને મનમાં બળીને રહી. ગોપાળદાસે કુળના મોહમાં તણાઇ શારદાને પરણાવી પણ દીધી અને તેના દિલનું બળિદાન કુળના મોહયજ્ઞમાં અપાયું.

શારદા પરણીને સાસરે ગઈ, કે થોડા જ દિવસમાં ગોપાળદાસ મરણ પામ્યા. શારદાને સખ્ત આઘાત લાગ્યો, કારણ કે તેની માતા તો નાનપણમાં જ મરી ગઇ હતી અને જે પિતા પોતાને આશરારૂપ હતા તે પણ મરણ પામ્યા.

જયંતિલાલનો રોગ પણ દિવસે દિવસે વધતો જતો હતો, તેથી શારદાને વધુ ને વધુ ગભરામણ થતી. જો જયંતિલાલ જાય તો તેનું કોણ? આ કારણે તે મૂઢ જેવી બની ગઇ. તે પ્રભુની સ્તુતિ કરવા લાગી; પરંતુ એમ કાંઈ એ ગરીબનો બેલી ઓછું જ સાંભળે છે! થોડા જ દિવસમાં જયંતિલાલ પણ રામશરણ થઇ ગયા. શારદા ગાંડા જેવી થઇ ગઇ. તેને તો માત્ર આ બધું સિનેમાનો ચિત્રપટ જોતી હોય તેવું લાગ્યું, જાણે સ્વપ્ન જ! તે બાળવિધવા બની.

* * *

'અલી વાત જાણી કે?' શોભનાએ નદીને ઓવારે પાણી ભરતાં ભરતાં વાત કરી.

'કોની વાત કરે છે?' મીઠીએ પૂછ્યું.

'અરે! જવા દે તેની વાત, એ તો હવે છેકજ વંઠી ગઇ છે.' મધુરીએ વાતમાં વાત મિલાવી કહ્યું.

'અલી તેની સાસુ વિજયાથીયે નહિ કહેવાતું હોય?' ગંગા બોલી.

'પણ શી વાત છે? તે તો કહે?' અજાણ રસિલી બોલી.

'લો, આ તો જાણતાંય નહિ હોય!' શોભનાએ ફરીથી ટહુકાર કર્યો.

'ના, હું તો કંઇ નથી જાણતી, બેન.'

'તો સાંભળ, કાલે મારી જોડે તે પાણી ભરવા આવી હતી. વચમાં પેલો રસિકો મળ્યો, તેણે તેને બોલાવી અને તે ગઇ પણ. અને કેટલી બધી વાર વાતો કરી? હું ફરીથી પાણી ભરવા આવી ત્યાં સુધી. પછી મેં બોલાવી ને કહ્યું: શારદા, ચાલો હવે બહુ થયું, ત્યારે આવી.'

'એમ? એમ? પેલો તેના ગામ વાળો રસિક ને?'

'હા.'

'તે કાંઇ ખબર કહેવા આવ્યો હશે?'

'ના અલી, તેનું ને આનું મન એક થયું છે.' શોભના બોલી.

આગળ ભાષણ થાય તેટલામાં તો શારદા પાણી ભરવા આવી; એટલે ભાષણનો થોડોક ભાગ ભજવવો બાકી રહ્યો. બધાં પાણી ભરી વિખેરાયાં.

આ પનઘટ ઉપરની વાત વીજળીને વેગે વિજયા પાસે પહોંચી ગઇ. તેથી તે જાણતાંજ ને વાઘની માફક ખીજવાઈ.

'બા.'

'મોઇ તારી બા.'

'પણ ચોખા ક્યાં છે?' સીધી વાત શારદાએ પૂછી,

'જ્યાં હોય ત્યાંથી લે. મને શું પૂછે છે?'

'પણ બા, આ તમને શું થયું છે?' શારદાએ પૂછ્યું.

જેમ ગંધકને દેવતા અડકતાં ભડકો થાય તેમ વિજયાલક્ષ્મીને પૂછતાં તેમનો પણ ભડકો થયો. 'શું થયું છે? પાછી મને પૂછે છે! કાલે અત્યારે ના મારો દીકરો મરી ગયો. તેટલામાં આ વાત?'

'પણ કઇ વાત? તે તો કહો?' શારદા ગળગળી થઇ બોલી.

'કાલે તારા કયા માટી જોડે વાતો કરતી હતી?' વાતનું ખરું સ્વરૂપ જાહેર કરતાં બોલ્યાં.

'માટી! ને મારો? મેં કોઇની જોડે નથી કરી, બા.' શારદા અજાણ હોવાથી બોલી.

'નથી કરી? પેલા રસિકા સાથે?'

'તે તો મને મારા કાકાના ઘરનો સદેશો કહેવા આવ્યો હતો.' ખરી વાત જાહેર કરતાં બોલી.

'શો સંદેશો!'

'મને મારા કાકાએ તેડી છે.'

'તે રસ્તા વચ્ચે વહુઓથી વાતો થતી હશે? મારા ઘરમાં રહેવું હોય તો આવું નહિ ચાલે, સમજી! તારે તો શું, પણ મારાથી લોકનાં મહેણાં નથી ખમાતાં.' વગેરે ભાષણ આપતાં આપતાં તે ઘરમાં ચાલતાં થયાં.

શારદા વિચારના વમળમાં ગોથાં ખાવા લાગી. અરેરે, ઓ હત્યારા હિંદુ સમાજ, એક વાત સાચા દિલથી કરી તેમાં આ પુરાણ! પતિના મરણ પછી વિધવાઓથી ન બોલાય કે ન ચલાય, આ શું! વિધવા રહેવામાં આટલાં બધાં સંકટ! ઓ હિંદુ સમાજ, આ તારા કેટલા બધા અત્યાચારો, તેની સમજ પડે છે તને? આના કરતાં પુનર્લગ્ન કરવું તે શું ખોટું?

* * *

હાથીભાઇના પુત્રને એટલે શારદાના પતિને મરી ગયે ૭ મહિના વીત્યા. વિધવા શારદાને જોઇ હાથીભાઇના દિલમાં કુવિચારોએ ઘર કર્યું અને એક રાત્રે તે શારદાના ખંડમાં પેઠા.

અહીં એક વાત કહેવાની રહી જાય છે. શારદાની સાસુ વિજયાલક્ષ્મી કાશીમથુરાંની જાત્રાએ ગયાં હતાં. ઘરમાં શારદા એકલી હતી, તેથી હાથીભાઇએ શારદા ઉપર અત્યાચાર કરવાની શરૂઆત કરવા માંડી.

રાત્રીના બાર વાગી ગયા. તે વખતે તે શારદાના ખાટલા આગળ ગયા અને શારદા 'કોણ' કહે તે પહેલાં તો તેમણે શારદાના દેહને પોતાનો ગણી ચુમી લીધો. હાથીભાઇ આ ઘોર પાપ કરી પોતાની પથારીએ જઇ સુઇ ગયા. તે વખતે માત્ર કુતરાનો હુ હુ હુ અવાજ ને શિયાળવાંનો આઉં આઉં અવાજ સાક્ષીરૂપ હતો.

ત્રણ ચાર મહિને ફરી ફરીને વિજયાલક્ષ્મી પાછાં ઘેર આવ્યાં, ત્યારે શારદાનું રૂપ ઓરજ બની ગયું હતું.

* * *

નદનો ઓવારો એટલે સવારના સાતથી તે દશ વાગ્યા સુધી સ્ત્રીઓની સભા. સભા વખતે કયા વિષય ઉપર ચર્ચા કરવી ને કયા ઉપર ન કરવી તે મુકરર પણ ત્યાંજ થતું. આપણે આગળ વાંચી ગયા તેજ સ્ત્રીમંડળની સભા

આજે પણ ભરાઇ હતી. તેઓને તો જાણે ભૂતભવિષ્યની બધી જાણ પડી જતી હોય, તેમ શોભનાએ પ્રમુખપદેથી પોતાનો ઠરાવ રજુ કર્યો.

'અલી, આજકાલ એનો ઢંગ નો સારો દેખાય છે!'

'કોનો!'

'પેલી શારદાનો.' શોભના બોલી.

'કેમ કેવો છે!' જયવંતી બોલ્યાં.

'કેવો તે તને જણાતો નથી.'

'ના બા, અમે તો કશુંય નથી જાણતાં.' રસિલી બોલી.

'ના, તું તો શેની જાણે!' શોભના તડૂકી.

'મહિના છે એને!' સાચી વાત જાહેર કરવા માટે ગંગાએ પૂછ્યું.

'હા.' શોભના બોલી.

'એના ઢંગજ સારા નથી. પતિ ગયા પછી એને કોણ કહે?'

'હશે, તમારે શું? ચાલો ઘેર.' ગંગા તડૂકી એટલે ઠરાવ ઉપર પાણી ફરી વળ્યું. બધું ય ઓમંડળ વેરાયું.

આ વાત વિજયાલક્ષ્મી પાસે જતાં સહેજ પણ વાર ન લાગી. વિજયાલક્ષ્મીએ તેજ રાત્રે હાથીભાઇને કહ્યું: 'જાણો છો કે?'

'શું છે!'

'તમારી વહુનાં લક્ષણ.'

'કેમ, કેવાં છે!' જાણતા છતાંય એ જૂઠું બોલ્યા.

'એને મહિના છે!'

'એમ!' અજાણ થતાં બોલ્યા.

'હોવે, હવે તો ઠેકાણે કરો, નહિતર આ મારા નાના જયુને કન્યા કોણ દેશે!' વિજયાલક્ષ્મી બોલ્યાં.

'તો શું કરીશું!'

'શું તે કાલે અમાવાસ્યાની રાત્રે થોડું અફીણ પાઇ દેજો ને, એટલે બધું ય સાફ.' વિજયાલક્ષ્મી કોયડાનો ઉકેલ લાવતાં બોલ્યાં.

'અને ન પીએ તો!'

'ના કેમ પીએ! તેનું મોઢું તો જુઓ, સમાજમાં ઊજળું રહેવું છે કે પછી મરી જવું છે? તમારાથી ન પવાય તો મને લાવી આપજો, એટલે હું પાઇ દેઇશ.' વિજયાલક્ષ્મી ગાજ્યાં.

'સારૂ,' કરી તે સૂઇ ગયા.

બીજેજ દિવસે સમાજને પાપે બિચારી શારદાને સાસુસસરાએ અફીણ પાયું. તે વખતે વિજયાલક્ષ્મીને કોણ કહે કે આ કર્મ હાથીભાઇનાં હતાં!

શારદાને બાળવા સ્મશાને લેઇ જતાં માત્ર તેના હૃદય ઉપર તો 'સમાજ તારે પાપે!' આટલાજ શબ્દો કોતરાએલા હતા.

વણછરા, તા. પાદરા મંગળદાસ હીરાચંદ શાહ

---

## દૃષ્ટિબિન્દુનો તફાવત

આસો મહિનાના 'પાટીદાર'ની પ્રસંગકથામાં શ્રી. નરસિંહભાઇએ મારી વિરુદ્ધ થોડી બેહુદી ફરીઆદ કરી એક બે પ્રશ્નોની ચર્ચા કરી છે. જે લખાણ બાબતમાં એ ફરીઆદ છે એ લખાણના એકાદ ભાગને બદલે તે બધું લખાણ વાંચી ગયા હોત તો તેમને મારું દૃષ્ટિબિંદુ સમજી આવી ફરીઆદ કરવા કારણ ન રહેત. છતાં વધુ સ્પષ્ટતા માટે મારું દૃષ્ટિબિન્દુ સમજાવવા આ જવાબ આપવો જરૂરી લાગે છે.

"હું છ ગામ બહાર પરણી હોત તો તમે લોકો મને કિંમત વગરની કરી મૂકત." એવા શ્રી. લલિતાબેનના વાકય સામે મૌન સેવી મેં તેમના કુલાભિમાનને પોષ્યું છે. અને "આપણી નાતની છોકરીઓને બંડ કરી પરનાતમાં પરણવાનું ઉત્તેજન આપવું એ જ્ઞાતિના હિતની અને બીજી નજરે ઇચ્છવા યોગ્ય નથી." એ ભાવાર્થના મારા લખાણથી મેં છોકરીઓને બંડ કરવાની સલાહ આપવાની તેમની પ્રવૃત્તિનો વિરોધ કર્યો છે, એમ તેઓશ્રીની ફરીઆદ છે.

પહેલી ફરીઆદ બેહુદી છે એમ હું માનું છું. કારણ કે

(૧) મેં જે કંઇ લખ્યું તે શ્રી. લલિતાબેન સાથે થએલી વાતચીતનો સાર જ છે. એમજ હોય તો ઉપરના વાકયનો મેં કંઇ જવાબજ ન આપ્યો હોય, છતાં તેમને કે કોઇને સારો લાગે એવા જવાબ આપ્યાની વાત લખવાનું બરાબર નજ ગણાય.

વળી (૨) વસોમાં થએલાં એ બે અનિષ્ટ લગ્નોની વિરુદ્ધ ઠરાવ કરવા ભેગા મળેલા યુવકોને ફક્ત વિરોધનોજ ઠરાવ કરી બેસી ન રહેતાં આવા પ્રસંગો ફરી ન બને તે માટે આપણે શું કરવું જરૂરી છે તે વિચારી તેમનામાં કર્તવ્યભાનના જગાડવાનો મારો હેતુ હતો. "ભૂલ કરનારે ભૂલ કરી; એના સામે આપણે અણગમો બતાવ્યો, ભૂલ કરનાર પણ અમુક

સંજોગોમાં પોતે જાણી જોઇ લાચારીથી ભૂલ કરે છે એમ કબુલે છે; અને પોતાના જેવું બીજાને કરવું ન પડે તે માટે યોગ્ય વાતાવરણ ઊભું કરવા આપણને કહે છે. આ સંજોગોમાં આપણે શું કરીશું? આવા પ્રસંગો કેમ બને છે? તેમ થતું અટકાવવા આપણે શું કરી શકીએ એમ છીએ? તે વિચારી ચાલો આપણે કંઇક કરીએ" એ મારા લખાણનો ભાવાર્થ અને હેતુ છે. એટલે સ્વાભાવિક રીતેજ મારી ચર્ચાનો ઝોક ભૂલ કરનારની ટીકા કરવા કરતાં યુવકોમાં કર્તવ્યભાવના જાગે તે માટેજ રહે એ જરૂરી અને યોગ્ય છે એમ હવે સમજાશેજ.

(૩) મેં ધાર્યું હોત તોપણ શ્રી. લલિતાબેનના એ વાક્ય સામે બંડની વાત કરત તે યોગ્ય ન ગણાત. કારણ કે સમાજની હાલની દશામાં તે ૭ ગામ બહાર પરણવાથી જરૂર અમુક વર્ગમાં હડધૂત થાત. કદાચ એ કાર્યમાં એમની સાથમાં કોઇ ન રહ્યું હોત. એમ થવું ન જોઇએ એમ આપણે ઇચ્છીએ અને કહીએ, એ જુદી વાત છે. પણ એકલી ઇચ્છાથીજ તે હડધૂત થતાં નજ અટકત. એ ઇચ્છાબળ આવે એવું લોકમાનસ ઘડવા આપણે પૂરો પ્રયત્ન કર્યો ન હોય ત્યાં ફક્ત શબ્દોની સલાહની શી કિંમત ગણાય? એ લગ્નનો વિરોધ કરવા ભેગા મળેલા યુવકોમાંથી "ચોકા જણ પરણવું ન લેવાની પ્રતિજ્ઞા કરવા આગળ આવો," એમ કેટલાક મિત્રોએ કહેવા છતાં એક પણ યુવક આગળ ન આવી શકયો! આ તૈયારી ઉપર આપણે શો જવાબ આપી શકીએ?

એટલે (૪) એ વાકયનો જવાબ આપતા પહેલાં મારે પોતાને મારી જાતને પૂછવું પડત કે "કોઇ છોકરી સામાજિક બંધનોને વશ થઇ બંડ ન કરતાં આવું અનિષ્ટ લગ્ન કરી બેસે તેને 'બંડ ન કરવા બદલ' ઠપકો આપવા જેવું મેં શું કર્યું છે? ભૂતકાળમાં કંઇ ન કર્યું હોય, તોપણ ભવિષ્યમાં શું કરવાની તૈયારી છે? મારા અને બીજા ગામના યુવકો પરણવા જેવી લાલચનેય જતી કરવા તૈયાર નથી, તેવી સ્થિતિમાં એક છોકરીને નાતજાત કે સગાંસંબંધીઓનો સંબંધ તોડવાની હિંમત ન બતાવવા બદલ હડધૂત કરનાર હું કોણ? મારે મોઢે બંડના શબ્દો શોભે એવું મેં કંઇ કર્યું છે?" અને આ પ્રશ્નોના જવાબમાં હું પોતેજ બંડખોર ન હોઉં કે તેવો થવાની મારી તૈયારી ન હોય તો ખાલી મોટી વાતો કરવી શે શોભે?

પોતા માટે સામાન્ય સુધારા કરી ચાલતે ચીલે ચાલવાની નીતિ અને પારકા માટે મોટાં બંડ અને ત્યાગ કરવાની વાત કરવી, એ મારી નીતિ

નથી, એટલે મારૂં મૌન યોગ્યજ છે એમ હું માનું છું. એમાં કુલાભિમાન પોષવાનો સવાલજ નથી, પણ પોતાની અશક્તિનું ભાન થવાથી જન્મતી નમ્રતા રાખવાનોજ સવાલ છે. આ જાતની અશક્તિ જેનામાં ન હોય અને જે નાતની કે સમાજની પરવા ગણ્યા વગર જીવનવ્યવહાર રાખતા હોય કે રાખવા માગતા હોય તે મારી આ જાતની અશક્તિ માટે ઠપકો આપે તો તે હું વધાવી લેવા ખુશી છું. બાકી આજે તો ગમે તે ક્ષેત્રમાં ગમે તેવી નાની બાબતોમાંય 'બંડ અને બળવા' જેવા મોટા શબ્દોની વાતોની કરનાર બહુ વધી પડ્યા છે! એવા લોકોની બૂમરાણથી કેટલીક બાબતોમાં સમાજમાં નકામો અસંતોષ અને ઘોંઘાટ વધી પડ્યો છે!

હવે બીજી ફરીઆદ તપાસીએ:

આપણી જ્ઞાતિની છોકરીઓને બીજી જ્ઞાતિમાં પરણવા ઉત્તેજન આપવું હાલ ઇષ્ટ કે જરૂરી નથી એમ હું હજુ પણ માનું છું, એટલે આ ફરીઆદ હું સ્વીકારી લેઉં છું. એ માન્યતા પાછળ મારે મારા વિચારો છે. કેટલાક અત્રે જણાવું:

૧. કોઇ છોકરી કે છોકરો પોતાના સુખને માટે સમજપૂર્વક નાતજાતનાં બંધન તોડી પરણે એમાં કશો વાંધો ન લે એવું લોકમાનસ ઘડાય ત્યાં સુધી હરકત નથી. પરંતુ ડગલે અને પગલે નાતનાં બંધનો તોડવાની વાતોથી ઘણાં યુવકયુવતીઓ 'બંડખોર થવાના' ક્ષણિક આવેગથી પોતાની જાતનેજ નુકસાન અને દુઃખી કરે એવાં પગલાં ભરવાની ભૂલ કરવા પ્રેરાય અને પસ્તાય, એ બહુ બનવાજોગ છે.

૨. પાટીદારની જ્ઞાતિ એટલી વિશાળ છે કે હજુ તેની અંદરની મર્યાદાઓ વિકસાવવાનો અવકાશ છે. વળી નાત એવી નિર્માલ્ય અને નિસ્તેજ નથી થઇ ગઇ કે તેની છોકરીઓને લાયક છોકરાઓ નાતમાં ન મળવાથી તેમને પરનાતમાં પરણવાનું ઉત્તેજન આપવાની જરૂર ઊભી થઇ ગણાય. પરઠણનો અને કુલીનપણાની ભાવનામાં રહેલો અંધાપો—એ બે સવાલોનો કંઇક ઉકેલ થાય તો નાતની છોકરીઓ નાતમાં પરણવા છતાં સુખી થવાની શક્યતાઓ ઓછી નથી. એટલે છોકરીઓને નાત બહાર પરણવાનું ઉત્તેજન આપવામાં વપરાતી શક્તિઓનો ઉપયોગ નાતમાંજ છોકરીઓ વધુ સુખી થાય એવી શક્યતાઓ વધારવા માટે થાય એ વધુ ઇષ્ટ લાગે છે.

૩. પરનાતમાં જવાથી છોકરીઓ સુખીજ થશે એમ માનવા કારણ નથી. ઊલટું, આપણી નાત તેમજ બીજી નાતોનાં લોકમાનસ તપાસતાં તથા જે થોડાઘણા દાખલા બન્યા છે તેમાંના મોટા ભાગનાનાં જીવન જોતાં,

આમાં લગ્ન સુખદાયી નીવડવાને બદલે દુઃખમય નીવડે એમ છે એમ મને સમજાય છે.

૪. પરનાતમાં જનાર છોકરીને સામાન્ય રીતે તેની નાતમાં ન પોષાતો જ છોકરો મળશે, કારણ કે જેને પોતાની નાતમાં યોગ્ય સ્થળ મળે એમ હોય તે બીજી નાતમાં ફાંફાં ન જ મારે. એટલે આપણી નાતમાંથી બહાર જનાર છોકરીઓને બીજી નાતના બહુ સારા છોકરા મળવાનો સંભવ ઓછો છે.

વળી, ૫. આપણી કોમની સશક્ત, સુંદર અને પ્રતિભાશાળી છોકરી મળતી હશે તો જ પારકી નાતનો છોકરો તેના સમાજનાં બંધન તોડવા તૈયાર થશે. એટલે આપણી નાતની સારી છોકરીઓ જ બીજી નાતમાં પરણી શકશે. નાતની સારી છોકરીઓ આ રીતે બહાર જાય તો વખત જતાં નાત સત્ત્વહીન બની જાય. 'જેવી રીતે આપણી નાતની સારી છોકરીઓ બહાર જશે તેજ રીતે બહારની સારી છોકરીઓ આપણી નાતમાં આવશે,' એમ કોઈ કહેશે; પરંતુ આ બાબતમાં આપણી માફક બીજી નાતો પોતાની છોકરીઓને બહાર જવાનું ઉત્તેજન આપતી જણાતી નથી, એટલે તે બનવું શક્ય નથી.

૬. લગ્નવ્યવહારને માટે ઘણી દૃષ્ટિએ વિચારતાં મર્યાદાઓ હોવાની જરૂર છે; પછી તે મર્યાદાઓ નાતની હોય, ધર્મની હોય, જ્ઞાતિતરની હોય, પ્રાદેશિક હોય કે ગમે તે પ્રકારની હોય. નાતનો ગોળ તોડશો તો બીજે કોઈ પ્રકારે ક્ષેત્રની મર્યાદા બંધાશે. મર્યાદાઓ વગરનો લગ્નવ્યવહાર લોકોને સુખદાયી નીવડે એમ નથી, કારણ કે ગમે તેને ગમે ત્યાં પરણવાની છૂટ હોય તો અમુક રીતે વધુ લાયક પુરુષો અગર સ્ત્રીઓ માટે હરિફાઈ અને ટંટા થાય, મારામારી થાય. મનુષ્યજીવન એવી જંગલી અવસ્થામાં એક વખત હતી જ. આ રીતે જો મર્યાદાઓ હોવાની જરૂર સ્વીકારાય તો જે છે તે મર્યાદાઓ તોડવાની વાત કરવા કરતાં તેમાં જરૂર પ્રમાણે ફેરફાર કે વિકાસ કરવો એ જ ઇષ્ટ છે એમ લાગશે.

ઉપર મુજબ ઘણાં કારણોને લીધે મારે આ બાબત તંત્રીજી સાથે મતભેદ છે. એ એમની દૃષ્ટિથી ચર્ચા કરે અને હું મારી દૃષ્ટિથી ચર્ચા કરું એમાં કંઈ જ ખોટું નથી.

સામાજિક રીતરિવાજોમાં સુધારા કરવાનું કામ અનાદિ કાળથી ચાલતું આવે છે અને ચાલતું જ રહેશે. આજે જે રિવાજ ઉપયોગી હોય તે કાલે બીનઉપયોગી નીવડશે, એને બદલે નવીન રિવાજ દાખલ થશે. એ રીતે તે કામ સદાને માટે ચાલે એવું છે; એટલે સામાજિક ક્ષેત્રમાં બંડ કરતાં સુધારાની વાતો જ ઇષ્ટ છે. 'બંડ' ભાંગફોડ માગે છે, ચાલુ સંજોગોનો નાશ માગે છે.

એનાથી અવ્યવસ્થા થશે. એમ છતાં બંડ પછી જે નવી રચના થશે તેય કાયમ ટકવાની નથી, તેમાં પણ બગાડ થશે અને તેમાં ફેરફાર કરવાના પ્રયત્નોની જરૂર રહેશે. આમ હોય તો 'બંડ' કરી અવ્યવસ્થા ઊભી કરવા કરતાં સમયાનુસાર ફેરફાર કરી શકે એવું લોકમાનસ ઘડવા પ્રયત્ન થાય એ જ ઇષ્ટ છે. આ જાતના પ્રયત્નને હું સુધારો કહું છું. સુધારા માટે જ્ઞાતિના મોટા વર્ગનો સહકાર જોઈશે. અને તેથી વધુમાં વધુ માણસો સહકાર આપી શકે એવા નાના સુધારાઓથી શરૂઆત કરી આપણી જ્ઞાતિના લોકોને એકત્ર કરવાની આજે ખાસ જરૂરીઆત છે. 'બંડ'ની વાતો આ રીતે બધાને એકત્ર કરવામાં વિઘ્નરૂપ નીવડે એમ છે, એમ લાગવાથી મારો તે સામે વિરોધ છે.

વળી 'બંડ'ની વાતો કરનાર પોતાના વિચારોનો પ્રચાર કરીને જ અટકતા હોય તો ઠીક છે, પણ તેમ બનતું નથી. તેમના કરતાં જુદા વિચાર અને વર્તન ચલાવનારની તે ઠેકડી કરવા બેસે છે. મોટે ભાગે તે જે વિચારોનો પ્રચાર કરવા માગે છે તે વિચારો મુજબ પોતે વર્તવા તૈયાર હોતા નથી અને છતાં તે વિચારો મુજબ ન વર્તનાર બીજાની ઠેકડી કરે છે! આમ કરતા પહેલાં પોતાનું વર્તન તપાસવા સૌ કહેવાતાં 'બંડખોર' યુવકયુવતીઓને મારી નમ્ર વિનંતી છે.

છેવટમાં, ચાલુ વિષય ઉપર આવીને જ્ઞાતિના યુવકબંધુઓને 'પરઠણ' ન લેવાનો નિયમ લેઇને પોતાનું, પોતાની બેનદીકરીનું અને જ્ઞાતિનું હિત કરવા કર્તવ્યશીલ થવા વિનંતી છે.

વડોદરા

ચિમનભાઇ મૂ. અમીન

---

**એક પાટીદાર યુવકને ઉત્તર:** ઉંમરલાયક થયેલ કુમાર કે કન્યાનો પોતાનો અંતરાત્મા કહે તે પ્રમાણે વર્તવાનો ધર્મ છે. તેમ કરવાની તેને છૂટ તો છે જ. માતપિતા કંકાસ કરે તેથી ડરવાને કશું કારણ નથી...એટલે મજકૂર કાગળ લખનારે, ગમે તેટલો કંકાસ ઘરમાં થતો હોય તે છતાં, બાળાની સાથે લગ્નના પાપમાં ન પડવું; સારાં કરવાના ખરાબ રિવાજને વશ ન થવું; પેટાજ્ઞાતિની બહાર જવામાં પુણ્ય છે એમ સમજવું; અને 'નવજીવન'માં મેં સૂચવેલી છે એ મર્યાદાની અંદર રહીને વિધવાવિવાહ કરવામાં પરોપકાર છે એવો વિશ્વાસ રાખવો. આ પાટીદાર યુવક ઠીક કેળવણી પામેલ છે. સારાસારનો વિચાર કરવાની શક્તિ ધરાવે છે.

'ત્યાગમૂર્તિ અને બીજા લેખો,' પૃષ્ઠ ૪૧૩ ગાંધીજી

# પરઠણનો પ્રશ્ન

## [ ૧ ]

'પરઠણનો પ્રશ્ન અને બીજા કોયડા' એ વિષે 'પાટીદાર'ના ભાદરવાના અંકમાં ભાઇ ચિમનભાઇ મૂ. અમીને કેટલાક આત્મગત પ્રશ્નો પૂછી, પોતેજ તેના જવાબ આપ્યા છે. અને એને અંતે તંત્રીશ્રીએ એ પ્રશ્નો ઉપર યોગ્ય ચર્ચા ઇચ્છી છે.

પણ મૂળેજ એ પ્રશ્નો નવા નથી. એટલુંજ નહિ, પણ, એ જે સ્વરૂપે રજૂ થયા છે, એ સ્વરૂપજ પરાકાષ્ઠાએ પહોંચેલી આપણી પામરતા દર્શાવે છે. લેખકના એ પ્રશ્નોનું તારણ નીચે પ્રમાણે કરી શકાય:

(क) પ્રથમ कનો પ્રશ્ન છે: 'મારે પરઠણ તો લેવી નથી, પણ શું થાય? મારો અભ્યાસ આગળ વધારવા મારે પરઠણ લીધા સિવાય છૂટકો નથી.'

(ख) બીજો પ્રશ્ન खનો છે: 'खને એક ભાઇ, ને એક બેન છે. ख પૈસાને અભાવે પ્રથમ પોતાના ભાઇને પરણાવી તેના વિક્રયમાંથી નીપજેલાં નાણાંથી એ બેનને પરણાવવા ઇચ્છે છે, એ સિવાય બીજું શું થાય?'

(ग) ત્રીજો પ્રશ્ન ग પૂછે છે: 'गને નાનો ભાઇ પરણાવવાનો છે. આવેલી તક ग જતી કરે તો થોડા સમય પછી એ પોતાના વૃદ્ધ પિતા પાછળ બારમું કે ચિઠ્ઠીઓનો ખર્ચ શામાંથી કરે?'

(घ) ચોથો પ્રશ્ન घનો છે. घ વાકળ પ્રદેશના છે. એમની મૂંઝવણ વધી ગએલી પરઠણની છે. તેઓ કહે છે: 'પહેલાં થોડી પરઠણથી પતતું, હવે ચરોતરમાં માનવશરીરની કિંમત ખૂબ વધી ગઇ છે. એ સ્થિતિમાં घ શું કરે?'

(ङ) પાંચમો ને છેલ્લો પ્રશ્ન ङનો છે. ङ કહે છે: 'મારા બાપદાદા જે કરતા આવ્યા છે ને નિરુદ્ધ કરવાની મારામાં હિંમત નથી, એટલે બીજું શું થાય?'

ઉપરના પાંચે પ્રશ્નો જૂના પ્રતિનિધિઓના છે અને તેઓ નવા પ્રતિનિધિઓ પાસે પોતાના પ્રશ્નોનો નિર્ણય ઇચ્છે છે. અથવા તો પોતાના મતની આપપંપાળ કરે છે, એમ માનીને કે પોતાનો મત વ્યાજબી છે એવું ને બીજાઓને ઠસાવી શકે, અથવા બીજી રીતે એનો પ્રયોગ મેળવી લે.

સડી ગએલા હિંદુ સમાજમાં આવી હીણપત ભરી વાતો છડેચોક ઉચ્ચારી શકાય છે. સંસ્કૃત સમાજોએ ઉપરના પ્રશ્નોને કાયદામાં સમાવી દીધા છે. પણ આપણે કમભાગ્યે આપણે એવી સ્થિતિમાં નથી. એટલા સારૂ દલીલ

કરનારાઓએ આવી ચર્ચાઓ કરવી જ રહી. એટલે એમને એમની રીતેજ જવાબ દેવો ઠીક થઇ પડશે.

(૧) પ્રથમ કનો પ્રશ્ન છેઃ "મારો અભ્યાસ આગળ વધારવા પરઠણ લીધા સિવાય છૂટકો નથી. હું શું કરું?"

કની જગ્યાએ કોઇ ચોર આપણને પૂછેઃ 'હું મારૂં પોષણ કરી શકતો નથી, હું શું કરૂં?' આપણે એને કહીએ, 'ઉદ્યમ કરો.' વળી એ કહે, કે 'મને ઉદ્યમ કરવાનો સૂઝતો નથી, હું શું કરૂં?' આપણે શો જવાબ આપશો? આજે હિંદુ સમાજમાં એટલા બધા બેડાખાઉ ક વધી ગયા છે, કે એમને પોતાની હીણપતનું ભાન રહ્યું નથી. એથીજ આવા પ્રશ્નો ઘર ઘરના થયા છે. એકાદ ચોર ન્યાયાલયમાં આવો બચાવ કરે, તોપણ કાયદો એને છોડતો નથી. ઘણી વેળા ભ્રામક દલીલો વ્યાજબીપણું દર્શાવતી હોવા છતાં સામાજિક ઉત્કર્ષ અર્થે એ ન સાંભળવી ઘટે. અને કને જો દલીલોજ ગમતી હોય તો એને કહી શકાયઃ "માની લો કે તમે કુળહીન સમાજમાં જન્મ્યા હોત તો શું કરત? અને તમારા જેવા દેશના લાખો યુવકોનુ શું?"

કની મૂંઝવણનો નિકાલ ભાઇ ચિમનભાઇ બતાવે છેઃ 'પરઠણને અભાવે અભ્યાસ અટકી પડતો હોય તેવા યુવકોને પરઠણ લેવી પડતી અટકાવવા જ્ઞાતિના ધનિક ભાઇઓ કેળવણીને કામે આવા ભાઇઓને આર્થિક મદદ કરવા એક મોટું ફંડ ઊભું કરે તે ખાસ જરૂરી છે.'

ત્યારે તો ભાઇ ચિમનભાઇને પૂછવું રહ્યુંઃ 'પરઠણ લે છે એઓનો સમાજ ઉપર વિશિષ્ટ પ્રકારનો શો હક છે, જેથી તેને તમે મદદ કરવા ઇચ્છો છો? એવીજ રીતે કોઇ કુળહીન પૈસાને અભાવે લગ્ન કરી શકતો નથી અથવા તો એને કન્યા ખરીદવા નાણાં મળતાં નથી, એને કેવા પ્રકારની મદદ કરશો? અને પરિણામે એવા અનેક પીડિત જનો આવશે, એ બધા માટે કેટલાં ફંડ ઉઘરાવશો?'

કને મદદ કરવા નાણાં આપવાં એ ફરજ સાટા સાથે ન ભેળવાય અને એમ કરી ક જેવા અનેકને પરાવલંબી રાખવા એ સમાજનો ભયંકર ગુનો છે. કને ભણ્યું એ બીજી સ્થિતિથી ઉત્તમ છે. ક જેવા યુવકો સમાજને શાપ સમાન છે. એથી એવાઓ માટે કશું કહેવાનું રહેતું નથી. નિરાધાર વિદ્યાર્થીઓને ભલે ગમે તે સંસ્થા મદદ કરે, પણ ક જેવાં સોદાગરોને હરગીઝ નહિ.

૨. બીજો પ્રશ્ન ખનો છેઃ 'ખને એક ભાઇ ને એક બેન છે. ખ પૈસાને અભાવે પ્રથમ પોતાના નાના ભાઇને પરણાવી, તેની પરઠણમાંથી ઊપજેલાં

નાણાંમાંથી એનાને પરણાવવા ઇચ્છે છે. એ સિવાય એ શું કરે?'

ખનો પ્રશ્ન વિચારવા જેવો લાગે છે. કથી કંઇક ભિન્ન છે, તેમજ રૂઢ થએલા પરઠણના દુષ્ટ રિવાજનો એ બરાબર ચિતાર છે. પણ રૂઢિથી ઘડાએલી સામાન્ય સમજ દૂર રાખીએ તો જરૂર પૂછી શકાય કે અમદાવાદમાં ગુજરી ભરાય છે, ને ત્યાં ગાય બળદ પણ વેચાય છે. તેમાં ને આમાં તફાવત શો? એકાદ ખેડૂત બળદ વેચી ગાય ખરીદે તેમાં આપણને આશ્ચર્ય થતું નથી, કારણ કે આપણે એ વાતથી ટેવાઇ ગયા છીએ. મારી રીતે એ આપણો વ્યવસાય છે. એમજ ભ્રષ્ટ રિવાજો એટલા બધા રૂઢ થયા છે કે આપણને એ છેક સ્વાભાવિક લાગે છે!

અને ખ જેવાઓની જરૂરિયાતોનો કાંઇ છેડો? એવા તો એવી પણ દલીલો કરશેઃ 'અમારે રહેવાને ઘર નથી. અમારે જમીનના સાંસા છે.' કોઇ વળી સસરાની મિલકત ઉપર આંખ માંડનો બેઠો હશે! આવાઓને શો જવાબ દેશો?

ખને સાદી સમજ જે રીતે ચિમનભાઇએ આપી છે તેથી વિશેષ કહેવાનું રહેતું નથી. પણ દરેકને જુદા જુદા રસ્તા બતાવનાર ભાઇ ચિમનભાઇને ખની મૂઝવણનો રસ્તો જડતો નથી! એવાઓને માટે પણ કોઇ કહેશે ફંડ કરો! અને જે સમાજના ઉપલા થરમાંથી આ પ્રશ્નો ફૂટયા છે, એ સમાજની વાહવાહ ઓછી અજાણી છે! પાટીદાર નાતના એ ભડવીરો સમગ્ર જ્ઞાતિના ક્રૂર કલંકને ધોઇ નાખવા કાંઇક કરે તો આ પ્રશ્નોનો અંત આવે ખરો. અને એજ સાચો રસ્તો છે. કંઇ નહિ તો 'પરઠણ લેઇ ન પરણવું' એવી પ્રતિજ્ઞા લેનારા 'વસો યુવકમંડળ' જેવાં મંડળના સહયોથી શરૂ થાય તોય બહુ છે. હિંમત કરી એવા ભાઇઓ 'પાટીદાર'માં એવું જાહેર કરશે તોપણ કંઇક થઇ શકશે.

ત્રીજો પ્રશ્ન ગનો છેઃ ગને નાનો ભાઇ પરણાવવાનો છે. આવેલી તક એ જતી કરે, તો થોડા સમય પછી એ પોતાના વૃદ્ધ પિતા પાછળ બારમું કે ચિઠ્ઠીઓનો ખર્ચ શામાંથી કરે?

ખરેખર ગનું દુઃખ તો ધર્મસંકટનું છે! એકંદરે ગનો પ્રશ્ન ઘણું ખરૂં કને મળતોજ છે અને કને જે જવાબ આપ્યો છે તે ગને પણ આપી શકાય. પણ તાત્વિક દૃષ્ટિએ ગ તો કથી પણ મૂર્ખ છે. ક તો અભ્યાસની લાલસાએ પોતાને વેચવા ઇચ્છે છે, જ્યારે ગ, જેના ઉપર પોતાનો હક નથી એવા પોતાના નાનાભાઇને વેચવાનો ઇરાદો રાખે છે! અને તે પણ બીજા એક અનિષ્ટને અખંડ રાખવા!

અને ગને અજ્ઞાન કહી ઉપહાસ કરનાર ભાઇ ચિમનભાઇ ચિઠ્ઠીઓના

રિવાજ વિષે મૌન સેવે છે. એ કહે છે: 'એક ભાઇ જેમને હું બહુજ સુધારક ગણતો હતો, તેમને આ રિવાજ ચાલુ રાખવાની તરફેણમાં વાત કરતા મેં સાંભળ્યા એટલે આ રિવાજ બાબત કાંઇ નિર્ણય કરવાનું મને ઇષ્ટ લાગ્યું નથી.'

કદાચ એ ભાઇ એમને હિસાબે ગણાતા સુધારક ભાઇની ભ્રામક દલીલોથી ભોળવાઇ ગયા હોય તો નવાઇ નહિ. મરનાર પાછળ આવી વ્યર્થ ક્રિયાઓ કરવી એ ઇષ્ટ નથીજ. મરહૂમના નિરાધાર કુટુંબને ઊલટી મદદ કરે એવો રિવાજ હોત તો તો કશું કહેવાનું રહેત નહિ. પણ વ્યક્તિના મરણ પછી ચિટ્ઠીઓના પૈસા વહેંચવાની ફરજ એના કુટુંબ ઉપર નાખવી એ ક્રૂરતા છે. કોઇ દલીલ કરે, કે આ રિવાજથી સંબંધીઓને અને ઘણેભાગે છોકરીઓને ઠીક ઠીક રાહત મળી રહે છે. તો કહેવું જોઇએ, કે જો મરહૂમ વ્યક્તિ શ્રીમંત હોય તો આવી રાહત વીલ કરીને આપી શકે. એથી વિરુદ્ધ ગરીબોને તો એ શાપ સમાનજ છે. અને મધ્યમ વર્ગને એ વેઠ સમાન છે, એટલે એમને વીલ કરવાનું રહેતુંજ નથી. આટલું છતાં આ નિરર્થક રિવાજ વિષે પેલા સુધારક પોતાની દલીલો રજૂ કરે તો ચર્ચા થઇ શકે.

હવે મને એક પ્રશ્ન પૂછું: 'શું ખાનદાની અને કુળ માત્ર બારમાજ ઉપર ટકી રહ્યાં છે? અને એથીજ જો કુળ અખંડ રહેતું હોય તો, અને તમારે વટાવવા જેવો નાનો ભાઇ ના હોય તો તમે શું કરો? કદાચ તમે તમારી મિલકત વેચી નાખો; અને એ પણ ન હોય તો? કદાચ દેવું કરો. બહુ બહુ તો આના કરતાં તમે બારમું ન કરો તો તમને પરણવું ન મળે એજ કે બીજું? સમજીને જે તમે આજે નથી કરવાના એ કાળબળે તમારે કરવુંજ પડશે. ત્યારે આજેજ સમજો તો સારી વાત છે'

ચોથો પ્રશ્ન ઘરો છે. અને એમને ભાઇ ચિમનભાઇએ બતાવેલો રાહ ઉત્તમ છે. અને એમ કરી એમણે પોતાનાં ગામોની વ્યર્થ કુલીનતાને નગ્ન સ્વરૂપમાં દર્શાવતો એકરાર પણ કર્યો છે, એ હર્ષની વાત છે. અને એમાં મેં હને જવાબ આપતાં લખ્યું છે કે 'સ્વાર્થીઓના સ્વાર્થનો અંત ક્યાં?' અહીં ભાઇ ચિમનભાઇ પોતેજ લખે છે: 'પૈસાને કારણેજ સગાઇ કરનારની પૈસાની ભૂખ તમે ક્યાં સુધી ભાંગ્યા કરશો?' અને એમણે ઘને આપેલી શિખામણ ચરોતરના ભાઇઓને પણ અધિકાંશ લાગુ પડે છે.

છેલ્લો ને પાંચમો પ્રશ્ન હનો છે. હને પોતાના બાપના કૂવામાં ડૂબી મરવાનો શોખ થયો છે. એમની કાયરતાની હદ નથી. એ કહે છે: 'મારા બાપદાદા જે કરતા આવ્યા છે તે વિરુદ્ધ બીજે દીકરી આપવી એ મારી હિંમતની વાત નથી. એટલે બીજું શું થાય?'

એમને પૂછું? 'તમારા બાપ ચાર ગણુ ચારનો ભારો એક હાથે વાળી લેતા, જોડા મળે તો પહેરે, ન મળે તો ચાલે, પંદર ગાઉની મજલ સહેજમાં ચાલી નાખે, એમને કોટ ખમીશનોય શોખ ન હતો, એમના જમાનામાં કન્યા જોઇને પરણવાનો રિવાજ નહોતો. હવે તમે તમારી સ્થિતિ એમની સાથે જરા સરખાવી જોશો તો તમને સમજાશે કે એમને ચીલે ચાલનારા (?) તમે સપૂત છો કે કપૂત?'

અને આજનો યુવકવર્ગ પણ એ સંસ્કાર ક્યાં છોડે છે? તે પણ કહે છે: 'અમે શું કરીએ? અમારે તો સુધરી જવું છે, પણ વૃદ્ધો અમને રોકે છે. રૂઢિ અમને અટકાવે છે.'

એજ યુવાનો વૃદ્ધોની કેટલીય વાતો માનતાં નથી. પહેલાં પરણતા અગાઉ કન્યાનું મોં જોવાનો રિવાજ હતોજ નહિ. અને તોપણ યુવકો એ રિવાજ પાડતા જાય છે. ખરું જોતાં એ પણ વૃદ્ધોને ગમતો તો નથીજ.

આજનો યુવક માતાપિતાના વિરોધની પરવા સિવાય પોતાની પત્નીને મરજી મુજબ ઝુલ્ફાં રખાવે છે! હાથમાં હાથ લેઇ તેઓ ફરે છે! રંગે ને ઢંગે પણ તેઓ છેક ફરી ગયાં છે. અને તોપણ તેઓ કહે છે: 'અમે શું કરીએ?' અને ત્યારે ભાઇ ચિમનભાઇને ન ગમે તોય બાપદાદા દેતા, તેથી બીજે સ્થળે દીકરી દેઇ પૈસાની મૂંઝવણ ટાળવી ને એમ બંડ કરીને પણ પરઠણના પ્રશ્નનો નિકાલ લાવવો એ યુવકોની ફરજ છે.

ઉપરના પાંચે પ્રશ્નો ઉપર કોઇને વધુ ચર્ચા કરવી હોય તો તે કરી શકે છે. સામાજિક ઉત્કર્ષ એ હેતું ધ્યાનમાં રાખી ભલે એ ઊહાપોહ થાય.

ઉત્તરસંડા, હાલ બુટેમ્બે (યુગાણ્ડા) રાવજીભાઇ સોમાભાઇ પટેલ

[ ૨ ]

**પાટીદાર** જ્ઞાતિમાં લગ્નસંસ્થાના સડાનું મૂળ પરઠણમાં રહેલું છે અને તેને માટે કંઇક નિયમન થવાની જરૂર છે, એમ દરેક વિચારક હાલમાં કબૂલ કરતા જણાય છે. પણ તેનું નિયમન શી રીતે યોજવું તેમાં બધા એકમત હોય તેમ જણાતું નથી. એક બાબત તો ચોક્કસ છે કે પરઠણને પ્રતાપે જે કુટુંબો એક પેઢીમાં લાભ મેળવી ચૂક્યાં છે, તેમનેજ હાલની પેઢીમાં તેના ભોગ બનવા વખત આવ્યો છે. બાજરા ભૂતને સાધનાર જો તેને કામ ન આપે તો તે ભૂત સાધનારનેજ હોઇયાં કરી જાય છે, તેમ એક વખત પ્રતિષ્ઠિત કુટુંબોએ પરઠણનો લાભ લેઇ જ્ઞાતિના બીજા ભાઇઓનો

સ્વમાનભંગ કરવાનો ભાવ ભૂલ્યો છે, તેગને જ હાલ પોતાની કન્યાઓ આપવામાં સંકડાશ ઊભી થતાં, જેમની પાસેથી નાણાં લીધાં હતાં તે વ્યાજ સાથે પાછાં માગવા લાગ્યા છે. એટલે હવે આ અનિષ્ટનો નાશ કરવાની જરૂર તેના પોષકવર્ગનેજ જણાઈ છે તે ખરેખર ઇષ્ટ છે. જે પોષે છે તેજ તેનો નાશ કરવા પ્રેરાશે ત્યારેજ આ અનિષ્ટ નાબૂદ થશે, નહિતર એક અગર બીજે રૂપે દેખા દેશે. રૂા. ૩૦૧નો અપવાદ પણ જોખમકારક છે. સેતાનને રાઇ જેટલું છિદ્ર મળે તો તે તેમાંથીયે મોટો દરવાજો બનાવી શકે છે તે અનુભવસિદ્ધ છે, કારણ કે પ્રથમ રૂા. ૩૦૧નોજ ઠરાવ હતો, તેને અંગેજ રૂા. ૩૦૦૧ થઇ શકયા છે. વળી એક સ્વામીજીના પ્રયત્નથી કેટલાંક ગામોમાં રૂા. ૩૦૧ કરતાં વધુ ન લેવાનો પ્રચાર થયો, ત્યારે દાગીનાની શરતો થવા માંડી, અને ત્યાર પછી તો રકમ અને દાગીના બંને સાથે વધવા લાગ્યાં છે.

આ નિયમન, એકલું જ્ઞાતમાં ન જવાથીજ થાય તેમ લાગતું નથી. સ્વાર્થવશ માણસ એમ માની લેશે કે ભલે બે ચાર સંબંધી રિસાય, પણ નાણાં લેઇ લેવા દો; પછી તેગને મનાવી લેઇશું. વળી બાર ગામના ત્રાસથી કંટાળી કેટલાક ગોળ બંધાયા અને ત્યાં આંકડા નક્કી કર્યા. તોપણ થોડાજ વખતમાં તે ગોળોમાં પણ ઉપલાં ગામોનું અનુકરણ થવા માંડયું છે, અને એક અનિષ્ટનો નાશ થવાને બદલે તેનો ગુણાકાર થઇ તે વધવા માંડયું છે. એ રીતે ગોળ-એકડા બાંધવાની મહેનત પણ નિષ્ફળ નીવડી છે. હાલમાં ચરોતરમાં જેટલા ગોળ છે તે બધામાં કુળવાનશાહી પેસી ગઇ છે અને પરઠણના ભાવ વધવા માંડયા છે. એટલે આવા જબરદસ્ત સડાને સાફ કરવોજ હોય તો ભારે ભોગ આપવા પડશે. તે ભોગમાં ઘરની મિલકત ખોવાની નથી, પણ પારકી મિલકત પડાવવાની યુક્તિનો ત્યાગ કરવાનો છે, સ્વાશ્રયી અને સ્વમાનશીલ થવાનું છે. કન્યાના બાપે પણ 'જે પરઠણ માગે છે તે મને હલકો ગણી મારા સ્વમાનનો નાશ કરે છે,' એમ માની તેની પૂજા કરવાનો મોહ છોડવો ઘટે છે. પરઠણની પ્રતિષ્ઠા તોડવા જબરદસ્ત પ્રચારકાર્ય થવું ઘટે છે. અને જે યુવક સ્વરાજ્ય માટે ભૂખ્યો છે તે યુવકનું કર્તવ્ય છે કે તેણે સ્વમાન સાચવવા ખંતીલા બનવું અને સ્વાશ્રયી થવાનો નિશ્ચય કરવો. આ બે સદ્‌ગુણ કેળવવા માટે યુવકોએ (૧) પરઠણ ન લેવાની અને ન આપવાની પ્રતિજ્ઞા લેવી, (૨) પરઠણ લેનાર કુટુંબોની કન્યા ન લેવાની પ્રતિજ્ઞા લેવી, (૩) જે કુટુંબોમાં કે ગામોમાં કન્યા ન અપાતી હોય ત્યાંની કન્યા ન લેવાની પ્રતિજ્ઞા લેવી, અને (૪) એ ત્રણ પ્રતિજ્ઞાનો અમલ કરી શકાય, તોજ છેલી પરઠણ વાળાં લગ્નોમાં ભાગ ન લેવાની પ્રતિજ્ઞા લેવી. એટલે વ્યક્તિગત સુધારો શરૂ થશે.

અને વ્યક્તિગતમાંથી જે દિવસની જાન સમૂહગત થઇ, તેજ પ્રમાણે આ સુધારો પણ સમૂહગત થવા વખત આવશે.

લગ્નની સંસ્થામાં કન્યાનું દાન, કોઇ પણ જાતની શરત સિવાયજ, સ્વીકાર થાય તેવી યોજનાઓ થશે; પરંતુ પરઠણનું રૂા. ૩૦૧ તો શું, પણ એક રૂપિયાનું પ ધોરણ ઠરેલું હશે તો એકના એક હજાર થવામાં વિલંબ નહિ થાય. પાટીદાર જ્ઞાતિનું માનસજ એવું ઘડાઇ ગયું છે કે લગ્નમાં બીજા પાસેથી વધુમાં વધુ શી રીતે લેવું અને પોતાને આપવું પડે ત્યારે ઓછામાં ઓછું શી રીતે આપવું. કોઇ પણ જાતનો લગ્ન વખતે કરારજ ન હોવો જોઇએ. વળી કન્યાના બાપને આપવા ઇચ્છા હોય તો લગ્ન વખતે આવી મોટાઇ લેવાને બદલે પાછળથી ગમે તેટલું આપી શકે છે. જે વખતે આપવાથી સામાજિક પ્રતિષ્ઠા મેળવવાનો લોભ હોય છે, તે વખતે કંઇ પણ આપવા લેવાનું બંધ થાય તોજ પરઠણનો સડો કાબુમાં રહેશે. નહિતર 'કાકા પરણ્યા ત્યારે કોઇ ગંડયાં' જેવું થશે. કર્તવ્યશીલ યુવકો આ બાબત લક્ષમાં લેઇ ભાવિ પેઢીના સુખને સારૂ કંઇક તો કરશેજ. હવે ઉપેક્ષા કર્યે પાલવે તેમ નથી.

બાકરોલ ખુશાલભાઇ કાળિદાસ પટેલ

---

## ચર્ચાપત્ર

### ૧. બંડખોર લગ્નો

'પાટીદાર'ના ગયા ભાદરવાના અંકમાં બેન લલિતાબેનના લગ્ન વિષે નિર્દેશ કરતાં ભાઇ ચિમનભાઇ મૂ અમીને બંડખોર લગ્નો વિષે આમ લખ્યું છે: 'આપણી જ્ઞાતિની છોકરીઓ બંડ કરી ગમે તેની સાથે લગ્ન કરે તેમાં તે સુખીજ થશે એમ હું માનતો નથી. નાતની નજરે પણ આવી શક્તિશાળી છોકરીઓ આવાં ગમે તેવાં લગ્ન કરી બેસે તે સારૂં નથી. આવી છોકરીઓની દશા મોટે ભાગે 'નહિ ઘરનાં કે નહિ ઘાટનાં' જેવી થાય છે. તે નથી પાટીદાર રહેવાની, નથી વાણિયા કે બ્રાહ્મણ જ્ઞાતિની બનતી.···· આ વસ્તુ ઉત્તેજનને પાત્ર નથી. જે કારણે આવાં બંડ કરનાર નીવડે છે તે કારણોજ નાબૂદ કરવા પ્રયત્ન થાય એમાંજ સમાજનું હિત છે.'

ઉપરનું લખાણ લેખકના સંકુચિત વિચારોનો નિચોડ છે. સારાનરસા એમના મંતવ્યને એમણે મનોગત માન્યું હોત તો વાંધો નહોતો, પણ સમૂહના મોટા ભાગને સ્પર્શે એવી રીતે એ વિચારો જાહેરમાં મુકાયા છે. અને ત્યારે તો એ વિષે ચર્ચા કરવીજ રહી. લેખકને પ્રાચીન કાળથી લેઇ આધુનિક

સમય સુધીનાં અનેક દષ્ટાન્તો આપી શકાય. અને દલીલોથીજ આનો જવાબ આપવાનો હોય તો કહી શકાય: 'બંડ કરનાર કન્યાઓ સુખીજ થશે એમ હું માનતો નથી,' એમ કહેવું કેટલું ભૂલ ભરેલું છે? ત્યારે શું બંડ ન કરતી બધી એનો સુખીજ થાય છે? અને કોઇનાય ભાવિની કલ્પના દોરવી એ કેટલું બેહૂદું છે!

એથી આગળ એ કહે છે: 'તે નથી પાટીદાર રહેવાની, નથી વાણિયા કે બ્રાહ્મણ જ્ઞાતિની બનતી.'

પણ એવાં બંડ કરનાર છોકરીઓને એ ભાઇ પોતેજ 'શક્તિશાળી છોકરીઓ' તરીકે ઓળખાવે છે, ત્યારે એમણે એટલોય વિચાર નથી કર્યો લાગતો કે એ બંડખોર બેનોએ પોતાની જ્ઞાતિ વિષેના અહંભાવના અતિરેકને દૂર ફગાવીનેજ ઝુકાવ્યું છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો એ બેનો આજની કૃત્રિમ જ્ઞાતિઓને માનતીજ નથી અને એમને એવા વ્યર્થ અહંભાવની પરવાયે નથી. પરવા કરનાર આવું પગલું ભરે ખરું?

અમુક માનસનો કોઇ ક્રાન્તિકાર કોઇનું ખૂન કરે એટલે એનાથી એ અજાણ્યું તો નજ હોય કે પરિણામ ફાંસી છે. એવીજ રીતે આ કન્યાઓ લેખક કહે છે એ સ્થિતિ જાણીનેજ ઝુકાવે છે, અને એથી એ ડરતી નથીજ.

અને લેખકે જાણવું ઘટે કે એવાં બંડ કરનારનો એક નવો સમૂહ ઘડાઇ રહ્યો છે, જેમાં એમનાં ને એમના જેવા અનેકનાં ભાવિ વહેણ ભળવાનાં છે અને તેમાં લેખકના સંકુચિત વાડાઓ, પેટાજ્ઞાતિઓ, જ્ઞાતિઓ, અને અનેક નાતોનું નિકંદન નીકળવાનું છે.

અખંડ હિંદુ જાતિની આજની દુર્દશાનો ભાઇ ચિમનભાઇને ખ્યાલ તો હશેજ. અને જ્ઞાતિનો અહંભાવ સેવનાર કોઇ પણ વ્યક્તિ એટલું તો કબુલ કરશેજ કે પૂર્વે આવા વાડાઓ ન હતા. એથીયે આગળ, અગાઉ તો ક્ષત્રિયો બ્રાહ્મણકન્યા સાથે ને બ્રાહ્મણો ક્ષત્રિયકન્યાઓ સાથે વિવાહ સંબંધથી જોડાયા છે. વૈશ્યો સાથે પણ એ બન્નેએ વિવાહસંબંધ જોડ્યો છે. અને હાલમાં મહાત્માજીના દીકરા ભાઇ દેવદાસનું દષ્ટાન્ત મોજુદ છે.

જ્ઞાતિઓના વાડાઓ ઘસાઇ ઘસાઇ ખરી પડે એ હિંદુ જાતિ માટે જરૂરી છે. તેવે સમયે કોઇ પણ શાસ્ત્રીય કારણ સિવાય મનસ્વીપણે એનો વિરોધ કરવો એ ઠીક નથી.

આગળ ચાલતાં ભાઇ ચિમનભાઇ સમાજને સુધરી જવાને બંડ કરવાનાં કારણો ન નીપજે તે માટે કહે છે. પણ સમાજના ત્રાસથી હજી બંડ થતાં નથી. અને જ્યારે થશે ત્યારે જૂનો સમાજ નામશેષ હશે! અત્યાર અગાઉ થએલાં

લગ્નો ઘણે ભાગે સ્નેહાકર્ષણે કે એવે કારણે થયાં છે. અર્થાત્ ૯૭ બંડખોર એનો સંકોચાય છે અથવા ડરે છે. બેન લલિતાબેન નો માત્ર કુળના અતિરેકને જ વળગ્યાં હતાં. અને એથી એમને જે જવાબ દેવો ઘટે એ તંત્રીશ્રીએ દીધો છે. પણ એ બેનનો જાણે અજાણ્યે પક્ષ લેવા જતાં ભાઇ ચિમનભાઇએ 'પાડાને રોગે પખાલને ડામ' દીધો છે. અને એ પણ જાણવું ઘટે કે ગમે તેવી સુંદર સમાજવ્યવસ્થા પણ ધીરે ધીરે એવી બગડે છે કે તેમાં હમેશાં બંડને કારણ મળવાનું જ. સડેલ હાડકા ઉપર તો ઑપરેશન કરવુંજ પડશે.

અને ચાલી આવતી પરંપરા તોડનારને સમાજ તો શું, વખતે ભાઇ ચિમનભાઇ પણ બંડખોર કહેશે નણુતે બદલે એ દિવસતી જ્નન થઇ ત્યારે પણ લોક એમ કહેતા અને કુળવાનનો દીકરો પગઠણુ લીધા વિના પરણવા નીકળશે તો એ કુળવાન વર્ગજ એને તો બંડ કહેશે. અને વળી કોઇ કુમારિકા પરઠણ માગનારને પરણવાની ના પાડશે તો એ બંડખોર કન્યા સામે તો એમનું માથું ફરી જશે!

ભાઇ ચિમનભાઇ પ્રત્યે મને અંગત રાગ દ્વેષ નથી, તેમ તેમના સામાજિક પ્રયત્નો પ્રત્યે મને મર્યાદિત માન છે. પણ હમેશાં બને છે તેમ તેઓ ઘણી વખત પૂર્વગ્રહોથી દોરાઇ થએલી ભૂલ માટે અનેક રીતે એક વાત પકડી રાખે છે એ શોચનીય છે. સાચેજ એમને સમાજના ઉત્કર્ષની પડી હોય તો એમણે સ્પષ્ટવક્તા બનવું રહ્યું, અને એમ કરી એમણે નવી દૃષ્ટિથી સામાજિક પ્રશ્નોનું નિરાકરણ શોધવું રહ્યું. વળી એ પણ એમણે જાણવું રહ્યું કે સમાજનાં કે જ્ઞાતિનાં કલેવરો તો બંડખોરોએજ ફેરવી નાખ્યાં છે.

ઉત્તરસંડા, હાલ બુટેમ્બો (ઉગાણ્ડા) રાવજીભાઇ સોમાભાઇ પટેલ

---

## ગ્રંથપરિચય

**૫. ગીતામંથન:** લેખક–કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા; પૃષ્ઠ ૮+૩૬૬, કિંમત સવા રૂપિયો. આ પુસ્તકનો પરિચય સંવત ૧૯૯૧ના અષાઢના અંકમાં આ પ્રમાણે આપવામાં આવ્યો છે: "ભગવદ્‌ગીતા એ હિંદુ ધર્મનું મહત્ત્વનું પુસ્તક મનાય છે. સંસ્કૃતમા એનાં અનેક ભાષ્ય થયાં છે. લોકમાન્ય ટિળકના મરાઠી ભાષાના વિસ્તૃત ભાષ્યનું ભાષાન્તર ગુજરાતી ભાષામાં થયું છે. લગભગ એવુંજ વિસ્તૃત, પણ નોખી ઘાટીએ થએલું ભાષ્ય તે આ ગીતામંથન છે. આ મંથનકાર ગુજરાતના અગ્રેસર વિચારક અને ચિંતક છે.

એમણે આ પુસ્તક સંસ્કૃત જનોને માટે નહિ, પણ ખાસ કરીને પ્રાકૃત જનો માટે લખ્યું છે. ગીતાના શ્લોકોને સરળ ભાવે ને ભાષામાં એવા સમજાવ્યા છે કે સાધારણ ભણેલાને ને વિવેકથી સમજવાનો પ્રયત્ન કરનારને તુરત સમજાઇ જાય. જોકે મતભેદનાં સ્થાન અનેક છે, પણ છતાંયે આ એમના પ્રયત્નથી ગુજરાતી વાચકને લાભ જરૂર છે. વાંચનારને સરળ પડે એટલા માટે સંસ્કૃત શ્લોક પણ આપ્યા હોત તો સારૂં થાત. પુસ્તકને અન્તે ઉપસંહાર ને સૂચિ આપી છે એ તો સારૂંજ કર્યું છે." આ એની બીજી આવૃત્તિ છે, એ તેની લોકપ્રિયતા સાબિત કરે છે.

૬. **જોડણી માટે ખિસ્સાકોશ:** સંપાદક – મગનભાઇ દેસાઇ, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; પૃષ્ઠ ૧૪+૨૭૦, કિંમત ૭ આના. હજી સુધી ગુજરાતી ભાષાના શબ્દોની જોડણી એકધારી થઇ નથી. ગૂજરાત વિદ્યાપીઠ તરફથી જોડણીકોશની ત્રણ આવૃત્તિઓ થઇ. છતાં હાલતાં ચાલતાં અનેક શબ્દોની જોડણી વિષે શંકા પડે અને તેથી ખિસ્સામાં રાખી શકાય એવા નાનકડા જોડણીકોશની જરૂર લાગ્યાથી એજ સંસ્થાએ આ ખિસ્સાકોશ પ્રકટ કર્યો છે. "જે શબ્દોની જોડણીમાં શંકાને સ્થાન હોય, એટલે કે લખનાર સહેજે શુદ્ધ ન કલ્પી શકે અને કોશમાં જોવું પડે, એવાજ શબ્દો વીણીને આમાં સંઘર્યા છે." બીજી આવૃત્તિમાં ૪૬૬૬૧ શબ્દો હતા, ત્રીજી આવૃત્તિમાં ૫૬૮૩૦ શબ્દો હતા, ત્યારે આ ખિસ્સાકોશમાં એટલા બધા શબ્દોમાંથી વીણીને લગભગ ૧૩–૧૪ હજારજ શબ્દો મૂકયા છે. આથી કોશનું કદ એટલું બધું નાનું બન્યું છે કે સહેજે ખિસ્સામાં રહી શકે. વિદ્યાપીઠના આ પ્રયાસ માટે તેને ધન્યવાદ ઘટે છે,

૭. **મહાસભાનાં ગીતો:** સંપાદક – ચિમનલાલ પ્રા. ભટ્ટ; પૃષ્ઠ ૮+૯૩; કિંમત દોઢ આનો. માતૃભૂમિનાં ગુણગાન ગાવાનું કોને મન ન થાય? માતૃભૂમિ તો તેનાં બાળકોનું સૌ કાંઇ છે. દુનિયાભરના દેશોએ પોતપોતાની માતૃભૂમિને માટે અવર્ણનીય કાર્યો કર્યાં છે. સ્વદેશ- અને માતૃ-ભૂમિ તરફનો ભક્તિભાવ અખંડિતપણે જાગ્રત રહે તેને અર્થેનો આ એક નાનકડો પણ અતિસ્તુત્ય પ્રયત્ન છે. મહાસભા તો માતૃભૂમિનું હૃદય છે. મહાસભાના ૫૧મા અધિવેશન સમયે પ્રથમ વાર આ સંગ્રહ પ્રકટ થયો; અને ત્રીજી વાર પણ છપાયો, એજ એની ઉપયોગિતા સૂચવે છે. ઉપરાંત સંગ્રહ એટલો બધો સસ્તો છે કે દરેકને વસાવવામાં તે ઘણોજ રુચિકર નીવડશે. દરેક એને વસાવે અને બાળકોથી માંડીને ઘરનાં સર્વે જણ એનાં ગીતોથી ઘરને ગજાવી મૂકે ને એવા ભાવ ભરીને આચરવા પ્રેરાય તો શું બાકી રહે? સાથે સાથે એક બીજો

વિચાર પણ આ સંગ્રહ જોતાં સ્ફુરે છે. પ્રૌઢ અને પ્રખર કવિઓનાં ભાવવાહી દેશગીતોનો બહોળો રસબોધ આ સંગ્રહમાં નથી જણાતો! હું કારણમાં પડતો નથી, પણ બૃહદ્ ગુજરાતને આવાં સર્વોત્કૃષ્ટ ગીતોના સાર્વત્રિક સંગ્રહની જરૂર હોય તો તે આ સમૃદ્ધ કાર્યાલય તરફથી પોષાય તો? શુદ્ધ પ્રભાતરાગનાં ગીતોને પણ સ્થાન મળે એ ઇચ્છવાજોગ છે. 'ઉરેન્દ્ર'

ઉપરનાં ત્રણ પુસ્તકોના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

૮. **પાપ, પુણ્ય અને સંયમ,** શ્રી પૂંજાભાઇ જૈનગ્રંથમાલા—૨૦: સંપાદક અને પ્રકાશક—ગોપાલદાસ જીવાભાઇ પટેલ, મંત્રી, શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ, C/o ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; પૃષ્ઠ ૩૨+૧૮૩, કિંમત બાર આના. "જૈનોના પ્રાચીનમાં પ્રાચીન તથા મૂળભૂત ગણાતા જે ૧૨ અંગગ્રંથો છે, તેમાંથી ઊલટે ક્રમે ૧૧મા, ૯મા, અને ૮મા અંગગ્રંથમાં··· કર્માકર્મ-માર્ગને લગતી કથાઓ સંગ્રહાઇ છે. ૧૧મા અંગગ્રંથ 'વિપાકસૂત્ર'માં બે ખંડમાં થઇને અનુક્રમે પાપ અને તેનાં ફળનું તેમજ પુણ્ય અને તેનાં ફળનું વર્ણન છે; નવમા અંગગ્રંથ 'અનુત્તરૌપપાતિકદશાઃ'માં સંયમનું પાલન કરતાં કરતાં જેઓ એવી ઉચ્ચ કક્ષાએ પહોંચ્યા છે, કે જેમને હવે ઉત્તમોત્તમ (અનુત્તર) સ્વર્ગલોકમાં અમુક કાળ વ્યતીત કર્યા બાદ એકજ વાર મનુષ્ય-જન્મ પામી કરી મુક્ત થવાનું છે, તેમની કથાઓ છે; અને આઠમા અંગગ્રંથ 'અંતકૃદ્દશાઃ'માં આ જન્મેજ સંયમના ઉત્કૃષ્ટ પાલનથી જેમણે સર્વ કર્મોનો અંત આણી દીધો છે, અને જેથી મરતી વખતેજ જેમને મુક્તિ પ્રાપ્ત થઇ જવાની છે, તેમની કથાઓ છે." સંપાદકે "એ ત્રણે ગ્રંથોને આ એકજ પુસ્તકમાં જોડી દેવાનું યોગ્ય માન્યું છે," સંપાદક જૈન ધર્મગ્રંથોના ગંભીર અભ્યાસક અને વિવેચક છે, એમ એમણે એ ધર્મનાં લખેલાં અનેક પુસ્તકોથી સ્પષ્ટ થાય છે. જૈનધર્મ પાપપુણ્ય કોને માને છે અને તેણે તેમનાં ફળ કેવાં કલ્પ્યાં છે, એ આ પુસ્તક વાંચ્યાથી સમજાઇ આવે છે. જૈનધર્મનો કંઇક પણ પરિચય પામવાની ઇચ્છા રાખનારે આ પુસ્તક અવશ્ય વાંચવું જોઇએ.

૯. **યંત્રની મર્યાદા.** આચાર્ય ગિદવાણી સ્મારકમાળા ગ્રંથ—૫: લેખક—નરહરિ દ્વા. પરીખ, અમદાવાદ; પ્રકાશક—મગનભાઇ પ્રભુદાસ દેસાઇ, મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; પૃષ્ઠ ૨૦+૧૮૮, કિંમત ચૌદ આના. લેખકે પોતાના નિવેદનમાં જણાવ્યું છે તેમ આ નાનકડા પુસ્તકમાં વાયુ, વરાળ, વિદ્યુત, વગેરેની મદદથી ચાલતાં યંત્રોના ઉપયોગમાં શા શા લાભાલાભ રહેલા છે એ બધાનો યોગ્ય વિચાર કરી યંત્રની મર્યાદા નક્કી કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે.

અલબત્ત આજનાં રાક્ષસી યંત્રોના ઉપયોગથી મનુષ્યો અનેકવિધ કાળજાટૂટ મહેનતમાંથી બચી જાય છે, પણ સાથે સાથે તે યંત્રોના દિનપ્રતિદિન થતા વિસ્તારથી ભયાનક યુદ્ધોનાં બીજ પણ રોપાતાં જાય છે, નિર્બળોનું શોષણ વધતું જાય છે, અનીતિ ઘર ઘાલતી જાય છે, જીવલેણ બેકારી ઉગ્ર રૂપ ધારણ કરતી જાય છે, માનસિક રોગો વિસ્તરતા જાય છે, કુદરતી સંપત્તિનો ઝપાટાભેર અવિચારી વિનાશ થતો જાય છે, આથી ભાવિ પ્રજાના કુદરતી હક્કોનો કચ્ચરઘાણ વાળવામાં આવતો જાય છે; એક બાજુએ ધનની છોળો ઉડતી જણાય છે, જ્યારે બીજી બાજુએ જીવલેણ ગરિબાઈ વધતી જાય છે અને આમ અનેક રીતે યંત્રોના વધતા જતા ઉપયોગને પરિણામે માનવજીવન એકંદરે સવિશેષ સુખી થવાને બદલે ક્લેશસાગરમાં વધારે ને વધારે ડુબાતું જાય છે. તો પછી આ સર્વ આપત્તિમાંથી મનુષ્યને શી રીતે ઉગારી શકાય તેની કેટલીક તલસ્પર્શી તપાસ આ પુસ્તકમાં કરવામાં આવી છે.

ભાષા સરળ અને રોચક હોવાથી અર્થશાસ્ત્રનું જરા પણ જ્ઞાન ધરાવનાર વાચક આ પુસ્તક રસપૂર્વક વાંચી શકે તેમ છે. વળી જેઓ પ્રચંડ શક્તિશાળી યંત્રોના ખાસ હિમાયતીઓ કિંવા તેના કટ્ટર વિરોધીઓ છે તે ઉભયને આ નાનકડા પુસ્તકમાંથી ઘણું જાણવાનું અને શીખવાનું મળશે.

વિશેષમાં આ પુસ્તકમાં લેખકે યંત્રોના લાભાલાભનો શાસ્ત્રીય દૃષ્ટિએ વિચાર કરવા ઉપરાંત તેમાં યંત્રો વિષેનાં પૂ. ગાંધીજીનાં લખાણોમાંથી પણ ઉપયોગી ઉતારા આપી તથા 'યંત્રવાદને પરિણામે' નામનું શ્રી. ચંદ્રશંકર શુક્લે લખેલું એક પ્રકરણ ઉમેરી પુસ્તકને વિશેષ ઉપયોગી બનાવ્યું છે.

જેઓને યંત્રો વિષે સાચી અને મનનીય વાતો જાણવી હોય તેમને આ પુસ્તક વિચારપૂર્વક વાંચી જવા અમારી ખાસ ભલામણ છે. મૂ. બારડ

ઉપરનાં બે પુસ્તકોનું પ્રાપ્તિસ્થાન—નવજીવન કાર્યાલય, અમદાવાદ

**૧૦. સારી રીતભાત:** લેખક—રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ; પૃષ્ઠ ૬૦, મૂલ્ય રૂા. ૦–૪–૦. દરેકે દરેક સમાજમાં એક બીજા માણસના પ્રસંગમાં આવતાં કેવી રીતભાત રાખવી એના નિયમો ધીરે ધીરે પરંપરાથી ઠરી ગએલા હોય છે. આપણા સમાજમાં એમ ઠરી ચૂકેલા અથવા ઠરવા જેવા શિષ્ટાચારના નિયમોનો આ સંગ્રહ છે અને તે દરેક સભ્ય માણસે જાણવા સારૂ આ પુસ્તક જરૂર વાંચવું ઘટે. જુદા જુદા સમાજના શિષ્ટાચાર ત્યાંના દેશકાળને અનુસરીને જુદા જુદા હોઇ શકે. યુરોપમાં અતિશય ટંડી હોવાથી ત્યાં માણસો શરીર

લૂગડાંથી લપેટાએલાં રાખે, એ લોક પાટલૂન પહેરે. અહીં ગરમી વધારે હોવાથી આપણે લૂગડાં આછાં ને ખુલ્લાં પહેરીએ, આપણે ખુલ્લાં ધોતીઆં પહેરીએ, કેટલાક દિવસોમાં ઘરમાં ઉઘાડે શરીરે પણ બેસવું પડે. પણ એ સ્થિતિ લેખકને મતે ઇષ્ટ નથી (પૃ. ૪૧). વળી "પાણીથી દદડતી છત્રી, ડગલા વગેરે નાટકગૃહની અંદર ન લેઇ જતાં બહાર યોગ્ય ઠેકાણે મૂકવાં" (પૃ. ૩૩). પણ નાટકગૃહના વ્યવસ્થાપકો એ વસ્તુઓ ચોરાય નહિ એવી રીતે મૂકવાના યોગ્ય ઠેકાણાની વ્યવસ્થા કરે નહિ, ત્યાં સુધી એ વસ્તુઓ ચોરાવાને માટે બહાર ગમે તે ઠેકાણે મૂકવાનું મન કોઇને ન થાય અને તેથી આ 'સારી રીતભાત' પાળવાનું મન ના થાય. આપણા દેશની જાહેર સંસ્થાઓમાં એવી દુરવસ્થા હોય છે કે મંદિરમાં દર્શન કરવા જવાને બહાને કેટલાક લોક ખરેખર દર્શન કરવા જનારના જોડા ચોરી જાય છે. અને તેથી ખરેખર દર્શન કરવા જનારનાં ચિત્ત એક બાજુએ દેવ તરફ હોય ને દેવની સ્તુતિ કરે કે त्वमेव माता, અને બીજી જ ક્ષણે તેનું ચિત્ત બહાર મુકેલા જોડા તરફ જાય ને તે તરફ નજર રાખી સ્તુતિ તો કરતોજ જાય છે કે पिता च त्वमेव! થોડાક નાના મતભેદ બાદ કરતાં પુસ્તકમાં 'સારી રીતભાત'ના નિયમો મૂક્યા છે તે અમલમાં મૂકવા જેવા છે. સૌએ આ પુસ્તક વાંચવા જેવું છે. પુસ્તકની આ પાંચમી આવૃત્તિ છે, એજ એની લોકપ્રિયતા સાબિત કરે છે.

**૧૧. બાલકુંજના પાઠો:** સંપાદક—મણિભાઇ પટેલ, ભારત વિદ્યાલય, કરાડી; પૃષ્ઠ ૬+૭૬, મૂલ્ય ૦–૪–૦. કરાડી ભારત વિદ્યાલયના વિદ્યાર્થીઓએ પોતાના હસ્તલિખિત 'બાલકુંજ'માં લખેલા કેટલાક લેખોનો આ સંગ્રહ છે. સંગ્રહમાંનાં કેટલાંક લખાણો આશાજનક છે. આવા સંગ્રહથી વિદ્યાર્થીઓને પ્રોત્સાહન મળે એ સ્વાભાવિક છે, 'ગંગલી ધાંચણ,' 'વેંતિયાં' વગેરે જેવાં જોડકણાં ન લીધાં હોત તો સારું. એકંદર પ્રયત્ન સારો છે. બાળકોને એમાંથી ઇતર વાચન તરીકેનું હળવું સાહિત્ય ઠીક ઠીક પ્રમાણમાં મળી રહેશે. 'ઉરે-દ્ર'

ઉપરનાં બે પુસ્તકોના પ્રકાશક—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લિ., પો. બો. નં. ૧૦, રાવપુરા, વડોદરા,

**વસો વાર્ષિક પત્રિકા ૨૬મી,** સંવત ૧૯૯૬ સન, ૧૯૪૦.

**શ્રી પ્રગતિ મંડળ, ભાદરણ,** સને ૧૯૩૯–૪૦નો અહેવાલ તથા હિસાબ.

**શ્રી ધર્મજ બન્ધુસમાજનો નવમા વર્ષનો અહેવાલ તથા હિસાબ** (તા. ૧:૮:૩૯થી તા. ૩૧:૭:૪૦ સુધીનો).

## "આકોલામાં પાટીદાર સમાજની સ્થાપના

"જેની ઘણાજ લાંબા સમયથી આવશ્યકતા જણાતી હતી તે સમાજની સ્થાપના કરવા માટે અહીં તા. ૨૮:૧૦:'૪૦ને રોજ મેસર્સ યુ. ડી. પટેલની ઑફિસમાં શ્રી. ઠાકરસીભાઈ પટેલની અધ્યક્ષતા હેઠળ સર્વ પાટીદાર બંધુઓએ એકત્રિત થઈ 'શ્રી પાટીદાર સમાજ, આકોલા'ની સ્થાપના કરી. સર્વ ભાઈઓ અત્યંત ઉત્સાહમાં હતા અને સમાજનું કાર્ય આગળ ધપાવવા માટે તે ભાઈઓએ સમાજને ભેટ સ્વરૂપે ઠીક પ્રમાણમાં રકમ આપવા નક્કી કર્યું છે." આકોલાથી શ્રી. ગોરધનભાઈ ઉપર પ્રમાણે લખી જણાવે છે. જ્ઞાતિની આવી સંસ્થાઓ જ્ઞાતિમાં જૂના જમાનાથી ઘર કરી રહેલા સડા અને દોષ દૂર કરવામાં અને ભારતવર્ષની પ્રગતિમાં જ્ઞાતિ, જ્ઞાતિ તરીકે ફાળો આપવાને શક્તિશાળી અને ગુણવાન બને એ જાતના પ્રયત્નો કરવા સ્થપાય એ ઇષ્ટ છે, બાકી સ્થાપનાનો કંઇ હેતુ નથી. આ સંસ્થા પણ એવે ઇષ્ટ માર્ગે પ્રયાણ કરશે એવી આશા છે.

## કૉલેજીઅન કન્યા શૉક તરીકે

મણિનગરમાં રહેતાં હીરાભાઈ નર્સની આશરે ૨૦ વર્ષની પુત્રી શ્રી. પુષ્પાવતીબેન, જેઓ ગુજરાત કૉલેજમાં ઈંટર આર્ટ્સમાં ભણે છે તેમનાં લગ્ન અમદાવાદમાં જયભારત મિલના રિપનિંગ માસ્તર શ્રી. રતનલાલ રંગીલદાસ દલાલ, જેમની ઉમર આશરે ૫૦ વર્ષની હશે, તેમની સાથે તા. ૪:૧૧:૪૦ના રોજ સવારે ૭ વાગ્યે થયાં. અમદાવાદના જ્યોતિસંઘવાળાં શ્રી. મૃદુલાબેન આ લગ્ન અટકાવવાનો પ્રયત્ન કરે તે પહેલાં તો એ નંદીલગ્ન થઇ ગયું હતું. શ્રી. રતનલાલને એક હયાત પત્ની કુમુદબેન નામે છે, જે અત્યાર સુધી તેમની સાથે રહેવાં હતાં. લગ્ન વખતે દીવાળીમાં તેઓ મુંબઇ ગએલાં. આ લગ્ન કોઇના દબાણથી નથી થયાં, પણ એ કૉલેજિયન કન્યાની પોતાની ઇચ્છાથી થયાં છે. શ્રી. પુષ્પાવતીબેનનું માનવું છે કે લગ્ન માત્ર વ્યક્તિગત પ્રશ્ન છે અને તેથી સમાજને વ્યક્તિગત જીવનમાં માથું મારવાનો જરા પણ અધિકાર નથી. એક તો ભણેલાં થઇ પુષ્પાવતીબેને ભયંકર ભૂલ કરી છે અને બીજી એક બેનનો ભવ બગાડવામાં સામેલ થયાં છે. તે ઉપર જેમ તેમના ભણતર ઉપર પાણી ફરી વળ્યું હોય ને શોક બન્યાનું અભિમાન આવ્યું હોય તેમ સમાજને વ્યક્તિગત જીવનમાં માથું મારવાનો હક નથી એમ જણાવે છે. એમની આ ધૃષ્ટતા દયા ખાવા જેવી છે. કાયદાઓ કરીને અને સમાજસેવામાં જીવન આપનારાંની ઓછી સંખ્યાને કારણે એની સામે

શકાય છે. શરીર ગમે તેવાં ધાટીલાં, બળવાન ને ચપળ હોય પણ આત્મબળ ને સમયસૂચકતા વિના સમાજસેવાના કાર્યમાં કંઇ ફાળો ન આપી શકે. આવા વીરોની કદર કરવાની વ્યવસ્થા વ્યાયામમંડળોના સંચાલકો કરે એમ ઇચ્છીએ.

### મુંબઇ અને આજુબાજુ થએલી વાવાઝોડાથી ખુવારી

તા. ૧૫:૧૦:'૪૦ની ગઇ રાત્રે મુંબઇ અને તેની આજુબાજુના ભાગ ઉપર કુદરતનો કોપ ઉતરી આવ્યો. છેલ્લાં સો વરસમાં નહિ થએલું વાવાઝોડું એવું ભયંકર થયું કે તેનું કોઇની કલ્પનામાં પણ ન હતું. તેને પરિણામે મુંબઇમાં ૧૪૬ ગછવા ડૂબી ગયા અને ૯૮ મછવાઓને નુકસાન થયું. એકંદર ૪૫ માણસોએ જાન ગુમાવ્યો, જ્યારે ૬૪ સખસો ઇજા પામ્યા અને ૧૦૪ સખસો ગૂમ થયા. મુંબઇના માછીમારોમાં જાનની ખુવારી ઘણી નથી થઇ, કારણ કે હમેશાં તેઓ બહારના જિલ્લાના માણસો કામે રોકે છે. આ ઉપરાન્ત સૂરત જિલ્લામાં એથી ઘણું નુકસાન થએલું છે, ફળઝાડોની વાડીઓનો નાશ થયો છે અને હજારો રૂપિયાની આવક બંધ થઇ છે. કેટલેક સ્થળે મકાનો પણ પડી ગયાં છે. મુંબઇમાં મદદ કરવાને મુંબઇ પ્રાન્તિક સમિતિએ, તથા સરકારે બનતી મદદ કરવા પગલાં લીધાં છે.

### દુકાળ

વાવાઝોડા જેવો જ આ કુદરતનો કોપ છે. ઉત્તર ગુજરાત અને કાઠિયાવાડમાં દુકાળે પોતાનો હાથ બતાવવા માંડ્યો છે. આમ દર વરસે આજ એક ભાગમાં ને કાલે બીજા ભાગમાં એમ દુકાળ પડ્યેજ જાય, એમાં વધુ ભાગે સરકાર જવાબદાર છે, જેના વહીવટમાં ખેડૂતને પાણીનું સુખ નથી, મહેસૂલનો બોજો વધારે છે, તેનું ઉત્પન્ન વેચવાને સરકારી કે એવી કોઇ પદ્ધતિની મદદ નથી, જેથી વચગાળાનો નફો શાહુકારો, આડતીઆઓ, દુકાનદારો ને લેણદારો ચૂસતા મટે. ધરતીનો ધણી, જે પોતાના પરસેવાથી ધરતીમાંથી કણ ઉપજાવનાર કહો, એ બેહાલ બને છે. એમાં બહારનાં ઘણાં કારણો ગણાવીએ, છતાં ખેડૂત પોતે રાંક નહિ મટે ત્યાં સુધી એ બધાં કારણો એના ઉપર ભીસ દીધા જ કરશે.

### ધરતીકંપો

યુરોપમાં રૂમાનિયામાં જબરજસ્ત ધરતીકંપ થયો છે જેથી કરીને ત્યાંનું પાટનગર લગભગ નાશ પામવાના સમાચાર મળે છે. એ ઉપરાંત બીજું ઘણુંય નુકસાન થઇ ગયું છે. ત્યાંના કેટલાક તેલના કૂવાઓનો નાશ થયો છે. યુરોપમાં ચાલી રહેલા માનવહત્યાકાંડમાં કુદરત પણ પોતાનો હાથ બતાવી રહી છે. કાઠિયાવાડ ને અમદાવાદ સુધી થોડી સેકંડ માટે ધરતીકંપનો આંચકો

લાગ્યો હતો. આવા આંચકા હવે અવારનવાર જણાવા લાગ્યા છે. એ પણ પ્રકૃતિમાં થઇ રહેલા ફેરફારો સૂચવનાર તો નહિ હોય?

## રાણી છાપનો રૂપિયો વિદાય લે છે

"રાણી છાપના બનાવટી રૂપિયા અને અડધા રૂપિયાની સંખ્યા ઘણી વધી પડતાં લોકોને આ છાપના સિક્કાઓ પ્રત્યે અણગમો ઉપજવાથી આ જાતના રૂપિયા અને અડધા રૂપિયાના સિક્કાઓ ચલણમાંથી પાછા ખેંચી લેવાનો પ્રશ્ન હિંદ સરકાર છેલ્લા થોડા વખતથી વિચારી રહી હતી. રાણી છાપના સિક્કાઓની સંખ્યા જોકે ઓછી છે, તોપણ આવા ઘણા સિક્કાઓ લોકોએ કદાચ સંગ્રહી રાખ્યા હશે અને સંગ્રહ કરવાની લોકોની વૃત્તિને લીધે ઊભી થએલી અગવડતામાં વધારો કરે છે. આ સિક્કા ચલણ માટે અનુકૂળ ન હોવાથી અને તેને બીનઆર્થિક સંગ્રહમાંથી પાછા ખેંચી લેવા માટે હિંદ સરકારે રાણી છાપના રૂપિયા અને અડધા રૂપિયાના બધા સિક્કાઓ પાછા ખેંચી લેવાનો નિર્ણય કર્યો છે. તા. ૩૧મી માર્ચ સન ૧૯૪૧ પછી આ સિક્કાઓ ચલણી સિક્કા નહિ ગણાય, પણ તા. ૩૦મી સપ્ટેમ્બર ૧૯૪૧ સુધી તમામ સરકારી તીજોરી ખાતાંએ અને ટપાલ ઑફિસોમાં તેનો સ્વીકાર કરવામાં આવશે અને ત્યાર બાદ વધુ નોટિસ મળે ત્યાં સુધી મુંબઇ અને કલકત્તામાં રીઝર્વ બેંકમાંજ આ સિક્કાઓ લેવામાં આવશે" ('મુંબઇ પત્રિકા,' તા. ૧૯:૧૦:'૪૦).

## સ્વ. વિઠ્ઠલભાઇ પટેલના વીલમાં દર્શાવેલી રકમ

સરદાર વલ્લભભાઇ પટેલે, તેમને તથા સ્વ. વિઠ્ઠલભાઇ પટેલના વારસોને મુંબઇ હાઇ કોર્ટના રૂલિંગ અનુસાર મળેલી એક લાખની રકમ કોંગ્રેસના પ્રમુખ મૌલાના અબુલ કલામ આઝાદ ઉપર મેસર્સ અમીન દેસાઇ અને નાણાવટીની પેઢી મારફત ચેકથી મોકલી આપી છે, જે તેમને તા. ૯મી ઑક્ટોબર '૪૦ના રોજ મળી. એજ ચેક સીધો અખિલ ભારત મહાસભા સમિતિના કોષાધ્યક્ષને મોકલી આપવામાં આવ્યો છે. તેઓશ્રીએ સર્વશ્રી જવાહરલાલ નેહરુ, જમનાલાલ બજાજ, ભુલાભાઇ દેસાઇ, પોતે અને અ. હિં. મ સમિતિના પ્રમુખની એક કમિટી નીમી છે. સદરહુ નાણાં કમિટીને ઉચિત લાગે તે રીતે અને તેવે કામે વાપરવાની સત્તા આપવામાં આવી છે. આ બધું વર્કિંગ કમિટીએ પસાર કરવાનું છે, અને તે થશે. નમ્ર મત છે કે કમિટી પોતાની ઇચ્છાનુસાર એ નાણાં વાપરે તેના કરતાં સ્વ. પટેલના વીલમા દર્શાવેલ હેતુ માટે નાણાં વાપરવા પ્રબંધ કરે તો વધારે ઉચિત બને.

### ચરોતર એજ્યુકેશન સોસાયટીના પ્રમુખ

ગઇ તા. ૧૦:૧૧:'૪૦ને રોજ ચ. એ. સોસાયટીની મુલતવી રહેલી સામાન્ય સભા શ્રી. દાદુભાઇ દેસાઇના પ્રમુખપણા નીચે મળી હતી. તેમાં આશરે ૪૫ સભ્યો હાજર હતા અને સર્વાનુમતે શ્રી. ગણેશ વાસુદેવ માવલંકરની આવતાં ત્રણ વર્ષ માટે પ્રમુખ તરીકે વરણી કરવામાં આવી છે. દરબાર સાહેબ આ સભામાં હાજર હતા અને તેમણે મહાસભાવાદીઓ હવે આ સંસ્થામાં રસ લેતા લેવા લાગ્યા છે તેથી કોઇને ભડકવાની જરૂર નથી, એમ સમજાવ્યું હતું અને હવે તેઓ રચનાત્મક કામમાં માનનારા હોઇ અનુભવી પણ બનેલા છે. વળી તેઓને તો સ્વ. મોતીભાઇ સાહેબનો આદર્શ અમલમાં મુકાય એજ જોવાની અને તેને સારૂં કામ કરી છૂટવાની ઇચ્છા છે.

### વડોદરામાં હરિજનો માટે કાયદો

વડોદરા રાજ્યમાં સામાજિક સુધારાના અનેક મહત્ત્વના કાયદામાં 'સાર્વજનિક અસમર્થતા નિવારણ'નો કાયદો એક મહત્વનો ઉમેરો કરે છે. અસ્પૃશ્ય ગણાતી કોમોના નાગરિક તરીકેના હક્કો સ્થાપિત કરવા ને તેનું રક્ષણ કરવા આ કાયદો કરવામાં આવ્યો છે. જાહેર સંસ્થાઓ અને જાહેર વાહનોનો ઉપયોગ કરવાનો અસ્પૃશ્યોને સંપૂર્ણ અધિકાર કાયદાથી આપવામાં આવ્યો છે, તેમાં અટકાયત કરનારને આ કાયદાથી સજા ઠરાવી છે. હાલના સંજોગોમાં કાયદાથી સમાજની બદીઓ દૂર કરવી પડે છે, પણ જ્યાં સુધી સમાજના માનસનો પલટો ન થાય ત્યા સુધી સંપૂર્ણ સુધારો બનવો અશક્ય છે.

### પણ કાયદાનો અમલ?

વડોદરા રાજ્યે ઘણી જાતના સમાજસુધારાના કાયદાઓમાં હિન્દુસ્થાનમાં પહેલ કરીને આબરૂ ખાટી છે, પણ અમલમાં તે કાયદા જાણે છેજ નહિ એમજ ચાલે છે. વડોદરા રાજ્યમાં બાળલગ્નપ્રતિબંધક કાયદો છે અને તેની હળવી શિક્ષાને લીધે ઘણા માણસો એવાં લગ્નો કર્યે જ જાય છે અને તેથી ત્રણેક વર્ષ ઉપર તો રાજ્યને દંડની દોઢેક લાખની વાર્ષિક આવક થતી હતી. પેટલાદના એક વકીલને બાળલગ્ન કરાવ્યા બદલ રૂ. ૨॥ દંડ થએલો! આવા દંડથી કોને અસર થાય? આવા કાયદા પસાર કરવા એ સહેલું છે, ને તેથી સસ્તી કીર્તિ મળતી પણ હશે; પણ તેનો કડક અમલ જ્યાં સુધી ન થાય ત્યાં સુધી એ બધું શોભા પૂરતું જ છે!

### સ્ત્રીપોલિસ, સ્ત્રીવોર્ડર ને અલગ લોક-અપની જરૂર

શ્રી. શારદાબેન મહેતા પોતાના સતારાના ભાષણમાં જણાવે છે કે: એક બાઇ બજારમાંથી શાકનું પોટલું લેઇને જતી હતી, ત્યાં તેને એક નાનું

ચીંથરે બાંધેલું પોટલું જડયું. એમાં રૂપાનો ને સોનાનો ઢોળ ચઢાવેલાં ઘરેણાં હતાં. એ જોતી હતી ત્યાં પોલિસે તેને પકડી. મુદ્દામાલ સાથે એને પોલિસ ચોકી ઉપર આણી. મેજિસ્ટ્રેટ સમક્ષ રજૂ કરવામાં આવી. રિમાણ્ડ ઉપર છોડવાના સમય દરમિયાન તેને એક મોટી પોલિસ ચોકીના લોકઅપમાં પાંચ દિવસ સુધી રાખવામાં આવી. તે દરમિયાન પહેલી અને બીજી રાત્રે તે બિચારી બાળાની અસહાય સ્થિતિનો લાભ લેઇ તેની ઉપર બે પોલિસ સિપાઇઓએ અત્યાચાર ગુજાર્યો. ખરેખર, આવા બનાવો પરાધીન દેશમાંજ બને! એવા બદમાસ પોલિસોને શી સજા થઇ તે જાણવામાં નથી આવ્યું. આ કિસ્સો જાણવા મળ્યો ત્યારે જ આવા અત્યાચાર વિષે જાણવા મળ્યું; બાકી એવા કેટલાય અત્યાચારો થતા હશે? આવા કિસ્સા બનતા બચાવવા ખાસ સ્ત્રીપોલિસ, સ્ત્રીવોર્ડર અને સ્ત્રીગુનેગારોને સારુ ખાસ લોક-અપની ગોઠવણુ તાબડતોડ કરવાની જરૂર છેજ.

**બનાવટી વૈષ્ણવાચાર્ય**

આ ગાળામાં ચકચાર પામેલા બનાવટી વૈષ્ણવ મહારાજનો કેસ, જેમાં દેવકીનંદન મહારાજ તરીકે બનાવટી વેશ કરવાના ગુનાસર તથા તે રીતે છેતરપીંડી કરવાના આરોપસર જે કેસ ચાલતો હતો તેમાં બનાવટી મહારાજ બનનાર મોરલીધરને કોર્ટે એક વર્ષની સખત સજા દાહોદની કોર્ટે તા. ૮:૧૧:૪૦ના રોજ ફરમાવી છે. તેની સાથેના બીજા આરોપી કેશવલાલ, જેના ઉપર તેને મદદ કરવાનો આરોપ હતો, તેને નિર્દોષ જાહેર કરીને છોડી મુકેલ છે. હજી તે બન્નેની સામે નડિયાદ કોર્ટમાં બીજા કેસો ઊભા છે. એ બીજા કેસ ચાલ્યા પછી આવા બનાવટીઓ ઉપર સવિસ્તર લખી શકાય, પણુ ત્યાં સુધી એટલું તો કહેવાય કે જ્યાં સુધી વૈષ્ણવોના ધર્મમાં 'ઘેમલાંઓ' છે ત્યાં સુધી આવા બનાવટી 'દેવકીનંદનો' પણુ જન્મવાનાજ.

**મહાત્માજીનાં પ્રકાશન બંધ**

તા. ૧૮:૧૦:'૪૦ના રોજ પુનાના જિલ્લા મેજિસ્ટ્રેટની ઓફિસ તરફથી 'હરિજન'ના તંત્રીને નોટિસ મળ્યા બાદ મહાત્માજીએ ના. વાઇસરોય સાથે પત્રવ્યવહાર કરેલો, જેનું પરિણામ ભીલકું આવ્યું. મહાત્માજીની આશા પાયા વિનાની નિવડી તેઓ 'હરિજનબંધુ' કેમ મુલતવી રાખવું પડે છે તેના કારણમાં જણાવે છે કે: "મારી સામે બે પસંદગી હતી: કાં તો સરકારનું બંધન કબૂલ કરી તેની અંદર રહીને છાપું ચલાવ્યા કરવું, અથવા બંધન કબૂલ કરતાં 'હરિજનબંધુ' બંધ જ રાખવું. સત્યાગ્રહીને બીજી પસંદગી શોભે." આમ એમનાં ત્રણેય પ્રકાશનો બંધ થયાં. તા. ૯મી નવેમ્બર ૧૯૪૦ને

શનિવારે પુસ્તક આઠનો અંક ૩૩મો બહાર પાડી 'હરિજનબંધુ' બંધ કર્યું. તે બંધ કરતાં મહાત્માજી લખે છે:

### "મારે કહેવું તો એકજ છે ના?

"ખાદી પહેરજો, રોજ ખંતથી કાંતજો, હરિજનને અપનાવજો, ભિન્ન-ધર્મીઓ પ્રત્યે સમભાવ રાખી ઐક્ય સાધજો, દેહ ધરનાર જવા દેજો પણ આત્મા જેની ના પાડે તે કદી ના કરજો……સહેજે સ્વરાજરૂપી ગંગા ઘેર બેઠાં આવી મળશે એ ખાતરી રાખજો."

### શ્રી. વિનોબાની ધરપકડ

મહાત્માજીએ સરકાર તરફથી વાણીસ્વાતંત્ર્ય ઉપર જે કાયદાથી બંધન મુકાયું તેની સામે વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ કર્યો, તેમાં પહેલા સત્યાગ્રહી તરીકે શ્રી. વિનોબા ભાવેની વરણી કરેલી. તેઓએ વર્ધા નજદીક પવનાર ગામે સત્યાગ્રહ શરૂ કરેલો. તેમને ત્રણ ભાષણો બાદ તા. ૨૧:૧૦'૪૦ને રોજ પકડીને, કામ ચલાવીને, ત્રણ માસની સજા ફરમાવી છે.

### પંડિત જવાહરલાલ નેહરૂની ધરપકડ

નવા વર્ષને બેસતે વર્ષે સાંજે વર્ધાથી અલ્લાહાબાદ પાછા ફરતાં ચેઓખી જંકશને પંડિતજીની ધરપકડ તેમના ગોરખપુરના ભાષણ બદલ કરવામાં આવી. તેમની ઉપર કામ ચલાવી તેમને ચાર વર્ષની સજા ફરમાવવામાં આવી છે. એમની ઉપર આવું કામ આઠમી કે નવમી વખત ચાલે છે. પરતંત્ર ભારતમાં બહાર કે અંદર સૌ જેલ જેવું જ છે. આવા નરવીરને જેલ કરી સરકાર, સ્વરાજ્યને નજદીક લાવે છે એ નિઃસંશય છે.

### સરદાર વલ્લભભાઇની ધરપકડ

તા. ૧૭:૧૧:'૪૦ને રવિવારે રાત્રે ૯॥ વાગ્યે અમદાવાદમાં ડૉ. કાનુગાને બંગલેથી ગુજરાતમાં પ્રથમ સત્યાગ્રહી તરીકે સરદારશ્રીની, તેઓ કલેકટરને નોટિસ આપ્યા પ્રમાણે ભાષણ કરે તે પહેલાં, ધરપકડ કરી અને અટકમાં લેઇ તેમને સાબરમતી જેલમાં લેઇ ગયા. તેમના ઉપર કામ ચલાવવામાં આવનાર નથી, એટલે અટકની મુદત સરકારની ધ્યાનમાં આવે ત્યાં સુધીની ગણાશે.

* * *

**નોંધ:** હજી મારી શારીરિક ને માનસિક સ્થિતિ એવી સ્વસ્થ નથી થઇ કે પ્રસંગકથા લખી શકાય; તેથી આ માસની પણ પ્રસંગકથા ભાઇ નટવરલાલ દવેએ લખીને જે બંધુભાવ પ્રદર્શિત કર્યો છે તેને માટે ઉપકાર માનું છું.

તંત્રી

Reg. No. B. 1785

૧૯૯૭ 卐 પોષ

# પાટીદાર

卐 卐

વર્ષ ૧૮ 卐 અંક ૩

આપણા દેશના ખેડૂતને તો પોતે પકવેલા માલના બદલા માટે, તેમજ પોતે જે માલ ખરીદ કરે છે તે માટે નાણાં એ અનુકૂળ સાધન નથીજ. આપણી સમાજવ્યવસ્થા તથા ખેતીની સ્થિતિ એવી છે કે નાણાંવ્યવહારની આંટીઘૂંટીમાં ફસાઈ જતાં ખેડૂત પાયમાલ થાય છે અને તેને બેકારી ભોગવવી પડે છે. પોતાને તથા પોતાનાં ઢોરને માટે ખાવાની વસ્તુઓ જોઈતા પ્રમાણમાં પેદા કરવાને બદલે જેનાં નાણાં ઊપજે એવા પાક તેને ઉત્પન્ન કરવા પડે છે અને એ પકવતા પોતાને થયેલા ખર્ચ કરતાં પણ ઘણી વાર સસ્તે ભાવે એ તેને છેવટે વેચવા પડે છે ઘણી વાર શહેરના બજારમાં જઈ શાકના ભરેલાં ગાડાં તેને નાખી દેવાને મૂલે વેચવા પડે છે, અથવા મફત ઢાળવી આવવાં પડે છે. આજે તો ખેડૂતની એવી દશા છે કે પોતે ઉત્પન્ન કરેલી વસ્તુઓ પોતેજ વાપરે એટલે કે પોતાનો ઘરાક પોતેજ બને તો તે લૂંટાતો બચે.

('યંત્રની મર્યાદા'માંથી) નરહરિ દ્વા. પરીખ

તંત્રી: નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ: દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ

છુટક નકલના ત્રણ આના

# સમાવેશ





૧. બેનોને ભેટ લવાજમે 'પાટીદાર' આપવાના ફંડમાં ભુકાખાથી ભાઇ અંબાલાલ બી. પટેલે શિ. ૩૧, કંપાલાથી ભાઇ અમથાભાઇ એન. પટેલ મારફત વડોદવાળા ભાઇ છોટાભાઇ રામભાઇ પટેલે શિ. ૧૫, એક સદ્‌ગૃહસ્થે શિ. ૧૦ અને ભાઇ છોટાભાઇ ઇશ્વિરભાઇ પટેલે શિ. ૬, લુક્રિગાથી ભાઇ મહીજીભાઇ લાલાજી પટેલે શિ. ૧, આણુરગાથી વરણાગાના ભાઇ ડાહ્યાભાઇ ફકીરભાઇ અમીને પોતાનાં માતુશ્રીને સ્મરણાર્થે રૂા. ૫, કલ્યાણથી વસોનાં બેન મણિબેન ગોકળદાસ જે. અમીને રૂા. ૩ અને કલ્યાણથી વસોના ભાઇ ગોકળદાસ જે. અમીને રૂા. ૨ મોકલ્યા છે, તે ઉપકાર સહિત તે ખાતે જમા કરવામાં આવ્યા છે.

૨. પરદેશમાંથી અથવા દેશમાંથી જેમનાં લવાજમ હજી આવ્યાં નથી તે તુરત મોકલી દેશે એવી આશા છે.

૩. નવા ગ્રાહકોએ કાર્તકને અંકેથી ગ્રાહક થવું એ વધારે ઠીક પડે એમ છે. જૂના ગ્રાહકો એકેક નવો ગ્રાહક વધારી આપશે એવી આશા છે.


આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને જીજીભા નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૧૨:'૪૦.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૭ | આણંદ | પોષ
વર્ષ ૧૮ | | અંક ૩


## ગૃહસંસ્કાર

ગૃહ એટલે ઘર અને સંસ્કાર એટલે કેળવણી અથવા પડેલી ટેવ, અર્થાત્ ગૃહસંસ્કાર એટલે જન્મથીજ બાળક પોતાનાં કુટુંબીજનોમાંથી અને પોતાના ઘરની આજુબાજુના વાતાવરણમાંથી જે સંસ્કાર પામે છે તેને ગૃહસંસ્કાર કહે છે.

બાલ્યાવસ્થામાં બાળક અણસમજુ અને નિર્દોષ હોય છે, તેથી પાંચ વર્ષ સુધી બાળક જે કાંઇ કરે છે તેની જવાબદારી તેનાં માતાપિતાને શિરે રહે છે. બાળકની બાલ્યાવસ્થા એ એક સોનેરી તક છે, તેથી તેને જેવી રીતે કેળવીએ તેવી રીતે એ કેળવાય છે. કહેવત છે કે 'કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળી શકે છે.' તેવીજ રીતે બાળકને જેવી કેળવણી આપીએ, જેવા સંસ્કાર રેડીએ, તેવું તે નીવડે છે. માતાના ખોળામાં રમતું બાળક એ ભવિષ્યની પ્રજાનું બીજ છે. જે રીતે આ બીજ કેળવાશે એજ રીતે આખા દેશની પ્રજાની સ્થિતિ થશે. આ ચારિત્ર્યની ઉન્નતિ એજ દેશોન્નતિનું ચિહ્ન છે. બાળકને જે સંસ્કાર નાનપણથી પડે છે તે જિંદગી પર્યંત કાયમ રહે છે. માટે બાળકને બાલ્યાવસ્થામાંજ માતાએ એવી કેળવણી આપવી જોઇએ કે તે ભવિષ્યમાં મહાન કાર્યો કરવાને અને દેશોન્નતિ કરવાને માટે પોતાનું જીવન અર્પણ કરી શકે. પૂ. મહાત્મા ગાંધીજી, જવાહરલાલ નેહરુ, સરોજિની નાયડુ, વગેરે ઉન્નત ચારિત્રનાં સ્ત્રીપુરુષોને આપણી સામેજ આપણે નિહાળીએ છીએ. આજ ગૃહસંસ્કારનો પ્રત્યક્ષ પ્રભાવ આપમેળે માલૂમ પડી આવે છે.

બાલ્યાવસ્થા એ એક નદીરૂપે છે. જેવી રીતે મૂળમાંથા નીકળતી નદીને અટકાવી શકીએ, પરંતુ તેનું જળ બહાર વધ્યા પછીથી તેનો અટકાવ થઇ શકતો નથી. તેવીજ રીતે બાળકમાં નાનપણથી જો સારા સંસ્કાર નહિ પડ્યા હોય તો પછી તેને સુધારવાને માટે પ્રયત્ન કરીએ તે નકામો છે. બાળક

અનુકરણ કરે છે, માટે માતાપિતાનું આચરણ આદર્શ અને નમુનારૂપ હોવું જોઇએ. બાળકને સ્વાશ્રયી, સ્વાવલંબી બનાવવું તે માતાપિતાની ફરજ છે. બાળક વળી વૃક્ષરૂપે છે. જેવી રીતે છોડને યોગ્ય વખતે ખેડ ખાતર અને પાણી આપવાથી તે ખીલી નીકળી મોટું વૃક્ષ થઇ જગતને ઉપયોગી થઇ પડે છે, તેવી રીતે બાળકને નાનપણથી સુસંસ્કાર, સુકેળવણી આપવાથી ભવિષ્યમાં તે મહાન કાર્ય કરવાને તૈયાર થાય છે. કહેવા કરતાં કરી બતાવવાની રીત બાળક ઉપર સત્વર અસર કરે છે. જે ઘરમાં બોલતાં ચાલતાં ઉપદેશનાં વચનો બોલાય છે, પણ તે પ્રમાણે વર્તન થતું નથી, તે ઘરમાં ઊછરનાર બાળક કદાપિ ચારિત્રવાન થતું નથી. જેવી રીતે કેમેરામાં પડેલી છાપ નષ્ટ થતી નથી તેવી રીતે પડેલા સંસ્કાર નષ્ટ થતા નથી.

માતા શબ્દ બોલતાં જ મનુષ્યનું હૃદય પીગળી જાય છે. માતા એ અમૂલ્ય ઝરો છે. માતા એ અખંડિત પવિત્ર પ્રેમ છે. માતા એ અમૃતરૂપી કૂપ છે. વળી માતા એ સર્વમાં શ્રેષ્ઠ રત્ન છે. માતા એ ખરેખર માતા જ છે. યોગ્ય માતા એ સો શિક્ષકના કરતાં પણ અધિક છે. સદ્દગુણી માતાનાં સંતાનો સદ્દગુણી હોય છે. વળી માતાનું હૃદય પ્રેમાળ હોવાથી તે પોતાના બાળવૃક્ષને પ્રેમ દ્વારા કેળવણી આપી સદ્દગુણોના જળનું સિંચન કરે છે; અનેક કષ્ટો વેઠી પોતાનાં બાળકોને સુખી જોવા ઇચ્છે છે. પિતા ગમે તેવો ખરાબ હશે, પરંતુ માતા સુશીલ અને સદ્દગુણી હશે તો તેનાં બાળક સદ્દગુણી જ હશે. તેથી વિરુદ્ધ પિતા ગમે તેવો સારો હશે, પરંતુ મા નઠારી હશે તો તેનાં બાળકો નઠારાં જ થવાનાં. આ પ્રમાણે સદ્દગુણી માતાથી સારાં અને કુચ્છંદી માતાથી ખરાબ સંતાન પેદા થવાનાં.

જે ઘરમાં યોગ્ય માતા હોય તે ઘરના સંસ્કાર બાળક ઉપર અતિ ઉત્તમ રીતે પડે છે. મોટપણે તે સંસ્કાર ચારિત્રરૂપે સ્પષ્ટ થયે એવાં મનુષ્ય સંસારને દૃષ્ટાન્તરૂપ થઇ પડે છે. ચારિત્રનું નિદાન ગૃહસંસ્કાર છે ને તેનો આધાર માતા ઉપર છે. કોણ જાણતું હતું કે પહાડપર્વતોમાં ઊછરેલો છોકરો ચક્રવર્તી રાજા થશે? પણ તે જ શિવાજી. આ સઘળાં પરાક્રમની કુંચી યોગ્ય માતા જ છે.

જ્યારે કોલંબસે અમેરિકા ખંડ શોધ્યો ત્યારે ઘણા લોકો તેને અભિનંદન આપતા. ત્યારે તેણે જણાવ્યું કે 'એ માન મને નહિ, પણ મારી માતાને જ ઘટે છે; કારણ કે તેની કેળવણીજ હું આ કાર્યમાં ફતેહ પામ્યો છું.' આ ઉપરથી સાબિત થાય છે કે ચારિત્રનું નિદાન ગૃહસંસ્કાર છે અને તેનો આધાર માતા ઉપર છે.

ગવાસદ, તા. પાદરા સોનાબેન શંકરભાઇ પટેલ

## સમાજના ખડક

. . .

[સ્વતંત્ર છતાં ગયા અંકના 'વિરોધી બળો'ના અનુસંધાન તરીકે—લેખક]

નરેન્દ્રે પૂછ્યું: 'ચુનીભાઈ! શંભુકાકાએ ચંચળનો વિવાહ કર્યો, તેની વાતો થાય છે તે ખરી?'

ચુનીભાઈ: 'રૂપિયા લેવાના એ ને?'

નરેન્દ્ર: 'દોઢ હજારની વાતો થાય છે.'

'હોય તો નવાઈ નહિ.' ચુનીભાઈએ ઠંડે પેટે જવાબ આપ્યો. સાધારણ અન્યાયમાં ગરમ થઈ જતા ચુનીભાઈને આમ સાધારણ જવાબ આપતો જોઈને નરેન્દ્રને નવાઈ લાગી.

એણે પૂછ્યું: 'તને આ વિષય કેમ સ્વાભાવિક લાગે છે?'

ચુનીભાઈ: 'હું તો ગામમાં રહું છું એટલે આવું જોઈ જોઈને રીઢો થઈ ગયો છું.'

નરેન્દ્ર: 'પોતાના લોહીની દીકરીને વેચવાની પ્રથા ઉપર તારું લોહી ઊકળી નથી ઊઠતું?'

ચુનીભાઈ: 'જ્યાં ઉપાય આપણા હાથમાં નથી ત્યાં એથી શું વળે?'

'લોકોને સમજાવીએ તો?'

'એમાં સમજણ ઝાઝી કામ આવે તેમ નથી.'

'કારણ?'

'જાણી બુઝીને કૂવામાં પડવા જનાર રોકયો રહે ખરો?'

'પણ જાણી બુઝીને કૂવામાં પડવાનું કારણ?'

'અહીં જ ગામડાના અભ્યાસની જરૂર છે.' ચુનીભાઈએ કહ્યું. 'કન્યાવિક્રય ખરાબ છે એમ લોકો સમજતા નથી એવું માની એનો ઉપાય કરનાર લગભગ નિષ્ફળ જવાનો. આપઘાત કરવા કોઈ રાજી હોતું નથી, છતાં માણસ જિંદગીથી કંટાળે છે એટલે તેમ કરે છે. ઘણા જ્ઞાની માણસો આપઘાત નથી કરતા? એમને સમજાવવાની જરૂર હોય છે? પણ એનું કારણ શોધી દૂર કરાય તો એ જરૂર અટકે. કન્યાવિક્રયનું પણ એવું જ.'

નરેન્દ્ર: 'તો આપણે કારણ શોધી કાઢીએ.'

ચુનીભાઈ: 'કારણ તો શોધેલાં જ છે. પણ એને દૂર કરવાં કઠણ છે.'

નરેન્દ્ર: 'સહેલાં તો સૌ કોઈ કરી શકે; પણ કઠણ કાર્યોમાં જ મનુષ્યના પુરુષાર્થની કિંમત છે.'

ચુનીભાઈએ કહ્યું: 'એક તો, લગનમાં પૈસા ન હોય તોપણ ખોટો ખર્ચ કરવાની કુરૂઢિ....'

એને આગળ બોલતાં અટકાવી નરેન્દ્રે કહ્યું: 'બારમાં બંધ કર્યાં તેમ એવો ખોટો ખર્ચ કાઢી નાખો.'

એ દલીલ સ્વીકારતાં ચુનીભાઈએ કહ્યું: 'એટલું જ જો હોત તો સુધારો કરવો સહેલો હતો. પણ કન્યાવિક્રયની પાછળ બીજાં કારણો છે. સોમાંથી નવાણું ટકા ખેડૂતો દેવાદાર છે. આમાંથી ઊગરવાનો એકેય આરો નથી જણાતો, ત્યારે છેવટે પોતાના લોહીનો પૈસો ઉપજાવવા ઘણાખરા લલચાય છે. આ સ્થિતિ ન હોય, છતાંય પૈસા લેનાર એક વર્ગ છે, જેનાથી કન્યા લાવવામાં તથા આપવામાં બેવડો ખર્ચ નથી વેઠી શકાતો.'

નરેન્દ્રે વિચાર કરી કહ્યું: 'એક સિવાય બીજાં કારણો દૂર કરવાં સહેલાં છે. દેવા માટે જે કન્યાવિક્રય કરે એ જરા મુશ્કેલ છે. એમાંય ખરું કારણ તો દેવું નથી, પણ કુરૂઢિની પગદંડી ઉપરથી જે ધોરી માર્ગ પડી ગયો છે તે પૂરવો એ જ મુખ્ય સવાલ છે. નહિ તો જ્યાં આ રૂઢિ નથી તેમને દેવું નહિ હોય? તેમાંય દેવાનો ઘણોખરો પ્રશ્ન તો કરજનિવારણ કાયદાથી નહિ જેવો થઈ જશે. એટલે એ મુશ્કેલીય નહિ રહે.'

ચુનીભાઈ: 'એમ તો જગતમાં કશુંય અશક્ય નથી.'

'પ્રયત્ન વિના ત્યારે કંઈ બને છે?' નરેન્દ્રે કહ્યું. અને પોતે વિચારેલી યોજના રજૂ કરી: 'એક તો લગ્નગાંના જમણવાર વગેરેનું ખોટું ખર્ચ કાઢી નાખવું.'

ચુનીભાઈ: 'પણ એ તો પૈસાદાર પહેલ કરે ત્યારે. અને એ તો માને જ શાના? ઊલટા વિરોધ ન કરે તો જ સારું!'

નરેન્દ્ર: 'પૈસા આપીને પરણવા કરતાં મફત કન્યા મળે તો હું ધારું છું કે જાન ન લાવવાનું સ્વીકારાતાં બહુ વાંધો ન પડે.'

ચુનીભાઈ: 'દેવું કરવાને લોકોય જલદી એવું લોકો છોડે એવા નથી. છતાં કંઈક થાય તો ખરૂં.'

નરેન્દ્ર: 'કન્યાવિક્રય કરે તેવા લગ્નમાં ભાગ ન લેવો, તેવો પ્રચાર કરવો.'

'પણ છોકરાને પરણાવવો હોય અને કન્યા મફત ન મળે ત્યારે?' ચુનીભાઈએ વાંધો ઉઠાવ્યો.

કવિતાની લીટી બોલી જાય તેમ નરેન્દ્રે કહ્યું: 'ત્યાં સુધી ન પરણવું એમ નક્કી કરે.'

ચુનીભાઈ હસતાં હસતાં બોલ્યો: 'એમ તો ગાંધીજીએ કહ્યું છે, કે સ્વરાજ્ય ન મળે ત્યાં સુધી યુવક અને યુવતી લગ્ન ન કરવાનું નક્કી કરે. પણ એટલે આદર્શ પહોંચવું કેટલું કઠણ છે?'

બધી પરિસ્થિતિનો સ્વીકાર કરતાં નરેન્દ્રે કહ્યું: 'એ બધું મુશ્કેલ છે. પણ રોગ મહાન હોય ત્યારે નહિ મટે એમ જ માની બેસી રહેવું?'

ચુનીભાઈ: 'એમ તો હું ક્યારે કહું છું? પણ સંપૂર્ણ સફળતા....'

એને અટકાવી નરેન્દ્રે કહ્યું: 'અપૂર્ણતામાંથી જ સંપૂર્ણતા સંભવે. શુદ્ધ દાનતથી કરેલું કાર્ય કદીયે અફળ જતું નથી.'

આ ચર્ચા બંને મિત્રોએ નરેન્દ્રના પિતા જગજીવન આગળ મૂકી. જગજીવને કહ્યું: 'પણ નાતમાં મોટો ઝગડો ઊભો થશે.'

નરેન્દ્ર: 'મુશ્કેલી વિષે તો પૂરેપૂરો વિચાર કર્યો છે. અને એ બીકે બેસી રહીએ તો કદીયે કશું થાય એમ નથી?'

ચુનીભાઈ: 'વિરોધ ગમે ત્યારેય વેઠવાનો તો છે જ ને?'

જગજીવને સલાહ આપી: 'પ્રચારથી વાતાવરણ તૈયાર કર્યું હોય તો વિરોધ ઓછો થાય ને થોડા વખતમાં દબાઈ પણ જાય.'

નરેન્દ્રને વાત ગમી હોય તેમ તેણે પૂછ્યું: 'કેવી રીતે પ્રચાર થઈ શકે?'

જગજીવને કહ્યું: 'આ તો શહેર નથી કે ભાષણો કામમાં આવે. ગામડાના લોકને તો કોઈ કહેશે કે એક બાબામાં સો સાપ હતા, તોય માનશે. કોઈ બીજો કહેશે કે એવું તો હોય જ નહિ, ત્યારેય હા પાડવાના. અહીં તો ગમે તેવું સારૂં કામ હશે, પણ ચાલતી આવેલી રૂઢિની વિરુદ્ધ જઈ કરવાનું હશે તો કોઈ પહેલ કરવા તૈયાર નહિ થાય. માટે પ્રચાર સારૂ કહેવા કરતાં કરી બતાવી દાખલો બેસાડવો એ સારામાં સારી રીત છે.'

ચુનીભાઈ: 'પણ આમાં દાખલો ક્યાં બેસે એવો છે? કન્યાવિક્રય ન કરનારા ગામમાં નથી એમ તો ઓછું છે?'

જગજીવન: 'એવા લોકોએ સહકાર આપવો બંધ કરવો. એવા લગ્નમાં લોકો ભાગ ન લે એવો તમે રાત્રીશાળામાં પ્રચાર કરી શકો. લગ્નમાં થતો ખર્ચ બંધ કરવા વગર પૈસે લગ્ન થઈ શકે એ લોકોને કરી બતાવવું. કોઈ કન્યાવિક્રય કરવા તૈયાર થાય તો સમજાવો.'

ચુનીભાઈ: 'દેવું વાળવા જ પૈસા લેવા તૈયાર થાય તેને શી રીતે સમજાવવો?'

જગજીવન: 'ન સમજે તો એવા લગ્નમાં ભાગ ન લેઈ શકાય. પણ

એવો પ્રસંગ આવે તે પહેલાં થોડાં સાદાં લગ્ન થઇ ગયાં હોય તો મુશ્કેલી ઓછી થઇ જાય.'

ચુનીભાઇ: 'એવું સાદું લગ્ન કરવું હોય તો મોહનભાઇની બેનનો વિવાહ થએલો છે. એને કહીએ એટલે દાખલો.'

જગજીવન: 'પણ એ હા પાડે ત્યારે ને?'

એનો અનુભવ કરી ચૂકેલા નરેન્દ્રે કહ્યું: 'મોહનભાઇ? એ તો જબ્બર માણસ છે! એને કહ્યું હોય તો એ માણસ જ બોલાવી લગ્ન કરે.'

જગજીવન: 'એવું કરી બતાવો ત્યારે તો કંઇક બને.'

આ પ્રમાણે કન્યાવિક્રયની કુરૂઢિ સામે આન્દોલન શરૂ કરવાનું નરેન્દ્રે અને ચુનીભાઇએ નક્કી કર્યું. જેને સમાજનાં રૂઢિબંધન તોડવાં જ છે, એને મુશ્કેલી કેવી રીતે ડરાવી શકે?

આ બાજુ નરેન્દ્રનું મંડળ જે વિચારો કરતું તેના સર્વ સમાચાર વહેલામાં વહેલી તકે છોટાભાઇના મંડળને તો નહિ, પણ છોટાભાઇને તો મળી જ જતા. ત્યાર બાદ વિરોધી બળો તરીકે શું કરવું તેની ચર્ચા તેમના મંડળમાં થતી.

આજે એ ચર્ચા શરૂ કરતાં છોટાભાઇએ કહ્યું: 'વીરાભાઇ, શંભુના રૂપિયા આ સાલ મળી રહ્યા!'

'કેમ? એ તો આના પાઇ સાથે પત્યા જાણો ને?' વીરાભાઇનું લહેણું એની પાસે હતું.

'આ સાલ ખાધા જેટલું તો પરાણે પાક્યું છે ને આભમાંથી પડવાના છે?' છોટાભાઇ એમની પાસે વાત કઢાવવા ફરતા હતા.

વીરાભાઇએ કહ્યું: 'પરમ દહાડે તો આપણે વાત કરી હતી. ચંચળનો વિવાહ પંદરસોમાં કર્યો છે.'

છોટાભાઇ: 'એટલે તો પૂછું છું.'

જાણીને પૂછે છે માની વીરાભાઇને, લહેણદારને જે શંકા આવે છે તે, શંકા આવી: 'શું કોઇ બીજો માગનારો જાગ્યો?'

છોટાભાઇ: 'બીજો તો કોઇ જાગ્યો નથી. અને જાગ્યો હોત તોય તમારી પેઠે નાહી નાખત.'

વીરાભાઇએ બીજી શંકા બતાવી: 'વિવાહ ભાગ્યો?'

હવે લાંબું ન કરતાં છોટાભાઇએ કહ્યું: 'વિવાહેય ભાગ્યો નથી ને કશુંય નથી થયું. પણ હું નહોતો કહેતો કે રાત્રે ભેગા કરીને એ લોકો કંઇ કર્યા વિના નહિ રહે.'

આ વખતમાં દરેકને સરખો સ્વાર્થ જાગ્યો, એટલે જેસંગભાઇ બોલી ઊઠયા: 'કંઇક કરવાના છે કે શું?'

છોટાભાઇ: 'ગઇ રાત્રે નક્કી થઇ ગયું.'

'શું?' પોતાના રૂપિયા કેમ નહિ પતે એમ જાણતાં આતુર થઇ રહેલા વીરાભાઇએ પૂછ્યું.

છોટાભાઇ મૂળ વિષય ઉપર આવ્યા: 'શંભુ કન્યાવિક્રય કરવાનો છે, એટલે રાત્રે એમણે નક્કી કર્યું કે કન્યાવિક્રય કોઇને કરવા દેવો નહિ.....'

શંભુભાઇ પાસે બીજી મિલકતમાંથી પોતાના રૂપિયા પૂરા પતે એમ નથી, એમ જાણતા વીરાભાઇ ખિજાઇ ગયા. એમણે વાત પૂરી સાંભળ્યા વગર કહ્યું: 'એમ હોય તો એમના બાપને પૈસા આપી દે. કંઇ માગનારા મૂકી દેશે?'

વધુ ખિજવતાં છોટાભાઇ બોલ્યા: 'મોં ફાડીને બેસી રહેજો, એટલે એ આપી દેશે.'

કન્યાવિક્રય બંધ થાય તો એના ઉપર આધાર રાખેલાં બે ત્રણ લહેણાં પતવવાં મુશ્કેલ પડે એમ સમજી જેસંગભાઇએ પૂછ્યું: 'એમ એમના કહેવાથી બંધ થઇ જશે?'

છોટાભાઇ: 'કેમ નહિ થાય? કોઇએ એના લગ્નમાં જવું નહિ, એમ કરશે એટલે એકલો રહીને તો નહિ પરણાવે ને?'

ક્યારનાય વિચાર કરતા ગોકળભાઇ અશક્ય લાગતાં બોલ્યા: 'એ બનવાનું જ નથી. ગામમાં કન્યાવિક્રય ન કરનારાં આપણા જેવાં પંદર કે વીસ ઘર તો નીકળે. અને આપણે ઓછા જ એમનું માની એવા લગ્નમાં ગયા વિના રહેવાના છીએ?'

જેસંગભાઇને આ વાત ગળે ઊતરી હોય તેમ એમણે કહ્યું: 'ખરૂં છે. બારમામાં તો ખરચ ન કરવું પડે એટલે બધા માની ગયા. પણ આ બેટના ધંધામાં કોણ ઊભું રહે એવું છે?'

છોટાભાઇએ ભડકાવવા ઘરનું ઉમેર્યું: 'તમે હજુ સમજતા નથી. ગાંધીવાળા મુસલમાનના જેવી વરણના છે. અહીં એક હોય પણ બીજા ગામના આવીને આખું ગામ ભરી કાઢે. મારામારી કરતા હોય તોય પહોંચાય, પણ એ તો એના બારણા આગળ જઇને સુઇ જાય. એટલે એમના ઉપર પગ મૂકી પરણનારો પરણવા આવે? એને તો પૈસા હશે તો આ નહિ ને બીજું ગામ.'

હવે તો જાણે નક્કીજ શંભુની પાસેના રૂપિયા ગયા, એમ લાગતાં વીરાભાઇ વધુ ખીજાયા: 'એ ગાંધીય મરતો નથી.' અને જો આ ગાંધી ના

હોત તો આ બધું તોફાન થવાનું જ નહોતું એમ માની એમણે ઉમેર્યું: 'સરકારેય અગથી જેલમાં પૂરે છે ને છોડી મૂકે છે. ફાંસીએ ચઢાવી દે તો નિકાલ આવી જાય!' કીડી માર્યામાં પાપ માનતો અહિંસક હિંદુ પૈસા આગળ લોહી ચૂસતાં કદી થાકયો છે?

જેસંગભાઇને અત્યારે નહિ તો મોટું નુકસાન થાય તેમ હતું, એટલે તેમણે કહ્યું: 'છોટાભાઇ, આનો કંઇક રસ્તો કરવો પડશે. બારમાં બંધ કર્યાં તો મુઆં! જાણે એટલી ઓછી ધીરધાર થશે. પણ આ લફરૂં પેટું તો આના પાઇ સાથે ચૂકતે થતું લહેણું ચૂંથાચૂથ થઇ જશે.'

અકળાઇ ગએલા વીરાભાઇ બોલી ઊઠયા: 'એ એમ પાંસરાં ના થતાં હોય તો રસ્તે જતાં આવતાં અપાવો ને મેથીપાક!'

જાત ઉપર ગયા જાણી છોટાભાઇએ કહ્યું: 'વીરાભાઇ, અમથા તમે ખીજાઇ જાઓ છો. હવે તો એવા ઘાટ ઘડીએ કે પછી કંઇ કરવાની ખોજ ભૂલી જાય.'

એમની આંખે દેખતા ત્રણેય, ભૂલા પડેલાને રસ્તો જડતાં રાજી થાય તેમ, ખૂશ થયા. ગોકળભાઇ બોલ્યા: 'તમે તો ગાંધીવાળાની વાત કરી એટલે મેં જાણ્યું કે રસ્તો નહિ હોય.'

છોટાભાઇ: 'શેઠ એ કામ એમનાં ધાર્યાં થયાં, એટલે એમના મનમાં કે આપણે જે ધારીએ તે કરીએ. પણ આ ધતિંગમાં તો ઉપર ઉપરથી બધાં પાસે હા કહેવરાવીને પછી નાતમાં એવું કરીએ કે એમના ભણી રહે તે નાતબહાર જેવા બની જાય.'

વીરાભાઇ: 'પછી બારમા જેવું ન થાય.'

છોટાભાઇ: 'બારમામાં અને આમાં તો આભ જમીનનો ફેર છે. પેલી તો લાભની વાત હતી અને આ તો ગેરલાભની છે. આ વખતે તો દેડકાંની પાંચશેરી ભેગી થાયજ નહિ ને!'

સર્વ સત્તા પ્રમુખને આપતાં જેસંગભાઇએ કહ્યું: 'એ તો છોટાભાઇ

ઘણું ખરું તો ચાલતા લગી છોટાભાઇ સામે કોઇ બોલતું નહિ. છોટાભાઇએ સમજાવવા માંડ્યું: 'કન્યાવિક્રય ખરાબ છે એમ તો નાનું છોકરું ય કહે. આપણે સમજીએ છીએ કે સાચું બોલવું જોઇએ. પણ સાચું બોલીએ તો વ્યવહાર ચાલે ખરો? સંસારમાં બેઠા છીએ એટલે સાચનો હાંડો ક્યારે કદીયે ન ચાલે. ધારો કે આ શંભુએ જ એમ ને એમ કન્યા પરણાવી તો એના દેવાનું શું? એના દીકરાને કોઇ મફત કન્યા આપવાનો છે? આપણે સુધરી ગયા, પણ આપણને આપનારા બીજા ગામના ઓછા સુધરી ગયા છે?'

જેસંગભાઇએ ટાપસી પૂરી: 'એ તો સુધારો કરનારને મફત કન્યા મળે છે, એટલે મોટી મોટી વાતો કરે છે. હમણાં એમને કાઢવાના હોય તો ખબર પડે.'

પણ સાંભળનાર કોઇ એમ પૂછે એવો ન હતો, કે 'એમને મફત કેમ મળે છે?'

છોટાભાઇ: 'આપણે તો એટલું સમજીએ કે એમનું કહ્યું કરવા જશો તો નહિ રહો ઘરના કે નહિ રહો ઘાટના. આવાં વરસોમાં કોઇ પૈસા ધીરતો હશે તેય ક્યાંથી ધીરશે કે તમે દેવું કરી દીકરો પરણાવશો? દીકરીને ખર્ચ કરીને પરણાવો, પણ દીકરો કુંવારો રહેશે એટલે તમારો શો દહાડો વળ્યો? આપણે વ્યવહારમાં બેઠા એટલે ભાઇએ ભાઇને ત્યાં ગયા વિના છૂટકો છે? તું કન્યાવિક્રય કરે છે એમ કહી એને ત્યાં ન જઇએ તો પછી વ્યવહાર ચાલેય ખરો? એની એવી સ્થિતિ હોય તો કરેય ખરો. કરશે એ ભોગવશે એમાં આપણે શા સારું ન જવું?'

છોટાભાઇએ મસલત કરી, આ કન્યાવિક્રયના આન્દોલનથી પેલા લોક વગર મુકયે નાતબહાર થઇ જાય તેની યુક્તિ તૈયાર કરી. આ શક્તિ સન્માર્ગે વળે તો? પણ અત્યારે તો એ કુરૂઢિને સમુદ્રમાં ડુબાવવા જતા સમાજસેવકોના વહાણ નીચે વર્ષોજૂના, પીઢ, મજબૂત અને તોતિંગ ખડકો થઇને પડ્યા છે. એ સામે બેદરકાર રહે કે આંખ મીંચ્યે સુધારાનું વહાણ ક્યારે અથડાઇને ચૂરા થઇ જાય તે કહેવાય નહિ. આ સમાજના ખડકોના ભયમાંથી બચવા પ્રથમ દીવાદાંડી બન્યા બાદ એ અગાધઊંડા અને ભયંકર સમુદ્રમાં ગૂંચવણભર્યે માર્ગે પણ પોતાનું વહાણ સહીસલામત લેઇ જવાશે. સમાજના એ ખડકોને જોવા જાણવા અને જડમૂળથી તોડવા એ આજના યુવકોનો યુગધર્મ છે.

નેદરા, તા. પાદરા — ઇશ્વર પેટલીકર

---

# ગામડાંનું આરોગ્ય

આપણા અર્વાચીન સાહિત્યમાં ગ્રામ્ય જીવનને સુખદ અને સુંદર કલ્પવામાં આવ્યું છે, કાં તો દુષ્કાળના દુઃખથી અતિશય બેહાલ બની ગયેલું બતાવવામાં આવ્યું છે. શોક એટલો જ છે કે એ એકે ચિત્ર સાચું નથી. આપણી નવલકથાનું ગામડું એટલે કુદરતને ખોળે રમતા માનવસમૂહનાં માટીનાં ઝૂંપડાં! ગામડિયાની ઝૂંપડી જાણે શાન્તિ અને સુખનું પરમસ્થળ! સત્ય એ છે કે સાહિત્યે કલ્પેલાં તત્ત્વોમાંથી એક પણ અત્યારે દષ્ટિએ પડતું નથી. ગ્રામ-જીવન ગઇ કાલે પણ સુખી ન હતું અને આજે પણ સુંદર નથી. આજે તો સદાય ઝઘડતાં, અરસપરસ હાડવેર રાખતાં, અદેખાઇથી અને ખોટા અભિમાનથી અથડાતાં માનવશરીરોથી ગ્રામ્ય જીવન ખદબદી રહ્યું છે. આર્થિક કરજ અને ગ્રામ્ય જીવનના નાના નાના ત્રાસ વેઠીને તેમનાં શરીરો શોષાઇ ગયાં છે. પણ સૌથી વધુ શોકપ્રદ તો એ કે ગામડિયાઓ – અથવા સભ્ય ભાષામાં આલેખીએ તો ગ્રામવાસીઓ – પોતાનું શારીરિક ખમીર ગુમાવતા જાય છે. આજે પડછંદ કાયા ધરાવતો અડીખમ આદમી ગુજરાતનાં ગામડાંમાં શોધવો પડે. તેની તાકાત તૂટી પડી છે, તેની તંદુરસ્તી ઓસરી ગઇ છે, પૂરતા પોષણ વિના તેનો દેહ દુર્બળ બન્યો છે. ગામડાંનું આરોગ્ય અવનતિના ઊંડા ખાડામાં ગબડી પડ્યું છે. ગ્રામસેવા અને ગ્રામોદ્ધારની વિચારણા આપણા ગ્રામવાસી-ઓની તૂટી ગએલી તંદુરસ્તી ગંભીર ચિંતન માગી લે. દર્દ અને દુઃખના ઉગ્ર દાવાનળથી ગુજરાતનાં ગામડાં દાઝી રહ્યાં છે. એ આગને હોલવવાનું કામ ભલે કઠિન હોય, કંઇક કપરું જણાય, પણ અશક્ય તો નથી જ. પણ આ વિષય ઉપર વધુ વિચારણા કરતા પહેલાં ગ્રામ્ય તંદુરસ્તીને તોડી પાડનારાં કેટલાંક તત્ત્વોની સમીક્ષા કરી લેઇએ.

ગ્રામવાસીઓ સહન કરે છે, કંઇ અજબ રીતે સહન કરે છે. ગ્રામ્ય દર્દીઓ કઇ આશાએ જીવન જીવે છે તે એક કોયડો છે. એક વાઘરીને પગની ઘૂંટીમાં દર્દ થએલું, તેમાંથી તેના હાડકાને સડો લાગ્યો અને પગના તે ભાગમાં ગાંઠ પડી. જ્યારે તે હાથને ટેકે ચાલીને દવાખાનામાં આવ્યો, ત્યારે તેની ગાંઠ ઉપર અસંખ્ય ચાંદાં દૂઝતાં હતાં. આ દર્દ થયે લગભગ બે વર્ષ વીતી ગયાં હતાં. આખરે પગનું ઓપરેશન કરવાથી તેને આરામ થયો. પણ તે પહેલાં લગભગ બે વર્ષ અપાર દુર્ગંધમાં અને અસહ્ય વેદનામાં તેણે વીતાવ્યાં હતાં. બીજા એક વાના દર્દીને જ્યારે મેં જોયો ત્યારે તેને ઢોર બાંધવાની કોઢમાં રાખવામાં આવ્યો હતો. શરીરે હાલીચાલી શકાય તેમ ન હતું. તે પોતાની

શારીરિક જરૂરીઆતો ત્યાંજ પૂરી કરતો. આડોશીપાડોશી તેને રોટલો નાખી જતું. છેલ્લા એક વર્ષથી તે આમજ રિબાતો. એક ભરવાડને મૂત્રાશયમાં પથરી થઇ હતી. જ્યારે મેં તેને જોયો ત્યારે સીમમાં એક ઝાડ નીચે તે સૂતો હતો. છેલ્લાં ૭ વર્ષથી તે સહન કરતો હતો.

સહન કરવું એ દરેક હિંદીને માટે સહજ થઇ પડ્યું છે. એ વર્ગ વિરોધ કે પ્રતિકાર કર્યા વગર સહન કર્યેજ જાય છે. આથી જઇને ઔષધ મેળવવાનો તેમને વિચારજ આવતો નથી. મારા ગ્રામ્ય પ્રવાસમાં કદી પણ ગ્રામવાસીઓએ પોતે ડોકટરી મદદ માટે કાંઇ યોજના વિચારી કાઢી હોય તેવું મેં જોયું નથી! આ અતિ વધુપડતી સહનશીલતાએ અને દુઃખ ભોગવવાની શક્તિએ આપણા ગ્રામવાસીઓના મગજને મૂઢ બનાવી દીધાં છે. અનેકને એ અજાયબી લાગશે, છતાં એ સત્ય છે કે આપણા ગ્રામવાસીઓ પોતાના દર્દનો કદી લાંબો વિચાર કરતા નથી, તો પછી તેનો ઉકેલ તો શાનાજ શોધે?

કહે છે કે ગ્રામવાસીઓ ખેતરની ખુલ્લી હવામાં કામ કરતા હોવાથી તેમનું શરીર નીરોગ રહે છે. પણ એ ન વીસરવું જોઇએ કે જે ખુલ્લી હવા તેમની નસોમાં તાજગી ભરે છે તેજ ખુલ્લી હવામાં યથેચ્છ વિહરતા મચ્છરો તેમને મેલેરિયાનું દાન પણ દેઇ જાય છે. ઉનાળામાં અખાત્રીજનું મુહૂર્ત કરતા અનેક ખેડૂતોને લૂ લાગતી મેં જોઇ છે. વર્ષામાં શ્રમ કરતાં શરદી અપનાવી લાવતાઓને સારવાર માટે આપવી પડે છે. ડાંગર રોપતાં પગમાં કેટલાકને તો કહોવાણ લાગુ પડે છે. અને શિયાળામાં સીમ સાચવતા કેટલાય ખેડૂતોને ન્યુમોનિયાના જીવલેણ દર્દથી ખપી જતા મેં જોયા છે. ગામડાંની વખણાતી ખુલ્લી હવાને દરરોજ ફેફસાંમાં ભરવા છતાં ક્ષયના દર્દીઓની સંખ્યા ઘણી મોટી છે. ચોમાસામાં મરડાનો ઉપદ્રવ તો હવે સામાન્ય થઇ પડયો છે. અનિયમિત અને અપુરતું ખાવાથી પેટનું દર્દ તો લગભગ પ્રત્યેકને લાગુ પડયું છે. આ સ્થિતિમાં ગામડાંની ખુલ્લી હવાનું કંઇ મહત્ત્વ નથી.

તેજ પ્રમાણે આપણા ગ્રામવાસીનાં ઘરો પણ એવી ઢબે બંધાએલાં છે, કે જો તાકાત કદાચ રહી જવા પામી હોય તોપણ તૂટી પડે. પોતાની તંદુરસ્તી કરતાં પોતાના પટારાને વધુ વહાલો ગણનાર ગ્રામવાસીઓ પોતાના ઘરમાં બારીઓ તો મુકાવતાજ નથી. સામાન્ય ઘરોમાં તો દિવસે પણ ઓરડામાં અજવાળું આણવા માટે દીવો કરવો પડે. અંદરનો ઓરડો, જે સામાન્ય રીતે ગ્રામવાસીઓને માટે સૂવાનો ઓરડો પણ હોય છે, તે ઓરડામાં બહારથી સ્વચ્છ હવા જવાને માટે અવકાશજ નથી. ચાળણી જેવા તેમના છાપરામાંથીજ

હવાનો અવરજવર રહે છે એટલું સારું છે. જે ઘરોમાં સૂર્યપ્રકાશ આવી શકતો નથી, જે ઘરોમાં સ્વચ્છ હવા જઇ શકતી નથી, તે ઘરોમાં રોગને બોલાવવો પડતો નથી, તે તો આપમેળે આવીને ઊભો રહે છે. નીચાં, બારી વગરનાં, એક જ બારણાનાં અને અંધારા ઓરડાનાં મકાનો માત્ર ગરીબનાં જ નથી. ગામના શ્રીમંતોનાં ઘર પણ તેટલાં જ અંધકાર અને અનારોગ્ય ભર્યાં છે. મિલકત જેનું દષ્ટિબિન્દુ છે તે સંસ્કારિતાના ગ્રામવાસીઓને તેમનાં ઘરોની આવી બાંધણી માટે દોષ દેવો નકામો છે, દોષ આપણી સંસ્કારિતાનો છે.

આ ઉપરાંત તેમની રહેણીકરણીનું એક બીજું તત્ત્વ પણ તેટલું જ દુઃખપ્રદ છે. દરેક ખેડૂતને બે બળદ અને એકાદ ભેંસ કે ગાય તો હોય જ. આ પ્રાણીઓ ક્યાં બંધાય છે? દરેક ખેડૂતના આંગણામાં જ. માત્ર શ્રીમંત ખેડૂતો જ પોતાનાં ઢોરને અલગ મકાનમાં રાખી શકે છે. બાકીના મધ્યમ અને ગરીબ સમુદાયના ખેડૂતોને માટે તો આંગણાં સિવાય બીજો આરો નથી. બળદ ચોરાઇ જવાની બીકે ઘણાખરા ખેડૂતોને તો બળદની પાસે જ ખાટલો ઢાળવો પડે છે. કેટલાકો શિયાળાની ઋતુમાં બળદ પોતાના ઘરમાં જ બાંધે છે. એમ આખી રાત પ્રાણીઓ સાથે પસાર કરવામાં મચ્છરો, ચાંચડો અને જૂવાઓ પણ તેમને વળગી પડે છે.

આ અનહદ ગંદકી અને અપાર જીવજંતુઓ વચ્ચે વસીને તેમનાં રક્ત શી રીતે શુદ્ધ રહી શકે છે તે જ એક સમસ્યા છે. જો માનવશરીરમાં કુદરતે સ્વરક્ષણની શક્તિ ન મૂકી હોત તો બીજાનું તો ગમે તે થાત, પણ આપણો ગ્રામવાસી તો ન જ જીવી શકત એ ચોક્કસ છે.

હવે ખોરાક ઉપર આવીએ. આપણો ખેડૂત શું ખાય છે તેનો વિચાર બહુ જ થોડી વ્યક્તિઓએ કર્યો લાગે છે, સંશોધન તો થયું જ નથી. ગામડાંમાં શાક ખાનારાઓની સંખ્યા સોમાંથી પાંચ દશની, બાકીના ખેડૂતો તો છાસ અને રોટલા ઉપર દિવસ ગુજારો કરે છે. ચોખા દાળ તો વારતહેવારે જ કરવામાં આવે છે. હિંદુઓ તો સામાન્ય રીતે શાકાહારી હોવાથી માંસ, ઇંડાં કે અન્ય પ્રાણીજન્ય ખોરાકને અડકતા જ નથી. સ્વામીનારાયણ અને વૈષ્ણવ સંપ્રદાયના અનુયાયી તો લસણ કે ડુંગળી પણ લેતા નથી. જૈનો તો ભૂમિની અંદર થતાં શાકો જેવાં કે મૂળા, ગાજર, રતાળુ કે સુરણને પણ લેતા નથી. પણ સૌથી નવાઇભરી વસ્તુ તો તે છે કે ગામડાંના મુસલમાનો ખાવાપીવામાં હિંદુઓથી કોઇ રીતે જુદા નથી. વર્ષમાં એકાદ દિવસે પણ તેઓ માંસ ખાતા હશે કે કેમ તે શંકાભરેલું છે. ઇંડાંને તો કોઇ અડકતું જ નથી. આમ કોમના

ભેદભાવ વગર સર્વ ગ્રામવાસીઓનો ખોરાક લગભગ એકસરખી રીતે પૂરતાં પોષણતત્ત્વો વિનાનો છે. દૂધ અને ઘી પણ તેમને પૂરતાં મળતાં નથી, તો પછી વીટામીનનો વિચાર કરવાનો રહેતોજ નથી. પરિણામે સારી રીતે સાધનસંપન્ન સ્ત્રીપુરુષોનાં સંતાનોમાં પણ સુક્તાન રોગ દેખાઇ આવે છે. રાતના નહિ દેખનારાઓની પણ સંખ્યા મળી આવે છે. અને વીટામીન તત્ત્વોની ઊણપનાં દર્દો તો ડગલે અને પગલે મળી આવે છે.

આમ અપૂરતો અને પૂરતાં પોષણતત્ત્વો વિનાનો ખોરાક આપણા ગ્રામવાસીઓની તંદુરસ્તીને તોડી નાખવામાં જબ્બર ભાગ ભજવે છે.

આ સર્વ સાથે ગ્રામપ્રજાની અંદર સંકળાએલા વહેમો અને અવનવી માન્યતાઓ પણ રોગ ઘટાડવાને બદલે રોગને વધારવામાં ખૂબ મદદ આપે છે! મેલેરિયાનો તાવ આવ્યો હોય ત્યારે પણ ભૂવા ધૂણાવી, માતા બોલાવી, દોરા મંતરાવીને પહેરનારા દર્દીઓની સારી સંખ્યા મેં જોઇ છે! રતવા ઉપર દોરા બાંધનારા, ઝામગને મંતરનારા અને સર્વ રોગ ઉપર દરેક પ્રકારના ડામ આપનારા ગામડાંઓમાં જોઇએ તેટલા છે. આ ઉપરાંત વંશપરંપરાથી વૈદું સાચવતા વાળંદો પણ સારી સંખ્યામાં છે. તેઓ મનફાવતી ઔષધીઓ કોઇ પણ જાતની નિદાનકળા વગર આપે છે. અને હવે આર્યભિષક કે આર્યઔષધ જેવું એકાદ પુસ્તક વસાવીને દવાઓ કરતા અર્ધશિક્ષિતો પણ સારી સંખ્યામાં છે. આ પરિસ્થિતિમાં ગામડાનું મૃત્યુપ્રમાણ મોટું હોય તેમાં કંઇ નવાઇ છે?

આપણા ગ્રામવાસીઓના આરોગ્યધનની આ હકીકત છે. અત્યારે તો એમજ લાગે છે કે આ સમસ્યાનો સામનો કરવો અશક્ય છે. દેશ નિર્ધન છે, રાજસત્તા પરદેશીઓ પાસે છે અને જે સંસ્કારિતામાં આપણે જીવીએ છીએ, તે સંસ્કારિતામાં માનવ કરતાં મિલકતનું વધુ મહત્ત્વ છે.

પરિણામે ટૂંક સમયમાં ક્રાન્તિકારી પરિવર્તન શક્ય નથી અને સુધારણાવાદી પ્રવૃત્તિઓ આર્થિક મદદને અને ઉત્સાહને અભાવે ટકતી નથી, છતાંય અન્ય કંઇ નહિ તો માત્ર માનવદયાની દૃષ્ટિએ પણ ગરીબ ગ્રામવાસીઓનાં દુઃખનો અને દર્દનો અભ્યાસ કરવો અગત્યનો છે. જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ત્યાં સારવાર પહોંચાડવાનું અત્યંત જરૂરી છે. મારી દૃષ્ટિએ અત્યારની પરિસ્થિતિમાં દાનના પ્રવાહો આ દિશામાંજ વાળવા જોઇએ. ગુજરાતનાં ગામડાંઓમાં આરોગ્ય માટે છૂટાછવાયા પ્રયત્નોનું કેન્દ્રીકરણ એ આ ક્ષણની સૌથી મોટી જરૂરિયાત છે.

('ગ્રામસેવા') ડૉ. પી. જે. ભટ્ટ.

# ઓઢણી, સાડી અને શેલું

આશા ગુજરાતી પાંચમા ધોરણમાં અભ્યાસ કરતી હતી. તેની ચમકતી આંખો, સુકોમળ હાથ અને રમણીય ચહેરા ઉપર સુંદર ગુલાબી રંગની ઓઢણી શોભતી હતી. સવારમાં વહેલાં ઊઠવું, અભ્યાસ કરવો, ઘરના કામમાં પોતાની માને મદદ કરવી, અને વખતસર નિશાળે જવું, એ તેનો નિયમ હતો. ભણવામાં તે હોશિયાર હોવાથી તેની શિક્ષિકાની તે માનિની વિદ્યાર્થિની હતી.

આજે વર્ગમાં સ્વચ્છતા ઉપર વિષય ચાલતો હતો. તેવામાં આશાનો ભાઇ રમણ આવ્યો, અને શિક્ષિકાને વિનંતી કરી કે આશાને અર્ધો કલાક માટે ઘેર મોકલો. કોઇ દિવસ નહિ અને આજે આશાને ઘેર બોલાવવાનું કારણ આશા સમજી શકી નહિ. આશા ઘેર ગઇ, ત્યાં તો ઘરમાં સ્રીવર્ગનું એક ટોળું જામેલું જોયું.

આશાના બાપે તેની સગાઇ માટે જ્યાં વાત કરી હતી ત્યાંથી આશાનાં થનારાં સાસુ આશાને જોવા આવ્યાં હતાં. આશાને જોતાં જ તેમનો ચહેરો ઠંડો પડી ગયો, કારણ કે આશાના તેજસ્વી ચહેરા આગળ તેમના ચિરંજીવીનું તેજ ઝાંખું પડતું હતું. પરંતુ આપણા સમાજમાં તો માબાપ જે સોદા કરે છે તે ઉપર આવી એક આશાને નહિ, પરંતુ હજારો આશાઓને તે સોદા કબૂલ કરવા પડે છે. આશાની માને અને બાપને જાણે રમકડું આપવાનું હોય અને સામા પક્ષને જાણે રમકડું લેવાનું હોય, તેવી રીતના સોદાની વાત આશાના નિશાળમાં ચાલી ગયા બાદ થવા માંડી.

આશા નિશાળમાં ગઇ તો શિક્ષિકાએ સ્વાભાવિક પ્રશ્ન કર્યો કે કેમ બેન, આજે તને શું કામ બોલાવી હતી. જવાબમાં આશાએ નીચું જોઇ પોતાના પુસ્તક ઉપર મીટ માંડી. શિક્ષિકાએ વાત પડતી મૂકી. પરંતુ કોઇ દિવસ નહિ અને આજે જ આશાને કેમ ઘેર જવું પડયું, એ જાણવાને શિક્ષિકાનું મન ઉત્સુક બન્યું.

નિશાળ બંધ થઇ, બધાં પોતાને ઘેર ગયાં. ગામમાં વાત ફેલાઇ રહી કે આશાનો વિવાહ નજીકના જ ગામના નારણભાઇના દીકરા વિનોદભાઇ વેરે થયો. બંને ગામ નજીક હોવાથી બંને ગામની શાળાઓ અને કન્યાશાળાઓ એક જ હતી. આશાની શિક્ષિકા વિનોદને ઓળખતી હતી. વિનોદ શરીરે દુબળો અને રોગીલો હતો. વિનોદનાં અને આશાનાં માબાપ સિવાય સર્વ કોઇને વિનોદ બે પાંચ જ વર્ષનો મહેમાન લાગતો હતો. આશાના વિવાહની વાત

જ્યારે આશાની શિક્ષિકાના જાણવામાં આવી, ત્યારે તેમણે મોં મરડયું ને નિરાશ થયાં. એ નિરાશામાં પ્રયત્નનેય સ્થાન ના જોયું. હશે, બિચારીનું નસીબ, એમ માની તેમણે મન વાળ્યું.

નારણભાઇ પૈસેટકે સુખી હતા. તેથી ગામનો પુરુષ- અને સ્ત્રી-વર્ગ અંદર અંદર વાતો કરવા લાગ્યો, કે 'એ તો સૌ નસીબ ઉપર છે, જુવાન જોધ જેવા પણ અકાળે ચાલ્યા જાય છે. અને પેલા મગનકાકા શરીરે પહેલેથી દુબળા છે, છતાં હજુ ચણા ચાવે છે. છોકરી પૈસે ટકે સુખી થશે.' આવી વાતો ગામમાં ચાલતી હતી, ત્યારે પરિણીત યુવકવર્ગ પોતાને આશા જેવી સ્ત્રી ના મળી ને માટે અફસોસ કરવા લાગ્યો અને અપરિણીત યુવકવર્ગ પોતાને આશા જેવી સ્ત્રી મળે તો કેવું સારું, એવા વિચારોનાં સ્વપ્નાં સેવવા લાગ્યો; પરંતુ આ કોઇએ પણ આવું કજોડું લગ્ન અટકાવવા માટે પ્રયત્નને સ્થાન ના જોયું.

વિનોદ ગુજરાતી સાતમા ધોરણમાં અભ્યાસ કરે છે. દરેક ધોરણમાં બે વર્ષ અને કોઇમાં ત્રણ, એમ પસાર કરીને વિનોદ સાતમા ધોરણની ટોચે પહોંચ્યો છે. વિનોદના પિતા સાધનસંપન્ન હતા, જેથી શિક્ષકો પણ વિનોદના અભ્યાસ માટે બેદરકાર રહેતા. તે પ્રસંગ આવ્યે નારણભાઇ આગળ વિનોદનાં ખોટાં વખાણ કરતાં અચકાતા નહિ. નારણભાઇને તો પૈસાના મદ આગળ છોકરાના અભ્યાસની કંઇયે પડી નહોતી.

આશાનાં માબાપે પૈસાટકા જોયા, વિનોદનાં માબાપે ઊંચું કુટુંબ અને આશાનું રૂપ જોયું. બંને પક્ષને આંધળા ખોટા સ્વાર્થ આગળ ખરી વસ્તુ ના જણાઇ. આશાનાં શિક્ષિકાએ, વિનોદના શિક્ષકે, આશાના અને વિનોદના ગામનાં યુવકયુવતીઓએ સાચો પ્રયત્ન કર્યો હોત તો જરૂર સારું પરિણામ લાવી શકત. પરંતુ પ્રયત્ન કરવો હોય તો જ ને! કોઇએ નસીબને માન્યું, કેટલાકે આપણે શું કરી શકીએ એમ કરી વાત વિસારે પાડી.

ગોરમહારાજને તેડાં થયાં. લગ્નની તૈયારી કરવાની તજવીજ થવા માંડી. બે વેવાઇઓએ પોતાને ક્યો વખત અનુકૂળ પડશે, તે ઉપર લગ્નની તિથિ શોધવાની ગોરમહારાજને સૂચના કરી. ટીપણું જોઇ ગોરમહારાજે માહ સુદિ પાંચમનું મુહૂર્ત નક્કી કર્યું. ટીપણામાં મોં રાખી ગોરમહારાજ તો એજ વિચાર કરે છે, કે આપણા કેટલા પાકશે. હાલના બ્રાહ્મણો પોતાની પવિત્ર ફરજ ભૂલી જઇ લાકડે માંકડાં વળગાડવામાં સાથ આપી, પોતાનો કેવળ સ્વાર્થ સાધે છે. પરંતુ એકબીજાની યોગ્યતામાં આસમાન પાતાળનો તફાવત હોય, તેવા લગ્નમાં જો કોઇ બ્રાહ્મણ સાથ ના આપે તો તેટલી ફરજ તેણે

સમાજની ઉન્નતિ કરવામાં ભજાવી ગણાય.

માહ સુદિ પાંચમ આવી પહોંચી. જાનને ઉતારો અપાયો. આશાના ગામના યુવકવર્ગે તો જાનની ચાકરીમાં પોતાની શક્તિઓ ઠાલવવા માંડી. રાત્રીએ ધામધૂમ સાથે લગ્ન પૂરાં થયાં. જાન બીજા દિવસનાં જમણ જમી ત્રીજે દિવસે સવારે રવાના થઇ.

આશા પહેલાંની માફક નિશાળે જવા તૈયાર થઈ. તેની માએ અને બાપે તેને આજ્ઞા કરી, કે તારાથી હવે નિશાળે ના જવાય. આશા ઘરના કામકાજમાં વળગી અને એકાએક તેનો અભ્યાસ બંધ પડવાનું કારણ બાળકબુદ્ધિ પ્રમાણે સમજી ઘણીજ નારાજ થઇ.

આ વાતને ચારેક વર્ષ વીતી ગયાં. આજે આશાની ભાભી આશાને સાડી પહેરવા આપે છે. 'કોઇ વસ્તુને તમારાથી ના અડાય, બેન,' એવી સૂચના ભાભી આપે છે. આશાની લગનઘેલી માએ કંસાર કર્યો છે. ઘરનાં બધાં કંસાર જમે છે. આશાને રસોડાની બહાર તેનાં ભાભી કંસાર પીરસે છે. તે ઓઢણી પછી આજની સાડીનો મર્મ સમજે છે. ભવિષ્યના સુખનાં આનંદજનક સ્વપ્ન સેવતી આશા એ રાત્રે નિદ્રાધીન થાય છે.

આશા વિનોદને ત્યાં ગાયની માફક દિવસો ગુજારે છે. માબાપોના નિર્દય સોદાને કુદરત પણ સાથ આપતી નથી. આ અગાધ સૃષ્ટિમાં દરેક વ્યક્તિને સારાસારનો વિચાર કરવાની સંપૂર્ણ છૂટ કુદરતે બક્ષેલી છે. છતાં કુળના ખોટા મોહને વશ થઇ, પૈસાની છોળોને જોઇ, કુદરતના મહાનિયમને વીસરી જઇ માબાપ પોતાની વહાલસોઇ દીકરીને અગ્નિના કુંડમાં ધકેલે છે. આ અગ્નિકુંડની જવાળાએ બિચારી આશાના આશાભર્યા જીવનને બાળી નાખવાની તૈયારી કરી.

આજે પૂર્ણિમાનો દિવસ હતો. આજનો આ દિવસ આશાના સૌભાગ્યનો છેલ્લો દિવસ હતો. ઊછળતી ઊર્મિઓથી જીવનને પ્રભાતે પગલાં માંડતી નવયૌવના જ્યારે પોતાનાં માબાપોએ ગળકાંના સોદાની પેઠે આ ચોંટાડી દીધેલા પતિદેવની જીવનયાત્રાનો છેલ્લો સાયંકાળ જુએ, ત્યારે તેના હૃદયને શું દુઃખ થતું હશે, તેની ખરી કલ્પના પેલાં અવિચારી માબાપોને ક્યાંથી હોય!

આશાના સૌભાગ્યના પ્રથમ ચિહ્નનો આજે નાશ થયો. દશમે દિવસે બીજા ચિહ્નનો નાશ થયો. વખત જતાં ઘરમાં આશાને ડાકણ, અપશુકનિયાળ, નશીબની ઊંધી, કજાત, વગેરે ઉપનામ મળવા લાગ્યાં. સંસારમાં સ્વર્ગ જેવાં સુખ જીવનમાં ઉતારવાના મનોરથો સેવતી આશાને જ્યારે આ અનુભવ થવાં

લાગ્યો ત્યારે કોઇ કોઇ વખત આપઘાત કરવાનું મન થઇ આવતું. આશાનાં માબાપે આશાને આશ્વાસન આપી પોતે આશ્વાસન લીધું. પરંતુ બળતા હૃદયની બળતરા તો જેના ઉપર આવી પડે તેને જ ખબર પડે. એ વાતની બીજાઓને ક્યાંથી પડી હોય? તેમાં પુરુષસમાજને તો તેની નાજ પડી હોય. એકની ચિતા સ્મશાનમાં બળતી હોય, ત્યાં તો મરનારીનો પ્રેમ, તેણે કરેલી સેવા અને ઉઠાવેલો ઘરનો બોજો તુરત જ વીસરી જઇ કોઇ નવીનાં સ્વપ્નાં સેવતા હજારો પુરુષો આજના સમાજમાં બેઠા છે. ફરી વાર જેમને લગ્નમંડપમાં બેસવાનો સુયોગ (!) પ્રાપ્ત થયો હોય તેવા ભાઇઓ આ બાબત ઉપર વિચાર કરે.

વર્ષ પૂરું થયું. આજે આશાનો સાડીમાંથી શેલામાં જવાનો ભયંકર દિવસ. કેટલો ભયંકર દિવસ! પરંતુ હવે શેલાના સૂતરને અપનાવ્યા સિવાય કયો રસ્તો હતો? આશાને પેલી ગુલાબી રંગની ઓઢણીની તેમ સુંદર ગુલાબી રંગની સાડી આ જન્મમાં હવે કયાં મળવાની હતી? તેને તો હવે શેલાની સોડમાં દિવસો ગુજારવાના હતા. તેમાં પણ ક્યારે અને કેવી મુસીબતો આવશે, તેની એને ક્યાં ખબર હતી?

આશાનાં સાસરિયાંએ એના વૈધવ્ય ઉપર અનેક આક્ષેપ મૂકી એને પિયેરને માર્ગે રવાના કરી. આશા આ દુઃખના કારાગૃહમાંથી છૂટી. છૂટતી વખતે પોતે જુલમનો ભોગ થઇ પડી હતી, એમ સમજવી પોતાની મા અને બાપ પાસે એ આક્ષેપોમાંથી માફી મેળવી શકાશે, એવા મનોરથો સેવતી આશા ઘરને આંગણે ઊતરી, ત્યાં તો માનો ચહેરો જોઇ તે ભોંઠી પડી. બાપે તો કુલટાના નામથી જ સંબોધી! આશાની આશાનો છેવટનો નાશ થયો.

રાતના બારનો ટકોરો થયો. શાન્તિનો ભંગ કરવા ઘરમાંથી એક આકૃતિ બહાર નીકળી. ધીમે પગલે ચાલતી, આંખમાંથી આંસુ વરસાવતી કૂવાને કાંઠે જઇ ઊભી. આશાની જીવનયાત્રાનો છેલ્લો સાયંકાળ પૂરો થયો. અવાજ થતાં ગામના લોક ભેગા થયા. સરકારને જાણ ન થાય, એટલા માટે વહેલી સવારે આશાના શબને અગ્નિસંસ્કાર કરી દીધો.

આશાની શિક્ષિકાએ, વિનોદના શિક્ષકે, બંનેનાં ગામનાં યુવકયુવતીઓએ તેમ જ, પેલા ગોરમહારાજે જો કમર કસી વિનોદ જેવા મુડદાલ રોગી સાથેના આશાના લગ્નને અટકાવવા જબરદસ્ત પ્રયત્ન કર્યો હોત તો આ દુઃખદ પરિણામ જોવાનો પ્રસંગ વખતે ન આવત.

પોતાને આદર્શ શિક્ષક માનનાર, પોતાને આદર્શ શિક્ષિકા માનનાર,

પોતાને આદર્શ યુવક માનનાર અને પોતાને આદર્શ યુવતી માનનાર તથા પોતાને આદર્શ બ્રાહ્મણ માનનાર, દરેક વ્યક્તિ જો આ વિશેષણો માટે અભિમાન ધરાવતી હોય, તે આવાં લગ્ન અટકાવવા છેવટ સુધી પ્રયત્ન કરી છૂટે તો આપણા સમાજમાંથી આવી હજારો આશાઓનો ઉદ્ધાર થાય.

બેંગ્લોર સીટી — છોટાભાઇ શંકરભાઇ પટેલ

---

## કન્યાવિક્રય

**કન્યાવિક્રય** વિષેના લેખ વખતોવખત 'પાટીદાર'ના અંકમાં ચર્ચાઇ ગયા છે અને ચર્ચાયા જાય છે, છતાં હજુ સુધી તેનો અમલ બિલકુલ થયો નથી.

કન્યાવિક્રય કરવો એ મહાઘોર પાપ છે. કન્યાનાં માતપિતા સમજે છે, છતાં એ ક્રૂર માબાપો, જેને પોતાના ઉદરમાં સેવી છે, સારી રીતે પોષણ આપ્યું છે, ન ખાવાની ચીજો ખાધી નથી, તેવી પોતાની વહાલસોઇ પુત્રીને ઢોરની માફક વેચીને સોદો કરી નાખે છે. આવા સોદાથી કેવાં અનિષ્ટ પરિણામ આવે છે તે જેણે અનુભવ્યાં હોય તેજ જાણે, બાકીનાંને આમાં સમજ નહિ પડે.

જે માતા પુત્રીને નાનપણમાં પાળીપોષી મોટી કરી, સારાં સારાં કપડાં આપી તેનું મન રિઝાવતી હતી તે પોતેજ પુત્રીને ઢોરની માફક વેચે ત્યારે તે પુત્રીનાં સ્વપ્નાંના કોડ ક્યાંથી પૂરા થાય? અને એને સુખ પણ ક્યાંથી હોય? સેવેલાં સ્વપ્નાંના કોડ અધૂરા રહી જાય છે. અને સ્વાર્થી માતાપિતા તો સુખેથી કન્યાવિક્રય કરી તેના પૈસામાં આનંદ માને છે. લીધેલા રૂપિયા બહુ તો છ કે બાર માસ સુધી ટકવાના હોય છે. આવી રીતનાં લોહીનાં નાણાં કુદરતી રીતે પચી શકતાં નથી અને પાછાં પહેલાંની સ્થિતિ ઉપર તેઓ આવી જાય છે.

એ ક્રૂર માબાપો જરા વિચાર તો કરે કે દીકરીનાં નાણાં ઉપજાવી લીલા લહેર કરવી એ કેટલું મહાપાપ છે. પોતાના દુઃખ વખતે દીકરીઓ લાખો વાર પોતાનાં માબાપોને ધિક્કારે છે.

હવે પુત્રીઓનાં માબાપોએ સમજવું ઘટે કે જો આર્થિક સ્થિતિ સારી ન હોય અને ખર્ચ પૂરતા પૈસા ન હોય તો વરનાં માબાપને જણાવવું ઘટે કે મારી સ્થિતિ સારી નથી અને હું તો કંકુને ચાંલ્લે કન્યા આપવા ઇચ્છું છું. એટલે થોડાજ ખર્ચમાં પતી જશે. આમ થોડા ખર્ચથી પતવાથી કંઇ આબરૂ જવાની નથી. અને આ ગાંધીયુગમાં તો રૂા. ૨૦–૨૫માં ઘણાં લગ્નો પતવાના દાખલા સાંભળીએ છીએ. ત્યારે કન્યાવિક્રય કરી નાણાં લેવાની કંઇ જરૂર રહેતી નથી.

બાકી તો અનેક પુત્રીનાં માબાપ સ્વાર્થી હોય છે. તેઓ પોતાના સુખને માટે દીકરીને વેચી નાણાં ઉપજાવી તેને દુઃખમાં નાખે છે. સાસરામાં પણ પોતાની ફૂલ જેવી પુત્રીને ઘણાં મહેણાં ટૂંણાં સાંભળવાં પડે છે. કોઇ વખતે તે અમુક કપડાની અગર દાગીનાની માગણી કરે તો તેના નસીબમાં માર જ લખાએલો હોય. અધૂરામાં પૂરું સાંભળવું પડે છે: 'તારાં માબાપે અમારી પાસેથી ઘણા રૂપિયા લીધા છે, માટે ત્યાં જઇને માગણી કર; બાકી અહીંથી તો કંઇ મળવાનું નથી.' આવા કટાક્ષશબ્દો સાંભળીને બિચારી પુત્રીના શરીરનાં રૂવાં ઊભાં થઇ જાય છે, પણ શું કરે? ઘરના ખૂણામાં બેસી રડયા સિવાય તેને છૂટકો નથી. કદાચ પતિરાજ સારા હોય તો ઠીક, નહિ તો ઘરનાં તમામ—સાસુ, સસરો, નણંદ, વગેરે—પોતાના હુકમ બજાવવામાં બાકી રાખતાં નથી. બિચારી દદડતી આંખે આખા ઘરનું કામકાજ કરે, છતાં શાન્તિ નહિ. આ બધું કોને પાપે? બીજા કોઇને નહિ, પણ દીકરીનાં માબાપને પાપે, કારણ કે તેમણેજ પુત્રી વેચી નાણાં ઉપજાવ્યાં છે. બાકી દીકરીનો તો બિલકુલ વાંક નથી. 'દીકરી ને વળી ગાય, દોરે ત્યાં જાય.' આવી રીતે દીકરીનાં માબાપને પાપે તેના ઉપર તેનાં સાસરીઆં જુલમ ગુજારે છે. આવા બનાવો જોઇ કોની આંખમાં આંસુ નહિ આવે?

કન્યાવિક્રયથી સમાજોમાં ઘણી વખત કજીઆટંટા થયા કરે છે. જેમ જેમ કજીઆટંટા વધુ જોસમાં થાય છે તેમ તેમ તે બિચારી દીકરી ઉપર વધારે જુલમ થાય છે. સ્વાર્થી માતાપિતા જરા આંખ ખોલીને જુએ તો જણાય કે તેમને લીધે બિચારી દીકરીને કેટલું સહન કરવું પડે છે! પુત્રીને સુખ આપવાનું તો રહ્યું, પણ એટલી હદ સુધી નાણાં લેવામાં આવે છે કે જમાઇના ઘરમાં ખાવાનું ન રહે, તેમજ ઘરનાં નળીઆં સુદ્ધાં પોતાના સ્વાર્થની ખાતર વેચાવે છે. એટલું નથી સમજતાં કે મારી દીકરી તેને ઘેર જઇને ખાશે શું?

જ્યાં જ્યાં કન્યાવિક્રય થતો હોય ત્યાં ત્યાં તે દીકરીએ સ્પષ્ટ રીતે પોતાનાં માબાપને જણાવવું ઘટે કે નાણાં ઉપજાવી વિવાહ કરશો તો તે મને કબુલ નથી અને જો કરશો તો એનું પરિણામ ખરાબ આવશે. પણ માબાપ સામે પડકાર કરવાનું સાહસ કરવા જેટલી હિંમત કોઇકજ દીકરીમાં હોય. છતાં જો આવું લગ્ન થયું હોય તો તેણે હિંમત લાવીને તેવો સંબંધ બાંધવો નહિ અને છાતી ઠોકી માબાપને પડકાર કરવો કે નાણાં લેઇને થએલું લગ્ન મને બિલકુલ કબુલ નથી. હવે ધીમે ધીમે કાયદા થતા જાય છે. કન્યાવિક્રયના નિષેધનો કાયદો પણ થોડા વખતમાં થવા સંભવ છે. અને એ કાયદાનો કડક

રીતે અમલ થશે તોજ બિચારી કન્યાઓને સુખ મળશે. આ લેખમાં જેટલી ચર્ચા કરીએ તેટલી ઓછી છે. વધુ ચર્ચા કરવા બેસીએ તો પાનનાં પાન ભરાઇ જાય, તોપણ તેનો અંત આવે નહિ. માટે પુત્રીઓનાં માબાપો દરેક બાજુના વિચાર કરી કન્યાવિક્રય કરતાં અટકશે તોજ દીકરીને સુખ મળશે.

વાચકો, આ મારો લેખ સમજીને વાંચશો અને લેખ ઉપરથી ચર્ચા ચલાવવા તમને આમંત્રુ છું.

લિમ્બાસી, હાલ કંપાલા ડાહ્યાભાઇ તુળશીભાઇ પટેલ

---

## પહેલી ફરજ કે પહેલા હક?

'વસો યુવકમંડળ' સ્થપાયે પચીસ વર્ષ થઇ ગયાં છે. આ ગાળામાં આ સંસ્થાએ લોકોપયોગી અનેક કામો કર્યાં છે. પરંતુ આવી સંસ્થાઓને તો તે જીવે ત્યાં સુધી કામ કરવાનું બાકીજ હોય છે. કરેલાં કામોની નોંધ તો આપણી પાસે છેજ. એટલે કરવાનાં કામનો ખ્યાલ આવે તે માટે આપણે ઝીણવટથી આત્મનિરીક્ષણ કરવું પડશે. બહુ તો નહિ પણ થોડા પ્રમાણમાં, ચાલો આપણે આ દિશામાં કંઇક પ્રયત્ન કરીએ.

આ યુગ ગાંધીયુગ છે, કર્મયોગનો જમાનો છે, ભૂત અને ભવિષ્ય વચ્ચેનું જોડાણ કરનાર આ યુગ છે, એટલે નવીન જગતની તૈયારીનો યુગ છે. આપણા જીવનમાં રાજકીય, સામાજિક, આર્થિક તેમજ ધાર્મિક ક્ષેત્રોમાં ફેરફાર કરવા આપણે સૌ ઇચ્છીએ છીએ.

આપણને રાજકીય સ્વતંત્રતા જોઇએ છે, આર્થિક તેમજ સામાજિક સમાનતા એ આપણું ધ્યેય છે, ધાર્મિક પવિત્રતા અને સાંસ્કારિતા મેળવવાની અનુકૂળતા આપણે માગીએ છીએ. અને તેથી આપણને પરતંત્ર રાખનાર રાજસત્તા સામે આપણે લડીએ છીએ, આર્થિક અને સામાજિક ક્ષેત્રોની અસમાનતા ટકાવી રાખનાર વર્ગનો અને તત્ત્વોનો નાશ ઇચ્છીએ છીએ, ધર્મને નામે ધતિંગ નિભાવતી કે ચલાવતી સંસ્થાઓનો ને વ્યક્તિઓનો આપણે નાશ ઇચ્છીએ છીએ. પરંતુ એ હેતુઓની સિદ્ધિ માટે આપણે શું કરીએ છીએ તે જરા ચોકસાઇથી તપાસતાં આપણને પોતાનેજ આપણી જાત માટે ઘૃણા ઉપજે એવું આપણું વર્તન છે. આ રીતે આપણી જાત ઉપર ઘૃણા ઉપજાવવા નહિ, પણ આપણે કર્તવ્યશીલ બનીએ તે માટે ચાલો આપણે આપણો જીવનવ્યવહાર જરા ઝીણવટથી તપાસીએ.

આપણાં મોટામાં મોટાં દુઃખ પરતંત્રતા, ગરીબાઇ, બેકારી, અજ્ઞાનતા અને કુસંપ છે. આપણે ગાનીએ છીએ કે આ બધાં દુઃખોનું કારણ આપણી રાજકીય પરતંત્રતાજ છે. એ વાત સાવ ખોટી પણ નથી. પરંતુ મહાત્મા ગાંધીજીએ આપણને શિખવ્યું છે કે પરતંત્રતા હોવા છતાં આપણે આપણાં ઘણાં દુઃખોનું નિવારણ કરી શકીએ છીએ. અને તેમ કરવામાં આપણે જેટલા આગળ વધીશું તેટલી પરતંત્રતા દૂર કરવાની અને સ્વતંત્રતા ભોગવવાની શક્તિ અને લાયકાત આપણામાં વધશે. આ દૃષ્ટિએ આપણે કેમ જીવીએ છીએ તે તપાસીએ.

ગરીબાઇની બૂમો ગારતા આપણે લગ્ન, મરણ, સીમંત કે ઘરનાં વાસ્તુના પ્રસંગોએ હજારો રૂપીઆ પાણીની માફક ખર્ચીએ છીએ. સદ્‌ભાગ્યે આપણા ગામમાં બારમાનો ખર્ચ કરવાનું બંધ થયું છે. પરંતુ લગ્નપ્રસંગે વરઘોડા, જમણવાર, પીરસણ વગેરેના ખર્ચ, મરણ પછવાડે ચિઠ્ઠીઓને નામે વપરાતા પૈસા, અને બહારગામથી આવતાં સર્કસ, નાટકો તથા નાચના જલસા પાછળ ગાંડાની માફક હજારો રૂપીઆ ખર્ચતા આપણને જોઇ આપણી ગરીબાઇની બૂમ કોણ સાચી માનશે?

સરકાર કે સુધરાઇ કોઇ રીતે થોડો કર નાખવાની વાત કરે તો આપણી ગરીબાઇ જાગ્રત થાય છે, આપણા ગામની કે બીજી કોઇ લોકોપયોગી સંસ્થા માટે દાનની માગણી થાય તો આપણી કોથળીમાં નાણું નથી, આપણા ગરીબ ભાઇઓને ગુજરાન આપતી ખાદી જરા મોંઘી છે તેથી તો આપણે તેની ઉપયોગિતા સમજવા છતાં આપણી ગરીબાઇને કારણે તે ન વાપરતાં સસ્તું જાપાનીસ કાપડ ખરીદીએ છીએ! આપણી ગરીબાઇ અને બેકારી એટલી વિકટ થઇ પડી છે કે તે મિટાવવા આપણામાંથી કેટલાકને ન છૂટકે આંકફરક, કજિયાદલાલી અને એવા બીજા ન ગમતા ધંધા કરવા પડે છે! ખરેખર, આપણે બહુ ગરીબ છીએ! અને છતાં ....

આવા ગરીબ હોવા છતાં આપણે સામાજિક વ્યવહારોને કે ધાર્મિક વિધિઓને નામે એક બેજ દિવસમાં હજારો રૂપીઆ ખર્ચી શકીએ છીએ! આપણા વરઘોડા, જમણવાર, ચિઠ્ઠીઓ અને બીજા વ્યવહારના ખર્ચ, નાટક સર્કસ કે નાચના ભપકાદાર જલસા, કોર્ટકચેરી અને વકીલડોકટરો પાછળ વપરાતા પૈસા આપણને ક્યાંથી મળે છે? આપણી ગરીબાઇની બૂમો કોઇ સાચી માનશે? આપણા જીવનવ્યવહાર જોતાં આપણનેજ તે બૂમો વ્યાજબી કે સાચી લાગે એમ છે?

નાણાંનો સદુપયોગ કે યોગ્ય વ્યય કરવાની કળા મેળવવામાં આપણને પરદેશી સત્તા ક્યાં આડે આવે છે? આ કળા આપણી પાસે નહિ હોય તો આપણી પાસે આવેલો પૈસો આપણે કેવી રીતે વાપરીશું? ચાલુ પદ્ધતિએજ આપણે જીવવાના હોઇએ તો પૈસો વધતાં આપણામાં પ્રમાદ- અને અભિમાન-પોષક ખર્ચ કરવાની ટેવ વધશે, અંદરોઅંદરનો કુસંપ વધશે, અને વૈભવ-વિલાસના છંદ વધશે! એ રીતે આપણે પૈસે આપણેજ વધુ દુઃખી થઇશું એમ નથી લાગતું?

આપણને વધુ પૈસા જોઇએ છે? આપણે બેકારી અને ગરીબાઇથી કંટાળીગે એવા ક્યાં છીએ? કોણ કહે છે કે આપણા દેશને કે ગામને ગરીબાઇ અને બેકારી એ બે રોગ લાગુ પડ્યા છે? એમ હોય તો આપણે બાવન લાખ બાધુઓને કામ કરાવ્યા વગર શી રીતે પોષીએ? પહેલાં આપણે ચોમાસુ, શિયાળુ અને ઉનાળાના પાક લેવા ખેતી કરતા, ઢોર રાખતા, એક બે આનોય રોજી આપે એવા ઉદ્યોગો કરતા. એ બધું આપણે છોડતા આવ્યા છીએ. ગરીબાઇ કે બેકારી હોય તો આવું બને?

ત્યારે આપણને વધુ પૈસા શું કરવા જોઇએ છે? નાચરંગના જલસા અને વૈભવવિલાસ કરવા? મોટા મોટા જમણવાર કરવા? ગરીબાઇની આપણી બૂમ સાચી હોય તો આપણા આર્થિક જીવનમાં આપણા સંજોગોને બંધ બેસે એવા ફેરફારો ન કરીએ? ગરીબાઇનાં માઠાં ફળથી બચવું હોય તો બે રસ્તા છે: એક તો આવક વધારવાનો અને બીજો આપણી પાસેના નાણાંનો દુર્વ્યય થતો બને એટલા વધુ પ્રમાણમાં અટકાવવાનો. પહેલો રસ્તો આપણી દશાને લીધે અશક્ય નહિ તો અઘરો છે એમ માનવા ખાતર માની લેઇએ, પણ બીજો રસ્તો લેતાં આપણને શું નડે છે?

આપણે બેકાર છીએ? છોકરો ઉમરલાયક થાય ત્યારે તેને શું કામ આપવું એ આપણને સમજાતું નથી. ગામમાંથી પાંચ પચીસ જણને બહાર નોકરી મળે, તે જોઇ આપણામાંના બીજા બધાય નોકરીની વાટ જોઇ બેસી રહીએ છીએ! આ રીતે બેસી રહેવાથી આપણે માટે શી રીતે કામ ઊભું થશે? બેકારીનો આપણને કંટાળો હોય તો આ રીતે સારી આવકવાળા કામધંધાને અભાવે થોડી આવકવાળોય કામ ધંધો ન કરતાં બેસી રહેવાનું આપણને કેમ ગમે? કેમ પોષાય? બીજું વધુ સારૂં કામ મળતા સુધી ઘેર બેઠે ખેતી, કાંતણ, વણાટ, પીંજણ, કાગળ બનાવવાના કે એવા બીજા ગૃહઉદ્યોગોથી થોડું ઘણું નિર્વાહનું સાધન મળે એમ છે તે કંઇ ન કરવામાં આપણને આપણા

પ્રમાદ કે મોટાઈના અભિમાન સિવાય બીજું શું નડે છે? અરે, એવું કંઇ ન થાય તોપણ ઠીક છે; પણ કામને અભાવે નવરા બેઠેલા આપણને નાણાંનો દુરુપયોગ થાય એવા વિલાસવૈભવો કે વ્યવહારો બંધ કરવામાં કે ઓછા કરવામાં કોણ અડચણ કરે છે? આ રીતે જીવનવ્યવહારમાં સંજોગો મુજબ ઘટતો ફેરફાર કરવાનું શીખવા માટેય આપણે સ્વરાજ્યની રાહ જોવી પડશે? ના. ચાલો ત્યારે, આપણે સૌ આપણી નાતજાતના કે કુટુંબના માણસોને ભેગા કરી આપણા જીવનવ્યવહાર સરળ અને આપણા સંજોગોને માફક આવે એવા ઓછા ખર્ચાળ બનાવવા પ્રયત્ન કરીએ.

આપણા ઉપર રાજ્ય કરનાર પરદેશીઓ નોકરી, ધંધા તથા બીજી બાબતોમાં આપણી અને પરદેશીઓ વચ્ચે બહુ ભેદભાવ રાખે છે, એનું આપણને ભારે દુઃખ થાય છે. અને છતાં આપણી સારામાં સારી સેવા કરનાર આપણા જ ધર્મના આપણા હરિજન ભાઈઓને મનુષ્ય કરતાં હલકી રીતે અછૂત રાખવાનો આપણો આગ્રહ જરાય ઓછો કરવાની જરૂર દેખતા નથી! આપણે જે સ્વરાજ્ય માટે પ્રયત્ન કરીએ છીએ તે આપણું જ રાજ્ય થવાનું છે કે આ દેશમાં રહેતાં તમામ ભાઈબેનોનું?

આપણે અજ્ઞાન છીએ? ના. દેશપરદેશમાં રોજ નવી નીકળતી ફેશનોથી, અમેરિકા જેવા દૂર દેશનાં બજારોમાં ચાલતા ભાવતાલથી, સીનેમાનાટકનાં છેલ્લામાં છેલ્લાં ગાયનોથી આપણે અપ-ટુ-ડેટ રીતે માહિતગાર રહીએ છીએ, છતાં આપણે અજ્ઞાન શી રીતે કહેવાઈએ? ઘરનાં કે ગામનાં છોકરાં માટે વિદ્યા કે રોટલા ને દૂધ માટે જરાય પરવા ન કરતાં, પાઈ પાઈની કસર કરી મંદિરના મહારાજો, કથાવાર્તા કરનાર બાવાઓ, વગેરે પાછળ હજારો રૂપિયા ખર્ચનાર આપણને કોણ જ્ઞાનવિમુખ થએલા કહે એમ છે?

આપણે બંડની વાતો કરનાર કેવી રીતે બંડ કરીએ છીએ તે તપાસીએ? કોઇ છોકરો કે છોકરી એક ઉપર બીજી વખતનું લગ્ન કરતાં આપણે કેવા સરસ ઠરાવ કરી શકીએ છીએ? આવાં લગ્નો વિરુદ્ધ ઠરાવ કરવા છતાં તેવાં લગ્નની જાનમાં જવામાં આપણને હરકત આવતી નથી! આવાં લગ્નનું કારણ તપાસી પરઠણ ન લેવાની પ્રતિજ્ઞા લેવાની આપણી ફરજ આપણે સ્વીકારતા નથી, અને છતાં આપણી બેનદીકરી માટે કોઇ પરઠણ માગે તો આપણું સ્વમાન ઘવાય છે!

આપણામાંથી કેટલાક બહારગામ જઇ પૈસાવાળા થયા છે. તેવા લોકો બીજાં ગામના લોકો જોડે સામાજિક સંબંધ બાંધતી વખતે વસો ગામના

વતની તરીકે મળતો મોભો વીસરી શકતા નથી! આવા ભાઇઓ કોઇક દિવસ ગામમાં આવે છે ત્યારે ગામની ગરીબાઇ અને બેકારી માટે આંસુ સારે છે! છતાં બહારગામ રહી મેળવેલું ધન ખર્ચવાનો કોઇ સામાજિક પ્રસંગ આવતાં તે ભાઇઓ તેવા મોટા ખર્ચ શહેરમાં કરે છે! તે વખતે વતનનાં વસવાયાંની અને કારીગરોની ગરીબાઇ તેમને યાદ આવતી નથી! વતન પ્રત્યેની આપણી લાગણી કેટલી પોકળ અને સ્વાર્થગવજ છે!

આ રીતે ઝીણવટથી આપણે તપાસીએ તો આપણાં ધ્યેય, વિચાર, વાણી અને વર્તનમાં કેટલો વિરોધ અને કૃત્રિમતા આવી ગયાં છે તે આપણને સમજાશે જ. આ દશામાં આપણને સ્વતંત્રતા, પૈસો કે બીજા કોઇ હક્ક મળશે તો તેને આપણે બધા શોભાવીશું કે આપણને મળેલાં એ સત્તા અને બીજાં સાધનનો લાભ થોડા જણ જ લેઇ જશે અને આપણે બધા તો છીએ ત્યાંજ રહીશું. એ પ્રશ્ન વિચારવા જેવો નથી?

થોડા દિવસ અગાઉ એક પ્રખ્યાત વક્તા અહીં આવ્યા હતા. તેમણે કહ્યું હતું: 'દરિયામાં અગાધ પાણી છે, પણ જેની પાસે જેવડું વાસણ હશે તે પ્રમાણમાં તે ઓછુંવત્તુ પાણી લેઇ શકશે. અને છતાં નાના વાસણવાળો બહુ પાણી લેવા યત્ન કરશે, તો તે છલકાઇ જશે અને તે પોતાનું વાસણ અને કપડાં બગાડશે' એ રીતે હિન્દુસ્થાનને મળેલી સ્વતંત્રતાનો તે દુરુપયોગ કરીને, છે તે કરતાંય વધુ દુઃખી ન થાય તે માટે ગાંધીજી અનેક જાતના કાર્યક્રમથી દેશની આન્તરિક શુદ્ધિ અને શક્તિ વધારવા માગે છે. ગયા અઠવાડીઆના 'હરિજન'માં ગાંધીજી પોતે લખે છે કે જુવાનીમાં જ્યારે હું મારા હક્ક અને અધિકાર માટે લડતો હતો ત્યારે મને બહુ ઓછા હક્ક મળતા. પણ સમજ વધતાં હું મારી ફરજ અદા કરવા તરફ વધુ ને વધુ વળ્યો છું, તેમ તેમ મને વધુ ને વધુ હક્ક મળતા ગયા છે. ગાંધીજીના શબ્દોમાં આપણે હક્ક મેળવવા માટે, લડવા કરતાં, જીવનમાં ફરજ અદા કરવા તરફ જ વધુ ધ્યાન આપીએ. આપણે આપણું વાસણ મોટું કરવા પ્રયત્ન કરીએ. નહિ તો ગમે તેટલું પાણી છતાં આપણે લાયકાત વગર મળેલું જીરવી શકવાના નથી. પ્રભુ આપણને આપણી ફરજો સમજી તે અદા કરવાની બુદ્ધિ અને શક્તિ આપે.

વડોદરા, ૨૦:૧૦:'૪૦ ચિમનભાઇ મૂ. અમીન

---*---

# પરઠણુનો પ્રશ્ન અને દૃષ્ટિબિન્દુનો ભેદ

ભાદરવાના અંકમાં ભાઇ ચિમનભાઇએ 'પરઠણુનો પ્રશ્ન' એ વિષયમાં પરઠણુ, પ્રેતભોજન, ચિઠ્ઠી વગેરે રૂઢ સામાજિક બદીઓ રજુ કરી છે. તેના ઉપર બેએક માસ મૌન સેવાયા પછી માગશરનો અંક તો જાણે ઉપરના પ્રશ્નોની છણાવટ સાથે ચર્ચા ને દલીલોથી ભરપૂર ભાસ્યો. આસો માસની પ્રસંગકથામાં તંત્રીશ્રીએ પોતાનો અભિપ્રાય ઠીક રીતે વ્યક્ત કર્યો હતો, પણ ભાઇ ચિમનભાઇને તે ઠીક ન લાગ્યાથી ફરી 'દૃષ્ટિબિન્દુનો તફાવત' માગશરના અંકમાં જણાવી પોતાના આગલા લખાણનો બચાવ કરવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યો છે. આ વખતે તેમણે બચાવના ૭ મુદ્દા રજુ કર્યા છે, તેમાંના જરૂરી મુદ્દા ઉપર વિચાર કરીએ.

ભાઇ ચિમનભાઇ એમના મુદ્દા (૩)માં કહે છે કે લલિતાબેન "૭ ગામ બહાર પરણવાથી જરૂર અમુક વર્ગમાં હડધૂત થાત." જો હડધૂત થવાનો જ પ્રશ્ન આડે આવતો હોય તો ૭ ગામમાં જ પરણવાથી તે હડધૂત નથી થયાં એવું કોણે કહ્યું? હડધૂત ન થયાં હોત તો અત્યારે આ ચર્ચાઓ જ શા માટે થાત? ઊલટું ૭ ગામ બહાર પરણ્યાં હોત, અથવા જે જગ્યાએ પરણ્યાં એવી જ જગ્યાએ ના પરણ્યાં હોત તો જે યુવકો આજે તેમને તેમના કાર્ય માટે તુચ્છકારે છે, તેજ યુવકો તેમને પુષ્પોથી વધાવી લેત. લલિતાબેનને તો યુવકોને નહિ, પણ કુળમૂઢોને જ રાજી રાખવા હતા ને તેથી જ તેમણે આવું પગલું ભર્યું છે. ભાઇ ચિમનભાઇ પણ કુળના સ્વાંગમાં જ છુપાઇને તેમનો બચાવ કરે છે તે વાજબી નથી. બંનેએ સમજવું જોઇએ કે જ્યારે સ્ત્રી જ આમ સ્ત્રીના દુઃખમાં વધારો કર્યે જશે, ત્યારે તેમના દુઃખનો નિવેડો ક્યારે લાવી શકાશે?

ભાઇ ચિમનભાઇ બંડ વિરુદ્ધની વાતો રજુ કરે છે અને છેવટે ઉપસંહારમાં કહે છે કે "'બંડ' ભાંગફોડ માગે છે, ચાલુ સંજોગોનો નાશ માગે છે, એનાથી અવ્યવસ્થા થશે. એમ છતાં બંડ પછી જે નવી રચના થશે તેય કાયમ ટકવાની નથી, તેમાં પણ બગાડ થશે અને તેમાં ફેરફાર કરવાના પ્રયત્નોની જરૂર રહેશે. આમ હોય તો 'બંડ' કરી અવ્યવસ્થા ઊભી કરવા કરતાં સમયાનુસાર ફેરફાર કરી શકે એવું લોકમાનસ ઘડવા પ્રયત્ન થાય એજ ઇષ્ટ છે." આ દલીલ જ વજૂદ વગરની છે. પોતેજ ભવિષ્યવેત્તા બની બંડનું પરિણામ જાહેર કરવું એ ઠીક નથી. બંડનું પરિણામ કેવું આવશે એ અગાઉથી શી રીતે કહી શકાય? છતાં એટલું તો ચોક્કસ સમજી શકાય

તેવું છે કે યુગે યુગે જૂના રીતિરિવાજોનું પરિવર્તન થવુંજ જોઇએ. 'યુગે યુગે ક્રાન્તિ' એ તો સિદ્ધાન્તજ છે. લોકમાનસ આપમેળે પલટાવાનુંજ નથી, વૃદ્ધોએ તેમના જમાનામાં તેમને યોગ્ય એવા રીતિરિવાજો ઘડેલા અને તે પ્રમાણે તેમણે પોતાનું જે માનસ કેળવ્યું છે, એ હવે આપણા કહ્યાથી તે કદી બદલવાના નથીજ અને તેથીજ યુવાનોને બંડની જરૂર પડે છે. અને બંડ પછી બંડ કરનાર વ્યક્તિઓ પોતાને અનુકૂળ એવું સમાજનું ઘડતર ઘડી લેશે, એટલે ભાઇ ચિમનભાઇના કહેવા પ્રમાણે તેમાં અવ્યવસ્થા હશેજ નહિ. "બંડ પછી જે નવી રચના થશે તે કાયમ ટકવાની નથી," એમ કહી છૂટી પડવું એ ઠીક નથી. દુનિયામાં કોઇ વસ્તુ કાયમ ટકવાની નથી. જેમ વૃદ્ધોની રચના આપણને નથી ગમતી, તેમ આપણી રચના કાળક્રમે આપણી પછીના યુગના યુવકોને ન પણ ગમે. લાખ રૂપિયા ખર્ચી આધુનિક ઢબે બંધાવેલો બંગલો આવતી કાલના યુવકને નહિ ગમે, એમ માની લેઇને તે બાંધવોજ નહિ એ શું ડહાપણની વાત છે? બંડની પણ આવીજ વાત છે. માટે બંડની, કહો કે ક્રાન્તિની તો જરૂર છેજ. સમાજ આપણો નથી, સમાજ છે કુળવાનોનો ને મુડીવાદીનો, તેના તો આ બધા બળાપા છે. તેમણે એવી જડ ઘાલી છે, કે તેમની નાગચુડમાંથી છટકવું એ અર્જુનનું નિશાન ચુકવવા જેવું છે. જેમ ગમે તેવા તેજી ઘોડાને પણ લગામની જરૂર છે તેમ બંડમાં પણ એકાદ બાહોશ ક્રાન્તિકારની દોરવણીની જરૂર છે, ને એ રીતેજ સમાજથી ત્રાસી ઉઠેલી, જ્ઞાતિની કૃત્રિમતાને ને વાડાઓને ન માનતી વ્યક્તિઓને અમુક પ્રકારની દોરવણી આપી શકે એવી કોઇ વ્યવસ્થા થવાની જરૂર છે.

"૪. ભાઇ ચિમનભાઇ જણાવે છે કે પરનાતમાં જનાર છોકરીને સામાન્ય રીતે તેની નાતમાં ન પોષાતોજ છોકરો મળશે, કારણ કે જેને પોતાની નાતમાં યોગ્ય સ્થળ મળે તેમ હોય તે બીજી નાતમાં ફાંફાં નજ મારે. એટલે આપણી નાતમાંથી બહાર જનાર છોકરીઓને બીજી નાતના બહુ સારા છોકરા મળવાનો સંભવ ઓછો છે." આ વસ્તુજ ખોટી છે. પહેલાં તો ભાઇ ચિમનભાઇએ એટલું વિચારવું જોઇતું હતું કે પરનાતમાં જશે કોણ? કોઇ કાયર તો નહિજ જાયને? જેનામાં પરનાતમાં જવા જેટલી હિંમત અને ક્રાન્તિની ધગશ હશે તે કોઈ દિવસ કોઇ બાબાશાહીની કે મુફલીસની પસંદગી નહિજ કરે. આજ સુધી થએલાં આન્તરજ્ઞાતીય લગ્નો કરનાર યુવકો બાબાશાહી કે મુફલીસ હતા? બાકી 'બહુ સારા છોકરા' ચિમનભાઇ કોને કહેતા હશે? કુળવાનનેજ કહેતા હોય તો જરૂર તેવા નહિજ મળે, મળશે તો લલિતાએનતે

મળ્યો તેવો મળશે! યોગ્યાયોગ્યનો વિચાર કરી પરણનાર યુવતીને તેવાની જરૂરજ નથી, એટલે ફાંફાં મારવાનાં પણ રહેતાંજ નથી. ભાઈ ચિમનભાઈએ આ મુદ્દામાં કુળાભિમાનનું ભારોભાર ધ્યાન કરેલું છે, એમ મને લાગે છે.

“૫. આપણી નાતની સારી છોકરીઓ આ રીતે બહાર જાય તો વખત જતાં નાત સત્ત્વહીન બની જાય.” આપણી નાતમાં ભાઈ ચિમનભાઈને સત્ત્વ ક્યાં આગળ દેખાતું હશે? જો સત્ત્વ હોત તો આજે આવા શરમ ઉપજાવે તેવા પ્રશ્નો ચર્ચવાના હોતજ નહિ, સમાજમાં શાન્તિ ને શાશ્વત સુખનુંજ સામ્રાજ્ય હોત! વળી અત્યાર સુધી નાતની છોકરીઓ બહાર ગઈ તેથીજ આપણે સત્ત્વહીન બની ગયા, એમ તો નથીજ ને? ત્યારે આપણે શાથી સત્ત્વહીન બની ગયા તેનું કારણ કદી શોધ્યું છે ખરું? આપણે રૂઢિપૂજકો છીએ, કુળપૂજકો છીએ, પછી આપણામાં સત્ત્વ તે ક્યાંથી હોય? યમરાજાનું જેના ઉપર સુસનાપત્ર બન્યું હોય તેવા કુળવાનની પૂજા કરનાર સમાજમાં સત્ત્વ ક્યાંથી હોય? સાઠ સાઠ વર્ષના જર્જરિત ખોખાને કન્યા આપી તેનાથી ઉત્પન્ન થતી પ્રજામાં સત્ત્વની આશા ક્યાંથી રાખી શકાય? શક્તિ સિવાય કુળના મોહપાશથી અનેક પત્નીઓ રાખનારની પ્રજામાં સત્ત્વ ક્યાંથી હોય! બ્રહ્મચર્યરહિત અને બાળલગ્નની બદીને પોષનાર સમાજની પ્રજામાં સત્ત્વની આશા એ તો 'આકાશકુસુમવત્'જ ગણાય. આજની લગ્નપ્રણાલિકામાં શારીરિક ધનને સ્થાન નથી, આજે લગ્નની પસંદગીમાં પ્રભુત્વ ધરાવે છે કુળ અને લક્ષ્મી બેજ. આ બેમાં સત્ત્વ હોય કે સત્ત્વહીનતા?

“૬. લગ્નવ્યવહારને માટે ઘણી દૃષ્ટિએ વિચારતાં મર્યાદાઓ હોવાની જરૂર છે; પછી તે મર્યાદાઓ નાતની હોય, ધર્મની હોય, ભણતરની હોય, પ્રાદેશિક હોય કે ગમે તે ધોરણની હોય.” મર્યાદાઓ એ કુળના બચાવનું સોગનનામું છે. એવી મર્યાદા એ મનુષ્યજીવનનો મહાન રિપુ છે. માણસ સ્વતંત્ર જન્મે છે ને તેને સ્વતંત્રપણે વિચાર કરી દરેક કાર્ય કરવાની સ્વતંત્રતા હોવી જ જોઈએ. ભાઈ ચિમનભાઈને પરાધીન દેશમાં સ્વતંત્રતા નહિ ગમતી હોય, તેથી તે હજી મર્યાદાઓની હિમાયત કરે છે. લગ્નવિષયક મર્યાદાઓને લીધેજ કુળવાનોને વધુ ને વધુ પોષણ મળ્યેજ જાય છે. મર્યાદાઓ તેમને નડતરરૂપ નથી, બલ્કે તેમને માટે તો મર્યાદાજ નથી. તે તો છે સાધારણ જનતા માટે, જેને શોષવા માટેજ તેનો ઉપયોગ થાય છે. (૧) આજે પણ બાર ગામમાં પરઠણના રૂા. ૩૦૧, સત્તાવીસમાં ૨૫૧ અને બીજા ગોળોમાં પણ અમુક અમુક પ્રકારની મર્યાદા બાંધેલી છે. જો કુળવાનોએ એ મર્યાદાનું પાલન કર્યું

હોત, તો આજે મૂંઝવતો 'પરઠણનો પ્રશ્ન' હોતજ નહિ. (૨) એક ઉપર બીજી પત્ની નહિ કરવાની મર્યાદા છેજ, છતાંય વિનાકારણ કુમળી કળી જેવી યુવતીઓનાં જીવન ધૂળ કરી તેની ઉપર બીજી કર્યાના દાખલા પ્રતિવર્ષ બન્યેજ જાય છે. આ બધો મર્યાદાભંગ કોણ કરે છે? કુળવાનોજ ને? વળી દરેક ગોળે પંચો નીમેલાં છે. આવી ને આવા પ્રકારની મર્યાદાઓના ઉલ્લંઘન વખતે જે તે સ્થળે ગુનેગારને શિક્ષા કરવા પંચો પણ ભરાય છેજ, પણ પંચવાળા શું કરી શકે? કારણ કે તે કુળવાનોથી દબાએલા કે પોપાએલાજ હોય છે. બહુ બહુ તો શોભાનો પાંચ પચાસ દંડ કરી નાખે, પણ એટલો દંડ પણ કોણ આપે છે? વસુલ લેવાની મગદુર પણ કોની છે? આ બધાને માટે જવાબદાર કોણ છે? કુળવાનજ ને? આમ મર્યાદાઓથી તો કુળને વધુ ને વધુ પોષણ મળ્યું છે ને પરિણામે કુળવાનોએ તેજી લગાવ્યેજ રાખી છે, તેથી તો આજે તેમના ભાવ નેશનલ બેંકના સોના કરતાં પણ વધારે અંકાય છે, બલ્કે કુળ-મૂઢા આંકે છે! આવા વિનાશક તત્ત્વને પોષવાનું કુળવાન સિવાય કોણ ઇચ્છે? ત્યારે તેમની સામે બંડ ન કરવું એમ ચિમનભાઇઓ સિવાય બીજું કોણ કહે?

આપણે 'પરઠણનો પ્રશ્ન' ચર્ચતાં બહુજ ઊંડા ઉતરી ગયા ને તેના ઉપર ખૂબજ પ્રકાશ પાડ્યો એ આનંદની વાત છે, પણ સાથે સાથે ખેદની વાત એ છે કે 'પરઠણના પ્રશ્ન' કરતાં પણ વધુ ભીષણ સ્વરૂપ લેઇ રહેલો 'કન્યાવિક્રયનો પ્રશ્ન' છે, તેના તરફ કોઇ લક્ષ આપતુંજ નથી. એક જણ કહે છે કે "શ્રીમંતોએ પરઠણ આપવી પડે છે એટલે શ્રીમંતો શ્રીમંતોનુંજ રડે છે, પણ સાધારણ જનતાને મૂંઝવતા 'કન્યાવિક્રયના પ્રશ્ન' ઉપર કોઇ લક્ષ આપતુંજ નથી." કહેવું સાચું છે. વરવિક્રય કરતાં પણ કન્યાવિક્રય વધુ નુકસાનકારક છે, કારણ કે વરવિક્રયમાં જનતા સુધી ધનવાનોનેજ ખમવું પડે છે, જ્યારે કન્યાવિક્રયમાં ગરીબને કંગાલ બનાવી મૂકવામાં આવે છે, ને દેવું કરવા જતાં શ્રીમંતોને પોષણ મળે છે. વળી પરણનાર કન્યાને ખાવાના સાંસા પડે છે, ને જિંદગીભર દેવાનો ડુંગર વહ્યા કરવો પડે છે. વરવિક્રયની વધુ પડતી બદી તો છ કે બારમાંજ છે. (જોકે હમણાં હમણાં તેનું અનુકરણ બીજા ગોળોમાં પણ થયું છેજ.) જ્યારે કન્યાવિક્રયની બદી બીજે બધે ઘર ઘાલી બેઠી છે. વિચાર કરો કે આથી કેટલાં કુટુંબોની ખાનાખરાબી થતી હશે? આજના જમાનામાં પછી તે કુટુંબો ક્યારે ઊંચાં આવે? પછી તેમની પ્રજાને કેળવણી આપવાની તો વાતજ ક્યાં રહી? પરઠણમાં જેમ યુવકોને પરઠણ લેનારની કન્યા ન લેવાની, તેવા લગ્નમાં ભાગ

ન લેવાની પ્રતિજ્ઞાની કે જેની આપેક્ષા રખાય છે, તેમ કન્યાવિક્રયમાં પણ યુવકોએ એવી જ પ્રતિજ્ઞાઓ લેવી જોઇએ. વળી કન્યાવિક્રયનો ભોગ બનતી કન્યાઓએ પોતાના એ જાલીમ પિતા સામે જેહાદ ઊઠાવવી જોઇએ, તેમને પોતાની દલાલી ન કરવા જણાવી દેવું જોઇએ, ને પોતે થઇને પોતાને યોગ્ય લાગતો રસ્તો કરી લેવો જોઇએ. પરદેશુવિરોધી યુવકો માટે ભાઇ ખુશાલભાઇએ માગશરના અંકમાં જણાવેલી ચાર સૂચનાઓ આવકારદાયક છે, પણ સાથે સાથે 'કન્યાવિક્રય'ના પ્રશ્ન ઉપર વધુ છૂટથી ચર્ચા થવાની જરૂર છે. વધુ લખાણ માટે હું સ્થળસંકોચની ધાસ્તીથી અટકું છું.

ભાઇ ચિમનભાઇએ 'પરદેશના પ્રશ્ન' ઉપર જે મુદ્દા ઊભા કર્યા હતા તે સુધારાની જ દૃષ્ટિએ હશે. પાછળથી મતમતાન્તરોને કારણે પ્રશ્નો વધુ ચર્ચાસ્પદ બન્યા એ આનંદની વાત છે. આપણી જ્ઞાતિમાં જેટલી છૂટથી પ્રશ્નો ચર્ચાય છે, લેખો લખાય છે, તેટલું જ જો રચનાત્મક કાર્ય થતું હોત, તો આજના પાટીદાર સમાજની કાન્તિ કંઇ ઓર જ હોત! આપણે પરિષદો ભરીએ છીએ, અન્ય જનતાને આંજી નાખે તેવા ઠરાવો કરીએ, પણ તે બધું 'પોથીમાંનાં રીંગણાં' જેવું જ! કારણ કે પરિણામ જુઓ તો શૂન્ય જ. કેટલીય વખતે ઠરાવો કરનાર કે ખુદ ઠરાવોની દરખાસ્ત મૂકનાર જ પોતે થઇને ઠરાવનું ઉલ્લંઘન કરે છે, એ કેટલું હાસ્યપદ છે! પાટીદાર સિવાયની જ્ઞાતિઓમાં ભેક આવું તો ભાગ્યે જ બનતું હશે. કારણ માત્ર એ જ છે કે આપણી જ્ઞાતિની રચના એવા પ્રકારની છે કે આપણામાં જે સામાજિક સડાઓએ ઘર ઘાલ્યું છે તે ઊંડા અભ્યાસ સિવાય સમજાતા નથી. બહારથી બગલા જેવો દેખાતો આપણો સમાજ અંદરથી કેટલો બધો કલુષિત છે, તે તપાસવા તલસ્પર્શી અભ્યાસની જરૂર છે ને તે અભ્યાસ પછી યે લેખો, ચર્ચાઓ ને ટીકાઓથી તેનો અંત કદી પણ નહિ આવે; તેને માટે તો રચનાત્મક કાર્યની જરૂર પડશે. પાટીદાર પરિષદ વખતે એક મંડળ નિમાવું જોઇએ. તે મંડળ (૧) પ્રેતભોજન, (૨) બાળલગ્ન, (૩) વૃદ્ધલગ્ન, (૪) કન્યાવિક્રય, (૫) વરવિક્રય, (૬) સપત્ની લગ્ન, (૭) ફરજીયાત વૈધવ્ય, વગેરે અનિષ્ટ બંધ કરાવવા પ્રચારકાર્ય કરે. આ બધાની સફળતા માટે ગામે ગામ પ્રચાર થવો જોઇએ. તેને માટે સેવાભાવી યુવકોની જરૂર છે જ. પણ તે મળી જ રહે, કોઇ માગણી કરનાર નથી. ઉપરની બદીઓને અટકાવવા પ્રયત્નો કરવા જોઇએ, જરૂર પડ્યે સત્યાગ્રહ કરવો જોઇએ. મંડળે ગામડાંમાં પીડાતાં યુવકયુવતીઓની યાદી મેળવી લેઇ તેમના દુઃખનિવારણ માટે જરૂરી સાથ આપવો જોઇએ. વરવિક્રયમાંથી કે

કન્યાવિક્રયમાંથી અથવા ઇચ્છતાં કુમારકુમારિકાઓને લગન કરવામાં યોગ્ય મદદ કરવી જોઇએ. આને માટે તન, મન, ધનથી સેવાની જરૂર છે. સેવા કરનાર નીકળે તો ધન તો મળી જ રહે. આવું કાર્ય કરતાં પ્રથમનાં વર્ષોમાં મુશ્કેલી નડશે જ, પણ પાછળથી સફળતા મળશે ને કાળક્રમે સમાજ ઉન્નતિ પામશે. આવું કંઇ થાય તોજ આવા ધીકતા પ્રશ્નોનો અંત આવે. બાકી ટીકાઓ કરીએ, ચર્ચાઓ કરીએ, પણ તે બધામાં રચનાત્મક કાર્ય જેટલી કાયમી સફળતા નહિ સાંપડે. આશા છે કે આ પ્રશ્ન ઉપર વધુ છૂટથી ચર્ચા થાય.

તેગવા, તા. કરજણ — મોતીભાઇ કુબેરભાઇ પટેલ આંબણીકર

---

## ઢાલની બીજી બાજુ

**પાટીદાર** જ્ઞાતિમાં લગ્નવ્યવહારમાં અતિશય મૂંઝવણ ઊભી થાય તેવા રિવાજોનું સામ્રાજ્ય જામ્યું અને દીકરીઓના બાપને બહુ જ કનડગતો થવા માંડી, ત્યારે કુળવાનશાહીનો કાળો કેર તોડવાની ભાવનાનું પૂર આવ્યું અને તેમાંથી ચરોતરનાં નાનાં ગામોના ગોળ બંધાવા માંડ્યા. એક જ્ઞાતિમાં અનેક તડ ઊભાં થવા લાગ્યાં. સમષ્ટિની દૃષ્ટિએ આ ઇચ્છવાયોગ્ય તો નહોતું જ, પણ સ્વરક્ષણને માટે તે જરૂરિયાત બન્યું. જો કુળહીન ગણાતે સમાજે આ પગલું ન ભર્યું હોત તો તેનો નાશ સર્જાએલોજ હતો, તેથી તે પગલું ભરાયું તે યોગ્ય જ થયું.

એકડા શરૂ કરવામાં, અમુક ગામો બહાર કન્યા ન આપવાનું વિધાન કરાયું. પણ કન્યા લાવવાની બાબતમાં કુળવાનશાહીને અનુકરણે સંપૂર્ણ છૂટ રાખવામાં આવી. તેનાં અનિષ્ટ ફળ ધીમે ધીમે દરેક ગોળમાં દેખાવા લાગ્યાં છે. શરૂઆતમાં ગોળ બંધાયા ત્યારે તો દરેકને કન્યાની ભૂખ હતી, વળી રૂઢિરાક્ષસીનાં વેઠેલાં દુઃખ તાજાં હતાં; એટલે આપવા લેવાના જે નિયમો ઠરાવવામાં આવેલા, તેનો બરોબર અમલ થયો. પણ જેમ જેમ એકડા સ્થાયી થયા, અને કન્યાની છૂટ થવા લાગી, તેમ તેમ પાછલો અનુભવ ભૂલાતો ગયો અને 'ગદ્ધી ઘેરના ઘેર' તેમ જે કુળવાનશાહી વિરુદ્ધ પ્રથમ ત્રાસ ઊપજ્યો હતો તે કુળવાનશાહીનો ડોળ અને દંભ દરેક ગોળમાં વધવા લાગ્યો, જે રિવાજોથી સમાજ ત્રાસ્યો હતો તેજ રિવાજો ફરી પોષાવા લાગ્યા; આપવા-લેવાના રિવાજોનો છડેચોક ભંગ થવા લાગ્યો અને જે ભંગ કરે તેજ પ્રતિષ્ઠાવાન, ભંગ ન કરે તે નમાલો, એમ ગણાવા લાગ્યું. આ બધું જોતાં

તો એમજ સમજાય છે, કે જેમ જેમ એકડા વધ્યા તેમ તેમ અનિષ્ટ ઉપર કાબુ આવવાને બદલે તેનો ગુણાકાર થતો આવ્યો છે. કોઇ પણ ગોળએકડાના પંચના આગેવાનો ઢાલની આ બીજી બાજુ કેમ જોતા નહિ હોય તે સમજાતું નથી. જો દરેક ગોળમાં આ અનિષ્ટ વધતું જ જવાનું હોય તો પછી ગોળની જરૂર પણ ક્યાં રહી?

જો ગોળ–એકડાના પંચો કન્યા કયાં આપવી અને કયાંથી લાવવી તેનું નિયમન કરી શકે તો તેમના ઠરાવેલા બીજા નિયમોનો ભંગ થતો જરૂર અટકાવી શકે.પણ તેવું ધારે તો! પણ ધારે શી રીતે? દરેક સ્થળે નિયમોનો ભંગ કરી વધુમાં વધુ લેવું અને થોડામાં થોડું આપવું તેની વૃત્તિ આગેવાનોમાંજ વધુ પ્રબળ દેખાય છે. બાકી સમાજ તો તેમનું અનુકરણ કરીનેજ સંતોષ માનનારો રહ્યો. એટલે જો સમાજનું શ્રેય કરવું જ હોય તો પ્રથમ આગેવાનોએજ પોતાના લોભ ઉપર સંયમ મૂકવો પડશે.

પણ દરેક મનુષ્યની ભાવના એકસરખી હોતી નથી. દરેક જણ લોભ જીતી શકતો નથી. તો પછી ત્યાં સુધી દુઃખી થતે સમાજે શું કરવું એ પ્રશ્ન ઊભો રહે છે. તેમણે સ્વમાન જાળવવા પ્રયત્ન કરવો જોઇએ. ઠરેલા ધોરણથી વધુ માગણી કરે તેનાથી દૂર રહેતાં શીખવું જોઇએ. પોતે નિયમ કરતાં વધુ લેવાનો અને આપવાનો ત્યાગ કરતાં શીખવું જોઇએ. જે ગામ પોતાને કન્યા ન આપતાં હોય તેવાં ગામમાં અને કુટુંબોમાં કન્યા આપવામાં માની લીધેલી મોટાઇ છોડવી જોઇએ. કન્યા ન આપનારને કન્યા આપવામાં તેમજ કન્યા આપવા માટે લાંચ કે દંડ રૂપે રિવાજ કરતાં વધુ આપવામાં સ્વમાનની હાનિ થાય છે, તે દેખીતું જ છે. મનુષ્ય જેવો મનુષ્ય કન્યાવહેવારમાં શા માટે સ્વમાનનો ભંગ થાય તેવા કાર્યમાં રાચતો હશે, તે ન સમજી શકાય તેવો કોયડો છે. આ કોયડામાં સમાજના સમજુ, કેળવાએલા, ડાહ્યા, બધાય ભૂલા પડે છે તે પણ એક અજાયબી જ છે. ત્યારે આશા છે કે બધા ગોળનાં પંચો આ બાબત વિચારશે અને તેનો જે ઉપાય થઇ શકે તે વેળાસર કરશે; નહિતર ભવિષ્યમાં સમાજ રિવાજોના અનિષ્ટમાં દબાઇ, ચંપાઇ દુઃખી થશે તે નક્કી છે.

બાકરોલ ખુશાલભાઇ કાળિદાસ પટેલ

---

# યુવાન માનસ

**દુનિયા** આજે સંક્રાન્તિકાળમાંથી પસાર થાય છે. જૂની રહેણીકરણી, સંસ્થાઓ અને બંધારણો પ્રત્યે શંકાની દૃષ્ટિથી જોવાય છે. ભૂતકાળના આચારવિચારે અને પ્રણાલિકાઓએ આપણા હાલના જીવનને કઇ કક્ષામાં મૂક્યું છે અને મૂકશે, તેની સમીક્ષા અને સમાલોચના આપણા હિતની ખાતર આપણે જ કરવી જોઇએ.

આજનો યુવક જો બંડખોર ભાવનાને પોષતાં સંકોચાતો હોય તો તે પોતાની યુવાનીને લજવે છે. ભૂતકાળની પ્રણાલિકાઓ આપણા સારાય માનવ-જીવનને વેડફતી પૂરવાર થાય છે. તેના નાશનો પોકાર અને પ્રયત્ન, એજ આપણું યુવકોનું મનોરાજ્ય હોવું જોઇએ.

આપણા વૃદ્ધોએ પોષેલી, ચલાવેલી અને રચેલી પ્રમાણિકા તેમના સમયને યોગ્ય હશે, અનુકૂળ હશે. પણ આજે તો તેની ગૂંચવાઇ ગએલી જાળો કેટલી ઘૃણાપાત્ર છે તે યુવકોને નહિ સમજાવવું પડે, તે આપોઆપ તેનો સારાંશ સમજી શકશે. આપણે જૂનવાણી પ્રથાઓની જાળોમાં ગૂંચવાઇ ન પડવું ઘટે. એ તોડી એમાંથી મુક્તિ મેળવવી એમાં જ યુવકનું ગૌરવ છે.

શક્તિ અને સાધનો પ્રાપ્ત કરવા આપણે જો સમર્થ હોઇશું તો પુનઃરચના એ એવું કંઇ મહાન કાર્ય નથી, જે અસંભવિત હોય. જૂનવાણીના પોષકો ભલે આપણી ભાવનાને અવગણે, પરંતુ તેની પરવા રાખવી ન ઘટે. જે સમાજ અત્યારે ઊભો છે તેમાં ખૂબ અંધાધુંધી છે. તેના સર્જકો ભલે તે સમયે ડાહ્યા હતા, પણ અત્યારે તો તેમના સર્જકો આપણાં જીવનને ગૂંગળાવનાર થઇ પડયા છે. એ વારસાને નિભાવવામાં આપણી પ્રગતિ નથી. એ આપણા આદર્શોને અવરોધક છે. જ્યારે આપણા જુવાનોનું એકીકરણ અને નૈતિક બળ વધશે ત્યારે બુદ્ધિવૈભવથી ઉત્પન્ન થએલી જૂની, પણ હાલ અનર્થક થઇ પડેલી પ્રથાઓ એક ક્ષણ પણ ટકવી મુશ્કેલ જણાશે. સંગઠિત થતા યુવકોનો અવાજ ઘેરો, ગંભીર અને ગગનગામી બનશે. એવી કુચકદમની રૂકાવટ કરવાની શક્તિ કોઇમાં પણ નહિ માલમ પડે.

પૂજ્ય મુરબ્બીઓ, અમારાં આ સ્વપ્નાં છે. અમારા એ ભાવી આદર્શો છે. એનો તિરસ્કાર તમે ન કરતા. પરંતુ તમારો એ તિરસ્કાર, તમારા એ કટાક્ષો અમારી ભાવનાનો અવરોધ નહિ કરી શકે, એ ન ભૂલતા. એ કડવા ઘૂંટડાઓ તમારી ભાવિ પ્રજાના હિતની ખાતર તમારે પીવા પડશે. તમને મંજૂર હોય યા ન મંજૂર હોય, પરંતુ એ યુગબળની ભાવનાને અવરોધવા

ન થયશે. કારણ કે તેમાં તમારી ભાવિ પ્રજાનું હિત નથી, એ ન ભૂલતા. આપણે દિનપ્રતિદિન વધુ ને વધુ કંગાલ બનતા જઇએ છીએ, ગુમાવેલા સ્વમાનનું જરા પણ દુઃખ થતું નથી. જો એમ ને એમ રગશિયું ગાડું ચાલશે તો ભાવિ પ્રજા તરીકેની આપણી હસ્તી પણ જોખમમાં આવી પડશે. સર્વના તારણહાર પરમાત્મા અમારા આદર્શની સિદ્ધિ માટે અમ સર્વ યુવકબાંધવોનું સંગઠન કરી ઉન્નતિ કરવામાં સહાયતા અને શક્તિ આપે, એજ અભ્યર્થના!

**મોભાસા** **આનંદરાવ વિઠ્ઠલભાઇ પટેલ**

---

## ચર્ચાપત્ર

### ૨. 'સપૂત કે કપૂત?'

ગયા અંકના પૃષ્ઠ ૭૯-૮૦ ઉપર ચિમનભાઇના ભાદરવાના 'પરણવાના પ્રશ્ન'માંના પાંચમા પ્રશ્નનો જવાબ આપતાં ભાઇ રાવજીભાઇએ સપૂત કપૂતની ઠીક વ્યાખ્યા કરી છે. તેના ઉપર વિશેષ પ્રકાશ પાડવા ઇચ્છું છું.

મૂળ પ્રશ્ન: "મારા બાપદાદા જે કરતા આવ્યા છે તે વિરુદ્ધ બીજે દીકરી આપવી એ મારી હિંમતની વાત નથી. એટલે બીજું શું થાય?" ભાઇ રાવજીભાઇનો ઉપરના પ્રશ્નનો જવાબ: "એમને પૂછું? 'તમારા બાપ ચાર મણ ચારનો ભારો એક હાથે વાળી લેતા, જોડા મળે તો પહેરે, ન મળે તો ચાલે, પંદર ગાઉની મજલ સહેજમાં ચાલી નાખે. એમને કોટ ખમીશનોય શોખ નહોતો. એમના જમાનામાં કન્યા જોઇને પરણવાનો રિવાજ ન હતો. હવે તમે તમારી સ્થિતિ એમની સાથે જરા સરખાવી જોશો તો તમને સમજાશે કે એમને ચીલે ચાલનારા (?) તમે સપૂત છો કે કપૂત?"

જવાબને પ્રશ્ન સાથે કંઇ લાગતું વળગતું હોય એમ મને લાગતું નથી. પ્રશ્ન સામાજિક ક્ષેત્રમાં આગેકૂચ ન કરી શકવાની કાયરતાનો છે, જ્યારે જવાબ વ્યક્તિગત રહેણીકરણીના બ્યાનથી ઉડાઉ રીતે આપવામાં આવ્યો છે; તે ઠીક નથી. સાથે ઉપરના જેવીજ જેના રહેણીકરણી નથી તે બધા કપૂત છે? હું નથી માનતો કે આ જમાનામાં રાવજીભાઇની દૃષ્ટિને સંતોષે એવો એક પણ સપૂત શોધ્યોય જડે! ચારનો ભારો લેવો, જોડા પહેરવા ન પહેરવા, મજલ કાપવી, કોટ ખમીશ પહેરવાં ન પહેરવાં, એ વ્યક્તિ કે વ્યક્તિના ધંધા ઉપર આધાર રાખે છે. આજે પણ સ્ટેશનના કુલીઓ પાંચ

મણની ગુણો ઉપાડી લે છે, લાખોની ખિલકનોવાળા જોડા નથી પહેરતા, ગજલ તો આજના ટપાલીઓ પણ કરે છે. વળી પંદર ગાઉ તો શું પણ તેથી યે લાંબી મજલ ને તે પણ રાતોરાત કરનારા આજે પણ છે ને તે પણ અભણ ખેડૂત વર્ગના માણસો નહિ, પણ શિક્ષિતો. ૧૯૩૦–૩૨ના સત્યાગ્રહમાં સરકારથી છૂપી રીતે બાતમી પહોંચાડવા ૨૦–૨૫ માઇલની મુસાફરી કરનારા અડનલ સત્યાગ્રહીઓ હતાજ ને આજે પણ છે.

વળી કન્યા જોઇને નહોતા પરણતા એટલા એ મૂર્ખા હતા, કારણ કન્યા જોવી એ શોખ નહિ પણ ફરજની વસ્તુ છે. પછી ભાઇ રાવજીભાઇએ બતાવેલી રહેણીકરણીવાળો શી રીતે જોવા જાય, ને જાય તો એને સંઘરે કોણ? પણ તે જમાનામાં તે પ્રથાની જરૂરજ નહિ લાગેલી. બાકી આજે તો કન્યા જોવી એટલુંજ બસ નથી, કારણ કે એક જાનવર જે જીવનસાથી નથી, તે ખરીદતી વખતે પણ તેનો પૂર્વઇતિહાસ, ગુણદોષ, વગેરે જોવાય છે, તો આ તો બજારૂ સોદો નથી, જિંદગીનો હોડ છે. સામાસામી એકબીજાના વિચારોની આપ-લે થવી જોઇએ. બહારથી કેવળ રૂપ જોવાથી હૃદય જોઇ શકાતું નથી. એમ રૂપજ જોઇને કરેલાં લગ્નોમાં પણ પાછળથી લગ્નભાવના મરી ગએલી જણાય છે. વળી છોકરાજ છોકરીને જુએ, એકતરફી પસંદગીથીજ લગ્ન થાય, એવું શા માટે હોવું જોઇએ? છોકરીઓને પણ છોકરા જોવાનો કે પસંદ કરવાનો સમાન હક્ક હોવો જોઇએ. એટલે ભાઇ રાવજીભાઇના કહેવા પ્રમાણે કન્યા જોવાથી પણ કપૂત નથી થઇ જવાતું? રાવજીભાઇ પ્રત્યે નહિ, પણ રાવજીભાઇના આવા બધાને એકસામટા કપૂત બનાવી દેવાના દોષારોપણ પ્રત્યે ઘૃણા છે, તેથીજ ચર્ચા કરવાની જરૂર પડી છે. આમ કરવા કરતાં રાવજીભાઇએ નીચે પ્રમાણેજ જવાબ આપ્યો હોત તો બસ હતું: "બાપનો ચીલો કાપવાની તમારી ભીરુતા અનહદ છે એ તમેજ કબૂલ કરો છો, તો તમારે માટે બેજ રસ્તા છે: (૧) તમારી દીકરી પોતાની મેળે ગમે ત્યાં વરી લે, યા તો કોઇ તમારોજ આપ્તજન બળાત્કારે તમને તમારું ધાર્યું ન કરવા દેવાની ફરજ પાડે. (૨) આમાંનું કશુંય ના બને તેમ હોય તો હાથમાં દીવો લેઇ કૂવો શોધો, તેમાં પહેલાં તમારી દીકરીને ધક્કો મારો, પછી ઉપરથી તમે પડતું મૂકો."

તેગવા, તા. કરજણ — મોતીભાઇ કુબેરભાઇ પટેલ આંબણીકર

* * *

## ૩. મનનો મૂંઝારો

માનનીય તંત્રીજી,

ઘણા વખતથી આપને મારા મનના આ મૂંઝારા વિષે પૂછવાની તીવ્ર ઇચ્છા થઇ આવતી, પરંતુ તેનો સચોટ ઉકેલ આવે કે ન આવે તે માટે તે વિષે પૂછવાનું માંડી વાળતો, પરંતુ આસો માસના 'પાટીદાર'માં આપે લેખકવર્ગને આશ્વાસન આપ્યું, એટલે મારા મગજને કોરી ખાતા આ પ્રશ્નનો જવાબ મેળવવાની મેં કેડ કસી. માટે કૃપા કરી આ પ્રશ્ન આપણા પાટીદાર સમાજ સમક્ષ મૂકવાની મહેરબાની કરશો.

મારા પિતરાઇ સગા છે. તેમને બે ઉમરલાયક દીકરીઓ પરણાવવાની છે. અમે ત્રણ ખડકીમાં આવ્યા, એટલે છ ગામમાં કન્યાઓ પરણાવવા માટે વરપક્ષને પરઠણ આપવી પડે. જોકે પરઠણ આપી શકે તેવી સ્થિતિમાં તે છે, પરંતુ સુધરેલ વિચારના હોવાથી પરઠણ આપવાની વિરુદ્ધ છે. આનો અર્થ એ થાય છે કે છ ગામમાં જો પરઠણ ન આપીએ તો તે ભાઇની દીકરીઓનો અસ્વીકાર થાય. હવે અમારે શું કરવું? છ ગામમાં કન્યાઓ આપવી કે બીજા ગામોમાં કુળવાનશાહી (!) હોય ત્યાં આપવી? અને જો બહારગામમાં આપે તો તે ભાઇના દીકરાઓને પરણાવવા માટે કન્યાપક્ષને પરઠણ આપવી પડે. હવે આનો ઉપાય શો? 'કોઇ સંત બતાવોજી વાટ.'

મારો એક જાતઅનુભવ અહીં ટાંકું તો તે અસ્થાને નહિ ગણાય: વડોદરા 'પાટીદાર છાત્રાલય'માં મને એક ઉત્તરસંડાના વિદ્યાર્થીનો ભેટો થઇ ગયો. લગ્ન બાબતની ચર્ચા કરતાં મેં તેમને સવાલ પૂછયો: "તમે દીકરીઓ પરણાવતાં કેટલો ખર્ચ કરો છો?"

તેમણે કહ્યું: "ચારથી પાંચ હજાર રૂપીઆ તો ઓછામાં ઓછા થાય જ."

મેં પૂછયું: "તેથી ઓછો ખર્ચ કરો તો નહિ સારૂ?"

તેમનો જવાબ મળ્યો: "અમારા કુળ પ્રમાણે અમારે ખર્ચ કરવું જ પડે, નહિ તો અમારી આબરૂ કેટલી? તમારા જેવા ઉત્તરસંડામાં આવો અને અમે મારૂં ના કરીએ તો અમારૂં ખોટું દેખાય નહિ?"

મેં વધુ પ્રશ્નો પૂછવા માંડી વાળ્યા અને માત્ર એક જ પ્રશ્ન પૂછીને સંતોષ અનુભવ્યો: "તમારે દીકરાઓને પરણાવવા હોય તો તમે શું કરો?"

તેમણે ઉત્તર આપ્યો: "જ્યાંથી બે ત્રણ હજાર રૂપીઆની રોકડ આવે એમ હોય ત્યાંજ પરણાવીએ, પછી તે નાનું ગામ હોય કે મોટું, તેની પરવા

નહિ. Society should suffer, why should we? (સમાજે ભોગવવું રહ્યું, અમારે શા માટે?) અમારી બેનોને પરણાવવાનું ખર્ચ આવી પરણમાંથી જ કાઢી લેવું પડે."

આ ભાઈ હજી યૌવનને આંગણે ઊભા છે, અને આવા ઊગતા યુવકોમાં, આવી ભાવના છે ત્યાં સમાજસુધારાની વાતો કરવી, એ ધુમાડામાં બાચકા ભરવા જેવું છે. સમાજને સુધરતાં હજુ વર્ષો વહી જશે. ત્યારે હવે સુધારો કરનારનું સ્થાન ક્યાં? વગર પરણે દીકરા અને દીકરી પરણાવનારે કરવું શું? 'કોઈ સંત બતાવોજી વાટ.'

નાર વિનોદચંદ્ર જેઠાલાલ પટેલ

---

## જાણવાજોગ

**'પાટીદાર સેવા સમાજ, અમદાવાદ' એને મળેલાં દાનો:**

રૂા. ૨૫૦૦૦ રા. રા. ભીખાભાઈ જીવાભાઈના પુત્રો તરફથી વિદ્યાર્થીગૃહ બાંધવા સારૂ.

રૂા. ૧૦,૦૦૦ ગ. સદ્ગત મગનભાઈ ચતુરભાઈ બેરિસ્ટરના પુત્રો તરફથી પુસ્તકાલય હોલ બાંધવા સારૂ.

રૂા. ૫,૦૦૦ રા. હીરાભાઈ નારણભાઈ તરફથી વિદ્યાર્થીઓને ફ્રી પુસ્તકો આપવા સારૂ.

### જિંદગી પર્યંતના સભ્યોની યાદી

**મુરબ્બી વર્ગ (રૂા. ૨૫૦૦)**

૨. ડૉ. મોતીભાઈ ડી. પટેલ જિંદગી પર્યંત માસિક રૂા. ૧૦૦નું લવાજમ.

૨. દાદુભાઈ મળજીભાઈ અમીન

**દાતાર વર્ગ (રૂા. ૧૦૦૦) કુલ રૂા. ૬૦૦૦**

૧ ભાઈલાલભાઈ દ્યાભાઈ
૨ છોટાભાઈ પુરુષોત્તમદાસ
૩ પુરુષોત્તમદાસ સોમાભાઈ
૪ ભાઈલાલ પુ. બીન ગોવિંદભાઈ
૫ ફકીરભાઈ વલ્લભભાઈ
૬ જીવાભાઈ રેવાભાઈ

**શુભેચ્છક વર્ગ (રૂા. ૫૦૦) કુલ રૂા. ૭૫૦૦**

૧ ચંતુરભાઈ શંકરભાઈ
૨ ચતુરભાઈ કુબેરભાઈ
૩ તુલસીદાસ નરસિંહભાઈ
૪ મણિભાઈ ગરોરભાઈ

| | |
|---|---|
| ૫ ચુનીભાઇ મનજીભાઇ અમીન | ૧૧ કાળિદાસ તુળશીભાઇ |
| ૬ મણિભાઇ વાલજીભાઇ | ૧૨ ડાહ્યાભાઇ વલ્લભભાઇ |
| ૭ અંબાલાલ બી. પટેલ | ૧૩ રા. સા. છોટાભાઇ નારણભાઇ દેસાઇ |
| ૮ ગગનભાઇ લાલાજીભાઇ | ૧૪ બાપુભાઇ દેસાઇભાઇ |
| ૯ પુરુષોત્તમદાસ વિઠ્ઠલભાઇ | ૧૫ છોટાભાઇ બાવાજીભાઇ |
| ૧૦ વિનાયક શિવાભાઇ | |

સહાયક વર્ગ (રૂા. ૨૫૦) કુલ રૂા. ૬૦૦૦

| | |
|---|---|
| ૧ રાવજીભાઇ ચુનીભાઇ અમીન | ૧૩ ચિમનભાઇ ફકીરભાઇ |
| ૨ વ્રજકિશોરદાસ ગોપાળદાસ | ૧૪ વ્રજભાઇ મોતીભાઇ અમીન |
| ૩ ઠાકોરભાઇ ઈશ્વરભાઇ | ૧૫ ભાઇલાલ નારણભાઇ |
| ૪ ડૉ. છોટાભાઇ ખુશાલભાઇ | ૧૬ અંબુભાઇ જીભાઇ |
| ૫ આપાજી બાવાજી અમીન | ૧૭ પુરુષોત્તમ રેવંદાસ |
| ૬ પ્રો. ડાહ્યાભાઇ એમ. પટેલ | ૧૮ દિનુભાઇ ગણપતિદાસ દેસાઇ |
| ૭ ઈશ્વરભાઇ મનોરભાઇ | ૧૯ રામકૃષ્ણ આનંદરાય |
| ૮ રા. સા. ડાહ્યાભાઇ આદરભાઇ | ૨૦ હીરાભાઇ ચુનીભાઇ દેસાઇ |
| ૯ ભાઇલાલ જે. બીન આદરભાઇ | ૨૧ અંબાલાલ વલ્લભભાઇ |
| ૧૦ ડૉ. પુરુષોત્તમપ્રસાદ સી. પટેલ | ૨૨ મધુભાઇ મણિભાઇ |
| ૧૧ ચંદુભાઇ જીવાભાઇ | ૨૩ શાન્તિલાલ દેસાઇ |
| ૧૨ જશભાઇ ફકીરભાઇ | ૨૪ મણિભાઇ પટેલ |

સમાજના કામમાં તથા સભાસદ વગેરે સર્વે કામમાં અમદાવાદમાં વસતા પાટીદાર ભાઇઓએ ઉત્સાહથી રસ લેઇ પોતાનો ફાળો આપ્યો છે. વિદ્યાર્થીગૃહ બાંધવા સમાજને માટે એલીસ બ્રીજ બાજુ ગાંધી કોલેજોની મધ્યમાં મીઠાખળી નજીક આશરે રૂા. ૪૦,૦૦૦ની જમીન ખરીદી છે. જમીનમાં મોટી રકમ રોકાઇ જવાથી નાણાં લગભગ દોઢ લાખ જેટલાં ભેગાં કરવાં પડશે. માટે સર્વે ભાઇઓને વિનંતી છે કે સમાજના કામને સહકાર આપી સભાસદ જરૂરથી થઇ જશે. વાર્ષિક લવાજમ રૂા. ૧૦ છે, તો તે જરૂરથી સમાજના કાર્યાલયમાં મોકલવા મહેરબાની કરશો.

ખાડીઆ પોસ્ટ ઓફીસ સામે,
અમદાવાદ

વિનાયક શિવાભાઇ પટેલ, વકીલ,
મંત્રી, પાટીદાર સેવાસમાજ

---*---

તો પછી આરોપી તરફથી વકીલને હાજર થવાનો બાધ કલમ ૬૮થી આરોપીને અન્યાયકર્તા છે. કલમ ૬૮ના પહેલા પેરેગ્રાફથી ગ્રામઅદાલત રૂબરૂ વકીલોને હાજર રહેવાનો પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે. પરંતુ તેજ કલમના બીજા પેરેગ્રાફથી તેમાં અપવાદ રૂપે "ધારાશાસ્ત્રી, .... એટર્ની હાલમાં અથવા અગાઉ ન હોય તેવા સગા, .... મિત્રને સદરહુ પક્ષકારની સાથે હાજર રહેવાની .... પરવાનગી મળી શકશે," એવી ગામઅદાલતને મુનસફી આપવામાં આવી છે અને તેથી કરીને કેટલેક દરજ્જે પક્ષકારનો મિત્ર હોવાનો દાવો કરી કજિયાદલાલો ગામઅદાલત રૂબરૂ હાજર થઇ કાયદાનો હેતુ ઊંધો વાળે તેમ મારું માનવું છે. કારણ કે કલમમાં સગા, નોકર, આશ્રિત કે મિત્ર એ શબ્દો વાપર્યા છે. તેની કોઇ, વ્યાખ્યા આપી નથી અને આપી શકાય તેમ પણ નથી. કોને સગો, મિત્ર, નોકર કે આશ્રિત કહેવો તે શી રીતે નક્કી થઇ શકે?

એકંદરે ભાઇ નરહરિભાઇએ સારો શ્રમ લીધો છે. દરેક ગ્રામપંચાયતે આ પુસ્તક પોતાના માર્ગદર્શન માટે ખરીદી લેવું જોઇએ. વકીલ

**૧૪. ગ્રામભજનમંડળી:** સંપાદક–જુગતરામ દવે; પૃષ્ઠ ૯૪, પુનર્મુદ્રિત, કિંમત બે આના. ગ્રામભજનમંડળીની મીઠી મોજ તો અનેરી છે. એવી મોજ અને જીવનમાં રસ પૂરવા અર્થેનો આ ભજનોનો પ્રયત્ન સ્તુત્ય છે. 'મહાસભાનાં ગીતો'માંથી પણ કેટલાંક આમાં ફરીથી લેવાયાં છે. એકંદરે ૧૦–૧૦ ભજનોની સાત મંડળીઓ કરીને તેમાં બધાં ભજનોને વહેંચી નાખ્યાં છે. તંબૂરિયા રાગને અતિશય અનુકૂળ થઇ પડે એવાં ભજનોની વરણી વધારે પ્રમાણમાં હોત તો ભજનમંડળીમાં વધારે આનંદ જામત. 'ઉપેન્દ્ર'

ઉપરનાં ત્રણે પુસ્તકોના પ્રકાશક–નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

*

**અરૂ(?રુ)ણ:** વાર્ષિક, તંત્રી–ગનઃસુખરામ વૈજનાથ દવે; પ્રકાશક–ગુજરાત સાહિત્ય ઉત્તેજક મંડળ, પી. ઓ. બૉક્સ ૩૩૬, નાઇરોબી, (કેન્યા કૉલોની); પૃષ્ઠ ૧૦૬. આ માસિકમાં સામયિક પત્રોનો પરિચય ઘણું કરીને આપવામાં આવતો નથી, પણ પરદેશમાં વસતા ગુજરાતી યુવાન સાહિત્યકોના આ સ્તુત્ય પ્રયત્નનો પરિચય અપવાદરૂપે આપવો ઘટે છે. હમેશાં બન્યું છે કે શું યુરોપિયનો કે શું એશિયાટિકો, કંઇક સાહસિકોના અપવાદ બાદ કરતાં, કમાવાની જ દૃષ્ટિએ સંસ્થાનોમાં જાય છે, એટલે તેમનામાં પોતાની જાતિની ઊંચી સંસ્કૃતિ હોતી નથી. જેમ જેમ તેઓ ત્યાં થાળે પડતા જાય છે તેમ તેમ બીજા કેળવણી પામેલા અને સંસ્કારી યુવકો ત્યાં જઇ ચઢે છે, જોકે તેમની યે મુખ્ય દૃષ્ટિ તો કમાવાની હોય છે. હિંદીઓએ અને ગુજરાતીઓએ

પણ સંસ્થાનોમાં એ ક્રમે વસવાટ કર્યો છે. અને કેનિયામાં એજ ક્રમે જઇ વસેલા ગુજરાતીઓમાંના પછી ગએલા કેળવણી પામેલા અને સંસ્કારી યુવકો પોતાનો પરિચય અનેક રીતે આપતા જાય છે. તેમાંનો એક પરિચય તે આ વાર્ષિક પત્ર 'અરુણ'. એ પત્રનો ત્રીજા વર્ષનો આ ત્રીજો અંક છે. તે દેશનો અને ત્યાંના આદિવાસીઓનો પરિચય આપતા અનેક લેખો તેમાં છે. ત્યાંના આદિવાસીઓમાંથી જેટલું આપણે આર્થિક ધન કમાયા હોઇએ, તેટલા પ્રમાણમાં તેમને સંસ્કારી બનાવી તેમની સેવા કરવાની દૃષ્ટિએ વિચાર કરતા પણ લેખો આવે તો સારૂં. એ દેશ સાથેનો આપણો સંબંધ પ્રાચીન હશે. આ જમાનામાં વિક્ટોરિયા ન્યાંઝા સરોવર શોધી કાઢનાર કર્નલ સ્પેક (Speke) પોતાના The Sources of the Nile નામના પુસ્તકમાં, તેને ઝાંઝીબારના બ્રિટિશ કોન્સલ કર્નલ રિગ્બીએ આપેલી માહિતી ઉપરથી, લખે છે કે ભારતવાસીઓને પ્રાચીન કાળથી આ પ્રદેશ સાથે સંબંધ હતો અને તે સરોવરને એ લોકે 'અમર સરોવર' નામ આપ્યું હતું. ત્યાર પછી તેણે કલ્પનાના ઘોડા દોડાવ્યા છે. 'તંત્રીસ્થાનેથી' પણ એવી જ કલ્પનાઓ કરી છે, પણ પાકો આધાર શોધવાના પ્રયત્નો કરવા જોઇએ. બેશક ૧૪૯૮માં વાસ્કો દી ગામાને આફ્રિકાને કાંઠેથી સીધો હિંદુસ્થાનમાં લાવનાર કાનો નાવિક હિંદુ હતો, એ સાબિત કરે છે કે પાંચસોએક વર્ષોથી તો હિંદીઓ ત્યાં છેજ, પણ પ્રમાણોની શોધ કરવી જોઇએ. આ વાર્ષિક પત્રનો પ્રયત્ન બેશક ધન્યવાદને પાત્ર છે.

---

## પ્રસંગકથા

**નાગર–કાયસ્થ લગ્ન**

"સુરત, તા. ૧. સુરતના જાણીતા મહાસભાવાદી કાર્યકર્તા શ્રી. પ્રમોદ કનૈયાલાલ દેસાઇનાં લગ્ન આજે સાંજે શ્રીમતી અરુણિકા મજમુંદાર સાથે બેસંટ હોલમાં સીવીલ મેરેજ એકટ અનુસાર થયાં હતાં, તેમાં વરવધૂના મિત્રો, નિકટનાં સ્નેહીઓ અને મહાસભાના મુખ્ય કાર્યકર્તાઓએ હાજરી આપી હતી. લગ્ન તદ્દન સાદાઇથી ઉકેલવામાં આવ્યાં હતાં. વરવધૂ બંને શુદ્ધ ખાદીનાં વસ્ત્રોમાં સજ્જ થયાં હતાં. શ્રી. પ્રમોદ દેસાઇ સુરત જિલ્લાસમિતિના પ્રમુખ શ્રી. કનૈયાલાલ દેસાઇના પુત્ર થાય છે. તેઓ સત્યાગ્રહ અંગે બે વખત જેલ જઇ આવ્યા છે અને ઓરપાડ તાલુકાની પછાત કોમોમાં વર્ષોથી કાર્ય કરે છે. વર્તમાન સત્યાગ્રહમાં પણ તેમણે ખાડા સત્યાગ્રહી તરીકે નામ નોંધાવ્યું છે. શ્રી. કનૈયાલાલ દેસાઇને થોડા જ સમય ઉપર ગિરફતાર કરવામાં આવ્યા હતા

એ પ્રજાને યાદ છે. શ્રી. પ્રમોદ નાગર ગૃહસ્થ છે, શ્રીમતી અરુણિકા મજમુંદાર કાયસ્થ જ્ઞાતિનાં છે અને મુંબઇ યુનિવર્સિટીનાં ગ્રેજ્યુએટ છે. તેઓ વિલા પાર્લાની ગોકળીબાઇ હાઇસ્કૂલમાં શિક્ષિકા છે. હાલ તેઓ બી. ટી.નો અભ્યાસ કરે છે. આ આન્તરજ્ઞાતીય લગ્ન સ્નેહલગ્ન છે" ('ગુજરાત સમાચાર,' તા. ૩:૧૨:'૪૦) હિંદુ સમાજને આ નવો માર્ગ રૂઢ કરી આપવા માટે આ નવદંપતીને અભિનંદન છે. એમનું લગ્નજીવન સફળ હો, એમને તેમજ સમસ્ત સમાજને કલ્યાણપ્રદ હો.

### પાટીદાર–બ્રાહ્મણ લગ્ન

વડોદરા, તા. ૨૬. મૂળ અમદાવાદનાં, પણ હાલમાં અહીં રહેતાં બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિનાં (તા. ૧:૧૨:'૪૦ના અંકમાં સુધાર્યા પ્રમાણે મોતાલા બ્રાહ્મણ જ્ઞાતિનાં) જેઓ સત્યાગ્રહી અને જાહેર કાર્યકર્તા તરીકે જાણીતાં છે, તેમની પુત્રી શ્રી. સુકન્યાનાં લગ્ન અત્રે કોઠીપોળના રહીશ શ્રી. વ્રજલાલ પટેલ સાથે થયાં છે. વરવધૂ બંને ખાદીધારી અને ખડા સત્યાગ્રહી છે. શ્રી. વ્રજલાલ પટેલ અમદાવાદી લેઉઆ પાટીદાર જ્ઞાતિના છે." ('ગુજરાત સમાચાર,' તા. ૨૯:૧૧:'૪૦). હિંદુ સમાજને આ નવો માર્ગ રૂઢ કરી આપવા માટે આ નવદંપતીને અભિનંદન છે. એમનું લગ્નજીવન સફળ હો, એમને તેમજ સમસ્ત સમાજને કલ્યાણપ્રદ હો.

### ભાઇ ચિમનભાઇને

ભાઇ ચિમનભાઈ અમીન કહે છે કે પરનાતમાં પરણી બેસનાર "આવી છોકરીઓની દશા મોટે ભાગે 'નહિ ઘરનાં કે નહિ ઘાટનાં' જેવી થાય છે. તે નથી પાટીદાર રહેવાની, નથી વાણીઆ કે બ્રાહ્મણ જ્ઞાતિની બનતી." ત્યારે ઉપર જણાવેલાં બ્રાહ્મણ જ્ઞાતિનાં બેન સુકન્યા પાટીદાર યુવક ભાઇ વ્રજલાલ સાથે પરણ્યાં, તે પાટીદાર નહિજ બને કે? અને નહિ બને તો એવું બંડ કરી લગ્ન કરનાર પ્રતિભાશાળી યુવતીને એવી તે કે'દિ પરવા હતી કે હું કઇ જ્ઞાતિની છું? બેન લીલાવતી શેઠે વિધવા થતાં ભાઇ કનૈયાલાલ મુનશી સાથે પુનર્લગ્ન કર્યું ત્યારે એમને પરવા હતી કે હું તે વણિક રહીશ કે બ્રાહ્મણ થઇશ? અને આજે હિંદુ સમાજની નાતો ચકાવે ચઢી છે અને એકાકાર થવા બેઠી છે, ત્યાં તમે ગમે એટલા બંધ બાંધી રાખશો તોય તમારી તે ખાળી ખળશે? ત્યારે આવડો શો દુરાગ્રહ, ભાઇ ચિમનભાઇ અમીન? અને "આપણી માફક બીજી નાતો પોતાની છોકરીઓને બહાર જવાનું ઉત્તેજન આપતી જણાતી નથી, એટલે તે બહારની નાતની સારી છોકરીઓ આપણી નાતમાં આવશે તે બનવું શકય નથી," એ વાત પણ ઉપરના લગનથી ખોટી

પડી છે. પણ બીજી જ્ઞાતિની પ્રતિભાશાળી યુવતીઓ પાટીદાર યુવકોને પરણે તેમને પાટીદાર જ્ઞાતિમાં લેવામાં ભાઈ ચિમનભાઈ રાજી થશે, કેમ નહિ? એ તો સ્વાર્થનો પ્રશ્ન છે.

### એ દુ:ખી થશે?

વળી એ ભાઈ કહે છે કે: "આપણી જ્ઞાતિની છોકરીઓ બંડ કરી ગમે તેની સાથે લગ્ન કરે તેમાં તે સુખીજ થશે એમ હું માનતો નથી." જે પાટીદાર કન્યાઓએ આજ સુધી 'ગમે તેની સાથે' લગ્ન કરી દીધાં છે, તેમાં કોણ સુખી નથીજ થઈ, તેનું એકાદનું નામ તો એ ભાઈ આપે? અને બીજી નાતમાંની કન્યા પાટીદાર યુવક સાથે લગ્ન કરે, તેને વિષે પણ એ ભાઈ એવુંજ ભવિષ્ય ભાખે છે? બેન લીલાવતીને એમના પિતાએ એમની પોતાની વણિક કોમમાં પરણાવ્યાં હતાં ત્યાં એ સુખીજ હતાં? વિધવા થયા પછી બંડ કરીને પોતાની મેળે ભાઈ કનૈયાલાલ મુનશી સાથે પરણ્યાં ત્યાં એ સુખી નથીજ થયાં, એની કંઈ એ ભાઈ સાબિતી આપે છે? આજે શ્રી. લીલાવતી મુનશી થયા પછી એ બેનની જે પ્રતિભા પ્રકટી નીકળી છે, તે શ્રી. લીલાવતી શેઠ રહ્યાં હોત તો પ્રકટી નીકળત કે એ રત્ન ધૂળમાં રગદોળાએલુંજ પડયું રહેત?

### 'ન પોષાતોજ છોકરો'

એ ભાઈ જણાવે છે કે "પરનાતમાં જનાર છોકરીને સામાન્ય રીતે તેની નાતમાં ન પોષાતોજ છોકરો મળશે, કારણ કે જેને પોતાની નાતમાં યોગ્ય સ્થળ મળે એમ હોય તે બીજી નાતમાં ફાંફાં નજ મારે." ત્યારે શું ઉપરનાં બે લગ્નમાં ભાઈ પ્રમોદ દેસાઈ તથા ભાઈ વ્રજલાલ પટેલ અને બેન લીલાવતી સાથે પુનર્લગ્ન કરનાર ભાઈ કનૈયાલાલ મુનશી, એ સૌ પોતાની નાતમાં ન પોષાતાજ છોકરા હતા? એમને પોતાની નાતમાં યોગ્ય સ્થળ ન મળ્યાથી બીજી નાતમાં ફાંફાં મારીને એમણે લગ્ન કર્યાં? વળી એ ભાઈ જણાવે છે કે "એટલે આપણી નાતમાંથી બહાર જનાર છોકરીઓને બીજી નાતના બહુ સારા છોકરા મળવાનો સંભવ ઓછો છે." અને ત્યારે, જેમને લીધે આ આખી ચર્ચા ઊપડી છે એ બેન લલિતાબેન પરનાતમાં ગયાં હોત તો બહુ સારો છોકરો મળવાનો સંભવ ઓછો હતો અને પાટીદારની નાતમાંથી જે ભાઈ વિઠ્ઠલભાઈ જીવાભાઈ પટેલ મળ્યા, તેમનો સારો છોકરો મળવાનો સંભવ તો ઓછોજ હતો, કેમ એમજ ને, ભાઈ ચિમનભાઈ? હા, એટલું તો ખરૂંજ કે ભાઈ વિઠ્ઠલભાઈને પોતાની 'નાતમાં ન પોષાતોજ છોકરો' તો નજ કહેવાય, એક જીવતી છતાં તેની ઉપર વિલાયત જઈ આવેલી બીજી બેન શોક થવા જેમને પરણી, એમને 'ન પોષાતો છોકરો' કોણ કહી શકે? નહિ તો એ ભાઈને એક પણ કેમ મળે? બીજીની તો વાતજ શી?

**બંગાળ પ્રાન્તિક હિંદુ પરિષદનો ઠરાવ**

ગયા માસમાં કૃષ્ણનગર મુકામે બંગાળ પ્રાન્તિક હિંદુ પરિષદ મળી હતી. તેણે એવો પણ ઠરાવ કર્યો હતો કે હિંદુ સંગઠનને હેતુએ પણ આન્તરજ્ઞાતીય લગ્ન કરવાં એ ઇષ્ટ છે અને એવાં લગ્ન કરનારને ત્રાસ આપવો તે અનિષ્ટ છે. નાતજાતના વાડા, એ વાડાગાંયે ગોળ ને તડ જેવા નાના વાડા પડ્યાથી તો પૂર્વે બળવાન ગણાતી હિંદુ જાતિ આજે છિન્નવિચ્છિન્ન થઈ ગઈ છે અને તેથી નષ્ટભ્રષ્ટ થવા બેઠી છે. પૂર્વે આજના જેવી જ્ઞાતિઓ ન હતી, ત્યારે તો વર્ણો જ હતા અને ત્યારે વર્ણાન્તર લગ્ન બહુ છૂટથી થઇ શકતાં. આજે નષ્ટભ્રષ્ટ થવા બેઠેલી હિંદુ જાતિને જગત સામે ઊજળે મુખે ખડી કરવી હોય, પોતાની સંસ્કૃતિની પ્રતિભા જગત ઉપર પાડવી હોય તો આજના નાતજાતના વાડા તોડયે જ છૂટકો, નહિ તો નષ્ટ થઈશું. વાડામાં ને વાડામાં લગ્નવ્યવસ્થાથી ગોંધાઇ રહે તો કેટલીયે જ્ઞાતિઓ આજે શૂન્યવત્ થવાના ભયમાં આવી પડી છે. ઘડિયાળનો કાંટો પાછો ફેરવી શકીશું, કાળનો કાંટો પાછો ફેરવવાની શક્તિ કોઇમાં નથી. જગત સમસ્ત આજે પૂર્વની દિશાએ પ્રગતિ કરી રહ્યું છે, ત્યારે પશ્ચિમની દિશાએ મુખ રાખી ચાલીશું તો મૃત્યુને નોતરીશું, એટલું સમજીએ તો આપણો ઉદ્ધાર છે, એ ભાઇ ચિમનભાઇ સમજે તો કેવું સારું?

**પરઠણનિષેધક કાયદો**

પરઠણને લીધે નાતના કુળવાન વર ધનવાનો ખરીદી લે છે અને તેથી પરઠણ ન આપી શકનારને પોતાની કન્યા દેવામાં બહુ મુશ્કેલી પડે છે, આથી યુવકોએ પરઠણ લીધા વિના લગ્ન કરવું એ ભાઇ ચિમનભાઇનું વિધાન બહુ સુંદર છે. એ વિધાન માટે સર્વ દિશામાં પ્રયત્ન કરવા જોઇએ. સરકારમાં કાયદો કરાવવા પણ પ્રયત્ન કરવા જોઇએ. બંગાળની ધારાસભામાં એવા કાયદા માટે શ્રી. સુરેન્દ્ર નાથ વિશ્વાસે હાલ એક પ્રસ્તાવ આણ્યો છે. પોતાના પ્રસ્તાવના ટેકામાં શ્રી. સુરેન્દ્ર નાથ જણાવે છે કે "બંગાળના હિંદુ સમાજમાં પરઠણની પ્રથા બહુ ભયંકર છે અને તેને પરિણામે અનેક કન્યાઓને આત્મહત્યા કરવી પડે છે તથા અનેક બંગાળી હિંદુ કુટુંબોનો આર્થિક નાશ થાય છે." એ કાયદો થશે તોય લોક એને ગાંઠવાના નથી; બાળલગ્નનિષેધક કાયદાને જેમ નિષ્ફળ અને નિરર્થક કરી મૂકવાના પ્રયત્ન કર્યા કરે છે, તેમજ આ પરઠણ-નિષેધક કાયદાને પણ નિષ્ફળ ને નિરર્થક કરી મૂકવાના-પ્રયત્ન કર્યા વિના, જેને પરઠણ મળે છે એવા સ્વાર્થી અને કુળવાનો રહેવાના નથી, એ વાત સ્વીકારી લેઇએ; છતાંયે બાળલગ્નનિષેધક કાયદાની અસર પડયા વિના નથીજ રહી, તેમ આ પરઠણનિષેધક કાયદાની પણ અસર પડયા વિના

નથીજ રહેવાની. ત્યારે સમાજસુધારણાના હિતૈષીઓએ આ દિશામાં પણ પ્રયત્ન કરવાજ રહ્યા.

### એક હિંદુ સન્નારીનું સાહસ

ડૉ. એસ. કે. બેલ્વલકર, એમ. એ., પી.એચ. ડી.નાં સૌથી મોટાં પુત્રી અને અમરાવતીના સદ્‌ગત કૅપ્ટન એન. આર. શહાને, એમ. બી., બી. એસ., આઇ. એમ. એસ.નાં વિધવા પત્ની બેન કુસુમબાઇ શહાને, બી. એ., બી. ટી., ટી. ડી.ની પરીક્ષાઓ પાસ થયાં છે. ઇ. સ. ૧૯૩૦માં પોતાના પતિનું એકાએક મૃત્યુ થયા છતાં, અને પોતાનાં ત્રણ બાળકોની વ્યવસ્થા કરવાની ચિંતા છતાં, એમણે નિર્ભય બની અભ્યાસ કર્યો. ૧૯૩૭માં બી. એ.ની પરીક્ષા પાસ કરી તથા ૧૯૩૮માં બી. ટી.ની ડિગ્રી લીધી. એ બધાં વર્ષો એમણે પોતાના પગારમાંથી પોતાનો અને પોતાનાં બાળકોનો જીવનનિર્વાહ કરેલો અને પોતાના પિતાએ તેમને મદદ કરવાની ઇચ્છા બતાવેલી, પણ તેનો યે તેમણે સ્વીકાર નહિ કરેલો. ૧૯૩૯ના ઑગસ્ટ માસની ૨૩મી તારીખે પોતાનાં બાળકો પોતાનાં માબાપને સોંપીને, અનેક વાર્યાં છતાં, લંડન જવા ઊપડી ગયાં અને લંડન યુનિવર્સિટીની ટી. ડી.ની ડિગ્રી લેઇને આ સાલ ઑગસ્ટ માસની ૨૨મી તારીખે દેશમાં પાછાં આવ્યાં છે ('મૉડર્ન રિવ્યુ,' ડિસેમ્બર, પૃષ્ઠ ૬૬૪). જાતિનું મુખ ઉજ્જ્વલ કરવા માટે આવી અનેક સાહસિક અને પ્રતિભાશાળી સન્નારી જોઇએ છે; બાકી ખાલી લંડનની સહેલ કરી પાછાં આવનાર અને પછી શોક થઇને પરણનાર બેન લલિતાબેનને ભાઇ ચિમનભાઇ પ્રતિભાશાળી કહે અને એ બેનનો બચાવ કરવા વસોના યુવકોને ગળે પડે, એણે શો દહાડો વળ્યો? જાણે પરઠણની મુશ્કેલીને લીધેજ બેન લલિતાબેનને શોક થઇ પરણવું પડ્યું! એમને તો કુળવાનશાહીનો મોહ હતો, એ ભાઇ ચિમનભાઇ કેમ ભૂલે છે? બેશક, યુવકોએ લગ્નપ્રસંગે પરઠણ ન લેવાની પ્રતિજ્ઞા તો કરવીજ ઘટે.

### સ્ત્રીઓ અને વકીલાત

શ્રી. કનૈયાલાલ મુનશીનાં પુત્રી બેન સરલાબેન સોલીસિટરની પરીક્ષામાં પાસ થયાં તે માટે તેમને ખરેજ ધન્યવાદ ઘટે છે. બેનો કોર્ટોમાં વકીલાત કરે તો સ્ત્રીવર્ગને ખાસ લાભ થવાનો સંભવ છે. વારસા સંબંધે, પતિ અને સાસરિયાં તરફથી થતા ત્રાસ સંબંધે, વિધવાઓને ખોરાકી-પોષાકી સંબંધે અને એવા બીજા કૌટુંબિક પ્રશ્નો સંબંધે સ્ત્રીઓ પોતાની મુશ્કેલીની વાતો પુરુષ-વકીલો આગળ દિલ ખોલીને કહી શકતી નથી; સ્ત્રી-વકીલ હોય તો કહી શકે. વળી પુરુષ કરતાં સ્ત્રી સ્ત્રીનું હૃદય વધારે સારી રીતે સમજે. આમ હોવાથી આપણી અદાલતોમાં સ્ત્રી-વકીલો હોય તો સ્ત્રીવર્ગને ખાસ

લાભ થાય. આપણે આશા રાખીએ કે બેન સરલાબેન સૉલીસિટર તરીકે અદાલતોમાં સ્ત્રીઓને પડતી મુશ્કેલીઓ ટાળવામાં સહાયભૂત થઇ પડશે.

### હરિજનો માટે કૂવા

"રાજકોટ, તા. ૧૫. કાઠિયાવાડ હરિજન સેવક સંઘના મંત્રી શ્રી. છગનલાલ જોષી જાહેર કરે છે કે જુનાગઢ રાજ્યે હરિજનોને જ્યાં જ્યાં પાણીની હાડમારી હોય, અવેડામાંથી પાણી ભરવું પડતું હોય, અગર પાણી વેચાતું લેવું પડતું હોય, એવાં ગામોમાં અલગ કૂવાઓ તાત્કાળિક કરી આપવા માટે ચાલુ વર્ષના બજેટમાં રૂા. ૯૦૦૦ મંજૂર કર્યા છે. આ પ્રમાણે ત્રણ વર્ષ સુધી નવ નવ હજાર રૂપિયા પ્રમાણે ખર્ચીને હરિજનોને પાણીની રાહત આપવાનો જુનાગઢ રાજ્યે નિર્ણય કર્યો છે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૭:૧૨:'૪૦).

### હરિજનો ને વાહન

"રાજકોટ, તા. ૧૫. વઢવાણ કેમ્પથી અમદાવાદ, મૂળી, લખતર, બજાણા, ધ્રાંગધ્રા, વગેરે ૧૮ સ્થળોએ ચાલતા મોટર સર્વિસના ખટારામાં હરિજનોને બીજા સવર્ણ હિંદુ મુસાફરની માફક કોઇ પણ રોકટોક સિવાય બેસી શકે તેવી છૂટ ઇસ્ટર્ન કાઠિયાવાડ એજંસીના અમલદારોની પેરણાથી મળી છે. હરિજનોને આવી છૂટ કાઠિયાવાડનાં બધાં રાજ્યોમાં અપાવવા માટે કાઠિયાવાડ હરિજન સેવક સંઘ પ્રયત્ન કરી રહ્યો છે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૭:૧૨:'૪૦).

### હરિજનો ને શાળા

સરકારે જાહેર શાળામાં સવર્ણ બાળકોની પેઠે હરિજન બાળકોને દાખલ કરવાનો હુકમ કર્યો છે, છતાં કેટલાંક ગામના સવર્ણ હિંદુઓ આડાઇ કરીને હરિજન બાળકોને દાખલ થવા દેતા નથી. બોરસદ તાલુકાના નાપા ગામની શાળામાં હરિજન બાળકોને દાખલ કરવામાં આવતા નહોતા. ખેડા જિલ્લાના દક્ષિણ વિભાગના ડી. ડી. કલેકટર શ્રી હેબ્લેના પ્રયાસથી ગઇ તા. ૩જીએ ૪ ભંગી કુમારો અને ૨ કન્યાઓ દાખલ તો થઇ, પણ તા. ૮થી એ બાળકો શાળામાં જતાં બંધ થયાં છે. ભંગીઓ કહે છે કે અમે બાળકો નિશાળે મોકલ્યાં, તેથી લોકે અમને રોટલા આપવા બંધ કર્યા, એટલે અમારે બાળકોને નિશાળે મોકલવાં બંધ કરવાં પડ્યાં. આ સ્થિતિનો નિકાલ લાવવો જ જોઇએ. આપણે ક્યારે સમજીશું કે આપણા એ ભાઇઓના પણ સહકાર વિના સ્વરાજ્ય નથી જ મળવાનું અને મળશે તોય નથી ભોગવી શકાવાનું?

### વણકર પંચના સુધારા

બોરસદ તાલુકાના જોષીકુવા ગામમાં ૮૬ ગામના વણકરોનું પંચ કાર્તક

સુદિ ૧૪સને રોજ મળેલું, તેણે, પોતાની નાતમાં (૧) બાળલગ્ન ન કરવાં અને પુખ્ત વયના લગ્નમાં પણ તે પ્રસંગે રૂા. ૧૫૦થી વધારે ખર્ચ ન કરવો, જે આ ઠરાવનો ભંગ કરે તેનો રૂા. ૨૦ દંડ કરવો; (૨) કોઇએ દારૂ ન પીવો, પીનારનો દંડ કરવો અને તેવા પીનારને પકડી આપનારને રૂા. ૧ આપવો; વગેરે હિતજનક ઠરાવો કર્યા છે. ચાલો ભાઇઓ, આગળ ચાલો, એમાંજ તમારૂં અને સમગ્ર જ્ઞાતિનું હિત છે.

### યુરોપના વિગ્રહમાં નાણાં જોઇએ છે

યુરોપના ભયંકર વિગ્રહમાં અંગ્રેજ સરકારને રોજના કરોડો રૂપિયાનો ખર્ચ થાય છે, પણ રૂપિયા લાવવા કયાંથી? એ કંઇ ઝાડે પાકે છે? એ માટે પ્રજા ઉપર કર નાખવા પડે. હિંદુસ્થાનની સરકારે પણ વડી ધારાસભામાં એ માટે પ્રસ્તાવ આણ્યો. મહાસભા તરફના ધારાસભ્યોએ કહ્યું કે હિંદુસ્થાનની સંમતિ વિના તેને સંગ્રામમાં ઉતાર્યો છે, માટે અમે એ પ્રસ્તાવ મંજૂર નથી કરતા. એમ કહી એ વાર એ પ્રસ્તાવ ઉડાડી દીધો, ત્યારે વાઇસરોય સાહેબે પોતાના અધિકારથી એ પ્રસ્તાવ મંજૂર કરાવ્યો. આથી પ્રજા ઉપર નવા કર પડયા.

### ટપાલના વધેલા દર

એ નવા પડેલા કર સૌથી પ્રથમ તો ટપાલ ઉપર દેખાઇ આવ્યા. હિંદુસ્થાનમાં પરબીડિયાના ચારને બદલે પાંચ પૈસા થયા અને પરદેશ જતા પરબીડિયા ઉપર અઢી આનાને બદલે સાડા ત્રણ આના ગઇ તા. ૧લીથી થયા, એટલે ગરીબો સુદ્ધાં આ કરવધારામાંથી છૂટયા નથી. વિગ્રહના પૈસા જોઇએ તો કોથળી ભરીને પગાર લેતા અમલદારો ઉપર અને ઢગલા ધન કમાતા ધનપતિઓ ઉપર નાખો ને! ગરીબો ઉપર શા માટે! અને તેમાં વળી ટપાલખાતાએ વિવેક પણ વાપર્યો નથી. રાણી છાપના રૂપિયા આવતા માર્ચ આખરે બંધ થશે એવી જાહેરાત સરકારે કેટલાય વખતથી કરી છે. પણ ટપાલના દર વધવાની જાહેરાત તો ટપાલખાતાએ છેવટના દિવસોએ જ કરી છે. ગામડાંમાં તો છેવટના દિવસ સુધી ટપાલના દર વધ્યાની ખબર લોકને નથી મળી. અને છતાં તા. ૧લી ડિસેમ્બરે ચાર પૈસાનું જે પરબીડિયું ટપાલમાં પડેલું, તેના ઉપર વધારેનો એક પૈસો અને દંડનો એક પૈસો મળી બે પૈસા વસુલ કરી લીધા. બહુ તો તા. ૧લીએ નાખેલા પરબીડિયા ઉપર વધેલો એક પૈસો લેવો જોઇએ, દંડનો પૈસો શા માટે લેવો જોઇએ? અને એ ખાતું પોતાની ફરજમાં ગફલત કરે છે તેનું કંઇ નહિ—પરબીડિયા અને સ્ટેમ્પ ઉપર જે ગુંદર લગાવે છે તેને પાણીથી પલાળીને ચોંટાડો તો ચોંટેજ નહિ એવો હોય છે! એ તે કંઇ ઠીક કહેવાય?

### દુષ્કાળ અને સરકારની ફરજ

સરકાર પ્રજા પાસેથી પૈસા લેવાના જેટલા પ્રયત્ન કરે તેટલું તેનું હિત કરવાના પણ તેણે પ્રયત્ન કરવા ઘટે. છેલ્લાં કેટલાંય વર્ષથી વરસાદ અનિયમિત થઇ ગયો છે. વળી આ સાલે એક બાજુથી વરસાદની તાણને અને બીજી બાજુથી માવઠાંને લીધે ખેતી વણસી ગઇ છે. છતાં સરકાર જમીનમહેસૂલ તતડાવીને લે છે. ખેડા જિલ્લામાં અનેક તાલુકાની ખેડૂત પ્રજા આથી કકળી ઊઠી છે અને સરકાર પાસે માફીની કે મુલતવીની માગણી કરી રહી છે. ગાયકવાડ સરકારના કડી અને અમરેલી પ્રાન્તની તો એથીયે ભયંકર દશા છે. એ સ્થિતિમાં સરકારે પ્રજાને રાહત આપવી ઘટે. પ્રજા જીવશે તો સરકાર જીવશે, નહિ તો તેની સાથે તે પણ નષ્ટભ્રષ્ટ થશે, એટલું વિચારી રાહત આપે તો બંનેનું કલ્યાણ થાય.

### બે રેલ્વે લાઇનો બંધ

બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના એજંટ અને જનરલ મેનેજર પોતાની તા. ૭:૧૨:'૪૦ની જાહેરાતથી જણાવે છે કે "જાહેર જનતાની જાણ માટે અત્રેથી જણાવવામાં આવે છે કે હિંદી સરકારે (રેલ્વે બોર્ડે) આ રેલ્વેની બ્રેંચ લાઇનો વાસદ–કઠાણા અને બોરીઆવી–વડતાલ રેલ્વેને તા. ૨૪મી ડિસેમ્બર ૧૯૪૦ના રોજ અને ત્યારથી જાહેર વ્યવહારને માટે બંધ કરવાનું ઠરાવ્યું છે." ઘણું કરીને એ બંને લાઇનોના પાટા ઉખાડીને યુરોપના વિગ્રહમાં જ્યાં જરૂર હશે ત્યાં લેઇ જવાશે. વાસદ–કઠાણા રેલ્વે બંધ કરવા વિરુદ્ધ તે તરફની પ્રજાએ મુંબઇમાં સભા ભરીને વિરોધ ઉઠાવ્યો છે, પણ જ્યાં સરકારને પાટા ઉઠાવવાની જરૂર હશે, ત્યાં એ વિરોધ કોણ સાંભળવાનું છે?

### વ્યક્તિગત સત્યાગ્રહ

મહાત્માજીએ ઉપાડેલો વ્યક્તિગત સત્યાગ્રહ પૂર જોશથી ચાલી રહ્યો છે. દેશના મોટા મોટા નેતાઓ તો ક્યારનાય પકડાઇ ગયા છે. ત્યાર પછી અખિલ ભારત મહાસભા સમિતિના સભ્યો પણ પકડાઇ ગયા છે. આ જિલ્લાના લગભગ સર્વ નેતાઓ—આ માસિકના છેલ્લા બે માસની પ્રસંગકથા લખી મારા મંદવાડમાં મને રાહત આપનાર ભાઇ નટવરલાલ દવે પણ—પકડાઇ ગયા છે. કોનાં કોનાં નામ ગણાવવાં એ જ પ્રશ્ન થઇ પડ્યો છે. અને આ સત્યાગ્રહ કેવું સ્વરૂપ લેશે એ તો કલ્પી પણ શકાતું નથી. સરકાર સમજી જઇને મહાસભાને સંતોષે તો સૌનું કલ્યાણ છે.

—*—

Reg. No. B. 1785

૧૯૯૭ 卐 માહ

# 卐 પાટીદાર 卐

વર્ષ ૧૮ 卐 અંક ૪

આપણા ખેડૂત ઉપર નાણાંનો પાશ એવો સજ્જડ બેસાડવામાં આવ્યો છે કે પોતાની વસ્તુઓ વેચ્યા વિના તેનો છૂટકો જ નથી હોતો. સરકારને જમીન-મહેસૂલ, જમીનદારને ગણોત, શાહુકારને વ્યાજ, એ બધું તેને નાણાંના રૂપમાં આપવાનું હોય છે. આ ઉપરાન્ત કોરટકચેરીના કાગળો, રેલ્વે અને મોટરબસના ભાડાંઓ, દવાદારૂમાં તથા બીજી પોતાના ઉપયોગની ચીજોમાં તેને પૈસા ખર્ચવાના હોય છે. અને ખેડૂતને ત્યાં કાંઈ પૈસા પાકતા નથી. પૈસા તો વેપારિઓ પાસે હોય છે. એટલે પૈસા માટે તેમના નચાવ્યા તેને નાચવું પડે છે. વળી આ યંત્રોના જમાનામાં મોટા મિલઉદ્યોગોને વધારે પડતું મહત્ત્વ અપાય છે. એ ઉદ્યોગો સુધારવા અને ટકાવવા પાછળ સરકાર જેટલું ધ્યાન આપે છે અને જેટલો પૈસો ખર્ચે છે તેટલું ધ્યાન અને તેટલો પૈસો ખેતીના તથા તેને મદદગાર હાથઉદ્યોગો પાછળ નથી અપાતો અને નથી ખર્ચાતો.

('યંત્રની મર્યાદા,' ૯૦) નરહરિ દ્વા. પરીખ

❧

❧ ❧

તંત્રી નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઈ મથુરભાઈ પટેલે છાપ્યું અને તંત્રી નરસિંહભાઈ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫ ૧ '૪૧.

## સમાવેશ



---*---

બેનોને, વિદ્યાર્થીઓને અને ગુજરાતી શાળાના શિક્ષકોને ઓછે લવાજમે 'પાટીદાર' આપવાના ફંડમાં રંગૂનથી ભાઇ ગોકળભાઇ ઝવેરભાઇ પટેલે રૂા. ૭–૧૨–૦ અને વડોદરાથી ભાઇ જેઠાભાઇ ઝવેરભાઇ બંગડીઆએ રૂા. ૨ મોકલ્યા છે તે ઉપકાર સાથે જમા કર્યા છે. જે ભાઇબેનોને એવી રીતે 'પાટીદાર' જોઇતું હોય તે મને લખી જણાવે.

* * *

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| સં. ૧૯૯૭<br>વર્ષ ૧૮ | આણંદ | માહ<br>અંક ૪ |
|---|---|---|


## વિધવાની હૃદયવ્યથા

હિંદુ વિધવા એટલે એક પશુથીયે નપાવટ પ્રાણી. એને બિચારીને પ્રાણ છતાં મૃતવત્ જીવન ગુજારવું પડે છે. એને પૂરતું ખાવાનું ને પહેરવા ઓઢવાનું યે ન મળે; તે તો ઠીક, પણ ઉપરથી જખાં તેને હડધૂત કરે છે. કોણ જાણે શા કારણે સતી થવાનો રિવાજ બંધ કરીને આ સમાજ લૂખી–વેવલી દયા બતાવવા તૈયાર થયો હશે? એનાથી ગમે ત્યાં બેસાય નહિ, બોલાય નહિ, હરાય ફરાય નહિ. પશુઓ પ્રત્યે દયા દાખવવા તૈયાર થતા આપણા હિંદુ સમાજને પગ નીચેની ધરતીનું પોલાણ નથી દેખાતું, અગર દેખાય છે તો 'परोपदेशे पाण्डित्यम्' દાખવતા એ સમાજનું વર્તન 'પોથીમાંનાં રીંગણાં' જેવુંજ માનવું જોઇએ. હિંદુ વિધવા, જેને સમાજમાં પોતાનું પેટ ભરવા સિવાય બીજો કોઇ સ્વાર્થ નથી, તેને અનેક વૈતરાં કરવા છતાં, કેટલાંય મહેણાં ટોણાં સહન કરવા છતાં, પેટ ભરવા પૂરતા અનાજનાય સાંસા પડે છે. છતાં દિલ્લગીરવાહને ક્યાંય ટપી જાય એવા આ સમાજના અને સાસુના રાજ્યમાં એણે અમુક ઠરાવેલી રીતેજ વર્તન કરવાનું. એના વર્તનનો સહેજ વાંક જાણે મહા ઉલ્કાપાત મચાવતો હોય, તેમ જો એ બિચારી સમાજે દોરી આપેલી અનેકવિધ રેખાઓમાંથી એકાદ જાણ્યે અજાણ્યે ભૂલી ગઇ તો એના ભોગ મળ્યા! એના ઉપર આળ અને ગાળનો વરસાદ! બસ થઇ રહ્યું! દિશાઓ પણ એને ખાવા ધાય તેવી લાગે છે. એને આશ્વાસન આપવું તો બાજુએ રહ્યું, પરંતુ સૌ કોઇ પ્રત્યક્ષ તેમજ પરોક્ષ રીતે એના દોષજ જુએ છે. એની વ્યથામાં ભાગ લેવાનું તો બાજુએ રહ્યું, પણ એને નિર્મળ નજરે નિહાળનાર પણ કોઇ હોતું નથી. ઘરખૂણે આંસુઓના સાગરો સારતી આપણી વિધવાઓનાં

ઉનાં આંસુ લૂંછી એમની ભીની આંખોને કોરી કરનાર આ જગતમાં કોઇએ નથી. કેટલાંનાંય જીવન અકાળે હણાય છે, કરૂણ અંત આવે છે. કેટલાય માનવપશુઓના અત્યાચારો મૂગે મોઢે એણે સહન કરવા પડે છે. આ સહનશીલતાની–કરુણાની મૂર્તિ ઉપર કેટલી નિર્દયતા છે? કેટલો અસહ્ય જુલમ છે?

વિધવાઓથી ઉભરાતે આ સમાજે પોતાની સારીયે ક્રૂરતા વિધવાઓ પ્રત્યે ઠાલવી પોતે નિષ્કલંક હોવાનો ડોળ કર્યો છે. હિંદુ સમાજ, શી તારી ચાણક્યનીતિ? 'ગંગાસ્વરૂપ' જેવું પવિત્ર વિશેષણ વિધવાઓ માટે વાપરતો આ સમાજ તેમના પ્રત્યે 'રાવણરૂપ'થી પણ ક્રૂર બન્યો છે. એ અનેક દુઃખો વેઠે છે, કોઇ જાતની આશા વગર જીવન પૂરું કરવા કેટલાંય વૈતરાં કરે છે, પશુની પેઠે મૂગી રહી કેટલાય અત્યાચારો સહન કરે છે. માત્ર એક પેટ ભરવા ખાતર અનેકવિધ કષ્ટ સહન કરતી હિંદુ વિધવા નર્યા ત્યાગની મૂર્તિ છે. અને છતાં તેનેજ સમાજે ગંભીર અન્યાય કર્યો છે. તેને કચરવા તૈયાર થતો આ સમાજ તેની ધૂળ ખંખેરી કાઢવા તૈયાર નથી. અન્યાયી, અવળું વર્તન રાખતો આજનો આ ક્રૂર સમાજ તેનાં પરિણામ પણ ભોગવવા તૈયાર નથી. આવા સમાજનો શી રીતે ઉદ્ધાર થાય? કેટલી યે વિધવાઓના અંતરની આહથી સદાય સળગતો આ સમાજ શી રીતે શાન્તિ પામે? સારો સમાજ 'મહાત્મા મૂળદાસ' ભલે ન બની શકે, પણ નરપશુ ન બને તોય ઘણું છે, માણસ માણસાઇ ન ભૂલે તોય બસ છે.

મૂળથીજ સ્ત્રીજાતિ પ્રત્યે અન્યાય દાખવતો આવેલો સમાજ હજુ તો ન્યાય દાખવવા ઇચ્છતોજ નથી. એવો આ એકતરફી સમાજ વિધવાઓ પ્રત્યે દયા દાખવશે એ આશાજ અસ્થાને છે. અધુરામાં પૂરું વળી શાસ્ત્રો પણ એ અન્યાયમાં પોતાનો સૂર મિલાવે છે. એટલે વિધવાઓ પોતે થઇનેજ પોતાનો પ્રશ્ન નહિ ઉકેલે ત્યાં સુધી બધી આશાઓ વ્યર્થ–આકાશકુસુમવત્ છે. જ્યાં વિધવા પ્રત્યે નિર્મળ નજરથી નિહાળનાર કોઇ ન હોય, પવિત્ર પ્રેમ રાખનાર કોઇ ન હોય, એવા ભૂખ્યા વરૂ જેવી દૃષ્ટિ રાખતા આ સમાજ તરફથી તેઓએ ઉદ્ધારની આશા રાખવી એ ફોકટ નહિ તો મુશ્કેલ તો છેજ.

ઠેરઠેરથી હડધૂત થતી વિધવાને, આજના આ સમયમાં ઠરવાને ઠામ કયાં હોય છે? હૈયું ઠાલવવાની જગા કયાં હોય છે? ત્યારે શું સમાજે એમ માન્યું હશે કે વિધવા એટલે હૃદયહીન–લાગણીહીન–પત્થર? અરે પત્થરનોય કાળજીભરી રીતે સદુપયોગ કરનારો સમાજ વિધવાની કિંમત પત્થર જેટલી પણ આંકતો નથી. જો તેનામાં કંઇ સ્વાર્થ નથી હોતો તો વિધવાને માટે નિઃસ્વાર્થ

સ્નેહી આ જગતમાં કોઇ નથી. એને ઊંચે આભ અને નીચે ધરતી સિવાય ફરવાનું એક પણ ઠામ નથી હોતું. એવી કેટલીક બેનો હશે, જેઓને પિંજરાના પોપટની માફક આ બંધન કદાચ સુખરૂપ લાગતું હોય, છતાં એકંદરે આપણા આ સમાજને માટે વિધવાઓનો પ્રશ્ન એક કલંકરૂપ છે અને વહેલો મોડો પણ તેના ઉકેલ વગર છૂટકો નથી. ઉકેલ થયેજ જયવારો છે.

સમાજ ન સુધરે ત્યાં સુધી વિધવા બેનોએ હાથ જોડી બેસી રહેવું જોઇએ શું? ના, અન્યાયી સમાજને વળગી રહેવા કરતાં કુરિવાજની શૃંખલાઓ ફગાવી દેઇ તેણે સુખી અને પવિત્ર જીવન ગાળવા તૈયાર થવું જોઇએ. ઓ હિંદુ વિધવા, તારામાં શક્તિ નથી? શું તારામાં ચેતના નથી? બધુંય છે. ઊઠ, ત્યારે તૈયાર થા. તારા આત્માને શા માટે સંતાપે છે? ના જોઇતાં દુઃખો શા માટે સહન કરે છે? ઊર્મિતરંગ ઉછળાવી ચેતના ભર, પવિત્ર મન રાખી વૈધવ્યની વિકળતાને દૂર કરવા કટિબદ્ધ થઇ સાચો માર્ગ શોધ. એ સત્યની શોધ માટે તું તારૂં હૃદય પવિત્રતાથી છલોછલ ભરી દે. મનોવૃત્તિને આમ તેમ જતી અટકાવી આત્મવિશ્વાસ રાખ. તને સાચા માર્ગની ચાવી આપમેળે જડશે અને તે વખતે તારે કોઇનીય સહાયતા માગવી નહિ પડે અને તેજ દિવસે તારે માટે આ લોકના અને પરલોકના બધાય માર્ગો ખુલ્લા હશે.

વિધવા બેનોએ સ્વચ્છંદી નહિ, પણ સ્વતંત્ર જીવન ગાળવું જોઇએ. સમાજનો ખોટો ડર ન રાખતાં સાચે રસ્તે આગળ વધતાં શીખવું જોઇએ. વિધવા બેનો ખૂબ યાદ રાખે કે પરતંત્ર ઓશિયાળા જીવનેજ તેઓની આ દશા કરી છે. શક્તિ હોવા છતાં તેમણે જાતેજ પોતાને કુંઠિત કરી નાખી છે. એ શક્તિને ધીમી પણ મક્કમ ગતિએ ખિલવવી જોઇએ. સમજવું જોઇએ કે જગત સ્વાર્થથી ભરપૂર છે. સગાંવહાલાં બધાં સ્વાર્થનાંજ સગાં છે. તો પછી તેઓએ એવા સ્વાર્થી જગત તરફ શા માટે ઘસડાયે જવું જોઇએ? જાતેજ ફાદેલાં જાળાંમાં વગર કારણે વણાવું એ કરતાં સાચો રાહ શો ખોટો છે? અને એ સાચા રાહ વગર નથી શાન્તિ કે નથી સુખ.

મોટા કરાળા (હાલ ગવાસદ) સોનાબેન શંકરભાઇ પટેલ



**અરજદારોની** અરજ સુણનાર ન્યાયની અદાલતો છે, તેમનો પક્ષ લેઇ ઊભા રહેનાર વકીલો અને બૅરિસ્ટરો છે. પણ કુળ-કાયદાને અંગે રિબાતી ઓરત અરજદારની અરજ સુણનાર નથી કોઇ ન્યાયની અદાલત કે નથી કોઇ તેમનો પક્ષ લેઇ ઊભો રહેનાર વકીલ કે બૅરિસ્ટર. અદાલત પોકારી પોકારીને અરજદારોને બોલાવે છે, પણ આ ઓરત અરજદાર કઇ કોર્ટમાં પોતાનો ન્યાય માગવા જવાની છે? કદાચ પડોશણને અગર સહિયરને બીતી બીતી પોતાની ફરિયાદ કરે, ત્યારે જવાબ મળે કે "હશે બેન, એ તો પતિ છે, સસરો છે, સાસુ છે, જેઠ છે, કે નણદી છે; બોલે, વઢે, કે ફટકાવે, તેમાં શું થયું?"

પણ હું તે શિખામણ આપનારને પૂછું છું કે કયા ગુનાથી ફટકાવે, વઢે કે બોલે, અગર તો દુઃખ દે? ન્યાયની અદાલત પણ ઓરત ગુનેગારને ફટકાની શિક્ષા નથી ફરમાવતી, તો આ કુળવાનની કઇ મોટી અદાલત છે, જે રસોડાના કાયદાની સહેજ ભૂલ થાય તો ફટકાની શિક્ષા ફરમાવે? બહાર જતાં આવતાં કાંઇ આઘું તાણવામાં ખામી પડે તો ત્રણ ચાર બૅરિસ્ટરો સામો પક્ષ લેઇ ઓરતને ખસીઆણી પાડી સસરા, સાસુ, જેઠ કે પતિની કચેરીમાં દાવો નોંધાવે! કપડુંલત્તું કે કંઇ જણસભાવની પિયેર-પહેરામણીમાં ખામી રહે તો સાસરું પિયેર ઉપર સંગ્રામે ચઢે! કાંઇ દાપાંદાગીનાગાં ઓછું પડે તો બિચારી ઓરત વનવાસ ભોગવે! ટાણે અટાણે માટલાં કાટલાં ફાકી ખાવાનાં પિયેર તરફથી ન મળે તો બિચારીને બાચકે બાચકે આખી ફાકી ખાય! ઘરમાં બિચારી દળે, છડે, ખાંડે, વાસીદું કાઢે, રસોઇ પકાવે અને રસ્તામાં રખડતા સાંઢીઆઓની લાજ કાઢતી કાઢતી પરાણે પાણી પણ ભરી લાવે; ગમે તેટલું સાસરવાસો દુઃખ દે, પણ મુખમાંથી અક્ષર ન કાઢે, એ બિચારી દુઃખિયારી ઓરત અરજદાર કોની પાસે જઇ પોતાના દુઃખની ફરિયાદ કરે અગર દાદ નોંધાવે?

કહેવાતા કુળવાન લોકોના કરતાં સુરત અને ભરુચ જિલ્લાના ભીલ, તલાવીઆ, વગેરે હજાર દરજ્જે સારા છે. તેમની ઓરતો હમેશાં તેમની સાથે ફરે છે, સાથે કામ કરે છે, મજૂરી કરી હમેશાં જે મળે તે બંને વહેંચી ખાઇ મોજમાં રહે છે. તેમની ઓરતો હમેશાં ખેતરમાં હળ લેઇ ખેડવા જાય છે, ગાડાં હાંકે છે, અનાજ વાવે છે, દુકાનો ઉપર વેચવા પણ બેસે છે. કેડમાં છોકરું અને પાછળ પિછોડીની ઝોળી વાળી કપાસ વીણે છે. ઝાડ ઉપર ચઢી લાકડાં કાપે છે, જમીન ખોદે છે. ટૂંકામાં પુરુષના જેટલું અને જેવું

સઘળું કામ કરે છે અને સુખી છે. છતાં તેમની ઓરતો અક્ષર પણ ભણેલી હોતી નથી. જો તેમને અક્ષરજ્ઞાન આપવામાં આવે તો ફક્ત ઇંગ્લેણ્ડ અને હિંદુસ્થાન વચ્ચે ગોરી અને કાળી ચામડી, એટલોજ તફાવત રહે!

આ ભીલ કોમની ઓરતો આટલી બળવાન અને હિંમતવાન એથીજ છે કે તેમને કુળવાન કોયડો કાયર કરતો નથી, તેનું મેં તેમણે જોયું નથી. લાજ શી ચીજ છે તે તેઓ સમજતાં નથી. કોઇ તેની મશ્કરી કે હાંસી કરે તો તે આદમીની એટલી કમબખ્તી લાવે કે ફરીથી તેનાથી તે રસ્તે થઇને જવું અઘરૂં પડે. ધણીથી ખોટી બાબતમાં કદી ડરતી નથી. સાસુ, સસરા, જેઠ, જેઠાણી, નણંદ, વગેરેના કદી ખોટા બોલ સાંખતી નથી.

પણ બિચારી ગરીબડી ગાય જેવી કુળવધૂને કુળ-કેદમાંથી ક્યારે મુક્તિ મળે કે સરકાર કુળ-કાયદો ઘડે અગર તો ઓરત જાતે પોતે કુળ-કોયડો પકડી કુળવાન ગણાતા ખોટા, રખડતા, હરાયું ખાઇ માતેલા આખલાઓને નાથીને બતાવી આપે ત્યારેજ.

સારસા (હાલ સિંગાપોર) ઇન્દિરા બી. પટેલ

---

# આવું થાય તો!

[સ્વતંત્ર છતાં ગયા અંકના 'સમાજના ખડક'ના અનુસંધાન તરીકે—લેખક]

આજે ગામમાં જ્યાં ને ત્યાં એકજ વાત થતી હતી:

'બધું ય તો ધૂળ નાખી, પણ ગુજરડાં ગોરમટી તો લાવવી પડે ને?'

'થાંભલીજ શુકનમાં ન નાખી ત્યાં કહેવાનું શું?'

'જાન આવવાની હોય ત્યારે કેટલી ધમાલ હોય? તેને બદલે ઢોલ સરખું ય વાગ્યું છે?'

'માંડવો બાંધવો પડે, ગોદડાં પાટલા ઉધરાવવા પડે, વાળંદને તો આજ પગ વાળવાનોય શાનો હોય?'

'અને આમ લોકો લગ્ન કરે ત્યારે નાત જાત ક્યાં રહી? વ્યવહાર-વટ ક્યાં રહ્યો?'

'પણ આને લગનજ શાનું કહેવાય? આના કરતાં તો નાતરૂં કરવાનું હોય ત્યારેય વધારે ધમાલ હોય.'

'વસવાયાં, ધરાકને ઘેર લગ્ન હોય ત્યારે, આનંદમાં હોય. ઢેડ-ભંગી તો આવે પ્રસંગે મેમાન તેડાવે.'

'ભાઇનાંજ છોકરાં ગંધ્યું મોં નથી કરવાનાં ત્યાં બીજાની શી વાત?'

આજે સુશીલાનું લગ્ન છે, પરંતુ ગામનો ઘરડામાં ઘરડો ગોર કહે છે, કે મેં તો મારા આખા જન્મારામાંય આવું લગ્ન નહોતું જોયું. અને કોક કોક વાર મોટરને જોવા પાગતાં ગામડાનાં છોકરાં જેમ મોટરનું ભૂંગળું વાગતાં દોડાદોડ ને શોરબકોર કરી મૂકે છે તેમ આજે આખું ગામ કદીયે ન જોએલું એવું સાદું લગ્ન થવાને સગયે ચાકે ચઢયું હતું. શહેરના લોકો તો વાત જાણે તોય હસી કાઢે. 'આમાં તે શી નવાઇ હતી. મોટા દિવાન જેવાય વગર ખર્ચે લગ્ન કરે છે, તો આ તે શી મોટી વાત!' એમ તો શહેરમાં સદાય ભૂંગળાં વગાડતી મોટર સાંભળી છોકરાં કયાં દોડે છે? એટલે આવા પ્રસંગો હજુ ગામડામાં નવાઇના ને ચર્ચાનાજ વિષય રહ્યા છે.

મોહનભાઇની માએ પોતાની બે દીકરીઓ ધામધૂગથી વાજતે ગાજતે પરણાવી હતી, એટલે આ નાની સુશીલા બિચારી કોઇ જાણેય નહિ તેમ પરણે તે એમને બિલકુલ પસંદ પડયું નહિ. એમના ઘરડા ગનમાં ઓછું આવી ગયું. 'છોકરો તે છોકરો! ઘરના માણસ વગર સૌ ધૂળ! એ જીવતા હોય તો એગને આ નાની છોડી કેટલી વહાલી હતી!'

અને આંખમાંથી પાણી તો નથી નીકળી ગયું એની ખાત્રી કરવા એમણે કરચલી પડેલે હાથે આંખ લૂંછી. વળી તેમને સાંભરી આવ્યું: મુઇ એટલી બધી વહાલી, તે છઠ્ઠી ને સાતગી ચોપડી ભણાવવા એના ફોઇને ત્યાં મુકી. મેં કહ્યું: 'એ તે કયો છોકરો છે તે એને ભણાવવા બહાર મોકલો છો?' ત્યારે એમણે કહ્યું: 'એ તો મારો દીકરો છે!'

પતિનું ભૂતકાળનું સ્મરણ થતાં એમનાથી ખરેજ રડી પડાયું. પતિ સ્વર્ગમાંથી જાણે ઠપકો દેતા હોય તેમ એમને લાગ્યું: 'મારી દીકરીનું આમ, ગામનું કૂતરૂંય મોં એંઠું ન કરે તેમ, લગ્ન કરવાનું?'

અને જાણે ધમકાવતા હોય તેમ લાગ્યું: 'ભાઇ તો ખરચને સ્વાર્થે આમ કરે, પણ તું મા થઇનેય તારાથી શી રીતે જોયું જાય છે?'

પતિપરાયણ પત્નીનું હૃદય ગક્કમ નિશ્ચય ઉપર આવ્યું: 'ગમે તેમ થાય, છો મોહન ન માને, મારૂં નહિ ચાલે તો એના મામાને ઊભો કરીશ. ખર્ચ કર્યા પછી ઓછો એને છૂટકો થવાનો છે?'

વળી એને સાંભરી આવ્યું: 'એમને આ છોકરી પરણાવવાની કેટલી હોંશ હતી? વિવાહ તો એ કરીને ગયા, પણ જમાઇએ 'પૂરૂં ભણીને' એવું ન કહ્યું હોત તો એ નજરે જોઇને જાત. અને કોને ખબર કે આમ બોલતાં

ચાલતાં મોત આવશે? નહિ તો જમાઇને સમજાવીને એ. સાલેજ લગ્ન ન કરી નાખત?'

હવે એને પોતાનું કર્તવ્ય યાદ આવ્યું: 'એ એટલું કરીને ગયા તો મારાથી આટલુંય ન થાય? પણ મૂઈ એ છોકરીય એવી છે ને? મેં એને કહ્યું: તું રીસા, અને કહે કે એવું કરશો તો હું નહિ પરણું. પણ ભાઇબેનમાં ફેર હોય ત્યારે ને? ઊલટી મને શિખામણ આપે છે: 'બા! એમાં તને શું થાય છે? પરણવાનું તો મારે છે ને?'

પાછો વિચાર આવ્યો: 'ના બા, ના, એમનો આત્મા મને શું કહે?'

આ પ્રમાણે માના હૃદયમાં ગડમથલ જામી હતી, તેમાં રતનકાકીએ વધારો કર્યો. એક વખત મોહનભાઇ કે સુશીલા ન હતાં તે વખતે એ ઘરમાં આવ્યાં. છોટાભાઇએ વિચાર કર્યો હતો કે આમાં બને ત્યાં લગી ભંગાણ તો પાડવું જ. તેમની બુદ્ધિએ વિચાર કર્યો કે મોહનભાઇને તો કહેવાય તેમ નથી, પણ એની મા પોતાની જાળમાં ફસાય તેમ લાગ્યું. એ કામ પોતાની સ્ત્રી, બંને એક પિયેરનાં હોવાથી, વધુ સફળતાથી પાર પાડશે એમ તેમને લાગ્યું. બીજી બાજુ સામા વેવાઇને અને કન્યાના મામા સુધી એ જાળ વિસ્તારવાનું એમનું બુદ્ધિશાળી ભગજ ચૂક્યું ન હતું. આ પ્રસંગ એ એનાજ પ્રતાપ!

રતનકાકીને આવતાં જોઇ જેકોરબાએ આવકાર આપ્યો: 'આવો બેન, આવો. હમણાંના તો સમૂળગાં જણાતાંજ નથી.'

નીચે બેસતાં રતનકાકી બોલ્યાં: 'આવવાનું તો જુઓ છો ને? ઘરમાંથી નવરી થાઉં ત્યારે ને? આજે ય કામ પડતું મૂકી આવી ત્યારે.'

'સારૂં કર્યું.' જેકોરબાએ કહ્યું.

બીજી આડીઅવળી વાતોનો પરસ્તાવ કર્યા પછી રતનકાકી મૂળ વિષય ઉપર આવ્યાં. 'જ્યારથી વાત જાણી છે ત્યારથી આવું આવું થતું હતું. આજ તો થયું જેકોરને એ વાત કહી આવું. ખોટું લાગશે તોય બેન છે ને! એ તો આજકાલનાં છોકરાં નાનાં મોટાંનું માપ નથી રાખતાં; નહિ તો રણછોડભાઇ હતા ત્યાં સુધી એ બે જણ દહાડામાં એક વાર તો ભેગા થયા વગર રહેજ નહિ. એ તો આપણે આજે જંજાળી થયાં તે મળવાની નવરાશ નથી આવતી, પણ આપણાં બેનપણાં તો નાનાં નાનાં રમતાં ત્યારનાં છે, તે કંઇ ઓછું ભૂલી જવાય? એટલે હું નહિ કહું તો પછી બીજું કહેશે કોણ?'

જેકોરબા બોલ્યાં: 'કહો ને જે કહેવું હોય તે, મને કશું ખોટું નથી લાગવાનું.'

રતનકાકી: 'હું તને ઓળખું છું, એટલે તો આજ સુધી મેં વાટ જોઈ કે જેકોર એમ જીવતાં જીવ આવું થવા દેઈ સાત પેઢીની આબરૂ બગાડશે? પણ આ તો લગન નજીક આવ્યું તોય તૈયારી ન જોઈ, એટલે આવ્યા વગર ન રહેવાયું.'

જેકોરબા કંઈ ન બોલ્યાં, એટલે સહેજ રહી એમણે શરૂ કર્યું: 'આ વહેવારવટની આજકાલનાં છોકરાંને શી ખબર? એમણે વહેવારના કાવાદાવા ક્યારે જાણ્યા છે? નાતમાં આપણાં ઘર ઊંચાં ગણાય છે, તે કંઈ એમ ને એમ તો નહિ થયું હોય ને? પેઢીમાં એક વખત તો સૌથી મોટા પાછળ ગામ જમ્યા વગર રહ્યું છે? ભગાભાઈનું કુટુંબ ગામ બહાર તો નથી ને? છતાં જો કન્યા મળતી હોય તો. કોઈએ નાતરૂં કર્યું હશે, તો કોઈના ઘરમાં કાઠિયાવાડી હશે. આ તો હમણાં ગોળ બંધાયા, નહિ તો તે પહેલાં આપણી કન્યા મોટી મોટી પરઠણ આપીનેય બાર ગામમાં આપ્યા વગર રહ્યાં છીએ? પેલી સૂરજ બાળવિધવા હતી, રામાકાકાને જે કહો તે એકની એક એ છોડી હતી, પણ ન કરવાનું કરી બેઠી. તે આબરૂ રાખવા સગી માને અફીણ પાતાં શું થયું હશે? પેલો મંગળ કુટુંબનું ન માની કંઈકાણે કન્યા આપવા તૈયાર થયો તે એને રાતમાં ને રાતમાં ઠેકાણે પાડવો પડ્યો, તે ભાઈએ ભાઈ થઈને સારૂં લાગ્યું હશે? અને એની વહુએ કચેરીમાં કહ્યું: 'એ તો માંદા હતા તે મરી ગયા.' ધણી એવો પાક્યો ને કુટુંબનું નાક કપાતું હોય ત્યારે એમ ના કહે તો શું કહે? બાયડીને ધણી વહાલો નહિ હોય? પણ સાત પેઢીની આબરૂ જતી હોય ત્યાં દીકરીએ માની અને ધણીઆણીએ ધણીની સગાઈ ભૂલી જવી પડે છે, તો આમાં તે શી મોટી વાત છે? આજકાલનાં છોકરાંને શી ખબર કે આ આબરૂ નર્યા પૈસા ખર્ચ્યે નથી મળી, પણ પેટનાં છોકરાંનાય ભોગ આપવા પડ્યા છે. અને આ તો વગર પરસેવે બાપની મિલકત મળે એટલે છોકરો આંખો મીંચી ઉડાડી દે, તેના જેવો ખેલ માંડ્યો છે. હું ને તું પાંચ વરસની પરણીને અહીં આવેલી, તે આવું કર્યું હોય તો એટલી ઉંમરે કન્યા મળવાની હોય? લોકો સુધરશે તો સુધરશે, નહિ તો પડશે ખાધરામાં!'

જેકોરબાએ ધીમેથી કહ્યું: 'હું તો બધુંય સમજું છું. પણ મોહન તે મોહન, અને વળી અધૂરામાં પૂરી છોડીયે એના જેવી નીકળી એટલે મારૂં તો સાંભળતાંજ નથી......'

અને એમને બોલતાં અધવચ અટકાવી રતનકાકી ચડભડી ઊઠ્યાં: 'આ તું શું કહે છે? આજ કાલનાં છોકરાં આપણું ન માને? ઘર એમનું છે કે

તારૂં! છોકરો તો બાપ પાછળ ગમે તેવો પાકે, પણ આપણો તો બૈરાંનો અવતાર રહ્યો, એટલે જીવીએ ત્યાં સુધી ધણીના નામ પ્રમાણે વટવહેવાર સાચવી રાખવો પડે. મર્યા પાછળ ભીંત થાય, તોય આપણે ક્યાં જોવા આવવું છે? મારા જેવી મા હોય ને, તો છોકરો છો ને રહ્યો મોટો તિસમારખાં, પણ ઘર બહાર તગડી મૂકું. એગની પાછળ ચૂડીઓ કંઇ એણે નથી ભાગી, કે આપણા જીવતાં એ જ ઘરનો માલિક થઇ જાય!'

અને પોતાના કહ્યાની થી અસર થઇ, તે જોવા સહેજ થોભી રતનકાકીએ છેલ્લું બાણ ફેંક્યું: 'જેકોર, આ તો હું અને તું બે ય બેનપણીઓ એટલે મને લાગે એટલું બીજાને ન લાગે. તારો મોહન ભણ્યો છે, પણ હજુ ગણ્યો નથી. જગજીવનનો નરેન્દ્ર આ બધાંને ચઢાવી પારકાં છોકરાંને જતિ કરે છે, એટલુંય મોહન સમજતો નથી. નહિ તો એનીજ ભાભી રાંડેલી એ રહી ઘરમાં, કેમ નથી કરાવતો નાતરૂં?'

મૂળ તો જેકોરબાના જૂનવાણી માનસમાં આ વાત ખૂંચતી હતી, તેમાંય બળતામાં ઘી હોમાયું એટલે રતનકાકીએ ધારેલો જવાબ મળવામાં વિલંબ ન થયો. તેમણે કહ્યું: 'રતન, આજે જ મારા ભાઇને તેડવા મોકલું છું. મોહન નહિ માને તો હું અને મારો ભાઇ લગન કરાવી લેઇશું.'

બહુ વખત ન બગાડતાં રતનકાકી તરત રવાના થઇ ગયાં.

* * *

મોહનભાઇએ સાદા લગનની વાત કરી ત્યારે વેવાઇએ કહ્યું: 'તમારે ગમે તેવો સુધારો કરવો હોય પણ મારે કયા સગાને તેડ્યા વગર ચાલે?'

મોહનભાઇએ જવાબ આપ્યો: 'સગાંને ભલેને તેડજો. પાંચ જણ આવી પરણી જશે. તમેય નહિ આવો એટલે જાનમાં ન લેઇ ગયાનું ખોટું લાગવાનું જ ક્યાં રહ્યું?'

વ્યવહારકુશળ વેવાઇએ કહ્યું: 'તમે મને ઘરડાને શિખામણ ઠીક આપો છો! હજુ તમે ઊછરતા છો, વહેવારનો અનુભવ નથી, એટલે એમ બોલો છો. કદાચ એવું કરૂં તો મને ઘરડાને લોકો શું કહે? 'વેણીભાઇને બીજે ક્યાંય કન્યા નહોતી મળવાની, તે આવું કર્યું'!''

આમ લોકોથી બીતા વેવાઇને મોહનભાઇએ કહ્યું: 'મેં નહોતું ધાર્યું કે તમે આમ ના કહેશો. તમારા જેવા જમાનો ઓળખતા ય તૈયાર નહિ થાય તો બીજું કોણ થશે?' વેણીભાઇ સત્યાગ્રહની ચળવળમાં નાકરની લડાઇ લડી

ચૂક્યા હતા. એથી એમની જમીન પાંચ વરસ સુધી જપ્તીમાં રહી હતી, એટલે મોહનભાઇને વધુ આશા હતી.

છતાં વેવાઇએ કહ્યું: 'હું ય માનું છું કે ખરચ ઘટાડવાની જરૂર છે. પણ પહેલ કરવા જેટલા મારા વિચારો તૈયાર નથી.'

મોહનભાઇનું ભાવનાશાળી લોહી ઊકળી ગયું. એણે કહ્યું: 'આવું કંઇ કોઇએ નથી કર્યું', એવું ઓછું જ છે?'

'કોણે કર્યું?'

'આ સાલજ જમનાદાસ દેસાઇએ પુત્રીનું લગ્ન કર્યું. લગ્ન વખતે માંડ પંદર માણસ હાજર હતું.' મોહનભાઇએ જવાબ આપ્યો.

વેવાઇએ બચાવ કર્યો: 'એ તો મોટા લોક! એ ગમે તેમ કરે! એમને કોઇ ના કહે, પણ આપણા જેવાને તો મૌંકોઇ તોડી ખાય!

રસ્તો ન જણાતાં મોહનભાઇએ કહ્યું: 'તો મારે શું કરવું?'

વેવાઇ બોલ્યા: 'મારી સલાહ તમને નહિ ગમે. તમે હજુ જુવાન છો, એટલે તમને કંઇક કરવાનું મન થાય. પણ થોડા ઘડાશો એટલે તમને લાગશે કે લોકો દુઃખી થાય એવા જ છે. આપણે ગમે તેટલું કરીશું તોય એ સુખી થવાના નથી.'

પણ મોહનભાઇને એ સલાહ ઓછી ગળે ઊતરે? કંઇક નિરાશ થઇ, કોઇ જાતનો નિર્ણય કર્યા વગર એ ચાલતો થયો. હવે એક ઉપાય હતો. અરવિંદ માને તો? લગન તો એ મેટ્રિકમાં આવ્યો ત્યારે જ થઇ જાત, પણ એણે કહ્યું: 'મેટ્રિક થયા પછી.' પરંતુ ત્યાર બાદ મોહનભાઇના પિતા ગુજરી ગયા એટલે બીજું વરસ પણ નીકળી ગયું. સુશીલાને જોકે સોળમું વર્ષ જતું હતું, પણ મોહનભાઇના મનમાં, જાણે અરવિંદ હમણાં ભણે છે અને વિવાહ કરેલો છે એટલે સુશીલા મોટી થશે તોપણ વાંધો નથી, એમ માની એક વરસ વધારે ખેંચી કાઢ્યું. વિવાહ થએલો હતો, છતાં મોહનભાઇ અરવિંદને પોતાને ઘેર તેડી લાવ્યો ત્યારે ગામમાં ચકચાર મચી હતી. સુશીલા આમ દેખાવડી હતી, એટલું જ નહિ પણ ફાઇનલ ઉપરાંત ભરત, ગૂંથણ, સીવણ, વગેરે શીખેલી હતી. અને તેમાંય આજના યુવકોને જ્ઞાન કરતાં કપડાંની ટાપટીપ, માથાની ગૂંથણી ને કાજળની ખાંપ, જે આકર્ષણનાં મુખ્ય લક્ષણો છે, તેનોય સુશીલામાં અભાવ ન હતો. એ આમ તો ભણેલી હતી એટલે ગામડાની બીજી છોકરીઓની માફક ભાવિ પતિને જોઇ હદ બહાર પોતાની

જાતને સંતાડી દે તેવી ન હતી, એટલે એકબીજાએ પરસ્પરને જોઇ લીધાં હતાં. અને અરવિંદની ઇચ્છાને લીધે આ લગ્ન દૂર ઠેલાતું હતું, એટલે મોહનભાઇને ખાત્રી હતી કે અરવિંદ પોતાના વિચાર સાથે સહમત થશે. છતાંય એના મનમાં શંકા ઊઠતી કે એ પિતાનો વિરોધ કરવાનો ના કહે તો? મગાજમાં સાદા લગ્નનો દાખલો બેસાડવા યોગ્ય આ વિવાદ તોડાય? એનું હૃદય કગકગી ઊઠયું. પણ પાછી શ્રદ્ધા આવી કે અરવિંદ યુવક છે. કુરૂઢિ સામે ઝૂઝવા એ ના પાડશે એમ શા માટે માની લેવું?

તે દિવસે તેણે અરવિંદને વિગતવાર પત્ર લખી નાખ્યો. અને એનો જવાબ આવતાં એનું નિરાશ થએલું હૈયું પ્રફુલ્લિત થઇ નાચવા લાગ્યું. આ રહ્યો અરવિંદનો જવાબઃ

'કૉલેજ હોસ્ટેલ,

'વડોદરા, તા. ૧૨ઃ૯ઃ'૪૦

'સ્નેહી ભાઇશ્રી મોહનભાઇ,

'આપનો પત્ર વાંચી આનંદ. કુરૂઢિઓ સામે આજના મોટેરાઓ ઝૂમે એટલી એગની શક્તિ હશે, તોય એટલી ભાવના એમની પાસે નથી. તેથી જ ભાવિ તો યુવકોનું કહ્યું છે. તમારા ગામમાં નરેન્દ્રભાઇ, ચુનીભાઇ ને તમારા જેવા સાચા ત્રણ યુવકો હશો, તોપણ ઘણું કરી શકશો. તમે પ્રબળ વિરોધના પૂર સામે જવા મથતા હશો ત્યારે મારા જેવા યુવકને મદદ કરવાનો પ્રસંગ આવે તો એ પાછો પડે તેવી શંકા તમને નહિ જ હોય. અને શંકાને લાયક નીવડું તો મારી યુવાની, કેળવણી અને ફરજ તો છૂટી જ પડે ને?

'માટે પિતાજીની ચિંતા ન કરશો. પ્રબળ વિરોધ થશે તો હું અહીંથી બારોબાર આવું એટલી હિંમત, ભાવના, રાખું છું. આજે ઘેર પત્ર લખું છું. તમે નિશ્ચિંત રહેજો. હુંય મારાં અહોભાગ્ય માનું છું કે વિરોધ સામે ભાવના માટે લડવાની કસોટી સામે આવી ઊભી. પ્રભુ સફળ રાખે!

'તમારે ઘેર તો માતા વિના કોઇ વિરોધ ઉઠાવનાર નથી. અને એ મોરચા ઉપર પુત્ર કરતાં પુત્રી વધુ સફળ થઇ શકે. માટે એ કામ સુશીલાને સોંપશો તો એ ઠીક થઇ પડશે. મેં એને ઓળખી છે ત્યાં સુધી એ નિરાશ નહિ કરે. બીજું વધુ તો શું? 'આપના

'અરવિંદના વંદેમાતરમ'

* * *

મામા આવી ગયા એટલે મોહનભાઇ બાજી સમજી ગયો. લાગ જોઇ એણે સુશીલાને મેડે બોલાવી.

'સુશીલા! હવે બાજી તારા હાથમાં છે.'

'કેમ?'

'જો, આ મામા આવ્યા છે તે આપણે કહીશું તોય માને તેવા નથી. બધો કારભાર કરી લે તેવા છે. પાંચસો માણસની જાન આવવાની હોય તોય બે દિવસમાં તૈયારી કરતાં વાર લગાડે તેમ નથી. અને હું જો બહુ જ વાંધો પકડીશ તો એ જતા રહેવાની ધમકી આપશે. સિદ્ધાન્ત માટે કોઈને ખોટું લાગે તેનો વિચાર કરું તેવો હું નથી. પણ પ્રિય અને કડવા સત્યમાં તફાવત તો ખરો ને? માટે જો મામા બહુ જ દબાણ કરે તો તારે કહી દેવું કે એવી ધમાલ કરશો તો હું પરણવાની નથી. માને તું બહુ વહાલી છું. તું કંકાસ કરીને પરણું તો છોડી દુઃખી થાય એમ એ માને છે, માટે તું કહીશ એટલે એ નહિ બોલે.'

વાત સમજાવ્યા પછી મોહનભાઈએ પૂછ્યું: 'કહીશ ને?'

'હા.' ટૂંકો પણ મક્કમ જવાબ આપી સુશીલા ચાલી ગઈ.

મોહનભાઈનું અનુમાન ખરું પડ્યું. મામાએ એનો વિરોધ કરતાં કહ્યું: 'તું આજકાલનો એટલે વ્યવહારમાં ન સમજે. હા, જો તારા પિતા આમ કરત તો હું આડો ન આવત. પણ આ તો ઘરમાં કોઈ મોટો આદમી રહ્યો નહિ, ને તું આવું કરે એટલે લોકો મને શું કહે? મોંઢે ન કહે તોય વાત કર્યા વગર રહે? 'એનો મામો કેવો હશે તે એય કશું બોલ્યો નહિ.''

મોહનભાઈએ સિદ્ધાન્તની બહુ ચર્ચા કરી, પોતાનો યુવકધર્મ સમજાવ્યો, પણ એ બધાને ખિસ્સામાં મૂકતાં મામા બોલ્યા: 'કોઈ તારો વાંક કાઢે તો કહેજે ને કે મા–મામાએ મારું ન ચાલવા દીધું. અને હજુ તારે માથે મા જેવી વડીલ છે ત્યાં સુધી તારે બધો ભાર લેવાની શી જરૂર?'

મોહનભાઈ પાસે હવે તો છેલ્લો ઉપાય એક જ હતો: 'શું કરવું એ જોવાની મારી ફરજ છે.'

પરંતુ એને તો અમૃત માટે સમુદ્રમંથન કરવું હતું, પણ એમાંથી નીકળતા ઝેરના છાંટા બધે ઊડવા દેવા નહોતા. ઊડતા છાંટા અટકાવવા તો એણે સુશીલાનો સાથ સાધ્યો હતો.

છેવટ સુશીલા બોલી: 'કહેનાર કહી રહ્યાં! એવી ધમાલ કરશો તો હું પરણનાર નથી.'

હિન્દુ સમાજમાં એમ ના કહેવાથી દીકરી પરણવાની જાળમાંથી છટકી

શકતી નથી, વડીલો એમ એને તાબે થાય એવાં હોતાં નથી. પણ અહીં તો મુખ્ય કર્તા ભાઇ અને બેન એક થયાં એટલે શું થાય? માએ કહ્યું: 'રહેવા દે ભાઇ, મેં તો જાણ્યું, મૂઇ એ શરમથી બોલતી નથી, પણ આજ ખબર પડી કે ભાઇબેન એક છે. મારા મનમાં તો જાણે બે છોડીઓ વાજતે ગાજતે પરણી, તો આણે શો ગુનો કર્યો? પણ એનેજ એવું નથી પરણવું ત્યારે આપણે વચ્ચે પડી કંકાસ શા સારૂ કરવો?'

આવા કેટલાય વિરોધ સહ્યા પછી આજે એ સુભગ દિવસ આવી પહોંચ્યો. આજે ગામમાં જ્યાં ને ત્યાં એકજ વાત થતી હતી.

સામૈયાને બદલે ભાગોળે વરરાજાનું સ્વાગત કરતાં મોહનભાઇએ હાર પહેરાવ્યો ત્યારે એના શરીર ઉપર ખાદીનું ધોતિયું, પહેરણ અને ટોપી, એજ પોશાક હતો.

વરરાજાને જોવા છોકરાં તેડી ઊભેલાં બૈરાં તો આ નવીજ દુનિયા જોતાં હોય તેમ અંજાઇ ગયાં.

'આ તે પરણવા આવ્યો છે કે ફરવા? નથી ખૂંપ નાખ્યો કે કોટ પહેર્યો!'

અને સુખપાલમાં ભારેખમ મોં રાખી જતા જોએલા વરરાજા આગળ આને ઘડીમાં હસતો ને વાત કરતો જોઇ બીજીએ ટીકા કરી: 'પરણવા આવ્યો છે, પણ ભારમાંય રહે છે?'

વરકન્યા પરણવા બેઠાં ત્યારે વાજાં વાગતાં ન હતાં. બૈરાં ગાવા નિમિત્તે ગાળો સંભળાવતાં ન હતાં. બધે શાન્તિ હતી, એ શાન્ત વાતાવરણમાં ગરબડ કરવાનો કોઇને અવકાશ ન હતો.

સુશીલા મોં દેખાય તેવું ઓઢીને પાટલે આવી બેસી ગઇ ત્યારે બૈરાં એક વાર ગણગણ્યાં: 'મૂઇ શરમાતીય નથી.'

લગ્નવિધિ સંસ્કૃત શ્લોકને બદલે પંડિતજીએ ગુજરાતીમાં શરૂ કર્યો. લગ્નની ભાવના, આર્યનું ઉચ્ચ ધ્યેય, એકબીજાની ફરજો, સપ્તપદી, વગેરે સમજાવ્યું, જોકે ભેગાં થએલાં બધું સમજ્યાં નહિ, પણ લગ્ન વખતે આ વિધિ હશે તે પ્રથમ જાણ્યું.

સુશીલાએ સાસરે જતી વખતે એક વખત ભાઇ સામે જોઇ આંખ ઉપર રૂમાલ દાબી દીધો. મોહનભાઇએ પણ મોં ફેરવી લીધું. માએ તો ત્રીજી દીકરી વળાવીને ખાલી ઘર તરફ જોઇ ડૂસકું ભર્યું. માનવી મંગળ પ્રસંગ માટે કેટલો તલસે છે? અને છતાંય એની આંખમાં આંસુ!

આમ લગ્ન આવ્યું, ગયું અને પત્યું, ત્યારેય વાતો તો થતીજ હતી.

'આજનાં છોકરાં નહિ કરે એટલું ઓછું!'

'આવાં લગ્ન કરવાનાં હોય તો શું જોઈએ છે? પંદર છોડીઓ હોય તોય અળખામણી ન લાગે.'

'આવું કરે ત્યારે ખરચેય શું રહ્યું? અને પછી નાનો મોટો ઓળખાયેય શી રીતે?'

આબરૂમાં તણાઈ ખર્ચ તળે દબાએલે એકે કહ્યું: 'બળી એ આબરૂ! આવું કરે તો લોકો ખર્ચે દબાઈ મરે છે તેના કરતાં સુખે રોટલો તો ખાય.'

'ખરૂં છે. આ તો ખરચમાં દેવું થઈ જાય ને પછી કશો ઉપાય ન સૂઝે ત્યારે છોડીના પૈસા લેવાનું સૂઝે.'

'બહુ સારૂં, એના કરતાં આવું થાય તો!'

નેદ્રા, તા. પાદરા ઈશ્વર પેટલીકર



## બીજાની દૃષ્ટિએ પાટીદારો

[રાજરત્ન વાસુદેવ વિનાયક જોષી, બી. એ., એલએલ. બી., એમણે 'દક્ષિણી અને ગુજરાતી' સંબંધે લખેલો લેખ સૂરતના 'પ્રતાપ' સાપ્તાહિક પત્રે પોતાના તા. ૨૮:૧૨:૧૯૪૦ના અને તા. ૪:૧:૧૯૪૧ના, એ બે અંકોમાં ઉતાર્યો છે, તેમાંથી જરૂર પૂરતો ભાગ નીચે ઉતાર્યો છે. —તંત્રી]

મજબૂત બાંધાના, ખડતલ, સાહસિક, અભિમાની, તામસી, સંપીલા અને ખેતી ઉપર જીવનાર પાટીદારો બહુ અંશે મરાઠાને મળતા આવે છે. મરાઠા અને પાટીદાર વચ્ચેનું સામ્ય આશ્ચર્ય ઉપજાવે એવું છે. જોકે મરાઠાઓ કરતાં પાટીદાર વધુ હઠીલા અને બુદ્ધિશાળી છે. ફક્ત તેમની વીરવૃત્તિ જાગ્રત થઈને તેમનામાં કોઈ સેનાનાયક કે રાજ્યસંસ્થાપક પાક્યો નથી, નહિ તો શિવાજીના શિંદે, હોલ્કર, પેશ્વાઓની હકુમત નીચે સ્વારીઓ કરી હિન્દને થરથરાવનાર મરાઠા સિપાઈઓની માફક પાટીદારોની નામના થાત; એવું બન્યું હોત તો કદાચ ગુજરાતનો ઇતિહાસ આજે બીજો હોત. તેમનામાં વીરવૃત્તિ સતેજ કરનાર સ્વ. વિઠ્ઠલભાઈ પટેલને અને હાલના સરદાર વલ્લભભાઈ પટેલને તેમના સેનાનાયકો ગણીએ તો રાષ્ટ્રીય લડતમાં તેમણે જરૂર નામના કરી બતાવી છે.

ગુજરાતમાં પાટીદારોનું બહુ જોર છે. ઘણાખરા પાટીદારો સધન છે. તેમના હાથમાં ગુજરાત જેવા સમૃદ્ધ પ્રાન્તની ખેતીની જમીન છે. આફ્રિકા

જેવાં દૂરનાં સ્થળોએ પહોંચી વેપારધંધામાં તેમણે વિલક્ષણ પ્રગતિ સાધી છે. આમ આ અનેક રીતે હોશિયાર જાતિએ અન્ય ગુજરાતી જાતિઓને આજે પાછળ પાડી દીધી છે. પાટીદારો ગાંધીજીના કાર્યક્રમમાં ઓતપ્રોત થઇ ગયા છે, એટલું જ નહિ પરંતુ સ્વભાવે ઉગ્ર, હઠીલા અને આક્રમણકારી વૃત્તિના હોવા છતાં ગાંધીજીની કડક શિસ્ત ટેકથી પાળે છે. આથી જો ભાષાવાર પ્રાન્તરચના થાય તો ગુજરાત પૂરતાં લોકશાહીનાં સૂત્રો પાટીદારોના હાથમાં જાય એમ લાગે છે. આન્તરિક ઝઘડાઓ હોય તોપણ તે ભૂલી પરજાતિ સામે જ્ઞાતિબંધુને મદદ કરવા પાટીદાર દોડી જશે. એ એવી સંપીલી જાત છે કે એનામાં ફૂટ પાડવી ખૂબ મુશ્કેલ છે. આથેનાં સગાંવહાલાંને પણ પાટીદારો વહાલાં અને અંતરનાં ગણવા જેટલા ઉદાર છે. પાટીદાર જાતને શીંગોડાના વેલાની ઉપમા અપાય છે. મોટા તળાવમાં શીંગોડાના અસંખ્ય વેલાઓ ફેલાએલા હોય, તોપણ એક વેલાને ખેંચતાં બધા વેલાઓ હાલી ઊઠે છે. કોઇ પણ પાટીદારના સુખદુઃખને પ્રસંગે સમસ્ત પાટીદારોનું વર્તન આવું જ હોય છે. અન્ય ગુજરાતીઓના કેટલાક દોષો પાટીદારોમાં નથી અને કેટલાક અત્યંત સૌમ્ય સ્વરૂપમાં છે. આથી બીજાઓ સાથે મમતાથી, મિત્રભાવથી અને હસમુખી રીતે વર્તવા તેઓ સદા તત્પર હોય છે. મરાઠાઓ હાલમાં બ્રાહ્મણોનો તિરસ્કાર કરતા દેખાય છે તેવું જ કાંઇ નાગરો પાટીદારોને કરતા લાગે છે અને પાટીદાર નાગરોને પણ ઉપહાસથી એનો બદલો વાળે છે. નાગરો અને પાટીદારોની ઝપાઝપીમાં છેવટે વાણિયા-નાગરોને નમતું મૂકવું પડશે કે શું? કોણ જાણે!



## બી. એ. થયા પછી

શિયાળાની મોસમ, ઉનાળા–ચોમાસાની મોસમ, આંબા, આમલીની મોસમ, એમ મૅટ્રિક ને બી. એ.ની પણ મોસમ આવે છે, એ તો જ્યારે વર ખોળવાનો હોય છે ત્યારેજ અનુભવાય છે. કેટલાક કુળના ઓઠા નીચે કન્યાના બાપને નિચોવવા ઇચ્છે છે, જ્યારે કેટલાક ભણતરની આડ ઊભી કરે છે. કેટલાક વરપિતાઓ પોતાની જવાબદારી ઓછી કરી નાખે, કાકા કે વરના મામાને હોળીનું નાળિએર બનાવે છે અને બિચારા કન્યાના બાપને ધક્કા ખવરાવે છે. 'સકરમીની જીભ ને અકરમીના ટાંટીઆ!' પછી વરનો બાપ દક્ષિણમાં રહેતો હોય, કન્યાનો પિતા ઉત્તરમાં વસતો હોય કે બન્નેને

આફ્રિકાથી આવતો હોય, પણ તેના અવરજવરની યત્કિંચિત્ પણ પરવા કર્યા વિના 'પઢો રે પોપટજી સીતારામ'ના પાઠ માફક કાં તો છોકરો જાણે અથવા ઉપર દર્શાવેલા સગામાંના કોઇ એક જાણે, એમ ટૂંકામાંજ પતાવી દેતા જોવામાં આવે છે, ત્યારે દીકરીના બાપ ઉપર દયા ઉપજે છે ને વરના બાપ ઉપર, શાપ કાં ઊતરતા નથી એને માટે નવાઇ લાગે છે!

હમણાં વળી પાછી મોસમ ચાલુ થઇ ગઇ છે એટલે વરપિતાઓ યેન કેન પ્રકારેણ' અનેક અનેરાં બ્હાનાં કાઢી કન્યાના પિતાઓને, સગાંસાગવાંને તથા ભાઇબંધદોસ્તોને સૂકો ગોળ ને સૂકું નાળિયેર પરખાવી દે છે, કે 'આઠ દશ જણના કાગળો આવ્યા, દશ બાર જણ આવી ગયા, પણ મારા હાથમાં નથી, એ તો છોકરાનો ••• જાણે.' છતાંય બાકી રહી જતી હોય તેમ બીજી શરત 'ભાઇ અગથાભાઇ બી. એ. થયા પછી પૂછાવજો અથવા મળજો.' છતાં ના તો નહિજ.

જ્યાં આવો ત્રાસ વર શોધવામાં કન્યાના બાપને વેઠવો પડતો હોય ત્યાં કન્યાઓના ઉછેર માટે 'દૂધ પીતી'ની દવાનો જમાનો ફરી આવે તો એ કુળવાન ગણાતા વરપિતાઓ, તમારા છોકરાઓને નાખશો ક્યાં? હું અનેક વખત ઉલ્લેખ કરી ગયો છું કે કુળવાન ઘરના વરના મોસાળનું ઠેકાણુંય હોતું નથી, તેનો બાપ પોતાના ઘરની વળીઓ પડું પડું થઇ રહી હોય તોય કન્યાના બાપનાં મોતી જોવાની વૃતિ રાખે છે અને વખતે કોઇ ગામડીઓ ગાંસડી બાંધી પોટલું (પરઠણનું) અને ઊંચકાય તેટલા દાગીના આપતો જુએ કે પછી એનું (વરના બાપનું) કુળ પૈસા પોટલામાં ને દાગીનામાં પેસી જતાં વાર નથી લાગતી. પછી કાકા-મામા નથી જોવાતા, બી. એ., એમ. એ. કે મેટ્રિકની વાટ નથી જોવાતી! આ તો આવો કોઇ મળે તે માટેનાં ચઢવાનાં એ પગથિયાં ગનાયાં છે.

કન્યા નરી ખાસ્સી રૂપાળી હોય, ભણેલી હોય, સુશીલ હોય, શાન્ત હોય, છતાંય જો બસો ચારસોનો ફેર પડ્યો તો થઇ રહ્યું! ભાઇનું ભણતર ભલેને પૂરૂં થઇ ગયું હોય તોય ગાંસડીના બોજા તળે વરનો પિતા પોતાનું નાક વેચી દેતાં વાર લગાડતો નથી, છોકરાનો ભવ બગાડતાં વિચાર કરતો નથી, રૂપરંગને ઓળખવાની પરવા કરતો નથી. તેવે સમયે વરપિતાનું કુળ કન્યાપિતા તરફથી મળતી પરઠણમાં સમાઇ જાય છે, પછી ભલેને કન્યાનો બાપ ગોળ બહારનો અને પાછલી પરવાડનો હોય! વરપિતાને તો પૈસાની પડેલી હોય છે, કારણ કે પૈસાને નાત હોતી નથી. પૈસો તો કુળનેય વેચે છે ને ખરીદે છે.

એટલે જ્યારે લગ્નગાળાની—વિવાહ વાજનની—મોસમ ચાલે છે ત્યારે કન્યાના બાપને જે પૂરી આપદા પડે છે તે તો કન્યાનો બાપજ સમજી શકે છે. એનું વર્ણન કરવા કાલિદાસ કવિ પાછા આવે તોય થઇ શકવું કઠણ છે.

મોટાં ગામનો મોહ જ્યાં સુધી નાનાં ગામ વાળાઓનો જતો નથી, ગયો નથી ને જશે નહિ ત્યાં સુધી વરપિતાઓ કન્યાના બાપનું લોહી ચૂસવાનાજ. કુળને નામે છોકરી રૂા. ૩૦૧માં પરણાવવી છે ને છોકરાના હજારો માગવા છે, એ ક્યાંનો ન્યાય! એટલે વાણીઓ જેમ તોળવાનાં કાટલાં લેતી વખતે અને દેતી વખતે જુદાં રાખે ને વેચનાર ને ખરીદનાર બેઉને છેતરે છે, તેમ પાટીદારોમાં કન્યાનો આપવાનો અને વરનો લેવાનો ભાવ જુદો રાખી ઉભય પક્ષને છેતરવાનુંજ ચાલે છે.

હવે મને તો એમજ લાગે છે કે મેટ્રિક ઉપર ગએલા છોકરાઓએ, જેઓની ઉંમર પરણવા લાયક હોય, તેમણે લગ્નગાંઠ જોડવા સારૂ કન્યાઓની શોધ તેમજ વાતચીત પોતેજ કરવી અને બાપને કે કાકામામાને વચમાં માથું મારવા દેવુંજ નહિ. બાર કે છ ગામના પાટીદારના અને કુળ નિર્દોષ હોય તેવા ઘરની કન્યા પોતાને અનુકૂળ આવે તેવી હોય તો માબાપોને મોંઢા ઉપર સંભળાવી દેવું, અને પોટલા માટે એમણે ગોઠવેલી બાજી ઊંધી વાળી દેવી. પોતા માટે જેટલાં માગાં આવ્યાં હોય તેની યાદી પિતા પાસેથી મેળવી લેવી અને તે ગામમાં ભાઇબંધને કે સગાવહાલાને ઘેર જઇ તપાસ કરી આવવી અને કન્યાઓ જોયા પછી પોતાને પસંદ હોય ત્યાં નક્કી કરવા પિતાને આગ્રહ કરવો, એટલે કન્યાઓના ગામમાં ઊહાપોહ થાય નહિ, કોઇ કન્યાના બાપને ખોટું લાગે નહિ, કોઇ કન્યા અણુવર રહી શકે નહિ અને પોતાને પિતાએ આપેલ યાદીમાંથી પસંદ કરેલી હોય એટલે ભવિષ્યમાં વડીલોને માથે પોતાના ભાવિનો પ્રશ્ન પણ રહે નહિજ. પુત્ર મેટ્રિક થાય કે બી. એ. થયા પછી તેનો વિવાહ કરવાના છે અથવા પહેલાં ચાંલ્લો લેવાના છે એ મુંબઇમાં બેઠેલા વરપિતાના વિચારો વસો—સોજીત્રા—કરમસદમાં વસતો કન્યાનો બાપ શું જાણે? એ ભલો માણસ ભાડું ભરી બે ત્રણને સાથે લેઇ મુંબઇ જાય ને ધારેલા વરપિતાને ત્યાં જાય ત્યારે તેને જવાબ મળે કે 'ભાઇ બી. એ. થયા પછી આવજો.' આ પ્રથાને શું કહેવું? આવા જવાબો લેઇ પાછા ફરતા મારા ઘણા મિત્રોને મેં જોયા છે. ઘણાં માગાં આવતાં જોઇ વરપિતાનું મોંઢું મલકાતું જોયું છે, જ્યારે કન્યાપક્ષના માણસોનાં મોંઢાં જવાબ સાંભળી એરંડિયું પીધા જેવાં થએલ જોવામાં આવ્યાં છે ને દુઃખ થયું છે.

વળી કેટલાક વરપિતાઓએ તો કન્યા કોની છે, એટલું પણ જાણવાની દરકાર કર્યા વિના 'હમણાં ઉતાવળ નથી, પછી જોવાશે,' એવા રોકડોક જવાબ આપ્યાનું સાંભળ્યું છે. મને તો આ બધાં વરપિતાઓનાં બહાનાંજ દેખાયાં છે. એમાં નથી દીકરાનું હિત જોવાતું, નથી કુળ માટે જવાબ અપાતા, નથી મોસાળ કે અન્ય કંઇ જોવાતું, પણ 'કન્યાનો બાપ ધનવાન છે? આવી રહેલો (પૈસે) તો નથી ને? નરમ તો નથી પડી ગયો ને?' આવો ધ્વનિ એ વરપિતાના અંતઃકરણનો નીકળતો હોય ત્યારે ઘણીજ દયા ખાઇને કહેવું પડે છે કે એ અધમ વૃત્તિનો પિતા પોતાના દીકરાના હિત કરતાં કંઇ અનેરૂં હિત જોવા બેઠેલો છે, અને તે હિત બીજું નહિ પણ 'પૈસો'!

પ્રથમ થોડાક ઓછા ભાવમાં વિવાહનું નક્કી કરે, પછી લગ્ન લેતાં લેતાં કન્યાપિતાને વિતાવે અને લગ્ન કરી કન્યા વહુ થઇ ઘરમાં આવે, ત્યાર પછી ટાણે ટચંક ટાણાં મારી બાકી કાઢે અને કન્યાના પિતાને નીચોવાય તેટલો નીચોવવા પાછી પાની ન ગણે!

કન્યાનું કુળ ઊંચું હોય, સરખે સરખા અથવા ઉતાર વાળા સ્થાનની હોય તોય નરમ આસામી લાગતાં તેને ઘસીને ના પાડતા વરપિતાઓને શરમ લાગતી નથી. ઊલટું દીકરી આપતા પહેલાં, જમાઇ થનારાને ભાગે પીઠો (ઘરની) કેટલી આવે છે? ઘરમાં પિતાનો વારસો તેને ભાગ કેટલો આવનાર છે? ખાવાપીવાની અડચણ તો નથી પડવાની ને? દીકરીને ઘરમાં દુઃખ તો નથી પડવાનું ને? સાસુ-નણંદ કે દેરાણી-જેઠાણી તરફથી ત્રાસ તો નથી વેઠવાનો? આ બધું જોવાને બદલે કન્યાનો પિતા કુળ જોવાના મોહમાં દીકરીઓને મહાદુઃખના મહાસાગરમાં રૂપીઆની ગાંસડી સાથે ધકેલી દે છે! તે બિચારી બોલી શકેજ નહિ.

પછી પાછળથી 'જમાઇ વિલાયત જવાના છે, પૈસા લાવો!' એવો તેના સસરા (કન્યાના બાપ) ઉપર હુકમ છૂટે છે! જાણે દીકરીના બાપે કન્યા આપીને એમનું ચલાવી લેવાનું માથે ન લીધું હોય તેમ જોર થતું હોય ત્યાં શું થાય? શેરડીમાંથી જેમ રસ કાઢી લેઇ કુચા ઢોરને નાખવાના હોય છે તેમ વરપિતાઓ દીકરીના બાપનો રસ ને કસ બેઉ લે છે. પ્રથમથીજ જો વરપિતાના જાણવામાં આવે કે દીકરીનો પિતા ધનિક છે, પણ પરદાણને નામે વધુ છોડવા તૈયાર નથી તો ટૂંકામાં પતાવશે ને પાછળથી અનેક રીતે સતાવી કસ હશે ત્યાં સુધી નીચોવશે. કોલુમાં સાંઠો પેઠા પછી જવાનો છે ક્યાં? દીકરી આપી અમુક ઘરનો વર વહોરવાનો લાભ લીધો, પછી નીચોવાયેજ

છૂટકો થવાનો. અને જમાઇ આવે કારણે પછી ભગતા ભૂત જેવો થઇ વહુ-વારૂને પૈસે લાલ થઇ ફરવાનો, એમાં વાંક દીકરીના બાપનો કે વરના બાપનો?

પાટીદારોમાંથી આની લગ્નપ્રથાનો ઉચ્છેદ નહિ થાય તો અને બાપે ભાડ ઘર ખોળ્યું છે, કમાવાની જરૂર નથી, એવી મનોવૃત્તિ સેવતા વર ખોળવાનું પડતું મૂકવામાં નહિ આવે તો કંઇ મસરાઓને (દીકરીના પિતાઓને) સંન્યાસ લેવો પડશે. પરદેશ સેવતા ઘણા ગામડાના લોક પોતાની દીકરીને પરણાવવા મોટા ગામના મોહમાંથી છૂટતા નથી. મોટા ગામવાળો માગે તેટલી આપવાની તાકાત હોય નહિ ને તાળવેથી ગોળ વછૂટે નહિ—મોટાઇમાંથી હાથ કઢાય નહિ, પછી મોટા ગામનો ફાલુમાં પીલે તેમાં નવાઇ પણ નથી. માટે તેવાઓએ પોતાના ગોળમાંથીજ સારો વર ખોળવો એ સારૂં નથી? મોટા ગામનો વર એમને કપાળે આવતો હોય તો તેમની દીકરી રૂપાળીઓ કે ઉજળીઓ છે માટે નહિ, પણ પૈસાને વરે છે એમ એઓ સમજે. પૈસાની પ્રથા વર ખોળવામાં હોય ત્યાં પૈસાનેજ જોવાય છે તે રખે ભૂલતા.

મોટા ગામના મોહમાં પડ્યા પછી ડગલે ને પગલે વેવાઇ-વેવાણ તરફથી થતી પૈસાની માગણીને પહોંચી વળાતું નથી ત્યારે ઘરને ખૂણે પેસી રડતા ગામડાના લોકોના અનુભવ ભૂલી જાય છે અને લગ્ને લગ્ને કુંવારા થાય છે એ દુઃખની વાત છે. આ બાબતમાં નાના ગામડાના સુધરેલા—પરદેશ પડેલા લોકો પણ સમજતા નથી એ વધારે દુઃખની વાત છે! હવે વખત એવો આવ્યો છે કે ઉમરલાયક છોકરાછોકરીઓએ લગ્નની પ્રથાને કબજે કરવી. છોકરી માનશે, પણ છોકરા (લૂખા) હોય તો પૈસાનો મોહ છોડે કે કેમ તે એક સવાલ છે. તે બીજે પ્રસંગે છેડીશ.

પૂના મગનભાઇ ઇશ્વરભાઇ પટેલ

---

વર જ્યારે કન્યાના બાપની પાસેથી પરણવાની મહેરબાનીનો દંડ લે છે ત્યારે નીચતાની હદ આવી રહે છે. બાપે આવો દંડ નહિ આપવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ, કન્યાને મોટી થવા દેવી જોઇએ, ને મોટી થએલી કન્યાએ લાલચુ જુવાનની સામે જોવાનીજ ના પાડવી જોઇએ. વિવાહ એ જિંદગીનું પરમ કર્તવ્ય નથી. પૈસાની લાલચે કરેલા વિવાહ વિવાહ નથી, એક નીચ સોદો છે. નવયુવકોએ આવા સોદામાંથી ઊગરવું જોઇએ. સસરાને દંડીને મોજશોખ માણવા અથવા ભણવું એ મોજશોખમાં કે ભણવામાં પાપ છે, એમ તેઓ નવયુવકો સમજે. —ગાંધીજી

# પુરુષ પોતાની ભૂલ સુધારે

હિન્દી સ્ત્રીઓની અત્યારની સ્થિતિ તરફ નજર કરો. કેવી કફોડી સ્થિતિમાં આપણે તેમને મૂકી છે તે જુઓ. હિન્દી સ્ત્રીઓના સ્ત્રીત્વ માટે આપણને સહજ પણ માન છે, એમ આપણે જતાવી શકીએ એવી સ્થિતિમાં આપણે છીએ? હિન્દી સ્ત્રીઓનું વર્તન તપાસો, તેમની હિન્દી પુરુષો પ્રત્યેની સેવાઓ તપાસો, પુરુષોનું સ્ત્રીઓ સાથેનું વર્તન તપાસો, આપણા હિન્દમાં પશ્ચિમનો પવન કેટલો ફૂંકાઇ ગયો છે તે જુઓ.

હિન્દી પુરુષ કરતાં હિન્દી સ્ત્રી વધારે સેવાભાવી હોય છે. આ સ્ત્રીઓને પ્રેમમૂર્તિ કહેવા કરતાં ત્યાગમૂર્તિ કહેવી મને વધારે ગમે છે. સેવાનું ઊંચામાં ઊંચું અને સુંદરમાં સુંદરમાં શિખર તે ત્યાગ. આપણા દેશની સ્ત્રીઓ જેટલી હદ સુધી ત્યાગ સાધી શકે છે તેટલી હદ સુધી બીજા દેશની સ્ત્રીઓ ત્યાગ સાધી શકી નથી. એટલે આખી દુનિયામાં સાચું સ્ત્રીત્વ ક્યાં છે એ શોધવું હોય તો બધા દેશો પડતા મૂકી હિન્દ તરફ નજર નાખીએ તો જ જોઇતી વસ્તુ જડી આવે તેમ છે. હિન્દી સ્ત્રીઓ દુનિયાની સ્ત્રીઓમાં શિરટોચ છે. સાચું સ્ત્રીત્વ હિન્દી સ્ત્રીઓમાં જ છે. આ સ્ત્રીત્વનું અસ્તિત્વ અત્યારનું નથી, એ તો પુરાણા જમાનાથી ચાલ્યું આવ્યું છે; અને જ્યાં સુધી આ દુનિયાનું અસ્તિત્વ છે ત્યાં સુધી તેમનામાં રહેશે જ.

આ સ્ત્રીત્વનું મૂળ ક્યાં આવેલું છે તેની ખબર છે? પાશ્ચાત્ય સુધારાના વાતાવરણમાં સાચા સ્ત્રીત્વનો છાંટો પણ નહિ જડે. આનું મૂળ જોવું હોય તો આપણે હિન્દના ઊંડા ભૂતકાળ તરફ જોવું પડશે. આનું મૂળ આપણી પૌરાણિક ધાર્મિક ભાવનાથી રંગાએલી સામાજિક રચનામાં છે.

આ સામાજિક રચનાનું ખંડન હજી સુધી નથી થયું અને તે પોતાની અસલ સ્થિતિમાં ચાલુ રહ્યું છે એમાં જ હિન્દનું ગૌરવ સમાએલું છે. રોમ અને ગ્રીસ જેવાં બીજાં અનેક સામ્રાજ્યો ઊગ્યાં અને આથમ્યાં, તોપણ તેમનાથી યે પુરાણું હિન્દ અત્યારે પણ પોતાનું અસ્તિત્વ ધરાવી રહ્યું છે, એ હિન્દની જૂની સામાજિક રચનાના બળનો સાક્ષાત્ પુરાવો છે. હા, અહીં મારે એટલું તો કબૂલ કરવું જ રહ્યું કે અત્યારે જોસભેર ફૂંકાઇ રહેલા, દુર્ગંધ મારતા પાશ્ચાત્ય સુધારાના પવનની અસર તેને થઇ છે; અને તેથી જ હિન્દની સ્ત્રીઓની સ્થિતિ સહજ કફોડી થઇ ગઇ છે.

આ પાશ્ચાત્ય પવનની દુર્ગંધથી હિન્દમાતા ચમકી ઊઠી અને તેનાં બાળકો પાશ્ચાત્ય વાતાવરણમાં દૂર સુધી ઘસડાઇ જાય તો પહેલાં જ તેણે

એક પુત્રને જન્મ આપ્યો. હિન્દમાતાનો આ વહાલસોયો સાચો હિન્દી પુત્ર તેજ આપણા પૂજ્ય મહાત્મા ગાંધીજી. આ સત્પુત્રે હિન્દને દૂર સુધી પાશ્ચાત્ય સુધારાને રાહે ન ધસડાવા દેતાં રોકી દીધું અને હિન્દીઓને ઠસાવી દીધું કે એ રાહે હિન્દનો વિજય નથી થવાનો, ત્યાંથી સહજ પણ જો આગળ વધ્યા તો હિન્દનો નાશ થશે, અને આમ થતાં જ આખી દુનિયા આવો મહાન સંસ્કૃતિવાળો દેશ ગુમાવી જોખમમાં આવી પડશે. મહાત્માજીએ હિન્દને પોતાની અસલ જગ્યાએ જવા ફરમાવ્યું છે અને સાચેજ તેઓ તે કાર્ય પાર પાડવામાં સફળતા મેળવી રહ્યા છે.

પરંતુ જે દેશની માતાઓ આખી દુનિયાને સાચે રાહે દોરી શકે એવા પુત્રોને જન્મ આપે છે તેજ માતાઓ તરફ આપણે દૃષ્ટિ કરીશું તો આપણને સહેજે જણાઇ આવશે કે આપણે તેમને મહાન અન્યાય કરી રહેલા છીએ. જેમણે સર્વસ્વનો ત્યાગ કર્યો છે, જેમણે પોતાની બધી સેવાઓ પોતાના પતિને ચરણે ઢાલવી છે, એવી ભારતની સ્ત્રીઓની કફોડી સ્થિતિ તરફ જ્યારે નજર નાખીએ છીએ ત્યારે ખરેખર કમકમાટી ઉત્પન્ન થાય છે. તેમને કફોડી સ્થિતિમાં મૂકનાર આપણેજ છીએ. તેમની સેવાઓનો આપણે દુરુપયોગ કર્યો છે, તેમના ત્યાગને આપણે ધુત્કારી કાઢયો છે, તેમની કંઇ કિંમત આપણે આંકી નથી; તેમને સ્વમાનજ નથી એમ આપણે ધારી લીધું છે, તેમના સ્વમાનને આપણે આપણી એડીઓ તળે કચડી રહ્યા છીએ. છતાં હિંદી સ્ત્રીઓ આ બધું સહન કરી રહી છે. આ સહન કરવાની શક્તિ તેજ તેમની સેવા, ત્યાગ અને સ્વમાનની સાચી ભાવનાઓનો સબળ પુરાવો છે. આ સહનશીલતા એજ તેમનો જ્વલંત વિજય છે, એજ તેમના સાચા જીવનની વિજયી કલગી છે. ખરેખર, હિંદી સ્ત્રીઓ પૂજનીય છે, સાક્ષાત્ દેવીઓ છે, વંદનીય છે.

આપણે આપણી સ્ત્રીઓને કચડતા મટીએ, તેમની સેવાઓની કદર કરતા થઇ જઇએ અને વળી આપણે તેમની સેવાઓ લેવાની સાચી લાયકાત ધરાવીએ, ત્યારેજ આપણે હિન્દી પત્નીઓના સાચા હિન્દી પતિઓ કહેવાઇએ. હું ઇચ્છું કે આપણે આપણાથી થતા આ ભયંકર પાપમાંથી બચીએ. તેમાંથી અત્તર છૂટીએ અને આપણા પુરુષત્વને જે કલંક લાગ્યું છે તે ધોઇ નાખીએ. આ કલંક ધોવું હોય તો આપણે તેની સેવાઓની લેવા જેવી લાયકાત ધરાવતા થવું જોઇએ અને તેમ ન બને તો તેમની સેવાઓ ન લેતાં આપણેજ તેમની સેવાઓ કરવાની શરૂઆત કરવી જોઇએ. આમ કરીશું ત્યારેજ

આપણે આપણા પાપને આગળ વધતાં અટકાવી શકીશું. અત્યાર સુધી આપણાથી આ અન્યાય અજાણતાં થયો હશે, તો તો ઉપરની બીજી રીતે આપણે આપણા પાપનું પ્રાયશ્ચિત અવશ્ય કરી શકીશું.

જે ત્યાગમૂર્તિ સમી માતાઓએ આપણને જન્મ આપ્યો છે અને જેમની ત્યાગભાવનાથી પૂર્ણ એવી રસધારાથી આપણું પોષણ થયું છે, એ માતાઓનો સેવાનો અને ત્યાગનો ગુણ જ્યાં સુધી આપણે આપણામાં ઓતપ્રોત ન કરી શકીએ, ત્યાં સુધી આપણે સાચી હિન્દી માતાઓના પુત્રો કહેવાવાને લાયક નથી. હિન્દમાં જન્મ લઇને હિન્દીઓએ પોતાનું સદ્ભાગ્ય થયું સમજવાનું છે. હું તો મોડે મોડે જાગીને પણ એક હિન્દી માતાને પેટે જન્મ લેઇ હિન્દી પુત્ર થવાને ભાગ્યવાન નીવડ્યો હોઇ ઇશ્વરનો અત્યારે હાર્દિક આભાર માનું છું. દુનિયાના બીજા દેશામાં જન્મ ન પામતાં હું હિન્દમાં જન્મ્યો, તેથી મને અત્યારે અનહદ આનંદ થાય છે. નૈતિક અને આધ્યાત્મિક વાતાવરણથી ભરપૂર હવા હિન્દ સિવાય બીજા દેશોમાં મળી શકે તેમ નથી.

હા, પણ અહીં એ પણ જોવું રહ્યું કે આપણે આપણને મળેલા ભાગ્યનો દુરુપયોગ ન કરીએ, તેને બેવફા ન નીવડીએ. ત્યાગમૂર્તિ સમી માતા પોતાના પુત્ર પાસે શેની આશા રાખે? તે તો ત્યાગની જ આશા રાખે. આપણે આપણી માતાઓની આ આશાઓ પૂરી કરીએ ત્યારેજ તેમને પેટે જન્મ લીધાનું સાર્થક થયું કહેવાય. હું ઇચ્છું છું કે દરેક પુત્ર પોતપોતાની સંભાળ લે. દરેક પુરુષ પોતપોતાની ફરજ બજાવે. આમ કરતાંજ આપણે સમસ્ત હિંદને એક ત્યાગમૂર્તિ બનાવી દેઇ આપણી માતાઓના રસપાનની સાચી કિંમત આંકીએ. સમસ્ત હિન્દ જ્યાં સુધી ત્યાગમૂર્તિ ન બને ત્યાં સુધી હિન્દી માતાઓની આશા આપણે પૂરી કરી શકવાના નથી. આપણે તેમની આશા પૂરી પાડી શકીએ અને આપણી માતૃભૂમિની જાહોજલાલીનો જ્વલંત વિજય ફેલાવી, અધોગતિ તરફ જઇ રહેલા દુનિયાના બીજા દેશોને બચાવી લેઇએ એમ હું ઇચ્છું છું.

આ કાર્ય કરવું બહુ કઠિન નથી. ફક્ત દરેક પુરુષે તેમાં પોતાનો ફાળો આપવોજ પડશે. આપણે આપણી ભૂલો અત્યારે ને અત્યારેજ સુધારી લેઇએ તો આપણે નવા હિન્દમાં બીજીજ ક્ષણે પ્રવેશ કરી ચૂક્યા હોઇશું. આપણી ભૂલો ત્યારેજ સુધારી શકીએ, જ્યારે આપણે આપણી સ્ત્રીઓની સેવાઓની યોગ્ય કદર કરીએ, તેમની સેવાઓ લેવાને લાયકાત ધરાવીએ, તેમની સેવાઓનો બદલો આપીએ, તેમના જ જેવી ત્યાગભાવનાઓથી આપણે ઓતપ્રોત થઇ જઇએ. દરેકે દરેક પુરુષે પોતપોતાની ભૂલ સુધારી આમ કરવું જોઇએ.

મને કોઇ પૂછે કે તમારૂં હિન્દ કેવું છે, તો હું તરત જ જવાબ આપું કે તમે મારી પાસેથી હિન્દની જેટલી હદ સુધી સાચી હકીકત જાણી શકશો તેના કરતાં અમારી હિન્દી સ્ત્રીઓ જ અમારા સાચા હિન્દને સારી રીતે રજુ કરી બતાવશે. અમારી સ્ત્રીઓ એજ અમારૂં હિન્દ, અમારી સ્ત્રીઓ એજ ત્યાગભાવનાથી ઓતપ્રોત થઇ રહેલું સાચું હિન્દ. અમારી સ્ત્રીઓના ગુણો એજ અમારા હિન્દના ગુણો છે. અને તે માણસને સાચા ગુણો દેખાવવા, કોઇ પુરુષ પોતાની સ્ત્રીની સેવાઓનો દુરુપયોગ કરી તેને મારવા ફરી વળ્યો હોય ત્યાંજ લેઇ જઉં અને કહું કે અમારા હિન્દમાં આજે મરદ મનાતો છતાં નામર્દ આ પુરુષ અને માર પડતાં તેને સહન કરી રહેલી આ સબળ સ્ત્રી. હિન્દના અત્યાર સુધી ચાલી આવેલા અસ્તિત્વમાં હિન્દી પુરુષોના કરતાં હિન્દી સ્ત્રીઓનો હજાર ગણો મોટો ફાળો છે. ધન્ય છે આવી હિન્દી સ્ત્રીઓની સેવાને અને ત્યાગભાવનાને!

૫૭, એફ. સી. હોસ્ટેલ્સ, પૂના ૪ મોહનભાઈ ઉ. પટેલ



## દામ્પત્યજીવનનો કલહ—લગ્નવિચ્છેદનો માર્ગ

ગૃહકલેશ અને દુઃખી લગ્નજીવનમાંથી છટકવા માટે લગ્નવિચ્છેદ અને ગૃહત્યાગ, એ બે માર્ગો છે; પણ કૌટુમ્બિક જીવનના અંગત અને અટપટા સંબંધો ઉપર એની ગંભીર અસર થયા વિના રહે નહિ. ઘણા એમ માને છે કે ઘરમાં બાળકો ન હોય તો છુટાં પડનારાં પતિપત્ની ઉપર ખાસ અસર થતી નથી. પણ આ એક ભૂલભરેલી માન્યતા છે.

વર્ષોના સંયુક્ત પ્રયાસોથી ઊભી થએલી ગૃહજીવનની ઇમારત એકાએક તૂટી પડે છે ત્યારે લાગણીનાં ભયંકર તોફાનો બંનેના જીવનને હચમચાવી મૂકે છે. આનાં ગંભીર પરિણામોનો આધાર છૂટાં પડતા પહેલાંના જીવનના સંજોગો અને ત્યાર બાદની હાલત ઉપર રહે છે. લગ્નજીવનના વિચ્છેદથી આદર્શોના ભુક્કા ઊડે છે, વર્ષોની ટેવો હચમચી ઊઠે છે, અને પ્રેમ એક ભ્રમણા બને છે; જાતીય જીવનના પ્રશ્નો ઉપરાંત છૂટાં પડનારાં પતિપત્નીને સામાજિક સંબંધો પણ નવેસરથી કેળવવા રહે છે, આર્થિક પ્રશ્નોનો પણ તોડ કાઢવાનો હોય છે. આ બધાં ઉપરાંત, માનસિક બળવાને શમાવવાનો મહાપ્રયત્ન પણ તેમણે કરવો પડે છે એટલે જીવનનાં વહેણ સહેલાઇથી પલટાઇ જતાં નથી.

છૂટાછેડા પછીથી પુરુષના પણ સામાજિક સંબંધોમાં વિક્ષેપ પડે છે.

વેપારી પોતાની પ્રતિષ્ઠા ગુમાવે છે અને કેટલીક વાર પોતાના ગ્રાહકોનો વિશ્વાસ ગુમાવે છે.

છૂટાછેડાથી વિખૂટી પડતી સ્ત્રીના હાલ પણ આવા જ બલ્કે ઘણી વાર આથી વધુ વિષમ હોય છે. પોતાની જાતનો નિભાવ કરવાનો અને પતિ જો બાળકો રાખવાની ના પાડે તો તેમનું પણ ભરણપોષણ કરવાનો પ્રશ્ન તેને શિરે રહે છે.

ખાસ કરીને, હિન્દુ સ્ત્રીના ભરણપોષણનો પ્રશ્ન અતિ ઉગ્ર દેખાયો છે, કારણ કે ગૃહજીવનની જ તાલીમ તેને મળેલી હોય છે. ઉપરાન્ત, હિન્દુ કાયદા પ્રમાણે પતિનું રક્ષણ છોડી જનાર સ્ત્રી ભરણપોષણ પણ માગી શકતી નથી.

ત્યજાએલી પત્નીઓને ઘણી વાર જીવનનિર્વાહ માટે અનીતિમય જીવન ગાળવાની ફરજ પડે છે.

આર્થિક પરિણામો ઉપરાન્ત, સ્ત્રીઓને અનેક સામાજિક અને માનસિક પ્રશ્નોનો સામનો કરવો પડે છે.

છૂટાછેડા લેનાર પતિપત્નીની આવી મનોવ્યથા સમજી શકાય તેવી છે. પ્રેમની સાંકળે સંકળાએલા અને વર્ષોના સહજીવનથી એકમેક સાથે વણાઈ ગએલા પતિપત્નીના જીવનને અદાલતના હુકમથી કે ગૃહત્યાગથી એકદમ અલગ પાડી ન શકાય.

વ્યક્તિસ્વાતંત્ર્યના સંસ્કારોથી પોષાએલી પશ્ચિમની નારી જો આવી લાગણીઓ અનુભવતી હોય, તો પારણેથી જ પતિને દેવ ગણી વફાદાર રહેવાના સંસ્કારો મેળવનારી હિન્દુ સ્ત્રીની અંતર્વ્યથા કેટલી ભયંકર હશે એની કલ્પના કરતાં કમકમાટી ઉપજે છે. હિન્દુ પત્નીની પતિ પ્રત્યેની ભક્તિ એક વિકટ સમસ્યા જેવી છે. આમ છતાં વીસમી સદીના નવા પવન નીચે કૌટુમ્બિક જીવનનાં બંધનો તૂટતાં જાય છે, એટલે હિન્દુ પતિ અને પત્નીને લગ્નજીવનના ચોક્કસ અસહ્ય સંજોગો જોઈને છૂટાછેડાનો હક્ક મળવો ઘટે. આ હક્ક જો માન્ય હોય તો તેનાં પરિણામો પણ ભોગવવાં જ રહ્યાં.

અલબત્ત 'નામ તેનો નાશ છે,' એ સૂત્રાનુસાર મોતના વિકરાળ પંજા નીચે વહેલે મોડે પણ તમામ કુટુમ્બોનો ધ્વંસ તો થાય જ છે. પણ મોતને હાથે તૂટેલાં સ્નેહનાં બંધનોથી વિધવા કે વિધુરને છૂટાછેડા જેટલી ભયંકર યાતનાઓ વેઠવી પડતી નથી.

ભગ્ન ગૃહજીવનની ભયંકર અસર તો નાનાં અને કુમળાં બાળકો ઉપર થાય છે. લાગણીઓનો જ્વાળામુખી ફાટતાં નાશ પામેલું ગૃહજીવન બાળકોના વિકાસને રૂંધી નાખે છે. માબાપ વચ્ચેના સ્નેહમય જીવનથી બાળકો માટે તંદુરસ્ત વાતાવરણ ઊભું થાય છે અને બાલવિકાસને એથી સુંદર પોષણ

મળે છે. પણ ગૃહકલેશ અને કજિયાકંકાસની બાલમગજ ઉપર ખૂરી અસર થાય છે. બાળકોની લાગણીઓ આવા બનાવોથી ઉશ્કેરાય છે અને આ લાગણીઓને બહાર માર્ગ ન મળવાથી તેના માનસિક સ્વાસ્થ્યને ભયંકર આઘાત થાય છે. પરિણામે સમાજ પ્રત્યે ઘૃણાની નજરે જોવાની અને એકલવાયા રહેવાની એને ટેવ પડે છે.

આ પરિસ્થિતિને કારણે કેટલાક તો એમ માનતા થયા છે કે કલેશના વાતાવરણ વચ્ચે બાળકને ઉછેરવા કરતાં એને મા કે બાપ કોઇ એકના કબજામાં સોંપવામાં આવે તો ઘણાં બાળકોની હાલત સુધરી જાય. બંને અનિષ્ટો તો છે, પણ બેમાંથી ઓછું અનિષ્ટ સ્વીકારવું એમ આ લોકોનું માનવું હશે. ગૃહજીવનના વિચ્છેદથી રોજનું તંગ વાતાવરણ દૂર થવાથી બાળકોને કદાચ થોડીક રાહત મળે, પણ એથી એના પ્રશ્નનો અંત આવતો નથી.

ગૃહત્યાગથી કે છૂટાછેડાથી બાળક માબાપ વચ્ચેની રોજની અથડામણમાંથી રાહત મેળવે છે, પણ માબાપોની લાગવગ અને માવજત તે ગુમાવે છે.

માબાપની એવડી લાગવગ બાળકના વિકાસ માટે જરૂરી છે. કુટુમ્બ સાથે તેના શરૂઆતના દિવસો માબાપના જીવન સાથે વણાએલા હોય છે. આ ઉપરાન્ત આર્થિક સલામતીનો અભાવ પણ એના ઘડતર ઉપર અસર કરી જાય છે. બાળકોની ગુનાખોરવૃત્તિનાં કારણોનો બારીક અભ્યાસ કરતાં જણાયું છે કે ગૃહજીવન સાથે તેની ગુનાખોરવૃત્તિને ગાઢો સંબંધ હોય છે. ઉપરાન્ત ભગ્ન ગૃહજીવનની અનૈતિક અસરો નીચે તેનું બાલમગજ ભિંસાય છે. માતાની આમદાની જો પૂરતી ન હોય તો બાલ્યાવસ્થામાં જ તેને કામ કરવાની ફરજ પડે છે અને આમ બાલ-મજૂરીના અનેક ભયનો તે ભોગ બને છે. લગ્નજીવન અને કૌટુમ્બિક જીવન વિષેના એના ખ્યાલો વિકૃત બને છે.

કેટલાક પ્રકારનાં લગ્નજીવનો માટે છૂટાછેડાનો માર્ગ આશીર્વાદ રૂપ હશે, પણ સ્નેહની સાંકળે એકબીજા સાથે જકડાએલાં માનવોને છૂટાં પડતી વખતે અનેક યાતનાઓ વેઠવી પડે છે. આમ દુઃખદ લગ્નજીવનનો એ અધૂરો ઉકેલ છે. છૂટાછેડાથી એક જાતની માનસિક બિમારી આવે છે અને એની અસરથી મુક્ત થતાં વર્ષો લાગે છે. છૂટી પડનાર વ્યક્તિઓની શક્તિ અને હામ હણાઇ જાય છે. વ્યક્તિત્વ ખીલવાને બદલે એ ઊર્મિઓના બોજા નીચે ભાંગી જાય છે.

આમ છતાં ચોક્કસ સંજોગોમાં છૂટાછેડાની છૂટ રહેવી જોઇએ, અને દામ્પત્યજીવનના કલેશોને મૂળથીજ ડામવા માટે નવા માર્ગો યોજવા ઘટે.

('જ્યોતિર્ધર,' તા. ૨૮:૧૨:'૪૦) જે. એમ. કુમારપ્પા

ગામડાંમાં વસતી પ્રજા સામાન્યરીતે પ્રામાણિક હોય છે, છતાં આ દોષ શા માટે આટલો સાર્વત્રિક બન્યો છે, તે વિચારવા જેવું છે. વિદેશી રાજ્યઅમલને લીધે લોકો આવી સાર્વજનિક મિલકતોને સરકારી માનવા લાગ્યા, અને આવી જમીનનાં દબાણ કરવામાં નીતિનો ભંગ થાય છે તે ખ્યાલમાં રહ્યું જ નહિ. સમૂહભાવના ક્રમે ક્રમે નાશ થવાનું જ આ સીધું પરિણામ છે. આવી સાર્વજનિક જમીનનો ઉપભોગ કરવાનો બધાનો હક છે, અને તેથી તે બધાની માલકીની છે એ વાત લોકો ભૂલી ગયા લાગે છે. જ્યારે કોઇ વ્યક્તિ દબાણ કરે છે ત્યારે તે સમૂહહિતની વાત ભૂલી જાય છે, પણ જ્યારે બધીય વ્યક્તિ આવાં દબાણો કરે ત્યારે સહુની સાથે દરેક દબાણ કરનારને પણ હરકત વેઠવી પડવાની જ. સમૂહહિત તરફની બેદરકારીને લીધે જ આજે ગામડાંના લોકોને રસ્તાઓનાં અને બીજાં દબાણોથી થતી ભારે હરકત ભોગવતા આપણે જોઇએ છીએ. આ દબાણો આટલા મોટા પાયા ઉપર થવાનું બીજું કારણ સરકારની આ બાબત તરફની ઉદાસીનતા પણ છે. આ કામની ફરજ સર્કલ ઇન્સ્પેક્ટર ઉપર મૂકવામાં આવેલી છે. દરેક તાલુકામાં બેથી ત્રણ સર્કલ ઇન્સ્પેક્ટરો હોય છે. તેમનાં કામો એટલાં ભારે હોય છે કે આ દબાણ જોવાની ને તે તમામ કઢાવવાની ફરજ તેઓ અદા કરી શકતા નથી. આ બાબતમાં મારો થોડો અંગત અનુભવ જાણવા જેવો છે. લગભગ ત્રીસ વર્ષ ઉપરની વાત છે. હું ભરૂચ જિલ્લામાં સ. ઇન્સ્પેક્ટરના કામ ઉપર હતો. સર્કલ ઇન્સ્પેક્ટરને દર વર્ષે દરેક ગામના તુલની તપાસણી કરવી પડે છે. આ તપાસણી વખતે દરેક ગામ તરફથી સ. ઇન્સ્પેક્ટરને પંદરથી વીસ રૂપિયાની બક્ષિસ આપવામાં આવતી હતી. મને પણ એવી બક્ષિસ ધરવામાં આવી હતી. મેં પૂછ્યું કે આવી બક્ષિસ તમે શા માટે આપો છો? લોકોએ જવાબ આપ્યો કે સ. ઇન્સ્પેક્ટર અમારાં દબાણો કઢાવે નહિ અને અમને દંડ વગેરે ભરવું પડે નહિ તે માટે આ રકમ આપવાનો રિવાજ અમે કાઢ્યો છે. એક અનિષ્ટમાંથી બીજાં કેટલાં અનિષ્ટો ઊભાં થાય છે તે આ ઉપરથી માલૂમ પડે છે. દબાણ કરનારને હમેશાં પટેલ, તલાટી અને બીજા સરકારી નોકરોની બીક રહ્યા કરે છે અને તેમનાથી દબાવું પણ પડે છે. આ સ્થિતિમાંથી દરેક ખેડૂતે સ્વેચ્છાથી મુક્ત થઇ જવું જોઇએ. **દબાણ એ એક જાતની ચોરી છે. અને સામાન્ય ચોરીમાં જે ગુનો રહેલો હોય છે તેના કરતાં આવી સરકારી અગર સાર્વજનિક જમીનના દબાણની ચોરીમાં વધારે** ગુનો રહેલો છે. કારણ કે ખાનગી મિલકતની રખેવાળી તેનો માલિક કરે છે, પણ આવી સરકારી અને સાર્વજનિક મિલકતનો માલિક તેની રખેવાળી

કરવાને પણ હાજર હોતો નથી. આપણે અહીં વિદેશી રાજતંત્ર હોવાથી પ્રજા અને સરકાર જુદાં છે એવી માન્યતા થઇ ગઇ છે અને સરકારી મિલકતની ચોરી કરવી એ જાણે ગુનો ન હોય એવી માન્યતા ચાલે છે. જ્યાં પ્રજાનું પોતાનુંજ રાજ્ય હોય છે ત્યાં આવી માન્યતા ઊભી થતી નથી. અને સરકારી મિલકત એટલે કોઇ બીજાની મિલકત એવી ભાવનાનો નાશ થાય છે. વિદેશી સરકાર હોય ત્યાં પણ આ જાતની ચોરીનો દોષ ઓછો થતો નથી. આ બધી જમીનો સરકારી અગર સાર્વજનિક હોય, તોપણ તે બધાના સામાન્ય ઉપયોગ માટે રાખવામાં આવી છે એ આપણે સમજવું જોઇએ. કોઇ કુટુંબનો છોકરો પોતાના બાપના પૈસાની ચોરી કરે તેવીજ ચોરી સાર્વજનિક જમીનોના દબાણમાં રહે છે. સાર્વજનિક જમીનો બધાની માલિકીની છે અને તે બધાના સામાન્ય ઉપયોગની હોય છે. એથી જમીનનું દબાણ કરવું તે ચોરી છે એટલુંજ નહિ, પણ તે સમાજ પ્રત્યેનો દ્રોહ છે. આપણાં ગામડાંના સીધા, સાદા અને પ્રામાણિક જીવન ઉપર આ એક કાળો ડાઘ છે અને તે દૂર કરવાની આપણા બધાની ફરજ છે. સંભવ છે કે ઘણા દબાણ કરનારાઓને આ કૃત્યના દોષનો ઊંડો ખ્યાલ ન હોય, પણ આ લેખ વાંચ્યા પછી જાણ્યે અજાણ્યે સરકારી અગર સાર્વજનિક જમીનનાં થએલાં દબાણો સ્વેચ્છાથી કાઢી નાખવા દરેક જિલ્લાની ગામજનતા દરેક કોશિશ કરશે એવી આશા આ આત્મશુદ્ધિના જમાનામાં વધારે પડતી નહિ ગણાય. આપણી સરકારને હું નમ્ર વિનતિ કરું: આ પ્રશ્ન પ્રત્યેની ચાલતી આવેલી ઉદાસીનતા દૂર કરી, દરેક જિલ્લા માટે ગામસુધારણા માટેની સ્વાશ્રયની યોજનાને મદદરૂપે ખાસ કરીને દબાણો કઢાવવા માટે, વધારાના સર્વેયરો નીમવા જોઇએ. આવી રીતે એક બાજુથી લોકમત જાગ્રત કરીને સ્વેચ્છાથી લોકો દબાણો કાઢે અને શિથિલ નીતિવાળા દબાણ કરનારાઓ પાસે સરકારી તંત્ર મારફતે દબાણ કઢાવવાની સરકાર તરફથી ગોઠવણ કરવામાં આવે તો થોડા વખતમાં આમડાનું એક મોટું અનિષ્ટ નાશ પામે. આ પછી સરકારે ભવિષ્યમાં દબાણ થવા ન પામે તે માટે યોગ્ય ગોઠવણ કરવી જોઇએ. ગયે વર્ષે ગામસુધારણાની યોજનાને અંગે અનેક ગામના અનેક લોકોએ આવાં દબાણો સ્વેચ્છાથી ઝપાટાબંધ કાઢી નાખ્યાં હતાં તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. અમે આશા રાખીએ છીએ કે સરકાર દબાણ કઢાવે અને દંડે તે કરતાં, બાકી રહેલાં દબાણો લોકો પોતેજ સ્વેચ્છાથી કાઢીને પોતાના જમાનાજૂના પાપનું પ્રાયશ્ચિત્ત કરે.

['સૂરતજિલ્લા સ્થાનિક સ્વરાજ્ય'] દુર્લભજી પરાગજી દેસાઇ

## લગ્ન કે યજ્ઞ

હાલમાં આપણા સમાજના લગ્નજીવનમાં પણ કેટલે અંશે સડો છે એમાં હું ડોકીઉં કરવા માગું છું. આ વિષે પહેલાં કેટલાય લેખો લખાઈ ગયા હશે, છતાં આ ખબરની કાંઇ પણ અસર થઇ ન હોય તેમ આવાં ખોટાં લગ્નો તો થતાંજ રહે છે.

હાલમાં થાય છે એ લગ્ન કે યજ્ઞ? પ્રથમ પ્રશ્ન આ થતાંજ મને મારા દિલમાં થતી મૂંઝવણ મેં વ્યક્ત કરવા નિશ્ચય કર્યો. લગ્ન થાય છે તે કેટલે અંશે સુખી બને છે, કેટલે અંશે તેમાં પવિત્રતા હોય છે, કે છેવટે તે લગ્નની પાછળ કાંઇક છૂપો ગર્ભિત આશયજ હોય છે, એનું જરા સૂચન કર્યા પછીજ એ લગ્નજીવનમાં ડોકીઉં કરવું ઘટે.

આપણા સમાજમાં લગ્નો થાય છે, પણ તેમાં હોય છે કેટલાંક કજોડાં, કન્યાવિક્રયો કે પછી આસુરી લગ્નો. ગાન્ધર્વ લગ્નો પણ થાય છે, પણ બહુજ થોડાં. છતાં પણ તે સુખી થાય છે કે નહિ તે તો એક બીજા ઉપર આધાર રાખે છે.

વયનાં ખોટાં લગ્નો એટલે કજોડાં, પછી કન્યા મોટી હોય કે વર પણ ઉમરે બહુજ મોટો હોય, છતાં પણ વર મોટો હોઇ તો ચલાવી લેવાય છે. આનું કારણ સમજાતું નથી. છતાં જોવા જઇએ તો માલમ પડશે કે લગ્નોની પાછળ આશય તો ગમે તેમ કરી ચોકઠું ગોઠવી દેવાનોજ હોય છે. આ લગ્નો પરિણમે છે તેમની નાદુરસ્ત તબિયત કરવામાં, અથવા તો ઘણી વેળાએ છૂટાછેડા જેવી સ્થિતિ થાય છે. પચાસ વર્ષના પુરુષ સાથે બાલિકા સમાન ખેલ કરતી સ્ત્રીઓ પણ આપણા સમાજમાં હોય છે. છતાં પણ આવાં લગ્નો ઘણી વેળાએ ખૂબ ધામધૂમથી કરવામાં આવે છે. આવાં લગ્નો સ્વીકારાય તો આપણો સમાજ જરૂર અધોગતિને આરે આવાને ઊભો રહે, અને તેમાંથી છૂટવાને ફાંફાં મારે પણ ન છૂટી શકે.

કજોડાંનું કારણ વિક્રય પણ હોઇ શકે. પુત્રને કે પુત્રીને તેમનું હિત જોયા સિવાય પરણાવવાં, અને તે પણ થોડા પૈસાને લોભે, એ તેમના અંગત જીવનને પૂર્ણ હાનિકર્તા છે; છતાં આવાં લગ્નો કરાવે છે તેમનાં માતપિતા. અટકાવવાને બદલે ઉત્તેજન આપનાર તો તેજ હોય છે. આ બોજો નિર્વાહના બોજા કરતાં તે યુગલને માટે પરસ્પર લાખ દરજ્જે વધારે છે.

આસુરી લગ્નો પણ કયાંક કયાંક થાય છે, જેમાં પુત્રની કે પુત્રીની ના હોવા છતાં પણ પિતાની ઇચ્છાથી જીવન બળાત્કારે બીજાને સોંપવું પડે છે.

આ લગ્નમાં નથી હોનો ભાવ કે પ્રણય. પછી ભલે એને લગ્નના રૂપમાં ફેરવી દેવાય, છતાં તેમાં લગ્નની જરાય ગંધ નથી.

આ લગ્નવેદિ ઉપર લાખો બાળક-બાળાઓ હોમાયાં, અને હજી પણ હોમાય છે. શારદા એક્ટ અમલમાં આવ્યો, છતાં પણ આવાં લગ્નોને તો કોઇ પણ કાયદો લાગુ પડતો નથી!

આવાં લગ્નો કેમ અટકી શકે તેનો પણ હું એક મઝાનો દાખલો ટાંકીશ. મારા મિત્રનો વિવાહ થઇ ગએલો, પણ તેની અજાણમાંજ. છતાં તેણે માન્ય રાખેલો. પિતા-પુત્રને તકરાર તો થઇ હતી, છતાં પણ પિતાની આમન્યા સાચવવા તેણે વિવાહ કબુલ રાખ્યો હતો. આ કબુલ રાખતી વેળાએ તેણે કોલ લીધેલો કે મારી મરજી સિવાય મને પરણાવવો નહિ, અને પિતાએ તે સ્વીકારેલો. આ વર્ષે લગ્ન કરવા જ્યારે તેની સાસરીથી માણસો આવ્યા, ત્યારે તેના પિતાની હા છતાં પણ તેણે ચોકખી ના પાડી. કારણ કે તેણે તે છોકરીનું દર્શન પણ કર્યું ન હતું. બહુ પ્રયત્ન કર્યા છતાંયે મારો મિત્ર અણનમ રહ્યો, અને છેવટે તેના પિતાએ, તારા કહ્યા પ્રમાણે લગ્ન કરીશ, વગેરે કહી લગ્ન મોકુફ રાખ્યું. આમાં કદાચ છોકરી ખરાબ હોત તો મારા મિત્રને પરાણે જીવન ગાળવું પડત.

આજથી આ લગ્નવેદિ ઉપર પગ મૂકતાં છોકરા તેમ જ છોકરીઓએ વિચાર કરવો જોઇએ. કારણ કે એ વેદિ ઉપર આવતા પહેલાં તે સળગેલી છે કે નહિ તે જોવું જોઇએ. અને સળગેલી હોય તો તે હોલવવાની તેમનામાં શક્તિ હોય તોજ કેડ કસવી જોઇએ.

કદાચ આ વિચારો કોઇ છકેલા યુવકના વિચારો સમાન લાગશે, છતાં જમાનાને અનુસરીનેજ આનો ઉલ્લેખ કર્યો છે. આ ઓગણીસમી સદી નથી. સદી બદલાવાની સાથે પુરાણા વિચારોનો પણ નાશ થવો જોઇએ. આ ફેરફાર જરૂરી છે. મડેલા માર્ગ ઉપર ચાલવા કરતાં સીધો ચીલો ખોળી કાઢી તેના ઉપર ચાલીએ તો દુઃખ ઓછું પડે. આ ચીલો ખોળી કાઢવાની તેમ જ તે ચીલે ચાલવાની મરદાનગી જોઇએ. અને એ મરદાનગી એક બીજાનું જોઇનેજ શિખાય.

આથી વધારે લખવું હોત તો લખી શકત, છતાં પણ આ વિષે કેટલાયે લેખો પ્રકટ થાય છે અને તેના ઉપર કેટલીયે ટીકાઓ થાય છે, એ સમજી વધુ નહિ લખતાં આ જળતી વેદિને જલાંજલિ આપું છું.

ગુજરાત કોલેજ, અમદાવાદ — દિનકર સોમાભાઇ પટેલ

# લગ્ન એક સમશ્યા

આજકાલ લગ્ન એ જીવનનો મહત્ત્વનો પ્રશ્ન થઇ પડ્યો છે. આધુનિક જમાનામાં કેટલાયે પ્રકારોથી લગ્નો થાય છે. આ પ્રકારો સાથે આપણે બહુ નિસ્બત નથી. આપણે તો આપણી જ્ઞાતિમાં લગ્નો કેવી રીતે થાય છે અને પરિણામ શું આવે છે તે જોવું વધારે મહત્ત્વનું છે.

સાંભળવા અને જાણવા મળે છે કે અમુક ભાઇ પોતાની પત્નીને તેડતા નથી. આટલીજ વાત જાણવાથી જાણે સમાજને પૂરતો સંતોષ થતો હોય તેમ તેઓ પોતાની સ્ત્રીને ન તેડનાર ઉપર જુદી જુદી જાતના અનિષ્ટ સંબોધનોનો વરસાદ વરસાવે છે. કોઇ પણ મનુષ્ય તેનું ખરું હાર્દ તપાસવાનું ઉચિત જોતો નથી. હાર્દ ન તપાસવાનું કારણ તેમની ટૂંકી દૃષ્ટિ અને બુદ્ધિ, એમજ કહેવું ઘટે. તેના ઉપર ટીકા કરનાર હજારો નીકળી આવશે, પરંતુ ખરી વસ્તુસ્થિતિ શી છે તે તપાસી ન્યાય આપવાનું કોઇ ધ્યાનમાં લેતું નથી.

આપણી જ્ઞાતિમાં ઘણી વખતે બને છે તેમ લગ્નો બેસમજમાં થયાં હોય છે. લગ્ન શું એજ ન સમજતાં હોય તો તેનું મહત્ત્વ તો ક્યાંથીજ સમજી શકે? પછી જ્યારે સ્નેહ અને દામ્પત્યસહચારની ભાવના પરણનારને સમજાય ત્યારે પોતાની સાથે લગ્ન કરનાર પાત્રને જોઇ તિરસ્કાર આવે. તે તેને જીવનનો સાચો સાથી ન લાગે, પ્રયત્નથી પણ તે સાચો સાથી નહિ થાય એની તેને ખાતરી થાય ત્યારે પરિણામ જુદુંજ આવે એ વાત સર્વવિદિત છે. આ રીતે માનસિક કજોડું થાય અને જીવન જીવવા યોગ્ય ન રહે. આ પ્રમાણે તેને પોતાનું જીવન વેડફાઇ જતું લાગે ત્યારેજ તે ઉપર જણાવ્યા પ્રમાણે પોતાની સ્ત્રીને ન તેડે અને પસંદગીના બીજા લગ્ન તરફ વળે. શું આ વિચારવા જેવું નથી?

કોઇ એમ પ્રશ્ન કરશે કે પુરુષને પત્ની હયાત છતાં બીજી પરણવાની છૂટ, તો સ્ત્રીનું શું?

આ પ્રશ્નના જવાબમાં એજ કે આવી સ્ત્રીએ પોતાના વિચારને મળતો સાથી શોધી લેવો અને પોતાનું જીવન કૃતકૃત્ય કરવું. કેટલાક આબરૂ જવાને ભયે આમ ન કરી શકે તેમ હોય તો તેમને માટે એક રસ્તો એજ કે આવી ત્યજાએલી પુત્રીઓનાં માબાપો તેમને જિંદગી સુધી પાળે. આમ કરવાથી એ છોકરીનાં માબાપને પણ ખ્યાલ આવે કે આપણે નાનપણમાં છોકરીને ગમે તેમ પરણાવી દીધી તેનું પરિણામ બહુ ભયંકર આવ્યું. આમાં માબાપો પોતેજ પોતાની ભૂલને માટે જવાબદાર છે. આવા ભયંકર પરિણામથી બચવાનો

એક રસ્તો એ જ કે તેમણે પોતાની છોકરીને જોઈતા પ્રમાણમાં સંસ્કાર મળે તેમ કરવું. આપણે બધા જાણીએ છીએ કે આવા સંસ્કાર કેળવણી દ્વારા મળે. આ રીતે છોકરી તેના પતિને યોગ્ય થાય એટલી તેને ઓછામાં ઓછી કેળવણી આપવી જ જોઈએ. વધુ પ્રમાણમાં જેઓ કેળવણી આપી શકવા શક્તિમાન હોય તેમણે તેમ પણ કરવું. છોકરીને ધન આપશો તો તે ચોરાઈ જવા સંભવ પણ ખરો, જ્યારે વિદ્યારૂપી ધન આપશો તો તે ચોરાવાનો ભય નથી. તેથી ઊલટું જેમ તે વિદ્યાધન વ્યવહારકુશળ થવામાં વપરાશે તેમ વધશે.

ઘણા એમ માને છે કે આપણી જ્ઞાતિમાં હવે કન્યાઓને કેળવણી અપાય છે. પરંતુ આ વસ્તુ માત્ર બોલવાથી કે સાંભળવાથી સાચી થતી નથી, પણ તે વિષયમાં ઊંડે ઊતરી નિરીક્ષણ કરવાથી જ સત્ય સમજાય છે. ખરી રીતે જોઈએ તો આપણી જ્ઞાતિમાં સ્ત્રીકેળવણીનો એક ટકો પણ નથી. આ આપણી નિરક્ષરતા, નિર્બળતા અને અસંસ્કારિતા બતાવી આપે છે.

જેઓ પોતે પરણ્યાં ન હોય, પરંતુ જેમને પરણાવી દેવામાં આવ્યાં હોય અને એ વ્યક્તિઓનું જોડું એવી રીતે જોડી દેવામાં આવ્યું હોય કે જેમાં પુરુષ ઊંચી સંસ્કૃતિ પામેલો હોય, પણ સ્ત્રીને ક, ખ, ગ એટલે શું તેની પણ ખબર ન હોય, તો આ સંજોગોમાં પતિએ પોતાના જીવનને ગમે તેમ વેડફી નાખવું?

લગ્નજીવન કેવળ વંશવૃદ્ધિ કરવાનો કે વાંઢાપણું ટાળવાનો જ પ્રયોગ ગણાતો નથી. દંપતીજીવન સાદાઈથી અને સરળતાથી જિવાવું જોઈએ. તેમાં એકબીજા પ્રત્યે પૂર્ણ વિશ્વાસ અને અગાધ પ્રેમ હોવો જોઈએ. જીવન કઈ રીતે સારું જીવી શકાય એ પ્રશ્નનો વિચાર બંનેએ સરખે હિસ્સે અને ન્યાયે કરવાનો રહે છે. તેમાં એક પાત્ર વધારે તીવ્ર બુદ્ધિ વાળું હોય અને બીજું મંદ બુદ્ધિ વાળું હોય તો પરિણામે જીવન અકારું બને. આટલા જ માટે લગ્ન એ વ્યક્તિગત પ્રશ્ન રહેવો જોઈએ. તેમાં સમાજે આડખીલી રૂપ થવું ન જોઈએ.

ઘણા એમ પણ કહેવાને તૈયાર થશે કે પતિએ, પોતાની સ્ત્રી નિરક્ષર હોય તો, તેને ભણાવવી જોઈએ અને કેળવવી જોઈએ. જો આપણે આપણી એક કહેવતને આ વખતે યાદ કરીશું તો આનો ઉકેલ ઝટ શોધી શકીશું: 'કુમળું ઝાડ વળે, તેટલું પાકટ વળતું નથી.' શિક્ષિત વર્ગમાં એમ જોવામાં આવ્યું છે કે તેમની સ્ત્રીઓ અનેક પ્રયત્નો કરવા છતાં પણ સુધરવાનું પસંદ કરતી નથી. આવા સંજોગોમાં જો કોઈ બીજી પત્ની કરવાનો પ્રયત્ન કરે તો સુધારકો તેના ઉપર શા માટે તૂટી પડે છે?

દરેકે જીવન પોતાનું છે અને તે કેવી રીતે જીવવું એ પોતે જ નક્કી

કરવું જોઇએ. કોઇ મોહાન્ધ થઇને બીજું લગ્ન ન કરે. પરણેતરને સાંસારિક સગવડો આપીને પોતાના અકારણ વેડફાઇ જતા જીવનને અટકાવવા સુપાત્ર જીવનસાથી શોધી લેઇ લગ્ન કરે તો તેમાં કોઇ તરફથી અટકાયત ન થવી જોઇએ.

એવા પણ દાખલા મળી આવે છે કે અશિક્ષિત હોવાને કારણે ત્યજાએલી સ્ત્રીઓને તેમનાં માબાપો અનુકૂળ સ્ત્રીસંસ્થાઓમાં મોકલે છે, જ્યાં તેઓ પોતાનો માનસિક વિકાસ સાધી શકે. આ રીતે તેઓ પોતાના પગ ઉપર ઊભા રહેવાનું શીખી લે છે. પછી તેઓ નર્સ તરીકે અથવા શિક્ષિકા તરીકે કામ કરી પોતાની આજીવિકા ચલાવે. આ રીતે તેઓ પોતાનો જીવનવિકાસ સાધે છે. આવા વર્ગ પ્રત્યે મારી એવી દલીલ છે કે શા માટે તેમનાં માબાપો, ત્યજાયા પછી જ પોતાની છોકરીને આ પ્રમાણે જીવનવિકાસ સાધવાનું પગલું લેવરાવે છે? જો તેઓ પહેલેથી જ તેનામાં આવા સંસ્કાર રેડવાની સહાનુભૂતિ બતાવતાં હોય તો કેવું સારૂં! તેના પતિને યોગ્ય થવા સંસ્કારો આપ્યા પછી જ કન્યાનો સંબંધ કોઇ સુશિક્ષિત વ્યક્તિ સાથે કરતા હોય તો શું ખોટું? આમ કરવાથી કન્યા તેના પતિને કેટલી બધી ઉપયોગી થઇ પડે છે તે સમજાવવું પડે તેમ નથી. આથી તે પોતાના પતિને સુખે સુખી અને દુઃખે દુઃખી, એ સૂત્રને અનુકૂળ વર્તવા પ્રેરાય છે. આ પ્રમાણે જો આપણા સમાજમાં થતું હોય તો પોતાની પુત્રી ત્યજવાનો અગર તો તેની હયાતિમાં તેના પતિને બીજું લગ્ન કરવાનો પ્રશ્ન જ ક્યાંથી સંભવે?

ઘણાને એમ બોલતા સાંભળ્યા છે કે છોકરીને ક્યાં નોકરી કરવા જવું છે કે ભણાવવી પડે? આવું માનનાર વર્ગને મારો એ જવાબ છે, કે ધારો કે કન્યા નોકરી મેળવવા યોગ્ય થાય એટલું ભણી હોય, અને પરણ્યા પછી તે નોકરી કરતી હોય તો તેમાં શી આબરૂ જાય છે એ જરા સમજાવશો? ખરી રીતે જોઇએ તો આ રીતે કન્યા પોતાના પતિને ભારરૂપ ન બનતાં ઉપયોગી થઇ પડે છે. એથી આગળ જઇને કહું તો આવાં સુશિક્ષિત જોડાંનાં સંતાન પણ સંસ્કારી થાય છે. આપણી કહેવત પણ છે કે 'એક સારી માતા સો શિક્ષકોની ગરજ સારે છે.' આ ક્યારે બને? જ્યારે માતા સંસ્કારી હોય ત્યારે જ. આપણા સમાજમાં આ વૃત્તિ ક્યારે જન્મશે તે તો કહી શકાય નહિ, પણ જેમ બને તેમ વહેલી જન્મે એવી આશા તો જરૂર રાખી શકીએ.

વાચકવર્ગ આ લેખને સાચો ન્યાય આપશે એવી આશા સાથે વિરમું છું.

અમદાવાદ . . રમણલાલ નાથાભાઇ અમીન

## ૪. સપૂત કે કપૂત?

ગયા અંકમાં 'સપૂત કે કપૂત?' વિષે ચર્ચાપત્ર લખવામાં ભાઈ મોતીભાઈ ભાઇ રાવજીભાઇનું લખાણુ અવળું સમજી બેઠા છે.

આ રહ્યા ભાઇ રાવજીભાઇના શબ્દો (માગશર, પૃ. ૭૯): "હવે પોતાના બાપના કૂવામાં ડુબી મરવાનો શોખ થયો છે. એમની કાયરતાની હદ નથી. એ કહે છે: 'મારા બાપદાદા જે કરતા આવ્યા તે વિરુદ્ધ બીજે દીકરી આપવી એ મારી હિંમતની વાત નથી. એટલે બીજું શું થાય?'"

એટલે ભાઇ રાવજીભાઇ ઉપરનાજ માનસવાળા હવે નીચેનો પ્રશ્ન પૂછે છે (માગશર પૃ. ૮૦):

"એમને પૂછું? 'તમારા બાપ ચાર મણ ચારનો ભારો એક હાથે વાળી લેતા, જોડા મળે તો પહેરે, ન મળે તો ચાલે, પંદર ગાઉની મજલ સહેજમાં ચાલી નાખે, એમને કોટ ખમીશનોય શોખ ન હતો, એમના જમાનામાં કન્યા જોઇને પરણવાનો રિવાજ નહોતો. હવે તમે તમારી સ્થિતિ એમની સાથે જરા સરખાવી જોશો તો તમને સમજાશે કે એમને ચાલે ચાલનારા (?) તમે સપૂત છો કે કપૂત?'"

ભાઇ રાવજીભાઇને ખાત્રી છે કે આ જમાનામાં રહેનાર ઉપરની વસ્તુ સર્વાંગ રીતે પાળી શકે નહિ. એટલે જ માનસવાળાને કહે છે 'બાપદાદા જે કરતા આવ્યા તે વિરુદ્ધ' આમાં કેમ થઇ શક્યા? જેમ ઢેડનું પાણી પીવાથી —જો વટલાવાતું હોય તો એક વખત કે વધારે વખત પીનાર—સરખાજ વટલાય છે, તેમ જો બાપદાદાની વિરુદ્ધ જવામાં કપૂત થઈ જવાનું માનતા હો, તો તમે ભલેને બીજી બાબતમાં વિરુદ્ધ ન જાઓ, પણ ઉપરની બાબતમાં વિરુદ્ધ જઇ કપૂત બનીજ ગયા છો.

અને છતાં તમે સપૂતજ રહ્યા છો એમ માની જવાબ આપતા હો કે 'એ તો જમાના પ્રમાણે પહેરવેશ—કન્યા જોવી કરવી—વગેરે બદલવું પડે,' તો પછી બીજી કુરૂઢિઓનો નાશ કરવામાં જમાનાને કેમ માનતા નથી ને બાપદાદાની વિરુદ્ધ ન જવાની દલીલ શા માટે કરો છો? એટલે એનો અર્થ તમે પોતાની કાયરતાથી જૂનો ચીલો છોડવા તૈયાર નથી, અને નાહકના બાપદાદાને આગળ ઢાલ બનાવો છો.

એટલે પૃ. ૮૦ ઉપરનો પ્રશ્ન ભાઇ રાવજીભાઇએ જ માનસવાળાની 'મારા બાપદાદા જે કરતા આવ્યા તે વિરુદ્ધ'ની દલીલ તોડી નાખવા માટેજ

કર્યો છે, નહિ કે ભાઈ મોતીભાઈએ માની લીધું તેમ–ચાર, ગણ્ ચારનો ભારો એક હાથે ન વાળી લેનાર, જાડા પહેરનાર, પંદર ગાઉની મજલ ન કાપનાર, કોટ ખમીશના શોખીન, તેમજ કન્યા જોનાર–એમને એકસામટા કપૂત બનાવી દેવા માટે.

નેદ્રા, તા. પાદરા ઈશ્વર પેટલીકર

---

## જાણવાજોગ

## રૂ. રૂપીઆ પચાસ પચાસનાં બે ઇનામો

### કોલેજોનાં વિદ્યાર્થીઓને અને વિદ્યાર્થિનીઓને જાહેર નિમંત્રણ

**'કાયદાની દષ્ટિએ ગુજરાતી હિન્દુ સ્ત્રીઓની સ્થિતિ'**

સ્વ. કરસનદાસ મૂળજી સ્મારક ફંડની યોજના મુજબ, તમામ ગુજરાતી બોલતાં, કોલેજોનાં વિદ્યાર્થીઓને અને વિદ્યાર્થિનીઓને શ્રી. ફાર્બસ ગુજરાતી સભા–મુંબઇ તરફથી જાહેર નિમંત્રણ કરવામાં આવે છે, કે તેમણે ગુજરાતી ભાષામાં **'કાયદાની દષ્ટિએ ગુજરાતી હિંદુ સ્ત્રીઓની સ્થિતિ,'** એ વિષય ઉપર એક નિબંધ ૩૦થી ૩૫ ફૂલસકેપ કાગળના કદનો, તા. ૧૯:૬:'૪૧ ને વાર ગુરુ સુધીમાં નીચેને સરનામે સીલબંધ પરબીડિયામાં રજીસ્ટર્ડ પોસ્ટથી, જે કોલેજમાં અને જે વર્ગમાં પોતે ભણતાં હોય તેની વિગત અને પોતાનાં સરનામાં સાથે, મોકલવો.

વિદ્યાર્થીઓના એવી રીતના આવેલા નિબંધોમાંથી જેનો નિબંધ શ્રી. ફા. ગુ. સભાએ નીમેલી ત્રણ જણની કમિટી પસંદ કરશે તેને રૂા. ૫૦ સુધીનું એક, તેમ વિદ્યાર્થિનીઓના નિબંધોમાંથી એજ રીતિએ જેનો નિબંધ પસંદ થશે તેને રૂા. ૫૦ સુધીનું એક, એમ બે ઇનામો આપવામાં આવશે; અને એ બે નિબંધોમાંથી જેનો નિબંધ વધુ પસંદ કરવા યોગ્ય હશે તેનો નિબંધ તા. ૨૫:૭:'૪૧ ને વાર શુક્રની જાહેર સભામાં વાંચવામાં આવશે. પસંદ થએલા નિબંધો પ્રકટ કરવાનો માલિકી હક્ક શ્રી. ફા. ગુ. સભાનો રહેશે. વિશેષ જરૂરી વિગત માટે સભાના સહાયક મંત્રી સાથે નીચેને સરનામે પત્રવ્યવહાર કરો.

**નોંધ:** આ હરિફાઇ, ગુજરાતી બોલતી, સઘળી યે કોમો માટે ખુલ્લી છે.

૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર, વિઠ્ઠલભાઇ રોડ, કોંગ્રેસ હાઉસ, મુંબઇ નં. ૪

**અંબાલાલ બુલાખીરામ જાની,**
સહાયક મંત્રી, શ્રી ફા. ગુ. સભા, મુંબઇ
તા. ૫:૧:'૪૧, વાર રવિ

## ૪. હરિજન ફાળો

ગુજરાત હરિજન સેવક સંઘને માટે ઈ. સ. ૧૯૪૦-૧૯૪૧ના વર્ષના ફાળામાં મદદ કરવા હું સૌ ભાઈબહેનોને વિનંતિ કરું છું.

સંઘનો વાર્ષિક ખર્ચ રૂા. છત્રીસ હજાર છે. સંઘ તરફથી હરિજન વિદ્યાર્થીઓ માટે ૭ છાત્રાલયો ચાલે છે, ૧૪ શાળાઓ ચાલે છે, તેમજ આશરે ૧૫૦ વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિની અને પુસ્તકની મદદ આપવામાં આવે છે; સંકટસમયે હરિજનોને મદદ આપવાનો પ્રબંધ કરવામાં આવે છે; વળી પીવાના પાણીના નવા કૂવા કરાવવામાં આવે છે, તેમજ જૂનાને દુરસ્ત કરાવી આપવામાં આવે છે.

ગુજરાતનાં ગામડાંઓમાંથી હજુ અસ્પૃશ્યતા સમૂળગી ગઈ નથી. સેંકડો વર્ષોથી આ અન્યાય સહન કરતા હરિજનો તરફ હિંદુ સમાજે પોતાનો સદ્ભાવ બતાવીને તેમને ઊંચે આવવામાં મદદ કરવાની તેની ફરજ છે. સંઘને મળતી સરકારી અને અન્ય મિત્રોની મદદ બાદ ગણતાં, ચાલુ વર્ષે રૂા. દશ હજારની ખોટ પૂરવાની રહે છે. ગુજરાતનાં ભાઈબહેનો આ ખોટ આ વર્ષે પૂરી કરી આપશે એવી મારી આશા છે.

નરહરિ દ્વા. પરીખ,
પ્રમુખ, ગુજરાત હરિજન સેવક સંઘ

—*—

## ગ્રંથપરિચય

**૧૫. ગીતાબોધ:** લેખક–ગાંધીજી; પૃષ્ઠ ૮+૧૨૭, મૂલ્ય દોઢ આનો. શ્રીમદ્ ભગવદ્ગીતા એ હિંદુ ધર્મનો એક અજોડ ગ્રંથ છે. ગાંધીજીને મન તો તે 'આધ્યાત્મિક દીવાદાંડી,' 'સદ્ગુરુ,' કિંવા 'માતા' છે. આ 'આધ્યાત્મિક દીવાદાંડી' આપણને કેટલી બધી જરૂરની છે, તથા આપણને કેવે કેવે પ્રસંગે, કેટલી કેટલી કામ આવી શકે તેમ છે, તે સંબંધમાં પોતાના અનેક વર્ષોના જાતિઅનુભવ બાદ ગાંધીજી આપણને જણાવે છે કે: "હું તો મારી બધી મુશ્કેલીઓમાં ગીતામાતા પાસે દોડી જાઉં છું ને આજ લગી આશ્વાસન મેળવી શક્યો છું" (ભૂમિકા, પૃષ્ઠ ૪).

"તે (ગીતા) આપણને સદ્ગુરુરૂપે છે, માતારૂપે છે, ને આપણે વિશ્વાસ રાખવો ઘટે કે તેના ખોળામાં માથું મૂકવાથી આપણે સહીસલામત રહીશું. ગીતાની પાસેથી આપણી બધી ધર્મની ગૂંચો ઉકેલાવશું. આમ જે રોજ

ગીતાનું મનન કરશે તેને તેમાંથી રોજ નવો આનંદ મળશે, નવા અર્થો મળશે. એવો એક પણ ધર્મની ગૂંચવણ નથી કે જેનો ઉકેલ ગીતા ન કરી શકે" (પ્રાસ્તાવિક, પૃષ્ઠ ૭).

"કોઇનો દ્વેષ થયો, અધીરાઇ આવી, અકર્તાંતિયાપણું આવ્યું, અમુક કરવું કે ન કરવું એવું સંકટ આવી પડ્યું,–આવા બધા પ્રશ્નોનો ઉકેલ શ્રદ્ધા હોય તો ને નિત્ય મનન હોય તો ગીતામાતાની પાસેથી મળી રહે" (પૃષ્ઠ ૩૭).

હવે આવા અતિ મહત્ત્વના હિંદુ ધર્મના અજોડ ગ્રંથને શિષ્ટમાં શિષ્ટ તથા સરળમાં સરળ ભાષામાં રજૂ કરતું, સસ્તામાં સસ્તું, હમેશાં સાથે ફેરવી શકાય તેવું, નાનકડું પુસ્તક તે આ ગીતાબોધ.

આ ગીતાબોધમાં ગાંધીજીએ સોનાની સાથે સુગંધ મેળવવામાં કશીયે કચાશ રાખી નથી. ભાષાને શિષ્ટમાં શિષ્ટ છતાં સરળમાં સરળ બનાવી દીધી છે. વળી બાહોશમાં બાહોશ વકીલની તર્કશક્તિ, અને ભારે અનુભવી તથા મહાવિચારવાન તત્ત્વજ્ઞાનીના ઊંડા તત્ત્વજ્ઞાન સાથે માયાળુમાં માયાળુ માતાની મમતાનો મધુર મેળ સાધ્યો છે. આથી આ નાનકડું પુસ્તક ગોઠડી સમજણવાળાં બાળકોને તેમજ પરિપક્વ બુદ્ધિનાં મનુષ્યોને, બહુશ્રુત વિદ્વાનને તેમજ ચિંતનશીલ તત્ત્વજ્ઞાનીને, ગમાર ગામડિયાને તેમજ કુશાગ્રબુદ્ધિ વકીલને, એમ સૌ કોઇને ઉપયોગી થયા વિના રહેજ નહિ. ટૂંકામાં લેખક, વાચક, અબુધ, વિબુધ, સૌને તેમાંથી પોતાના ઉપયોગનું કંઇ ને કંઇ મળી રહેશે.

ગાંધીજીએ સરળમાં સરળ તથા શિષ્ટમાં શિષ્ટ ભાષામાં કઠિનમાં કઠિન વિચારોને રજૂ કરવાની જે અનુપમ કળા ખીલવી છે, તેની કેટલીક વાનગી આ નાનકડા પુસ્તકમાંથી અત્રે આપવામાં આવી છે:

"યજ્ઞમય જીવનકળાની પરાકાષ્ઠા છે, ખરો રસ જ તેમાં છે. કેમ કે તેમાંથી રસનાં નિત્ય નવાં ઝરણાં ફૂટે છે. માણસ તે પીતાં થાકતો નથી, ઝરણાં કદી સુકાતાં નથી. યજ્ઞ બોજારૂપ લાગે તે યજ્ઞ નથી, ખૂંચે તે ત્યાગ નથી. ભોગને અંતે નાશ છે, ત્યાગને અંતે અમરતા છે. રસ સ્વતંત્ર વસ્તુ નથી, રસ આપણી વૃત્તિમાં રહ્યો છે. એકને નાટકના પડદામાં રસ આવશે, બીજાને આકાશમાં નિત્ય નવા પડદા ઊઘડ્યા કરે છે તેમાં રસ આવે છે. એટલે રસ કેળવણીનો વિષય છે. જે રસરૂપે બચપણમાં કેળવાય, જે રસરૂપે પ્રજામાં કેળવાય, તે રસ ગણાય. એક પ્રજાને જે રસમય લાગે છે તે બીજીને રસહીન લાગે છે. એવા દાખલા આપણને મળી રહે તેમ છે" (પૃષ્ઠ ૪૬–૪૭).

"વળી સેવાકાર્યમાં વેઠ ઉતારાય જ નહિ.•••સેવામાં તો સોળે શણગાર પૂરવાના હોય, પોતાની બધી કળા તેમાં ઠાલવવાની હોય" (પૃષ્ઠ ૪૮).

આમ જ્યારે એક બાજુએ ગહન વિષયને શિષ્ટ અને સરળ ભાષામાં રજૂ કરવાની અનુપમ કળા જોવામાં આવે છે ત્યારે બીજી બાજુએ કુશાગ્રબુદ્ધિ વકીલની ઝીણવટભરી તર્કશક્તિ અને મહાવિચારવાન તત્ત્વચિંતકનું તત્ત્વજ્ઞાન પણ નજરે પડ્યા વગર રહેતાં નથી. તેનો એકેકો દાખલો નીચે આપેલ છે:

"યજ્ઞ એટલે આ લોકમાં કે પરલોકમાં કંઇ પણ બદલો લીધા કે ઇચ્છ્યા સિવાય પરાર્થે કરેલું કંઇ પણ કર્મ. કર્મ કાયિક, માનસિક કે વાચિક હો. કર્મનો વિશાળમાં વિશાળ અર્થ લેવો. પર એટલે માત્ર મનુષ્યવર્ગ નહિ, પણ જીવમાત્ર. એટલે અને અહિંસાની દૃષ્ટિએ પણ, મનુષ્યજાતિની સેવાને અર્થે પણ બીજા જીવોને હોમવા કે તેમનો નાશ કરવો એ યજ્ઞમાં નહિ ખપે.... ઐતિહાસિક અર્થને જીવહિંસા ભાવે, તોપણ સત્ય અહિંસાને સર્વોપરી ધર્મ માન્યા પછી આપણે સારુ તેવા અર્થને રુચતો આચાર ત્યાજ્ય છે.

"ઉપરની વ્યાખ્યા પ્રમાણે વિચારતાં આપણે જોઇ શકીએ છીએ કે જે કર્મમાં વધારેમાં વધારે જીવોનું વધારેમાં વધારે ક્ષેત્રમાં કલ્યાણ થાય, ને જે કર્મ વધારેમાં વધારે મનુષ્ય વધારેમાં વધારે સહેલાઇથી કરી શકે, ને જેમાંથી વધારેમાં વધારે સેવા થતી હોય તે મહાયજ્ઞ અથવા સારામાં સારો યજ્ઞ" (પૃષ્ઠ ૩૮–૪૦).

"રેંટીયાને સર્વાર્પણ કર્યા પછી તે વખત બીજો લાભ લેવામાં ન દેવા કોઇ આવીને વાત કરી જાય તો વિવેકને ખાતર કરીએ; પણ, વાત કં જાય તેના કરતાં શીખતી જાય એ શું ખોટું, એ ન્યાય અહીં ન ચાલે વાતમાંથી તો ઇચ્છાએ ઊગરી શકાય; વાત કરનાર પણ લાંબો વખત એમ વાત ન કરે. પણ શિક્ષક બન્યા પછી તો પૂરો વખત એસવા બંધાએલ છે આ બધું રેંટિયાને યજ્ઞરૂપે ચલાવતા હોઇએ ત્યારને સારુ છે. મારે વિષે આ સત્યનો પ્રત્યક્ષ અનુભવ કરી રહ્યો છું. રેંટિયો ચલાવતાં બીજા વિચારોમ પડું છું ત્યારે ગતિ ઉપર, આંક ઉપર, સમાનતા ઉપર અસર થાય છે. રોગ રોલાંને કે બિથોવનને પિયાનો ઉપર બેઠેલા કલ્પો. તેમાં એ એવા તન્મય હો કે ન વાત કરી શકે, ન મનમાં બીજા વિચાર કરી શકે. કળા અને કળાકા જુદા ન હોય" (પૃષ્ઠ ૪૯–૫૦).

આમ અનેક રીતે સુગંધયુક્ત, સુવર્ણસમ, અનુપમ અને અમૂલ્ય હોવ છતાં અતિ અલ્પમૂલે વેચાતા આ નાનકડા પુસ્તકને અપનાવી ગુજરાત આલમ સદ્‌વિચારોથી ભરપૂર આ સદ્‌ગ્રંથરત્નની કદર કરશે કે? કરે એ ખાસ ઇચ્છવા જેવું છે.

૧૬. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ, પ્રથમ અને દ્વિતીય ખંડ: લેખક–ગાંધીજી: અનુક્રમે પૃષ્ઠ ૨૭૪ અને ૨૦૦, મૂલ્ય ચાર આના અને એક રૂપિયો.

પ્રાચીન સમયમાં કથીરનું કાંચન બનાવી જાણનાર કીમિયાગરના કીમિયાથી પણ અનેક રીતે ચઢી જાય તેવો કીમિયો જો કોઇએ આ જમાનામાં સાધ્યો હોય તો તે ગાંધીજી છે. એમના એ કીમિયાને બળે અજ્ઞાનને અંધારે આથડતાં માનવી સતસૂરજનતેજે દીપવા લાગે છે, અહર્નિશ દુઃખના દાવાગ્નિમાં સીઝતાં સ્ત્રીપુરુષો અંતરની ઊંડી શાન્તિ અનુભવવા લાગે છે, દીનહીન બની રહેલાં આત્માની અનંત શક્તિની ઝાંખી કરાવવા માંડે છે, અને મ્લાન પડેલાં મુખો ઉપર આત્માનાં હીરની ઝળક છવાઇ જાય છે. ટૂંકમાં આ રીતે 'મનમોહન' અને 'સૂરસરદાર' ગાંધીજી પોતાની સત્યાગ્રહની રસશાળા મારફતે કવિ શ્રી. લલિતની 'માયાવી કાયાની કફની પહેરે પ્રભુ અવતાર' અને 'આતમદાન વીર જગ અજવાળે,' એ અમર કડીઓને પ્રત્યક્ષ રીતે પૂરવાર કરી બતાવે છે.

આવો અદ્ભુત કીમિયો સાધવાને ગાંધીજી તેમજ તેમના સાથીદારોને શી શી યાતનાઓ વેઠવી પડી, શી શી કઠિન તપસ્યા કરવી પડી તથા તે તપસ્યા દરમિયાન તેઓની કેવી કેવી અગ્નિપરીક્ષાઓ થઇ, તે બધાનો પ્રમાણભૂત ઇતિહાસ જાણવાને આ બંને પુસ્તકો સરસ સાધન છે.

વળી આ બંને પુસ્તકો ખુદ ગાંધીજીને જ હાથે લખાએલાં હોવાથી તેની ભાષા જેટલી સુગમ અને સુંદર છે, તેનું વહન તેટલું જ એકધારું અને અસ્ખલિત છે. વસ્તુની રજુઆત પણ તેટલીજ પ્રમાણબદ્ધ, ચોક્કસ અને સુસંકલિત છે. એ પુસ્તકોને એક વાર વાંચવા સારૂ હાથમાં ધર્યાં, એટલે તમારે તેને પૂરાં કર્યેં જ છૂટકો; કેમ કે તમો તેનાં વાણી, વિચાર અને વાર્તાના પ્રવાહમાં એટલા તો ખેંચાઇ જાઓ કે જ્યાં લગી તે વાર્તા પૂરી ન થાય ત્યાં સુધી તમોને તે પુસ્તકો છોડવાંજ ન ગમે. અરે, કેટલેક પ્રસંગે તો મનમાં એમજ થયાં કરે છે કે ગાંધીજીએ વાતને આમ ટૂંકામાં પતાવી તેને બદલે વિસ્તારીને કહી હોય તો કેવું સારૂં!

આ બધાં કારણોને લીધે આ બંને પુસ્તકો હિંદીઓના, બલ્કે અખિલ માનવજાતિના ઉત્કર્ષના એક અપૂર્વ ઇતિહાસની દૃષ્ટિએ જેટલાં મહત્ત્વનાં છે, તેટલાંજ મહત્ત્વનાં તે રાજકારણ, સાહિત્ય, તત્ત્વવિવેચન, સત્યસંશોધનાદિની દૃષ્ટિએ પણ છે.

વધારામાં તેની ઉપયોગિતામાં લેશ પણ ઊણપ ન રહે તેટલા સારૂ તેના

દરેક ખંડને છેડે ખૂબ જ મહેનત લેઇને વિષયવાર સૂચિ પણ આપવામાં આવી છે. તો આવાં અતિ ઉપયોગી અને અનુપમ પુસ્તકોને દરેક શિક્ષિત ગુજરાતીએ પોતાના ઘરમાં વસાવવાં ઘટે એવો અમારો ચોક્કસ મત છે.

**૧૭. સ્વદેશી સમાજ** [રવીન્દ્રનાથ ઠાકુર], જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા ગ્રંથ ૧૩: અનુવાદક–નગીનદાસ પારેખ; પૃષ્ઠ ૬+૧૧૦, મૂલ્ય આના આઠ.

અતિ ઊંડા સાહિત્યપ્રેમ, રાષ્ટ્રપ્રેમ, વિશ્વપ્રેમ અને માનવપ્રેમથી અજબ રીતે રંગાએલા 'ગુરુદેવ' રવીન્દ્રનાથ ઠાકુરના ઈ. સ. ૧૯૦૫થી ૧૯૧૦ દરમ્યાન લખાએલા કેટલાક અતિ પ્રાણવાન લેખોનો આ સર્વાંગસુંદર ગુજરાતી અનુવાદ છે. આ અનુવાદ ગુજરાતના એક મૂગા પણ સાચા સેવક શ્રદ્ધેય શ્રી. રવિશંકર મહારાજને અર્પણ કરવામાં આવેલો છે.

આ અનુવાદનો પરિચય કરાવતાં કાકા શ્રી. કાલેલકર લખે છે કે: "ખરું જોતાં આ ચોપડીને પ્રસ્તાવનાની જરૂર નથી. વિશ્વવિખ્યાત કવિ અને વિચારક રવીન્દ્રનાથ ઠાકુરના વિચારો, અને તે પણ આપણા દેશના ઉદ્ધારને અર્થે આવશ્યક એવા રચનાત્મક કાર્ય વિષેના, જાણવાની ઈંતેજારી કોને ન હોય?··· આ ગ્રંથમાં માનધન કવિએ જે સ્વમાન, સ્વાશ્રય અને વ્યાપક અર્થમાં સ્વધર્મની શિખામણ આપી છે તે આજે પહેલાંના જેટલી જ કીમતી છે.··· આમાં કેવળ સ્વયંસેવાનો સ્વાશ્રયી કાર્યક્રમ નથી આપ્યો, પણ એવા કાર્યક્રમ પાછળ રહેલા જીવનસિદ્ધાન્તો અને મંગલદૃષ્ટિ આપેલાં છે. આમાંનો એક એક વિચાર અને ઉદ્‌ગાર સોનામહોર જેવો છે."

વળી આ અનુવાદને ધ્યાનપૂર્વક વાંચી જતાં વાચકને આનંદ અને આશ્ચર્ય પણ ઊપજ્યા વગર નહિ જ રહે, કેમ કે તેને એ વાતની પણ પૂરેપૂરી પ્રતીતિ થશે કે મહાત્માજી તેમ જ ગુરુદેવનાં મુખ્ય કાર્યક્ષેત્રો ભિન્ન ભિન્ન હોવા છતાં હિંદનાં દુઃખ અને દારિદ્ર્ય ટાળવાનાં સાચાં સાધનો સંબંધે, તેમ જ વિશ્વની ભાવિ રચનામાં હિંદના ફાળા સંબંધે બંનેના વિચારોમાં અત્યંત સામ્ય રહેલું છે.

આ સામ્યની કંઇક ઝાંખી કરાવવાને અત્રે થોડીક વાનગી આપવામાં આવે છે:

"ગમે તેમ હો, હિંદુ અને મુસલમાન એ ભારતવર્ષમાં બે પ્રધાન અંગો છે. એમને એક જ રાષ્ટ્રસંમેલનમાં ભેગાં કરવાને માટે જે ત્યાગ, જે સહિષ્ણુતા, જે સાવચેતી અને આત્મદમનની જરૂર છે, તેનો આપણે આશ્રય લેવો જ પડશે" (પૃષ્ઠ ૬૫).

શ્રી. નગીનદાસ પરીખે પોતાના અનુવાદ દ્વારા મહાનુભાવ કવિશ્રી રવીન્દ્રનાથ ઠાકુરની એક અતિ રસમય અને પ્રાણવાન બંગાળી લેખમાળાને વધાવી લેવાની ભણેલી ગુજરાતી આલમને સુંદર તક આપી છે, તો અમને ખાત્રી છે કે તે આલમ તેને સત્વર વધાવી લેઇ પોતાની સુરુચિ સિદ્ધ કરી બતાવશે.

ઉપરનાં ત્રણ પુસ્તકોના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ

મૂ. બારડ

---

## પ્રસંગકથા

### આડીને કહેજો જે દીકરી કૂવે પડી!

"આણંદ, તા. ૫. પેટલાદ તાલુકાના મહેળાવ ગામે ગઇ કાલે એક કરુણ બનાવ બની ગયો છે. વિગત એવી છે કે મહેળાવ ગામે કુળવાન ગણાતા પટેલ ગોવર્ધનભાઇ શંકરભાઇ, જેઓ થોડા વખત ઉપર બાંધણીના પટેલ સોમાભાઇ જશ્કોરભાઇની યુવાન દીકરી કમુબેન સાથે પરણેલા છે. આ બેન તેને સાસરે મહેળાવ ગામે હતી. તેણે ગઇ કાલે રાતના સાસરીઆંના ત્રાસથી કંટાળીને ગામના કૂવામાં આત્મહત્યા માટે પડતું નાખ્યું, પણ સદ્દભાગ્યે નજીકના બીજા બે ભાઇઓએ ધબાકો થતાં કૂવામાં પડતું મૂકયું અને બાઇને બચાવી લીધી. પોલિસે કાગળો કરી બાઇ ઉપર આત્મહત્યાની કોશિષનો કેસ કર્યો છે" ('ગુજરાત સમાચાર,' તા. ૭:૧:૧૯૪૧). એ બેનને કેટલો ત્રાસ સહેવો પડયો હશે, ત્યારે લાચારીએ એણે જીવ કાઢી નાખવાનું સાહસ કર્યું હશે! પણ એ ત્રાસમાંથી હજી એ છૂટશે કે નહિ તે તો કોણ જાણે. કારણ કે 'પડતા ઉપર પાટુ' મારવા હવે પોલિસ કેસ કરશે! તપાસ કરીને એને ત્રાસ દેનાર ઉપર પોલિસ કેમ કેસ ન કરે? અને એ બેનને બચાવનાર પેલા બે ભાઇઓને તો ખરેજ ધન્યવાદ ઘટે છે. એ વ્યાયામવીરો હોય કે નહિ, પણ આજના પોતાને વ્યાયામવીરો કહેવરાવનારને સાચા ગુરુરૂપ છે. પ્રજાએ અને સરકારે એમની કદર કરવી ઘટે.

### કોલેજિયનને ન ગમતી વહૂ

"વડોદરા તા. ૨૫. થોડે દૂર આવેલા એક ગાયકવાડી ગામમાં તાજેતરમાં ભારે દિલ કંપાવનારો કિસ્સો બની ગયાના સમાચાર અહીં મળ્યા છે. હકીકત એવી બોલાય છે કે મજકુર ગાયકવાડી ગામમાં એક પાટીદાર પુત્રવધૂને સળગાવી મૂકવામાં આવી છે. એમ જણાય છે કે કોલેજમાં અભ્યાસ કરતા એક પાટીદાર કોલેજિયનનાં લગ્ન થયા પછી થોડે સમયે એ પોતાના ભાઇબંધો

સમક્ષ પોતાની પત્ની, જે બળી ગઇ છે એને માટે ફરિયાદો કર્યા કરતો. એને એ ગમતી નહોતી. એવી પણ અફવા ઊડેલી કે એ પત્ની હયાત છતાં એ ક્રોલેજિયન ભાઇ ફરી પરણશે. અધૂરામાં પૂરું સાસુ વહુને મેળ નહોતો અને વહુનું કામળ કાઢવા ચારે કોરથી પ્રયાસો થઇ રહ્યા હતા, એમ કહેવાય છે. પરિણામે એ બેન ઘણો વખત પિયેર કાઢે અને થોડો વખત સાસરીમાં કાઢે એમ બનતું.

## માડીને કહેજો જે દીકરી બળી મરી!

"એક વાર એવી પણ અફવા ઊડેલી કે બાઇને ખોરાકમાં કાચનો ભુક્કો ખવડાવવાનો પ્રયત્ન થએલો, પણ સદ્ભાગ્યે બાઇ બચી ગએલી. પુત્રવધૂનું ગળું દબાવવાનો પણ પ્રયાસ થએલો, પરંતુ બાઇએ બૂમો પાડ્યાથી અને તેથી ફળિયાના લોકો ધસી આવ્યાથી બાઇ બચી ગએલી. આ રીતે ઉપરાઉપરી પ્રયાસો નિષ્ફળ જતાં, કહે છે કે સાસુ વધુ રાક્ષસી બની. અને છેવટે, કહેવાય છે તેમ, વહુને મોંઢે ડૂચો મારી ગ્યાસતેલ છાંટી દિવાસળી ચાંપી દેવાઇ. બાઇ ભડકે બળવા માંડી. બૂમ પડાય એવી પરિસ્થિતિ નહોતી, એટલે સળગતી જ ગઇ. જ્યારે એનો અંતિમ સમય આવ્યો ત્યારે સાસુએ વહુના મોંઢામાંથી ડૂચો કાઢી નાખી ફળિયામાં આવી, 'દોડો, મારી વહુ બળી ગઇ,' એ જાતની બૂમો પાડવા લાગી. માણસો જમા થઇ ગયાં. આ વખતે, કહે છે કે, બળતી વહુએ 'સાસુએ મને બાળી મૂકી,' એવી મતલબના ચોંકાવનારા ઉદ્ગારો કાઢ્યા હતા. શબને તરતજ વગે કરવાની વ્યવસ્થા થઇ અને આ રીતે એક પાટીદાર યુવતીના કરુણ મૃત્યુ ઉપર પડદો પડ્યો છે. વધુ આશ્ચર્યની વાત તો એ છે કે વિધુર બનેલા એ ક્રોલેજિયન ભાઇના ફરીથી વિવાહ કરવા માટે લોકોની ઠઠ જામે છે! ગાયકવાડી સત્તાવાળાઓએ આ કિસ્સાની ચાંપતી તપાસ હાથ ધરી સત્ય હકીકતો પ્રકાશમાં મૂકવી ઘટે, જેથી પાટીદાર જ્ઞાતિમાં અનિષ્ટ પ્રથાઓને કારણે ખાસડા જેટલી સસ્તી બનેલી આવી અનેક ગભરૂ બાળાઓ સમાજની સીતમચક્કીમાં હોમાતી અટકે" ('સંદેશ,' તા. ૨૮:૧૨:૧૯૪૦).

## અનિષ્ટ પ્રથા

આવા પ્રસંગોમાં મુખ્ય અનિષ્ટ પ્રથા તો પરઠણની છે, જેને લીધે કુળવાન વરની કિંમત અતિશય અંકાય છે અને તેજ વર્ગની અથવા નીચેના વર્ગની કન્યાની કિંમત ખાસડા જેટલીજ સસ્તી અંકાય છે. આ પ્રસંગમાં તપાસ કરતાં જણાય છે કે બાળી મુકાએલી બેનનું પિયેર વસો છે અને સાસરું

કરમસદ છે. તે કોલેજિયન અમદાવાદ ગુજરાત કોલેજમાં અભ્યાસ કરે છે. આનો ઉપાય તો કન્યાપિતાઓનાજ હાથમાં છે. તેમણે પ્રતિજ્ઞા લેવી જોઇએ કે પરઠણ માગનારને પોતાની કન્યા નજ દેવી. ઘણા પિતાઓ આવી પ્રતિજ્ઞા કરે તો વરને માટે કન્યાની તાણ પડે અને ત્યારે એ લોકનું નાક બંધ થાય એટલે તુરત ડાચું પહોળું થઇ જાય! પછી પરણવુંજ હોય તો જખ મારીને પરઠણ લીધા વિના પરણે. બાકી સુધારક વર્ગ પરઠણ ન લેવાની વરને ગમે તેટલી શીખ દે, પરંતુ પૈસા દેખી મુનિવર પણ ચળે! આજકાલ પેદાશ સિવાયના કુળવાન લોક દીકરાના પૈસા ઉપજે તેમાંથી ખીચડી રાંધવાનાં તો આંધન મૂકીને બેશીજ રહેલા હોય છે! અંગ્રેજને તમે શીખ દો કે બાપુ, હિંદને ચુસતો બંધ થા. તેથી કરીને તે તેમ કરતો બંધ થવાનો છે? એ તો હિંદેજ પ્રતિજ્ઞા લેવી જોઇશે કે અંગ્રેજને કે કોઇને હાથે આજથી ન ચુસાવાની પ્રતિજ્ઞા છે. ત્યારેજ રસ્તો ઊકલશે. બાકી જ્યાં સુધી પરઠણો લેવાતી અને દેવાતી રહેશે ત્યાં સુધી તો વહૂઓ આમ કમોતે મરવાની અને તે મરતાંજ તે વિધુર વરની સગાઈ કરવાને કુળના આંધળા લોક તેને આંગણે જોડા ઘસતા થઇ જવાના! આ વરવિક્રય કરતાં તો, કહેવું ઘટે નથી છતાં, કહી જવાય છે કે કન્યાવિક્રય સારો, કારણ કે તે પ્રથામાં ખરીદી આણેલી વહૂનાં પેલી કરતાં સારાં જતન થાય છે એ મેં મારી આંખે જોયું છે, કારણ કે એ વહૂ મરે તો એને ખરીદવામાં આપેલું પોટલું પાણીમાં ગયું એમ મનાય, જેમ નવું બંધાવેલું ઘર બળી જાય તેમ. કુળહીનોમાં વહૂઓ ભાગ્યેજ આત્મહત્યા કરે છે.

**નારીજનનાં બંડ**

સાસરીઆં દુઃખ દેતાં હોય તો આત્મહત્યા કરે, એ બેનો તરફ દરેક માણસને જરૂર સહાનુભૂતિ થાય. પણ એમ આત્મહત્યા કરવી એ કંઇ એ દુઃખનિવારણનો સાચો માર્ગ નથી. પતિને પોતે ન ગમતી હોય અને ઉપરથી સાસરિયાં તેના ઉપર દુઃખની ઝડીઓ વરસાવતાં હોય, તેવે પ્રસંગે બેનોએ રખાય એટલી ધીરજ રાખી એ સૌ સહન કરવું ઘટે. પણ જ્યારે એ ધીરજનોય છેડો આવે ત્યારે તે ઘેરથી નીકળી ચાલવું અને કૂવો શોધવા કરતાં કચેરીનો આશ્રય શોધવો. ત્યાં પતિ અને સાસરિયાં સામે ફરિયાદ કરી જીવાઇ મેળવી જુદું રહેવું. તે પણ ઠીક ન લાગે તો તે પતિ સાથેથી છૂટાછેડા લેઇ પુનર્લગ્ન કરી લેવું. આ અંકમાં પૃષ્ઠ ૧૭૫થી 'લગ્ન એક સમસ્યા' નામે લેખ છે. તેના લેખકે એકલા વર તરફજ દૃષ્ટિ રાખી લેખ લખ્યો છે અને અયોગ્ય લાગતી પત્ની હોય તો પતિએ ફરી બીજી પત્ની કરવી એમ હિમાયત કરી છે. પણ અયોગ્ય

પતિ હોય તેની પત્નીએ શું કરવું તેનો સાચો ઉપાય નથી દેખાડ્યો. એવી સ્થિતિમાં સ્ત્રીએ ફરી કેમ લગ્ન ન કરવું? તેવે પ્રસંગે ધીરજ ખૂટયે પત્નીએ છૂટાછેડા કરવા એજ સાચો માર્ગ છે. વડોદરા રાજ્યમાં તો છૂટાછેડાનો કાયદો છેજ અને બ્રિટિશ રાજ્યમાં પણ વહેલો મોડો થશે. વળી આજ અંકમાં પૃષ્ઠ ૧૬૭થી 'દામ્પત્યજીવનનો કલહ—લગ્નવિચ્છેદનો માર્ગ' વિષે લેખ છે. તેમાં લગ્નવિચ્છેદનાં—છૂટાછેડાનાં—અનિષ્ટ પરિણામો જણાવ્યાં છે, પણ અંતે તો એ વિચારક લેખક જે. એમ. કુમારપ્પાએ સાચીજ રીતે કહ્યું છે, કે "આમ છતાં ચોક્કસ સંજોગોમાં છૂટાછેડાની છૂટ રહેવી જોઇએ, અને દામ્પત્યજીવનના કલેશોને મૂળથી ડામવા માટે નવા માર્ગો યોજવા ઘટે." અને કૂવોહવાડો કરી આત્મહત્યા કરવા કરતાં તો છૂટાછેડા કરી ફરી લગ્ન કરવું એ અનેકગણું સારું છે, એની કોણ ના પાડી શકે એમ છે?

### કન્યાનાં બંડ

પણ લગ્ન થઇ ગયા પછી દુઃખી થયે આમ બંડ કરવું, એના કરતાં તો લગ્નજ જોઇ વિચારીને કરવું એ વધારે ઇષ્ટ છે. કન્યાપિતાઓએ હવે નવયુગ વિચારી લેવો ઘટે. ભણાવી કેળવીને તૈયાર કરેલી કન્યાની સંમતિ લીધા વિના કુળનાં આંધળિયાં કરીને તેને પરણાવી મારવી એ મહાભયંકર દ્રોષ છે, છતાં એવા પિતા નજ સમજે તો કન્યાએ હામ ભીડી તે પિતાને કહી દેવું કે તમારી આબરૂના સ્વાર્થને કારણે એમ તમે હોમશો ત્યાં હું હોમાવાની નથીજ. એમ કહીને તેણે પોતે વરની પસંદગી કરી લેવી. પરઠણ માગનાર વરને તો છાયે પણ ઊભા ના રહેવું. નાતમાં યોગ્ય વર ન મળે અને પરનાતનો યોગ્ય વર મળે તો તેની સાથે પણ લગ્ન કરવું. હવે નાતો તો તૂટવા માંડી છે અને તે આજે છે એ સ્વરૂપમાં ઝાઝુ કાળ નથીજ જીવવાની. "આપણી જ્ઞાતિની છોકરીઓ બંડ કરી ગમે તેની સાથે લગ્ન કરે તેમાં તે સુખીજ થશે એમ હું નથી માનતો," એમ ભલે ભાઇ ચિમનભાઇ કહે. પણ ત્યારે નાતમાં પરણેલી બેનો સુખીજ થાય છે એમ એ છાતી ઠોકીને કહી શકે છે? એમ હોય તો આ પ્રસંગકથાની શરૂઆતની બે પ્રસંગકથા તરફ એ ભાઇ નજર કરે. ત્યારે એવી બેનોએ શું કરવું એનો કંઇ માર્ગ એ ભાઇ બતાવે છે? મને તો એજ માર્ગ દેખાય છે કે કન્યાએ પિતાનાં આંધળિયાં ન સ્વીકારતાં, નાતમાં કે પરનાતમાં પોતાને યોગ્ય વર શોધી લેવો અને છતાંયે એ લગ્નજીવન ભાગ્યવશાત્ દુઃખી નીવડે તો આત્મહત્યા કરવા કરતાં છૂટાછેડા મેળવી પુનર્લગ્ન કરી લેવું. આ સિવાય બીજો માર્ગ નથી; ના, નથીજ.

### ખેડૂતની કંગાલિયત

"રાજકોટ, તા. ૨૨. દુષ્કાળ અને ઉપરાઉપરની બીજી આફતોએ કાઠિયાવાડના ખેડૂતને કેટલો કંગાળ બનાવી મૂક્યો છે, તેનું હુબહુ દશ્ય તાજેતરમાં રાજકોટની પ્રજાને જોવા મળ્યું છે. ગયે દુષ્કાળે ખેડૂતોનાં ખેતી ઉપયોગી ઢોરનો સોથ વાળ્યો છે અને ચાલુ વર્ષે અનિયમિત વરસાદ થવાથી પૂરતી પેદાશને અભાવે ખેડૂત પગભર થઇ શક્યો નથી, અને બળદો વસાવી શક્યો નથી. વધુમાં ખેડૂતને કુટુંબના નિર્વાહનો પ્રશ્ન મૂંઝવી રહ્યો હોવાથી પેટનો ખાડો પૂરવા માટે તેને બળદને બદલે જાતે ગાડીએ જોડાવું પડે છે. આ પ્રમાણે રાજકોટથી ૨૦ માઇલ દૂરના કેટલાક ખેડૂતો બળદને અભાવે પોતે જાતે ગાડે જૂતી રાજકોટના બજારમાં છાણાંનું ગાડું વેચવા આવતાં પ્રજામાં અનુકંપાની લાગણી પ્રકટી હતી. આ ખેડૂતોને છાણાંનો રૂા. દોઢ ઉપજ્યો હતો, જેમાંથી રૂા. એક તો દરબારી દાણમાંજ ચાલ્યો ગયો! (ગુજરાત સમાચાર, તા. ૨૪:૧૨:૧૯૪૦) ઉંધિયું અને પોંક તૈયાર થતાં ખેડૂતના સુખી જીવનનાં ગીતડાં ગાતા ને આનંદે ઝૂલતા કવિઓ, ખેડૂતના જીવનનાં આ દુઃખ સામે જરા નજર તો કરો! અરે રે! જગતના તાત કહેવાતા ખેડૂતની આ શી દશા!

### ગુજરાતનો ખેડૂત

કાઠિયાવાડમાં ખેડૂત જે દુઃખદ સ્થિતિમાં આવી પડ્યો છે, તે સ્થિતિ તરફ ગુજરાતનો ખેડૂત આજે ધકેલાતો જાય છે. આ ખેડા જિલ્લામાંજ આજે ખેડૂતની એ દશા આવી બેઠી છે કે આ વર્ષે બરાબર પાક ઊતર્યો નથી, છતાં આનાવારીઓ ભારે થઇ છે એમ જિલ્લાના એકે એક તાલુકામાં ખેડૂતો બૂમ મારી ઊઠયા છે. બોરસદ તાલુકાના ખેડૂતોએ તો પોતાની સ્થિતિનાં દુઃખ રડવા માટે ગઇ તા. ૨૪:૧૨:૧૯૪૦ને રોજ બોરસદમાં લોકનાયક શ્રી. દાદુભાઇ દેસાઇને પ્રમુખપદે પરિષદ ભરી હતી. તેમાં થએલા ઠરાવો ઉપરથી જણાય છે કે તાલુકામાં એક વાર આનાવારી થએલી, ત્યાર પછી માવઠું થઇને પાકને નુકસાન થએલું. એ સ્થિતિમાં આનાવારી ઘટવી જોઇતી હતી, છતાં ઊલટી મામલતદારે આનાવારી વધારી! વળી યુરોપના વિગ્રહને કારણે સરકારે ખેતીની પેદાશોના ભાવ ઉપર અંકુશો મૂકયા છે, તેથી ખેડૂતની પેદાશ ૩૦થી ૪૦ ટકા ઘટી ગઇ છે. છતાં આનાવારી વધારી છે. આ બાબત કલેકટરને મળવા પ્રમુખ શ્રી. દાદુભાઇ દેસાઇ ગયા હતા. મુલાકાતને પરિણામે કલેકટરે ડેપ્યુટી કલેકટરને તે બાબત તપાસ કરવા ને ઘટતું કરવા સૂચના કરી. પણ તેનું કંઇ પણ આશાજનક પરિણામ નથી આવ્યું. અને તેથી

એ તાલુકાના ખેડૂતો ફરી બીજી પરિષદ ભરવાનો વિચાર કરી રહ્યા છે.

### કલેક્ટરના જવાબથી નિરાશ થએલા ખેડૂતો

માત્ર બોરસદના જ નહિ, પણ જિલ્લાના સૌ તાલુકાના લોક આ વર્ષે પાક પૂરો નહિ ઊતર્યાથી અને આનાવારી ભારે મુકાયાથી જમીનમહેસૂલ ભરવાને અશક્ત બની ગયા છે. "નડિયાદ, તા. ૧૬. તા. ૧૪:૧:૧૯૪૧ના રોજ માતર તાલુકાનાં ઊંઢેળા, માછીએલ, રઘવાણજ, કઠોડા તેમજ બોરસદ તાલુકાનાં સુણાવ, વાસણા, વગેરે ગામોના ખેડૂતો વધુ પડતી આનાવારી સામે જિલ્લાના વડા હાકેમ કલેક્ટર સાહેબની મુલાકાતે ગયા હતા. કલેક્ટર સાહેબે આ ખેડૂતોને જણાવ્યું કે મામલતદારે જે આનાવારી કરી છે તે બરાબર છે. જિલ્લાના વડા હાકેમના આ જવાબથી ખેડૂતો નારાજ થયા છે અને પરિણામે તેઓ પોતાની શક્તિ ન હોવાને કારણે વધારાનું મહેસૂલ ન ભરવાનો નિર્ણય કરે તેમ લાગે છે. સંધાણા, ઊંઢેળા, વગેરે ગામોના ખેડૂતોએ ઉ. વિ.ના કમિશ્નર સાહેબને આનાવારીની બરાબર તપાસ કરી યોગ્ય ન્યાય કરવાને તારો મૂક્યા છે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૮:૧:૧૯૪૧). નિર્ધન ખેડૂત પૂરું જમીનમહેસૂલ ન ભરવાનો નિર્ણય કરે નહિ તો બીજું કરે પણ શું? સરકાર સામે સત્યાગ્રહ માંડી મહાસભા પ્રજાપ્રિયતા મેળવતી જાય છે, તેવા દિવસોમાં સરકાર પણ જમીનમહેસૂલ હળવું કરીને લોકપ્રિયતા મેળવે તો?

### સરકારી કુહાડાનો પાટીદાર હાથો

"અમલદારો સાથે ફરીને પાકની ખોટી આનાવારી કરવા માટે, ઉમરેઠના પાટીદારોની તાજેતરમાં મળેલી સભાએ ઉધરાત પટેલને રૂા. ૩૦૧નો દંડ કર્યો છે, અને જો આ દંડ ભરવામાં ન આવે તો એને નાતબહાર મૂકવાનો અને તેની સાથેનો બધો વ્યવહાર તોડી નાખવાનો ઠરાવ કરવામાં આવ્યો છે. વિગત એવી છે કે ખેડા જિલ્લામાં આ વર્ષ નબળું હોવા છતાં તાજેતરમાં આંકવામાં આવેલી આનાવારી સામે ખેડૂતોનો સખ્ત પોકાર ઊઠ્યો છે. અને ઢોઢા મહેસૂલભરણા અંગે વિચાર કરવા માટે ઉમરેઠના પાટીદારોની એક વિરોધ સભા શ્રી. મરઘાભાઇ શનાભાઇને પ્રમુખપદે મળી હતી, જેમાં ઉપર મુજબનો નિર્ણય થયો છે" ('કર્મભૂમિ,' તા. ૭:૧:૧૯૪૧). પોતાના સ્વાર્થને માટે આખી પ્રજાનો વિનાશ કરનારને આથીયે વધુ સજા થવી ઘટે.

### વડોદરાનાં વિલાસ-રમકડાં

વડોદરા રાજ્યમાં પણ ખેડૂતોની એ જ દશા છે. મહેસાણા અને અમરેલી પ્રાન્તના ખેડૂતો જમીનમહેસૂલ ભરવાની પોતાની અશક્તિ વિષે સખી પોકાર

મારી રહ્યા છે. પણ ત્યારે ત્યાંના મહારાજા સાહેબ તો વિલાસ માણી રહ્યા છે! "વડોદરા, તા. ૧૭મી જાનેવારી. ના ગાયકવાડનાં બાળકોને રાજમહેલથી સ્કૂલે લેઇ જવા માટે તાજેતરમાં રાજમહેલથી સ્કૂલ સુધીની ૭ માઇલમાં એક રમકડાં જેવી નાની રેલ્વે લાઇન બાંધવામાં આવી છે. આ ટ્રેનમાં બે ડબ્બાઓ છે, જે ત્રણ ફીટ પહોળા અને ૧૨ ફીટની લંબાઇના છે. એન્જીન પણ એવું જ નાનું અને ચાર ફીટ ઊંચાઇનું છે. આ બાંધવામાં રૂ. ૬૦ હજારનો ખર્ચ કરવામાં આવ્યો છે. અને પેલેસના મોજશોખમાં આથી એક વધારો કરવામાં આવ્યો છે. ગઇ તા. ૧૧મી જાનેવારીને રોજ આ બાળ-ટ્રેને પોતાનો પ્રથમ પ્રવાસ કર્યો હતો. રાજમહેલથી મોતીબાગ પ્રિન્સીસ સ્કૂલ સુધી ના. મહારાજા સાહેબ, રાજકુમાર અને રાજકુમારીઓ સાથે ગયાં હતાં. આ બચુકડી રેલ્વે લાઇન ઉપર ૭ નાનાં નાનાં સ્ટેશનો રાખવામાં આવ્યાં છે" ('મુંબઇ સમાચાર,' તા. ૧૮:૧:૧૯૪૧). આ રૂ. ૬૦ હજાર જેટલું જમીનમહેસૂલ ઓછું કરવામાં આવ્યું હોત તો કેટલાય ખેડૂતોનું ભારણ ઓછું થયું હોત. પણ રાજાને ખેડૂત વહાલો હોય કે પોતાના રાજકુમારો વહાલા હોય? રાજાએ સમજવું ઘટે કે ખેડૂત કમાઉ દીકરો છે, રાજકુમાર તો ખર્ચાઉ દીકરો છે! અહુણા વળી રાજાના જન્મમહોત્સવને પ્રસંગે રાજકુટુંબે અને અમલદારવર્ગે ખુબ આનંદ માણ્યો, તેમાંયે પ્રજાવર્ગ માટે કંઇ આનંદયોજના નહોતી કે નથી કંઇ બક્ષિસથી પ્રજાને ખુશ કરી! આત્માનંદના આવા દિવસો, પ્રજાના સાથ વિના, કેટલા ચાલશે?

### વળી તીડના હુમલાનો ભય

"ન્યુ દીલ્હી, તા. ૧૮મી જાન્યુઆરી. એક સરકારી યાદીમાં જણાવવામાં આવ્યું છે કે આ વર્ષે હિંદમાં તીડનો ભારે ઉપદ્રવ થવાનો ભય ઝઝુમે છે. ભૂતકાળમાં તીડોએ ઘણા મોટા વિસ્તારમાં પાકને સાફ કરી નાખ્યો હતો. તીડના આ હુમલા સામે જરૂરી સાવચેતીના ઉપાયો દર્શાવનારી એક પુસ્તિકા ખેતીવાડીખાતાની શાહી કાઉન્સિલ તરફથી બહાર પાડવામાં આવેલી છે. આ પુસ્તિકામાં તીડો ઉપર કેમ અંકુશ મેળવવો તેને લગતી બધી માહિતીઓ આપવામાં આવી છે. આ પુસ્તિકા ઇમ્પિરિયલ કાઉન્સિલ ઓફ એગ્રીકલચર રીસર્ચ(ન્યુ દીલ્હી)ના સેક્રેટરી પાસેથી અથવા પ્રાન્તિક સરકારોના અને રાજ્યોના ખેતીવાડીખાતાના વડા પાસેથી મફત મળી શકશે" ('મુંબઇ સમાચાર,' તા. ૨૦:૧:૧૯૪૧). ખેડૂતના દુઃખનો તે કંઇ પાર છે?

### ખેડુત માટે ગ્રામોદ્યોગો

મુંબઇની જુદી જુદી હિંદુ, મુસ્લીમ, પારસી, વગેરે વિદ્યાર્થી સંસ્થાઓએ

| | | |
|---|---|---|
| શ્રી એક સદ્‌ગૃહસ્થ, હા. શ્રી. મનુભાઇ, વિદ્યાર્થિઓના પ્રવાસમાં મળેલા | | ૧૫-૦-૦ |
| ,, ઉમેદભાઇ નારણભાઇ પટેલ | નાપાડ | ૧૨-૦-૦ |
| ,, ભુલાભાઇ વલ્લભભાઇ ,, | ,, | ૧૧-૦-૦ |
| ,, કાળિદાસ અજુભાઇ | ,, | ૫-૦-૦ |
| ,, ખેડા જિલ્લા ખાદી મંડળ, ગાંધી સપ્તાહમાં હરીફાઇમાં મળેલા બે બેનોના ઇનામના | ખોચાસણ | ૫-૦-૦ |
| ,, ચંદુલાલ છગનલાલ શાહ | નાપાડ | ૫-૦-૦ |
| ,, નાથાભાઇ દેસાઇભાઇ પટેલ | ,, | ૫-૦-૦ |
| ,, ફુલાભાઇ ડુંગરભાઇ | ,, | ૫-૦-૦ |
| ,, મોતીભાઇ ફકીરભાઇ બારૈયા | ,, | ૫-૦-૦ |
| ,, મણિબેન | ,, | ૨-૦-૦ |
| ,, લખીબેન | ,, | ૨-૦-૦ |
| ,, ત્રિભુવનદાસ બાપુજી શાહ | વાલોડ | ૨-૦-૦ |
| ,, નાથાભાઇ મોતીભાઇ | નાપાડ | ૨-૦-૦ |
| ,, શિવાભાઇ ગેંદાલભાઇ બારૈયા | ,, | ૨-૦-૦ |
| ,, સોમાભાઇ શનાભાઇ પટેલ | ,, | ૨-૦-૦ |
| ,, જેઠાલાલ શાહ | ,, | ૧-૦-૦ |
| ,, ચતુરભાઇ ગોકળભાઇ ભોઇ | ,, | ૧-૦-૦ |
| ,, ચતુરભાઇ ભીખાભાઇ | ,, | ૧-૦-૦ |
| ,, ફુલાભાઇ ગોકળભાઇ ભોઇ | ,, | ૧-૦-૦ |
| ,, ભગાભાઇ વસનભાઇ | ,, | ૧-૦-૦ |
| ,, માનસંગ નારસંગ | ,, | ૧-૦-૦ |
| જરેલા હા. શ્રી. દેસાઇભાઇ | | ૦-૪-૦ |
| | | રૂા. ૩૦૧૭૨-૪-૦ |
| ભાદરવાના અંકમાં પત્રિકા નં. ૨માં સ્વીકારેલા | | રૂા. ૫૧૨૩૫-૧૪-૩ |
| | | કુલ રૂા. ૮૧૪૦૮-૨-૩ |

વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ,
નડીઆદ, તા. ૧૭ : ૧ : '૪૧

દેસાઇભાઇ નાથાભાઇ પટેલ
અંબાલાલ પ્રભુદાસ ચોકસી
મંત્રીઓ

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે શ્રી. દેસાઇભાઇ નાથાભાઇ પટેલ માટે છાપી. તા. ૨૨-૧-'૪૧

Reg. No. B. 1785

૧૯૯૭ 卐 ફાગણ

# 卐 પાટીદાર 卐

વર્ષ ૧૮ 卐 અંક ૫

જેમ, પાપકર્મથી—અંગ્રેજોને મારીને—ખરું સ્વરાજ્ય નહિ મેળવાય તેમજ હિંદુસ્તાનમાં કારખાનાં ખોલવાથી પણ સ્વરાજ્ય નથી મળવાનું. સોનુંરૂપું એકઠું થશે તેથી કંઈ રાજ્ય નથી મળવાનું. આ વાત રસ્કિને આબેહૂબ સાબિત કરી આપી છે. યાદ રાખવાનું છે કે પશ્ચિમના સુધારાને માત્ર સો વર્ષ થયા છે. ખરું જોતાં પચાસ ગણાય. તેટલામાં તો પશ્ચિમની પ્રજા વર્ણસંકર જેવી જોવામાં આવે છે. યુરોપની જે દશા છે તેવી હિન્દુસ્તાનની કદી ન થજો એમ અમે માગીએ છીએ. યુરોપની પ્રજાઓ એક પ્રજાની ઉપર ટાંપીને બેઠી છે. માત્ર પોતાના દારૂગોળાની તૈયારીથીજ બધા ચુપચુપ છે. કોઈ વેળા જબરદસ્ત ભડકો થશે ત્યારે યુરોપમાં દોઝખ નજરે દેખાશે. યુરોપનું દરેક રાજ્ય કાળા માણસોને પોતાનો ભક્ષ ગણી બેસે છે. માત્ર પૈસાનોજ લોભ છે ત્યાં બીજું થવાનો સંભવ હોય નહિ. તેમને એક પણ મુલક જોવામાં આવે તો કાગડા જેમ માંસ ઉપર કૂદી પડે છે તેમ તેઓ કાગડાની માફક તે મુલક ઉપર કૂદી પડે છે. આવું તેઓનાં કારખાનાંને લીધે છે એમ માનવાને કારણ છે ('સર્વોદય': પરથી). ગાંધીજી

તન્ત્રીઃ નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

## સમાવેશ





બેનોને, વિદ્યાર્થીઓને અને ગુજરાતી શાળાના શિક્ષકોને ઓછે લવાજમે 'પાટીદાર' આપવાના ફંડમાં ઉમંગથી સોજીત્રા વાળા ભાઇ શિવાભાઈ શંકરભાઈ પટેલે રૂા. ૨૫-૧૨-૦, અને કિસુમુથી ભાઇ શિવાભાઇ ઉ. પટેલ તથા ભાઇ કાશીભાઇ જેઠાભાઇ પટેલ, એ દરેકે શિ. ૩ (=રૂા. ૨) મોકલ્યા છે, તે ઉપકાર સહિત એ ફંડ ખાતે જમા કર્યા છે. જે ભાઇબેનોને એ રીતે અને જે બેનોને વિનાલવાજમે 'પાટીદાર' જોઇતું હોય તે પોતાને હાથે અહીં લખી જણાવે

* * *




આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને જીજીભા નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૨:'૪૧.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૭ | આણંદ | ફાગણ
વર્ષ ૧૮ | | અંક ૫

## વેરવૃત્તિ

[સ્વતંત્ર છતાં ગયા અંકના 'આવું' થાય તો!'ના અનુસંધાન તરીકે–લેખક.

ગેમા કોળીને અને તેના ત્રણ સાથીદારોને જગજીવનની તમાકુ કાપી નાખ્યાના આરોપસર ચોરામાં આણ્યા હતા.

છોટાભાઇ મુખી ચોરામાં બેઠા બેઠા બોલતા હતા: 'આ વખતે તો એને બગાબર પાંસરો કરો કે ફરીથી એ ભૂલી જાય.'

વીરાભાઇ અમસ્તા અમસ્તા દંડો ઉગામી કહેતા: 'સરકાર તો પાંસરો કરતાં કરશે, પણ આપણેજ અહીં આદાપાક આપોને કે જિંદગીની એ ભૂલી જાય.'

નરેન્દ્રે કહ્યું: 'મારવાની શી જરૂર છે? કાયદેસર જે સજા થવાની હશે તે થશે.'

છોટાભાઇએ લાકડી જમીન ઉપર પછાડતાં કહ્યું: 'તમે અંગ્રેજી ભણેલા કાયદો સમજો. અહીં તો ચૌદમા રતનથી થાય તે ખરૂં.'

વીરાભાઇ: 'કાળી•••કોળાની જાત! •••કાચા સોના જેવી તમાકુ કાપી નાખતાં પાછું વાળીય જોતી નથી ને પછી એમને મારતાં દયા શી?' અને તે દંડો લેઇ બહાર બેઠેલા ગેમા તરફ ધસ્યા.

પણ વીરાભાઇ મારે તે પહેલાં છોટાભાઇ બોલી ઊઠ્યા: 'રહેવા દો, વીરાભાઇ! પોલીસ આવશે એટલે એની મેળે સીધા કરશે.'

એ કહી શીખામણનો સ્વીકાર કરી વીરાભાઇ પાછા વળ્યા ને બોલ્યા: 'એના વગર એ પાંસરા ય નહિ થાય.'

એક વીઘું તમાકુ—જેની ઓછામાં ઓછી સો દોઢસોની કિંમત ગણાય, એટલું નુકસાન કર્યા છતાં ગેમો જાણે ગુનો જ ન કર્યો હોય તેમ નિશ્ચિંત લાગતો હતો. અહીં ભાંજગડ કરી ખોરી ખાળવાનું વલણ બે ચાર વાર છોટાભાઈ મુખીએ ઉથાપી જોયું, તોય ફરિયાદી પક્ષે માન્યું નહિ; એટલે એમણે ફોજદારને તેડાવ્યા.

પોલીસખાતું પૂરી હકીકત સાંભળ્યા વગર રજૂ કરેલા ગુનેગારને પ્રથમ તો ગાળોનાં સ્વસ્તિવાચન સંભળાવે છે, ને નિયમે હસન જમાદારે ગેમાને અને તેના સાથીદારોને મા-બેન સુધી સંભળાવી દીધી. ગેમાની જીભ મોંમાં રહી રહી સળવળતી હતી, તે મુખીની ચકોર આંખે જોઈ લીધું. એમણે સાન કરી ફોજદાર સાહેબને ઓરડીમાં બોલાવ્યા. ગુનેગાર હોય તેમ અચકાતે અચકાતે વાત કરી.

છેવટ વાતનો છેડો લાવતાં એ બોલ્યા: 'આપનો ફેરો ખાલી નહિ જાય.'

પણ એ મોઘમ વાતને ચોકખી કરવા ફોજદારે કહ્યું: 'એ લોકો ઝટ સમજે તેમ લાગતું નથી.'

મુખી નરમ થઈ બોલ્યા: 'ગમે તેમ કરી અહીં જ માંડવાળ કરી નાખજો. નુકસાન બદલ બે પાંચ રૂપિયા વધારે આપવા પડે તો વાંધો નહિ. પણ સાહેબ, કેસ આગળ ન જાય એટલું જોવાનું છે.'

'એ તો બધું થઈ રહેશે. નહિ માને તોય એ શું લાટા કાઢવાના છે? એમના માક્ષીપૂરાવા તોડી નાખતાં કયાં નથી આવડતું?' ફોજદાર સાહેબે પોતાની મહત્તા બતાવી.

પણ કેમનું કાગળિયું કોર્ટે ચઢે એ તો મુખી વેઠવા તૈયાર ન હતા. તેમણે કહ્યું: 'ના, ના, ત્યાં ઘડાના કળશિયા કરવા પડે એના કરતાં અહીં જ એનું મૂળ દાટી દેવું સારું છે.'

છોટાભાઈને બીક હતી કે નરેન્દ્ર અંગ્રેજી ભણેલો, ગાંધી પક્ષનો, અને પ્રધાનો એમના, એટલે સિફારસ લગાવે તો માર્યા જ જઈએ. જોકે નરેન્દ્રની કલ્પનામાંય આમાંનું કશું ન હતું. પરંતુ ગુનેગાર કાયદાની સજા કરતાં પોતાની કલ્પનાની સજા ઘણી વખત વધારે ભોગવે છે. પણ ગુનેગાર મુખી હતા કે ગેમો?

ફોજદારે કહ્યું: 'તમે તમારે નિશ્ચિંત રહોને, એ તો સૌ કરીશું, પણ... પણ...'

અનુભવથી ટેવાએલા મુખી સમજી ગયા: 'સાહેબ! મેં ના કહ્યું, કે ફેરો ખાલી નહિ જવા દઉં?'

ફોજદાર વધુ આગ્રહ ન કરતાં જવાર આવ્યા અને આરોપીને મતાવી રહેલા જમાદારને બૂમ પાડીઃ 'દસન! મરવા દે સાલાને! પછી એમનો ઘાટ ઘડીએ છીએ.' અને ખુરશી ઉપર બેસતાં એમણે જગજીવનને પૂછ્યું: 'તમારું નામ શું?'

એ કહે તે પહેલાં મુખીએ કહ્યું: 'જગજીવન.'

'બોલો. જગજીવનદાસ! તમારે હવે આનું શું કરવું છે?' ફોજદાર સાહેબે પૂછ્યું.

એ બોલે તે પહેલાં જેસંગભાઈ બોલી ઊઠ્યા: 'સાહેબ! તમે કહેશો એમાં એ ના પાડે એમ નથી.'

વીરાભાઈએ નરેન્દ્રને બતાવતાં કહ્યું: 'સાહેબ! આ એમનો દીકરો—નરેન્દ્ર તો ગાંધી મહાત્મામાં ભળેલો છે; તે તો ઊલટો મારવાનુંય ના કહે છે.'

મુખીએ ટાપસી પૂરી: 'એ તો પોતાને મારો એટલે બધાને સારા દેખે, પણ એ હરામીઓને તો મારે જ પાર! એમાં જગજીવનને શું પૂછો છો? એમને તો બે ત્રણ મહિના ચૂનો ટીપવા મોકલ્યા વગર એ સીધા થવાના નથી.'

બધો તમાસો જોઈ રહેલો નરેન્દ્ર ધીમું હસ્યો. એના મનમાં થયું: 'શહેરી લોકો કયા અનુભવ ઉપરથી કહેતા હશે, કે ગામડાના લોકો મુત્સદ્દી નથી!'

જગજીવન ન બોલ્યા એટલે ફોજદાર સાહેબે—નરેન્દ્ર ગ્રેજ્યુએટ છે એમ જાણેલું એટલે—સભ્યતાથી પૂછ્યું: 'કેમ નરેન્દ્રકુમાર! તમે શું માનો છો?'

એ જવાબ આપવા જાય તે પહેલાં મુખી બોલી ઊઠ્યા: 'સાહેબ! એની તો વાત જ ન કરશો. એ તો એમ કહેતાંય પાછો પડે એવો નથી, કે એ અજ્ઞાન લોકોએ ભલે નુકસાન કર્યું—જવા દો. કોક દિવસ એમને પશ્ચાત્તાપ થશે. પણ એવું કરીએ તો લોકો માથે ચઢી વાગ્યા વગર રહે?'

હવે નરેન્દ્ર બોલ્યો: 'ગુનેગારે કયા ઇરાદાથી ગુનો કર્યો છે એ જાણ્યા પછી એનું એ પગલું સ્વાભાવિક લાગે, તો હું મને માથામાં ડાંગ મારનારનેય જવા દેવામાં પાછો નહિ પડું.'

પોતે ધારેલી મુર્ખાઈ નરેન્દ્ર કરી બેઠો માની ચિંતામાં પડેલા મુખી ખંડખડ હસી પડ્યા. 'હું શું કહેતો હતો, સાહેબ! એ તો છોડી મૂકવા રાજી છે, પણ અમે ના કહીએ છીએ.'

નરેન્દ્રને લાગ્યું કે હવે તેમની ખોટી ચાલાકી ચાલવા દેવાની જરૂર નથી. એ બોલ્યો: 'પણ આમાં એણે કઈ વૃત્તિથી ગુનો કર્યો છે એ હું સમજી શકતો નથી, એટલે કામ ચલાવીનેય જાણવા પ્રયત્ન કરીશ.'

ફોજદાર: 'એટલે તમે કેસ આગળ ચલાવવા જ માગો છો?'

નરેન્દ્ર: 'આરોપીએ કયા ઇરાદાથી ગુનો કર્યો છે, એ ન કહે તો બીજો શો ઉપાય?'

ફોજદાર: 'તમારી જોડે એને કશી અદાવત નથી?'

નરેન્દ્ર: 'હોવાનું કંઇ કારણ નથી.'

છોટાભાઇ વચમાં બોલ્યા: 'સાહેબ! એ વરણને તો અમરતું'ય વાંકું પડે. કોઇ દહાડો દાણા ઉધાર માગ્યા હોય ને ના કહ્યું, તોય રાંડું પડે. એમની વરણને પૂછડું નથી એમ અમરતુ કહ્યું છે? પાઇ સારૂં પાંચસોનું નુકશાન કરી બેસે.'

જગજીવને કહ્યું: 'અમારે એની સાથે એવો સંબંધ જ નથી.'

નરેન્દ્ર બોલ્યો: 'ખેતરમાંથી ઘાસ–અનાજ ચોરી જાય એ સમજી શકાય. પણ પોતાના દેખીતા કોઇ સ્વાર્થ વિના નુકશાન કરે એની પાછળ કોઇ ઉદ્દેશ તો હોવો જ જોઇએ.'

ફોજદારને હવે ગેમાને પૂછ્યા સિવાય છૂટકો ન હતો. એમણે પૂછ્યું: 'કેમ, તેં તમાકુ વાઢી?'

ગેમો શું જવાબ આપે છે તે સાંભળવા મુખી અને તેમના સાથીદારો એકીટશે જોઇ રહ્યા, પણ ગેમો કંઇ બોલ્યો જ નહિ.

ફોજદારે બીજો પ્રશ્ન કર્યો: 'તારે કશું વેર છે?'

આ વખતે ગેમો શાન્ત ન રહી શકયો. હજુ ગઇ કાલે જ નરેન્દ્રે એને લાભ કરી આપ્યો હતો. સરકારે નીમેલી 'ઋણ-રાહત સમિતિ' આગળ ગામના સભ્ય તરીકે નરેન્દ્ર વગર કોઇ સભ્ય વાડીલાલ શેઠને ખોટું લગાડી ગેમાને ન્યાય અપાવે તેમ ન હતું. શેઠે આંકેલી મિલકત ખોટી હતી એમ કહી એનો પક્ષ નરેન્દ્રે ન લીધો હોત તો એના બસો રૂપિયાના સો રૂપિયા ન થાત. અને શેઠે પચાસ પચાસના બે હપ્તા કરવાનું કહ્યું ત્યારેય એ તરત બોલી ઉઠ્યો કે કઇ આવક ઉપર એ એટલા ભારે હપ્તા ભરી શકશે? એટલે પચીસ પચીસના ચાર હપ્તા થયા. પંદર દહાડા પછી એ નરેન્દ્રની તમાકુ કાપવા જતાં એના પગ પાછા પડતા હતા. પણ જેને માટે આવાં કેટલાંય કૃત્ય કર્યાં હતાં તેને સંતોષવા ખાતર એ કર્યે જ છૂટકો હતો. અને તેમાંય રાત્રે કાપતાં એ પકડાઇ ગયો ત્યારે એના હૃદયને થયું: 'ગઇ કાલે જ વગર કહે જેણે ગણ કરી આપ્યો છે એનો અવગણ કરનારને ભગવાન સાંખી રહે?' અને એ તથા એના માણસો પકડાઇ ગયા. એનો પોતાનો પ્રશ્ન

હોત તો ક્યારનોય એ ગુનાનું કારણ કહી દેત. પણ એવું હોત તો એ ગુણ ઉપર અવગુણ કરવા જાતજ શું કરવા? છતાં હવે તેનું હૃદય વધુ કૃતઘ્ન થવા માગતું ન હતું. ફોજદાર સાહેબના ઉત્તરમાં તેણે માથું ધુણાવી વેરનો ઇન્કાર કર્યો.

નરેન્દ્ર બોલી ઊઠ્યો: 'જોયું સાહેબ! એને વેર નથી એટલે એના ગુના પાછળ કંઇક ગંભીર સત્ય છુપાયું છે કે નહિ?'

એ ગંભીર સત્ય આમ તો ફોજદાર ને નરેન્દ્ર બંને જાણતા હતા. ફેર એટલોજ કે એક એને છુપાવવા માગતો હતો, બીજો ઉઘાડવા.

નરેન્દ્રના વ્યક્તિત્વ આગળ ફોજદાર સમજી ગયા કે ગામડાંના લોકોને—પછી એ ફરિયાદી હોય તોપણ મળેલી લાંચની લીધે એની સત્ય વાતને—દાબી દેવાય છે; છેલ્લો ઉપાય, ધમકાવીનેય સત્યને નુકસાન કરી પોતાનું ધાર્યું કરી શકાય છે. પણ એમ અહીં બને તેમ ન હતું.

એટલે એમણે ગુનેગાર તરફ કડક વર્તન બતાવ્યું: 'સાચું બોલ, હરામખોર! તારે વેર નથી તો શા માટે ગુનો કર્યો?'

એ કશું ન બોલ્યો એટલે ફોજદાર હંટર લેઇ ઊભા થયા. જોકે એ જાણતા હતા કે મારથી તો ઊલટી જે વાત એ ઢાંકવા માગતા હતા તે ઊઘડે તેમ હતી. પણ પોતાનું બિનપક્ષપાતી વલણ બતાવ્યાનો ડોળ તો કરવો પડે ને?

એમણે હંટર ઉગામ્યું એટલે ગેમો બોલી ઊઠ્યો: 'સાહેબ, બે મારી લો ને, એટલે પાપ ઓછું થાય.' એના હૃદયમાં અત્યારે પશ્ચાત્તાપનું ઝરણું વહેતું હતું. પણ સાહેબને એની ક્યાંથી ખબર પડે?

એમણે તો હંટર નચાવતાં કહ્યું: 'એ તો સળિયા પાછળ જઇશ એટલે બધું પાપ જતું રહેશે.'

મુખી એ વાતચીત આગળ ચાલે તેમ ઇચ્છતા ન હતા. તેમણે કહ્યું: 'સાહેબ, એ મૂરખા જોડે શીદ માથું ફોડો છો. આપણે જે કરવું હોય તે કરો ને.'

ફોજદાર ખુરશી ઉપર બેઠા. જગજીવનને એમણે પૂછ્યું: 'તમારે ઘરમેળે નિકાલ નથી કરવો, એમ ને?'

મુખી બોલી ઊઠ્યા: 'એમને કોર્ટનો ક્યાં અનુભવ નથી? ખરચપાણીના રોળ વળે, સાક્ષીઓને મુદતે મુદતે લેઇ જવા પડે; ને મળવાની ત્યારે ધૂળ!'

ફોજદારે સલાહ આપી: 'તેથી તો હું પ્રથમથીજ પૂછું છું ને.'

નરેન્દ્રે ચોકખું કહી દીધું: 'હું કોર્ટબાજીમાં માનનો નથી. છતાં અમુક વખતે સત્ય ખુલ્લું કરવા પૂરતું ય અનિષ્ટને અનિવાર્ય માનવું પડે છે. એની પાછળનો ભેદ ન ખૂલે તો બીજો કોઇ ઉપાય નથી.'

ફોજદારે પોતાને કંઇ વાંધો નથી એમ બતાવી ચર્ચા બંધ કરી. મુખીયે સમજી ગયા કે ભેદ ખૂલી ગયો છે, ફક્ત મોંએથી કોઇ નામ નથી દેતું એટલું જ.

ફોજદારે મુખીને અંદર લેઇ જઇ પૂછ્યું: 'બોલો, હવે શું કરવું છે?'

કપડાંમાં તો સર્વ નગ્ન છે, છતાં જગત કપડાં પહેરી નગ્નતા ઢાંકે છે. જોકે દરેકને નગ્નતાનો ખ્યાલ છે, છતાં એને ઉઘાડવા કોઇ તૈયાર છે? એમ ભલેને ગુપ્ત રીતે બધા જાણતા હોય, પણ એ કૃત્ય પાછળ પોતાનો હાથ છે એવું ઉઘાડું પડવા દેવા મુખી ઇચ્છતા ન હતા. એમણે છેલ્લું કહી દીધું: 'જવા દો આગળ ત્યારે.'

મુખીએ બીજા મારફત ગેમાને જામીન ઉપર છોડી મંગાવ્યા પછી એમણે આગળનો પાઠ ભજવવા માંડ્યો. છોટાભાઇએ કહ્યું: 'ગેમા, ગમે તેમ થાય તોય અમારું નામ ન આવવું જોઇએ. કોર્ટમાં વકીલ ગમે તેટલા આડાઅવળા સવાલો કરે, કોના કહેવાથી તેં આ કામ કર્યું એમ ગમે તેટલી વાર પૂછે; પણ તારે અમારું નામ ન દેવું.'

નરેન્દ્રે પોતાને ઉપકાર કર્યો છે એમ માનતો ગેમો બોલ્યો: 'મેં તો તમને પહેલેથી ના કહ્યું હતું કે આટલું કામ મને ના કહેશો......'

કરતાં તો કરી બેઠા પણ હવે પસ્તાતા છોટાભાઇ અકળાઇ ગયા: 'ભોગ લાગ્યા તને કહ્યું તે! રડનો જાય તે મુઆની ખબર વિના બીજી શી લાવે?'

ગેમાએ કહ્યું: 'કાળી રાતે આટલાં તમારાં કામ કર્યાં છે, છતાં માણસને તો શું, પણ જાનવરનેય જાણવા દીધું છે? પણ આ તો ગઇ કાલનો ગણ ભૂલી અવગણ કરવા જઉં તે ભગવાન સાંખે? નહિ તો ગેમો કો'દિ પકડાયો છે?'

છોટાભાઇ: 'હું કાગડા જેવો છું તોય છેતરાઇ ગયો. તું નીકળ્યો ને તરત ચુનીભાઇ ફાનસ લેઇને અહીં થઇને નીકળ્યો. પણ હું એટલો ભોળો બની ગયો કે એમ એને શાનો વહેમ આવવાનો છે? પણ એય ગામમાં કાગડો પાકયો છે. એ ચેતી ગયો, નહિ તો રાત્રે તમને કોણ પકડવાનું હતું?'

ગેમો તો એકજ વાત પકડી રહ્યો: 'એ કંઇ હું ના સમજુ. ગણ ઉપર અવગણ કર્યો એનું આ ફળ.'

છોટાભાઇએ ચોખવટ કરી: "જો તને કહી દેઉં. એ અમારું નામ

દેવડાવવા નને બીક બતાવશે: 'જેલમાં જઇશ તો તારાં બૈરી-છોકરાં રવડી જશે. દંડ થશે તે કયાંથી ભરીશ?' પણ એની બીક રાખીશ નહિ. એકથી હજાર સુધી થશે તોય ભોગવનારા બેઠા છીએ. અમે છીએ ત્યાં સુધી બૈરાં-છોકરાંની તારે શી ફીકર છે?"

ગેમો મગજમાં કંઇ ગોઠવતો હોય તેમ વિચાર કરતો હતો. છોટાભાઇએ છેવટ પૂછ્યું:"'શું કહ્યું? કાપીને કટકા કરી નાખે, પણ અમારૂં નામ ન આવવું જોઇએ.'

ગેગાએ નક્કી કર્યું હોય તેમ જવાબ આપ્યો: 'સારૂં.'

અને આવ્યો હતો તેમ એ છોટાભાઇના ઘરમાંથી નીકળી અંધકારમાં ઓગળી ગયો.

* * *

ઋણ-રાહત સમિતિના પંચમાં નરેન્દ્રે જે ન્યાયી અને તટસ્થ વૃત્તિથી કામ કર્યું હતું, તેથી છોટાભાઇ અને તેમનું મંડળ એટલું ખિજાઇ ગયું હતું કે હવે તેનો બદલો તેમણે નુકસાનથી લેવા ધાર્યો હતો. ગામના કુલ પંચોતેર હજાર દેવામાંથી નિકાલ થતાં પચીસ હજાર નીકળી ગયા. એમને ગામ સાથે સંબંધ ન હતો, પરંતુ એમના પોતના લહેણામાં નરેન્દ્ર વચ્ચે ન આવ્યો હોત તો જે ૩૫ ટકાની ખોટ ગઇ તે બહુ બહુ તો ૨૦ ટકાથી વધારે ન જાત. પંચના બીજા સભ્યો તો એમના કામમાં વચ્ચે પડે એવા ન હતા, એટલે નરેન્દ્રે જ એમના દેવાદારોનો પક્ષ લેઇ ગુનો કર્યો હતો. અને એ આમ આપણું નુકસાન કરતાં શરમાતો નાથી તો આપણે શા માટે ખોટી શરમ રાખવી? એમણે કાળા કૃત્યને શોભે તેવી અંધારી રાતે ગેમા કોળીને ઘેર બોલાવ્યો. દહાડાના શાહુકારોનો એ કાળી રાતનો સાથીદાર હતો. એને લાયક કામ એને સોંપાતું.

'જો ગેમા, સવારમાં જગજીવનના વડવાળા ખેતરની પાંચ વીઘાં તમાકુ ઊભી રહેવી ન જોઇએ.' છોટાભાઇએ હુકમ કર્યો.

નરેન્દ્રના ઉપકાર તળે દબાએલા ગેમાએ ઘણુંય ના કહ્યું, પણ છોટાભાઇ એકના બે ના થયા. તેમણે કહ્યું: 'એટલે આવું કામ હું બીજા કોને સોંપું? આવાં કેટલાંય કામ મેં તારા સિવાય બીજા કોઇને સોંપ્યાં છે?'

છોટાભાઇની સત્તા આગળ એ ના ન પાડી શકયો. કચવાતે મને હા પાડી, એ ઘેર જવા નીકળ્યો. પણ નિરાશ મને જતાં ગેમાનું મન સામેથી ફાનસ લેઇ આવતા માણસ તરફ ધ્યાન આપવા જેટલું સ્થિર ન હતું. અને હોય તોય એ પોતાની વૃત્તિ માપી ગયો છે એવી તો એને ઓછીજ ખબર પડવાની

બોજામાંથી છોડાવવા સારૂ કન્યાઓએ પ્રતિજ્ઞા લેવી રહી કે પૈસા-પરઠણ આપી જ્યાં બાપ પરણાવવા માગતો હોય અથવા જે વરનો બાપ ચૂસવાના ઇરાદાથી સગપણ કરી પોતાના પાણિગ્રહણ માટે નજીકનો સંબંધ બાંધતો હોય તો તેવી કન્યાઓએ પરણવા સાફ ના પાડવી જોઇએ, અથવા વરના બાપની મનોદશા પોતાને પરણાવી સુખી જોવા કરતાં તેમને પોતાની હુંડીનો ભાવ કેટલો વધારેમાં વધારે ઉપજે છે તેવું કન્યાઓના પિતાના ક્ષેત્રમાં છડેચોક અજમાવતાં જુએ. તો તેવા વરોએ પોતાના થતા ભાવને અટકાવવા અથવા પોતાનું છડેચોક થતું લીલામ બંધ કરવા કમર કસવી જોઇએ. અત્યારે મને તો આમાંનું એકેય દેખાતું નથી. પણ ભવિષ્યમાં આ પ્રમાણે થાય તો જ 'બી. એ. થયા પછી'નાં બદાનાં ટળે, દીકરીના બાપને પડતી આપદા ઓછી થાય અને વર શોધવામાં પડતી દોડમારી મટે.

વરવિક્રય એ અધમ સોદો છે એવું જાણનારા પણ એનાથી બાકાત રહી શકતા નથી. 'પારકે ભાણે મોટો લાડવો' અથવા 'દલવાઇના ઘર ઉપર તુલસીપત્ર'ની માફક જ્યારે બીજાના છોકરા સંબંધે બોલવું હોય છે ત્યારે એથી વધારે શું 'ડામ' આપે એમ કહેતાં સાંભળીએ છીએ, પણ જ્યારે પોતાના છોકરા માટે માગણી થાય છે ત્યારે તે વધારેમાં વધારે કેટલું આપી શકે એમ છે તેને માટેની તપાસો ચલાવાય છે. આથી બીજી કોઇ અધમ નીતિ લગ્નના ક્ષેત્રમાં કહેવાય ખરી કે?

બંડ ઉઠાવી મમે તેની સાથે લગ્ન કરનાર છોકરીઓ સુખી નહિ થાય એવું કહી કન્યાના બાપને ડરાવવો એ તો એથીયે અધમ નીતિ થઇ. એટલે છોકરીઓ બંડ ઉઠાવશે તો કન્યાના બાપ પાસેથી મોં માગ્યાં દામ-પરઠણ મળે છે તે જતાં રહેશે.એમ કેમ કહેવામાં નથી આવતું? પરઠણ લેઇ પરણેલા વરો જ વધૂને સુખી કરે એ એવાં શાસ્ત્રવચનો પરઠણના કોઇ રચેલા શાસ્ત્રમાંનાં તો નથી ને? સુખી કે દુઃખી થવું એ બીજી વાત છે. વાત તો વર અને કન્યાની પસંદગીમાં જે પૈસા-પરઠણ ભાગ ભજવે છે તે બાબતની છે. છોકરી સારી હોય પણ પરઠણ ઓછી પડતી હોય, છોકરો સારો હોય પણ વધારે માગતો હોય, ત્યાં પછી છોકરા-છોકરીનાં લગ્નને બદલે રૂપીઆ-આના-પાઇનાં લગ્ન થાય છે એમ કહેવામાં શું ખોટું છે? તેમાં કયું કુળ લજાઇ જાય છે! તેમ કહેવામાં ક્યાં કુળનો ભાવ ઘટી જાય છે? પણ તેમેય નથી. મોંઢામાં તમાચો મારી ગાલ કાળંગડાના ગાભા જેવા લાલ રાખતા હોય, પણ છોકરા બાબત વાત કાઢી કે જાણે નવલશાહ હીરજી! લાખો

એકંગાં ન પડ્યા હોય એમ ઉપર ઉપરથી 'મારે તો, જુઓને, પૈસાની ગરજ નથી,' 'હું કાંઇ પૈસાનો ભૂખ્યો નથી.' 'મારે શું ઓછું છે!' આમ કહેતાં સાંભળીએ છીએ. પણ એમ કહેવાની મનોદશા જો જોઇએ તો એવી અપેક્ષાએ થતી જણાય છે કે કન્યાનો બાપ એમ કહે કે 'એ મારે જોવાનું નથી, તમે હા પાડો પછી આંકડો તો તમો કહેશો તે ભરીશું.' કર્મધર્મ-સંયોગે આવું બને તો કન્યાના બાપનું ગળું કસાઇના હાથમાં ગયું સમજવું. ત્યારે શું પાટીદારોમાંથી વરવિક્રય નાબુદ થવાનો જ નહિ એમ ધારવું? ના, જગતમાં કશુંય સ્થાયી નથી. કશોય સિદ્ધાન્ત સૂર્ય-ચંદ્રના તપવા વિના અચળ નથી, તેમનેય વાદળાં નપતાં કે પ્રકાશ આપતાં રોકે છે; તો વરવિક્રયનો સિદ્ધાન્ત એ સિદ્ધાન્ત નથી, ત્યારે તેની અચળતાનો પ્રશ્ન રહેતો જ નથી. લોકોનું દબાવી બેઠેલા, ઉછેદીઆંનું હોઇઆં કરી ગએલા, અનેકોનું પચાવી પડેલા, કોળીવાઘરીઆંને દમ આપી નીચોવી રહેલા, નર્યાં છોકરા જ પરણાવી પરઠણોનાં પેંધા પડેલા, આધો પાછો હાથ પડેલો હોવાથી માલદાર બની બેઠેલા, છતાંય કુળવાનમાં ખપનારા લોકોએ પરઠણનો ઊભો કરેલો એક જાદુ છે, ધન લૂંટવાનો એક ધંધો છે.

પંદર વીસ વરસની કન્યા મોટી કરી સામાનું ઘર મંડાવાય, તેઓ ગૃહ-સંસાર ભોગવતા થાય, તે માટે કન્યાનો બાપનો ઉપકાર માનવો તો બાજુએ રહ્યો, પણ એ નગધમો હુંડીનો મનભાવતો ભાવ લે; છતાંય કન્યાને બાપે કંઇ ગુનો કર્યો હોય તેમ તેની પાસે દંડ જ વસુલ કરવાનો પોતાનો પરવાનો સમજે છે. આવા અધમ સોદાથી બચવાનો માર્ગ વરક્ષેત્રમાં પડેલા વરો, વિના બેઠે બળવે, બચી શકે તેમ નથી, તેમ કન્યાના બાપને બચાવી શકે તેમ નથી. બેઠો બળવો કરવાની આટલી હિંમત વરોમાં છે ખરી કે? એગ્રીકલ્ચરલ કે ફરગ્યુસન, એન્જીનીઅરિંગ કે વાડીઆ કૉલેજમાં ભણતા પાટીદાર વરો ઘણાય પડ્યા છે, આમાંનો કોઇ પાટીદાર કોમને પડકાર કરી શકે એમ છે કે હું પરઠણ વગર પરણવા તૈયાર છું? તેણે પ્રતિજ્ઞા કરી છે કે મારો વિક્રય થશે તે જગ્યાએ હું નહિ પરણું?' એનાં વાલીઓને સંભળાવી દેશે કે હું હવે આવા અધમ સોદાનો ભોગ બનવા માગતો નથી! જો વરના બાપે કદાચ વિવાહ કરી દીધો હોય અને કન્યાના બાપને નીચોવી લીધો હોય તે વર કહેવા બહાર આવશે કે એ પૈસા ઉપર મારા પિતાનો નહિ પણ કન્યાનો જ હક રહેશે?

આવી બંડખોર મનોવૃત્તિ વગર વરના પિતાઓની શુદ્ધ ને સાન ઠેકાણે

આવનાર નથી. મવાલ મનોવૃત્તિના દિવસો ભરાઇ ગયા છે. નરમ દળને હવે સ્થાન નથી. અહિંસાત્મક ભલે હોય, પણ વૃત્તિ જંડખોર હોવી જોઇએ, ખોટા સામે ઝઝુમવાની તાકાત હોવી જોઇએ, ખોટું નહિ નિભાવી લેવાની વૃત્તિ હોવી જોઇએ. પિતાનું કહ્યું ગમે તેવું હોય છતાંય સ્વીકારી લેવું એ ગુલામી મનોદશાનું ચિહ્ન છે, તે ફગાવી દેવું જોઇએ. સ્વાર્થસાધુઓના આંખોનાં પડળ ઉઘાડવાં જોઇએ. ધોળે દિવસે કન્યાપિતા પાસેથી થતી અનહદ લૂંટ બંધ થવી જોઇએ. પાટીદાર કોમ પોતાને ભલે આગળ વધેલી માને, પણ વરવિક્રયના કલંકિત કાર્યથી આઘો નહિ રહે, વિખુટો નહિ પડે, ત્યાં સુધી એ આગળ વધવું નકામું ગણાશે, લેખાશે.

કન્યાના બાપ પાસેથી મળતુ ધન એ ધન નથી, પણ હરામનો ચસ્કો છે, વગર પસીને મેળવેલું પાપ છે, એટલે વર તરફથીજ હવે કંઇક સખત પગલાં ભરવાં જોઇએ. નરયોનિમાં જન્મી પારકા ધન ઉપર મદાર બાંધી, કન્યાના પિતાના પસીનાના પૈસા ઉપર ધોરણ રાખી (જોકે એ પૈસે જિંદગી તો જતી નથીજ), લગ્ન કરવાં એ આ વીસમી સદીમાંય એને ઓછાપણું નથી લાગતું એ ઘણુંજ દુઃખની વાત છે. રાજકારણમાં, સમાજકારણમાં અને ધાર્મિક કે આર્થિક કારણમાં જ્યારે ધમધોકાર સુધારાની બાંગો પોકારાય છે, પલટા થાય છે, ત્યારે શું વરવિક્રય વધતો જતો જોવો એ યુવકને શોભે છે? ફાલતી બાબતોમાં પિતાની કે માતાની ઉપરવટ થઇ ઘણુંય ન કરવા જેવાં કામો કે સુધારા ઘરમાં દાખલ થાય છે, કરાવાય છે, ત્યારે આ વરવિક્રયનો ઉચ્છેદ કરવા શા માટે કંઇ ઊહાપોહ યુવકો તરફથી (પરણનારા તરફથી ખાસ) થતો નથી, એનું કારણ વગર મહેનતે ઘરમાં પૈસો આવે છે એ તો નથી ને?

પૈસો—પરઠણ એ કન્યાવિક્રય માટે હોય કે વરવિક્રય માટે હોય પણ તે એક અધમ નીચ સોદોજ છે, એમ સમજી આવા સોદામાં ન પડવા દરેક વર કહેવાતો યુવક માબાપ સામે, વરવિક્રયની મનોદશા સામે, ઝઝુમવાની પ્રતિજ્ઞા કરે; અને તે પ્રતિજ્ઞા ભીષ્મપ્રતિજ્ઞા હોવી જોઇએ. પછી તે પ્રતિજ્ઞા સેંકડો રૂપિયા માટે હોય ને હજારો માટે ન હોય તો તેવી પ્રતિજ્ઞા એ તો નરી છેતરપિંડીજ હોઇ શકે. આ રીતરિવાજનો કાંટો તો વરોજ કાઢી શકે છે, વિવાહપ્રથા પોતાના હાથમાં લેઇને!

પૂના કેમ્પ

મગનભાઇ ઇશ્વરભાઇ પટેલ

—*—

# પોકાર

આ પોકાર જહાંગીરના રાજ્યમાં રજપૂત કોમમાં પડી રહેલો પોકાર, જે હમણાં ચલચિત્રોમાં દેખાડવામાં આવે છે, તે નથી; આ તો પાટીદાર કોમમાં પડી રહેલો પોકાર છે, અને તે પરણુનો એટલે વરવિક્રયનો પોકાર છે. કન્યાવિક્રયના પોકાર કરતાંયે આ પોકારનાં પૂર ચઢ્યાં છે. કન્યાવિક્રય તો હવે અણસમજુઓજ કરે છે, જ્યારે વરવિક્રય પાટીદાર કોમના કુળવાનો, શાણાઓ, ભણેલાઓ, સુધારો કરવા નીકળી પડેલાઓ અને પારકે પૈસે તાગડધિન્ના કરનારાઓ જાણીબૂજીને, સમજીને, દેખતી આંખે કરી રહ્યા છે; પાટીદારની નાતને 'નેફા વગરની નાત' કહે છે, તે કહેવું સાર્થક કરી રહ્યા છે. આજે સમજદારની સમજ, ભણેલાઓનું ભણતર અને સુધારા કરનારની ધગશ સાતમે પાતાળ પેસી ગએલાં દેખાય છે. કુળ વગરનાને કુળ જોઇએ છે, કુળવાળાને પૈસા જોઇએ છે. સાધારણ સ્થિતિ વાળા પાટીદારની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થઇ ગઇ છે. ગરીબ પણ કુળવાન પાટીદારને પૈસા જોઇએ છે–સારા કામમાં વાપરવા નહિ, પણ દુગ્ગો-પંજો ખેલવા, દારૂ પીવા અને દુરાચારોમાં ઉડાવવા. સાધારણ પૈસા વાળા તથા કોલેજો–હાઇ સ્કૂલોમાં ભણતા દીકરાઓને તથા તેમનાં માબાપોને કુલીન કુટુંબની કન્યાઓ જોઇએ છે.

બંનેની અધોગતિ છે. ઊંટડો કયે પાસે બેસે છે, તે થોડાજ વખતમાં જણાશે. પૂરેપૂરી પાયમાલી થયા વગર પાટીદાર કોમની આંખ ઉઘડવાની નથી. પાટીદાર કોમ હાલ બેજ બાબતો પાછળ મંડી છે: પૈસા અને કુળ. બંને મેળવવા માટે પ્રયત્નો ચાલુ છે, પણ તેનું આખરી પરિણામ શું તેનો કોઇ સ્વપ્ને પણ ખ્યાલ કરતું નથી, વિચાર કરે છે તેને સમજાતું નથી, સમજાય છે તેને ગળે ઊતરતું નથી, ગળે ઊતરે છે તેને માનવું નથી. ત્યારે આનું પરિણામ નજીકના ભવિષ્યમાં શું આવશે તે તમને બતાવું? હમણાંજ બતાવું છું. જરા ધીરજ રાખો અને મન પરોવીને જરા આ લખાણ વાંચો એટલે તે તમને દીવા જેવું સ્પષ્ટ જણાશે. માનવું ન માનવું તે તમારી મરજીની વાત છે, પણ ફેંસલો ચોકખો છે. આજે નહિ સમજાય તો કાલે સમજાશે, કાલે નહિ સમજાય તો પરમ દિવસે તમારો વારો આવ્યે સમજાશે; પણ વિનાશ થયા પહેલાં અને વિનાશને જાતે નોતર્યા પહેલાં સર્વનાશ સમજાય તો જયવારો છે, નહિ તો ચોકખી પાયમાલી અને અધોગતિ ડાચાં વિકાસીને સામે ઊભીજ છે. નાત આંખો મીંચીને દરિયા તરફ દોટ મૂકી રહી છે. આગળ દરિયો અને મહાપ્રલય છે તેનું એને ભાન નથી. છતી આંખે પણ આંધળી બની રહી છે–

મોતીઆનાં પડળ આવી ગયાં છે.

હીરા વેચવાનો બજાર ખૂલ્યો છે. પાણીદાર, પાણી ઊતરી ગએલા, નકલી અને બનાવટી, બધા હીરાઓનો બજારભાવ આ લડાઇના વખતમાં તો ઘણોજ ઊંચો ચઢી ગયો છે. મોતીઆ કઢાવ્યે, અંધારી ઉતાર્યે અને મદાન્ધતા છોડયેજ તે ભાવ ઊતરશે, એમ હમણાં તો જણાય છે. દોરીસંચાલન તો અદૃષ્ટને હાથ છે, થાય તે ખરૂં. નાવમાં ઝુકાવ્યું છે. પણ કરશો તેવું પામશો અને વાવશો તેવું લણશો તે નક્કી જાણજો. તમારા હાથમાં પણ સરકારની પેઠે ભાવ વધારવાના અને ભીખ માગવાના ઓર્ડીનન્સ આવ્યા છે. મારૂં તો ધારવું છે કે કોમનો ઘણો મોટો ભાગ આ વસ્તુથી વાકેફ છે, છતાં તેમજ આચરે છે અને ભવિષ્યની વિપત્તિઓને 'આવ કુહાડા પગ પર'ની પેઠે આજ-કાલમાંજ નોતરી રહ્યા છે. જેને પૈસા આપીને તેમજ વિવાહનો ખરચ આપીને કન્યા લાવવી પડતી તેને આજે પરણ જોઇએ છે. જેવી તેવી નહિ હોં! ખાસ્સી એક હજારની, બે હજારની! જેને ખરચ જોગા પચાસ પોણોસો મળતા, ને વળી આથી ઉપરના બરમાં જાય છે. દેસાઇ, અમીન તથા કુળવાન પાટીદારોની તો વાતજ ન પૂછશો, અને તે વળી છ ગામના એટલે તો પૂછવું જ શું? તેમને તો હજારો જોઇએ છે. હવે લાખે લેખાં પણ સંભળાય છે, છોકરા ભણાવવાનો ખરચ જોઇએ છે, તેમને વિલાયત મોકલવાનો ખરચ જોઇએ છે, અને કંઇ કંઇ જોઇએ છે! બોલબાલા અને બલિહારી છે તેમની! કંઇ કંઇ એટલે શું તે જાણો છો? ઉપર બતાવ્યું તેમ સટ્ટા ખેલવા માટે પૈસા, દારૂ પીવા માટે પૈસા, રંડીબાજી કરવા માટે પૈસા, માંસ મટન ખાવા માટે પૈસા, આળસ પોષવા માટે પૈસા અને કોરટો લડવા માટે પૈસા. પૈસા! પૈસા! તારી અજબ માયા છે. તું નહિ કરૂં તેટલું ઓછું છે. એક ખંડમાં તું યુરોપને ભરખી રહ્યો છે, બીજામાં અમને ગુજરાતના પાટીદારને.

આ બધો પોકાર ચરોતરની ઊંચ મનાતી અને શેખાઇમાંથી હાથ ન કાઢતી પાટીદાર કોમનો મોટે ભાગે છે. તેમાં ખાસ કરીને બાર, સત્તાવીશ, પિસ્તાળીસ વગેરે જે હોય, તે ગામોમાં પણ તે હવે ફેલાતો જાય છે. આનું પરિણામ શું તે જાણો છો? ન જાણતા હો તો હું જણાવું. ન માનતા હો તો માનવું જ પડશે. બેસી રહ્યે દહાડો નહિ વળે. તેનું પરિણામ તે કૂવેહવાડો, બળી મરવું, પરકોમમાં જતું રહેવું, મુસલમાન ખ્રીસ્તી થઇ જવું, બદચાલ, ભ્રષ્ટ વિચાર, વગેરે છે. દૂધપીતી કરવાનો રિવાજ જે કેટલાંક વરસથી બિલકુલ નહિ જેવોજ થઇ ગયો છે તેને નોતરવાનાજ આ ધંધા છે. જે વિવાહ વિવેકી,

સદાચારી અને ખબરદાર માણસોમાં માત્ર પત્રવહેવારથી અને આબરૂને ધ્યાનમાં લેઇને થતા તે આજે પૈસા અને વંઠેલી કુળવાનશાહીને ધ્યાનમાં રાખીને થાય છે. કોઇ કોઇને માથે ગાંડ નથી. ઓળખીતા-પારખીતા વરકન્યાનાં માબાપોનો વાંક કાઢે છે, માબાપ કાને હાથ દે છે. પરણનારને કુળના પૈસા જોઇએ છે. કેમ ન જોઇએ? કેસરીઆ વર ખરા ને! દંભી, ઘમંડી, સ્વચ્છંદી અને મિથ્યાભિમાનીઓ સુધારાને ઓઠે પૈસા નહિ તો જણસોનાં અને દેશપરદેશ ભણાવવાના ખરચનાં સાટાં કરે છે–બાર લાખ ચાળીસ ખરા ને! હવે તો વિવાહનાં સાટાં થવા માંડ્યા છે.

વાતાવરણ કલુષિત થઇ ગયું છે. આચારવિચારો નેવે મુકાઇ ગયા છે. મહેનત કરતાં શરમ આવે છે. ફક્કડ બની, મોંઘાં કપડાં પહેરી, સીગારેટો ફૂંકી અને પાનના ડુચા મોંમાં મારી, ફક્કડ થઇ ફરીને નર્યો ડોળ પોષવામાં આવે છે. કોણ સારૂં અને કોણ નરસું તેનો વિવેકવિચાર ચાલી ગયો છે. બાપના કૂવામાં બૂડી મરવા માટે પાટીદાર સમાજ ધસી રહ્યો છે. નથી પરિણામનો વિચાર, નથી દરકાર કે નથી દૂરંદેશી. આંખો મીંચીને ગાડું ગબડાવ્યેજ રાખે છે–સમાજનું ગાડું ચાહે કૂવામાં પડે, ધરામાં પડે કે ઊંડી ખાઇમાં પડી તેના ચૂરેચૂરા થઇ જાય, તેની નથી કોઇને દરકાર કે નથી કોઇને વિચાર. પછી પરમાત્માનો વાંક કાઢ્યે શું વળે? છપ્પનીઆ દુકાળ પછી જમીનોમાં શું પાકે છે તે તો બધા જાણે છે. એક તરફથી સરકાર ચૂસે, બીજી તરફથી શાહુકાર ચૂસે ને ત્રીજી તરફથી ખોટા નાલાયક રીતરિવાજો તથા વિવાહવળોટ ચૂસે. ચુસાઇ ચુસાઇને પાટીદાર કોમનો કુચો નીકળી જશે ત્યારે સાન ઠેકાણે આવશે એવું ધારીને બેશી રહેવાનું બધાએ વ્યાજબી માન્યું છે? કોમમાંથી પુરુષાર્થ ગયો, તેથી બધું જવા બેઠું છે. સિંહની ગર્જના અને ઉધઇ જેવી મહેનતમજૂરી કરનારો પાટીદાર આજે માયકાંગલો, રાંક, દુર્બળ, હામ હારી બેઠેલો, ઇશ્વરને માથે દોષ ઓઢાડવા પ્રયત્ન કરતો, 'મરવાને વાંકે જીવી રહ્યો છે. પરમેશ્વરે નિશ્ચય કર્યો જણાય છે કે જે કોમ નાલાયક થવા બેઠી છે, તેનું દુનિયામાં એટલે ચરોતર ગુજરાતમાં શું કામ છે? તેમને સીધા કરવા અગર તો તેમનો નાશ કરવા માટે પણ તેમને માટે બદન પ્રમાણે કપડું વેતરવું જોઇએ, દુકાળ પાડવા જોઇએ, દુરાચારી બનાવવા જોઇએ. પરદેશીઓની ધુંસરી તેમને વધારે હેરાન કરવા માટે તેમની ખાંધે લાદવી જોઇએ! પરમેશ્વર બીજું શું વિચારે? તેનો તો ન્યાય છે કે 'લાયક થવા માગે તેને લાયક બનાવવા અને નાલાયક થવા માગે તેને નાલાયક બનાવવા. નાલાયકો સમજીને લાયક થતા જશે તો મારા હજારેય હાથ તેમની મદદે આવશે, પણ

નાલાયકજ રહેવા ઇચ્છતા હશો તો હું તેમની હસ્તી દુનિયાના પડ ઉપરથી નાબુદ કરી નાખીશ. એવો મારો સ્વભાવ જ છે. परित्राणाय साधुनाम् विनाशाय च दुष्कृताम् ...संभवामि युगे युगे। એ મારો જુગજુનો નિયમ છે. નહિ સમજો તો તમને અને તમારી કોમને ત્રાય ત્રાય પોકરાવીશ, ત્યારે પછી તમારો પોકાર કોણ સાંભળશે? તે પોકાર સાંભળનાર તમારો પુરુષાર્થ અને મારી મદદ સિવાય કોઇ નથી. માટે તુરત ચેતો અને જાગ્યા ત્યાંથી સવાર ગણો. તમે ભોળા ગણાતા પાટીદારોમાં જ્યારે દંભ, ઘમંડ, સ્વચ્છંદ, મિથ્યાભિમાન વધે ત્યારે મારાથી બીજું થાય પણ શું? જ્યાં સુધી તમે તમારા દુરાચારો નહિ છોડો ત્યાં સુધી ઘણાય ઊંચા નીચા થશો, તોપણ હું તમને છોડવાનો નથી, નથી અને નથીજ!'

ઉપર રોગીના રોગની ચિકિત્સા થઇ. નિદાન થયું, હવે તેના ઉપચાર ઉપર વિચાર કરો. સાધારણ રોગ તો મામુલી ઉપચારથી સારો થઇ શકે છે, પણ આ રોગ તો વધતો વધતો અસાધ્ય જેવો થવા બેઠો છે. તેને નિર્મૂળ કરવા માટે ગંભીર પ્રયત્નો અને ત્યાગવૃત્તિ પોષવાં પડશે. પોષવાં પડશે એટલુંજ નહિ, પણ મહાપ્રયત્ને આચારમાં મૂકવાં પડશે. તેમ કરવા માટે પાટીદારમંડળ, ભગિનીસમાજ અને વિવિધ યુવક-યુવતીમંડળોને આળસ કર્યે અને ઊંઘ્યે નહિ પાલવે. ઊગતો રોગ નથી કે ડામ્યે દબાઇ જશે. આ રોગને નિર્મૂળ કરવા તો તમારે આકરામાં આકરા ઉપાયો લેવા પડશે. કાંટાને કાંટાથી કાઢવો પડશે. અરે, ધન્વન્તરી બનવું પડશે; તે પણ વહેલું થશે તો દરદી બચશે, નહિ તો હાથ ધોઇ નાખવા પડશે. આકરો પ્રચાર કરવો પડશે. 'પાટીદાર'નાં પાનાં ભરવાં પડશે, ચરોતરનાં અને ગુજરાતનાં વર્તમાનપત્રોનો જલદી આશરો લેવો પડશે. કોમની વ્યક્તિઓને વિનવી, પગે પડી, મનાવી, સમજાવી, ન માને તો મારીઝૂંડી, તોફાન કરી, બોખરા કરી, બહિષ્કાર કરી, ખડો પહેરો ભરી, તેમજ જોઇએ તો સરકારી મદદ લેઇ, येन केन प्रकारेण पथ्य આવે તેવા ઉપચારોથી; આ મડદું બનવા બેઠેલા પાટીદાર સમાજને જીવતો રાખવોજ પડશે, બને તો બધા પાટીદારોને મધ્ય સ્થળે એકઠા કરીને પણ. ત્યારેજ તે પોકાર બંધ થશે, ઇશ્વર કૃપા થશે; હાથ જોડીને બેશી રહેવાથી કંઇ નહિ વળે. પોકાર પાડયે જશો તે પોકાર કોઇ નહિ સાંભળે. પોકાર પડાવતાં મૂળોનેજ કાપી કાઢશો, ખોદી કાઢશો ત્યારેજ તે પોકાર બંધ પડશે. માટે સમય વર્તે સાવધાન! ગોર મહારાજ પણ પરણાવતી વખતે સમજ્યે વગર સમજ્યે એજ વાકયો ઉચ્ચારે છે!

નડીઆદ — શંકરભાઇ ઝવેરભાઇ પટેલ

# પરઠણનો પરિવાર

છેલ્લા કેટલાક અંકોથી પરઠણનિષેધનો પ્રશ્ન ચર્ચાયા કરે છે. ચર્ચા કરવી નો મહેલ છે, પણ ઉકેલ અઘરો છે. એટલે જેમ વધુ ચર્ચા થાય તેમ ઇષ્ટ છે, કારણ કે લોકમત કેળવાતો જાય અને કંઇક ઉકેલ મળી આવે. પણ પરઠણની પાછળ તેનો કેટલોક પરિવાર વળગેલો છે, તેનો પણ વિચાર સાથેજ થવાની જરૂર છે. નહિતર મૂળ ખવાઇ જશે, પણ વડવાઇઓ જીવતી જાગતી રહી અનિષ્ટના ઝાડને જિવાડશે તે ચોકસ છે. એ પરિવારનું સ્વરૂપ સમજવા પ્રયત્ન કરીએ.

પાટીદાર જ્ઞાતિમાં લગ્ન થઇ ગયા પછી (૧) દીકરી જીવે ત્યાં સુધી તેને કપડાં પૂરાં કરવાં, (૨) દીકરીને પ્રથમ પ્રજા થાય ત્યારે આપવાનું જીઆણું, (૩) જુવારૂં, (૪) વેવાઇ-વેવાણનાં દાપાં, (૫) જમાઇનું દાપું, (૬) સગાં-વહાલાં કુટુંબીજનો ઉપરાંત વેવાઇ-વેવાણના ચઢઉતરના વહેવાર થયા હોય તેવાં બીજાં સંબંધી જનોને આપવાનાં દાપાં, (૭) મોસાળાં, (૮) વાર-તહેવારે ગાટલીઓ, (૯) માંદાસાજાને જોવા આવે ત્યારે વૈદ્ય-ડૉકટરને બદલે આપવાનાં દાપાં, (૧૦) વેવાઇ-વેવાણ દીકરાના દીકરાને રમાડવા આવે ત્યારે આપવાનો લાગો, (૧૧) જમાઇરાજ રજાઓ ભોગવવા આવે ત્યારે સારવાર ઉપરાંત આપવાનો લાગો, વગેરે જીવન પર્યંત આપવાના કેટલાક ફરજિયાત લાગા છે. આ રીતે કોશેટાનો કીડો પોતાનીજ લાળમાંથી તાર કાઢી તેનો કોશેટો બનાવી તેમાંજ પુરાઇ જાય છે, તેવી રીતે પાટીદાર પણ પોતાનાજ મિથ્યાભિમાન રૂપી ઘમંડમાંથી ઉપજાવી કાઢેલા રિવાજો દ્વારા પોતેજ ચારે બાજુથી જકડાઇ ગએલો છે.

પાટીદાર જ્ઞાતિએ ચલાવેલા રિવાજો, ધર્મ તથા અર્થ, બન્ને શાસ્ત્રની દૃષ્ટિએ કેટલા નિરર્થક છે તે માટે વિવેચનની જરૂર નથી. દરેક જણ તે બહુ સારી રીતે સમજે છે, પણ રૂઢિને વશ વર્તે જાય છે. આનો ઉપાય પણ વિચારવાની જરૂર છે. પરઠણ કરતાં પણ આ બાબતો બહુ વસમી છે. આવી આવી બાબતોથીજ પાટીદાર જ્ઞાતિ 'નેકા વગરની' નાત ગણાય છે. બીજી જ્ઞાતિઓમાં પણ રિવાજ તો હોય છેજ, પણ તેને મર્યાદા હોય છે. દરેક હિંદુ કોમ દીકરીને કંઇક ને કંઇક આપવામાં પુણ્ય સમજે છે, પણ વ્યવહારની રીતે દરેક માણસે અમુક પ્રમાણમાંજ આપવું લેવું તેવું કંઇક ધોરણ હોવું જોઇએ, અને તેજ ઇષ્ટ છે. દરેક વખત આપવા લેવાના લાગાની રકમ નક્કી થઇ જવી જોઇએ. વળી દરેક મગો ફકત એકજ વખત લાગો

માગે, તે પછી ગમે તેટલા વખત આવે જાય તો પણ કંઈ જ આપવા લેવાનું નહિ એમ ઠરવું જોઇએ. એક જ વખતે યાદી કરીને પહોંચાડી દેવાય, અને પછી ગમે તેટલા વખત ગમે તેવે પ્રસંગે આવે જાય તે વખતે આપવા લેવાની ભાંજગડ મટી જાય. પાટીદાર સિવાય ઉજળિયાત ગણાતી ઘણી કોમોમાં તેવાં જ ધોરણ ઠરેલાં હોય છે, તેથી તેમના વહેવાર બહુ સરળ ચાલે છે. ત્યારે શા માટે પાટીદાર જ્ઞાતિનો સુધારક વર્ગ પોતાને માટે આવું એક ધોરણ નક્કી ન કરી શકે? ભલે આખી જ્ઞાતિ હજુ રૂઢિને વશ વર્તવા માગે તો વર્તે, પણ જે વર્ગ સુધારો ઇચ્છે છે, તે વર્ગે તો આપવામાં અને લેવામાં પોતાના વર્ગનાં નક્કી કરેલાં જ ધોરણે વર્તવાનું રાખવું જોઇએ, તો જ ઉકેલ થાય તેમ છે.

આ બાબત પણ સમજુ અને કેળવાએલે વર્ગે વિચાર કરવાની ખાસ જરૂર છે. આપણી નાત 'નેફા વગરની' ગણાય, તે ખરેખર શોભા રૂપ નથી. પણ ઊલટ પક્ષે તે આપણી જ ખામી છે એમ મનાવું જોઇએ. વળી મોસાળા વગેરેની બાબતોની પણ મર્યાદા નક્કી થવાની જરૂર છે. બારમ, પાઘડી, શેલાં તેલ, વરસલામી, વગેરે બાબતો પણ અનિયમિતપણે જ ચાલે છે; જે જોગ વધુ કરે તેમ તેની વાહ વાહ, તેની કશી હદ જ નહિ. આ ઠીક નથી. નદીને જો બે કાંઠા ન હોય તો નદી લાભને બદલે નુકશાન કરે છે. તેમ જ રીતરિવાજ ગમે તેટલા ઉત્તમ હોય, સમાજની શોભા રૂપ હોય, છતાં જો તેને પણ મર્યાદા રૂપ કાંઠા ન હોય તો તે રિવાજો હિતને બદલે અહિત કરનારા થઇ પડે છે તે સ્પષ્ટ છે. અને પાટીદાર જ્ઞાતિના રિવાજોનું આ જ પરિણામ આવ્યું છે. એક બાજુ કુળવાન ગણાતો પાટીદાર કન્યાની છતમાં દટાઇ જઇ પરકણ વધાર્યે જ જાય છે, બીજી બાજુ પછાત ગણાતાં ગામોનો પાટીદાર કન્યાને અભાવે ઘરબાર વેચી કન્યા શોધે છે અને કાઠિયાવાડ સુધી ભટકે છે. આ અમર્યાદિત રિવાજોનું પરિણામ! જ્ઞાતિનો યુવકવર્ગ હવે કંઇક વિચારશે ખરો કે?

બાકરોલ — ખુશાલભાઇ કાળિદાસ પરેલ

---

બ્રહ્મચર્યનું પાલન બહુ મુશ્કેલ, લગભગ અશક્ય માનવામાં આવ્યું છે. તેનાં કારણ શોધતાં એમ જોવામાં આવે છે કે બ્રહ્મચર્યનો સાંકડો અર્થ કરવામાં આવ્યો છે. જનનેન્દ્રિયવિકારનો નિરોધ એટલે જ બ્રહ્મચર્યનું પાલન એમ ગણાયું. મને લાગે છે કે આ અધૂરી ને ખોટી વ્યાખ્યા છે. વિષયમાત્રનો નિરોધ એ જ બ્રહ્મચર્ય છે. — ગાંધીજી

## હજુ એ વાતો કરવાને વાર છે.

વડોદરા, તા. ૮ઃ૨ઃ'૪૧

પ્રિય ભાઇશ્રી,

વિ. આપણા સામાજિક રીતરિવાજો—ખાસ કરીને પરણવાના રિવાજ—બાબત 'પાટીદાર'માં આવતાં મારાં લખાણ અને તે ઉપરથી થતી ચર્ચાઓ વાંચી તમને આનંદ થાય છે એ જાણી આનંદ. આ બાબતમાં તમે મને પૂછેલા પ્રશ્નોના જવાબ એ માસિક દ્વારાજ આપીશ, કારણ કે તમારી માફક બીજા મિત્રો પણ આવા પ્રશ્નો પૂછે છે. તે સિવાય હું પણ સમાજનું માનસ સમજવા ઇચ્છનાર એક અભ્યાસી તરીકેજ આવા પ્રશ્નને જાહેરમાં ચર્ચું છું. એટલે આવી બાબતમાં ચર્ચાઓ થઇ લોકો સત્ય વસ્તુ સમજતા અને આચરતા થાય એ માટે આવા સામાજિક પ્રશ્નો જાહેરમાંજ ચર્ચવા ઇષ્ટ લાગે છે. હવે મારા પ્રશ્નો ઉપર આવું:

**પ્રશ્ન ૧લો:** છોકરીઓને જ્ઞાતિ બહાર પરણવાની વાતના તમારા વિરોધ સામે શ્રી. નરસિંહભાઇ જે જવાબ આપે છે તેનો તમે કેમ જવાબ આપતા નથી?

**જવાબ:** મને એમાં જવાબ આપવા જેવું જણાતું નથી. મેં મારું દ્દષ્ટિબિન્દુ 'દૃષ્ટિબિન્દુમાં તફાવત' નામના મારા લેખમાં જણાવ્યું છેજ. ઉમરલાયક છોકરા અને છોકરીઓ સમજપૂર્વક ગમે ત્યાં પરણે તે સામે કોઇને વાંધો નજ હોય. પરંતુ આપણી જ્ઞાતિની છોકરીઓને ગમે તે જ્ઞાતિમાં પરણવાની સલાહ આપવી, તેમ ન કરતાં જ્ઞાતિમાંજ કોઇ અનિષ્ટ રીતનું લગ્ન કરે તેને ઉતારી પાડી હલકા દેખાડવું, એ સામે મારો વિરોધ છે, અને હજુ તે કાયમજ છે. એનાં કારણો મેં અગાઉ જણાવેલાં છેજ. ટૂંકમાં ફરી જણાવું:

૧. આવાં લગ્ન કરનાર છોકરીઓ સુખી થાય એમ મને લાગતું નથી. લગ્નની બાબતમાં ક્ષેત્રની મર્યાદા રહેવાનીજ. ક્ષેત્રની મર્યાદા વગરનાં લગ્ન થાય, પણ તે અપવાદ રૂપેજ રહેવાનાં. ઘણાં કારણોને લીધે સમાજના મોટા વર્ગને માટે આવી મર્યાદા હોય તે ઇષ્ટ છે, કારણ કે દરેકને માટે બહુ મોટા ક્ષેત્રમાંથી સાચી પસંદગી કરવાનું શક્ય નજ હોય.

૨. જેને કોઇ જાતની મર્યાદાઓ માન્ય નથી તેને માટે આવી ચર્ચાઓ કે સુધારાની બીજી વાતો કરવાનું જરૂરીજ નથી. એ તો એમને ફાવે તે કરી લે છે. સમાજને એમની પરવા નથી, એમને સમાજની પરવા નથી. સમાજ

તરફની બેપરવાઈ છતાં ઝાઝો વખત સુખી રહી શકે તે માટે માણસ પાસે દૃઢ નિશ્ચયબળ, સારૂં ધન અગર ખૂબ લાગવગ કે સત્તા હોવાં જોઈએ. આમાંનું કંઈ ન હોય તે કદાચ કોઈ વખત ક્રાન્તિની વાતો કરનારના શબ્દોથી ક્ષણિક આવેશમાં આવી જઈ સમાજની પરવા રાખ્યા વગર આવું કોઈ પગલું ભરી દે. પણ મેં જણાવ્યું તે જાતની શક્તિ અગર સાધન ખપી જતાં તેને પસ્તાવાનો વખત આવે છે. વળી સમાજથી જીરવાય એ રીતે ધીમે પગલે સુધારા થાય એમ હું ઇચ્છું છું. જ્યારે કેટલાક ભાઈઓ એકદમ સુધારા થાય એમ ઇચ્છે છે. આ રીતે બે જુદાંજ દૃષ્ટિબિન્દુથી જોનાર વચ્ચે ઝાઝી ચર્ચાનો અર્થ શો છે?

**પ્રશ્ન રજો:** એમ હોય તો ક્રાન્તિની વાતો કરનારનો વિરોધ શા-માટે?

**જવાબ:** જે રીતે ક્રાન્તિ ઇચ્છનાર ક્રાન્તિને જરૂરી માની પોતાના મતનો પ્રચાર કરે તે રીતે તેની સામેની માન્યતા રાખનાર પોતાના મતનો પ્રચાર કરે એમાં ખોટું નથી. આપણા સામાજિક રીતરિવાજો બાબતમાં નાતજાતનાં બંધન તોડનારની વાતો કરનાર આજકાલ વધ્યા છે. બંધન ન તોડનારની મશ્કરીઓ કરવા સુધી પણ કેટલાક જાય છે. પરંતુ એ રીતે બંધન તોડી ન બતાવ્યાં હોય એવા માણસોના મોંમાં આ વાતો શોભશે નહિ એમ હું માનું છું, સમાજમાં પણ ઘણા એમ માને છે. આવી વિરોધી માન્યતા ધરાવનાર લોકો ભેગા મળી આ રીતે ચર્ચાઓ કરે તો સમાજને પણ ઘણી વાતોનો વિચાર કરવાનું મળે. અને એનું પરિણામ કંઈક પ્રગતિમાંજ આવશે એમ લાગે છે.

**પ્રશ્ન ૩જો:** બંડ કરી જ્ઞાતિ બહાર પરણેલી છોકરીઓ સુખી નહિજ થાય એવું શા ઉપરથી કહો છો?

**જવાબ:** એમ હું કહેતોજ નથી. બંડ કરી ગમે ત્યાં લગ્ન કરનાર છોકરી સુખી થાય તો સારૂં એમ હું માનું છું. પણ એમ થવાનો સંભવ ઓછો છે એમ મને લાગે છે. વળી બંડની વાત કોઈક માટેજ શક્ય અને જરૂરી છે, બધાને માટે નહિ.

**પ્રશ્ન ૪થો:** જે છોકરીઓએ બંડ કર્યાં છે તે દુઃખી ન હોય તો બધીને બંડ કરવાની સલાહ આપવામાં શું ખોટું છે?

**જવાબ:** બંડ કરનાર છોકરીઓની યાદી 'પાટીદાર'માં આવી હતી. તે બધી સુખીજ છે એમ હું માનતો નથી. મારી જાણ અને સમજ પ્રમાણે આ રીતે ગમે ત્યાં પરણનાર છોકરીમાંથી બહુજ થોડી સુખી હશે. સુખી

હોય, તોપણ પોતાની જ્ઞાતિમાં પરણનાર પણ બધીજ છોકરીઓ દુઃખી છે એમ હું માનતો નથી. એટલે લગ્નની બાબતમાં ક્ષેત્રની મર્યાદાઓ વિકસે તે ઇષ્ટ માનવા છતાં તે સદંતર તૂટી જાય એ શક્ય તેમજ જરૂરી જણાતું નથી. કોઇ પણ જાતની મર્યાદા વગર લગ્નવ્યવહાર કરતી હોય એવી પ્રજા દુનિયામાં કોઇ સ્થળે હોય તો તે હું જાણતો નથી. મારી ચર્ચા સમાજની દૃષ્ટિએ છે, વ્યક્તિની દૃષ્ટિએ નથી. એટલે સમાજની નજરે શું થવું ઇષ્ટ છે તેજ હું વિચારૂં છું.

**પ્રશ્ન પમો:** તમે પરઠણની પાછળ ખૂબ ગંડ્યા છો. એ સિવાય બીજા પ્રશ્નો વિચારવાના નથી?

**જવાબ:** આપણી જ્ઞાતિમાં બીજા ઘણા પ્રશ્નો વિચારવા જેવા છેજ. પરંતુ મારી સમજ મુજબ આજે જ્ઞાતિજનોને માટે પરઠણનોજ પ્રશ્ન બહુ મહત્ત્વનો પ્રશ્ન થઇ પડ્યો છે, એટલે તે પ્રશ્નના ઉકેલ માટે સખત પ્રયત્ન થાય એ ઇષ્ટ લાગે છે.

એક માણસ કન્યાનો બાપ હોય છે તે વખતે પરઠણ માગનાર લોકોથી ત્રાસી જાય છે. તેજ માણસ વરનો બાપ થાય છે ત્યારે પોતાને વીતેલી વાત ભૂલી જાય છે અને છોકરાની પરઠણ લેવાનો આગ્રહ કરે છે! ખરેખર, એક ને એકજ માણસને વરના બાપ અને કન્યાના બાપ–એમ બે જુદી જુદી અવસ્થામાં વાત કરતો જોવાનું આજે આપણી જ્ઞાતિમાં બહુ હાસ્યમય અને છતાં કરુણામય છે!

છોકરીઓને માટે પરઠણ આપવી પડતી હોવાથી આજે પાટીદારને દીકરીના બાપ હોવામાં ત્રાસ જેવું લાગે છે. પરઠણને લીધે આ રીતે આપણી જ્ઞાતિમાં દીકરીઓ કંઇક અળખામણી બને છે. આ સ્થિતિ લાંબો વખત ટકે તો ન ઇચ્છવા યોગ્ય બનાવો બનવા સંભવ છે.

**પ્રશ્ન ૬ઠ્ઠો:** પરઠણનો પ્રશ્ન તમારાં છ ગામ માટેજ નથી?

**જવાબ:** ના. છ, બાર કે સત્તાવીશ અગર બીજાં ગામોમાં પણ આ પ્રશ્ન વિકટ બનેલો છે. પરઠણ આપીનેય છ ગામમાં કન્યા આપનાર લોકો પણ બીજેથી પરઠણ લેવાનું ચાલુ રાખવાજ આ મોહને વળગી રહે છે.

**પ્રશ્ન ૭મો:** કુળનો મોહ ન જાય ત્યાં સુધી આ પ્રશ્ન ઊકલવાનોજ નથી એમ નથી લાગતું?

**જવાબ:** 'કુળનો મોહ' એ એકજ બાબત આજે પરઠણના દર વધવા માટે જવાબદાર છે એમ લાગતું નથી. એક રીતે જોઇએ તો પરઠણને લીધે

આજે ઘણા કુલીન લોકો, ગરીબાઇને લીધે પહેલાં કન્યા આપતા હતા તેવાં 'કુળ' વાળા બહુ પૈસા માગતા હોવાથી, પોતાનાથી હલકાં ગણાતાં કુળમાં દીકરીઓ આપે છે. એ રીતે તો કુળનો મોહ પરઠણના દર વધવાથી ઘટતો જાય છે એમ પણ કહેવાય.

ખરી વાત એ છે કે આજે પૈસાનું મહત્ત્વ હદ ઉપરાન્ત વધી ગયું છે. એને લીધેજ સારાસારનો વિચાર કર્યા વગર છોકરાના પૈસા ઉપજાવી લેવા લોકો પ્રયત્ન કરે છે. છોકરીના બાપને કુળનો મોહ હોય છે. તેનો લાભ આ લોકોને મળે છે એ વાત સાચી; પરંતુ કુળના મોહ ઉપરાન્ત આજે બધે જામેલી પૈસાની હદ ઉપરાંતની ભૂખ–એજ આજની સ્થિતિ માટે જવાબદાર છે.

પૈસાની આ જાતની ભૂખનાં અનેક કારણો છે. આ જમાનાનું આ એક દૂષણ છે. આ દૂષણ કંઇક ઓછું થાય તે માટે સામાજિક બાબતોમાં થતા ખર્ચ કમી કરવાનું જરૂરી છે. લગ્ન અને મરણ પાછળના ખર્ચ કમી થાય તો પૈસાની ભૂખ કંઇક ઘટે એટલે પરઠણના પ્રશ્નની પાછળ પડનારે આપોઆપ જ સામાજિક ખર્ચના બીજા રિવાજો ઘટાડવા બાબત વિચાર કરવોજ પડશે.

**પ્રશ્ન ૮મો:** મને તો પરઠણની, બાગમાં બંધ કરવાની–એવી વાતોમાં રસ નથી. એથી વધુ જલદ વાતોમાંજ રસ છે. આવી નાની નાની વાતોથી સમાજસુધારો ક્યારે થશે?

**જવાબ:** અંગત રીતે તમારા વિચારો બહુ આગળ વધેલા હોય તો તે પ્રમાણે તમે વર્તો છો કે કેમ, તે વિચારી જોશો. વર્તતા હો તો તમારા ખ્યાલ પ્રમાણેના સુધારા કરવા માટે તમે પ્રયત્ન કરી શકો છો.

બાકી મારા અનુભવ મુજબ આપણા માણસોમાંથી ઘણા જણને આવી વાતો નાની અને નિર્માલ્ય લાગે છે, પણ પ્રસંગ આવતાં તે પોતે આચરણમાં બહુ નિર્માલ્ય નીવડે છે. વળી સામાજિક પ્રશ્નોનો વિચાર આપણે સમાજની દૃષ્ટિએ કરવો જોઇએ. આજે શી સ્થિતિ છે તે તપાસો.

સુધારાની બહુ મોટી વાતો થવા છતાં આજે આપણાં ગામોમાં બારમાં ચાલુજ છે, પરઠણના દર વધતાજ જાય છે, લગ્નના ખર્ચ પણ વધેજ જાય છે। યુવકોમાંથી ઘણાનેય પોતાની બેન પરણાવતાં સામો માણસ પરઠણ માગે છે ત્યારે સમાજ પ્રત્યે તિરસ્કાર આવે છે અને છતાં પોતાના લગ્ન વખતે પરઠણ માગતાં તેઓ અચકાતા નથી. કેટલીય પેઢીઓથી પરઠણ લેનાર કુટુંબોની–પરઠણ દ્વારા હજારો રૂપિયા લેવા છતાં–આર્થિક સ્થિતિ પાયમાલ થઇ ગઇ છે. આવાં કુટુંબના સમજુ માણસો સમજે છે કે પરઠણ લેવાની

તેમની પ્રણાલિકાને લીધે તેમના કુટુંબના છોકરા એેદાખાઉ અને ઉડાઉ બની જઈ પાયમાલીને પંથે જઇ ગયા છે. પરકણું આપવા તૈયાર થએલા કન્યાના બાપ પણ સમજે છે કે બહુ પરઠણ માગનારે પૈસેટકે ખાલી છે અને તેને ત્યાં છોકરી સુખી નહિ થાય. આ બધું છતાં આ રિવાજ ટળી શકતો નથી.

વાત એજ છે કે નાની વાતોને નાની માની ઘણા જણ એના તરફ દુર્લક્ષ આપે છે. સમાજે જો પ્રગતિ કરવીજ હોય તો નાની લાગે તોપણ આવી બાબતોને આચરણમાં મૂકવા અને મુકાવવા પ્રયત્ન કરવો જોઇએ. આમ ન થાય ત્યાં સુધી આપણા સમાજ માટે 'બહુ મોટી' વાતો કરવાને હજુ વાર છે.

**ચિમનભાઇ મૂ. અમીન**

---

## ફરી ક્યારે મળીશું?

હતું તેનું હૈયું કમલ સરખું કોમળ, અને
હતો તેમાં દૈવી પ્રણયરસ મીઠો ટપકતો;
હતું તેને મોંએ મધુર સ્મિત કાંઇ ચળકતું
દિસે તેનાં ગાત્રો પુલકિત થતાં હર્ષમય સૌ. કલાપી

**સ્ત્રી પુરુષને** શોધતી હોય તો પુરુષ સ્ત્રીને શોધનો જ હોય છે. પરંતુ આપણા સમાજમાં તો માતાપિતાજ પુત્રને માટે પત્ની અને પુત્રીને માટે પતિ શોધી લાવે છે. પુત્રને પત્ની જોઇએ તો પિતા તેને પૂછ્યા વિના શોધી આપવા તૈયાર અને પુત્રીને પતિ જોઇએ તો ત્યારે પણ તૈયારજ. તેમણે પછી તેમને શોધી લાવવા કહ્યું હોય કે નહિ, તે સવાલ તો ઊઠવાનોજ નહિ.

મહેન્દ્ર અત્યારે ૧૮ વર્ષનો થયો હતો. તે બહારગામ રહી કૉલેજમાં અભ્યાસ કરતો હતો. એક અથવા બીજે કારણે, ફરજ બજાવવા કે ફરજમાંથી મુક્ત થવા, મહેન્દ્રને અત્યારે પરણવું છે કે કેમ તે જાણવાની પણ દરકાર નહિ કરતાં તેમજ તેનો વિવાહ થવાનો છે, ક્યારે થવાનો છે, કોની સાથે થવાનો છે, વગેરે મહેન્દ્રને જણાવ્યા સિવાયજ તેના પિતાએ તેનો વિવાહ એક કન્યા સાથે કર્યો. વિવાહ કર્યો તો કર્યો, વિવાહ કર્યા પહેલાં તેની સંમતિ લીધી કે ન લીધી તે તો ઠીક છે, પરંતુ મહેન્દ્રના પિતાજી તો તેનાથી પણ આગળ વધ્યા; વિવાહ કર્યા પછી પણ મહેન્દ્રને તે વાત જણાવવા જેટલી યે તસ્દી ન લીધી.

પરંતુ સદ્‌ભાગ્યે મહેન્દ્રનો વિવાહ થયો છે તેની ખબર એક કોઇ મગા તરફથી તેને મળી ગઇ. કોની સાથે વિવાહ થયો છે, કેવા સંજોગોમાં થયો છે તે પણ એણે જાણ્યું. સાથે સાથે કન્યા સુશિક્ષિત છે તે પણ જાણ્યું. આ બધા ઉપરથી મહેન્દ્રને લાગ્યું કે વિવાહ કોઇ પણ સંજોગોમાં તોડી શકાય તેવી સ્થિતિનો સંભવજ નથી. એટલે તેણે તેનો રસ્તો શોધવા માંડ્યો.

મહેન્દ્રનો સ્વભાવ બાળપણથીજ ઘણો તીવ્ર હતો, એટલે અમુક નાની ચીજ પણ તેના મગજને અસ્તવ્યસ્ત કરી નાખતી. અને સહેજ પણ ઉપયોગની તે ચીજ જણાય તો તો કલાકો ને કલાકો સુધી એના મગજમાં તે ચીજ અથડાયા જ કરે. આ તો લગ્નની બાબત હતી. આ તો તેના આખા જીવનની વાત હતી.

પરીક્ષા નજીક આવતી હતી. વિવાહની વાત જાણ્યા પહેલાં મહેન્દ્ર અભ્યાસ તરફ બહુજ ધ્યાન આપતો. કૉલેજમાં તે સૌથી આગળજ રહેતો. અભ્યાસ કરવામાં સહેજ પણ પાછી પાની કરતો ન હતો વિવાહની વાત જાણ્યા પછી પણ તેને અભ્યાસ તો તેવીજ રીતે કરવો હતો. પરંતુ તેમાં મગજની વ્યગ્રતાને લીધે અભ્યાસ કરવાની વાત તેના કાબુમાં ન રહી. છતાં મને-કમને પણ અભ્યાસ કરવા પ્રયત્ન કરતો તો કલાકો સુધી એક પાનું પણ પૂરું વાંચી આગળ વધી શકતો ન હતો. આંખો ચોપડીમાં હોય, પરંતુ તેનું મગજ તો કોણ જાણે ક્યાંય ભટકતું હોય અને પોતાના ભાવિ જીવનની કરામત જાણવામાં પ્રયત્ન કરતું હોય. પત્ની કેવી હશે, પતિ અને પત્નીનો સ્વભાવ મળતો આવશે કે કેમ, તેમની જિંદગી કેવી રીતે અને કેવા સંજોગોમાં પસાર થશે, પત્ની સાથે તે કેવી રીતે વર્તશે અને પત્નીની પાસે તે કેવી વર્તણૂંકની આશા રાખશે, વગેરે વગેરે બાબતો તેના મનમાં ઘોળાયાજ કરતી. આમ અભ્યાસમાં ખલેલ પડતી હતી. છતાં પણ કોઇ કોઇ વખત ઘણોજ મક્કમ નિશ્ચય કરી કૉલેજમાં પોતાની કીર્તિ સારી રીતે જળવાય તેટલો અભ્યાસ કરી લેતો.

આવી અવસ્થામાં મહેન્દ્રના દિવસો પસાર થતા હતા. લગ્ન નજીક આવતું હતું. પરીક્ષા તો વળી લગ્નની પહેલાંજ આવતી હતી. છતાં પણ મહેન્દ્રે પોતાની પત્ની વિષે કંઇક તો જાણવું અને લગ્ન પહેલાં તેની સાથે મુલાકાત પણ ગોઠવવી એવો વિચાર કર્યો. મહેન્દ્રની સાથે જે યુવતીનાં લગ્ન થવાનાં હતાં તેનું નામ કલા હતું. પરંતુ કલાની બધી માહિતી તેને કોણ આપે? મહેન્દ્ર સમાજની ચાલતી આવતી રૂઢિઓનો કટ્ટો શત્રુ હતો. સમાજની તેને પડી ન હતી, એટલે આખરે કલાની માહિતી કલાના કુટુંબીજનો પાસેજ જાણી લેવી એવા નિશ્ચય ઉપર તે આવી ગયો.

કલાના મોટાભાઇ પાસેથીજ બધી માહિતી તેણે મેળવવા પ્રયત્ન કર્યો. પાંચ છ પત્રો લખીને કલા વિષેની જેટલી માહિતીની મહેન્દ્રને જરૂર હતી તેટલી માહિતી મેળવી લીધી.

આમ મેળવેલી માહિતી સાચીજ હશે તેવી તેને ખાત્રી હતી. છતાં ઘણા માણસોએ કલા માટેની ગમે તેવી જાતની ખરી ખોટી વાતો મહેન્દ્રને કહેવાનું શરૂ કરી દીધું. કોઇ તેની કુરૂપતાની, તો કોઇ તેની અસંસ્કારિતાની વાતો કરવા લાગ્યા. આથી તો મહેન્દ્રને પણ શંકાની સહેજ સહેજ ગંધ આવવા લાગી, એટલે તેણે કલાના ભાઇને તેમની બેની વચ્ચે મુલાકાત ગોઠવાય તેવી વ્યવસ્થા કરવા પત્ર લખ્યો. સ્થળ અને વખત નક્કી થયાં. છતાં પણ તે પ્રમાણે પહેલી મુલાકાત તો નજ થઇ શકી. બીજી વખત સ્થળ અને વખત નક્કી થયાં. કલાની અને મહેન્દ્રની મુલાકાત આ વખત થઇ.

મહેન્દ્ર બીજા માણસને જોતાંવેંતજ તેનામાં કેટલી સંસ્કારિતા છે, તેનો કેવો સ્વભાવ છે, તેના પ્રત્યે તે માણસના કેવા વિચારો છે, વગેરે જાણી લેવામાં પારંગત હતો. આ શક્તિને માટે તે ગૌરવ લેતો. એટલે પહેલેથીજ કલાની સાથે મુલાકાત થાય તો શી વાતચીત કરવી તેને વિષે તેણે કાંઇજ ધ્યાન આપ્યું ન હતું. છતાં પણ અમુક સંજોગોમાં કંઇક પૂછવું પડશે તો તે તેને વિનાસંકોચે પૂછશે તેવો નિશ્ચય તેણે કરેલોજ હતો.

મહેન્દ્રને કલાને જોવાની જેટલી ઉત્સુકતા હતી તેના કરતાં પણ વધારે ઉત્સુકતા કલાને મહેન્દ્રને જોવાની હતી, એટલે એ તો નક્કી કરેલે સ્થળે પાટલી ઉપર આવીને, મહેન્દ્ર આવ્યો ત્યાર પહેલાંજ, બેસી ગઇ હતી. તેની મહેન્દ્રને જોવાની વધતી જતી ઉત્સુકતા તેની આંખોમાં તરી આવેલી જણાતી હતી. સ્વાભાવિક સૌન્દર્યથી અને સંસ્કારથી શોભતી કલા મહેન્દ્રના જોતાં-વેંતજ તેની માનીતી થઇ પડી. પણ તે પોતાના ભાઇની હાજરીમાં ગોઠવાએલી મહેન્દ્રની પહેલી મુલાકાતથી સંકોચ પામતી હતી, તે પણ મહેન્દ્ર જાણી શક્યો હતો.

મહેન્દ્ર કલાના પહેરવેશમાં અને પ્રત્યેક હલનચલનમાં સાચી કલા જોઇ શકતો હતો. કલામાં કલા હતી એટલુંજ નહિ, પણ તેનામાં સૌન્દર્ય પણ હતું. કલાએ પહેલાં તો સંકોચ અનુભવ્યો, પરંતુ ધીમે ધીમે તે સંકોચ અદૃશ્ય થઇ ગયો અને તેના ગૌર વદન ઉપર ગુલાબની આછી રતાશ આવવા લાગી. સૌન્દર્યભરી રંગબેરંગી આવરણવાળી વાદળીમાંથી મેઘધનુષ્ય પ્રગટે તેમ કલાની આંખોમાંથી નીકળતી દૃષ્ટિમાં આકર્ષણ પ્રગટી રહ્યું હતું. તેના

મુખ ઉપરથી સંકોચની છાયાનું આવરણ ઊખડી જઈ જ્યારે હાસ્ય, સ્નેહ અને આકર્ષણની ત્રિપુટીએ તેના મુખ ઉપર પ્રવેશ કર્યો ત્યારે મહેન્દ્રનું હૃદય આનંદથી નાચી ઊઠયું—સાચેજ જાણે કે સ્વર્ગંગંગા આ અવનિ ઉપર ઊતરી આવી હતી.

પંદર વીસ મિનીટની અબોલાની આ મુલાકાતમાં મહેન્દ્રને જે જાતની પૂર્ણતા કલા પાસેથી મેળવવાની ઇચ્છા હતી તે પૂર્ણતા તે કલામાં જોઇ શક્યો.

હવે તો કલા અને મહેન્દ્ર બંને વચ્ચે સ્નેહના નયનસંદેશા ચાલી રહ્યા હતા. બંને એકબીજાની આંખમાં સાચું આકર્ષણ જોઇ શકયાં હતાં. બંનેને જોઇતી ઇચ્છા પૂરી પડી ગઇ હતી. હવે તો તેઓ કેમ કરીને ફરી હમેશાં સાથે રહે તેવી જ ઇચ્છા સેવી રહ્યાં હતાં. આખરે બંનેએ નયનોથીજ એકબીજાનાં સ્નેહાલિંગનનો સ્વીકાર કર્યો અને મહેન્દ્ર ત્યાંથી છૂટો પડી ગાડી તરફ ચાલતો થયો. કલા લાંબી દષ્ટિએ મહેન્દ્રને જતો જોઇ રહી હતી. મહેન્દ્રે પણ દૂર જતાં જતાં તેની નજર ફેંકી. બંનેની સ્નેહભરી દૃષ્ટિ ફરી એક વાર મળી અને પૂછવા લાગી કે આપણે ફરી કયારે મળીશું?

ત્યાર પછી ટૂંક સમયમાંજ બંનેનાં લગ્ન થઇ ગયાં. પિતાએ મહેન્દ્રને પૂછ્યા વગર લગ્ન કર્યાં હતાં, એવો પ્રશ્ન હવે ઉપસ્થિત થાય તેમ હતુંજ નહિ. લગ્ન પછીથી બંનેએ સ્નેહભર્યું પોતાનું જીવન કુદરતને ખોળે ધરી જીવવું શરૂ કર્યું.

૫૭, ફર્ગ્યુસન કૉલેજ, પૂના — મોહનભાઇ ઉ. પટેલ

---

## ખેડૂત જીવન

આપણામાં કહેવત છે કે ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર અને કનિષ્ટ નોકરી. આ કહેવત સત્ય છે. ખેતીનો ધંધો કરવો અને તેના ઉપર જીવન ગુજારવું એ ઉત્તમ છે. ખેડૂતને જગતનો તાત કહ્યો છે, કારણ કે ખેડૂતની ખેતી ઉપરજ બધી આલમ નભી રહી છે. જો દેશના બધા ખેડૂતો સંગઠન કરીને ખેતરોમાં ખેતી નહિ કરવાનો સત્યાગ્રહ આરંભે તો આખા દેશની કેવી કફોડી સ્થિતિ થાય, તેની ઘડીભર માત્ર કલ્પના કરવી ભયંકર થશે.

અસલનાં વખતમાં ખેડૂતો સુખી હતા. આપણા બાપદાદાઓ બધાય ખેડૂતો હતા અને ખેતીનો ધંધો કરતા હતા. તેથી તેઓએ પોતાનું આખું જીવન સુખમાં અને શાન્તિમાં વિતાવ્યું હતું. તેઓ સ્વભાવે સંતોષી હતા, હાલની માફક પૈસાની પાછળ પાગલ થતા ન હતા. આપણે જે દિવસથી

ખેતીનો ધંધો છોડયો અને નોકરીમાં તથા વેપારમાં અક્કલનો ઉપયોગ કરતા થયા, તે દિવસથીજ આપણી કમનસીબીની શરૂઆત થઇ ચૂકી છે. કારણ કે ત્યારથીજ આપણે મહેનત-મજૂરી કરવાનું મૂકી દેઇને એશઆરામથી પૈસા કમાવાની લાલચમાં પડ્યા છીએ વેપારીઓને દુકાનમાં બેઠાં બેઠાં શેઠીઆઓની પદવી મળે છે, અને પૈસાની ઢગલીઓ થવા લાગે છે, તે જોઇને આપણું મન ખેતરમાં ટાઢ તથા તડકામાં કામ કરવામાંથી સદાને માટે ઊઠી ગયું. નોકરી કરનારાઓ નક્કી કરેલા વખત મુજબ નોકરી કરીને મહિનો પૂરો થયે અમુક પગાર મેળવતા ગયા, તેથી તેઓ પણ સુખી દેખાવા લાગ્યા.

છતાં પણ આપણા દુઃખની શરૂઆત તે દિવસથીજ થઇ ચુકી છે. કારણ કે ધીમે ધીમે આપણે મહેનત મજૂરી કરવા અશક્ત નીવડયા, અને તેની અસર આપણા શરીર તથા તંદુરસ્તી ઉપર થવા લાગી. વળી ભણીને ઊજળા થવા પછી આપણે જેમ જેમ શહેરી લોકોના સહવાસમાં આવતા ગયા તેમ તેમ તેના ખોટા પરિણામ રૂપે આપણે ખેતી તરફ તિરસ્કાર બતાવતા ગયા, અને વેપાર તથા નોકરી તરફનું આપણું વલણ વધતું ગયું દિવસે દિવસે આ સ્થિતિ વધતી ચાલી. આપણને એમ પણ દેખાવા લાગ્યું કે આપણે સુધરતા જઇએ છીએ. આ પ્રકારના જીવનમાં સાધારણ રીતે ઘણા માણસો ખેંચાયા અને આખો લોકસમૂહ સુધરતો દેખાવા લાગ્યો. પણ આપણો આ સુધારો જોકે ચર્મચક્ષુએ સુધારો દેખાતો હતો, છતાં જ્ઞાનચક્ષુએ જોતાં તે કુધારોજ હતો. હવે આપણે તે રસ્તે પ્રમાણમાં એટલા બધા આગળ ધપી ગયા છીએ કે આપણામાંના કેટલાકને હવે એમ લાગે છે કે આપણી આ સ્થિતિ ભયજનક છે અને તેથી તેમાંથી વખતસર બચવા માટે પાછાં પગલાં માંડવાં એ વધુ સલાહભરેલું છે.

આ રસ્તે આપણે જેમ જેમ આગળ વધ્યા તેમ તેમ ખોટા અને દિશા-ભૂલ્યા ભણતરમાં વધુ અને વધુ પૈસા બગાડવા લાગ્યા, તથા તેને પરિણામે બાપદાદાની ખેતી ભૂલતા ગયા, અને એનાં પ્રત્યેનો પ્રેમ દિવસે દિવસે ઓછો થતો ગયો. ભણતરના એક માઠા ફળ રૂપે ભણેલાઓમાં બેકારી પેઠી છે, અને અનેક માણસો કામધંધા સિવાયના ફરતા ફરે છે. જો તેવા માણસોને આપણે કહીશું કે ઘેર જઇને ખેતી કરો તો કેમ? તો પોતાનો બચાવ કરવા તે લોકો કંઇ કંઇ બહાનાં બતાવશે. તેનુ મૂળ કારણ એટલુંજ કે ખેતીમાં પડતી મહેનત તથા મજૂરીનું કામ કરવા તેઓ તૈયાર નથી. પણ તેઓએ જાણવું જોઇએ કે ખેડૂતને તેની મહેનતના બદલામાં પેટ પૂરતું ધરતીમાતા

આપી રહે છે, ધરતીના ખેડનારને ધરતી માતા ભૂખ્યું રાખતાં જ નથી. ત્યારે બીજી બાજુ ખેતી સિવાયના બીજા કોઇ પણ ધંધામાં માણસોની આર્થિક સ્થિતિ કેટલીક વખત અચાનક ઊથલી જાય છે, અને તેથી તે ધંધાદારીઓ ઘડીના છઠ્ઠા ભાગમાં પૈસાદાર મટીને રસ્તાના ભિખારીઓ બને છે.

છતાં હાલના સમયમાં ખેડૂતની સ્થિતિ જેવી હોવી જોઇએ તેવી નથી. બલકે તેની આર્થિક સ્થિતિ હાલના સમયમાં ઘણી કફોડી છે. આજનો ખેડૂત લગભગ અર્ધો ભૂખ્યો છે. તે પોતે આજે દુઃખી જીવન ગુજારી રહ્યો છે, અને તેનાં અનેક કારણો છે. પહેલાંના જેવો જમીનમાં રસકસ રહ્યો નથી, અને થોડોઘણો જમીનમાં રહેલો કસ દિવસે દિવસે ઓછો થતો જાય છે; તેથી જમીનમાંથી પાક ઓછો ઊતરે છે. બીજું, ખેતી પાછળ ધ્યાન દેઇને જેટલી મહેનત કરવી જોઇએ તેટલી મહેનત પણ આજનો ખેડૂત કરતો નથી. તે ઉપરાન્ત કુદરતનો કોપ ખેડૂતને માથે દરેક વર્ષે ઊતરે છે, અને પરિણામે ઓછા વરસાદથી પાકને નુકસાન થાય છે; કોઇક સાલ હિમ પડે છે, તો બીજી કોઇક સાલ તીડનાં ટોળાં પાકને નુકસાન કરે છે. આ રીતે અનેક મુશ્કેલીઓમાંથી પસાર થઇને કદાચ થોડો ઘણો પાક ખેતરોમાં તૈયાર થાય છે.

પણ આ રીતે તૈયાર થએલા પાકને ક્યાં વેચવો તથા તેના પૂરા પૈસા કેવી રીતે ઉપજાવવા, તેની ખેડૂતને ખબર હોતી નથી. તેથી તૈયાર થએલા પાકને વેચી આપવામાં આડતિયાઓ સારી રીતે ફાવી જાય છે, અને ખેડૂત બિચારો આડતિયાઓથી લૂંટાઇને બેસી રહે છે. તેનું કારણ એટલું જ કે ખેડૂત બિચારો અભણ તથા અજ્ઞાન છે, અને તેથી તેની અજ્ઞાનતાનો લાભ બીજાઓ ઉઠાવી જાય છે. તે સ્વભાવે ભોળો છે, તેથી શેઠ શાહુકારો તેને છેતરી જાય છે. શાહુકારોને ત્યાંથી દરેક વર્ષે ખેડૂતને નાછૂટકે ભારે વ્યાજ આપીને જોઇતા પૈસા ઉધાર લાવવા પડે છે. પણ પાકમાંથી મળતા પૈસા વ્યાજથી લીધેલા શાહુકારોના પૈસાને પહોંચી વળતા નથી. તેથી વર્ષે વર્ષે વ્યાજની રકમ વધતી જાય છે. ખેડૂતની અજ્ઞાનતાનો લાભ લેઇને શાહુકારો વ્યાજના હિસાબમાં અનેક ગોટાળા ઘાલીને ખેડૂતને ચૂસે છે, અને પોતે માલેતુજાર બને છે. ખેડૂત શાહુકારના સાણસામાંથી છૂટી શકતો નથી, અને તેથી વર્ષે વર્ષે દેવાના ઢગ થતા જાય છે. તે દેવું તે પોતે પોતાની જિંદગીમાં પૂરું કરી શકતો નથી, અને તેથી દેવાનો ઢગ વારસામાં તેના વારસોને મળે છે. શાહુકાર સિવાય સરકાર પણ ખેડૂતને છોડતી નથી, કારણ કે સારું વર્ષ હોય કે ખરાબ વર્ષ હોય છતાં સરકારી મહેસૂલ તો ભરવું જ પડે છે. કોઇ પણ હિસાબે મહેસૂલની રકમ

ભર્યા સિવાય ખેડૂતનો છૂટકો થતો નથી.

ખેડૂતના જીવનને આમ દુઃખી બનાવનારાં આ બધાં કારણો છે. પણ જાણે કે આટલાં કારણો તેના દુઃખ માટે પૂરતાં ન હોય તેમ આપણો સમાજ પણ તેને સંપૂર્ણ રીતે દુઃખી બનાવીને ભરખી જવાનો પ્રયત્ન કરે છે. દરેક ખેડૂત જાણે છે કે પોતે ગરીબ છે, અને તેથી તેના કુટુંબનું ભરણપોષણ તાણીતોષીને કરે છે. છતાં સામાજિક પ્રસંગો વખતે તેની ગરિબાઇ એકાએક અદૃશ્ય થઇ જાય છે—તેને અદૃશ્ય કરવી પડે છે; કારણ કે સમાજના જોર આગળ તેનું બિચારાનું કંઇ પણ ચાલતું નથી. તે નરમ સ્થિતિનો રહ્યો, તેથી સામાજિક પ્રસંગો તેને ઘેર આવતાં જ્ઞાતિની ચાલી આવતી રૂઢિઓ સામે તે માથું ઊંચું કરી શકતો નથી. તેથી જ્ઞાતિના માણસો, તેના પ્રસંગોએ તેનાથી ન પહોંચી શકાય છતાં, તેની પાસે પરાણે ખર્ચ કરાવે છે. પોતાની પાસે પૈસા ન હોવાથી સામાજિક પ્રસંગોને પહોંચી વળવા માટે તે વ્યાજે પૈસા લાવે છે; અને આ રીતે તે દેવાના ખડકાએલા ડુંગર ઉપર ઉમેરો કરે છે. આમ આજનો ખેડૂત સતત રીતે ચાલી આવતા સમાજના રૂઢિચક્રમાં પિસાય છે અને હેરાન હેરાન થાય છે. તેમાંથી છૂટવાના તેના આર્તનાદ સમાજ સાંભળી શકતો નથી; પણ તેથી કરીને તેના તરફથી કરવામાં આવતી આ પ્રકારની જોહુકમીની જવાબદારીમાંથી સમાજ પણ છટકી શકતો નથી, તે સમાજના સજ્જનોએ જાણવું રહ્યું.

આ રીતે અનેક બાજુથી દુઃખી થતા આજના ખેડૂતને આપણે સુખી બનાવવાના પ્રયત્નો કરવા જોઇશે. કુદરતના કોપ સિવાયનાં તેનાં બીજાં બધાં દુઃખો એવાં નથી કે જે મિટાવી ન શકાય; કારણ કે તે બધાં દુઃખો કુદરતે નહિ, પણ મનુષ્યે તેના ઉપર નાખ્યા છે. માટે જો મનુષ્યો ધારે તો ખેડૂતનાં આ દુઃખોનું નિવારણ કરી શકે. તે માટે ખેડૂતને થોડું ઘણું સામાન્ય જ્ઞાન તથા ખેતી બાબતનું સંપૂર્ણ જ્ઞાન આપવું જોઇએ. તે ઉપરાન્ત તેનાં સામાજિક બંધનોમાંથી તેને મુક્તિ આપવી જોઇએ. તે સિવાય સરકારે પણ ખરાબ વર્ષોમાં તેને પૂરતી રાહત આપવી જોઇએ. જો આ મુખ્ય ચીજો ઉપર ધ્યાન આપવામાં આવે તો ખેડૂત પોતાના ધંધામાંથી પેટપૂરતું મેળવી શકે, અને કંઇક બચાવી પણ શકે. જો આવા પ્રયત્નો થાય તો જ તેના ધંધામાં તેને રસ પડે, અને પોતે તે ધંધાથી સંતોષ પામે. કેટલીક વખત એમ પણ બને છે કે કોઇક કોઇક માણસો ખેતીના ધંધાથી કંટાળીને ઘર છોડીને બહારગામ પૈસા કમાવા માટે ચાલ્યા જાય છે. પણ ત્યાં કેટલીક વખત તેમની

સ્થિતિ ઊલટી વધુ કફોડી બને છે. માટે આગ ન બને તે માટે ધ્યાન રાખવું જોઇએ. ખેડૂતને સુખી બનાવવામાં સમાજનો હિસ્સો કેટલો છે, તે સમાજના સજ્જનોએ સંપૂર્ણ રીતે સમજવું જોઇએ, અને જો તેમ થાય તોજ આ પ્રશ્નનું નિવારણ થઇ શકે.

કમ્પાલા વિઠ્ઠલભાઇ ઈશ્વરભાઇ પટેલ

—*—

## આંબાના મોર ઉપર જીવાત

**આંબાના** મોર ઉપર નાનાં નાનાં જીવડાં પડે છે અને તેના ઉપદ્રવથી આંબાના મોરને નુકસાન થાય છે, ફળ આવતાં નથી. આ જીવડાં માંકડની જાતનાં હોવાથી તે મોરમાંનો રસ ચૂસી જાય છે. વળી તેના શરીરમાંથી એક મધ જેવો ચીકણો પદાર્થ બહાર નીકળે છે, એટલે જે ઝાડ ઉપર આ જીવડાંની સંખ્યા વધુ હોય છે, તે ઝાડ ઉપર એ ચીકણો પદાર્થ પણ વધુ જોવામાં આવે છે. કોઇ આંબા ઉપર એ ચિકાશ વધુ જોવામાં આવે તો તુરત સમજી લેવું કે તે જીવાતનો ભોગ થઇ રહ્યું છે. જે વખતે આકાશમાં વાદળાં બહુ ચઢી આવે છે ત્યારે આ જીવડાંની ઉત્પત્તિ અને વૃદ્ધિ ખૂબ થાય છે એવો અનુભવ છે.

**ઉત્પત્તિ અને વૃદ્ધિ:** આ જીવડાં બે ત્રણ જાતનાં થાય છે. એક જાતનાં જીવડાં આંબાના થડ અને ડાળીઓ ઉપર થાય છે. અને તેમનો રંગ થડના રંગને મળતોજ હોવાથી તે જલદીથી જોવામાં આવતાં નથી. તોપણ થડ ઉપર હાથ ફેરવતાંજ એ જીવડાં ઊડતાં દેખાય છે. એ જીવડાંનાં ઈંડાં કુણાં પાન, ફૂલ કિંવા કોમળ ડાખળીઓમાં મૂકવામાં આવેલાં હોય છે. ઈંડાંમાંથી ચાર પાંચ દિવસમાં નાનાં બચ્ચાં બહાર નીકળે છે, તે મોરમાંનો રસ ચૂસીને વૃદ્ધિ પામે છે. એ વૃદ્ધિ ૧૦થી ૧૩ દિવસ સુધી થતી રહે છે. અને પછી પૂરાં પાંખવાળાં જીવડાં તૈયાર થાય છે. આંબાને એકીસાથે બધો મોર આવતો નથી. સાધારણ રીતે મોર ત્રણ હપ્તે આવે છે. તેથી આ જીવાતની વૃદ્ધિ માટે તે પરિસ્થિતિ અનુકૂળ બની જાય છે. એક પછી એક મોરનો ફાલ આવે છે અને જીવડાંનો જન્મ તથા વૃદ્ધિ થયાજ કરે છે. કોઇ કોઇ સ્થળે ડીસેમ્બરથી માર્ચ સુધી જીવાત ચાલુ રહે છે તેનું કારણ આજ છે. કેરીની મોસમ પૂરી થયા પછી એ ત્રણમાંની બે જાત ક્યાંક અદશ્ય થઇ જાય છે. અને ત્રીજી જાત આંબાના થડની ઉપર ભવિષ્યની મોસમની રાહ જોતી બેસી

રહે છે. ઇંડાંમાંથી પૂરી વૃદ્ધિ થવાને માટે આ જીવડાંને ૧૫થી ૧૭ દિવસ જોઇએ છે. એટલે દર ૧૮ દિવસે નવો વંશ ઉત્પન્ન થતોજ રહે છે, અને કેરીની મોસમ પૂરી થતાં સુધીમાં પાંચ વાર તેની ઉત્પત્તિ થાય છે એટલે કે પાંચ પેઢીઓ થાય છે. બધા ઇંડા એકીસાથે વૃદ્ધિ નહિ પામતા હોવાથી નાના મોટા આકારમાં જીવડાં જોવામાં આવે છે.

**જીવાતથી થતું નુકસાન:** આ જીવાતથી મોર સુકાઇ જાય છે અને ફળ લાગતાં નથી, એટલુંજ નહિ પણ સોપારી જેવડા થએલા મરવા પણ નીચે ગરી પડે છે. જીવાતની ચિકામથી મોગની ખરાબી થાય છે અને આગળ જતાં ઝાડનાં પાંદડાં કાળાં પડે છે તથા બધો મોર કાળો પડી ગયા જેવો દેખાય છે. એ જીવાતથી થતા નુકસાનનું પ્રમાણ કેટલું હોય છે તેનો આધાર હવામાન ઉપર રહેલો છે. એ નુકસાન સામાન્ય રીતે ૫૦થી ૭૫ ટકા જેટલું લેખાય છે.

**ગંધકની અસર:** આ જીવાત દૂર કરવા માટે ગંધકનો ભૂકો સૌથી વધારે અમરકારક માલુમ પડયો છે. મોર ઉપર ગંધક છાંટવાથી જીવડાંનો ઉપદ્રવ ઓછો થાય છે. ગંધકની ભૂકી મોર ઉપર પડતાંજ ગંધકના વાસથી નાનાં જીવડાં નીચે પડી જાય છે અને મોટાં જીવડાં જ્યાં ગંધક લાગ્યો હોય ત્યાં જતાં નથી, એટલે ગંધક મારક ન નીવડતાં પ્રતિકારક તો નીવડે જ છે. ગંધકની વાસ ઓછી થતાંજ મોર ઉપર ફરી ગંધકની ભૂકી છાંટવી જોઇએ. કેટલી વાર ગંધક છાટવો તે હવામાન ઉપર અને જીવાતની ઉત્પત્તિના પ્રમાણ ઉપર આધાર રાખે છે.

ગંધકની ભૂકી ખૂબજ બારીક હોવી જોઈએ. એક ચોરસ ઈંચમાં ૨૦૦થી ૩૦૦ કાણાંવાળી, ચાળણીથી ચાળી શકાય એટલી તે બારીક હોવી જોઇએ; તોજ તે ભૂકી ઝાડ ઉપર ચોંટી રહી શકે છે. તેથી જાડી હોય તો ગંધક મોર ઉપર ચોંટતો નથી અને અસર કરતો નથી. આ ભૂકી છાંટવા માટે જરૂરી પપ મળે છે તેનો ઉપયોગ વધારે સારો નીવડે છે.

**સફળ પ્રયોગો:** સરકારે રત્નાગીરી, ગાલવણ, વેંગુર્લા, વલસાડ, હરિયા, વગેરે સ્થળે પ્રયોગો કર્યા છે. એ અઢી માસ સુધી એ પ્રયોગ ચાલુ રાખ્યા પછી ગંધક લગાડેલાં ઝાડ બીજા ઝાડ કરતાં વધારે સારાં રહ્યાં છે. તેની ઉપર જીવાત થઇ નથી અને ફળ વધુ પ્રમાણમાં આવ્યાં છે. બીજે સ્થળે પણ એવા પ્રયોગો કરી બતાવવામાં આવનાર છે.

રત્નાગીરી, વેંગુર્લા, વગેરે સ્થળે ૧૦–૧૨ દિવસને આંતરે ૪ વાર ગંધક છાંટવાથી પાક સારો ઊતર્યો હતો. વલસાડના આંબા મોટા અને ભરાવદાર હોય છે અને હવામાન જુદું હોય છે, તેથી તેની ઉપર આઠથી દસ-વાર ગંધક છાંટવામાં આવ્યો હતો. જે ઝાડો ઉપર ગંધક નહોતો છાંટ્યો તેને બરાબર ફળ આવ્યાં નહોતાં, ઓછો છાંટ્યો હતો તેને પણ કેટલુંક નુકસાન થયું હતું.

ગંધકની ભૂકી બારીક હોવી જોઈએ. મોર આવતાંની સાથેજ ગંધક છાંટવા માંડવો જોઈએ. નાના આંબાને દોઢ-બે રતલ અને મોટાને બે-અઢી રતલ ગંધક જોઈએ છે. ઊંચે આવેલા મોરને નળી વાટે ગંધક છાંટવો જોઈએ. ગંધક સવારે છાંટવો ઠીક છે. પવન વાતો હોય ત્યારે તે બરાબર છાંટી શકાતો નથી.

('પ્રજાબંધુ,' તા. ૯:૨:૧૯૪૧)

—*—

## ચર્ચાપત્ર

### ૫. કપૂત કોણ?

'પાટીદાર' માસિકના પોષ માસના અંકના પૃષ્ઠ ૧૨૯ ઉપર 'સપૂત કે કપૂત?' વિષે ભાઈ મોતીભાઈએ માગશરના અંકમાંના 'પરદેશનો પ્રશ્ન' એ મારા લેખનાં વાક્ય ઉપર ચર્ચા કરી છે. સ્પષ્ટતા ખાતર પૃ. ૭૯ ઉપરનાં મારાં એ વાક્ય ફરી અહીં ઉતારું છું:

"ઊલ્ટો ને પાંચમો પ્રશ્ન જનો છે. હવે પોતાના બાપના કૂવામાં ડૂબી મરવાનો શોખ થયો છે. એમની કાયરતાની હદ નથી. એ કહે છે: 'મારા બાપદાદા જે કરતા આવ્યા છે તે વિરુદ્ધ બીજે દીકરી આપવી એ મારી હિંમતની વાત નથી. એટલે બીજું શું થાય?'

"એમને પૂછું? 'તમારા બાપ ચાર મણ ચારનો ભારો એક હાથે વાળી લેતા. જોડા મળે તો પહેરે, ન મળે તો ચાલે, પંદર ગાઉની મજલ સહેજમાં ચાલી નાખે, એમને કોટ ખમીસનોય શોખ ન હતો. એમના જમાનામાં કન્યા જોઈને પરણવાનો રિવાજ ન હતો. હવે તમે તમારી સ્થિતિ એમની સાથે જરા સરખાવી જોશો તો તમને સમજાશે કે એમને ચીલે ચાલનારા (?) તમે, સપૂત છો કે કપૂત?'"

ઉપરના વાક્યનો શબ્દાર્થ કે ભાવાર્થ સમજ્યા સિવાય ચર્ચાપત્રીએ કેટલીક

અર્થહીન દલીલો કરે છે. મારા વાક્યમાં નથી, એવી અસંગત વાતો ચર્ચાપત્રી કરે છે! હું પ્રશ્ન પૂછું છું હવે, અને ઓઢી લે છે એ પોતે! લખાણના હેતુનો નિષ્કર્ષ સમજ્યા સિવાય એમણે ચર્ચા કરી છે. એમને મન, કન્યા જોઇ પરણનાર માત્રને, ચાર ન ઊંચકનાર દરેકને, ગજલ ન ચાલનાર સૌ કોઇને, જાણે હું કપૂત કહેતો હોઉં એવો ફલિતાર્થ થાય છે! હું એમને ફરી એ વાક્ય વિચારી જવા સૂચવું છું. એમ એ કરશે તો એમને આપોઆપ સમજાશે કે એ ભીંત ભૂલ્યા છે.

મારો ઉત્તર એકલા અજ્ઞાન જ પૂરતો છે. અને એથી એ તો સ્વાભાવિક છે કે જ જેવા પ્રશ્ન પૂછનારા સૌ કોઇ કપૂત કે મૂર્ખા છે. એ સિવાય જે એવી અર્થહીન દલીલો કે કાયરતા દર્શાવતા નથી અથવા પોતાના પિતાગહનું દૃષ્ટાન્ત લેતા નથી, એવાઓ માટે કપૂત સપૂતની વાત રહેતી જ નથી.

અને હવે જવાબ આપતાં મેં એમના બાપનાં જે જે લક્ષણો ગણાવ્યાં છે તે પણ ઉદાહરણ પૂરતાં જ, કારણ કે જીદ્દી જ બાપને ચીલે ચાલવાનો દાવો કરે છે, અથવા ઢોંગ કરે છે. અને એટલે તો મારે કહેવું પડ્યું છે કે જો ખરેખર તમે તમારા બાપને ચીલે ચાલવાનો દાવો કરતા જ હો તો તમારા બાપ જે કરતા એ બધું ય તમારે કરવું જ રહ્યું ને? અને ત્યારે તો મેં ગણાવ્યાં એ દૃષ્ટાન્તો પણ એમણે પૂરાં કરવાં રહ્યાં, અથવા બાપદાદાની વાત કરતાં અટકી જવું જોઇએ, અથવા એમણે સુધરી જવું જોઇએ. આમાં ભાઇ મોતીભાઇ, બધાને મેં કપૂત બનાવી દીધેલા જુએ છે! હવે એ ભાઇ સમજશે કે કપૂત કોણ!

બુરેમ્બા (ઉગાણડા). રાવજીભાઇ સોમાભાઇ પટેલ

---

## ગ્રંથપરિચય

૧૮. સર્વોદય: લેખક–મોહનલાલ કરમચંદ ગાંધી; પૃષ્ઠ ૫૩, કિંમત દોઢ આનો. "વધારે માણસને શારીરિક અને પૈસાટકાનું સુખ હોય એજ શોધવું એવો ખુદાઇ કાયદો નથી, અને જો તેટલુ જ શોધવામાં આવે ને નીતિના નિયમોનો ભંગ થાય તો તે ખુદાઇ કાયદાથી વિરુદ્ધ છે, એવું કેટલાક પશ્ચિમના ડાહ્યા પુરુષોએ બતાવ્યું છે. તેમાં મરહૂમ જોન રસ્કિન મુખ્ય હતો. તે અંગ્રેજ હતો, ઘણોજ વિદ્વાન માણસ હતો" (પ્રસ્તાવના: ૩). આધુનિક સમયે યુરોપમાં અર્થશાસ્ત્ર વિષે જે ખોટા સિદ્ધાન્તોનો પ્રચાર થયો છે તેની વિરુદ્ધ એમણે 'અન ટુ ધીસ લાસ્ટ' નામે પુસ્તક લખ્યું છે,

તેને આધારે મહાત્માજીએ આ પુસ્તક લખ્યું છે. "ગરીબોની અનીતિનું કારણ તવંગર માણસો છે. તેઓને ખાતર–તેઓની મોજમઝા પૂરી પાડવા ખાતર ગરીબ મજૂરો રાતદહાડો ગુલામગીરી કરે છે. તેઓને શીખવા કે સારું કરવા એક પળ મળતી નથી. તવંગરને જોઇ તેઓ પણ તવંગર થવા માગે છે. તવંગર નથી થવાતું તેથી તેઓ કચવાય છે, ગુસ્સે થાય છે. પછી ભાન ભૂલે છે ને છેવટે સારે રસ્તે પૈસા ન મળવાથી દગો કરી પૈસા મેળવવા ફાંફાં મારે છે. આમ પૈસો અને મજૂરી બને ફોગટ જાય છે અથવા દગો ફેલાવવામાં આવે છે" (પૃષ્ઠ ૪૪).

"પૈસો એ માત્ર સાધન છે, અને તે વડે સુખ તથા દુઃખ બંને મેળવાય છે. જો સારા માણસના હાથમાં તે આવે તો તેથી ખેતરો ખેડાય છે ને અનાજ પાકે છે. ખેડુતો નિર્દોષ મજૂરી કરી સંતોષ પામે છે ને પ્રજા સુખી રહે છે. ખરાબ માણસોના હાથમાં આવવાથી તેમાથી (ધારો કે) દારૂગોળા બને છે, માણસોનું સત્યાનાશ વળે છે. દારૂગોળો બનાવનારી પ્રજા અને જેની ઉપર તે વપરાય તે પ્રજા બન્ને હેરાન થાય છે. એટલે આપણે જોઇ શકીએ છીએ કે ખરા માણસો એજ ખરી દોલત છે. જે પ્રજામાં નીતિ છે તે પ્રજા દોલતવાન છે" (પૃષ્ઠ ૪૫થી).

"માણસો જેટલે દરજ્જે હોશિયાર અને નીતિવાન હોય તેટલે દરજ્જે દોલતનું માપ વધ્યું. એમ વિચારતાં આપણે જોઇશું કે ખરી દોલત તે સોનુંરૂપું નથી, પણ માણસો પોતે છે. દોલતની ખોળ ધરતીનાં આંતરડાંમાં નથી કરવાની, પણ માણસના દિલમાં કરવાની છે. અને એ વાત ખરી હોય તો અર્થશાસ્ત્રનો ખરો નિયમ તો એ થયો કે જેમ બને તેમ માણસોને તનમાં, મનમાં ને માનમાં આરોગ્ય રાખવા. એવો અવસર પણ આવે છે કે જ્યારે ઇંગ્લંડ ગોવળકોંડાના હીરાથી ગુલામોને શણગારી પોતાની દોલતનો દેખાવ કરવાને બદલે ખરા ગ્રીસના નામાંકિત માણસે કહેલું તેની માફક પોતાના નીતિવાન મહાપુરુષોને બતાવી કહી શકે કે 'આ મારી દોલત છે'" (પૃષ્ઠ ૩૪).

આ જ સિદ્ધાન્ત ઉપર આખા પુસ્તકમાં ચર્ચા છે. વિષય જરા અટપટો હોવાથી પુસ્તકની ગુજરાતી ભાષા પણ મહાત્માજીની સાહજિક નથી, છતાં ન સમજાય તેવી નથી. સર્વનું ભલું થાય એ પ્રેચ્છાથી એમણે તૈયાર કરેલું આ પુસ્તક એકે એક ગુજરાતીએ વાંચી મનન કરવું ઘટે છે. ઇ. સ. ૧૯૨૨માં પ્રથમ પ્રકટ થએલા એ પુસ્તકની આ ત્રીજી આવૃત્તિ છે.

**૧૯. એક સત્યવીરની કથા અથવા સોક્રેટીસનો બચાવ:** ગુજરાતીમાં ઉતારનાર–મોહનદાસ કરમચંદ ગાંધી; પૃષ્ઠ ૩૬, કિંમત એક આનો. પ્રાચીન-

ગ્રીક વીરાત્મા સૉક્રેટીસ સત્યનો એકનિષ્ઠ પૂજારી હતો. મહાત્માજી લખે છે એમ "જુવાનિયાઓનાં મન ઉપર તેણે બહુ સારી અસર કરી હતી, અને તેઓનાં ટોળાં તેની પાછળ ફરતાં. આથી કેટલાક લૂંટારાઓને લૂંટવાનું મળતું તે બંધ થયું. માણસોને બગાડીને જેઓ પોતાની કમાણી કરતા તેઓની કમાણીમાં હરકત પહોંચવા લાગી. એથેન્સમાં એવો નિયમ હતો કે જેઓ ત્યાંના બંધારણ મુજબના ધર્મ પ્રમાણે ન ચાલે, અને બીજાને તેમ નહિ ચાલવાને શીખવે તેને ગુનેગાર ગણવો. તેવા માણસનો ગુનો સાબિત થાય તો તેને મોતની સજા થાય ..... સૉક્રેટીસની ઉપર રાજ્યધર્મ તોડવાનું અને બીજાઓને તોડવા માટે શીખવવાનું તહોમત મૂકવામાં આવ્યું હતું, ને તેની તપાસ મહાજન મંડળ મારફતે ચાલેલી. મહાજનના ઘણા માણસોને સૉક્રેટીસ ઉપર વેરભાવ હતો. તેઓએ ખોટી રીતે સૉક્રેટીસને ગુનેગાર ઠરાવ્યો, અને તેને ઝેર પીને મરવાની સજા કરી ..... આ વીર પુરુષ પોતે ઝેર પીને મરણ પામ્યો, અને જે દિવસે તે ઝેર પીવાનો હતો, તેજ દહાડે તેણે શરીરના નાશવંતપણા ઉપર અને જીવના અમરપણા ઉપર પોતાના એક મિત્ર—સાગરીત આગળ વ્યાખ્યાન કરેલું. એમ કહેવાય છે કે ઝેર લેતાંની છેલ્લી ઘડી સુધી સૉક્રેટીસ જરાયે ડરેલો નહિ અને તેણે હસતે ચહેરે તે પીધેલું. પોતાને જે વ્યાખ્યાન કરવાનું હતું તેનું છેલ્લું વાક્ય બોલીને, જેમ આપણે શરબતનો પ્યાલો રંગથી પીશું તેમ, તેણે ઝેરનો પ્યાલો રંગથી પીધો" (પ્રસ્તાવના પૃષ્ઠ ૩થી). કારણ કે તે મોતથી જરાય ડરતો નહોતો, તેના વ્યાખ્યાનમાં તેણે કહેલું કે "મોતનો ડર રાખવો એ જ્ઞાનનો ડોળ ઘાલવા બરાબર છે. કેમ કે મોતને વિષે કાંઈ ભય રાખવા જેવું છે એમ કોણ જાણી શક્યું છે? મોત એ માણસને સર્વથી વધારે ફાયદો કરનારી વસ્તુ છે એમ કેમ નહિ માનીએ? માણસો તેનાથી ડરે છે, કેમ જાણે તેઓને ખબર હોય નહિ કે મોત તે ખરાબમાં ખરાબ વસ્તુ છે! આમ જે આપણે જાણતા નથી તે જાણવાનો ફાંકો ધરાવવો એથી મોટું અજ્ઞાન બીજું કયું?" (પૃષ્ઠ ૧૯). અને એ સત્યવીર મહાત્માં ૭૦ વર્ષને વૃદ્ધ વયે રાજ્યની સજા સ્વીકારી લેઈ હસતે મુખે ઝેરનો પ્યાલો પી લીધો. તેનું અંતિમ વ્યાખ્યાન મહાત્માજીએ, દક્ષિણ આફ્રિકામાં હતા ત્યારે, ઇ. સ. ૧૯૦૮મા ગુજરાતીમાં ઉતારેલું અને ત્યાંના 'ઇંડિયન ઓપિનિયન' પત્રમાં છપાએલું. તે આજે પુસ્તકને આકારે પ્રકટ થાય છે. ગુજરાતી જાણનાર દરેક જણે આ વાંચી મનન કરવું ઘટે.

**૨૦. વાલ્મીકિનો જય:** મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રીના મૂળ બંગાળી પુસ્તકના મરાઠી અનુવાદ ઉપરથી ગુજરાતીમાં અનુવાદ કરનાર—

નીલકંઠ ઈશ્વરદાસ મશરૂવાળા; પૃષ્ઠ ૧૦+૯૨, કિંમત છ આના. "પૌરાણિક ભૂમિકા ઉપરથી મહામહોપાધ્યાયજીએ પોતાની કલ્પનાશક્તિથી એક બોધપ્રદ કથા ઉપજાવી છે. એ કથાનો બોધ સીધો અને સમજી શકાય એવો છે. શરીરબળ અને બુદ્ધિબળથી પોતાની શાન્તિ કે જગતનું ઐક્ય થઇ શકે જ એમ ખાતરી નથી. હૃદયની ભાવના એ જ પોતાને શાન્તિ અને જગતને સુખ આપવાવાળાં છે, એ આ કથાનો બોધ છે." આમ ભાઇ કિશોરલાલ મશરૂવાળા પુસ્તકની પ્રસ્તાવનામાં જણાવે છે. અને વળી કથાનો સાર ખેંચતાં એ ભાઇ પ્રસ્તાવનામાં જ જણાવે છે, કે "પંચ વિષયના ભોગોમાં નાજુકાઇ અને કૌશલ્ય વધે તે કાળ સંસ્કૃતિની નિશાની ગણાય એવો જ્યાં સુધી આપણા હૃદયમાં ઊંડે ઊંડે પણ ખ્યાલ રહ્યો છે, દેવલોકના જેવી વિષયપ્રાપ્તિ મર્ત્યલોકમાં પ્રાપ્ત થાય એ જાહોજલાલીની ટોચ ગણાય, એવું જ્યાં સુધી આપણે માનીએ છીએ અને મનાવીએ છીએ, ત્યાં સુધી વાલ્મીકિના 'મનનો સંદેહ' કે 'ખરો બંધુપ્રેમ ઉત્પન્ન થયો કે નહિ' એ કાયમ રહે એમાં નવાઇ જેવું નથી."

"સતત ઉદ્યોગ અને સુવ્યવસ્થિત ટેવો તથા સમાજરચના; પ્રાણીમાત્રમાં મિત્રભાવ, દયાભાવ અને દાનવૃત્તિ; ગરીબ, અજ્ઞાન, અપંગ, વૃદ્ધ અને રોગી એમની શુશ્રૂષા; ગુરુજનો પ્રત્યે ભક્તિ; સાદું અને પુષ્ટિકારક અન્ન, પાણી અને સ્વચ્છ હવા; સંયમી રહેણી; હેતભર્યો, જ્ઞાનવર્ધક અને ઉપયોગી સંવાદ; ગુરુજનોનું કે દુઃખીનું મુદિતા કે અનુકંપાયુક્ત દર્શન અને સત્યની શોધ; એમાં સર્વ સંસ્કૃતિ—સર્વ જ્ઞાન, સર્વ કળા અને સર્વ સૌન્દર્યની પરાકાષ્ઠા છે એમ જો આપણને ન સમજાય, અને એથી જેટલાં સુખ કે શાન્તિ ઉત્પન્ન થાય તેટલાથી જો આપણને શાન્તિ ન રહે તો ખરી સંસ્કૃતિ પ્રાપ્ત કરવાની આશા રાખવી ફોગટ છે. આ સિવાયની સર્વ સંસ્કૃતિ આસુરી જ છે; પછી તેને પૌરસ્ત્ય કહો કે પાશ્ચાત્ય કહો."

આ શબ્દો જ કહી દે છે કે આ પુસ્તક કેવું બોધપ્રદ છે. વળી અનુવાદની ભાષા ઉપર ભાઇ કિશોરલાલે હાથ ફેરવી તેને ઠીકઠાક મઠારી છે. સાચી સંસ્કૃતિ જાણવાને માટે દરેક ભાઇએને આ પુસ્તક ઘરમાં વસાવી તેનો અભ્યાસ કરવો ઘટે. પુસ્તકની આ બીજી આવૃત્તિ છે.

**૨૧. મારી વ્યાપક કેળવણી,** જગનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા ગ્રંથ, ૨૨ : અંગ્રેજી ઉપરથી અનુવાદક—ચંદુભાઇ રાવજીભાઇ પટેલ, ચરોતર કેળવણી મંડળ, આણંદ; પૃષ્ઠ ૭+૩૨૨, મુળ લેખકની છબિ, કિંમત સવા રૂપિયો. આ જમાનામાં યુરોપવનોને ઇ. સ. ૧૪૯૨માં અમેરિકા જડયો. ત્યાર પછી

ઓને માર્ગદર્શક થઈ પડશે. પ્રૂફ સુધારવામાં કોઈ કોઈ સ્થળે ભૂલો રહેલી છે: પૃષ્ઠ ૭, લીટી ૮માં 'બૂરી શકો.' ત્યાં 'પૂરી શકો' જોઈએ. પૃષ્ઠ ૭૩, લીટી ૭માં 'સો જમીન ઉપર ઊતર્યા,' ત્યાં 'સૌ જમીન ઉપર ઊતર્યા' જોઈએ. આવી નજીવી ભૂલો બીજાં પુસ્તકોમાં ચલાવી લેવાય, પણ વાચનમાળાના પુસ્તક માટે તો એવા દોષ પણ અક્ષમ્ય જ ગણાય. પૃષ્ઠ ૫૦, લીટી ૧૯માં 'તેની સાક્ષી પૂછી' એને બદલે 'તેને સાબિતી માટે પૂછ્યું' એ વાક્યરચના સુશ્લિષ્ટ નથી લાગતી? પૃષ્ઠ ૭૩, લીટી ૭માં 'પ્રભુને દુવા દઈ' એટલે શું? તેને બદલે 'પ્રભુનો ઉપકાર માની' એ વધુ યોગ્ય કહેવાય. પૃષ્ઠ ૪૩, લીટી ૧૩માં 'બીડડાં' એ શબ્દપ્રયોગ એ સ્થળે અયોગ્ય નથી લાગતો? તેને બદલે 'બીડી લીધી' અથવા 'ચૂમી લીધી' એ શબ્દપ્રયોગ ભાવવાહી ન થાત?

શિક્ષક

ઉપરનાં સર્વ પુસ્તકોના પ્રકાશક—નવજીવન કાર્યાલય, અમદાવાદ.

* * *

**The Indian Women's Association, Mombasa:** દ્વિતીય વાર્ષિક નિવેદન—૨૧, નવેમ્બર ૧૯૩૯થી ૩૧, ડીસેમ્બર ૧૯૪૦. હિંદી સ્ત્રીઓ પરદેશ જઈને નાતજાતના કે ધર્મના ભેદ સિવાય સંગઠન કરીને પોતાની બેનોની સેવા બજાવી રહી છે એ ખરેજ સુખદ વિષય છે. આ મંડળ પ્રૌઢશિક્ષણ, ધગત્યુ ઉદ્યોગ, વિચારવિનિમય, બાળસંરક્ષણ અને સ્વયંસેવિકા મંડળ વગેરે વિભાગો યોજી સેવા કરે છે. ખરેખર મંડળની સેવા ધન્યવાદને પાત્ર ગણાય. નિવેદન અંગ્રેજીની સાથે ગુજરાતી ભાષામાં પણ પ્રકટ કર્યું છે એ તો સારું જ કર્યું છે.

**શ્રી દિલ્હી ગુજરાતી સમાજ:** સંવત ૧૯૯૫-૯૬નો વાર્ષિક અહેવાલ. આનંદનો વિષય છે કે ગુજરાતીઓ દૂર પરપ્રાન્તમાં જઈને પોતાની સંસ્કૃતિને ભૂલતા નથી. આ ગુજરાતી સમાજ પોતાની શિક્ષણશાળા, પુસ્તકાલય અને અતિથિઓ માટે વ્યવસ્થા રાખે છે. પણ તે સૌ એકજ મકાનમાં હોવાથી જગાની તાણ પડે છે. આશા છે કે ત્યાંના વેપાર કરતા ગુજરાતીઓ અને યાત્રાપ્રસંગે ત્યાં અતિથિ થતા ગુજરાતીઓ પોતાના દાનથી આ મુશ્કેલી ટાળશે.

**શ્રી વાકળ કેળવણી મંડળ:** માહે ઑગસ્ટ સન ૧૯૩૯થી માહે જુલાઈ સન ૧૯૪૦.

**નર્મદા કેળવણી મંડળ, શુક્લતીર્થ:** નિવેદન ૧૯૪૦.

**વિઠ્ઠલ કન્યા કેળવણી મંડળ, નડિયાદ:** ૧૯૩૯-૪૦નું વાર્ષિક નિવેદન

### અમદાવાદમાં સાદું લગ્ન

આણંદ અને નાપાડ એ બંને ગામ ચરોતરમાં સત્તાવીશ ગામના ગોળનાં છે, પણ તેમાંયે કેટલાંક ગામો પોતાને વધારે કુળવાન માની બીજાં કેટલાંક ગામમાં પોતાની કન્યા આપતાં નથી. એજ રીતે આણંદના પાટીદારો પોતાની કન્યા નાપાડમાં નથી આપતા. પણ એ અભિમાની પ્રણાલિકાનો અહુણા ભંગ થયો છે. આણંદના ભાઈ ભાઈલાલભાઈ બેચરભાઈ પટેલનાં પુત્રી બેન કમળાબેન ૧૫ વર્ષની ઉમરનાં છે અને આણંદની શારદા હાઈસ્કૂલમાં ૪થા ધોરણમાં અભ્યાસ કરે છે. તેમનાં લગ્ન નાપાડના ભાઈ નલિનીકાન્ત પુરુષોત્તમ પટેલ સાથે અમદાવાદમાં મહા વદિ ૭ક(તા. ૧૭:૨:'૪૧)ને રોજ થયાં. ભાઈ નલિનીકાન્તની ઉમર ૨૩ વર્ષની છે અને એમ. એ.નો તથા એલએલ. બી.નો અભ્યાસ કરે છે. લગ્નક્રિયા લેડી વિદ્યાગૌરીને બંગલે થઈ હતી. તે પ્રસંગે કન્યાપક્ષ તરફથી કન્યાના બે ભાઈ રાવજીભાઈ અને જશભાઈ હાજર હતા; વરપક્ષ તરફથી વરનો ભાઈ, નાપાડનાં એક બેન અને અમદાવાદમાં રહેતા નાપાડના ત્રણ ચાર ભાઈઓ હતા. લગ્નક્રિયા છેક સાદાઈથી થઈ હતી. જમણની કશીયે ધામધૂમ નહોતી, હોટેલમાંથી શિખંડપૂરી મંગાવી ત્રીશેક જણ જમ્યાં હતાં. લેવડદેવડ તો હોયજ શેની? આ લગનની બીજી એક વિશેષતા તો એ હતી કે અગાઉથી કંકોત્રી લખી કોઈને આમંત્રણ આપ્યાં નહોતાં; પણ લગ્ન થયા પછી દરેક પક્ષે કંકોત્રી લખી, પરણનારને 'અંતઃકરણના આશીર્વાદ' આપવાની પ્રાર્થના કરી હતી. કુળાભિમાનની પ્રણાલિકા તોડવા માટે અને લગ્નક્રિયા છેક સાદાઈથી ઉકેલી લેવા માટે, કન્યાપક્ષને ધન્યવાદ ઘટે છે.

### વડોદરામાં લગ્ન

સિનોર તાલુકાના ટીંબરવા ગામના ભાઈ ભગવાનદાસ નારણભાઈ પટેલ હાલ વડોદરા કલાભવનમાં પ્રોફેસર છે. એમનાં પુત્રી બેન વિમળાબેન હાલ ૨૧ વર્ષની ઉમરનાં છે. એમનું લગ્ન એ જ તાલુકાના ઉતરાજ ગામના, પણ હાલ વડોદરામાં રહેતા ભાઈ કિશોરભાઈ હીરાભાઈ પટેલના પુત્ર ભાઈ ચંદુભાઈ સાથે તા. ૧૬:૧:૧૯૪૧ને રોજ થયું. એ ભાઈની ઉમર ૨૭ વર્ષની છે અને એમનો અભ્યાસ એલ. એલ. બી. સુધીનો છે. લગ્નક્રિયા વડોદરામાં તાટકેશ્વર મહાદેવમાં થઈ. એકજ દિવસમાં લગ્નનું બધું કામ ઉકેલી લેવાયું. કંઈ લેવડદેવડ થઈ નથી. પણ તે રાતે જમણવારમાં પાંચસોએક માણસ હતાં,

અર્થાત્ ઘેર લોક લગ્નક્રિયા કરાવે છે તેના ત્રણ દિવસનું જગણખર્ચ પણ એકજ દિવસમાં ઉકેલી લેવાયું! આવું મોટું જમણ કરવું હોય તો ઘરના ભાઇપિતરાઇ, જેમનું આખો જન્મારો જમ્યા હોઇએ તેમને, શા માટે ટાળી મૂકવા? એના કરતાં તો ઘેરજ લગ્નક્રિયા કરવી શી ખોટી? એક બાજુથી લગ્નક્રિયા સાદી રીતે કરી એમ કહેવરાવવું અને બીજી બાજુથી ખર્ચ તો એ ને એ! ઘાંચીનો બળદ ફરી ફરી ઘેર ને ઘેર!

## વકીલનું સધુરલગ્ન

ભાદરણના ભાઇ ધર્મદાસ ગોવિંદભાઇ પટેલ હાલમાં પેટલાદ કચેરીમાં વકીલાત કરે છે. બારેક વર્ષ ઉપર તેમનું લગ્ન સોજીત્રાના ભાઇ બાજરભાઇ મોતીભાઇનાં પુત્રી બેન કમળાબેન સાથે થએલું. પણ કોઇક કારણથી ભાઇ ધર્મદાસ બેન કમળાબેનને તેડતા નથી. અને લગ્નની આ મોસમ ઊઘડતાંજ એ ભાઇ ફરી ઊગ્રલવા તૈયાર થઇ ગયા. અને ઓછી પરઠણ ભરવી પડે—અથવા બીજી રીતે તો એટલે અંશે કન્યાવિક્રય કરી શકાય—એટલા માટે આવા સધુરોને કન્યા દેનાર પણ તૈયારજ પડ્યા હોય છે! તારાપુરના કોઇ ભાઇ વલ્લભભાઇ ભગુભાઇ પોતાની કુમળી કન્યા, પરઠણના થોડા પૈસા બચાવવા ખાતર, આમ શોક ઉપર દેવા તૈયાર થઇ પણ ગયા!

## નિષ્ફળ પ્રયત્નો

ભાઇ ધર્મદાસને અને ભાઇ વલ્લભભાઇને અનેક લોકોએ આ પાપકર્મથી હાથ ઉઠાવી લેવા ઘણુંયે સમજાવ્યા, પણ તે સૌ નિષ્ફળ. બેન કમળાબેનના મામા, ભાદરણના ભાઇ પુરુષોત્તમ હાથીભાઇએ અને ભાઇ પુંજાભાઇ ઇશ્વરભાઇ, જે હાલ કંટ્રાકટર છે, તેમણે ભાઇ ધર્મદાસને અને તારાપુર જઇ ભાઇ વલ્લભભાઇને ઘણી ઘણી રીતે સમજાવ્યા, વિનવ્યા; ભાઇ વલ્લભભાઇને યોગ્ય બીજો વર ચારજ દિવસમાં શોધી આપવાની પણ કબુલાત આપી, પણ એકે પક્ષ પોતાના નિશ્ચયથી પાછો ન જ હઠ્યો; તેમના બધા પ્રયત્ન નિષ્ફળ થયા, ત્યારે એ બંને પક્ષને ઉદ્દેશીને એક એક પત્રિકા પ્રસિદ્ધ કરી એમણે આખરે હાથ ધોઇ નાખ્યા. અને ભાઇ ધર્મદાસે નક્કી કરેલે દિવસે, ગઇ સુ. ૯ને દિવસે એક મોટરમાં તારાપુર જઇ લગ્ન કરી આવ્યા; કહેવાય છે કે તારાપુરમાં એ લગ્ન સામે ત્યાંના યુવકોએ સખ્ત વાંધો ઉઠાવ્યો, પણ આખરે તો ભાઇ ધર્મદાસ બકરીઓ ગઢ જીતી આવ્યા! એ કન્યાએ પોતેજ વિરોધ ઉઠાવીને લગ્નમંડપમાં પગ નહોતો મૂકવો જોઇતો, પણ એ બિચારી બાળામાં એટલી હિંમતની અપેક્ષા કેમ રાખી શકાય? યુવકોએ સત્યાગ્રહ

કરવો જોઇતો હતો, છતાંય લગ્ન અશક્ય થાય નહિ તો કન્યાનેજ ઉપાડી જવી જોઇતી હતી અને એને માટે—એ ધર્મકાર્ય માટે—થાય તે સરકારની સજા ભમી લેવી જોઇતી હતી. હવે લગ્ન તો થઇ ગયું અને પેલાં બેન કમળાબેનને, માબાપ ગુજરી ગએલાં હોવાથી, પેટ ભરવા સાગાને શરણે જવું પડશે. તેમણે ભાઇ ધર્મદાસ પાસેથી ખોરાકીપોષાકી માટે યોગ્ય પગલાં લેવાં ઘટે.

### કાયદાનો અંકુશ

જોકે આપણા સામાજિક વ્યવહારમાં સરકારી કાયદાના અંકુશ પડે, એથી આપણી નાલાયકીજ સિદ્ધ થાય; પણ આપણે છેક જ પશુસમાન વર્તન રાખીએ ત્યારે તો એવા સરકારી કાયદાના અંકુશ પણ ઇષ્ટ છે એમ લાગ્યા વિના નથી રહેતું. સધુર લગ્ન કરનારને, લગ્ન એ ધાર્મિક ક્રિયા હોવા છતાં, એને સામાજિક કૉન્ટ્રાકટ ગણીને, એ કૉન્ટ્રાકટ તોડ્યા માટે સજા કરવી જોઇએ, અને સામા પક્ષને એટલે કે સ્ત્રીને એ કૉન્ટ્રાકટથી મુક્ત કરવી જોઇએ. અર્થાત, સધુરલગ્ન થતાની સાથેજ, પ્રથમ પત્નીની ઇચ્છા હોય તો, તેનો લગ્નવિચ્છેદ થઇ ગયો એમ મનાવું જોઇએ, અને તેને પુનર્લગ્ન કરવાનો અને ત્યાં સુધી પ્રથમ પતિ પાસે ખોરાકીપોષાકી મેળવવાનો અધિકાર મળવો જોઇએ. કાયદાનાં ડફણાં ખાધા વિના આવા લોક પાંશરા નહિ થાય!

### પરઠણનિષેધક કાયદો

કુળવાન ગણાતા પાટીદારોની આર્થિક સ્થિતિ, ભણીને પરિણામે મહેનત-મજૂરી છોડી દીધે, નબળી પડ્યાથી વરની પરઠણ ઉપર તેમને મન લગાડવું પડે છે. કુળહીન ગણાતાં ગામડાંના લોક કુળમોહથી પોતાની કન્યાઓ કુળવાન ગણાતાં ગામોમાં આપે જાય છે, એથી કુળવાન ગામોમાં કન્યાઓની છત વધી પડે છે અને વરની અછત થઇ પડે છે. પરિણામે વર શોધવા મુશ્કેલ પડે છે અને તે મેળવવા માટે મોટી પરઠણો આપવી પડે છે. સધુરને ખોળ્યો હોય તો કંઇક ઓછી પરઠણ ભરવી પડે, એટલા માટે નિર્ધન કે કંજૂસ માબાપો શોક થવા પોતાની કુમળી કન્યાને સધુરલગ્નમાં ઝીકે છે. પરઠણ ઉપર અંકુશ મુકાય તો આવા પ્રસંગો જરુ ઓછા થઇ જાય. છાપાંમાં વાંચ્યું કે વડોદરા રાજ્યની ધારાસભામાં 'પરઠણનિષેધક કાયદા' માટે ખરડો રજૂ થવાનો છે. એ મંજુર થાય કે નહિ તે કહેવાય નહિ અને થાય તોય વડોદરા રાજ્યના એવા કાયદાઓનો કેવો ને કેટલો અમલ થાય છે એ તો કોનાથી અજાણ્યું છે? એવા શોભાના કાયદા થાય તોય શું ને ના થાય તોય શું? એનો અમલ દઢ હાથે થાય તોજ લાભ થાય.

## કાયદાનો સખ્ત અમલ

હળવે મને નહિ, પણ ગંભીર ચિત્તે સામાજિક કાયદા થાય અને સખ્ત હાથે તેનો અમલ થાય તોજ સમાજની ઉન્નતિ થાય. એવી જ રીતે વીસ વર્ષમાં તુર્કસ્તાનનું કલેવર ફેરવાઇ ગયું છે. નવતુર્કોએ કમાલપાશાની સરદારી નીચે ત્યાંના ખલીફ-સુલતાન સામે બંડ કર્યું. તેને ગાદીએથી ઉઠાડી મૂકયો પછી કમાલપાશાએ પ્રજાની ઉન્નતિ માટે સખ્ત કાયદા કર્યા. H. A. L. Fisher પોતાના History of Europe (યુરોપનો ઇતિહાસ) નામે પુસ્તકમા પૃષ્ઠ ૧૧૮૨ ઉપર એ સંબંધે આમ લખે છે: કમાલપાશાએ "ખિલાફતનો નાશ કર્યો, સ્ત્રીઓને બુરખો કાઢી નાખવાની ફરજ પાડી, શાળાઓને ધાર્મિકને બદલે સામાજિક કરી નાખી, કુરાનને તુર્કી ભાષામાં બનાવ્યું. બહુ કાળથી મુસ્લીમ ધર્મ ત્યાંનો રાજ્યધર્મ ગનાતો, તે એણે બંધ કર્યો. નાની મોટી બાબતોમાં પણ એણે નવીન પ્રાણ પૂર્યો. નમાજ પડતાં મુસલમાન પોતાનું કપાળ જમીનને અડાડે છે, તેમ કરતાં તેને અટકાવવા તુર્કી ટોપીને બદલે પહોળી ધાર વાળી હેટ પહેરવાની તેણે સૌને ફરજ પાડી. સધુરલગ્ન એકદમ બંધ કર્યાં. તુર્કીને બદલે લેટીન લિપિ દાખલ કરી. રાજ્યમાં યુરોપના કાયદા દાખલ કર્યા. ફકીર, જોષી, જાદુગર, પાશા નાખી ભવિષ્ય જોનાર અને તાવીજ મંત્રી આપનાર, એ સૌને એકસપાટે નાબુદ કરી નાખ્યા." અને આ બધા કાયદાનો અમલ એવે સખ્ત હાથે કર્યો કે આજે એને પરિણામે સમસ્ત તુર્કસ્તાનનું કલેવર આશ્ચર્યવત્ ફરી ગયું છે. એક વાર યુરોપમાં મુડદાલ ગણાતા એ દેશની હાક આજે સમસ્ત યુરોપમાં વાગે છે! કાયદાનો અમલ તો આવો થવો જોઇએ.

## ડભોઉમાં અવસાન પ્રસંગે દાન

પેટલાદ તાલુકાના ડભોઉ ગામના ભાઇ ઉમિયાશંકર હરગોવિંદદાસ ત્રિવેદીના નાના પુત્ર ભાઇ રમણલાલ લાંબી બિમારી ભોગવી વિદ્યાર્થીઅવસ્થામાં જ ગુજરી ગયા. તેઓની પાછળ તેમની ઇચ્છાને અનુસરી તેમના મોટા ભાઇ મણિલાલ ઉમિયાશંકરે નીચે પ્રમાણે દાનમાં રકમો આપી છે: (૧) ડભોઉમાં ચાલતા સ્વ. ચતુરભાઇ નાથાભાઇ પટેલ ઔષધાલયને રૂા. ૧૦૧, (૨) ડભોઉની શાળાના વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવા માટે રૂા. ૫૦, અને (૩) મલાતજના સ્ટેશન ઉપર આજુબાજુનાં ગામોની મદદથી ચાલતી પાણીની પરબને મદદ માટે રૂા. ૫૦. તે પ્રસંગે ગામનાં બાળકોને મિઠાઇ વહેચી હતી; મરણપ્રસંગે મિઠાઇ ખાવાની ટેવ તો અનિષ્ટજ છે, એટલે આ કર્યું તે તો સારૂં નથીજ.

પણ દાનની જે રકમો આપી છે તે ધન્યવાદને પાત્ર છે. દાન કરીને એવો ઇષ્ટ માર્ગ દેખાડચા માટે ભાઇ મણિલાલને ધન્યવાદ ઘટે છે. આપણા લોકોએ અનિષ્ટના તરફ નજર ન રાખી ઇષ્ટનું જ અનુકરણ કરવું ઘટે.

**કન્યાઓના ગરબા**

અનેક શાળાઓના સંચાલકો પોતાના વિદ્યાર્થીઓ પાસે નિત્યનિયમ તરીકે પ્રાર્થના કરાવી તેમને ધાર્મિક કેળવણી આપવાનો સંતોષ લે છે, વિદ્યાર્થીઓનાં પાલકોને પણ કદાચ એવો સંતોષ થતો હશે. પણ એનું પરિણામ એ આવે છે, કે જેમ સમાજ આજે ક્રિયાકાણ્ડથી અંધશ્રદ્ધાળુ અને જડવૃત્તિનો થઇ ગયો છે, તેમ વિદ્યાર્થીઓનાં હૃદય પણ પ્રાર્થનાને વિષે જડ થઇ જાય છે. કેટલીક કન્યાશાળાઓના અને સહશિક્ષણ આપતી મિશ્ર શાળાના સંચાલકો પોતાની વિદ્યાર્થિનીઓ પાસે ગરબા ગવરાવે છે. તેમને પોષાકપૂતળીઓ બનાવી કળાને નામે તેમને વિચિત્ર કલાહીન રીતે અંગમરોડ અને ભાવભંગી સાથે નચાવે છે; અને વળી બાળાઓને કવી કલાસંપન્ન બનાવીએ છીએ તેનો તમાસો દેખાડવા બહારના પુરુષવર્ગને આમંત્રણ આપી નોતરે છે. વિદ્યાર્થિનીઓ, બીજું તો કશું નહિ પણ, પોતે પોતાનું કેવું સુંદર પ્રદર્શન કરાવી શકે છે એ વિષે દૃષ્ટિ રાખતી તે વખતથી જ શીખતી થાય છે અને જેમ જેમ મોટી થતી જાય છે તેમ તેમ તેની દૃષ્ટિ એ વિષયમાં તીવ્ર થતી જાય છે. અને જોવા આવતા પુરુષો! એ લોક એ કન્યાઓને પુત્રીની દૃષ્ટિથી જુએ છે એમ જો શાળાના સંચાલકો માનતા હોય તો તે ભીંત ભૂલે છે. તેમને જો આ વાતની ટકોર કરીએ તો તેઓ કહેશે કે કન્યાઓની શરમાળ વૃત્તિ આ રીતે જ છોડાવી શકાય છે, તેમને આ રીતે પુરુષથી નિર્ભય બનાવાય છે. પ્રાચીન કાળથી સ્ત્રીઓ નવરાત્રી વગેરે પ્રસંગે પુરુષોની હાજરીમાં ગરબા ગાતી આવી છે. પણ તેથી તે નિર્ભય બન્યાનું જાણ્યું છે? પોતાની મશ્કરી કરનાર પુરુષની ખબર કોઇ ગરબાકુશળ કન્યાએ લીધાનું જાણ્યું છે? પુરુષો અને વિદ્યાર્થીઓ સાથે સ્ત્રીઓ અને વિદ્યાર્થિનીઓ નિકટ સંસર્ગમાં આવે તો તેનાં શાં પરિણામ આવે એ જોવું હોય તો યુરોપ-અમેરિકાના અનુભવીઓને પૂછો. હેવલોક એલિસનું Psychology of Sex (૭ ભાગમાં) અને જજ્જ લિંડ્સેનું Revolt of the Youth વાંચો. તે દેશોના કેટલાક પ્રદેશોમાં લગ્ન પહેલાં સંતાન થવું એ તો દેશાચાર ગણાય છે. આવા દેશોને જે પોતાના ગુરુ માનતા હોય તે તો ગમે તે કરે, પણ કન્યાઓનાં માબાપે અને એકંદર આપણી સમસ્ત જાતિએ સાવધાન થવું ઘટે, અનિષ્ટ પાણી વહેતાં થાય તે પહેલાં પાળ બાંધવી ઘટે. આથી એમ કોઇ ન માની લે કે હું

ગરબાની જ વિરુદ્ધ છું. બાળાઓ આત્માનંદને માટે એકઠી થઇ સ્ત્રીસમાજમાં ભલે ગરબા ગાય, પણ પુરુષોને તમાસો દેખાડી તેમને રિઝવવા માટે તો નહિ જ.

### ખેડૂતની દુરવસ્થા

ખેડૂતને અનેક પ્રકારનાં દુઃખ છેઃ વરસાદ અનિયમિત આવે છે એથી એનો ધાર્યો પાક ઉતરતો નથી, છતાં સરકારી અમલદારો ભારે આનાવારી આંકે છે. ખેડૂતની એ ખૂબ તો આ સાલ પણ છે. પણ તેવામાં ગયા માસમાં હિમ પડયું! ગુજરાત-કાઠિયાવાડમાં લગભગ સર્વત્ર જુદે જુદે સ્થળે હિમ પડયું છે અને તેનો તૈયાર થવા આવેલો પાક બળી ગયો છે. હવે ખેડૂત હાહાકાર કરી રહ્યો છેઃ 'ખાઉં શું ને સરકારને ભરૂં શું?' વેપારીના ચોપડા જોઇને એનો આવકવેરો નક્કી કરવામાં આવે છે, ત્યારે ખેડૂતના સાચા પ્રતિનિધિઓને હાજર રાખી એના પાકની આનાવારી કેમ ન કરવી? પણ સૌથી મોટી વાત તો એ કે વેપારી અને ખેડૂત વચ્ચે ભેદભાવ શા માટે રાખવો? વેપારીની રૂ. ૨૦૦૦થી વધારે આવક હોય તો જ તેના ઉપર આવકવેરો લાગે, ત્યારે ખેડૂતને ધૂળ જેવું પાકયું હોય તોય તેની પાસેથી જમીનમહેસૂલ લેવાય! ન્યાયની વાત તો એ છે કે ખેડૂતને પણ વેપારીની જોડે આવકવેરામાં દાખલ કરવો. જમીન જો સરકાર પોતાની ગણી તેના ઉપર જમીનમહેસૂલ લેની હોય તો દેશનો વેપાર પણ સરકારનો જ ગણાય. એથી સરકારની આવક ઘટી જવાનો સંભવ હોય તો આવકવેરા માટે રકમ રૂ. ૨૦૦૦ને બદલે જોઇએ તો રૂ. ૫૦૦ ઠરાવે. તેથી ઘણા વેપારીઓ આવકવેરામાં આવી જશે, પણ ત્યારે ઘણા કંગાલ ખેડૂતો જમીનમહેસૂલમાંથી – કહો કે આવકવેરામાંથી – બચી જશે.

### હરિજનોને મનાવી આણ્યા

અમદાવાદ જિલ્લાના સાણંદ તાલુકાના ગોધાવી ગામમાં ગરાસિયા હરિજનોને ત્રાસ આપે જતા હરિજન બાળકોને શાળામાં દાખલ કરવાને પ્રસંગે તો તેમણે તેમના ઉપર ખૂબ જુલમ ગુજાર્યો. પરિણામે હરિજનોએ ઉચાળા ભર્યા ને સાણંદ જઇ વસ્યા. મહાગુજરાત હરિજનસમાજના અને સરકારી અમલદારોના પ્રયત્નથી આખરે છ માસે સમજુતી થઇ ગઇ વસંતપંચમીને દિવસે સાણંદમાં જ્યાં હરિજનો જઇ વસેલા ત્યાં મોટો મેળાવડો થયો, તેમાં હરિજનસેવકો, સરકારી અમલદારો અને ગોધાવીના આગેવાન ગરાસિયા પણ એકઠા થયા. તે વખતે ગરાસિયા આગેવાનોએ રાહતની કેટલીક શરતો કરી આપી અને એ શરતોએ હરિજનો પાછા ગોધાવીમાં જાય એમ ઠર્યું. હારતોરા થયા પછી હરિજન આગેવાન ભાઇ અજાભાઇને હસ્તે સૌને પતાસાં વહેંચવામાં આવ્યાં હતાં. થએલ એક શરત પ્રમાણે હવેથી હરિજન બાળકો શાળામાં દાખલ થઇ

શકશે. પોતાના દઢ નિશ્ચય ઉપર અડગ રહ્યા માટે હરિજનોને અને આખરે પણ સમજી ગયા માટે એ ગરાસિયાઓને ધન્યવાદ ઘટે છે. સર્વે સ્થળના સવર્ણોએ સમજી લેવું ઘટે કે પછીના સમાધાન કરતાં શરૂઆતની મીઠી નજર બહુ સારી છે.

### ભાદરણમાં ભંગી-હરિજન પરિષદ

ભાદરણમાં મહા સુદિ ૯ને દિવસે ૨૨૪ ગામના આશરે ૯૦૦ ભંગી આગેવાનો એકઠા થયા હતા. ભવ્ય મંડપમાં રાત્રે તેમનાં ભજનકીર્તન થયાં હતાં. બીજે દિવસે બપોરે તેમની ભરાએલી સભામાં બોરસદ તાલુકા હરિજન સેવકસંઘના મંત્રી ભાઇ અંબાગિરિ ગોસ્વામીના પ્રવચન પછી દારૂ ન પીવો, મુડદાલ માંસ ન ખાવું, વગેરે પ્રતિજ્ઞાઓ કેટલાક હરિજનભાઇઓએ લીધી હતી. અંતે હરિજન આગેવાનો તરફથી ભાઇ અંબાગિરિ ગોસ્વામીનો અને ભાદરણ પ્રગતિમંડળના વ્યવસ્થાપક ભાઇ જશભાઇ પટેલનો ઉપકાર માની સભા વિખેરાયા હતા. આ પરિષદની વિશેષતા તો એ હતી કે સવર્ણોએ એ પ્રસંગે હરિજનોને જરૂરી તમામ સાહિત્ય, રસોડાનાં વાસણો, પાથરણાં, અનાજ, પાણી અને રસોડા માટે ધર્મશાળા વગેરે આપી સેવાભાવ દર્શાવ્યો હતો. એ માટે ખરેજ ભાદરણના સવર્ણોને ધન્યવાદ ઘટે છે.

### વરણામામાં હરિજન જ્ઞાનમંદિર

વડોદરા તાલુકાના વરણામા ગામમાં ગઇ વસંતપંચમીને દિવસે ત્યાંના સેવાસમાજ તરફથી હરિજન જ્ઞાનમંદિર બાંધવાની ખાતક્રિયા ભાદરણના ભાઇ તુલસીભાઇ બકોરભાઇ અમીનને હસ્તે કરાવવામાં આવી હતી. તે પ્રસંગે વડોદરાના કેટલાક હરિજન સેવકો પણ હાજર હતા. ભાઇ તુલસીભાઇએ એ પ્રસંગે હરિજનોના ઉદ્ધાર વિષે પોતાના વિચાર જણાવ્યા હતા અને રૂા. ૧૦૧ એ જ્ઞાનમંદિરને ભેટ આપ્યા હતા. બેન તારાબેન મોડક અને બીજા ભાઇઓએ પણ પ્રવચન કર્યાં હતાં. સેવાસમાજને અને આ સૌ ભાઇબેનોને હરિજન-ભાઇઓ પ્રત્યે આ સહાનુભૂતિ દર્શાવવા માટે ખરેજ ધન્યવાદ ઘટે છે; પણ એક પ્રશ્ન થાય છે: કૂવા, તળાવ, ધર્મશાળા, શાળા, પુસ્તકાલય, વગેરે સર્વ સાર્વજનિક સંસ્થાઓનો સવર્ણો સાથે હરિજનો સમાન હક્કે ઉપયોગ કરી શકે અને એ રીતે અસ્પૃશ્યતાનો નાશ કરી શકાય એવા ઉપાયો આજે રાજ્યપ્રજા લેઇ રહ્યાં છે, ત્યારે હરિજનો માટે આવી અલગ સંસ્થા સ્થાપીને અસ્પૃશ્યતાની જીવનદોરી લંબાવી ન કહેવાય? અસ્પૃશ્યતાનો નાશ કરવા માટે આવાં આળપંપાળ ન ચાલે, એ આપણે કયારે સમજીશું?

### હરિજનોને કૂવાની છૂટ

"તમામ કોમના અને વર્ગના લોકો જાહેર કૂવાઓનો અને તળાવોનો

છૂટથી ઉપયોગ કરી શકે છે એવી જાહેરાતવાળાં પાટિયાં વિલેજ વૉટર સપ્લાઇ ગ્રાણ્ટમાંથી બાંધવામાં આવેલા દરેક કૂવા અને તળાવ ઉપર કાયમ માટે લગાડવાની સૂચના તમામ કલેક્ટરોને મુંબઇ સરકારે આપી છે. બીજી કોમની માફક પછાત કોમ અથવા હરિજનો જાહેર સુખસગવડતાનાં આવાં સાધનોનો છૂટથી ઉપયોગ કરી શકે તે માટે આ પગલું લેવાની જરૂર જણાઇ છે. સરકારને એમ જણાવવામાં આવ્યું છે કે જિલ્લાની સ્થાનિક સંસ્થાઓએ મૂકેલાં આવાં પાટિયાં લાકડાનાં હોય છે તેને, જે લોકોને આ પગલું પસંદ પડતું નથી તે લોકો ખસેડી નાખે છે અથવા તેનો નાશ કરે છે. એટલે લાકડાને બદલે પત્થરનાં અથવા કોંક્રિટનાં પાટિયાં વાપરવાનું ઇચ્છવા યોગ્ય છે. લાકડાનાં ચાલુ પાટિયાં ખસેડવાનો વખત આવે ત્યારે તેની જગ્યાએ કૉંક્રિટનાં અથવા તો પત્થરનાં પાટિયાં મૂકવાની બોર્ડને સૂચના કરવાનું કલેક્ટરોને કરવાનું કહેવામાં આવ્યું છે" ('મુંબઇ પત્રિકા,' તા. ૧૫:૨:૧૯૪૦).

### સત્યાગ્રહનો પ્રવાહ

નિગ્રહ વિરુદ્ધ વાણીસ્વાતંત્ર્ય માટે મહાત્માજીએ ઉપાડેલો સત્યાગ્રહ બલુચિસ્તાન સુદ્ધાં આખા દેશમાં પૂરજોશથી ચાલી રહ્યો છે. આજ સુધી તો કોંગ્રેસ વર્કિંગ કમિટીના, ઑલ ઇંડિયા કૉંગ્રેસ કમિટીના, પ્રાન્તિક સમિતિઓના અને જિલ્લા તથા તાલુકા સમિતિઓના સભ્યોને સત્યાગ્રહ કરવાની મહાત્માજી પરવાનગી આપતા, પણ હવે તો ૪ આનાના સાધારણ સભ્યોને પણ પરવાનગી આપવા માંડી છે. બેનોએ આ સત્યાગ્રહસંગ્રામમાં પ્રથમની પેઠે સારી રીતે ભાગ લેવા માંડ્યો છે અને એમ કરીને પોતાને 'અબળા'નું લાગુ થએલું કલંક ધોઇ નાખ્યું છે. સત્યાગ્રહીઓને સજા કરવાનું ધોરણ દેશના સૌ પ્રાન્તોમાં સરખું નથી. પ્રથમ તો અનેક સ્થળે સત્યાગ્રહીઓને સરકાર પકડતી જ નહોતી, હવે પકડીને એકલો દંડ કરીને પણ તેમને છોડી મૂકે છે, કેટલાકને દંડ અને કેદ બંને કરે છે. નાતાલના દિવસોમાં મહાત્માજીએ સત્યાગ્રહ મોકુફ રાખ્યો હતો, ઇદને દિવસે પણ મોકુફ રાખ્યો હતો, અમદાવાદમાં મહોરમમાં પણ મોકુફ રહ્યો હતો અને ત્યાર પછી પાછો ચાલતો થયો હતો. સરકારી અમલદારોને રજાઓને દિવસે અગવડમાં મૂકી સરકારને મૂંઝવવી નહિ, એવા જ હેતુથી આમ મોકુફી પાળવામાં આવતી હોય તો બધા સરકારી તહેવારોએ એવી મોકુફી એકસામટી જાહેર કરી દેવી જોઇએ. નહિ તો મુસલીમોને રાજી રાખવાને મહાસભા હિંદુઓને અન્યાય કર્યા કરે છે, એવો જે આરોપ મુકાય છે તે આરોપ, ઇદને દિવસે તથા મહોરમમાં સત્યાગ્રહ મોકુફ રાખ્યાથી અને હિંદુ તહેવારોએ નહિ રાખવાથી, પૂરવાર થવા જેવું થશે!

Reg. No. B/ 1785

૧૯૯૭ 卐 ચૈત્ર

# 卐 પાટીદાર 卐

વર્ષ ૧૮ 卐 અંક ૬

બુદ્ધગુરુ બોલ્યા: "હે કાલામો! હું જે કાંઈ કહું છું તે પરંપરાથી સાંભળ્યા કરો છો માટે ખરું માનશો નહિ; આપણી પૂર્વપરંપરા એવી છે માટે ખરું માનશો નહિ; એ આમ હશે એમ ખરું માનશો નહિ; એ આપણા પવિત્ર ગ્રંથમાંયે છે માટે ખરું માનશો નહિ; એ અનુમાનસિદ્ધ છે માટે ખરું માનશો નહિ; આવો આ લૌકિક ન્યાય છે માટે ખરું માનશો નહિ; એ સુંદર જણાય છે માટે ખરું માનશો નહિ; આપણી શ્રદ્ધાને એ અનુકૂળ છે માટે એ ઉપર વિશ્વાસ મૂકશો નહિ; આ શ્રમણ પ્રસિદ્ધ છે કે આ આપણને પૂજ્ય છે એમ કહી મારા આ ભાષણ પર વિશ્વાસ મૂકશો મા! પણ હે કાલામો! તમારી વિવેકબુદ્ધિથી જ્યારે મારો ઉપદેશ તમને ખરો લાગે, ત્યારે જ તમે તેને ગ્રહણ કરજો. હવે હું તમને પૂછું છું કે જ્યારે મનુષ્યના અંતઃકરણ ઉપર લોભનો પંજો બેસે છે, દ્વેષનો પંજો બેસે છે, કે મોહનો પંજો બેસે છે ત્યારે તેને આત્મહિત કે પરહિત સમજાય એ શક્ય છે?"

('બુદ્ધલીલા,' પૃષ્ઠ ૨૩૧) ધર્માનંદ કોસંબી

તંત્રી: નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ,
'પાટીદાર' મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ: દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ

# સમાવેશ



---*---

૧. બેનોને, વિદ્યાર્થીઓને અને ગુજરાતી શાળાના શિક્ષકોને ઓછે લવાજમે 'પાટીદાર' આપવાના ફંડમાં મહુદેશથી ભાઈ ધુળાભાઇ મથુરભાઇ પટેલે રૂ. ૧૫ મોકલ્યા છે અને ધર્મજના ભાઇ દીનબંધુ અંબાઇદાસ પટેલે પોતાના લગ્નને પ્રસંગે રૂ. ૧-૮-૦ આપ્યા છે તે ઉપકાર સહિત સ્વીકારું છું. એ ત્રણ વર્ગમાંથી જેને ઓછે લવાજમે 'પાટીદાર' જોઇતું હોય તે અહીં લખી જણાવે. વિદ્યાર્થીઓ પોતાની શાળાનું કે કોલેજનું અને શિક્ષકો પોતાની શાળાનું સરનામું આપે.

૨. આફ્રિકાના ઘણા ગ્રાહકભાઇઓનાં લવાજમ હજી બાકી છે. ત્યાં વી. પી. થતું હોત તો તો ક્યારનાંયે આવી ગયાં હોત; પણ તેમ નથી થતું એટલે ઉતાવળે વસુલ થતાં નથી. કાગળોની અતિશય મોંઘવારીને લીધે પૈસાની બહુ તાણ પડે છે, એ વિચારીને એ ભાઇઓ પોતાનાં લવાજમ તુરત મોકલી દે. કોઇ ભાઇ પોસ્ટલ ઓર્ડર ક્રોસ ન કરે.

૩. નનામા, ઉપનામના, અપૂર્ણ, પેન્સીલથી કે કાગળની બે બાજુએ લખેલા લેખ 'પાટીદાર'માં લેઇ શકાતા નથી.

---

આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને જીજીભા નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૩:'૪૧.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૮૭ | આણંદ | ચૈત્ર
વર્ષ ૧૮ | | અંક ૬

## ત્યાગમૂર્તિ

**સતી** થવાનો રિવાજ બંધ થયો ખરો, પરંતુ સતી બંધ નહિ થાય. ચિતામાં બળવા-બાળવાનો વિધિ અદૃશ્ય થયો ખરો, પરંતુ દેહવિલયના યજ્ઞની જ્વાળા કદી નહિ હોલાય. સ્ત્રી સતી બની શકે છે. જેનું જીવન જ યજ્ઞમય છે, પ્રિયને આત્મનિવેદન કરવું એ જેનું નિત્યકર્મ છે, તેને મૃત્યુ કેમ અઘરૂં લાગે? સ્ત્રીને નિંદતો, સ્ત્રીને બુરખે બાંધતો, સ્ત્રીને ઘરબહાર પગ મૂકવા દેતાં ધ્રૂજતો સ્વાર્થી પુરુષ સતીની સરખામણીમાં પોતે શું રજુ કરશે? કોણું મોટું? સ્ત્રી કે પુરુષ? એ પ્રશ્નનો ઉત્તર એક બીજો પ્રશ્ન પૂછવાથી મળી શકશે. મહાન શું? સ્વાર્થ કે ત્યાગ? સ્વાર્થત્યાગની મૂર્તિ સમી સ્ત્રીને પગલે પગલે પુરુષ ચાલશે ત્યારે જ જગતમાં સ્વર્ગ ઉતરશે. ત્યાં સુધી તો જગત કલહ, ક્લેશ અને રુદનથી ભરેલું નરક જ છે.

બીજ, હાલ ગરોલી — શિવાભાઈ આદિત્યભાઈ પટેલ

---*---

# પુત્રીમેધ યજ્ઞ

**એ સંસ્કારી** હતો, ભોળોભલો હતો. પોતાના પ્રદેશમાં કુળવાન ગણાતાં ગામમાં એનું નામ સારું ગણાતું, પોતાના ગામમાં એનું ઘર કુળવાન ગણાતું. કુળવાન ગામમાં એ પરણ્યો હતો. એની પત્ની લગભગ એની જ ઉમરની હતી; સંસ્કૃત નહોતી, પ્રાકૃત હતી; ભણેલી નહોતી, છતાંયે પતિપરાયણ હતી, ઘરરખુંય હતી. તે કાળે બહુ ભણતર નહોતું, આજના જેવી ભણતરની કિંમતેય નહોતી.

એ તો ભણીગણીને સરકારની નોકરી કરતો થયો હતો. તે કાળના પ્રમાણમાં એનો પગાર પણ સારો લેખાય એવો હતો. એને એક પુત્ર હતો, તે પાંચ સાત વર્ષનો થયો, એવે એ બિચારો માતાવિહોણો થઇ ગયો, એનો પિતા પત્નીવિહોણો થઇ ગયો, ઘરનું ગુરુત્વાકર્ષક મધ્યબિંદુ ગયું. ઘર સૂનું થઇ ગયું.

બે ત્રણ વર્ષમાં એક ધનવાન કુળવાન ઘરને કુટુમ્બે એ પુત્રને ઝડપી લીધો. પિતાએ એને બાળપણમાં પરણાવી દીધો. પછી તો પુત્ર ભણ્યો અને ગ્રેજ્યુએટ થયો, સારી નોકરીએ પણ ચઢી ગયો. સંસારસાગરમાં એણે પોતાનું નાવ જડપે માર્ગે હંકારવા માંડ્યું.

પણ એનો પિતા? પત્નીવિહોણો થઇ પડ્યા પછી એનું ઘર સૂનું થઇ પડ્યું હતું, સંસાર સૂનો થઇ પડ્યો હતો, પોતે એકલવાયો થઇ પડ્યો હતો. ધારત તો એ જનસેવાને પોતાને સહચારિણી કરી શકત, પણ એ પુરુષ સ્ત્રી વિના પોતાને એકલવાયો માનતો. પુત્ર છે એટલે ફરી પરણવાની જરૂર નથી એમ જ્યારે મિત્રો કહેતા, ત્યારે એ કહેતો કે મને ઘરમાં એકલું ગમતું નથી. સેવામાર્ગે ચઢતાં ગમશે એમ મિત્રો કહેતા, ત્યારે સ્ત્રીના સહકારથી સેવા સારી રીતે થઇ શકશે એમ એ કહેતો. મિત્રોએ ઘણું ઘણું વાર્યો, તોય કંઇ કંઇ બહાનાં કાઢીને કામદેશમાં પગલાં માંડી ચૂકેલી એક કન્યાને એ પરણ્યો.

એ નવી સ્ત્રી પિયેરથી કંઇક ભણીને આવી હતી. પુરુષે એને સારી રીત વાંચતી કરી, કલાપીની કવિતાઓ ગાતી કરી. પછી તો પુરુષની કામવાસના ઉત્તેજવાને કલાપીની કામોત્તેજક કવિતાઓ મધુર કંઠે, મોહક અભિનયે ગાવે અને પુરુષને વિકૃત બનાવે, લટ્ટુ બનાવે! મોહજાળનો એક નવો તન્તુ વણે, પુરુષને વળી એ તન્તુએ પણ બાંધે; પુરુષ પોતાની વાસના પરિતૃપ્ત કરવા એ તન્તુએ પોતાને બંધાવા દે. એ જુવાન સ્ત્રીએ એ કામી પુરુષને કામદેશનું સ્વર્ગસુખ દેખાડ્યું. રાતદિવસ રતિસુખમાં એ લુબ્ધ થઇ ગયો. 'સ્ત્રી એ જ'

કારણે પોતાની મોહજાળમાં રોજ રોજ નવનવે તન્તુએ એને બાંધતી ગઇ. સ્ત્રી સ્વામી થતી ગઇ, પુરુષ એનો ગુલામ બનો ગયો. ત્યારે શું એટલાજ માટે ગુજરાતણોગાતી હશે, જે 'બીજવરને પરણી તે મહાસુખ પામશે રે લોલ!'

પોતાને ઓરમાન દીકરો છે, પતિની કમાણીમાં જ્યારે ત્યારે પણ ભાગ માગશે એ એ જાણતી. પતિને વારસામાં દેવું છે એ ભરવામાં પણ જ્યારે ત્યારે તો પતિની કમાણી તણાઇ જશે એ પણ એણે ધીરે ધીરે જાણી લીધું હતું. પતિની કમાણી તણાઇ જવાનાં એ બંને દ્વાર બંધ કરી દેવા એ જાગ્રત સ્ત્રીએ મનોરથ ઘડવા માંડ્યા.

સ્ત્રી ચકોર હતી, સદાજાગ્રત હતી; પુરુષ ભોળોભલો હતો, કામાન્ધ હતો. મદારી માંકડાં રમાડે ત્યારે કોઇ માંકડાને રતનબાઇ બનાવે, પોતાને બોલે ને લાકડીએ પોતાને ફાવે તેમ એ રતનબાઇને નચાવે. સ્ત્રીએ પોતાના કામમંત્રને બળે પુરુષને રતનબાઇ બનાવી દીધો, પોતાને ફાવે તેમ તેને નચાવવા માંડ્યો. પૈસા અમુક રીતેજ સલામત રાખી શકાય, અને તેની હું બહુજ સારી રીતે વ્યવસ્થા કરી શકું, એમ નવોઢા સ્ત્રીએ પ્રૌઢ પુરુષને ગળે ઉતારી દીધું. એમાં કંઇ સ્ત્રીને બહુ મોર મારવાના હતાજ નહિ. રતનબાઇ એનો પડતો બોલ ઊંચકી લેવા સદાય તત્પર હતો. પહેલી તારીખે પગાર આવે તે રતનબાઇ હસતે મુખે મદારીના હાથમાં મૂકે; મદારી એને શાબાશી આપે, પીઠ પંપાળે! પુરુષ સુખની પરિસીમા અનુભવે, સ્ત્રી એમાં પોતાની સલામતી અનુભવે. કામી મૂર્ખ પુરુષના હ્રદયનાં દ્વાર ખુલ્લાં હતાં, એ હ્રદયના ખૂણે ખૂણામાં સ્ત્રી જોઇ વળતી; પણ સ્ત્રીના હ્રદયનાં દ્વાર સદા ભીડેલાં રહેતાં, બધું જોઉં છું એમ જાણનાર કામાન્ધ પુરુષની આંખ સ્ત્રીના હ્રદયનાં ભીડેલાં દ્વારને કદાપિ ભેદી શકતી નહિ.

કામી પુરુષની કામવાસનાને સ્ત્રી પરિતૃપ્ત કરતી, સ્વાર્થી સ્ત્રીની અર્થવાસનાને પુરુષ પરિતૃપ્ત કરતો. આમ એમનો વેપાર સુખે ચાલતો હતો. અને ત્યારે એટલાજ માટે દંપતીધર્મને આપણા લોક 'વેપાર માંડવો' કહેતા-હશે? એ ગમે તેમ પણ આ સ્ત્રીપુરુષનો વેપાર સુખે ચાલવા માંડ્યો. પુરુષના ભોળપણને અને સ્ત્રીના ચકોરપણાને લીધે ઘરમાં તડકડાટ લાગ્યેજ થતો, કજિયોકંકાસ લોકની નજરે ભાગ્યેજ દેખાતો. લોક એ દંપતીને સુખી ગણતું, ભાગ્યશાળી ગણતું. લોક સ્ત્રીને પુરુષની અર્ધાંગના માનતું, પુરુષ એને કામાંગના માનતો, પણ સ્ત્રી તો હતી અર્થાંગના!

એમ દિવસો ઉપર દિવસો વીત્યા, વર્ષો ઉપર વર્ષો વીત્યાં. ઉપરથી લોક

એમને ભાગ્યશાળી જાણતા, કોઇ કોઇ એમના ભાગ્યની ઈર્ષ્યા પણ કરતા. અંદરથી પુરુષના અતૃપ્ત કામાનળની જ્વાળા ભભૂકતી રહેતી, સ્ત્રીના અતૃપ્ત અર્થાનળની જ્વાળા ભભૂકતી રહેતી. એકેની જ્વાળા ક્યારે ય શાન્ત ન થતી. તૃપ્ત કરવા જતાં તૃપ્ત થતી દેખાતી એ જ્વાળા બીજી જ પળે વધારે બળથી ભભૂકી ઊઠતી. એવે સ્ત્રીને આશાના દહાડા આવ્યા ને અંતે તેણે પુત્રીને જન્મ આપ્યો. હિંદુ સંસારમાં પુત્રીજન્મ ક્યારે પવિત્ર મનાયો છે? સ્ત્રીએ જાણ્યું જે પેટ પથરો પડ્યો! પુરુષ ભોળો હતો, સંસ્કારી હતો, સ્નેહી હતો; એણે પુત્રીજન્મમાંય આનંદ માન્યો.

લગ્નજીવનમાં સ્ત્રીપુરુષના ગુણાકારનું પરિણામ જે સંતતિ, તે એ દંપતીને સરખે આકર્ષણે ગાંઠી દે છે, સ્ત્રીપુરુષનો સમાન સ્નેહ સંતતિ ઉપર ઢોળાય છે, બંને એ ગાંઠે ગંડાય છે. પછી તો દંપતી સંતતિના કલ્યાણને અર્થે ધર્મયજ્ઞ આરંભે છે. પણ આજે ભ્રષ્ટ થઇ પડેલા હિંદુસંસારમાં? ક્યાં છે એ કલ્યાણયજ્ઞ? ક્યાં છે એ ધર્મયજ્ઞ? આજે હિંદુઓએ પ્રવર્તાવેલા રાક્ષસ-લગ્નના આંગણામાં મંડાયા છે સન્તતિમેધ યજ્ઞો, તેમાંયે ખાસ કરીને પુત્રીમેધ યજ્ઞો! ઘેર ઘેર મંડાયા છે અધર્મયજ્ઞો!

પોતાના પિંડમાંથી જણેલા પિંડ ઉપર માતાનો સ્નેહ કેટલો ગાઢ હોય! પશુપંખીમાંય જુઓ. ગાય વાછરડા ઉપર કેવો સ્નેહ રાખે છે! કૂતરીનાં તરતનાં જણેલાં બચ્ચાંને તમે જરા અડી તો જુઓ! પણ માનવમાતા, અરે હિંદુ માતા? પુત્ર ઉપર તો સ્નેહ રાખે, પણ પુત્રી ઉપર? પુત્રી એટલે પથરો! માના જાણે જે એ તો પારકા ઘરની, પારકે ઘેર જવાની ને મહામોંઘો પૈસો તાણતી જવાની. કેટલીયે માતાઓ પોતાની પુત્રીઓને જન્મતે જ જમદૂતને ખોળે પધરાવી દેતી હશે. પિતા નહિ પણ સ્નેહાળ માતા પુત્રી કરતાં પૈસાને કેમ આટલો વહાલો કરતી હશે? પૈસો આજકાલ તો જગતનો પરમેશ્વર થઇ પડ્યો છે. પુરુષ પૈસા રળી જાણે છે, એટલે એને એ વિષે બહુ ચિન્તા નથી. સ્ત્રી રળી જાણતી નથી, એટલે એ વિષયમાં એ પરાધીન છે, એને એ વિષે બહુ ચિન્તા રહે છે. પુરુષ જીવતો હોય ત્યાં સુધી તો કંઇ ચિન્તા નહિ, પણ ભોગજોગે ગયો તો? એનું કોણ? હિંદુ સમાજે એના ઉપર વૈધવ્યધર્મ ઠોકી બેસાડીને એને છેક નિરાધાર કરી મૂકી છે; એટલે જ સ્ત્રીને પૈસા વિષે બહુ ચિન્તા રહે છે, એટલે જ એ પુત્રી કરતાંય પૈસાને આટલો વહાલો કરે છે. અને માટે જ હિંદુ પત્નીઓ પોતાના પતિથી છાની ગાંઠો કરતી હશે?

આપણી કથાની સ્ત્રીએ પણ એ જ કારણે પુત્રીના જન્મમાં પથરાનો

જન્મ માન્યો. જન્મતાં એણે પુત્રીને જાણે ખોળે ના મૂકી, ના મૂકી શકી; કારણ કે પુરુષને તો પુત્રી ઉપરેય વહાલ હતું. સ્ત્રીએ ત્યારે તો પુત્રી ઉપર વહાલ દેખાડવું રહ્યું. માની ઠોકરો ખાતી ને બાપનાં લાડ ચાખતી પુત્રી ઊછરવા લાગી, મોટી થવા લાગી. બાપ ઘેર હોય ત્યાં સુધી મા એને લાડ લડાવે, હસાવે; કંઇ કંઇ શીખવે, કંઇ કંઇ સંસ્કાર આપે. પેલો નોકરી ઉપર બહાર જાય, ત્યારે મા ગિતાહારને નામે તેને અર્ધી ભૂખી રાખે, નિયમને નામે એના ઉપર કડકાઇ ચલાવે, સભ્યતાને નામે ઉંબરા બહાર પગ મૂકવા ન દે. જરા વાંક પડતાં મણુની પાંચશેર કરી નાખે, કંઇ કંઇ કડવાં વેણુ સંભળાવી દે. બિચારી પુત્રીના મોં ઉપર દુઃખની છાયા આખો દિવસ છવાઇ રહે. અજાણી પાડોશણો જાણે જે દીકરી ગંભીર બનતી જાય છે, ડાહ્યલી બનતી જાય છે; જાણીતી ચણભણ ચણભણ વાતો કરે, જે દીકરી માતાને ત્રાસે સીવાઈ ગઇ છે. મૂર્ખ કામાન્ધ પિતાને દીકરીના આ દુઃખનું ભાન નહિ, એ તો ઘેર આવે ત્યારે પોતાને લાડે દીકરીને હસતી દેખે એટલે જાણે જે એ સંપૂર્ણ સુખી છે. એની સાથે આવનાર એના મિત્રો જાણે જે દીકરી હસમુખી છે, આનંદી છે, સુખી છે; ભાઇનું દંપતીજીવન આદર્શ છે, એમનું સંસારજીવન અતિ સુખી છે. એમ કરતે કરતે પુત્રી સોળ સત્તર વર્ષની થઇ. તે વખતે તો એને દશેક વર્ષનો ભાઇ ને એકાદ વર્ષની બેન પણ હતી.

પુરુષ સુધારાની વાતો કરે છે, એને રિઝવવા સ્ત્રી પણ એને અનુમોદન આપે છે. પુરુષ પુત્રીને ભણાવે છે, સંસ્કાર આપે છે; સ્ત્રી પણ એને અનુમોદન આપ્યે જાય છે. પુરુષ જાણે જે એથી પુત્રી લગ્નજીવનમાં સુખી થશે, સ્ત્રી જાણે જે એથી ઓછે પૈસે પુત્રી ઠેકાણે પડી જશે. લગ્નના બજારમાં દીકરીનું મૂલ્ય સારૂં મુલવાય એટલા માટે સારે લુગડેલત્તે ફેરવે, પણ સદાની પેઠે ત્યારે પણ એકલી તો ઘર બહાર કદાપિ ન જવા દે. ક્યાંક સભા થવાની હોય, નરનારીઓનાં ટોળે ટોળાં જતાં હોય, સંસ્કારી દીકરીયે જવાનું મન કરે; મા સાફ ના પાડે. ગયા વિના છૂટકો નથી એમ જાણે તો પોતે પણ તેની સાથે જાય, એકલી તો કદાપિ જવા ના દે. દીકરીને એ સદા કબજે રાખે, પુરુષ આમાંનું કંઇ જાણે નહિ, જાણે તો એટલું જ જાણે જે દીકરી માની છાયામાં સુખી છે. દીકરી કેટલી સુખી હતી તે તો તે પોતેજ જાણતી. પોતાનું દુઃખ બાપને જણાવવાની કોઇ કોઇ વાર ઇચ્છા થતી, પણ તેથી બાપ દુઃખી થશે અને પોતાનું દુઃખ ઘટવાને બદલે વખતે વધશે એમ જાણીને કહેતી નહિ.

સ્ત્રીએ જાણ્યું કે દીકરી મોટી થઇ ગઇ છે, હવે પરણાવ્યા વિના ન ચાલે. પુરુષને તો એને સંસ્કાર આપી જવા હતા. એને પરણાવવાની ઉતાવળ નહોતી. દીકરીને ભણવુંજ હતું, પરણવું નહોતું. પણ ઘરની રાણી એમ હારી જાય એમ ન હતી. પોતાનાં સ્વજન મારફત તપાસ ચલાવવા માંડી. થોડેક દિવસે પત્તો લાગ્યો: મહિને દહાડે ૩૦૦-૪૦૦ કમાતો ગ્રેજ્યુએટ અમલદાર સદ્ભાગ્યે અહુણાજ વિધુર થઇ પડ્યો, માતાએ તેને ઝડપી લીધો. એણે એ અમલદારને જમાઇ કરવાનાં સ્વપ્ન સેવવા માંડ્યાં. એને માટે પત્રવ્યવહાર શરૂ કર્યો. અમલદારે માન્યું જે પૈસા નહિ મળે તો ચાલશે, ભણેલી વહૂ આવશે એટલે અમલદાર વર્ગમાં વાહવાહ થશે. માએ માન્યું જે વગર પૈસે છોકરી ઠેકાણે પડશે, જોઇતું હતું એજ થયું. દીકરીએ ચણભણ ચણભણ વાત જાણી, એને તો પરણવું જ નથી, પણ એનું કોણ સાંભળે? એક દિવસ પેલા અમલદાર વિષેનો આવેલો કાગળ દીકરીના હાથમાં આવી ગયો, તે એણે વાંચી લીધો: "એ ગમે એવી હશે તોય ચાલશે, નાની દીકરીને મૂકી એની મા મરી ગઇ છે, એને ઉછેરીને મોટી કરશે એટલુંજ જોઇએ." વાંચતાંજ દીકરી સમજી ગઇ: 'મારે પત્ની થવા નથી પરણવાનું, આયા થવા પરણવાનું છે!' એની નાની બેન કંઇક રોઇ એટલે માએ બૂમ મારી: "આમ જો, આને થોડાંક બિસ્કીટ આપ જોઇએ." દીકરી વ્યંગમાં બોલી: "આવ, બેન આવ, આયા તને બિસ્કીટ આપે." માને સમજાવવા બોલાએલા એ બોલ ચકોર મા સમજી ગઇ, દીકરીનો ઝાકળ કાઢી નાખ્યો. એણે એજ પળે નક્કી કરી નાખ્યું જે હવે તો આ પાપને ગમે ત્યાં ઠેકાણે પાડીજ દેવું.

પણ એ પાપને તો ઠેકાણે પડવુંજ નહોતું તેનું કેમ? એને તો ભણવું હતું. બાપે આપેલા સંસ્કારને બળે એનામાં સેવાવૃત્તિ જાગ્રત થઇ હતી, ભણીને એને તો સમાજસેવા કરવી હતી. પણ હવે એ બને કેમ? બાપને કહે કંઇ વળે એમ નહોતું, મા આગળ બાપનું કૂટી બદામ જેટલુંય કયાં ઊપજે એમ હતું? એણે નાછૂટકે ગુપ્ત યોજનાઓ સેવવા માંડી: "અહીંથી છાનીમાની પેલા વિદ્યામંદિરમાં કે અમુક સંસ્થામાં ચાલી જાઉં તો? લગ્નની બલામાંથી છૂટાય ને નિરાંતે ભણાય. પણ પૈસા વિના કોણ પેસવા દે? અને ઝેર ખાવું હોય તોય પૈસા છે કયાં? હા, પણ મારા પેલા કાકા વિદ્યાર્થીઓને પૈસાની ખૂબ મદદ કરે છે, મને પોતાની ભત્રિજીને મદદ નહિ કરે? અનેક પુરુષવિદ્યાર્થીને મદદ કરે છે, મારા જેવી કન્યાને મદદ નહિ કરે? જરૂર કરશે." આમ સંકલ્પવિકલ્પ કરતાં કરતાં એ દૃઢ નિશ્ચય ઉપર આવી કે હવે અહીં છેવટનો પાસો પડવાનો થાય તે પહેલાં અહીંથી ચાલ્યાં જવું.

પાસેના નગરમાં એક વયોવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ બેન રહેતાં હતાં, તે જનસમાજની, ખાસ કરીને નારીસમાજની સેવા કરી રહ્યાં હતાં. એમનું નામ દેશની નાની કન્યાઓય જાણે. દીકરીએ એ સેવાબેન ઉપર ગુપ્ત કાગળ લખ્યો. એમાં પોતાની સ્થિતિ જણાવી, પોતાની આકાંક્ષા જણાવી. સેવાબેને એ દીકરીને વિદ્યામંદિરમાં મૂકવાની વ્યવસ્થા કરી! સંકેત પ્રમાણે માણસ તેડવા આવ્યો ને તેની સાથે તે ગુપ્ત રીતે ચાલતી થઇ. જતાં જતાં પોતાની સ્થિતિગતિ જણાવનારો પત્ર પોતાના પિતા ઉપર લખતી ગઇ, અને તે પત્ર પોતાના ગયા પછી આપવાની સૂચના કરીને પોતાની એક સખીના હાથમાં મૂકતી ગઇ. સાંજના ગાડીએ બેઠી, રાત પડતાં ત્યાં પહોંચી. જઇને સેવાબેનને મળી, એમણે તેને તરતજ વિદ્યામંદિરમાં પહોંચાડી. હવે એને નિરાંત થઇ લાગી.

ગાડી ઊપડવાનો વખત થઇ ગયા પછી મોડેથી એની સખીએ એનો કાગળ એના પિતાને પહોંચાડયો, એણે વાંચીને પોતાની સ્ત્રીને આપ્યો. બાપની નિરાશાનો પાર નહિ, માના કકળાટનો પાર નહિ. નરમ સ્વભાવનો ભોળો પુરુષ સ્ત્રી સામે નજર કરતો જાય ને આંસુ સારતો જાય. દીકરીને ફટવવા માટે પુરુષને સ્ત્રી કડવાં વેણુ સંભળાવતી જાય, ફાટી ગએલી દીકરીને નાશી ગવા માટે ગાળો ભાંડતી જાય ને બોરબોર જેવડાં આંસુ પાડતી જાય. રડતાં રડતાં રાત વહી ગઇ ને સવાર થયું. સવારનીજ ગાડીએ સ્ત્રીપુરુષ ચઢી બેઠાં ને ચારેક કલાકમાં તો વિદ્યામંદિરમાં જઇ પહોંચ્યાં. વ્યવસ્થાપકની પાસે દીકરીની માગણી કરી. તેણે થોડીક વાતચિત કરી દીકરીને બોલાવી, માબાપ સાથે જવાની આજ્ઞા કરી. દીકરીએ જવા ના પાડી. 'આ ઉનાળાની રજામાં અહીં રાખવા જેવી વ્યવસ્થા નથી,' એવે બહાને વ્યવસ્થાપકે એને રાખવાની ના પાડી. "ત્યારે આમ રખડતી કરવી હતી તો તેડાવી'તી શું કામ? સેવાબેનને બોલાવો, મારે એમને મળવું છે." દીકરીના પ્રશ્નનો ઉત્તર ન આપ્યો ને ઊલટો પ્રશ્ન કર્યો કે "એ બેન આવીનેય શું કરવાનાં હતાં?" દીકરીને એ વ્યવસ્થાપકે દગો દીધો લાગ્યો: "આ ભર્યાભાદર્યા સંસારમાં તમે મને રસ્તાની ભિખારણ કરી મૂકી!" નાછૂટકે માબાપ સાથે જવુંજ રહ્યું. સાંજનાં તો પાછાં સૌ ઘેર આવ્યાં, ઘેર આવીને એ સખ્ત પાંજરામાં પુરાઇ. અનેક દિવસનાં સેવેલાં સ્વપ્ન આમ ચોવીસ કલાકમાં ધૂળમાં રોળાયાં! પરિણામે પાંજરે પુરાઇ!

આ ઘટના માબાપે ગુપ્ત રાખી; કોઇએ જાણી, કોઇએ ના જાણી; જાણી તેમાંથી કોઇએ કાંઇ કહ્યું, કોઇએ બીજું કહ્યું. કોઇ ખબર પૂછવા આવ્યું,

કોઈ કુતૂહલ જોવા આવ્યું. કોઇ ઠપકો દેવા આવ્યું. જે કાકા પાસેથી વિદ્યામંદિરમાં પૈસા ભળવાનાં સ્વપ્નાં સેવ્યાં હતાં તે આવ્યા, એટલે દીકરી આશ્વાસન લેવા લાગી જે આ કાકા આવ્યા તે અને આ પાંજરામાંથી છોડાવશે. પણ "માબાપની રજા વિના ઉંબરા બહાર પગલું દેવાય કેમ?" એવો કાકાએ ઠપકો દીધો. થયું, એનું આશ્વાસન ભાગી પડ્યું! ખરે જ બિચારી 'આશાભંગ થઇ ભામિની'!

પાંજરે પુરાએલું પંખી હવે તો ખૂબ મૂંઝાવા લાગ્યું. માના આ કેદખાનામાંથી કેમ છૂટાય, એ જ એના રાતદિવસના વિચાર થઇ પડ્યા. બાપ દુઃખી થાય, વખતે પોતે વધારે દુઃખી થાય, એ ચિન્તાએ બાપને પણ કંઇ પોતાની મૂંઝવણ કહેવાય નહિ. ચિન્તામાં ને ચિન્તામાં ઝીણે તાવે સપડાઇ. મા પણ એ જ વિચાર કરી રહી હતી જે આ સાપના ભારાનો શી રીતે નિકાલ થાય? એવે જાણ્યું જે દીકરીને તાવ શરૂ થયો છે. દવા કરવાનું કારણ ન લાગ્યું, દવા ન કરવાનું કારણ લાગ્યું: જોયું જે એથી દવાના પૈસા બચશે ને વળી સાપ વગર માર્યે મરશે. તાવ હોય તોય મરણમુખે ધકેલવા એને સુખે સૂવા ન દે, ગજા ઉપરાંતનું એની પાસે કામ કરાવે. એ બિચારી રડતી જાય ને કામ કરતી જાય, દેહને ધકેલતી જાય. આખરે તો એ પથારીવશ થઇ. તેના પિતાને ભાન થયું જે દીકરી પથારીએ પડી છે. તેણે દવા કરવા માંડી. માએ તેની સામે રુષણાં લીધાં: "એને થયું છે શું? એ તો સહજ તાવ આવે છે તે કાલે મટી જશે. વૈદદાક્તરનાં ઘર ભરવા કરતાં તો એને ઘી-દૂધ ખવરાવીએ એ જ સારું." દવા બંધ કરાવે. ઘી-દૂધ તો એને આપવાનું જ શેનું? બાપ ઠપકાં ખાતો જાય, મહેણાં ખાતો જાય ને પાછો દવા કરતો જાય. રોગ તો ધીરે ધીરે વધતો ચાલ્યો. અંતે થાકીને તે પુરુષ પુત્રીને દવાખાનામાં દેખાડવા લેઇ ગયો. એનું શરીર તપાસીને દાક્તરે ખુલાસો કર્યો: "એને ક્ષય લાગુ પડ્યો છે. એક ફેફસું સડવા માંડ્યું છે, પણ ચાંપતી દવા કરશો તો હજી યે બાજી હાથમાં છે." પિતા એ જાણી ખિન્ન થયો, માતા ખિન્ન થતી દેખાઇ: "હાય હાય, એ રોગ કોઇને મટ્યો જાણ્યો છે? ને પૈસાના તો રોળ વળી જવાના!" અને એને તો ક્યારે એ રોગ મટાડવો જ હતો? રોગ વધતો ચાલ્યો. વૈદ-દાક્તર જાય કે માનો કકળાટ શરૂ થાય, કોઈ બિચારો વૈદ-દાક્તર પણ હસતે મોંએ એ ઉંબરે ન ચઢે. બાપ બળ કરીને કોઇને બોલાવી લાવે તો મા ત્યારે એવું કરે કે ફરી એ વૈદ-દાક્તર તો આવે જ નહિ! પૈસો કાઢવો પડે તો એનો જીવ જાય, ઉઘાડે છોગ તાગું કરે; કોઇ વાર બે હાથે માથું કૂટે, ભીંત સાથેય કોઇ કોઇ વાર તો.

માને ઠંકાસે દીકરીને રોગે ઉતાવળાં પગલાં ભરવા માંડ્યાં. બીજા ફેફસા ઉપર અસર શરૂ થઇ. દીકરીને એક બાજુથી મૂંઝવણ વધતી જાય, બીજી બાજુથી સારૂં લાગતું જાય કે માએ માંડેલા નરકમાંથી હવે છૂટવા વારો આવશે. માને એક બાજુથી બળાપો વધતો જાય કે પૈસાનો રોળ થઇ જાય છે, બીજી બાજુથી શાન્તિ વળતી જાય કે એ પાપ મરણને મુખે ધકેલાતું જાય છે; પણ વળી ત્રીજી બાજુથી ચિન્તા થાય કે આ બધાં એ મરણને પાછું હડસેલવા પ્રયત્ન કરી રહ્યાં છે, અને ત્યારે બચી જશે તો? બાપની ચિન્તાનો તો પાર નહોતો, એ બિચારો ભોળો બાપ તો પુત્રીવત્સલ હતો. ચિન્તામાં ને ચિન્તામાં ના સહેવાયું, ત્યારે એ દીકરીને મામબહાર એક બાગના હવાખાનામાં લેઇ રહ્યો, જાણ્યું જે શુદ્ધ હવાથી એને ફેર પડશે; મા પણ ચાકરી કરવાને બહાને સાથે જઇ રહી, જાણ્યું જે એમને વીલાં મૂકીશ તો પૈસાના રોળ વાળશે.

એ દશામાં શી રીતે ફેર પડે? બાપ દિવસે નોકરી ઉપર જાય. મા મહેણાંટૂણાંથી દીકરીનો જીવ ખાય. એક દિવસ પણ દીકરીને એ રડાવ્યા વિના નથી રહી. પથારીવશ પડેલી દીકરી હવે તો ઝાડોપેશાબ કરવા પણ કોઇની મદદ વિના ઊઠી શકતી નહિ. મા એને એવી રીતે ઊઠાડે કે દીકરી એમ ઊઠવાનું મન ન કરે. રોગમાં ઝાડો ખૂબ સાફ આવવો જોઇએ, ત્યાં માની ચાકરીથી બબે દિવસ સુધી ઝાડે ફરવાનું એ મન ન કરે. દવા વિષે પણ એજ દશા. વૈદ્યે બતાવેલું કે રોજ એને તાજી છાશ આપવી. તાજી છાશ માટે દૂધ તો મા રોજ આખરે, પણ તેનું દહીં રાખી મૂકે, આગલા દિવસનું ખાટું દહીં વલોવી દીકરીને પાય; કોઇ કોઇ વાર તો બહારથી છાશ લાવી તેમાં ફોકટ વલોણું ફેરવી દીકરીને પાય!

સાંજે બાપ આવે ત્યારે હસતે મોંએ પત્ની વાત કરે એટલે એ ભોળો ભોળવાય ને રાજી થાય. દીકરીનો રોગ તો વધતોજ જાય. એક વાર કંઇક સહેજ મંદવાડને લીધે ત્રણ ચાર દિવસ બાપથી નોકરીએ ન જવાયું, બાગના હવાખાનામાંજ રહેવું પડ્યું. પત્નીનાં લક્ષણ ત્યારે એ પારખી ગયો, દીકરીનું દુઃખ ત્યારે બરાબર પારખી ગયો. એની આંખે ચઢેલાં પત્નીમોહનાં પડળ ઊતરી ગયાં. પણ ત્યારે એનું કંઇ ચાલે એમ ન હતું. સ્ત્રી બરાબર માથે ચઢી વાગી હતી, પૈસાની માલેક થઇ બેઠી હતી, બધા પૈસા ચોટામાં પોતાનેજ નામે એ રાખતી થઇ ગઇ હતી. પુરુષનું દિલ સમૂળું ઊડી ગયું; પુત્રી બોલી શકતી નહોતી, પણ એનું દિલ તો ક્યારનુંય ઊડી ગયું હતું. અહીં એને હવે મટવાની આશા ન લાગી. પુરુષે પોતાના મિત્રમંડળ સાથે મંત્રણા

કરી દીકરીને મુંબઇ લેઇ જવાનો નિર્ણય કર્યો. સ્ત્રીએ પોતાનેજ રંગે કેળવેલા દીકરાને ગુપ્તચરની પેઠે એ મંડળમાં મોકલી તેમનો નિર્ણય જાણી લીધો. એ નિર્ણય જાણતાંજ એણે માથું કૂટવું શરૂ કર્યું. પુરુષનાં પડળ તો હવે ઊતરી ગયાં હતાં, તે આ વેળા સ્ત્રીને ન ગાંઠ્યો. પુત્રીને સ્ટ્રેચર ઉપર સુવાડી પિતા અને તેના મિત્રો સ્ટેશને લેઇ જવા નિકળ્યા. માએ માથું કૂટી સ્ટ્રેચરને 'દાડકી કાઢી' કહી, પુરુષને સંભળાવી દીધું: "મેં તમને નાહી નાખ્યા, તમે મને નાહી નાખજો!" હાસ્તો, હવે ગાલની માલેક થઇ બેઠેલી પત્નીને ઘરડા થએલા પતિની શી પરવા હોય? દીકરીને વળાવવા જનાર મિત્રો પણ એ સ્ત્રીની ગાળોથી ત્યારે ન બચ્યા.

બાપ દીકરીને મુંબઇ લેઇ ગયો; સેવા માટે સાથે કોઇ સ્ત્રી જોઇએ. પોતાના કોઇ મિત્રની સ્ત્રીને બોલાવી લીધી. દીકરીનું શરીર દાક્તરે તપાસ્યું. એણે કહી દીધું: "રોગ અસાધ્ય છે, અહીં રાખ્યે કશું નહિ વળે, ઘેર પાછી લેઇ જાઓ." કયે ઘેર? કોને ઘેર? હવે ઘર હતુંજ ક્યાં? દીકરીને માના કંકાસથી ને પોતાના રોગથી, એમ બે રોગથી નહોતું મરવું; એને મરવા માટે ક્ષયરોગજ બસ હતો, એ રોગે મરવામાં એને શાન્તિ હતી. એવી શાન્તિમાં એને મરવા દેવી એમાં બાપને પણ શાન્તિ લાગી. એ મુંબઇમાંજ રહ્યો.

પૈસા મોકલવા નિર્ધન પુરુષ, પોતાને હાથે ધનવાન બનાવેલી—અથવા કામમોહને કારણે કે પરિણામે ધનવાન બનવા દીધેલી—સ્ત્રીને પત્ર લખે, ઉત્તરજ નહિ. ત્યાં એક મિત્રને ઘેર પોતાના થોડાક પૈસા હતા, તે મંગાવવા લખ્યું. એ આમ લખશેજ જાણીને ચકોર સ્ત્રીએ તે પૈસા અગાઉથીજ ઉપાડી લીધા હતા! બેશક પૈસા વિના પુરુષનું ગાડું મુંબઇમાં અટકી તો ન જ પડ્યું, પૈસાની એને બહુ જરૂરજ ન પડી.

કારણ કે થોડાજ વખતમાં આ ભ્રષ્ટ સમાજની ઘાણીમાં પિલાતી તે દીકરી પૂરી થઇ ગઇ, સમાજને આશીર્વાદ આપતી ને આ સમાજમાંથી છૂટી ગઇ! એનું જીવનવૃક્ષ અકાળે કરમાઇ ગયું, સુકાઇ ગયું!

પુત્રીના મરણથી પિતા પોક મૂકીને રોયો, પણ હવે બહુ મોડું થઇ ગયું હતું, હવે રોવું નિરર્થક હતું. તમે ધારો તે પૂછો કે એ ભલા કામાન્ધ પુરુષની હવે તો આંખો ઊઘડી ગઇ હશે. ઊઘડી છે કે નહિ તે હું જાણતો નથી. પણ જાણું છું, જે પુત્રી સત્યાગ્રહમાં પોતાનો વિજય કરી, આ પાપભ્રષ્ટ સમાજને આશીર્વાદ આપતી ચાલી ગઇ.

આંધળાં હો તે આંખ ખોલજો, બહેરા હો તે કાન ખોલજો, જગતના લોક!

'પાટીદાર'મંદિર, આણંદ -નરસિંહભાઇ ઈ. પટેલ

# દિવ્ય સ્વપ્ન

શીતળ પવન જોસભેર ફૂંકાતો હતો. તે વખતે રાત્રિના ઘોર અંધકારમાં હું નિદ્રાવશ થયો. થોડા સમયમાં સ્વપ્નમાં એક તેજસ્વી મૂર્તિ મારી સામે ખડી થઇ. તેનાં નેત્રો તીવ્ર અને વેધક હતાં અને અવયવો મજબૂત હતા. મેં તેને નમસ્કાર કર્યા. અમારી બન્ને વચ્ચે કેટલોક વાર્તાલાપ થયો. કેટલોક સમય વીત્યા બાદ મેં પ્રશ્ન કર્યો: "અમે અમારી ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત નથી કરી શકતા તેનું કારણ શું? અને અમારા પૂર્વજોથી અમો આટલા બધા ભિન્ન કેમ છીએ?" આ પ્રશ્નો સાંભળતાંજ તે મૂર્તિનાં ભવાં ઊંચાં ચઢયાં અને મને સંબોધીને તેણે નીચે પ્રમાણે બોલવું શરૂ કર્યું:

"ભારતવાસી, હજી તમે મોહનિદ્રામાં સૂતા છો. હજી તમે સત્ય માર્ગ છોડી જ્યોતિષી વગેરે વિમાર્ગદર્શક લોકથી દોરાઓ છો. હજી તમે અંદર-અંદરના કલહ, કલેશ, ઇર્ષ્યા વગેરે દુર્ગુણોથી ભરપૂર છો. બંધુ બંધુને શંકાની નજરથી જુઓ છો..આજે આખા ભારતમાં સંકુચિત ભાવના જોવામાં આવે છે. વધુમાં તમારૂં દરેક કાર્ય શંકાથી ભરપૂર છે. સત્યને કચરી નાખી જીવન ગુજારવું એ તમારો ધર્મ થઇ પડ્યો છે. તમારા પૂર્વજોનાં પરાક્રમો ઉપર અભિમાની થઇ ફરો છો. આહાર અને પહેરવેશમાં વખત બગાડો છો. તમે એકમત થઇ કાર્ય કરતા નથી. અંત્યજોને ધિક્કારો છો. પરંતુ યાદ રાખજો, કે જ્યાં ઊંચી અને નીચી પંક્તિના લોકોમાં એકતા થએલી છે ત્યાં જ ઉદયના ગણેશ બેઠા છે. દેશપરદેશ ફરી વિદ્યા, કળા અને હુન્નર શીખનારનો તિરસ્કાર કરી તેનો ત્યાગ કરો છો. સ્ત્રીઓને સમાન દૃષ્ટિથી જોતા નથી, તેને તમારી ગુલામડી માની સ્ત્રીશિક્ષણની ઝાંખી પણ કરાવતા નથી.

"કેળવણીની સ્થિતિ પણ ઘણીજ દયાજનક થઇ પડી છે. શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે નહિ જેવોજ સંબંધ છે. શાળાઓ કતલખાનાં અને વેઠ કરાવનારાં કેદખાનાં થઇ પડયાં છે. આવી શાળાઓ પણ ઘણીજ ઓછી છે, અભણ વર્ગ ઘણો છે.

"તમારી લગ્નપદ્ધતિ કેટલી ભ્રષ્ટ છે? વર્ષોવર્ષ અયોગ્ય ઉમરનાં અને ગુણનાં કેટલાં કજોડાં થાય છે? વિદ્યાર્થી નિશાળ છોડતા પહેલાંજ એક નાની સરખી પલટણનો પિતા થાય છે. પરણેલો યુવક ભણવાનાં પોથાં બાંધી દેઇ ઘેર ઘેર હાથ જોડી 'હાય નોકરી! હાય ગુલામી!' કરતો ફરે છે. જે દેશમાં દુશ્મન ગાળાપો પોતાનાં બાળકોને તરવાનું શીખવ્યાજ પહેલાં સ્ત્રીરૂપી શિલા ગળે બાંધી તેને

સંસારસાગરમાં નાખી દેવામાં પાછી પાની કરતાં નથી, ત્યાં સ્વરાજ્યનાં સ્વપ્નાં કેવાં? જે દેશમાં ભીષ્મપિતાએ અને હનુમાનજીએ બાળબ્રહ્મચારી રહી દેશ ઉપર સચોટ છાપ પાડી હતી, તેજ દેશમાં બાળલગ્ન થાય એ કેટલું હીણપતભર્યું છે! કેટલી બાળવિધવાઓ શોકાગ્નિમાં બળી પોતાનાં હૈયાંની ખાખ કરી નાખે છે? આવી દશામાં તમે સ્વરાજ્ય કેમ ચલાવશો?

"તમે નજીવા સ્વાર્થથી, જાતિઅભિમાનથી અને ટૂંકી નજરથી દોરાઓ છો; એટલેજ તમે પરાધીન છો. જે દેશ અનેક વર્ષોથી પરાધીન હોય તેનું વળી વીરગૌરવ શું? યુરોપી જાતિઓમાં સ્વાતંત્ર્યપ્રિયતાનો જુસ્સો નસોનસમાં પ્રબળ ઇચ્છા રૂપે પરિણામ પામેલો હોય છે. યુરોપિયનોની એવી માન્યતા છે કે જો સ્વતંત્રતા-છોડવી પડે તો તેના પહેલાં પ્રાણ અથવા સર્વસ્વ છોડવું એ અમારૂં કર્તવ્ય છે. એવી માન્યતા તમારામાં ક્યાં છે? તમારો દેશ દરેક પરદેશી રાજ્યને મન જર્જર છે, પરંતુ તમારે માટે બીજા દેશોમાં તાળાં છે. આ તમારી ઉદારતા નથી, પણ નામર્દાઇ છે.

"તમારો શિક્ષિત વર્ગ અભણ ઉપર નજર પણ કરતો નથી. ગરીબ ખેડૂતો ઉપર હાલના યુવાનો તિરસ્કારદષ્ટિથી જુએ છે. બુદ્ધિશાળી વયોવૃદ્ધ અનુભવીઓની આજ્ઞા યુવકો માનતા નથી. તમારૂં જીવન પશ્ચિમનું ભ્રષ્ટ અનુકરણ કરી રહ્યું છે. તમે પશ્ચિમના પહેરવેશને અને રહેણીકરણીને તમારી ઇષ્ટ વસ્તુ માની લીધી છે. તુચ્છ વસ્તુઓ તમને બંધનકારક થઇ પડી છે. શા માટે તમે જ્ઞાનીઓ અજ્ઞાનીને અને પૈસાદારો ગરીબને ડરાવો છો? જાપાનના યુવકોની માફક 'ભારત મારો છે,' એ ભાવના તમારામાં ક્યાં છે? તમને કોઇ પૂછે કે હિન્દુસ્થાન કોનું? તો ઉત્તરમાં 'અંગ્રેજ'નું કહો છો. આથી મને ઘણી દિલગીરી થાય છે."

પરંતુ પછી એ મૂર્તિએ શાન્તિ આપીને કહ્યું, કે "દિલગીર શા માટે થાય છે? તક ઘણી છે. પ્રયત્ન કરશો તો ભારતની ઉન્નતિ તમારાજ હાથમાં છે. અને અવનતિને ઉન્નતિમાં જરૂર પલટી શકશો. સ્વાર્થને ત્યજી દો. જીવન નિભાવવા માટે એક મૂઠીભર અન્ન મેળવી કાર્ય કરો. લજ્જા અને ખોટા આડંબરને દૂર કરો, ફાટેલા તૂટેલા વસ્ત્રથી કમર કસીને પણ પુણ્યભૂમિ ભારતનો દિવ્ય યુગ ફેરવી દો. ભારતની ગએલી કીર્તિ પાછી મેળવો. સ્વદેશાભિમાન, ધીરતા, વીરતા, સાહસિકતા ધારણ કરી તમે શુદ્ધ ચિત્તથી જનની ભારતભૂમિ ઉપર પ્રેમ વધારો. અને પ્રેમવિકાસથીજ ભારતમાતાનું કલ્યાણ થશે. તમારૂં રુદન છોડી દો, અને જનસેવામાં તમારૂં જીવન ઝંપલાવો.

આત્મશક્તિને જાગ્રત કરી તમારા દેશનો ઉદ્ધાર કરો. પરમ પવિત્ર પિતાના ગૃહમાં પુત્ર તરીકે રહેતે દરેક મનુષ્યે ઉપરના શબ્દો અંતરમાં કોતરી રાખવા ઘટે. તમારૂં જીવન એ તમારૂં યુદ્ધ છે. આ જગત તમારી રણભૂમિ છે અને તેમાંજ તમારે તમારૂં સઘળું બળ બતાવવાનું છે. પછી જોશો કે તમારી ઇષ્ટ વસ્તુ તમારી પાસેજ છે."

એટલું કહી તે મૂર્તિ અલોપ થઇ ગઇ. મારી આંખ ઉઘડી ગઇ ને હું ગંભીર વિચારમાં પડી ગયો.

વસો, હાલ મરોલી મણિભાઇ મોતીભાઇ પટેલ

---

## આપણો મંથનકાળ

**મંથનયુગ** શરૂ થઇ ચૂકયો છે—વડીલોનો અને યુવકોનો. આજના યુવકો ઉપર ભાવિ જગતનો પાયો નંખાશે. આજના યુવકોથીજ ભાવિ જગત દોરાશે, અને આજના યુવકોજ ભાવિ જગતનૌકાના નાવિકો બનશે, દુનિયાના ખૂણે ખૂણા ખૂંદી વળશે, અને જગતે નહિ જોએલી, નહિ અનુભવેલી ક્રાન્તિ જગાવશે. આજના યુવકોજ ભાવિ જગતના નિર્માતાઓ હશે.

યુવતીઓ પણ પોતાનો હિસ્સો આપવા ચૂકશે નહિ. યુવકોની પ્રેરણામૂર્તિ બનીને તેઓ સાથે ચાલશે, યુવકોની સહચરીઓ થશે અને યુવકોમાં જે ઊણપ હશે તેની તેઓ પૂરક બનશે.

આવો મંથનકાળ આપણા સમાજમાં હજુ તેની બાલ્યાવસ્થામાં છે, પરંતુ તેને યૌવન પ્રાપ્ત થતાં વખત નહિ લાગે. વડીલો પણ આ મંથનકાળથી મુક્ત તો નથીજ. તેમની સમક્ષ પણ સમાજના ગહન કોયડાઓ અણઉકલ્યા પડ્યા છે, અને વડીલોના સાથથીજ આપણા યુવકો તે કોયડાઓનો ઉકેલ લાવી શકશે.

યુવકોને આમની સભા (House of Commons) અને વડીલોને અમીરોની સભા (House of Lords) સાથે સરખાવીએ તોજ આપણે આ મંથનકાળના (Legislature) ધારાધોરણને સમજી શકીએ.

આપણા યુવકોને સ્વાતંત્ર્ય જોઇએ છે, વડીલોને તે પોષાતું નથી. આપણા યુવકને જીવનનો થનથનાટ જોવો છે, વડીલોને તે રુચતું નથી. આપણા યુવકને સમાજનાં બંધનો ફગાવી દેવાં છે, વડીલોને તે બંધનોની જંજીરો વધારે મજબુત બનાવવી છે.

અમીરોની સભા જેવી રીતે આમની સભાના સ્વાતંત્ર્ય ઉપર કાપ મૂકે છે, તેવીજ રીતે આપણા વડીલો આપણા યુવકો ઉપર 'દાદાગીરી'નું રાજ્ય ચલાવે છે.

અમીરોની સભાના ગુણદોષનું વર્ણન કરતાં આપણે કહીએ છીએ કે આમની સભાના કોઇ પણ અવિચારી પગલા પર અમીરોની સભા કાપ મૂકે છે અને તે રીતે આમની સભાના કોઇ પણ અવિચારી પગલા પર કાબુ રાખે છે. પરંતુ આમની સભાના ખચાવમાં આપણે કહીએ છીએ, કે જે સભામાં લોકસમૂહનું સ્વાતંત્ર્ય પ્રવર્તતું હોય તે સભા કદી અવિચારી પગલું ભરે જ નહિ. તેજ રીતે આજના સુધરેલા યુવકો સમાજને કદી ખોટે રસ્તે દોરશે જ નહિ.

આનો અર્થ એમ નથી કે યુવકોને વડીલોની જરૂર નહિ પડે, પરંતુ યુવકો ઉપર થતી શિરજોરીનો તેમણે અંત આણવો જોઇએ. તેઓએ જાણવું જોઇએ કે યુવકો ઉપર દબાણ કરવાથી કોઇ પણ કાર્ય સિદ્ધ થઇ શકશે નહિ, ઊલટું સમાજનાં છિદ્રો વધુ વ્યાપક બનશે અને પછી તે છિદ્રોને પૂરવા માટે વધુ લાંબો સમય વહ્યો જશે.

યુવકોએ 'સારૂં એટલું ગ્રાહ્ય અને નરસું એટલું ત્યાજ્ય' એ મંત્ર સ્વીકારવો જોઇએ. વડીલોના જે દોષ હોય, તેને કારણે કેવું ખરાબ પરિણામ આવે છે તે તેઓને (વડીલોને) જણાવવું જોઇએ. પરસ્પર છિદ્રાન્વેષણ ન કરતાં બંનેએ ઐક્ય સાધવું જોઇએ અને તો જ સમાજનો ઉત્કર્ષ છે.

પણ આ તો 'પોથીમાંનાં રીંગણાં,' બધી મોઢાની વાતો! એ વાતોને આચારમાં મૂકતાં કોઇ યુવકે કોઇ વડીલને કે કોઇ વડીલે કોઇ યુવકને ભાળ્યો છે? પોતાના પગ તળે રેલો આવે એટલે 'તેરી ભી ચૂપ ને મેરી ભી ચૂપ!'

યુવકો વડીલોને કહે: "કાકા, આ તમે ખોટું કરો છો."

તરત જ તેઓ જવાબ આપશે: "બેસો, બેસો હવે ડાહ્યા, અમારા કરતાં આ વધુ જાણનારા! હજુ જીવન તો જોયું નથી ને ડહાપણની વાતો કરો છો. અમે છીએ તો તમારૂં ટટ્ટુ નભી રહ્યું છે, અમે છીએ તો તમારો સૌ કોઇ ભાવ પૂછે છે. અમારે ક્યાં વધારે દિવસો કાઢવા છે? અમે ના હોઇએ ત્યારે તમે તમારૂં સંભાળજો." આવો ઉદ્ધત જવાબ આપીને યુવકોનો ઉત્સાહ તોડી પાડશે.

આજનો યુવક પણ પીછેહઠ ન કરતાં, સંભળાવી દેશે: "કાકા, બેસો હવે ઘરઆંગણે. એ જમાનો તો ચાલ્યો ગયો. અમે કહીશું તે પ્રમાણે તમારે કરવું પડશે. આ તો વીસમી સદી છે. તમે જૂના વિચારના શું જાણો?"

આવો આપણો મંથનકાળ છે. સુધારાની વાતો કર્યા કરતાં તેને આચરણમાં મૂકીએ તો જ સમાજનો ઉત્કર્ષ છે, નહિ તો પછી જૂને ચીલે ગાડી ચાલી જશે. વખત આપણે માટે વાટ નહિ જૂએ.

નાર, હાલ વડોદરા વિનોદચંદ્ર જેઠાલાલ પટેલ

# ભાભીનો દિયેર

[સ્વતંત્ર છતાં ગયા અંકના 'વરવૃત્તિ'ના અનુસન્ધાન તરીકે.—લેખક]

નરેન્દ્ર ઘેર માને પજવતો, એટલે ભણવા તો નહિ પણ તોફાન કરતો મટે માટે મોટાભાઇની ભાગી ગએલી સ્લેટનું કાતરિયું ને પેન આપી ફળિયાનાં છોકરાં જોડે મા એને નિશાળે મોકલતી. રેવાશંકર માસ્તર એમના ફળિયામાં રહેતા ને કોઇ કોઇ વાર એને ઘેર દૂધ લેવા આવતા, એટલે વિદ્યાર્થીઓના એ હિંસક પ્રાણીની એને બીક ન લાગતી. નરેન્દ્ર એમની ખુરસી પાસે જઇ બેસતો. સ્લેટ એક ઠેકાણે મૂકી પાસે પડેલી કોઇની ચોપડી એ ફેંદવા મંડતો, ને એમાંથી ઘોડો–ગાય જેવું એનું ઓળખીતું ચિત્ર જોઇ એ રાજી થતો.

આમ એક વાર એ ચિત્રો જોતો ચોપડી ફેંદતો હતો ત્યારે ફળિયાનો એક જણ એને બોલાવવા આવ્યો: "નરેન્દ્ર! ઘેર ચાલ." અને આવનારે ઢીલું મોં કરી કહ્યું: "માસ્તર! ચંદુ···" અને એણે ડોકું નીચું નમાવી ઇશારત કરી.

નરેન્દ્ર ઘેર ગયો ત્યારે બૈરાંએ રડારોળ કરી મૂકી હતી. કદીયે ન રડતા દીઠેલા એના પિતા ખોળે. આંસુએ ડૂસકાં ઉપર ડૂસકાં ભરતા હતા. નરેન્દ્રનો મોટો ભાઇ ચંદુ તેર વર્ષની ઉંમરે ગુજરી ગયો અને પાછળ નવ વર્ષની વિધવા મૂકતો ગયો! પાંચેક વર્ષના નરેન્દ્રને તો એ વખતે ક્યાંથી ખબર કે એના મરણથી એક નિર્દોષ બાળકીને જીવતાં મરણ મળ્યું હતું?

સવિતાને સોળ વર્ષ થયાં ત્યારે એ અપશુકનિયાળ વિધવા અંધારી રાત્રે સાસરે આવી. પોતાના અને બીજાના અનુભવથી સવિતા ધીમે ધીમે સમજતી ગઇ કે પોતાનો અવતાર ઓશિયાળો છે. એટલે સાસરે આવી ત્યારથી જાત ઘસી નાખીનેય કામ કરવામાં એ પાછી પડતી નહિ. તેમાંય, નરેન્દ્ર બે ગાઉ દૂર આવેલા ગામની અંગ્રેજી નિશાળમાં ભણવા જવા લાગ્યો ત્યારથી તો ભાભી એની મોજનેષુ માતા થઇ રહી. સાઢા નવ વાગ્યે જમીને નિશાળે જવાનો વખત થાય ત્યારે શિયાળાને દહાડે ગામમાં લોકો નાહીધોઇને પરવાર્યા પણ ન હોય. છતાં સવિતા વહેલી વહેલી ઊઠી, નાહીધોઇ દિયેર માટે જુદે ચૂલે રાંધી દેતી.

શિયાળાની સાંજે અંધારું થયે ઘેર આવી પહોંચતાં નરેન્દ્ર નાને પગે થાકી પાકી સઇ જતો, એટલે નિશાળે લેઇ જવાનું લેસન કરવા સવારના પહોરમાં એ મંડી પડતો. એક બાજુ ન આવડતો દાખલો પજવતો હોય ત્યારે બીજી બાજુ ભાભી પ્રશ્ન પૂછતી હોય: "નરેન્દ્રભાઇ! શું ખાવા કરું?"

નિશાળે જતા પહેલાં લેસન તૈયાર કરતા ગયતો એ ઊંચું જોયા વગર કહેતો: "જાઓને હવે, કરો જે કરવું હોય તે."

છતાંય ભાભીના મનમાં કે અત્યારે ખાઈને જાય તે રાત્રે ઘેર આવે, તેમાં એમને શું ખાવું હોય ને શું કરીએ એટલે ભૂખે ચિમળાય. માટે એના કંટાળાને ગણકાર્યા વગર ફરી પૂછતી: "તોય કહો તો ખરા, કહેતાં કહેતાં શાં વરસો જવાનાં છે?" અને ભાભીના સ્વભાવથી ટેવાએલો નરેન્દ્ર છેવટ જવાબ આપતો: "કઢી કરજો."

નરેન્દ્ર જમવા બેસે ત્યારે વળી પાછી એ ને એ ભાંજગડ. લેસનમાં વખત થઈ ગયો હોય ને જમવા બેસે ત્યારે બીજા સહાધ્યાયીઓની તૈયારીની બૂમ પડે: "નરેન્દ્ર, કેટલી વાર છે?"

"આ આવું ••• એક મિનિટ," કહેતો નરેન્દ્ર જમવામાં ઉતાવળ કરવા માંડે. બીજે ગમે ત્યાં ઉતાવળ નભતી, પણ રસોડામાં ભાભીની ચોકી આગળ એનું કંઈ ન ચાલતું. 'બસ ••• બસ ••• નહિ જોઈએ,' એમ એ કહેતો રહે, તોપણ ભાતની કે ખીચડીની એક કડછી વધારે જમાડયા વગર ભાભી એને છોડે નહિ. વળી, મોડું ન થાય તેનો ઉપાય પણ એ બતાવતી હોય તેમ કહેતી જાય: "એમ હોય તો જરા ઉતાવળા ચાલજો. પણ એમ સાંજ સુધી ભૂખ્યું રહેવાય?"

સાસુ પાસેથી વહુને સારા કામ બદલ પ્રમાણપત્ર મેળવવું અશકય નહિ તોય અઘરું તો છે જ, તેમાંય વિધવા માટે લગભગ અશકય જ છે. છતાં રેવાબા કોઈ કોઈ વાર સવિતાનાં વખાણ કરતી: "નરેન્દ્રને મારે જમાડવાનો હોય તો અર્ધો ભૂખ્યો રહે. બહુ જ લપલપીઓ! તું જ એને પૂરું જમાડી શકે."

પણ લાંબે દિવસે દિયેરને જમાડવાનો એ હક સવિતા પાસેથી ચાલ્યો ગયો. નરેન્દ્ર હાઈ સ્કૂલ છોડી દૂર શહેરની કોલેજમાં ગયો. એનો કબજો લેનાર પત્ની આવી હતી. જોકે દિયેર જોડે વાતચીત કરવાની છૂટ હિન્દુ સમાજે હજુ સ્ત્રીજાતિ પાસેથી લેઈ લીધી નથી. એટલે નરેન્દ્ર કોલેજમાંથી આવે ત્યારે આટલું તો એ કહેતી જ: "આવ્યા, નરેન્દ્રભાઈ! શરીર તો સારું છે ને?"

નરેન્દ્રની પત્ની વીણા અને સવિતા વચ્ચે આમ તો પાંચ છ વરસનું અંતર હતું. પણ બંનેનો સ્વભાવ મળતાવડો હતો. તેમાંય ઘરની સ્ત્રીઓને તકરાર ઊભી થવામાં ઘણી વખત પોતપોતાના પતિઓ કે કામકાજની નજીવી બાબત હોય છે. અને સવિતા કામ કરવામાં તો પાછી પડે તેમ હતી જ નહિ, એટલે એમનો સંબંધ દેરાણી-જેઠાણીનો બતો રહી સખીઓનો થયો હતો. એટલે

નરેન્દ્ર શું કરવાનો છે? ક્યાં સુધી ભણવાનું છે? એવી એના મનમાં ઊઠતી ભાવનાઓ એ વીણાને પૂછી જાણી લેતી.

કૉલેજના છેલ્લા વરસમાં નરેન્દ્ર હતો ત્યારે સવિતાએ વીણાને કહ્યું: "તમે જતાં રહેશો એટલે મને એકલીને અહીં ગમશે નહિ."

વીણા કહેતી: "અમસ્તાં ભાભી તમે એમ કરો છો. એ અહીં જ રહેવાના છે."

"ભણેલું કોઇ અહીં રહ્યું છે?" અંગ્રેજીનો કક્કો ય ન ભણેલો ગામડું છોડી શહેરમાં નાસે છે ત્યાં આટલું ભણેલો નરેન્દ્ર ઘેર રહે એ ક્યાંથી એના માન્યામાં આવે?

વીણા જવાબ આપતી: "ખરૂં કહું છું. તે દિવસે બાપુજી સાથે વાત કરતાં નહોતા સાંભળ્યા? 'એમ ચાળીશ રૂપિયામાં શહેરમાં રહી ગુલામી કરવી, એના કરતાં અહીં જ રહેવું શું ખોટું?'"

છતાંય સવિતા ઇનકાર કરતી ત્યારે છેવટે વીણા કહેતી: "અમે જઇશું તો તમનેય લેઇ જઇશું. પછી છે કંઇ?"

પણ એટલું બધું સાંભળવાની ધીરજ સવિતા પાસે નહોતી, તે વીણાના ખોળામાં માથું મૂકી રડી પડતી. એના મનમાં થયું: 'એટલું બધું ભાગ્ય આ કરમમાં લખ્યું હોત તો આ દહાડો શાનો હોય?'

તેના દુઃખી હૃદયમાં પતિનાં સ્મરણ હોય, ત્યારે યાદ આવે ને? એનાં સ્મરણો તો દિયેરથી ભરાઇ ગયાં હતાં. નરેન્દ્ર નિશાળમાં ભણતો ત્યારનો દિવસ યાદ આવ્યો.

એક વખત જમાડતાં જમાડતાં સવિતાએ પૂછ્યું: "નરેન્દ્રભાઇ, ભણીને નોકરી ઉપર જશો ત્યારે ભાભી સાંભરશે?"

સ્વતંત્રતાના વિશાળ વ્યોમમાં વિહરતું એનું કિશોર હૃદય બોલી ઊઠયું: "હું તમને લેઇ ગયા વિના ઓછો જ રહેવાનો છું? નહિ તો મને નવું નવું કરી કોણ જમાડે?" એ બાર વર્ષના બાળકને તે દિવસ શી ખબર કે એને જમાડનારા હાથ તો કુદરતે ક્યારનાય પેદા કર્યા છે! સાથે જવાની વાત તો દૂર રહી, પણ આજે દિયેરની સાથે છૂટથી વાત કરવાનોય હક્ક ક્યાં રહ્યો છે? એ બધું યાદ લાવી એ વીણાના ખોળામાં માથું મૂકી રડી લેતી. યૌવનને આંગણે ઊછળતા ઊભરા અનુભવતી વીણા એનું દુઃખ સમજતી. બીજું તો એ શું કરી શકે? પણ આશ્વાસન આપતી: "ભાભી! વિશ્વાસ ન હોય તો સમ ખાઉં."

એ વાત એટલેથી અટકાવી સવિતા કહેતી: "ના, ના. સમની કશી જરૂર નથી. આટલો હેતભાવ કાયમ રાખશો એટલેય બસ છે."

નરેન્દ્ર ઘેર આવતો ત્યારે વીણા ભાભી સાથે થએલી વાતચીતનાં કંઇક સ્મરણ કહેતી. વાત સાંભળી નરેન્દ્ર પૂછતો: "વીણા! આપણે એક બીજાને મળીએ, વાતચીત કરીએ, આનંદ કરીએ અને ભાભી આપણી જ ઉમરનાં – એમના હૃદયમાં શું શું થતું હશે?"

વીણાને એક પ્રસંગ યાદ આવ્યો. તેણે કહ્યું: "શું થાય એ તમને પુરુષને તો શી ખબર પડે? એક વખત બપોરે અમે મેડે આવ્યાં. ઉપર આપણો પલંગ પાથરેલો પડ્યો હતો. ઉપર બેસતાં મેં કહ્યું: 'બેસો ભાભી!' પણ ભાભીને તો એકદમ ઓછું આવી ગયું. નીચે બેસી જઇ એટલું રડ્યાં કે એમને શી રીતે છાનાં રાખવાં એય મને સમજ ન પડી. મેં આશ્વાસન આપતાં કહ્યું: 'ભાભી! અંગસ્તાં ઓછું લાવો છો. એ કંઇ આપણા હાથની વાત છે?' ડુમકાં ભરતાં ભરતાં એ બોલ્યાં: 'તુંય સ્ત્રી છે – યુવતી છે, એટલે તને કંઇક ખ્યાલ આવે. પણ જાતઅનુભવ વગર તનેય એની પૂરી ખબર ન પડે. હું કઇ આશાએ જીવું છું એ જ મને સમજ નથી. તેમાંય આટલા આનંદથી હરૂંફરૂં છું, તેય તમારા જેવાં ઘરનાં સારાં મળ્યાં છે તેનો પુણ્યપ્રતાપ!' એ સાંભળી મનેય ઓછું આવી ગયું. હું રડી પડી. પણ મારાં આંસુ લૂછતાં એ કહે: 'હું તો મારે દુઃખે રડું છું, બેન! પણ તું મારે લીધે શું કામ રડે છે?' આથી તો મને બહુ જ ઓછું આવી ગયું. રડતી બંધ ન રહી, એટલે એ બોલ્યાં: 'હું જ અભાગણી છું કે તું કેટલા આનંદથી બેઠી હતી તે રડાવી.' મારાથી આ ન સહેવાયું. હું રડતાં રડતાં ઊભી થઇ ગઇ. અને પાથરેલો પલંગ ઊભો કરતાં બોલી: 'મને ખબર નહિ, નહિ તો એવું કહેત જ નહિ.' એમણે કહ્યું: 'એમાં તારો શો દોષ? પણ મને ઓછું આવી ગયું કે મેં પાછલે ભવે શાં પાપ કર્યાં હશે તે સ્વપ્નામાંય સુખ જોવાનું નહિ.'"

અને વાતનો અંત લાવતાં વીણાએ કહ્યું: "ત્યારથી હું દહાડે પલંગ પાથરેલો રાખતી જ નથી."

અભ્યાસ પછી રૂઢિબંધન તોડવાની જ શરૂઆત કરનાર એ યુવકના મનમાંથી ઘરનો આ પ્રશ્ન ઓછો વિસરાઇ જાય? એના મનમાં આ વિષય હમેશાં ઘૂમ્યા કરતો હતો, એવામાં 'સંસારસુધારક' માસિકમાં તંત્રીની નીચેની નોંધ એના વાંચવામાં આવી:

"આફ્રિકામાં રહેતા ત્રીસ વર્ષના એક વિધુરને લગ્ન માટે વિધવા જોઇએ છે. એમને બીજી વખત કુંવારી કન્યા મળે તેમ છે. છતાં એ ભાઇ પુનર્લગ્નના હિમાયતી હોવાથી વિધવા સાથે લગ્ન કરવું એ પોતાનો ધર્મ સમજે છે. આજે લોકો બૂમો પાડે છે કે જેમને કુંવારી કન્યા મળે એમ હોય તે વિધવા સાથે લગ્ન કરવા તૈયાર નથી, અને જે લાયક નથી તેમને આપવાથી તો એ બિચારી સુખી થવાને બદલે દુઃખી થશે. તો એવી બૂમો પાડનારાની એ ફરજ છે કે આ સાચા ભાવનાશાળી યુવકનો પડકાર ઝીલી લેઇ યોગ્ય વિધવા મંબધે પૂછપરછ કરે. નહિ તો યોગ્ય વિધવાને અભાવે એ ભાઇને કુંવારી કન્યા સાથે લગ્ન કરવાનો પ્રસંગ ઉપસ્થિત થશે, અને ત્યારે એક વાત તો ચોકખી થઇ જશે કે હજુ સમાજ રૂઢિબંધન તોડવા તૈયાર નથી. હું ઇચ્છું છું કે આ પડકાર સમાજ ઝીલી લેઇ યોગ્ય જવાબ વાળશે."

તંત્રી પાસેથી સરનામું મેળવી લેઇ નરેન્દ્રે એ ભાઇ સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો.

* * *

એ ભાઇ મોટા ગણાતા ગામના કુળવાન હતા. રેલ્વેમાં નોકરી કરતા, મહિને ત્રણસો શિલિંગ પગાર મળતો હતો. એમની પત્ની બાર માસનો એક પુત્ર મૂકી ત્રણ વર્ષ ઉપર દેવલોક પામી, ત્યારે 'માણ્યું તેનું સ્મરણ કરવું' એમ માની તેમણે લગ્ન કરવાનો વિચાર નહિ કરેલો. પણ બીજી સાલ ગત પત્નીના સ્મરણ સરખો એ પુત્ર પણ એની પાછળ ચાલ્યો ગયો, ત્યારે એમને જીવન ખાલી લાગવા માંડ્યું.

મિત્રોમાં ચર્ચા ચાલતી ત્યારે કોઇ કહેતું: "રમણભાઇ, એમ કોઇની જિંદગી ગઇ છે, તે તમારી જશે?"

રમણભાઇ જવાબ આપતા: "જશે ત્યાં સુધી તો ખરી."

એક મિત્રે જવાબ પકડી દલીલ કરી: "એથી તો તમે વધારે ગુનો કરો છો."

"કેમ?"

યુવતીના મનને ઓળખતા એ મિત્રે કહ્યું: "પંદર સોળ વર્ષની ઉત્સાહભરી યુવતી તો યુવાનીનાં તોફાન ને મસ્તી માણવામાં મહાલતી હોય, ત્યારે મોટી ઉમરે પરણી તમે એને દુઃખી કરો કે બીજું?"

રમણભાઇ: "તમે એમ માનો છો કે હું કુંવારી કન્યા પરણીશ?"

"ત્યારે?"

"એવું કરું તો મારા બધા વિચારો મકતના ઓજારૂપ જ ગણાય."

"પણ તમે એમ માનો છો કે તમે ઘેર જશો એટલે તમારા કુટુંબીજનો

એ પગલું ભરવા દેશે?"

"સિદ્ધાન્ત માટે–ધર્મ માટે એ બધું જતું કરવું પડે."

"એટલી હિંમત તો અહીં છો ત્યાં સુધીસ્તો."

"અને પછી?"

"દરિયો ઓળંગ્યો એટલે નાતજાત, મામાફોઇ, બધાં વળગવાનાં. અહીંની મોકળાશ ત્યાંની અંધીઆર જગામાં કશા કામમાં નહિ આવે."

"મારી ભાવના હોય તો કુદરત જરૂર સફળ કરે."

"તો તો મુબારકબાદી!"

લગ્ન કરવાના નિર્ણય ઉપર આવ્યા પછી તેમણે ''સંસારસુધારક' માસિકના તંત્રીને પોતાની ઇચ્છા લખી જણાવી.

એ બાબતના રમણભાઇ ઉપર નરેન્દ્ર વિના બીજા બે ત્રણ પત્રો આવ્યા હતા. ફોટા મંગાવ્યા, બીજી તપાસ કરી અને નરેન્દ્ર ઉપર પોતાનો ફોટો મોકલાવી છેલ્લો જવાબ મંગાવ્યો.

નરેન્દ્રની સંમતિ મળતાં એ ભાઇ રજા લેઇ દેશ આવવા સ્ટીમરમાં બેઠા.

* * *

સવિતા આ ભવે નહિ કલ્પેલું ભાવિ નિરખતાં કોણ જાણે કંઇ કંઇ વૃત્તિ એને આનંદમાં ખેંચી જતી છતાં એને ગોઠવા દેતી નહિ. ઉચ્ચ કોમનો નાતરિયા નાત પ્રત્યેનો તિરસ્કાર તેને યાદ આવતો. કોઇ વિધવા થાય તો એની પ્રત્યે તુચ્છ વૃત્તિ દાખવતી વાણી એને કાને અથડાતી: 'એ તો નાતરિયા નાત છે. રાંડી તોય શું? નાતરે જશે.' અને પોતાને કોઇ 'નાતરાની બૈરી' કહી આંગળી કરશે જાણી એને ઠીક ન લાગતું. ઇચ્છતી છતાં એનાથી કોઇ વાર આવેગ આવે ત્યારે ન સહેવાતું. જેની મારફત વાત ચાલતી એને કહેતી: "વીણા, અમસ્તાં તમે આ ધાંધલ ઉપાડયું છે. નાતમાં કેટલું ખોટું દેખાશે."

વીણા કહેતી: "નાતને શું ખરું ને શું ખોટું, એની કયાં પરવા છે?"

સવિતા: "આટલી જિંદગી તો ગઇ છે. હવે શા જીવ્યા સારૂ?"

વીણા: "શું બોલો છો? એટલી વારમાં ઘરડાં થઇ ગયાં! તમારા જેવડી સત્તાવીશ વરસની ઉમરે લલિતાએ તો હજી હમણાં જ લગ્ન કર્યું."

સવિતા બહુ આગ્રહ ન કરતી. એનું હૃદય અંદરથી કહેતું: 'થાય તે જોયા કર. સુખી થઇશ.'

પણ આર્ય વિધવા હજુ લગ્નની બાબતમાં ઇચ્છા છતાંય ખુશાલી કયાં

બતાવી શકે છે? પોતાની પ્રવૃત્તિથી પરિચિત રાખવા નરેન્દ્ર વીણા મારફત સવિતાને સમાચાર જણાવતો.

પોતાના પરિચય સંબંધે રમણભાઈનો આવેલો કાગળ વીણાએ સવિતાને આપ્યો, ત્યારે ગુસ્સે થઈ કાગળને દૂર ફેંકી દેતાં એણે કહ્યું: "તમે બંનેએ ધાર્યું છે શું?"

એ શબ્દો પાછળ સવિતાના હૃદયના ભાવ જુદા જ છે, એમ માની વીણા કાગળને મૂકી 'એ આવી રે...,' એમ કોઈએ ન બોલાવી હોય તોપણ, કહી ચાલી ગઈ. સવિતાએ કાગળ વાંચી મૂળ જગ્યાએ મૂકી દીધો, એ વીણાથી અજાણ્યું ન રહ્યું.

રમણભાઈનો ફોટો જોઈને તો વીણાથી બોલાઈ ગયું: "ભાભી તો ખરેખર જબરાં ભાગ્યશાળી નીવડ્યાં!"

નરેન્દ્રે પૂછ્યું: "આટલાં વરસ બળતી ભઠ્ઠીની વચ્ચે એમણે તપ કર્યું તોય તને અદેખાઈ આવે છે?"

વીણા: "અદેખાઈ શાની એમાં?"

નરેન્દ્ર: "કદાચ તારા મનમાં થાય કે નહિ...'

વીણા છણકો કરતી બોલી: "તમેય તે શું જેવા આવે છે તેમ બોલો છો"? અને એ ફોટો સવિતાને બતાવવા ચાલી ગઈ.

સવિતા ઓરડામાં કોઠીમાંથી ચોખા કાઢતી હતી તેની પાસે જઈ એણે કહ્યું: "ભાભી! જરા ઉપર ચાલોને—કંઈક જોવાનું છે." ઉપર આવતાં વીણાએ પૂછ્યું: "પણ એના બદલામાં મને કંઈક આપવું પડશે." પણ ભાભીને ભૂતકાળ યાદ આવી જાય એ બીકે ગમ્મત પડતી મૂકી એણે ફોટો બતાવ્યો.

સવિતાએ જોઈને મોઢું ફેરવી લીધું. એના હૃદયમાં શા ભાવ આવ્યા હશે?

* * *

ગિરધરભાઈએ વાત જાણી ત્યારે રાતાપીળા થઈ ગયા. જોગીપુર આવી તેમણે નરેન્દ્ર ઉપર ખીજ કાઢી: "પારકી છોડી નાતરે દેઈ તમે ઠીક સુધારો કરવા નીકળ્યા છો!"

નરેન્દ્રે કહ્યું: "તમે અમસ્તા ખીજાઓ છો."

"હું અમસ્તો ખીજાઉં છું? કાલ ઊઠીને લોકો વાતો કરશે કે ગિરધરભાઈની છોડી નાતરે ગઈ. એટલે મને કશું ન થાય, એમ?"

નરેન્દ્ર: "તમને એ ઠીક ના લાગતું હોય તો એમાં ભાગ ના લેશો."

ગિરધરભાઇ: "દુનિયા કંઇ ગાંડી છે તે ના સમજે? બાપની મરજી વગર કોઇ છોડી નાતરે જતી હશે?"

નરેન્દ્ર: "મોટી ઉમરની દીકરીને હવે સ્વતંત્ર વિચાર કરવાની છૂટ છે. એ પોતે રાજી છે."

સ્ત્રીજાતિને કશી વિસાતમાં ન ગણતા ગિરધરભાઇ બોલી ઊઠ્યા: "એની મરજી કેવી? હા પાડે તો જીભ ખેંચી નાખતાં શું થાય છે? એનાથી દુઃખ ન વેઠાતું હોય તો કૂવોહવાડો કયાં તૈયાર નથી? મરી જશે તો આબરૂ એટલી ઓછી બગડશે."

નરેન્દ્રથી એ ન સંભળાયું. એ બોલી ઊઠ્યો: "તમે તે બાપ છો કે કસાઇ? છો કોણ?"

ગિરધરભાઇ ક્રોધમાં ને ક્રોધમાં બોલ્યા: "જે છું તે છું, તમારા કરતાં સારો છું."

નરેન્દ્ર સાથે વધુ ચર્ચા કર્યા વગર ક્રોધમાં ને ક્રોધમાં ગિરધરભાઇ મેડેથી નીચે ઊતર્યા. સ્ત્રીમંડળ નીચે વિચારમૂઢ બેઠું હતું. સવિતા ઓરડામાં બેઠી બેઠી રડતી હતી. ગિરધરભાઇએ બૂમ મારી: "કયાં ગઇ, સવિતા!" અને જવાબની રાહ જોયા વગર ઓરડામાં પેસી સવિતાનું કાંડું પકડી એમણે હુકમ કર્યો: "ચાલ, તૈયાર થા. મારી સાથે આવવાનું છે."

કદી બાપની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરતી સવિતા રડતાં રડતાં વિચારમાં પડી ગઇ. એના હૃદયમાં હિલોળા લેતો દરિયો અને એની પછવાડેનું સુખી જીવન યુદ્ધ મચાવી રહ્યું હતું. હાથવેંતમાં આવેલું એનું નાવ કોણ ડુબાડતું હતું? એના પિતા. અને એ ડૂબતા નાવને વગર સ્વાર્થે—આબરૂની દરકાર રાખ્યા વગર, સાહસ ખેડી કોણ બચાવવા પ્રયત્ન કરી રહ્યું હતું? નરેન્દ્ર—એનો દિયેર. ત્યારે એનું વધારે સગું કોણ?

પિતાએ ફરી બૂમ પાડી: "ચાલ ઊઠ, કેટલી વાર?"

પોતાના સ્વાર્થનો પૂરો વિચાર કરી ચૂકેલી સવિતાએ ચોકખો જવાબ આપ્યો: "હું નથી આવવાની."

"કેમ?"

"મારે નથી આવવું."

આ પરાયા ઘરમાં પિતાનું કંઇ ન ચાલ્યું. એ આવ્યા હતા તેમ ક્રોધમાં ને આવેશમાં ચાલ્યા ગયા.

નરેન્દ્રના પિતા જગજીવનને આ ઉઘાડા ભવાડાથી વધારે આઘાત લાગ્યો.

રૂઢિછેદનની પુત્રની ધૂનમાં પોતે ખોટી સંમતિ આપી હતી, એમ માની એમનું હૃદય જૂનવાણી વિચારોથી ભરાઈ આવ્યું. સુધારક અને જૂનવાણી બંને માનસ ધરાવતા એ માનસને ઉપલે બનાવે અસ્તવ્યસ્ત કરી નાખ્યું. સુધારક માનસ એક ખૂણામાં ભરાઈ તેનો કબજો જૂનવાણી વિચારોએ લીધો. પણ હવે એ બહુ મોડા પડ્યા હતા. હવે એ બંધ રહે તેવો ઉપાય ન હતો.

છેવટ એમણે નરેન્દ્રને કહ્યું: "તમે તમારે કોઈ આશ્રમમાં જઈ લગ્નવિધિ કરજો."

નરેન્દ્રને તો ગામમાં જ એ બધું કરવું હતું. તેણે કહ્યું: "પણ અહીં શું છે?"

જગજીવને કશી દલીલ ન કરી પણ એક જ જવાબ આપ્યો: "અહીં, આ ગામમાં નહિ."

જોકે એમ કરવામાં કશો વાંધો ન હતો, પણ નરેન્દ્રનું એક સ્વપ્ન ભાગી પડતું હતું. એનને પોતાને જ આંગણેથી ભાઈ વળાવે તેમ ભાભીને પાનેતર પહેરેલી—ભાવિ પતિની પાંખે ઊડતી જોવી હતી. એને બદલે એના કંકણ-વિહોણા હાથે ગત માથે લઈ, નિઃસહાય વિધવા ભાગી છૂટતી હોય તેમ લૂગડાંની પોટલી લેઇ પોતે એની સાથે જાય અને આશ્રમમાં જઈ એ સૌભાગ્યવતી થાય. પણ જે ઘરમાં રહી એણે દુઃખમાં ભાગ લીધો ત્યાંથી તો એને છૂપું—ચોરની પેઠે જ જવાનું ને? છેવટ એટલું સ્વપ્ન અધૂરું રહેશે?

રેવાના મનમાં વૈધવ્યની ખોટી મોટાઈ નહોતી આવી. એના કાકાએ પુનર્લગ્ન કર્યું હતું, એવા કુટુંબમાં એ ઊછરી હતી. સવિતાએ ઘરનો એટલો બધો પ્રેમ સંપાદન કરેલો એટલે રેવાનેય લાગ્યું કે આમેય જો કરવું છે, તો પછી અહીં કરવામાં શો વાંધો? એ પેટની દીકરી તો નથી, પણ દીકરો આપી દીકરી લીધેલી એમ માની ઘેરથી વળાવવામાં શું પાપ થવાનું છે?

પતિ વિરુદ્ધ ન જતી રેવાએ બીજે દિવસ કહ્યું: "છો ને બધું અહીં જ થાય."

ક્રોધ શાન્ત થએલો એટલે જગજીવને કહ્યું: "આખું ગામ ચકડોળે ચઢશે."

રેવા: "છો ને ચઢે."

જગજીવન: "આશ્રમમાં લગ્ન કરે તો શો વાંધો છે?"

પુત્રીને ભાવે રેવાએ કહ્યું: "આટઆટલું કર્યા પછીય સવિતાને મારે બારણેથી આવાં ને આવાં કપડાંએ કાઢું?"

જગજીવનને લાગ્યું કે આટલું થાય છે ત્યાં આ વધારે નથી. એમણે કહ્યું: "સારૂં ત્યારે."

*　　*　　*

દિયેરને પ્રેમથી જમાડતી ભાભીને તે દિવસે શી ખબર કે એ દિયેર એક દિવસ એને પુનર્જીવન આપશે?

રૂઢિથી જકડાએલી, ગઇ કાલની અપશુકનિયાળ, સર્વની દયા ઉપર જીવતી, ગમે તેનાં મહેણાંટૂંણાં ખાવા સરજાએલી ગણાતી સવિતા આજે પાનેતરમાં દીપી ઊઠી. સૌભાગ્યસૂચક કંકણ ને કુમકુમ જાણે કહી ન રહ્યાં હોય કે 'અમારી તો સમદષ્ટિ છે, પણ તમે માનવીઓ તમારી ખોટી મોટાઇમાં હાથે કરી દુઃખ ભોગવો છો.'

પુત્રીને વળાવતા કુટુંબના જેટલો ને જેવો હર્ષ તથા શોક એ કુટુંબમાં આજે વ્યાપી રહ્યો હતો.

"બેટા, સવિતા! તને શીખામણ તો શી આપવાની છે? આ ઘરમાં તું ખરી રીતે વહુ કરતાં દીકરી તરીકે જ રહી છે. દીકરીને માટે માબાપનાં બારણું સદાને માટે ઉઘાડાં હોય તેમ તારે માટે આ ઘર છે, માટે આ ઘરને ભૂલીશ નહિ." રેવાબાને તો ખ્યાલેય ન રહ્યો કે પોતાને આવું કહેતાં ક્યાંથી આવડ્યું.

સવિતા રડતી રડતી વિદાય લેતી વખતે રેવાબાને પગે લાગી. માથે હાથ મુકી આશીર્વાદ આપતાં એમણે કહ્યું: "મા દીકરીને બીજો શો આશીર્વાદ આપે? સુખી થજે, બેટા!"

સવિતા વીણાને કોટે વળગી પડી અને બોલી: "વીણા! બેન! તમારો ઉપકાર કયે ભવે વાળીશ?"

વીણાને કંઇ કહેવું હતું પણ હજુ વાર છે, માની એ ન બોલી. સુખદ પ્રસંગે પોતાનાં સ્નેહીઓને ત્યજતાં જે ક્ષોભ થાય તેવે ક્ષોભભર્યે હૃદયે સવિતા ઘરમાંથી આંગણામાં આવી. જીવનના એક અંક ઉપર પડદો પડે તે પહેલાં એને જોઇ લેતી હોય તેમ એણે ચારે બાજુ નજર કરી. એના હૃદયમાં શી શી ઊર્મિઓ ઊઠતી હશે?

છેક છેલ્લે ગાડી ઊપડતાં સવિતાએ નરેન્દ્રને કહ્યું: "નરેન્દ્રભાઇ, વિદાય લેતી બેન બીજું તો શું કહે? બેનને ભૂલશો ના, હાં!"

ગાડીનાં પૈડાંએ ઘસાવા માંડ્યું, એટલે વીણાએ છેલ્લો વિનોદ કરી લીધો: "અમને કહેતાં'તાં, પણ તમે જ અમને મુકીને ચાલ્યાં ને?"

સવિતા પાસે એનો શો જવાબ હતો? સારે માઠે પ્રસંગે એક જ અવાજ કાઢતે એન્જીને પોતાનો એ અવાજ કાઢ્યો: છૂક...છૂક...છૂક...' પત્યું!

નેદ્રા, તા. પાદરા ઈશ્વર પેટલીકર

# દિવ્ય પ્રેમ

પ્રેમ શબ્દની વ્યાખ્યા કરવી એટલેજ આપણું ઊણાપણું. સર્વાંશે કોઇ તેને સમજાવી શક્યું નથી. છતાં કેટલાક ભાષાવિશારદો, સાહિત્યકારો, કવિઓ, વગેરે તેને દુન્યવી પ્રેમ એ અર્થમાં વાપરે છે. સંકુચિત અર્થમાં પ્રેમ શબ્દ મમતા, વહાલ, હેત, વગેરે સૂચવે છે. છતાં આ મમતા વગેરે શબ્દો તેના વિશાળ અર્થમાં ગ્રહણ કરતાં દુન્યવી મમતા, દુન્યવી પ્રેમ, વગેરે અર્થ થઇ જાય છે. અને આજ અર્થ કદાચ ઘણાખરા સ્વીકારે છે. છતાં કયો પ્રેમ દિવ્ય, કયો પ્રેમ તેને સાધવાનું સાચું સાધન, કયો પ્રેમ જગતમુક્તિ આપનાર શસ્ત્ર, વગેરે કોઇ સમજાવી શકયા નથી. આજ સુધી ખરા અર્થમાં તે વણઉકલ્યોજ રહ્યો છે.

પ્રેમ તો ઘણી જાતના છે. માતાપિતાનો પ્રેમ, મિત્રોનો પ્રેમ, ભાઇભાંડુઓનો પ્રેમ, પતિપત્નીનો પ્રેમ અને છેવટે દુન્યવી પ્રેમ આવે છે. આ પ્રેમનું પુરાણ ખોલતા પહેલાં દરેક જાતના પ્રેમ ઉપર કાંઇક દૃષ્ટિપાત કરવો મને જરૂરી લાગે છે.

માતાપિતાનો પ્રેમ કુદરતી છે. ફુવારામાંથી ફૂટતા પાણીની પેઠે તે અખંડ છે. પ્રેમ રાખવો માતાપિતાની ફરજ છે. આ ફરજમાંથી ચૂકતાંજ વિનાશનાં બીજ રોપાવાનાં, છતાં આ પ્રેમમાં સંકુચિતતા છે. પોતાનાં બાળકો ઉપરનો પ્રેમ એટલે ટૂંકી મનોવૃત્તિ અને સ્વાર્થી વાંછના. આ પ્રેમ એટલે દુન્યવી પ્રેમનું પ્રથમ પગથીઉં. આ પ્રેમને સંપૂર્ણ સમજ્યા પછી જો તેને વિકસાવે તો તે વધે. પ્રેમનું ક્ષેત્ર વધારતાં વધે. આપણે જેવા, તેવોજ આપણો પ્રેમ. આ પ્રેમ પ્રાપ્ત થતાં પણ માણસ અધુરોજ રહે છે, તેને તૃપ્તિ થતી નથી. છતાં આ પ્રેમ પણ સારો તો છેજ.

કેટલાક મિત્રપ્રેમ પણ પ્રાપ્ત કરી શકે છે. મિત્ર તરફનો પ્રેમ એટલે સંકુચિતતામાંથી સહજ વિશાળતા તરફ પગરણ. છતાં આ પ્રેમ માતાપિતાના પ્રેમથી જુદોજ હોય છે. અહીં પ્રેમ ઘણી વેળાએ સ્વાર્થનું સ્વરૂપ લે છે. અને આ સ્વરૂપ લેતાં તે મૃત બને છે. દિવ્ય બનાવતા પહેલાં તેમાં રહેલી સ્વાર્થવૃત્તિઓ વગેરેને દેશવટો આપી દેવો જોઇએ. આ સ્વાર્થવૃત્તિ છોડતાં કોઇ અવનવા પ્રેમનું આપણે દર્શન કરીએ છીએ. આ પ્રેમમાં કાંઇક દિવ્યતા હોય છે. આ પ્રેમ પ્રભુ પ્રત્યેના પ્રેમનું બીજું પગથીઉં છે.

ત્યાર પછી આવે છે પતિપત્ની પ્રેમ. આ પ્રેમને જેટલી હદ સુધી વિકસાવવો હોય તેટલી હદ સુધી વિકસાવી શકાય છે. પતિપત્ની જો વિચારોમાં,

ભાવનામાં, મસ્તીમાં વગેરેમાં એક હોય, જાણતાં હોય કે જીવનનાવડીનાં બંને મહયાત્રીઓ છીએ, તો પ્રેમ કદાચ દિવ્યતા ધારણ કરે. પ્રેમ અમૂલ્ય છે. આ પ્રેમમાં પણ સ્વાર્થવૃત્તિ સંભવે. બંનેના વિચારો, આદર્શો, સ્વભાવ વગેરે એકબીજાને પ્રતિકૂળ થતાં તેમાં પાર્થિવતા પ્રવેશે, છતાં ખરાં પ્રેમીઓ તેને કેવી રીતે દિવ્યતાને પંથે વાળી શકાય એ જ ઇચ્છે છે. પ્રેમ દિવ્ય બનતાં જગતના સર્વ માર્ગ તેની આગળ મોકળા થવાના. પ્રેમની પોથી ખોલતાં જોઇશું તો માલમ પડશે કે પ્રેમ એ ખરીદી શકાય તેવી કોઇ ચીજ નથી, એને તો અનુભવી જ શકાય. પ્રેમબંધનો તૂટતાં જીવવાનો કાંઇ અર્થ નથી. પતિ એમ સમજે કે સ્ત્રી તેનું એક અંગ છે અને તેના વિના તેને ચાલે તેમ નથી, અને પત્ની પણ એમ સમજે કે પતિ તો તેનો કર્તાહર્તા છે, એના વિના સંસાર અસાર છે, તો જ દિવ્યતાની ઝાંખી તેઓ માણી શકે. આ પ્રેમ તે જ તેમનું જીવનસર્વસ્વ. આવા પ્રેમને ઉચ્છેદતાં માનવીઓ સંસાર-ઝાંખરાંમાં અટવાઇ પડી પોતાને દેહને છૂંદી આત્માને પણ છૂંદે છે.

ઇશ સિવાય કાંઇ નથી એમ માનનારા પણ હોય છે. આ માર્ગ ઇચ્છવા યોગ્ય છે. આ માર્ગ જ તેને મુક્તિ આપે છે, છતાં આવો માણસ સંસારના જીવો તરફ જો બેદરકારી સેવે તો તેની ભક્તિ ફળતી નથી. છતાં આ માર્ગ શ્રેષ્ઠ છે.

દુન્યવી પ્રેમ જો કેળવ્યો હોય તો જ જીવન ધન્યતા પામે. નરસિંહ મહેતાનો દાખલો ટાંકું તો અસ્થાને નહિ ગણાય. ભાભીનાં મહેણાંથી એમણે ઘર છોડી દેઇ ભક્તિ કરી, છતાં તેમને કોઇના પ્રત્યે દ્વેષ ન હતો. અસ્પૃશ્યને ઘેર જઇ તે કરતાલ વગાડી ભજન કરતા. તેમને દેવદૂત કહીએ તો ચાલી શકે. મને લાગે છે કે પ્રભુનો આદેશ પણ 'મને સેવતા પહેલાં તમારા જાતભાઇઓની સેવા કરો' એ જ હશે. દિવ્ય પ્રેમ એ જ સાચો પ્રેમ છે.

'કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે,' એ કહેવત અનુસાર પ્રેમનો વિકાસ જેટલી હદ સુધી કરવો હોય તેટલી હદ સુધી આપણે કરી શકીએ. છતાં મુશ્કેલી પડે છે એનું કારણ માણસની મોહાન્ધતા, માયાવી બુદ્ધિ, ઇર્ષ્યા, મદ, વગેરે અંતરાયરૂપ નડે છે. છતાં ભાન થતાં જ આ રાડને તે ત્યજી દેવાનો અને પછી પણ ઐશ્વર્યની પ્રાપ્તિ કરવાનો.

મેં વર્ણવેલા જુદા જુદા સંબંધોનો પ્રવાહ જેટલે અંશે સરળ, શુદ્ધ, પવિત્ર, નિઃસ્વાર્થ હશે તેટલે અંશે તેની આત્મોન્નતિ જરૂર થવાની. પ્રવાહ વાંકો જ હોય, છતાં તેમાં દિવ્યતાની ગંધ મળતાં વળાંકો પલટો લેવડાવી

શકાય છે. મને લાગે છે કે પ્રેમનો સાચો શબ્દ બતાવતાં મને આવડ્યું નથી, છતાં પણ મને જે ફાવતું લાગ્યું છે તેજ મેં તારવ્યું છે.

ટૂંકમાં પિતૃપ્રેમ, પતિપત્નીપ્રેમ, મિત્રપ્રેમ, વગેરે દિવ્ય પ્રેમનાં પગથિયાં છે. આ સિદ્ધ થતાં ઈશપ્રેમ સિદ્ધ થવાનો, કારણ કે તે વખતે લોભ, મોહ વગેરેને તેણે તિલાંજલિ આપી હશે. આ જ જીવનધ્યેય છે, અને જનતા તેને માટે પડાપડી કરી એ ધ્યેયને પહોંચે તો મારું કાર્ય સાર્થક ગણાય.

ગુજરાત કૉલેજ હૉસ્ટેલ્સ, અમદાવાદ દિનકર સોમાભાઈ પટેલ

---

## આપણા સમાજમાં દૃષ્ટિપાત

આપણા સમાજમાં ઘણા પ્રશ્નોનો બુદ્ધિપૂર્વક વિચાર કરવો જરૂરી છે. તેમાંનો એક તે બાળઉછેર અને બીજો તે કેળવણી.

ઠેર ઠેર જોવામાં આવે છે કે બાળકોની તંદુરસ્તી જોઈએ તેટલી સારી હોતી નથી. બાળકો કાંગલાં, માંદલાં અને મુડદાલ અવસ્થામાં જોવામાં આવે છે. આનું કારણ જોઈશું તો આપણને જણાશે કે આ માટે જવાબદાર તેમને જન્મ આપનાર માતાપિતા જ છે. ઘણી વાર બને છે તેમ માતાપિતા પોતાનાં બાળકો પ્રત્યે બરાબર દરકાર રાખતાં નથી. આવી પરિસ્થિતિ ઊભી થવાનું કારણ તેમની ગરીબ સ્થિતિ હોય અથવા છોકરાં પ્રત્યે બેકાળજી હોય. આ ઉપરાંત બીજું પણ એક કારણ જરા વિચારવા જેવું છે. તે કારણ એ કે તેઓ માબાપ થવાની લાયકાત મેળવ્યા પહેલાં જ તે પદ પ્રાપ્ત કરે છે. ટૂંકમાં તેઓ પોતાના પગ ઉપર ઊભા રહેતા પહેલાં જ માબાપ થવાનું સૌભાગ્ય વહોરી લે છે. બીજું કારણ સંયુક્ત કુટુંબની પ્રથા આપણે ત્યાં મોટે ભાગે હોય છે. આ સંયોગોમાં છોકરાં પ્રત્યે માબાપની દરકાર ન રહે એ સ્વાભાવિક છે. જો દરકાર રાખવા જાય તો શરમ વગરનાં, નફ્ટ વગેરે વિશેષણો સાંભળવાનાં થાય છે.

સાચો ઉપાય તો એજ છે કે એવાં દંપતી જેમ બને તેમ સંયમ પાળે અથવા તો પગ ઉપર ઊભા રહ્યા સિવાય પરણવું જ નહિ એવો દૃઢ નિશ્ચય કરી લે, એજ વધારે યોગ્ય છે.

એવું પણ જોવામાં આવે છે કે છોકરાઓ પરણ્યા પછી અભ્યાસને તિલાંજલિ આપે છે. આમ શાથી થતું હશે તે સમજાતું નથી. (આવા વર્ગમાંના કોઈ ભાઈ સમજાવશે?) આવી પરિસ્થિતિમાં તો એમ જ માનવામાં

આવે કે પરણવાનું નામ સાંભળતાંજ તેમની છાતી ગજ ગજ ફૂલતી હશે. મનમાં તરંગો સેવતા હશે કે તેમને પતિ તરીકેના હક્ક ભજાવવાની અમૂલ્ય તક પ્રાપ્ત થશે. પરંતુ તેની પાછળ કેટલી ગંભીર અને ભીષણ જવાબદારી છે તે તેઓ સમજી શકતા નથી. પોતે પરણતા પહેલાં કેળવણી દ્વારા આદર્શ પતિનાં લક્ષણો પ્રાપ્ત કરવાં જોઇએ, એ વાત તેઓ ભૂલી જાય છે.

દરેક મનુષ્યને જીવનમાં ઊંચી અભિલાષાઓ હોય છે. દરેક પુરુષને સીતા કે દમયંતી મેળવવાના કોડ હોય છે, પણ પોતે રામ જેવા થવાની જરૂર રહે છે. ઘણી જ્ઞાતિઓમાં, છોકરાઓની અમુક લાયકાત તો હોવીજ જોઇએ એમ તેમના જ્ઞાતિજનોનું માનવું હોય છે, એટલે કે તેઓ મેટ્રિક અથવા ગ્રેજ્યુએટ થયા પછીજ પરણવાને લાયક થાય છે. પણ એવું હમેશાં બનતું નથી કે એવા યુવકનાં લગ્ન સુખીજ હોય છે.

ઘણા એમ માને છે કે જીવનમાં ખૂબજ પૈસા મળે તો જીવન સારું જિવાય અને આપણી લાયકાત પણ પૈસાથીજ અંકાય. આ વાત વગર આનાકાનીએ ઘણાને ગળે ઊતરી જાય તેવી જણાય છે. પણ તેઓ પોતાના વિચારના વેગને ધીમો પાડી આટલું તો જરૂર વિચારે કે જીવનમાં કમાયો કોણ? કમાયો એજ, જેણે પોતાનાં સંતાનોને મારા પ્રમાણમાં, પુત્ર કે પુત્રીનો ભેદભાવ રાખ્યા સિવાય, કેળવણી આપી હોય. આવા મનુષ્યો ઘણા ઓછા જોવામાં આવે છે. જે વસ્તુની વધારે જરૂર છે તે કેળવણી છે. જ્યાં જ્યાં આપણે જોઇશું ત્યાં ત્યાં આપણને જણાશે કે જે દેશો સંસ્કૃતિમાં આગળ વધ્યા છે તે ત્યાંના લોકોની કેળવણીનેજ લીધે છે. જેટલા પ્રમાણમાં કેળવણી વધારે, તેટલા પ્રમાણમાં સમાજની ઉન્નતિ વધારે.

દરેક મનુષ્ય બીજું કંઇ ન કરે, તોપણ આટલું તો જરૂર કરે: દરેક પોતે વ્યક્તિગત રીતે નિશ્ચય કરે કે ગમે તે ભોગે પણ પોતાનાં સંતાનોને જોઇતા પ્રમાણમાં કેળવણી આપવી. જો આ પ્રમાણે થાય તો સમાજની ઉન્નતિ આપમેળે જ થાય. ઉપર જણાવ્યા પ્રમાણે નિશ્ચય કરનાર ઘણાજ થોડા મળી આવે છે એ આપણું કમનશીબ સૂચવે છે. પોતાનાં બાળકોને કેળવણી મળવીજ જોઇએ એવી હિમાયત કરનાર વ્યક્તિ સુખી અને સંતોષી હોય છે. આવા પ્રકારનો એક દાખલો મારા જોવામાં આવ્યો છે. એક ભાઇ ગ્રેજ્યુએટ છે. તેમનાં છ સંતાન પૈકી ચાર પુત્રી અને બે પુત્ર છે. ચાર પુત્રીમાંની બે ગ્રેજ્યુએટ છે અને ત્રીજી કૉલેજમાં છે. ચોથી માધ્યમિક શાળામાં છે. પુત્રોમાં એક કૉલેજમાં છે, બીજો માધ્યમિક શાળામાં છે. કોઇ વાચક એમ ન માની

લે કે આ ભાઇ પૈસાદાર હશે, માટે આ પ્રમાણે કરી શકયા હશે; તેઓ આપણી માફક મધ્યમ સ્થિતિના માણસ છે અને શિક્ષક તરીકે કામ કરે છે. તેઓ પોતાની મોટી બે પુત્રીઓના વિવાહ પણ ઓછે ખર્ચે અને સાદાઇથી કરી શકયા છે, જમાઇઓ પણ ભણેલા અને સંસ્કારી મળ્યા છે. આ ઉપરથી જોઇ શકાશે કે બાળકોને ભણાવતાં મુશ્કેલીઓ ખૂબજ આવે છે, પણ પરિણામ બહુજ સંતોષજનક અને સારૂં આવે છે.

અત્રે એક વસ્તુ તરફ સૌનું ધ્યાન દોરવા માગું છું. આપણી જ્ઞાતિમાં કેળવણીમાં સહાયક થાય તેવું ફંડ નથી. આને માટે સૌ જ્ઞાતિભાઇઓએ ઘટતો વિચાર કરવો જરૂરી છે. ઘણી જ્ઞાતિઓમાં જોવામાં આવે છે કે ત્યાંનાં બાળકો ફી તથા ચોપડીઓ જ્ઞાતિના ફંડમાંથી લેઇ ભણે છે. આવું ફંડ આપણે ત્યાં નથી એ આપણી કમનસીબી સૂચવે છે. આ પ્રમાણે ફંડ તૈયાર કરવું હોય તોપણ મુશ્કેલી નડે તેમ નથી, કારણ કે આપણામાં પણ ઘણા સારી સખાવત કરે તેવા છે.

આ પ્રશ્નનો ઉકેલ માત્ર 'હા, પ્રશ્ન વિચારવા જેવો છે' અથવા 'તે પ્રમાણે થવું જોઇએ,' આવા શબ્દોચ્ચાર કરવાથી આવતો નથી. એ પ્રમાણે બોલી નાખવાથી સંતોષ માનવાનો નથી. તે કાર્ય કરવા માટે તો થોડા અગર વધારે બુદ્ધિશાળી મનુષ્યો બહાર નીકળી આવે તોજ બને.

ગુજરાત કોલેજ, અમદાવાદ — રમણલાલ નાથાભાઈ અમીન

---

## બારમાની આખરૂ

ચકલે આવેલી અમીનની હવેલીમાં આજે ત્રિપુટી જામી હતી. તેમાંથી ભાઇ ચુનીભાઇ બોલ્યાઃ "હવે શું કરવું? કાલે તો નાથાભાઇને ઘેર જપ્તી આવશે." થોડી વારમાં પ્રમુખપણે શોભતા અમીન બોલ્યાઃ "બહુ ધાંધલ કરવાની જરૂર નથી, મેં સર્વ કંઇ જોગવાઇ કરી છે." આમ તેમ વાતોના ગપાટા મારવામાં સાંજ પડવા આવી એટલે ત્રિપુટી વિખેરાઇ, સૌ પોતપોતાને ઘેર ગયા. ધીરે ધીરે કાળી રાત્રીનું સામ્રાજ્ય પથરાયું એટલે અમીન ઠાકરડાવાસમાં જઇ ધીરે રહીને ચાર ઠાકરડાઓને ઘેર બોલાવી લાવ્યા, અને ઘરમાં છેલ્લા શ્વાસ લેતી પોતાની માતાનો ખાટલો હતો તે ઉપડાવી, નાથાભાઇ વાળું જે ઘર કાલે જપ્ત થવાનું હતું તે તરફ લેઇ ચાલ્યા. ત્યાં માજી બોલ્યાં: "ભાઇ, મને કયાં લેઇ જાઓ છો?"

## ૫. ભારતીય વિદ્યાભવન

[ભારતની પ્રાચીન સંસ્કૃતિને પુનર્જીવન આપવા માટે મુંબઈમાં ભારતીય વિદ્યાભવન સ્થપાયું છે, તેનો ૧૯૪૦નો વાર્ષિક (સંક્ષિપ્ત) અહેવાલ નીચે આપ્યો છે.]

ભારતીય વિદ્યાભવનના સંસ્થાપક સભ્યો, માનદ-સભ્યો તથા અન્ય સભ્યોની દ્વિતીય વાર્ષિક સભા તા. ૨૫:૨:'૪૧ને રોજ મળી હતી. પ્રમુખસ્થાને ન્યાયમૂર્તિ શ્રી. હરસિદ્ધભાઈ વિ. દીવેટિયા, એમ. એ., એલએલ. બી. બિરાજ્યા હતા. સભામાં ભારતીય વિદ્યાભવનનો વાર્ષિક અહેવાલ મંત્રીઓ તરફથી રજૂ કરવામાં આવ્યો હતો. વર્ષ દરમિયાન ભવનના જુદા જુદા વિભાગોએ કરેલી પ્રવૃત્તિનો ટૂંકો અહેવાલ આ રહ્યો:

૧. **શ્રી. મુંગાલાલ ગોએન્કા સંસ્કૃત શિક્ષાપીઠ:** ભવનના ડિરેક્ટર ડૉ. મણિલાલ પટેલ આ વિભાગના અધ્યક્ષ હોવા ઉપરાંત અંગ્રેજી ષાણ્માસિક ભારતીય વિદ્યાના સંપાદક અને ભારતીય વિદ્યા સિરિઝના સંયુક્ત સંપાદક છે. એમણે મુંબઈ યુનિવર્સિટીના એમ. એ.ના વર્ગ લીધેલા અને ૭ નિબંધો લખેલા. યાકોબીના અપભ્રંશ પરના નિબંધોનું એમનું અંગ્રેજી ભાષાન્તર છપાઈ રહ્યું છે, અને ઋગ્વેદ છટ્ઠા મંડળનું એમનું સંપાદન ચાલુ છે. એ મુંબઈ યુનિવર્સિટીની પોસ્ટ ગ્રેજ્યુએટ કમિટિમાં નિયુક્ત થયા છે. એમણે તિરુપતિમાં મળેલ દશમી ઓરિયેન્ટલ કૉન્ફરન્સમાં હાજરી આપી બે નિબંધો વાંચેલા, અને એના આગામી અધિવેશનના વૈદિક વિભાગના પ્રમુખ ચૂંટાયા છે.

શ્રી. જયન્ત રાવળ એમ. એ.(પ્રથમ વર્ગ)ની આ વિભાગમાં ફેલો તરીકે નિમણૂંક થએલી, અને ડૉ. પટેલ નીચે તૈત્તિરીય બ્રાહ્મણ પર પીએચ. ડી. માટે થિસિસ તૈયાર કરી રહ્યા હતા. હાલ રાજકોટની ધર્મેન્દ્રસિંહજી કૉલેજમાં તેમની નિમણૂંક થયાથી ભવનમાંથી એ છૂટા થયા છે. આ વિભાગના રિસર્ચ સ્કૉલર શ્રી. ભાયાણી બી. એ.એ ત્રણ નિબંધો તૈયાર કર્યા હતા.

૨. **શ્રી. મુંગાલાલ ગોએન્કા પ્રાકૃત અને હિંદી શિક્ષાપીઠ:** મુનિ શ્રી. જિનવિજયજી આ વિભાગના અધ્યક્ષ હોવા ઉપરાંત હિંદી ગુજરાતી ત્રૈમાસિક ભારતીય વિદ્યાના સંપાદક અને ભારતીય વિદ્યા સિરિઝના સંયુક્ત સંપાદક છે. આ વર્ષમાં એમણે ત્રણ નિબંધો લખ્યા છે, અને ઉક્તિવ્યક્તિપ્રકરણનું સંપાદન કરી રહ્યા છે.

૩. **નર્મદ ગુજરાતી સાહિત્યપરિષદ શિક્ષાપીઠ:** આ વિભાગમાં

શ્રી. પ્રેમશંકર હ. ભટ્ટ, એમ.એ.ને ફેલો તરીકે નીમવામાં આવ્યા હતા. એમણે મુંબઇ યુનિવર્સિટીના એમ. એ.ના વર્ગો લીધા હતા. પીએચ. ડી. માટે 'ગુજરાતી સાહિત્યમાં આખ્યાન અને રાસાઓ' એ વિષય પર એ થિસિસ લખી રહ્યા છે. આ વિભાગ તરફથી ગુ. સા. પ. કરાંચી સંમેલનનો અહેવાલ, પાટણ સંમેલનનો અહેવાલ, પરિષદ પ્રમુખોનાં ભાષણો, અને શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીલિખિત ઐતિહાસિક સંશોધનો, એ ચાર પુસ્તકો ટૂંક સમયમાં બહાર પડશે. આ વિભાગમાં બીજા ત્રણ સ્કોલરો, શ્રી. હરિલાલ પંડ્યા, શ્રી. મોહનલાલ સૂચક અને શ્રી. બિપિન ઝવેરી એમ. એ.નો અભ્યાસ કરી રહ્યા છે.

૪. **ભાગવત ધર્મ શિક્ષાપીઠ:** આ વિભાગના અધ્યક્ષ શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીએ શ્રી. સુશીલા મહેતા, એમ. એ., એલએલ. બી., રિસર્ચ ફેલો સાથે મળીને પોતાના ગુજરાતી પુસ્તક 'વૈષ્ણવ ધર્મ'નું અંગ્રેજી ભાષાન્તર કર્યું હતું અને ભવનની જ્ઞાનવર્ધક વ્યાખ્યાનમાળામાં એક વ્યાખ્યાન આપ્યું હતું. શ્રી. સુશિલા મહેતાએ એ ઉપરાન્ત જ્ઞા. વ. વ્યાખ્યાનમાળામાં બે વ્યાખ્યાનો આપ્યાં, અને પીએચ. ડી. માટે ભાગવત પુરાણની સંશોધનાત્મક આવૃત્તિ તૈયાર કરી રહ્યાં છે. વિભાગના લેકચરર શ્રી. પુસાલકરે 'ભાસ'નું અંગ્રેજી પુસ્તક પીએચ. ડી.ની ડિગ્રી માટે મોકલી આપ્યું છે, અને પાંચ નિબંધો લખ્યા છે.

૫. **શ્રી કીકાભાઇ પ્રેમચંદ જૈનશાસ્ત્ર શિક્ષાપીઠ:** અધ્યક્ષ પ્રો. શ્રી. અ. સ. ગોપાણી, એમ. એ.એ અર્ધમાગધીના એમ. એ.ના વર્ગો લીધેલા, જ્ઞા. વ. વ્યાખ્યાનમાળામાં બે વ્યાખ્યાન આપ્યાં, ત્રણેક નિબંધો લખ્યા, ને હાલ 'રિષ્ટસમુચ્ચય'નું સંપાદન કરી રહ્યા છે, જેના હપ્તાઓ 'ભારતીય વિદ્યા'માં પ્રસિદ્ધ થાય છે. પીએચ. ડી. માટે એ 'જ્ઞાનપંચમીકથા'નું સંપાદન કરી રહ્યા છે.

૬. **શ્રી. રામેશ્વરદાસ બિરલા ભારતીય ઇતિહાસ શિક્ષાપીઠ:** અધ્યક્ષ શ્રી. એસ. ડી. જ્ઞાની, એમ. એ.એ યુનિવર્સિટીના ઇતિહાસના એમ. એ.ના વર્ગો લીધેલા, મુંબાદેવી પાઠશાળાના વિદ્યાર્થીઓ સમક્ષ 'સંસ્કૃતિ' એ વિષય ઉપર કેટલાંએક વ્યાખ્યાનો આપ્યાં, બે નિબંધ લખ્યા, અને પીએચ. ડી. માટે 'પુરાણોમાં પ્રતિબિંબિત થતું હિંદ' એ નામક પુસ્તક લખી રહ્યા છે. એમનું બીજું પુસ્તક 'ભારતીય સંસ્કૃતિ' (હિંદીમાં) લગભગ તૈયાર થવા આવ્યું છે. આ વિભાગ તરફથી 'હિંદુસ્થાનનો રાજકીય ઇતિહાસ' બહાર પાડવાની વિચારણા થઇ રહી છે.

૭. **શ્રી મુંબાદેવી સંસ્કૃત પાઠશાળા:** ત્રણ વિદ્યાર્થીઓ 'સાહિત્ય-શાસ્ત્રી'ની ત્રીજી પરીક્ષામાં પ્રથમ વર્ગ મેળવી પાસ થયા છે. એક વિદ્યાર્થી

વ્યાકરણ મધ્યમામાં ને બીજા બે સાધારણ પ્રથમામાં ઉત્તીર્ણ થયા છે. વિદ્યાર્થીઓ માટે એક વ્યાયામવિશારદની નિમણૂંક કરવામાં આવી હતી.

૮. **શ્રી. નાગરદાસ રઘુનાથદાસ જ્યોતિષ શિક્ષાપીઠ:** અધ્યક્ષ પંડિત ગૌતમલાલ હવે વિદ્યાર્થીઓને જ્યોતિષનું શિક્ષણ આપવા ઉપરાન્ત વિભાગના બીજા સભ્યો સાથે મળી જ્યોતિષશાસ્ત્રના સંશોધનાત્મક અભ્યાસ સંબંધે એક યોજના વિચારી રહ્યા છે.

૯. **જ્ઞાનવર્ધક વ્યાખ્યાનમાળા:** આ માળામાં જુદા જુદા વ્યાખ્યાતાઓનાં મળીને કુલ ૩૭ વ્યાખ્યાનો થયાં છે. વિદ્વાનોએ એ ખૂબ વખાણ્યાં હતાં.

૧૦. **પ્રકાશન:** અંગ્રેજી 'ભારતીય વિદ્યા'ના બે અને હિંદી ગુજરાતી 'ભારતીય વિદ્યા'ના બે અંકો મળી ભવનના જર્નલના ચાર અંકો પ્રસિદ્ધ થયા. આ ઉપરાન્ત પાલી ભાષાના પ્રખર વિદ્વાન અધ્યાપક ધર્માનંદ કોસંબીએ સંપાદિત કરેલ 'વિસુદ્ધિ મગ્ગ' નામક કીમતી ગ્રંથ 'ભારતીય વિદ્યા સિરીઝ'ના પ્રથમ પુષ્પ તરીકે પ્રસિદ્ધ થયો છે. આ ઉપરાન્ત જુદાં જુદાં ખાતાંઓમાં સંશોધનાત્મક ગ્રંથો તૈયાર થઇ રહ્યા છે, જે દરેક પોતપોતાના વિભાગમાં સીમાચિહ્નરૂપ બનશે. 'વિસુદ્ધિ મગ્ગ' અને જર્નલો પણ ખૂબ પ્રશંસા પામ્યાં છે.

૧૧. **પુસ્તકાલય:** ગયે વર્ષે રૂા. ૩૪૧૯-૦-૦નાં પુસ્તકો ખરીદાએલાં. આ વર્ષે રૂા. ૧૧૯૧-૫-૬નાં નવાં પુસ્તકો ઉમેરવામાં આવ્યાં છે. મુનિશ્રી જિનવિજયજી મારફત જૈન ભંડારોમાંથી ઘણી કીમતી હસ્તપ્રતો ઉતારી લેવાની અને છબિ પડાવી લેવાની વ્યવસ્થા થઇ રહી છે.

**મકાનો:** અંધેરી ખાતે ૧૧ એકર જમીન ઉપર ભવનના મકાનનું બાંધકામ શરૂ થઇ ગયું છે. આ મકાનનો મધ્ય ભાગ શ્રી. હેમચંદ્ર સ્મારક તરીકે રહેશે, ને એમાં ગુજરાતી સાહિત્યપરિષદનું કાર્યાલય રહેશે. આ મકાનનો પાયો શ્રી. કનૈયાલાલ મુનશીને વરદ હસ્તે ગયા સપ્ટેમ્બરમાં નંખાયો હતો.

**ટૂંકમાં:** ૧૯૪૦ના વર્ષમાં ભવનના વિભાગીય અધ્યક્ષોએ એમ. એ.ના અનેક વિદ્યાર્થીઓને અભ્યાસમાં સહાયરૂપ થયા, એમાંથી કેટલાક વિદ્યાર્થીઓએ સંસ્કૃતની પરીક્ષાઓ પસાર કરી, એણે એક સીમાચિહ્ન સમો ગ્રંથ બહાર પાડ્યો, અને બીજાં અનેક વ્યાખ્યાનોથી અને નિબંધોથી ભારતીય વિદ્યા—Indology—ના જ્ઞાનમાં ગણનાપાત્ર વૃદ્ધિ કરી. ભવનને સ્થપાયાને બે વર્ષ થયાં એટલામાં તો એનું મકાન બંધાઇ રહ્યું છે, અને એ બીજી પણ અનેક દિશાઓમાં આગળ વધવાની યોજના વિચારી રહ્યું છે. એમાં રહીને

કેટલાય વિદ્યાર્થીઓ એમ. એ.નો અને પીએચ. ડી.નો અભ્યાસ કરી રહ્યા છે, અને એનું પુસ્તકાલય નોંધપાત્ર પુસ્તકસંગ્રહ બની રહ્યું છે. અને આ બધા ઉપરાન્ત એમાં તૈયાર થઇ રહેલાં અનેક પુસ્તકો, એ તો એની ભારતીય વિદ્યાની વધારાની સેવા.

---*---

## ચર્ચાપત્ર

### ૧. સંસારસુધારો

સુંદરમ્ કવિતાને સ્પર્શતા ટીકાકારને 'અડો મા! જો જો હાં કઠણ કરસ્પર્શે,' કહી દૂર રહેવાની આજ્ઞા કરે છે, જ્યારે પૂજાલાલ 'રે! કાક જન ઉકરડે મળ ચૂંથવાને' કહી ધિક્કારે છે; તેમ આપણા સમાજમાં પ્રવર્તતા અનિષ્ટોનો નાશ કરનાર સુધારકને પણ ઘણી મુશ્કેલીઓ ઓળંગવી પડે છે. તે જેવો સુધારાનો સૂર કાઢે છે કે તરત જ તેના ઉપર રૂઢિચુસ્તોની પિસ્તોલો તકાય છે. જો બાર ખાલી ગયો તો તો બેડો પાર; પણ થાય છે એમ કે તે નિશાન લેવાય તેટલામાં સુધારક ક્યાંય છટકી ગયો હોય છે.

આવો જ એક કિસ્સો કેટલાક વખતથી 'પાટીદાર'માં ચર્ચાપાત્ર બન્યો છે. તેમાં ચિમનભાઇ અમીન ઉપર એમણે ધારેલા તો શું, પણ કલ્પેલા પણ નહિ હોય એવા આક્ષેપો મુકાયા છે. તેમને વિષે જ્યારે તે લલિતાબેનનો બચાવ કરે છે ત્યારે, કહેવાય છે કે તે એને જો આ લગ્ન ન કર્યું હોત અને બીજે ક્યાંક પરણ્યાં હોતે તો સમાજ તેમની રેવડી દાણાદાણ કરી નાખત. આ વાત સાવ સાચી છે. સમાજના ખોટા ધારાધોરણને તોડનારને પણ તેનો રોષ વહોરી લેવો પડે છે. વળી એમ પણ કહેવાયું છે કે તે બેનને કુળનું અભિમાન હતું અને કુળને માટે તેમણે લગ્ન કર્યું છે; પરંતુ આ વિષેની ચર્ચા પૂજાલાલના કથનને સત્ય પાડતી હોય એમ લાગે છે. શ્રી. ચિમનલાલ અમીન ઉપર ટીકાઓના ખોટા થોકડા ખડકવામાં આવ્યા છે એમ તો ન કહી શકાય, પરંતુ એમાં અસત્યનો અંશ તો જરૂર છે. તેના તરફ આંખ આડા કાન કરવામાં આવ્યા છે. કુળની ભાવના ભલે ખોટી હોય, પરંતુ સમાજે પોષી છે; તેથી સમાજ આખાને દોષ દેવાય અને નહિ કે વ્યક્તિને. તમે કદાચ દલીલ કરશો કે સમાજ વ્યક્તિઓનો બનેલો છે. પરંતુ વ્યક્તિઓના સામાજિક સંબંધો સમાજમાન્ય ધારાધોરણથી નક્કી થાય છે. એટલે વ્યક્તિ કરતાં સમષ્ટિ શરૂઆત કરે તો જ ફાયદો થાય.

અત્યારે બધેય આ જાતનું વાતાવરણ જોવામાં આવે છે. દરેકને કુળની અસ્પૃશ્ય ભાવના તરફ ઘૃણા છે અને તેને હમેશાં ઘૃણાથી જોવાય છે. પરંતુ તે ભાવનાનાં વિરોધી બળોને એકત્રિત કરી કામ લેવામાં આવે તો સફળતા જરૂર મળશે. આજ તો 'ભવન પર ભવન પર છત્ર દાખે' જેવી સ્થિતિ છે. શ્રી. અમીન કે બેન લલિતાબેન એ વ્યક્તિઓ છે. તેમનો દોષ વ્યક્તિ પ્રમાણે ગાની લેઇએ, પરંતુ તેમની વાસ્તવિક સ્થિતિનો ખ્યાલ ન ભુલાવો જોઇએ. ટીકાકાર પોતે એ સ્થિતિમાં હોય તો કેવી રીતે વર્તે છે તે જોવા જેવું છે. પરંતુ આવી ખાળકૂંડીઓ ઉલેચવાનું મૂકી દેઇ આખા સમાજમાં સામાન્યપણે તે ભાવના વિરોધી જે બળો છે, તેને એકત્ર કરી આ જૂની ભાવનાને ભાગી નાખવી જોઇએ. આ માટે સુધારક વિચાર ધરાવનારાઓને એકત્ર કરી કામ લેવાશે તો સફળતા જલદી મળશે. મહોલ્લે મહોલ્લે યુવકમંડળો સ્થપાયાં છે, પરંતુ તે જીવતાં મુડદાં જેવાં લાગે છે. તેના યુવકોમાં પ્રાણ નથી. કદાચ કેટલાકમાં પ્રાણ છે તો શક્તિ નથી. માટે સમગ્ર પ્રયત્ન કરવામાં આવે તો સરસ, બાકી તો આવાં ચર્ચાપત્રોના વાણીવિલાસ ખેલવાથી કંઇ વળવાનું નથી.

જે વ્યક્તિઓ વિષે લખીએ છીએ તે કદાચ વાંચતી પણ ન હોય, અગર તેની દરકાર પણ ન કરે તેવું થતું હોય. આટલાં વર્ષની ચાલતા જ્ઞાતિના 'પાટીદાર' માસિકથી સામાજિક વિચારો કંઇક અંશે ફેરવાયા છે, તેમાં પણ માસિકના કરતાં આર્થિક સ્થિતિ અને લગ્ન વિષેની પડતી વાસ્તવિક મુશ્કેલીઓ વધારે ભાગ ભજવે છે. માટે સુધારક વિચાર ધરાવનારાઓનું સંગઠન કરી તેનું પ્રમુખપદ કોઇ સ્વતંત્ર વિચારક અને પ્રૌઢ સંચાલક લે તો વિજય પ્રાપ્ત થાય. આ કામ પછી તે ગમે તે રૂપમાં કે પ્રકારમાં હોય, તોપણ જો નહિ લેવામાં આવે તો સમાજ છિન્નભિન્ન થઇ જશે.

આજે સમાજમાં થઇ પડેલા મુરબ્બીઓ—પછી તે કુળને કારણે હોય, કે વયને કારણે હોય, અમુક ગામમાં જન્મને કારણે હોય કે પૈસાને કારણે હોય—તો સામાજિક લૂંટ ચલાવે છે. સમાજમાં નાના નાના વાડા પાડી, અને તેમાં ઊંચનીચના, ગરીબપૈસાદારના ભેદ પાડી, તૈમુર લંગને પણ ટપી જાય તેવી લૂંટ ચલાવી રહ્યા છે. ગામ લૂંટનારને સજા કરનાર સરકાર છે; પણ આવા લૂંટારાઓને ત્યાં તો મિષ્ટાન્ન, પકવાન અને નજરાણાની (જોકે શબ્દ ભારે છે, પરંતુ હિંદ જેવા ગરીબ દેશમાં બે રૂપિયા સગાંવહાલાંને આપવા એ પણ નજરાણાં કહી શકાય.) ભેટો ઢસવાય છે. ગામડાંના ભલા અને ભોળા માણસોને ગામડીઆ અને ગમાર ગણી કોથળી છોડાવવામાં કહેવાતા શહેરી

ઠગો જરા પણ અચકાતા નથી. અને એ ઠગવિદ્યામાં પારંગત ન બને તેને કુલીનતાનો ઇલકાબ અપાતો નથી. તેથી તેમને પણ ભવિષ્યમાં ઘણું સહન કરવું પડે છે. આ તો વાસ્તવિક જીવનમાં પ્રત્યેકનો અનુભવ હશે. પરંતુ આ બધાના મૂળમાં ઊંચનીચના વાડા અને કુલીનતાના ખાડા પડ્યા છે. તેમાં સમાજનાં અમૂલ્ય રત્નો દરરોજ હોમાયે જાય છે અને તેના ઉપર ટીકાઓ પણ થાય છે.

પણ હવે સમાજ ઘરડો થયો છે. તે આ બધાથી ટેવાઈ ગયો છે. તેના કાન બહેરા થઇ ગયા છે. તેણે તો કુંભકર્ણની ઊંઘ લીધી છે. તેથી તેના કાનમાંથી સાપ પસાર કરો, તેનું શરીર ચીપીઆ વડે તોડાવો કે તેના ઉપર યોદ્ધાઓ નચાવો, પણ તે જાગવાનો નથી. આ બધા આસુરી ઉપાયો હાસ્યાસ્પદ જનશે. ટીકાકારો ટીકા કરતા રહ્યા અને ભાઇએ બારમું કર્યું, બેને લગ્ન કર્યું, કાકાએ પરઠણ લીધી. માટે હવે તો તેને જાગ્રત કરવા તેના હૃદયની ઉન્નત ભાવનાઓ જાગ્રત કરવી રહી. તે માટે આવશ્યક છે સુધારક બળોના ઐક્યની અને તે દ્વારા સામાજિક સુધારાની ચળવળની.

આ બધાને સંગઠિત કરતાં થોડો વખત લાગશે. પહેલાં એવા પ્રયત્નો થયા છે એ મારી જાણમાં છે, પરંતુ આપણે તો પ્રયત્નના અધિકારી છીએ. એક પ્રયત્ન નિષ્ફળ થાય તો બીજો, એમ આગે કદમ માંડવાંજ રહ્યાં. ગૌતમ બુદ્ધ પણ અવિરત શ્રમ કરી સાગર તરી ગયા હતા. આપણી ધગશ તેમના જેવી હોવી જોઇએ. પરિણામ પ્રભુને સોંપવું જોઇએ. મહારાષ્ટ્રમાં સામાજિક સુધારા શ્રી. આગરકરે અને ડૉ. ભાંડારકરે કરેલા, તે પણ આજ રીતે. આપણો દેશ જ્યારે ગાંધીજીની સરદારી નીચે આઝાદીને મેદાને પડ્યો છે, ત્યારે હું સામાજિક સુધારાની વાત કરું તે કદાચ કોઇને ન ગોઠે, હસવા જેવું લાગે; પરંતુ ડૉક્ટરે તો દરદીના રોગ ઉપર દવા બતાવ્યે ન પાલવે. માટે વ્યક્તિગત ચર્ચા કર્યા કરતાં આગ આગે કદમ માંડીએ તો કોઇક દિવસ ધ્યેયને પહોંચશું.

ફર્ગ્યુસન કોલેજ હોસ્ટેલ્સ, પૂના — રતિલાલ મં. પટેલ

## ૭. 'હજુ એ વાતો કરવાને વાર છે'

**શ્રી. ચિમનભાઇ** અમીને પોતાના કોઇ સંબંધી ઉપર 'હજુ એ વાતો કરવાને વાર છે,' એ વિષે એક પત્ર લખેલો તે 'પાટીદાર'ના ગયા અંકમાં છપાયો છે. તેમાં એ ભાઇ પૃષ્ઠ ૨૧૩ ઉપર લખે છે કે 'આપણા સામાજિક રીતરિવાજો બાબતમાં નાતજાતનાં બંધન તોડનારની વાતો કરનાર આજકાલ

વંધ્યા છે, બંધન ન તોડનારની મશ્કરીઓ કરવા સુધી પણ કેટલાક જાય છે, પરંતુ એ રીતે બંધન તોડી ન બતાવ્યાં હોય એવા માણસોના મોંમાં આ વાતો શોભશે નહિ એમ હું માનું છું." એટલે કે આપણા સમાજ માટે 'બહુ મોટી વાતો કરવાને હજુ વાર છે.'

૧. ત્યારે શું બંધન તોડવાની ને ક્રાન્તિ કરવાની કોઈએ વાતજ ન કરવી? ક્રાન્તિ કરવાની હિંમત હોય, પણ પરિણામ વિષે શંકા હોય ત્યારે તેવી ક્રાન્તિના લાભાલાભ માટે ચર્ચા પણ જાહેરમાં ન ચલાવવી? અને એવી ક્રાન્તિથી લાભજ થનાર હોય એવું સાબિત થાય, ત્યારે એવી ચર્ચાથી હિંમતવાન તે આચારમાં મૂકે અને જેનામાં હિંમત ન હોય તેનામાં હિંમત આવે એમ ન બને? પણ શ્રી ચિમનભાઈ તો એવી વાતો કરનારને મૂળથીજ ડામ દે છે! એમાં એમનો કયો ઇષ્ટ હેતુ છે તે એ સમજાવશે?

૨. શ્રી ચિમનભાઈ પોતેજ પરઠણ ન લેવાની ઝૂંબેશ ઉઠાવી રહ્યા છે. કુળવાનોના સંબંધમાં એ પણ ક્રાન્તિ કહેવાય? ત્યારે એમણે પોતેજ પોતાના અધિકારમાં આવેલા કયા કયા વરની પરઠણ નથીજ લીધી એ બતાવશે? એમના પોતાના લગ્નમાં, જો એ મોટા થયા પછી પરણ્યા હોય તો, એમણે પરઠણ નથી લીધી એમ કહેવા તૈયાર છે? એમ જો એમણે એમ કરી ન બતાવ્યું હોય તો એમના 'મોંમાં એ વાત શોભશે નહિ.' એ એમના પોતાનાજ બોલ એમને પોતાને લાગુ ન પડે? એમનેજ વિષે એમ ન કહેવાય કે પરઠણ ન લેવાની 'મોટી વાતો કરવાને હજુ વાર છે'?

મણિલાલ મોતીલાલ પટેલ

---*---

## ગ્રંથપરિચય

**૨૪. બુદ્ધલીલા:** મૂળ લેખક — અધ્યાપક ધર્માનંદ કોસંબી, મરાઠીમાંથી અનુવાદક — નીલકંઠ મશરૂવાળા; પ્રકાશક — નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; પૃષ્ઠ ૧૬ + ૩૩૫, કિંમત બાર આના. બ્રાહ્મણધર્મમાં ક્રિયાકાણ્ડનું, યજ્ઞમાં પશુહિંસાનું અને વર્ણમાં ઉચ્ચનીચની માન્યતાનું ધતિંગ વધી પડ્યું, ત્યારે કેટલાક ગંભીર અને સહૃદય વિચારકોને આપણી પ્રાચીન સંસ્કૃતિનો નાશ થતો દેખાયો અને તેમાંના કેટલાકે તે વખતના (આશરે અઢી હજાર વર્ષ ઉપરના) પ્રચલિત બ્રાહ્મણધર્મ સામે પ્રચંડ વિરોધ ઉઠાવીને શુદ્ધ ધર્મની સ્થાપનાના પ્રયત્નો આદર્યા. આ બધા વિરોધ ઉઠાવનાર બ્રાહ્મણ નહિ, પણ ક્ષત્રિય હતા.

તેમાંના બે મુખ્ય: (૧) બુદ્ધ અને (૨) મહાવીર. પ્રાણીમાત્રના દુઃખથી દાઝી ઊઠીને બુદ્ધે આ શબ્દો બોલી ગૃહત્યાગ કર્યો: "જગતના કલ્યાણને માટેજ જીવવું એવો મારો સંકલ્પ થઇ ચૂક્યો છે. મારે વિષે સૌ સૌને ફાવે તેવા ખ્યાલ ભલે બાંધે, પણ મારો ગૃહત્યાગ કરવાનો હેતુ કેવળ મારાજ આત્માનો મોક્ષ નથી; મારે તો અનેક દુઃખથી પિડાએલી આ માનવજાતિને સુખની સ્થિતિ પ્રાપ્ત થશે કે નહિ એની શોધ કરવી છે. પણ આ કામમાં મારા આપ્તવર્ગ તરફથી જબરદસ્ત વિઘ્ન આવવાનો સંભવ હોવાથી એમની રજા લીધા વિના આજ હું અહીંથી પ્રયાણ કરૂં છું" (પૃ. ૧૧૬). એમ કહીને તુરતના જન્મેલા પુત્રને જોયા સિવાય, ઊંઘતી સ્ત્રીને કે ઘરમાં કોઇને પ મળ્યા સિવાય ચાલતા થયા અને માનવજાતિના સુખની પ્રાપ્તિની શોધ કરી. આ પુસ્તકમાં બુદ્ધે એ વિષે જે પ્રયત્ન કર્યા તેનું સરસ વર્ણન છે. પુસ્તકના ત્રણ ભાગ પાડ્યા છે: (૧) બુદ્ધના પૂર્વજન્મની કથાઓ, (૨) તેમનું ચરિત્ર તથા (૩) તેમનો ઉપદેશ અને પરિનિર્વાણ. એમના પૂર્વજન્મની કથાઓ તો તેમના ભક્તોએ કલ્પી કાઢેલી, પણ તે તેમણે કરેલી તપશ્ચર્યા વિષેની છે. બીજા બે ભાગમાં એમનું જીવન અને ઉપદેશ પણ ધ્યાનપૂર્વક મનન કરવા યોગ્ય છે. બૌદ્ધધર્મનું સામાન્ય જ્ઞાન મેળવવાને આ પુસ્તક પૂરતું લાગે છે. પુસ્તક સૌ જ્ઞાનપિપાસુએ મનનપૂર્વક વાંચવું ઘટે. અને પ્રકાશકોએ એ જ હેતુએ, કાગળોની મોંઘવારીના આ દિવસોમાં પણ, પુસ્તકની આ ત્રીજી આવૃત્તિની કિંમત બારજ આના રાખી છે, જોકે એની પ્રથમ આવૃત્તિની કિંમત અઢી રૂપિયા હતી. ભાષા સરળ અને શુદ્ધ છે. પુસ્તકમાં જે પાલી શબ્દો અને શ્લોકો છે તેનો બનતા સુધી છાયાનુવાદ સંસ્કૃતમાં આપ્યો હોત તો ઠીક; અસ્સજિ (અશ્વજિત્) (પૃષ્ઠ ૧૬૦) અને કમ્માસદમ્મ (કલ્માષદમ્ય) (પૃ. ૨૭૪)ની પેઠે સર્વત્ર આપવા જોઇતા હતા અથવા પુસ્તકને છેડે એ પ્રકારના શબ્દોની સૂચિ આપવી જોઇતી હતી. 'શ્રમણ કે બ્રાહ્મણે મારો અનાદર કર્યો નથી' (૧૩૬) એ વાક્યમાં 'શ્રમણ'ને બદલે 'શ્રમણે' જોઇએ. 'દઢનિશ્ચયી' (૧૩૬) નહિ, પણ 'દઢનિશ્ચય' જોઇએ. આવી ભૂલો છે તો વિરલ, પણ નવજીવન મંદિરનાં પ્રકાશનોમાં એટલી યે ખૂંચે. વળી માન્ય અને પૂજ્ય સ્ત્રીપુરુષને માટે માનાર્થે બહુવચન વાપરવું જોઇએ એવી આપણી આર્ય સંસ્કૃતિની પ્રણાલિકા વિરુદ્ધ સર્વત્ર બુદ્ધ ભગવાનને માટે 'બુદ્ધગુરુ બોલ્યો,' એમ એકવચન વાપર્યું છે, તે કર્ણકઠોર લાગે છે. રુચે તો હવેની આવૃત્તિમાં એ સુધારી લેવાય. પણ છતાં યે પુસ્તક બહુ સરસ થયું છે અને આવું સરસ અને સસ્તું પુસ્તક સૌએ ઘરમાં વસાવી તેનો યથાર્થ ઉપયોગ કરવો ઘટે.

૨૫. બંધુ અંબુભાઇના પત્રો: પ્રકાશક–ગૂજરાત વ્યાયામ પ્રચારક મંડળ, કરાડી, જલાલપુર થઇને, જિલ્લે સુરત; પૃષ્ઠ ૧૨+૧૩૪, કિંમત દેશમાં દેશમાં રૂા. ૦–૯–૦, પરદેશમાં ૧ શિ. ૬ પે. વ્યાયામપ્રવૃત્તિને ગુજરાતમાં વ્યાપક કરનાર ભરૂચવાળા ભાઇ અંબાલાલ પુરાણીએ મોટે ભાગે પોતાના વ્યાયામશિષ્યોને છેલ્લાં ૨૦ વર્ષોમાં એ પ્રવૃત્તિ વિષે લખેલા પત્રોનો આ પુસ્તકમાં સંગ્રહ છે. હાલ તો એ ભાઇ પાંદિચેરીમાં જઇ બેઠા છે અને યોગસાધના સાધે છે, છતાં ત્યાં બેઠા બેઠા ય પોતાની એ પ્રિય પ્રવૃત્તિ વિષે વિચાર કર્યા કરે છે એમ આમાંના છેવટના કેટલાક પત્રોથી જણાય છે. વ્યાયામ-પ્રવૃત્તિમાં પડેલા કેટલાક યુવકોનો હેતુ તો એ જ દેખાય છે કે વ્યાયામ દ્વારા યુવકોનાં શરીર મજબૂત મલ્લ જેવાં બનાવવાં, અને એવા યુવકો વાત વાતમાં બાહુ ઠોકી વાત-કરનારની સામે તૈયાર થઇ જાય છે! પણ પ્રસ્તાવનામાં ભાઇ છોટાલાલ પુરાણી સાચીજ રીતે લખે છે, કે "મલ્લો અને પહેલવાનો તૈયાર કરવાનો હેતુ ઘર અસલથીજ અમે સેવ્યો ન હતો. અમારે મલ્લો કે પહેલવાનો નહિ, પણ સુદૃઢ શરીરવાળા, ચારિત્ર્યવાન, સાહસિક, નિડર અને ખડતલ દેશસેવકો તૈયાર કરવા હતા" (પૃ. ૯) પત્રલેખક કહે છે કે "આપણી સંસ્થા માણસ ઘડવાની સંસ્થા છે. એક સંસ્થામાં સાચો એક પણ માણસ ઘડાય તો બસ છે" (પૃ. ૬૩). અને એ હેતુએ આ પત્રોમાં એમણે માણસના શરીરજીવનનેજ નહિ, પણ જીવનના સર્વ પ્રદેશોને આવરીને પોતાના શિષ્યોને ઉપદેશ આપ્યા કર્યા છે. અને ઉપદેશ–ઉપદેશ જ બધા પત્રોમાં દેખાય છે. વારંવાર પિષ્ટપેષણ પણ થયું છે. વ્યાયામમંદિરોના વિદ્યાર્થીઓ સંબંધે પોતાને થએલા કડવા અનુભવો પણ ટાંક્યા છે. યુવકનું જીવન ઉન્નત થાય એટલા માટે વ્યાયામપ્રવૃત્તિને અંગે એમણે કેટલીક સૂચનાઓ પણ આપી છે. "મર્દાનગી આવે તે માટે જેટલાથી બની શકે તેટલાઓ છૂટથી મારામારી કરે એ બહુજ ઇષ્ટ છે" (પૃ. ૭૧). ખરે જ, મારામારીથી મર્દાનગી આવે છે? અને ત્યારે મર્દાનગીનો સાચો અર્થ શો? બબે મણનાં વજન ઊપાડી તાળીઓ પડાવનાર વ્યાયામવીરો સ્ટેશનથી ઘેર પાંચ શેરની પોટલી લેઇને આવતાં કે બાપને તેમના ધંધામાં મદદ કરતાં શરમાય છે, ત્યારે એ વીરત્વ ક્યાં જાય છે? એ વ્યાયામવિદ્યાર્થીઓએ જનસમાજના સહવાસમાં આવી જીવને જોખમે પણ એમને સંકટવેળાએ સહાયતા આપવી, એથી સાચી મર્દાનગી કેળવાય.છે. ખરી રીતે તો વ્યાયામની કેળવણી અખાડા દ્વારાજ નહિ, પણ જનસમાજને ઉપયોગી ઉદ્યોગો દ્વારા અપાવી જોઇશે. એકંદરે પત્રો પ્રેરણાજક છે અને સૌ યુવકોએ–ખાસ કરીને વ્યાયામકાર્યને વળગેલા યુવકોએ વાંચવા ઘટે.

બાકરોલ એ. વી. સ્કૂલ, દે. દે. વ્યાયામશાળા, સાર્વજનિક પુસ્તકાલય, ગ્રામ ઔષધાલયનો સંવત ૧૯૯૦થી સંવત્ ૧૯૯૬નો રિપોર્ટ તથા બાકરોલ સેવાસમાજના નિયમો.

ખડાયતા કેળવણી મંડળ, અમદાવાદનો રૌપ્ય મહોત્સવ અંક.

**Bharatiya Vidya Bhavan**, Andheri (Bombay): Annual Report (for the year 1940).

---*---

## પ્રસંગકથા

### સોજીત્રામાં ગ્રેજ્યુએટ વરકન્યાનાં લગ્ન

સોજીત્રાના ડૉ. ભાસ્કરરાવ પટેલ મુંબઇમાં અને સર્વત્ર જાણીતા છે. ચરોતર પાટીદાર યુવકમંડળની પરિષદના એ પ્રમુખ હતા. તેમનાં પુત્રી બેન મંગળાબેન ૨૩ વર્ષની ઉંમરનાં છે. તે બેન સ. ૧૯૩૯માં B. Sc. થએલાં, બારેક માસ શિક્ષિકાનું કામ કર્યું અને હાલ B. T.નો અભ્યાસ કરે છે. ગઇ માહ વદિ આઠમને રોજ એ બેનનું લગ્ન ભાદરણના ડૉ. વલ્લભભાઇ મોતીભાઇ પટેલના પુત્ર ભાઇ ભૂપેન્દ્રભાઇ સાથે થયાં. એ ભાઇની ઉમર ૨૬ વર્ષની છે. એ ભાઇ પણ B. Sc. થયા છે. અહીં દેશમાં બે ત્રણ રસાયણિક સંસ્થાઓમાં કામ કરી એ ભાઇ ઇંગ્લેન્ડ ગયા અને ત્યાંથી B. Pharm. અને Ph. C. થઇ આવી હાલ મુંબઇમાં એક રાસાયણિક સંસ્થામાં સંશોધનનું કાર્ય કરે છે. પૂના કૉલેજમાં અભ્યાસ કરતાં ત્યારથી તે બે એકબીજાને ઓળખતાં થયાં હતાં અને તેમની ઇચ્છાથીજ તેમનું લગ્ન થયું છે. લગ્નક્રિયા સોજીત્રામાં થઇ હતી. જાન ભાદરણથી આવી હતી, તેમાં ચાળીશેક માણસ હતા. લગ્નને દિવસે બપોરે જાન આવેલી, સાંજે લગ્નક્રિયા પછી જમેલી, બીજે દિવસે કસુંબો થયા પછી જમીને બપોરે એકાદ વાગ્યે પાછી ફરેલી. આમ જાન એક જ દિવસ રહી ગણાય. કન્યાપક્ષનાં સગાં, કુટુંબી અને જાનનાં, એમ બધાં ગણી સોએક જણ જમણમાં હતાં. આ લગ્નમાં પરઠણની કે લગ્નક્રિયા પ્રસંગે કંઇ લેવડદેવડ થઇ નથી, એ આ લગ્નની ખાસ વિશેષતા કહેવાય. બંને પક્ષે પોતપોતાનાં માણસને દાપાં ચૂકવી દીધાં હતાં. વરકન્યા બંને ખાદીના પોષાકમાં હતાં. કોઇ પણ પ્રસંગે વાજાંનો ઘોંઘાટ ન હતો. આમ એકંદરે આ લગ્ન સાદાઇથી સોજીત્રામાં જ કરી સંબંધીઓને સાદાઇથી લગ્ન કરવા માટેનો નવો માર્ગ રૂઢ કર્યા માટે ભાઇ ભાસ્કરરાવને ધન્યવાદ ઘટે. છતાં ચરોતર પાટીદાર યુવકપરિષદના એ પ્રમુખ

લગ્નક્રિયા વખતનો વ્યવહાર અને ખર્ચ હજીયે ઓછો કરી શકત, જો ધારત તો.

### પરઠણની પાપી પ્રથા

વર ભાઇ ભૂપેન્દ્રભાઇએ પરઠણની પ્રથાને તિલાંજલિ આપી એ તો આ લગ્નમાં બહુજ પ્રશંસનીય પગલું ભર્યું કહેવાય. આજકાલ પરઠેણના ભાવ ચઢતાજ જાય છે અને દુઃખની વાત તો એ છે કે ભણેલા યુવકો પોતાના ભણતરની કિંમત પરઠણ ઉપર ચઢાવ્યેજ જાય છે! 'પાટીદાર'નાં શરૂઆતનાં વર્ષોમાં પરઠણ લેનારને ઉઘાડા પાડવાના હેતુએ તેમણે લીધેલી પરઠણના આંકડા છાપવા માંડયા, ત્યારે એવા બેશરમ લોક ઊલટા એથી ફુલાવા લાગ્યા! જોયું કે આ તો लेने गइ पूत, और खो आइ खसम જેવો ઘાટ થયો, ઊલટું પરઠણ લેનારને એથી ઉત્તેજન મળવા લાગ્યું. એટલે મેં એ માર્ગ છોડી દીધો. છતાં હજી ભણેલા કુળવાન લોક પરઠણના આંકડા હજારોને હિસાબે ચઢાવ્યેજ જાય છે અને પોતાને કુળહીન માનતા મૂર્ખ લોક, જાણીબૂઝીને કણબીવેડા કરી, એવાઓને પરઠણ આપ્યેજ જાય છે. આફ્રિકાના લોક તો પોતાની કન્યાનું લગ્ન અહીં આવી એક બે માસમાં પતવી પાછા ત્યાં જવાની ઉતાવળમાં મૂર્ખ બની જાય છે અને પોતે કુળવાન બનવાના કોડમાં પોતાની કમાણી કુળવાનોને પગે પરઠણમાં પધરાવી પાછા ચાલ્યા જાય છે. એમ એ લોકોએ પણ પરઠણના ભાવ ચઢાવી દીધા છે. આજે આ સ્થિતિ નજરે જોવાથી ખેડામાંથી પ્રસિદ્ધ થતા 'કર્મભૂમિ' સાપ્તાહિક પત્રે પોતાના તા. ૪:૩:'૪૧ના અંકમાં નીચે પ્રમાણે 'તીરછી નજરે' ટકોર કરી છે:

### વરકન્યાના વેપારી કબાલા

"લગ્નની સીઝન પૂરી થઇ છે અને તેનાં સંભારણાં રહી ગયાં છે. ખેડા જિલ્લામાં ખાસ કરીને પાટીદાર જ્ઞાતિમાં લગ્નની સીઝન એનાં સંભારણાંની યાદ મૂકતી જાય છે. ચરોતરનાં અમુક ગામોમાં આ જ્ઞાતિમાં બેશરમજનક વરવિક્રય થાય છે અને તેટલીજ બેશરમજનક રીતે ગોળ બહારનાં ગામોમાં કન્યાવિક્રય થાય છે. પ્રભુતામાં પગલાં માંડવાની લગ્નની પવિત્ર ક્રિયાઓના, બજાર ચીજોના વેપારી કબાલા થતા હોય તેમ, વરકન્યાના વેપારી કબાલા જ્યારે થતા જોવામાં આવે છે, ત્યારે અભણ કે કેળવાએલો વર્ગ કયો હશે એનો તારંજો કાઢવાનું કામ મુશ્કેલ થઇ પડે છે!

### કબાલાની હરરાજી

"અને આ કબાલા પણ કેવા? નરી હરરાજી બોલાવાતી માનવતાસમા—પોતાનાંજ ફરજંદોનું નર્યા હાથે લીલામ કરતા અને રૂકાના આંકડાને ઊંચામાં

ઊંચે શીખરે પહોંચાડવાની જાણે રેસ ચાલતી હોય તેવા! હજાર, બે હજાર, પાંચ હ૦૦૦! અને આ કિંમત કોની? પોતાનાંજ છોકરાછોકરીની માબાપોનેજ હાથે અંકાતી જ્યારે જોવામાં આવે છે, ત્યારે હિંદુ સમાજની આ નરી નાલેશીભરી રસમ ઉપર તિરસ્કાર વરસી પડ્યા વિના રહેતો નથી. અને તેમાંય વધારે આશ્ચર્યજનક બીના તો એ છે કે છોકરાનો બાપ છોકરાના વિક્રયમાં વધુમાં વધુ રકમ મેળવવામાં પોતાના કુળનું ગૌરવ માને છે. સમાજ પણ એને કુળવાનીની ગણતરીમાં મૂકે છે, માત્ર ધિક્કારે છે કન્યાવિક્રય કરનારને!

### 'પાટીદારમંડળ'ને ટકોર

"પણ ઊંડે ઊતરી લાંબી નજરે જોતાં બંનેમાંથી એકેનું કૃત્ય પ્રશંસા માગી નથી લેતું-બંનેય ધિક્કારને પાત્ર છે. સમાજવૃક્ષને ક્ષીણ કરનારી એ અનિષ્ટ પ્રથા છે. ઘણાં વર્ષોથી એ પ્રથાએ જડ ઘાલી છે. બધા સમજે છે કે એ પ્રથા અનિષ્ટ છે, છતાં એ પ્રથા નિરંકુશપણે લગ્નની મોસમ શરૂ થતાં વધુ ને વધુ ઉગ્ર રૂપે દર્શન દે છે ત્યારે પેલાં જ્ઞાતિસુધારણાનાં મંડળો ક્યાં જતાં રહ્યાં તે સમજાતું નથી હોતું! મંડળોનું કાર્ય જો નર્યા ઠરાવો કરવામાંજ ઇતિશ્રી થતું હોય તો તેવાં મંડળોનો કોઇ અર્થ નથી. અને જ્યાં સુધી ઠરાવોનો અમલ ના થાય ત્યાં સુધી ઠરાવોની કોડીની યે કિમ્મત નથી." અને હવે તો એવાય ઠરાવો કરનાર મંડળ પણ કુંભકર્ણની નિદ્રામાં પડ્યું છે અથવા કહો કે મરી પરવાર્યું છે!

### ચરોતરનો ચેપ કાનમ-વાકળમાં

અને પતનશીલ માનવી ભ્રષ્ટ દૃષ્ટાન્તનું અનુકરણ કરવા સહેજે લલચાય છે. ચરોતરનું અનુકરણ કરી પરઠણ લેઇ ઠકારો કર્યાનું દૃષ્ટાન્ત અહુણાજ ઇટોલામાંથી મળી આવ્યું છે. ગોરીના ભાઇ જીવાભાઇ ગરબડભાઇ પટેલને એક પુત્રી છે અને એક બેન છે. એ બેનદીકરીનાં લગ્ન એકીસાથે કરી નાખવામાં આવે તો માંડવાખર્ચ ઘણો ઓછો થાય, એ હિસાબ ગણીને એમણે દીકરીનું લગ્ન કશારી ગામના કોઇ બીજવર સાથે કર્યું અને બેનનું લગ્ન ઇટોલાના ભાઇ મૂળજીભાઇ વસંતભાઇ પટેલના પુત્ર સાથે ગયા ફાગણ માસની સુદિ સાતમને રોજ કર્યું. આ લગ્નમાં વરપિતા મૂળજીભાઇએ કન્યાપિતા જીવાભાઇ પાસેથી કઢાવાય એટલી પરઠણ કઢાવી. ઇટોલામાં સં. ૧૯૮૧માં જે સુધારક મંડળ સ્થપાએલું, તેના સુધારક સભ્ય તરીકે ભાઇ મૂળજીભાઇએ સહી કરેલી! ત્યારે આજે આ પ્રકારે સુધારો કરી બતાવ્યો! અને પરઠણ લેઇ ગોટાઇ બતાવી ત્યારે બીજી રીતે કંઇ પાછા પડાય? વરઘોડામાં મોટો ખર્ચ.

કરી વાજાં વગડાવ્યાં અને વળી ઍથાગે મોટો ખર્ચ કરીને ગાયકવાડ સરકારનો હાથી આણી વરઘોડામાં ફેરવ્યો! કોઇ જાહેર સંસ્થામાં કંઇ દાન કર્યું હોય તેમ જણાયું નથી. આ બધું, તેમના બે ભાઇઓને નથી ગમ્યું, તેમના વાર્યા છતાં એંગણે હઠ લેઇ કર્યું છે. પણ ગઢવી ઘેરના ઘેર! મોટાઇ લેવા મોટી પરઠણ લીધી, અને એજ મોટાઇ દેખાડવા વરઘોડા વગેરેનો મોટો ખર્ચ કરી લીધેલું બધું ઓકી કાઢ્યું! હા! પાટીદાર સમાજ, તું વિનાશને માર્ગે આંખો મીચી દોડી રહ્યો છે એ ક્યારે સમજશે?

**દશકોશીમાં સધુરલગ્ન**

દશકોશીના કણભા ગામના ભાઇ કેશવલાલ નાગરદાસ પટેલ અમદાવાદમાં વકીલાત કરે હશે. તેમની ઉંમર હાલ ૩૨ વર્ષની હશે. તેમને એક પત્ની હયાત છે અને તેમના તરફથી ભાઇ કેશવલાલને અસંતોષ થવાનું કોઇ કારણ પ્રકટ નથી થયું. પણ તે ફરી લગ્ન કરનાર છે એમ 'શ્રી દશકોશી લેઉઆ પાટીદાર (પહેલો જથો) યુવકસમાજ'ના કાર્યકર્તાઓને ખબર પડી, ત્યારે તેમણે તપાસ કરી તો જણાયું કે એક કુળવાન કુટુંબની બહેરી અને મૂંગી કન્યાનું હિત કરવા માટે એ ભાઇ તે કન્યા સાથે લગ્ન કરવા નીકળ્યા છે એમ એંગણે પોતેજ જણાવ્યું. એ યુવકસમાજની સ્થાપનામાં જે ભાઇએ અગ્ર ભાગ લીધેલો અને તે મંડળના જે હજીયે સભાસદ અને અન્વેષક (ઑડીટર) છે તેજ ગઇ ફાગણ સુદી બીજને રોજ આમ સધુરલગ્ન કરી બેઠા! અને એ યુવકસમાજે તેમને બહુ બહુ સમજાવ્યા છતાં. અને 'ઊંચા ઘરવાળો સામાન્ય માણસને ઘેર કન્યા ઉતારે તો સામાન્ય માણસનું કુળ વધે,' એવી પણ આ લગ્નમાં દૃષ્ટિ હોય. ભાદરણના રહીશ અને પેટલાદના વકીલ ભાઇ ધર્મદાસ ગોવિંદભાઇ પટેલે એક જીવતી સ્ત્રી ઉપર બીજી કર્યાની પ્રસંગકથા ગયા જ અંકમાં આવી છે, એ ચરોતરનો ચેપ જાણે દશકોશીને લાગ્યો હોય એમ આ કણભાના રહીશ અને અમદાવાદના વકીલ ભાઇ કેશવલાલ નાગરદાસ પટેલે પણ એક જીવતી સ્ત્રી ઉપર બીજી કરી! આવું આપણું આજનું ભણતર!

**કડવા પાટીદારોમાં પ્રથમ સીવીલ મૅરેજ**

સૂરત જિલ્લાના રાંદેર ગામના રહીશ રાવ સાહેબ પુરુષોત્તમદાસ ફકીરભાઇ પટેલ જાણીતા જ્ઞાતિસુધારક છે. તેમના પુત્ર ભાઇ મનસુખલાલ પટેલ બી. એ. થએલા છે અને હાલ મુંબઇના 'માતૃભૂમિ' પત્રના તંત્રીમંડળમાં કામ કરે છે. ગયા માસમાં એ ભાઇનું લગ્ન અમદાવાદના જાણીતા આંખના દાક્તર ભાઇ ગણપતરામ પટેલનાં બેન નર્મદાબેન સાથે થયું. એ લગ્ન હિંદુ ધર્મવિધિ પ્રમાણે નહિ, પણ સીવીલ મૅરેજ ઍક્ટ પ્રમાણે સરકારી રજિસ્ટ્રારની

રૂપરૂ થયું. કડવા પાટીદારોમાં અનેક જીવતી સ્ત્રીઓ કરવાનો તો રોગ જાણે વધીજ પડ્યો છે, તે જ્ઞાતિમાં એકપત્નીવ્રત પાળવાની પ્રતિજ્ઞા વાળું આ પ્રથમજ લગ્ન છે, કારણ કે સીવીલ મૅરેજ ઍક્ટ પ્રમાણે લગ્ન કરનાર પતિથી એક જીવતી પત્નીએ બીજી પત્ની થઇ શકે નહિ. આ પ્રમાણે લગ્ન કરીને એકપત્નીવ્રતનો માર્ગ જ્ઞાતિજનોને દેખાડવા માટે ભાઇ મનસુખલાલને ધન્યવાદ ઘટે છે. આવાં લગ્નને અંગે કંઇ પરઠણ વગેરેની લેવડદેવડ તો નજ હોય, પણ જ્ઞાતિભોજન કે પ્રીતિભોજન પણ નહોતું. આ માટે પણ એ ભાઇને અભિનંદન.

## અમદાવાદમાં આન્તરજાતીય લગ્ન

"અમદાવાદ, શનિવાર. મુંબઇની સેન્ટ્રલ મર્કંટાઇલ ઇન્સ્યુરંસ કંપનીના મૅનેજિંગ ડિરેક્ટર શ્રી. ચિમનલાલ પંડ્યા ગુરુવારે સાંજે અમદાવાદમાં એલિસ બ્રીજ ખાતે પારસી યુવતી શ્રી. ઝરીનબેન ખંભાતા સાથે લગ્નગ્રંથિથી જોડાયા છે. આ લગ્નપ્રસંગે કૉલેજના પ્રૉફેસરો, જજો, વકીલો અને શહેરના અન્ય પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી અને હાજર રહેલાઓએ જમણમાં ભાગ લીધો હતો. ગુરુવારે થએલું આ લગ્ન એક રીતે આન્તરકોમીય છે, પરંતુ હકીકતે શ્રી. ઝરીનબેન ખંભાતાએ અગાઉથી હિંદુ ધર્મ અંગીકાર કરી લીધેલો હતો અને થોડાક દિવસ પૂર્વે સીવીલ મૅરેજ કાયદા અનુસાર આ લગ્ન રજિસ્ટર થઇ ગએલું હોવાથી હિંદુ વિધિ અનુસારનું આ લગ્ન ઔપચારિક હતું. શ્રી. ચિમનલાલ પંડ્યા જ્ઞાતિએ બ્રાહ્મણ છે, પરંતુ ઘણા આગળ પડતા વિચારના છે. મૂળ અમદાવાદના વતની છે અને ગુજરાત કૉલેજમાંથી પાસ થએલા છે. .... શ્રી. ઝરીનબેન અત્રેના જાણીતા ખંભાતા કુટુંબનાં દીકરી છે. અને ગ્રાન્ડ હૉટેલવાળા મી. ફરામરોઝ ખંભાતાનાં બેન થાય છે. કેટલાક વખત સુધી શ્રી. ઝરીનબેન મ્યુ. ગર્લ્સ હાઇસ્કૂલમાં ઑનરેરી ટ્યુટર હતાં. શ્રી. પંડ્યા અને શ્રી. ઝરીનબેનનું આ સ્નેહલગ્ન ખૂબ સફળ રીતે પાર ઊતર્યું હતું. અને સંખ્યાબંધ મિત્રોએ તેમને અભિનંદન પાઠવ્યાં હતાં" ('ગુજરાત સમાચાર,' તા. ૨:૩:૧૯૪૧). આ નવદંપતીનું લગ્નજીવન તેમને પોતાને અને સંસારને કલ્યાણજનક હો!

## "મરજી વિરુદ્ધ લગ્ન

"કલ્યાણ તાલુકા મૅજિસ્ટ્રેટની કોર્ટમાં, થાણા જિલ્લા સ્કૂલ બોર્ડ હસ્તકની એક શાળાની આસિસ્ટંટ શિક્ષિકાએ રસિક અરજી કરી હતી. અને તેના પરથી કોર્ટે અરજદાર યુવતીને અને તેના પિતાને સલાહ આપતા હુકમો કર્યા

છે. અરજદાર યુવતીએ એવો આક્ષેપ કર્યો હતો, કે મારાં લગ્ન મારા પિતાએ મને પૂછ્યાગાછ્યા વિના બારોબાર નક્કી કરી નાખ્યાં છે. મારે માટે નક્કી થએલો પતિ બેકાર છે, તેથી હું તેની સાથે લગ્ન કરવા માગતી નથી. કોર્ટે યુવતીને ખાત્રી આપી હતી કે મરજી વિરુદ્ધ તેને લગ્ન કરવાની ફરજ નહિ પડે. આ યુવતીના પિતાને તેની પુત્રીની ઇચ્છા વિરુદ્ધ લગ્ન નહિ કરવાની ચેતવણી આપવામાં આવી હતી" ('સ્ત્રીશક્તિ,' તા. ૨:૩:૧૯૪૧). એ શિક્ષિકાબેને પોતાનાં થનારાં અનિષ્ટ લગ્ન સામે કોર્ટમાં ફરિયાદ કરવાની હિંમત બતાવી તેને માટે તેને ધન્યવાદ ઘટે છે. જે કોઇ બેન આવી દશામાં આવી પડી હોય તે સૌએ હિંમત ધરી કોર્ટ સુધી જવું જોઇએ. એમાં જ એનું સાચું સ્ત્રીત્વ છે. આ લગ્નગાળામાં અનેક કન્યાઓને અનેક સંતાનના આધેડ પિતા સાથે, રડતી કકળતી પરણાવી દેવામાં આવી છે એમ સાંભળ્યું છે. આવી કન્યાઓ જો હિંમત રાખી કોઇ પણ યુક્તિથી સરકાર દરબારમાં પહોંચી જાય તો પોતાને ગળે પડનારી નાગચૂડમાંથી તેઓ બચી જાય. એવી બેનોનાં હિતૈષી ભાઇબેનોએ પણ તેમને જોઇએ તે મદદ આપીને તેમને ઉગારી લેવી ઘટે, એ પણ તેમનો માનવ- તેમજ સ્નેહ-ધર્મ રહ્યો.

## સિનોર તાલુકામાં પ્રેતભોજન બંધ

સિનોર તાલુકાના સેગવા ગામના ભાઇ શંકરભાઇ ત્રિભુવનદાસ પટેલનાં માતુશ્રી જમનાબા માહ સુદિ ૧૨સને રોજ ગુજરી ગયાં. ભાઇ શંકરભાઇ મોટા કરાળાના ભાઇ પ્રભુદાસ ભીખાભાઇ રાય સાથે પ્રજાકીય પ્રવૃત્તિઓમાં કામ કરે છે અને પ્રેતભોજનને નિષિદ્ધ માને છે. તેથી તેમણે પોતાનાં માતા પાછળ પ્રેતભોજન બિલકુલ જમાડ્યું નથી. વળી એ જ તાલુકાના બીયળી ગામના બધા લોકોએ એકઠા થઇ મરણ પાછળ કંઇ પણ જમણ નહિ જમાડવાનો ઠરાવ કર્યો છે. સિનોર તાલુકાપ્રજામંડળનું ૧૧મું સંમેલન સેગવા મુકામે, પેટલાદવાળા ભાઇ મણિલાલ પ્રભુદાસ પરીખને પ્રમુખપદે માહ વદિ પાંચમને રોજ ભરાએલું. તેમાં બીયળી ગામના લોકોને, તેમણે પ્રેતભોજન બંધ કર્યા માટે, ધન્યવાદ આપતો ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો. મોટા કરાળામાં ૧૭ ઘરના લોક મરણ પાછળનું જમણ બીલકુલ જમતા નથી, તેમજ જમાડતા નથી, તેનું અનુકરણ ભાઇ શંકરભાઇએ અને બીયળીના લોકોએ કરીને બીજા ભાઇઓને શુદ્ધ માર્ગ દેખાડવા માટે તેમને ધન્યવાદ ઘટે છે.

## જાહેર કૂવાઓનો સાર્વજનિક ઉપયોગ

"સરકારે એવો હુકમ કર્યો છે કે જે કૂવાઓમાંથી તમામ લોકોને પાણી

ભરવાની છૂટ ન હોય તો કૂવાના સમારકામ માટે જાહેર નાણાં વાપરવાં નહિ. મામલતદારોને, પ્રાન્ત અમલદારોને અને કલેકટરોને એવી સૂચના કરવામાં આવી છે કે તેઓ જે ગામની મુલાકાત લે તે ગામના જાહેર કૂવાઓનો તમામ કોમને અને વર્ગોને હાથે થતો ઉપયોગ તથા આ સંબંધમાં સરકારી હુકમનો અમલ કરવા માટે લેવામાં આવેલાં પગલાંની નોંધ તેઓએ પોતાની રોજનીશીમાં રાખવી. વધુમાં સરકારે એવો હુકમ કાઢ્યો છે કે સરકારી કચેરીના ચોગાનમાંના કૂવાઓ ઉપર જાલદી કે દોરડું ન હોય તો તે સરકારી ખર્ચે પૂરાં પાડવાં. એવી આશા રાખવામાં આવે છે કે આ હુકમોની તાત્કાળિક અસર થશે. અને આખાયે પ્રાન્તમાં હરિજનો જાહેર વાવ-કૂવાઓનો છૂટથી ઉપયોગ કરી શકશે" ('મુંબઈ પત્રિકા,' તા. ૨૨:૨:૧૯૪૧).

## ઉત્તરસંડામાં વિદ્યાદાન

"ઉત્તરસંડાના ભાઈ ઈશ્વરભાઈ કુબેરભાઈએ પોતાના સદ્‌ગત પિતા કુબેરભાઈ સોમાભાઈના નામથી 'સાર્વજનિક બાલમંદિર' નડીઆદના દેસાઈ ડાહ્યાભાઈ ગરધાભાઈને હસ્તે ખુલ્લું મુકાવ્યું છે. તે અંગે પોતે રૂા. ૧૦૦૦૦ દશ હજારની ઉદાર સખાવત નીમેલી કમિટીને અર્પણ કરી છે. વળી તેનાં સાધનો માટે રૂા. ૫૦૧ અંકે પાંચસો એક આપ્યા છે. રા. રા. ડાહ્યાભાઈ ગરધાભાઈ દેસાઈએ બાલમંદિર ખુલ્લું મૂકતાં રૂા. ૩૦૧ ત્રણસો એક ભેટ આપ્યા છે" ('કર્મભૂમિ,' તા. ૧૧:૩:'૪૧). દો, દો, આસ્તિક દાનમાં દો દેવાલ. એટલું ધન, 'એ ધનના ધણી ધર્મ તમારો.'

## "ગુજરાત ઉપર કુદરતનો કોપ

"માવઠાં, વાવાઝોડાં અને દુષ્કાળ જેવી કપરી આફતથી બેહાલ બનેલા ગુજરાત-કાઠિયાવાડના ખેડૂત ઉપર એક વધુ વાવાઝોડું અને માવઠું આવી પડ્યું છે. ઠંડા પવનના સુસવાટા અને ગાજવીજ સાથે તૂટી પડેલે વરસાદે રૂ તેમજ આંબાના મોરને ગંભીર નુકસાન કર્યું છે. અમદાવાદ, પંચમહાલ, ખેડા, સુરત, મહેસાણા અને કાઠિયાવાડમાં એની વિશેષ અસર છે. અમદાવાદમાં ભારે ઝાપટું પડ્યું હતું. વઢવાણમાં કરા પડ્યા હતા અને કેટલાક મકાનનાં છાપરાં ઊડી ગયાં હતાં. પંચમહાલમાં ત્રણ હરિજનોનાં મકાનોનાં પતરાં ઊડી ગયાં હતાં અને એક દેવાલયનાં દ્વાર તૂટી ગયાં હતાં. આ ઉપરાંત કેટલાંક વૃક્ષો પણ જમીનદોસ્ત થઈ ગયાં હતાં. પંચમહાલમાં ઝાડ પડવાથી એક ખેડૂતનું મરણ થયું છે અને એકને ઈજા થઈ છે" ('કર્મભૂમિ,' તા. ૪:૩:'૪૧). આમ ખેડૂતને કુદરત તરફથી વારંવાર આચકા વાગતા જોય છે અને 'હવે :

હું શું ખાઉં, ઘરનાંને શું ખવરાવું અને સરકારને મહેસૂલ ક્યાંથી ભરું?' એવા એના પોકાર ઉગ્ર થતા જ જાય છે. એમને રાહત કોણ આપે? અંગ્રેજ સરકારને તો ઊલટી એમની પાસેથી યુરોપનો સંગ્રામ લઢવા નાણાંની મદદ જોઇએ છે. અને દેશી રાજાઓને તો એ મહેસૂલ ઉપર વિલાસના તાગડધિન્ના કરવા છે! ત્યારે હવે ખેડૂતનું—જગતના કહેવાતા એ તાતનું—કોણ?

## શાળા અને સિનેમા

સંયમનું કષ્ટ ઉઠાવતો માણસ ઉન્નતિને અને સંસ્કૃતિને માર્ગે ચઢે છે. સામાન્ય પતનશીલ માણસ વિલાસની મોજે ગાણતાં અવનતિને અને વિકૃતિને ઢોળાવે લપસે છે. સદ્‌ગુરુનો સત્સંગ થાય તો સંસ્કૃતિને માર્ગે ચઢવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થાય. વિદ્યાશાળા, પુરાણની કથાઓ કરનાર માણભટ્ટો અને હરદાસો, સદ્‌ભાવના પ્રેરનાર નાટકમંડળીઓ, વગેરે સંસ્કૃતિનો કંઇક માર્ગ દેખાડનાર સમાજગુરુ સંસ્થાઓ કહેવાય. રામાયણની ને મહાભારતની કથાઓ છેક નાનપણમાં મેં માણભટ્ટોને મુખેથી જ સાંભળેલી ને તેમાંથી કંઇક સંસ્કાર પામેલો. પણ દુઃખની કથા છે કે ચળકતી વિકૃતિના આ જુગમાં એ પુણ્યસંસ્થાઓ મરતી જાય છે અને સમાજપાતક સંસ્થાઓ જામતી જાય છે. લોકને ઉન્નત માર્ગ દેખાડવા શું કરવું જોઇએ એ તરફ નજર ન રાખતાં, લોકને શું ગમતું આવે છે તે તરફ નજર રાખી પૈસાને જ સ્વાર્થે કામ કરતી સીનેમા મંડળીઓનો-તો આજે પાર નથી. 'ધમાધમીથી ને મારફાડથી ભરપૂર', એવી જાહેરખબરો આપી લોકને લલચાવે છે ને પતનશીલ લોક ત્યાં દોડી જઇ પૈસે, શરીરે ને આત્માએ ખુવાર થાય છે. અને વધારે દુઃખનો વિષય તો, એ છે કે શાળાના શિક્ષકો વર્ગબંધ પોતાના વિદ્યાર્થીઓને એ સિનેમા જોવા લેઇ જાય છે. 'નરસિંહ ભગત'ને કે 'સંત તુકારામ'ને નામે એ બાળકો સિનેમા જુએ. પણ એમાંયે એટલાં-પતનશીલબિંદુ હોય છે કે બાળકો એ પતનશીલ બિંદુઓ જ ઝડપી લે. બાકી 'નરસિંહ ભગત'ની કે 'સંત તુકારામ'ની ફીલ્મ જોઇને આજે સુધી એ ભક્તજનોને માર્ગે કોઇ ચઢ્યું છે એમ કહેવું તો છેક જ કઠણ છે. પણ એથી સિનેમા જોવાનો ચસ્કો લાગે છે, બાળકને એ સંસ્કાર જલદી ચોંટી જાય છે. મોટપણમાં પણ એમનો એ ચસ્કો ભાગે જ જાય છે, ત્યાંના અવનત દેખાવો જોઇ આનંદ માને છે ને એ માર્ગે ચઢી ખુવાર થાય છે. ફીલ્મોમાં કંઇક ઉન્નત અંશની સાથે અવનત અંશો પુષ્કળ હોય છે અને ત્યારે 'લગાર ઝેર દૂધ-ભાર શેરમાં સમાય' તો? એ પ્રશ્નનો વિચાર શાળાશિક્ષકોય નહિ કરે તો આ પતનશીલ સમાજની હવે દશા શી?

Reg. No. B. 1785

૧૯૯૭  વૈશાખ



# પાટીદાર



વર્ષ ૧૮  અંક ૭

તમારામાંનો દરેક, જ્યાં બને ત્યાં, એક એક ગામનો ભાર લેઈને, ત્યાં જઈ રહે. ગામડાંઓને વ્યવસ્થિત બનાવો, કેળવણી આપો, ખેતીવિદ્યાન અને ગામમાં વપરાતી વસ્તુને વિષે નવા જ પ્રયાસો શરૂ કરો. ગામવાસીઓનાં ઘર સ્વચ્છ, નિરોગી અને સુંદર બને એવો ઉત્સાહ તેઓમાં પ્રેરો અને તેઓ પોતે ભેગા થઈને ગામનાં બધાં કામો કરે એવી રીત શોધી કાઢો! આ કામમાં કીર્તિની આશા રાખશો નહિ; એટલું જ નહિ પણ ગામવાસીઓ પાસેથી કૃતજ્ઞતાને બદલે વિઘ્નો અને અવિશ્વાસ જ પામવા તૈયાર રહેજો. એમાં કોઈ જાતની ઉત્તેજના નથી, કોઈ પ્રકારનો વિરોધ નથી, કોઈ પ્રકારની જાહેરાત નથી, કેવળ ધૈર્ય અને પ્રેમપૂર્વક એકાંતમાં તપસ્યા કરવાની છે. મનમાં આ એક જ પ્રતિજ્ઞા રાખજો, કે દેશમાં જે જે દુઃખી હોય તેમના દુઃખમાં ભાગ પડાવી તે દુઃખના મૂલગત ઉપાય કરવામાં જ અમે આખું જીવન અર્પણ કરીશું.

('સ્વદેશી સમાજ,' પૃ. ૮૭) —રવીન્દ્રનાથ ઠાકુર

તન્ત્રી: નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ: દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઈ મથુરભાઈ પટેલે છાપ્યું અને ઈશ્વરભાઈ નરસિંહભાઈ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૪:'૪૧.

## સમાવેશ



---

૧. બેનોને, વિદ્યાર્થીઓને અને ગુજરાતી શાળાના શિક્ષકોને ઓછે લવાજમે 'પાટીદાર' આપવાના ફંડમાં, સદ્ગત બેન સૂરજબેનના સ્મરણાર્થે ભુરકેથી ભાઈ ભાઈલાલભાઈ પૂંજાભાઈ પટેલે રૂા. ૧૦ અને બીજના બેન સવિતાબેન રાવજીભાઈ પટેલે સગસપુરાથી રૂા. ૧ મોકલ્યા છે તે ઉપકાર સહિત સ્વીકારું છું. એ ત્રણ વર્ગમાંથી જેને ઓછે લવાજમે 'પાટીદાર' જોઈતું હોય તે અહીં લખી જણાવે. બેનો પોતાને હાથે લખી જણાવે. વિદ્યાર્થીઓ પોતાની શાળાનું કે કૉલેજનું અને શિક્ષકો પોતાની શાળાનું સરનામું આપે.

* * *

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥


| | | |
|---|---|---|
| સં. ૧૯૮૭ વર્ષ ૧૮ | આણંદ | વૈશાખ અંક ૭ |


## સમાજને સુધારો

હાલના વખતમાં દીકરીઓનાં માતાપિતાને મરવાનો વખત આવ્યો છે, અને સાથે સાથે દીકરીઓએ પણ મરવું જ ઘટે છે; જોકે દીકરી સમજુ તેમજ સુશીલ અને કેળવાએલી હોય તો તે પોતાની જાતે બનતો પ્રયત્ન કરીને પોતાનું કામ કાઢી લે. જ્યારે દીકરી ઉંમરલાયક થાય અને તેના પિતા વરની શોધ માટે છોકરાના પિતા પાસે જાય ત્યારે એકીવખતે તો તેને ગમે તે જોઈતું હોય અને ગમે તેટલો તે ગુણવાન હોય, તોપણ તે ના નહિ પાડે, પરંતુ હા કહ્યા બાદ તેને રંગડાવશે; તેને શું જોઈએ છે તે મોંઢેથી નહિ કહી શકે, પરંતુ ખાલી ખાલી બહાનાં કાઢશે. છેવટે તે એમ કહેશે કે મારે કંઈ વિચાર નથી, છોકરાને પૂછો. છોકરાને પરઠણ લેવાની ઇચ્છા ના હોય, તોપણ પિતાના કહેવાથી તે ના પાડે. પછી પાછળથી જણાય કે ૧૮ તોલા સોનું અને ચાંદીની સાટલી, સોનાનો ૧૨ તોલાનો અછોડો, મંગળે ૨૦ તોલા સોનું, આવી માગણીઓ આવે, ત્યારે સાધારણ સ્થિતિ વાળા માણસો તે ક્યાંથી પૂરું કરી શકે? અને જો આ પ્રમાણે આપવાનું ના કહે તો તેની દીકરીનો વિવાહ કોઈ સ્વીકારે નહિ, એટલે તેને તો મરવાનો જ વખત આવ્યો; તેને આબરૂ સાચવવી છે, પૈસા છે નહિ અને સારી જગ્યા શોધવી છે, તો તેને તો જરૂર મરવાનો વખત આવ્યો. આવી સ્થિતિ આપણે આપણી જાતેજ કરી છે, પોતાના છોકરાની આવી માગણી કરી હોય તો સામો કરે એમાં નવાઈ નથી.

ત્યારે આવી રીતને જરૂર નાબુદ કરવી રહી. દીકરીઓએ પોતે પોતાની જાતેજ પોતાનું દિલ ગોઠે ત્યાં લગ્ન કરી લેવું જોઈએ અને તેમાં માતાપિતા

## સમાવેશ



———*———

૧. બેનોને, વિદ્યાર્થીઓને અને ગુજરાતી શાળાના શિક્ષકોને ઓછે લવાજમે 'પાટીદાર' આપવાના ફંડમાં, સદ્ગત બેન સૂરજબેનના સ્મરણાર્થે ડુંગેથી ભાઈ ભાઈલાલભાઈ પૂંજાભાઈ પટેલે રૂ. ૧૦ અને બીજનાં બેન વિતાબેન રાવજીભાઈ પટેલે સગસપુરાથી રૂ. ૧ મોકલ્યા છે તે ઉપકાર સહિત સ્વીકારું છું. એ ત્રણ વર્ગમાંથી જેને ઓછે લવાજમે 'પાટીદાર' જોઈતું હોય તે અહીં લખી જણાવે. બેનો પોતાને હાથે લખી જણાવે. વિદ્યાર્થીઓ પોતાની શાળાનું કે કોલેજનું અને શિક્ષકો પોતાની શાળાનું સરનામું આપે.

* * *

તો આપણાં શરીરને કષ્ટ પડે છે અને કોઇ જગ્યાએ એકલું જવું હોય તો જઇ શકાતું નથી. માટે તેવા દાગીના પહેરવા તદ્દન ગેરવ્યાજબી છે. નકામો ખર્ચ શા માટે કરવો જોઇએ? તેટલા પૈસા આપણે કોઇ જનસેવાના કામમાં વાપર્યા હોય તો તેથી સમાજને લાભ થાય.

પલાણા વિમળાબેન રામભાઈ પટેલ

---

## સ્ત્રીકેળવણી

સ્ત્રીકેળવણી એટલે સ્ત્રી એ શું છે, તેણે શું કરવું, તેણે કયે પ્રકારે રહેવું જોઇએ, જેથી તેના સુસંસ્કારોની સારી અસર બીજાઓ ઉપર પડે અને તે *અસરથી બીજાનાં જીવન સુધરે તેવું જ્ઞાન સ્ત્રીએ લેવું તેનું* નામ સ્ત્રીકેળવણી.

શા માટે સ્ત્રીઓએ કેળવણી લેવી જોઇએ? સ્ત્રી જગતના સર્જનમાં પ્રથમ સ્થાને છે, જગતની માતા છે. મહાનપુરુષોને નવમાસ સુધી ઉદરમાં સેવી તેમનું પોષણ કરી પૃથ્વી પર જન્માવે છે, અને પૃથ્વીનાં દુઃખી મનુષ્યોનાં દુઃખ હરે છે. ત્યારે તેવી માતાઓ જો કેળવણીરહિત હોય તો મહાપુરુષોને ન જન્માવી શકે અને મહાપુરુષોના અવતાર સિવાય જગતમાં દુઃખ અને અશાન્તિ સિવાય બીજું કાંઇ હોય નહિ. જો સ્ત્રીએ કેળવણીથી જ્ઞાન પ્રાપ્ત કરેલું હોય તો એ પોતાના સંસારને સ્વર્ગ બનાવે, પોતાનાં સંતાનોને સંસ્કારી બનાવી જગતના ભલા માટે તૈયાર કરે. સ્ત્રીને કે પુરુષને માતાની ગોદમાં બાળપણ વિતાવવાનું હોય છે. 'કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે,' એ સૂત્ર અનુસાર, માતાના સારા અગર નરસા સંસ્કાર બાળપણથીજ બાળકને મળે છે, અને બાળકની ઉંમર વધવા સાથે તેનામાં માતાએ રેડેલાં સંસ્કારો વધુ ને વધુ બળવાન બને છે. જો માતા કેળવણી વિનાની હોય તો તેનાં બાળક પણ તેવાંજ નીવડે.

સ્ત્રી પોતાને હાથે 'સંસારને સ્વર્ગ,' 'બાળકોને જગસેવક,' 'પતિને પ્રેમના પુજારી' બનાવી શકે એવી તે કેળવણી હોવી જોઇએ. જે કેળવણી સ્ત્રીને સ્ત્રીત્વ આપી શકે તેવી ન હોય, તેનું નામ કેળવણીજ નહિ. એવી કેળવણીથી તો જન્મભર તેનું હૃદય દુઃખથી સળગ્યા કરે છે, તેનો સંસાર પણ અકારો બની જાય છે અને સંસારને સ્વર્ગને બદલે નરક સમાન બનાવી મૂકે છે. જે કેળવણી સ્ત્રીને ઘરની તમામ જવાબદારી સમજાવતી નથી તે કેળવણી નાશ કરે તો નવાઇ જેવી વાત નથી. અને તેટલાજ માટે સ્ત્રીને ગૃહિણી

આડે આવતાં હોય તો જરૂરથી તે ભૂલ કરે છે તેમ સમજાશે. પોતાની જાતે લગ્ન કરવામાં જે સુખશાન્તિ છે તે માતાપિતા લગ્ન કરાવે તેમાં નથી. તો હું વિનંતી કરીને કહું છું કે દરેક બેને હાલના જમાનામાં પોતાની જાતે પોતાને યોગ્ય વર શોધી કાઢી લગ્ન કરી લેવું જોઇએ, તેમાં સુખશાન્તિ રહેલી છે. પોતાને માટે માતાપિતાને શા માટે કષ્ટ આપવું જોઇએ અને ખર્ચમાં ઉતારવાં જોઇએ? નહિ જ, તે કામ તો આપણી જાતેજ કરવું ઘટે છે.

બીજું, માતાપિતા પોતાના સ્વાર્થ માટે દીકરીઓનું જીવન ધૂળધાણી કરી નાખે છે. પૈસાની લાલચમાં ૫૫ વરસના ડોસાને પણ દીકરી દેવા તૈયાર થાય છે! તેમ ન બને એટલા માટે પણ દીકરીઓએ પોતાની મેળે પોતાને ફાવે ત્યાં લગ્ન કરી લેવું અને તેમાં માતાપિતાને દરમિયાનગીરી કરવા ન દેવી.

વળી જેવી રીતે પુરુષો એક પત્ની હોય છતાં ફરી લગ્ન કરી શકે છે અને કોઇ કહે છે કે શા માટે ફરી લગ્ન કરો છો, તો કોઇ ને કોઇ બહાનું કાઢીને કહે છે કે મને બૈરી પસંદ નથી કે એનાથી પ્રજા થતી નથી; એમ ગમે તેમ કરીને ફરી લગ્ન કરે છે. પણ જો સ્ત્રીને ફરીથી લગ્ન કરવાની સ્વતંત્રતા મળે તો તેવા પુરુષો જરા જરામાં તેવું લગ્ન કરતા અટકી જાય. જે સ્વતંત્રતા પુરુષોને છે અને જે હક્કો પુરુષોને મળેલા છે, તેવી સ્વતંત્રતા તેમજ તેવા હક્કો સ્ત્રીઓને હોવાજ જોઇએ. શું પુરુષ માણસ છે અને સ્ત્રી માણસ નથી? જરૂર દરેક બેને તે સ્વતંત્રતા ભોગવવા માટે પ્રયત્નો કરવા જોઇએ. જે સ્ત્રીને પોતાનો પતિ કોઇ પણ કારણસર ના ગમતો હોય, તો પણ ફરીથી લગ્ન કરવાની સ્વતંત્રતા મળવી જ જોઇએ. અને અત્યારના જમાનામાં તો કોઇ કુંવારી બાળા અથવા વિધવા કોઇ પુરુષ સાથે કામ પૂરતી વાત કરે તોપણ લોકો તેને મોટું સ્વરૂપ આપે છે. તો શું સ્ત્રીઓએ મૂંગાં જ રહેવું જોઇએ? સમાજ કેટલો બધો અન્યાયી છે? આ સમાજને સુધારવો એ આપણું જ કામ છે, વિલાયતથી માણસો આવીને નહિ સુધારે; તો આપણે બેનોએ ખાસ કરીને પોતાની વિવેકબુદ્ધિને ગમે તે કામ કરવું અને તેમ કરવાની સ્વતંત્રતા પૂરેપૂરી ભોગવવી. પોતાની જિંદગી માટે ખોટી આબરૂ ક્યાં સુધી સાચવવી જોઇએ? સામાજિક હિતને યોગ્ય કામ કરવું તેમાં આબરૂ જતી નથી, પરંતુ ઊલટી વધે છે.

અને બીજો સુધારો એ કરવાનો છે કે બેનોને જણશો પહેરવાનો જે શોખ હોય છે તે ભૂંડો શોખ છે. આપણે શરીર ઉપર આભૂષણો ધારણ કરીને મહાલીએ તો તેથી શું આપણે વધારે સારાં કહેવાઇશું? નહિ, તેથી

તો આપણા શરીરને કષ્ટ પડે છે અને કોઇ જગ્યાએ એકલું જવું હોય તો જઇ શકાતું નથી. માટે તેવા દાગીના પહેરવા તદ્દન ગેરવ્યાજબી છે. નકામો ખર્ચ શા માટે કરવો જોઇએ? તેટલા પૈસા આપણે કોઇ જનસેવાના કામમાં વાપર્યા હોય તો તેથી સમાજને લાભ થાય.

પલાણા નિમળાબેન રામભાઈ પટેલ

——*——

## સ્ત્રીકેળવણી

સ્ત્રીકેળવણી એટલે સ્ત્રી એ શું છે, તેણે શું કરવું, તેણે કયે પ્રકારે રહેવું જોઇએ, જેથી તેના સુસંસ્કારોની સારી અસર બીજાઓ ઉપર પડે અને તે અસરથી બીજનનાં જીવન સુધરે તેવું જ્ઞાન સ્ત્રીએ લેવું તેનું નામ સ્ત્રીકેળવણી.

શા માટે સ્ત્રીઓએ કેળવણી લેવી જોઇએ? સ્ત્રી જગતના સર્જનમાં પ્રથમ સ્થાને છે, જગતની માતા છે. મહાનપુરુષોને નવમાસ સુધી ઉદરમાં સેવી તેમનું પોષણ કરી પૃથ્વી પર જન્માવે છે, અને પૃથ્વીનાં દુઃખી મનુષ્યોનાં દુઃખ હરે છે. ત્યારે તેવી માતાઓ જો કેળવણીરહિત હોય તો મહાપુરુષોને ન જન્માવી શકે અને મહાપુરુષોના અવતાર સિવાય જગતમાં દુઃખ અને અશાન્તિ સિવાય બીજું કાંઇ હોય નહિ. જો સ્ત્રીએ કેળવણીથી જ્ઞાન પ્રાપ્ત કરેલું હોય તો એ પોતાના સંસારને સ્વર્ગ બનાવે, પોતાનાં સંતાનોને સંસ્કારી બનાવી જગતના ભલા માટે તૈયાર કરે. સ્ત્રીને કે પુરુષને માતાની ગોદમાં બાળપણ વિતાવવાનું હોય છે. 'કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે,' એ સૂત્ર અનુસાર માતાના સારા અગર નરસા સંસ્કારે બાળપણથી જ બાળકને મળે છે, અને બાળકની ઉંમર વધવા સાથે તેનામાં માતાએ રેડેલા સંસ્કારો વધુ ને વધુ બળવાન બને છે. જો માતા કેળવણી વિનાની હોય તો તેનાં બાળ પણ તેવાં જ નીવડે.

સ્ત્રી પોતાને હાથે 'સંસારને સ્વર્ગ,'નં એગ ક્યાં હતું? ચાર પાંચ પ્રેમના પુજારી' બનાવી શકે એવી તે કળવતી: "એટલા બધા રૂપિયા બેરી સ્ત્રીને આપી શકે તેવી ન હોય, લેતાં સૂતાં ખાય નહિ?"
કેળવણીથી તો જન્મભર તેનું હૃદય દુઃએથી વધારે આપનાર પડ્યા છે.
પણ અકારો બની જાય છે અને સંસારને આપ્યા!"
મૂકે છે. જે કેળવણી સ્ત્રીને ઘરની તમામ જ માવાય એમ સમજતો ખેડૂત હેલી
નાશ કરે તો નવાઇ જેવી વાત નથી.

કહેવામાં આવે છે. આજના સમાજમાં ભલે સ્ત્રીનું સ્થાન નીચું હોય, પણ સ્ત્રી સુકેળવણી પામે અને વિચારે તો સમજાય કે તેનું સ્થાન કેટલું ઉચ્ચ અને આદર્શમય છે. તેણે પોતાનાં બાળકોને જનસેવક બનાવવાનાં છે: એવા સંસ્કાર જે કેળવણી ન રેડે તે કેળવણી જગતની પ્રજાને વર્ણસંકર બનાવે તો અજાયબી નથી. ઉપરની સર્વ બાબતનું જ્ઞાન સ્ત્રીઓને કેળવણી દ્વારા મળવું જોઇએ.

હવે આપણે અર્વાચીન કેળવણી સ્ત્રી પર શી અસર કરે છે તે નિહાળીએ. અર્વાચીન કેળવણી સ્ત્રીને સ્ત્રીત્વથી વિમુખ બનાવે છે, જેથી કેટલીયે નિર્દોષ, સુંદર અને મૃદુ સ્ત્રીકળીઓ હવસખોરીની વૃત્તિઓની ચક્કીમાં પિસાઇ હમેશને માટે સ્ત્રીત્વ ગુમાવી કુદરતી આનંદથી વિમુખ બને છે, હમેશને માટે તેનું હૃદય બળ્યા કરે છે. બીજી અસર, કુદરતે જે સુંદરતા તેમને આપેલી છે તેને તેની મૂળ સ્થિતિમાં નહિ રહેવા દેતાં તેની ઉપર બનાવટી સુંદરતાનો કાદવ લગાડી કુદરતના નિયમોનો ભંગ કરતાં શીખવે છે. ત્રીજું, પોતાનાં સંતાનો, અને પતિદેવો પ્રત્યેનો પ્રેમ ઓછો કરાવે છે. અને પાપકાર્યથી તેમનું શરીર નવાજે છે. આમ કુદરતે સર્જેલા સુન્દર જગતના નાશની જવાબદારી તેમને માથે હાલની કેળવણી લાદે છે.

પુરુષોના જુલમમાંથી સમાન હક્કો માગતાં સ્ત્રીને શિખવે છે, એટલો જ ફક્ત લાભ અર્વાચીન કેળવણી આપે છે. નહિ તો અત્યારની કેળવણી સ્ત્રીને ગૃહ-ઉદ્યોગ ભુલાવે છે, બહારની ટાપટીપ વધારે છે, હૃદય મેલાં અને અપવિત્રતાથી રંગાએલાં બનાવે છે, સુજ્ઞાનથી વિમુખ અને પ્રેમથી અજ્ઞાત રાખે છે, કુદરતના નિયમોનું ઉલ્લંઘન શિખવે છે, અને તેને સુસંસ્કારવિહોણી બનાવે છે. પરિણામે તેની પ્રજા પણ તેવીજ બને છે અને જગત પોતાના નાશને આમંત્રે છે.

સુધારવો એ આપણું[illegible] કેળવણી લેવી જોઇએ, પણ તે કેળવણી એવી હોવી
તો આપણે બેનોએ ખાસ કરીને શિખવે, સંસારની જવાબદારી સમજતાં શિખવે,
અને તેમ કરવાની સ્વતંત્રતા પૂરે આદર્શમય આર્ય લલના બનાવે. નહિ તો
ખોટી આબરૂ ક્યાં સુધી સાચવવી જો[illegible] તે વિહોણાં રહેવું તેમાંજ તેમનું શ્રેય છે.
કરવું તેમાં આબરૂ જતી નથી, પરંતુ

સોનાબેન શંકરભાઇ પટેલ

અને બીજો સુધારો એ કરવાનો
શોખ હોય છે તે ભૂંડો શોખ છે.
રીને મહાલીએ તો તેથી શું આપણે

—*—

# બાજી ઊંધી વળી

[સ્વતંત્ર છતાં ગયા અંકના 'ભાભીના દિયર'ના અનુસંધાન તરીકે—લેખક]

**પીતાંબરની** અટક જોકે જોષીની હતી, પણ 'ધન-મકર ને ધણો, બાજરી જૂની ને બાવટો નવો' કરવા જેટલુંય એ ભણ્યો ન હતો. તેના પિતા ગોવિંદરામ બૈરાંની દશા જોઇને જે સીધું મેળવતા, એય એનાથી ન થયું. પણ ખેતીમાં એને એવી ફાવટ આવી ગઇ કે ભલભલા ખેડુતો ય એનાં વખાણ કરતા. માબાપને એટલો તો સંતોષ હતો કે પુત્ર ખેતી કરીનેય દહાડા કાઢશે.

ગોવિંદરામ કરતાં ગોરાણીને એ પ્રબળ ઇચ્છા હતી કે ઘરમાં વહુ જોઇને જવાય તો ગંગા નહાયાં.

પણ એનું ક્ષયવાળું શરીર એ આશા પૂરી થાય ત્યાં સુધી ટક્યું નહિ. મરતી વખતે એના મોંમાં રામનામને બદલે આ શબ્દો હતા: "હું તો એમ ને એમ ચાલી, પણ તમે છોકરાને ઠેકાણે પાડવાનું ભૂલશો નહિ."

ગોવિંદરામેય પછી દશ વર્ષ જીવ્યા. પીતાંબર બાવીસને બદલે બત્રીસ વર્ષનો થયો. પણ મરતી માની છેલ્લી આશા હજુ પૂરી થઇ ન હતી. કોઇ કોઇ હરિનો લાલ—દુઃખીઆનો બેલી—વહારે ધાતો, પણ એની ચાર પાંચ હજાર જેવી નજીવી માગણી સાંભળી ગોવિંદરામ ભડકી જતા અને તરત બોલી ઊઠતા: "મારી મિલકત તો શું, પણ હું જાતે વેચાઉં તોય એટલા ન ઊપજે."

છેવટે ગોવિંદરામેય, ભગવાનના ઘરનું તેડું આવ્યું એટલે, ગયા. ઘરમાં પીતાંબર એકલો રહ્યો. ખેડુત બનેલો એ બ્રાહ્મણની નાતમાં જમવા પૂરતોજ સંબંધ રાખતો. એના સાચા સંબંધીઓ તો ખેડુત થયા.

બૈરાંછોકરાંવાળા ખેડુતો કોઇ કોઇ વાર એને બૈરું કરવાનું કહેતા: "પીતાંબર, અલ્યા મરતાં જીવતાં તો બૈરું કરી લે."

પીતાંબરનેય બહુ ઇચ્છા હતી, પણ વળે એમ ક્યાં હતું? ચાર પાંચ હજારનો મોટો ઢગ સાંભળી સાથી ના પાડતો: "એટલા બધા રૂપિયા બૈરી પાછળ કોણ બગાડે? એટલા હોય તો સૂતાં સૂતાં ખાય નહિ?"

પીતાંબર કહે: "અમારી નાતમાં એથી વધારે આપનાર પડ્યા છે. ગંગારામ શાસ્ત્રીએ ૭ હજાર કલદાર ગણી આપ્યા!"

એટલા રૂપિયા બે જિંદગીમાંય ન કમાવાય એમ સમજતો ખેડુત છેલ્લી

સલાહ આપતો: "ના ના, એના કરતાં કુંવારા મરી જવાય તોય શી ગાદી પડી રહેવાની હતી?"

એમ કરતાં કરતાં ચાળીશ વર્ષ તો જિંદગીનાં ઓછાં થઇ ગયાં. કોઇ પરણવાની સલાહ આપે તોય બીજો હિનેચ્છુ માંડી વાળતો: "હવે શા જીવ્યા સારૂ?" અને મોટી ઉમરે પરણી દુ:ખી થએલાંની નામાવલિ રજુ થતી. જોકે પરણેલાંની એ શિખામણ એને ગળે ઊતરે તેમ ન હતી, છતાં એ બીજું શું કરે?

એવામાં એક સાથીની બૈરીએ એને તાળવે ગોળ ચોંટાડ્યો. બપોરે ધણીનું ભાથું લેઇ એ ખેતરે આવી ત્યારે એણે વાત કાઢી: "તમારી ઊંચ વરણુ તો જબરી!"

પીતાંબરે પૂછ્યું: "કેમ?"

"તમારી વરણુ જ આખું જીવતર બૈરી વગર કાઢે."

"ન મળે એટલે છૂટકો છે?'

"અમારી વરણુ તો છેવટ નાતરાનુંય બૈરું કર્યા વગર ન રહે."

"અમારામાં એવું થતું હોય તો તો જોઇએ છે શું?"

"કન્યાના શું એટલા બધા રૂપિયા બેસી જાય છે?"

"એ વાત જ ન કરશો ને; ચારપાંચ હજાર!"

"તમારો મલક તો ભારે મોંઘો!"

"કાઠિયાવાડમાં એટલા ન બેસે?"

"ત્યાં સાતસો આંઠસોમાં તો કન્યા મારી મારી ફરે. બહુ બહુ તો કન્યા મોટી ને દેખાવડી હોય તો હજાર બહુ થઇ ગયા!"

પીતાંબરને એટલી સોંઘવારી ખરી ન લાગી. એણે કહ્યું: "સાવ એટલા તે હોતા હશે?"

સ્ત્રી ઊલટી વધુ મક્કમ બની: "ના શું હોય? એટલા રૂપિયા કેડે બાંધી ચાલો મારી સાથે—ત્રીજે દહાડે કન્યા!"

પીતાંબરના મોંમાં પાણી આવી ગયું: "શું કહો છો?"

"ખોટું કહે એ બે બાપની." સ્ત્રીએ ખાત્રી આપી.

પીતાંબર વિચારમાં પડી ગયો. એણે જવાબ ન આપ્યો. સ્ત્રીએ કહ્યું: "કેમ, થાય છે વિચાર?"

"કાલે કહીશ."

હુક્કો પીતાં પીતાં વાત સાંભળતો એનો ધણી બોલ્યો: "આટલે વરસે તે બૈરીને શું ચઢાવવી છે?"

સ્ત્રી કાઠિયાવાડી હતી, એ કંઇ ગાંજી જાય એવી ન હતી. એણે કહ્યું: "એટલું બધું સમજતા હતા ત્યારે શું કામ કાઠિયાવાડ સુધી આવ્યા હતા?"

પીતાંબરને એ રાત્રે ઊંઘ ન આવી. આઠસો રૂપિયા તો પાંચ વીઘાં જમીન છે, તે ગીરો મૂકું તોય સહેજે આવે. મરી ગયા પછી લાખો રૂપિયા હશે તોય શા કામમાં આવવાના છે? હાથપગ મજબૂત હશે તો જમીનનો શો તોટો છે? બૈરી વગરનો તે કંઇ અવતાર છે? કશું નહિ તોય માંદેસાજે પાણી તો પાય?

પછી તો એને લગનનું કોણ જાણે શું ઘેલું લાગ્યું કે જમીન ઉપર રૂપિયા લેઇ, લોકો ના કહેતા રહ્યા—હસતા રહ્યા, પણ એ કાઠિયાવાડ ગયો. મહિનો રખડ્યો, પાંચ પચ્ચાસનું પાણી કર્યું, પણ કન્યાનું ઠેકાણું ન પડ્યું. કન્યા મોટી હોય તો પૈસા વધારે બતાવે, ઓછા લેનારને મૂરતિયો મોટો પડે. છેવટે ખાલી હાથે પાછા આવવું પડે ને લોકો મશ્કરી કરે, તેના કરતાં નાની તો નાની, એમ સમજી વરસે સો લેખે સાત વરસની ગંગાના સાતસો ગણી આપ્યા. કન્યા લેઇ એ આવ્યો ત્યારે આખે ગામે ખડખડ દાંત કાઢ્યા!

સાત વર્ષની ગંગાને એ લાવ્યો ત્યારે—ધાવના વાછરડાને ગાયથી વિખૂટું પાડ્યું હોય ને બરાડાબરાડ કરી મૂકે તેમ—એ રડ્યા કરતી. મરેલી મા પાછળ રડતી નાની છોડીને એનો બાપ છાનો રાખે, તેમ પીતાંબર એને છાની રાખવા પટાવતો. ફળિયાનાં છોકરાંને ભેગાં કરી રમત કરાવતો, અને એને રમતી જોઇ એ રાજી થતો.

સવારમાં વહેલો ઊઠી એ ખાવા કરતો. પોતે ખાતો ને ગંગાને ખવરાવતો. કામને દિવસે બપોરે ઘેર આવવાની નવરાશ ન હોય ત્યારે એ ગંગાને પેટીમાં મૂકેલું ખાવાનું બતાવી ખેતરમાં જતો. છોકરાં ભેગી રમતી ગંગા ભૂખી થતી ત્યારે પાડોસી પાસે ઘરની સાંકળ ઉઘડાવી ખાવાનું કાઢતી ને ખાતી. સાથે રમતાં છોકરાં ઘરમાં પેસી ખૂણેથી ઘર ગજવી મૂકતાં.

જો પીતાંબરને આવવાનો વખત થયો હોય તો ઘરમાં મસ્તી કરતાં છોકરાંને પાડોસણ કહેતી: "મૂઆં, નાશી જાઓ, નહિ તો હમણાં પીતાંબરકાકો આવશે તો મારી નાખશે."

જોકે પીતાંબરને હવે છોકરાં ગમતાં હતાં, પણ એમને એ અમસ્તો ધમકાવતોય ખરો: "કોણ એ ઘરમાં બરાડા પાડે છે? નીકળો છો બહાર, કે....."

અને એ આગળ કહે તે પહેલાં છોકરાં અત્યારનવાર બોલી ઊઠતાં: "હું

નહિ, પીતાંબરકાકા! એ તો વિષ્ણુ"

વિષ્ણુ વળી જેશંકરનું નામ દે. જેશંકર પોતાના જેટલો જ એ ઘરમાં ગંગાનો હક્ક માનતો હોય તેમ બોલી ઊઠતો: "હું નહિ, પીતાંબરકાકા! એ તો ગંગા."

ગંગાય બાવરી બાવરી બોલી દેતી: "ના, હું નહિ, પીતાંબરકાકા!"

હિન્દુ સમાજની સાત વર્ષનીયે છોકરીનો વિકાસ ધણીને ઓળખવા જેટલો તો થયો હોય છે. ગંગા કદાચ વહેલી ન સમજત, પણ પાડોસીધર્મ ન ભૂલતાં બૈરાં એને પૂછતાં: "ગંગા, પીતાંબર તારે શું થાય?

છોકરાંને 'પીતાંબરકાકા' કહેતાં સાંભળતી ગંગા વગર સમજ્યે જવાબ આપતી: 'પીતાંબરકાકા.'

બૈરાં એ સાંભળી પેટ દુઃખે એટલું હસતાં, અને શિખામણ આપતાં: "મેર મૂઈ! એ તો તારો ધણી થાય.'

ધણીની સગાઈમાં ઝાઝું ન સમજતી ગંગા એમાંથી એટલું તો સમજી કે બીજાં છોકરાંની પેઠે એનાથી પીતાંબરને કાકા ન કહેવાય.

છતાં કોઈ કોઈ વાર અચાનક એના ઉપર વગર કારણે કોઈ છોકરું ગુનો મૂકી દેતું ત્યારે એનો પ્રતિકાર કરવાની ઉતાવળમાં એ બૈરાંએ આપેલી શિખામણ ભૂલી જતી, અને કહી દેતી: "ના, હું નહિ, પીતાંબરકાકા!"

સદ્ભાગ્યે એના જેવાં નાનાં છોકરાં એમાં ઝાઝું સમજતાં નહિ એટલે એ હાસ્યનો પ્રસંગ એમ ને એમ શાન્તિથી પસાર થઈ જતો, જોકે પીતાંબર ડોળા તતડાવી કહેતો: "જો ફરીથી કાકો કહ્યો કે નામ દીધું છે તો!"

આજે તો પીતાંબરને ગંગા સાથે સંસારસુખ ભોગવતાંય પાંચ વરસ થઈ ગયાં છે. જોકે હજું એનું શરીર નિરોગ લાગતું હતું, પણ રાયણ ઉપરથી પાંદડાં પાડતાં શરીર ઝૂકી ગયું ને એ નીચે પડ્યો, તે દિવસે તો એને જીવ્યાનીયે આશા ન હતી. દવાખાનામાં બીજે દિવસે ભાન આવ્યું. માથામાં પડેલો ઘા મહિને રૂઝાયો. એકાદ વરસ તો એણે ખેતી પહેલાંના જેવી કરી. પણ બીજા ભાદરવા મહિનામાં ટાઢીઆ તાવથી જે શરીર લથડ્યું, તે બેઠું જ ન થયું.

વીસમે વર્ષે ગંગા વિધવા થઈ.

લોકોએ તો તેજ ઘડીએ ભવિષ્ય ભાખ્યું: "એ તો નાતરે જવાની. આખર જાત કોણ કાઠિયાવાડી ને?"

પણ બધાય જોષીઓ ખોટા પડ્યા. ગંગા નાતરે ન ગઇ. શરૂઆતમાં તો એને લાગ્યું કે વગર મિલકતે દહાડા શી રીતે જશે? પરંતુ વિકસેલી છતાં અણસંતોષાએલી એની વાસનાઓએ પોતાની મેળે ધીમે ધીમે રસ્તો શોધી લીધો.

ગંગાગોરાણી ગામમાં રસિક વાર્તાનું પાત્ર બની. ધીમે ધીમે એના નફટ સંસ્કારો એટલા દૃઢ થઇ ગયા કે પછી એને સમાજનો કે ચર્ચાનો ભય ન રહ્યો. તેમાંય ગામમાં આબરૂદાર ગણાતા માણસોમાંથી એને સાગરીદો મળી ગયાં, એટલે એ ઊલટી નિર્ભય બની ગઇ.

એક બે વખત તો પાપ ફૂટી નીકળે તે પહેલાં જ ફોડી નાખ્યું. પણ આ ત્રીજી વખતનું પાપ ઢાંક્યું ઢંકાયું નહિ. ભૂલથી કે પછી પાપનો ઘડો ભરાયો હોય તેથી, એને મોડી ખબર પડી. ઘગગતુ દવા કરવામાં થોડા દિવસ જતા રહ્યા. સાથીઓએ વર્તમાનપત્રોમાં વાંચેલી બે ત્રણ દવાઓ મંગાવી જોઇ. છેવટે જોડેના ખ્રિસ્તી દવાખાના સુધીયે જવાનું બાકી ન રાખ્યું.

પણ ડૉક્ટરે કહ્યું: "હવે તો એ ખૂનનો ગુનો ગણાય."

ઘડો તો ભરાયે જતો હતો. એને ઘેર જતા આવતા લોક બંધ થયા. પણ એ પાપ ગામમાં હોય ત્યાં સુધી એ લોકો નિર્ભય ખરા?

છોટાભાઇ મુખીએ પોતાના ભત્રીજાને બોલાવ્યો: "ગણપત, એને ક્યાંક વદાય કરો."

ગણપત પણ ગંગાના પાપમાં મુખ્ય હતો. એણે કહ્યું: "એવે શરીરે ક્યાં જાય?"

મુખી અકળાઇ ગયા: "જહાનમમાં!"

ગણપત સગો રહ્યો. વડીલ તરીકે ઔગણે શિખામણ આપી: "આટલા બધા આશ્રમ પડ્યા છે. ક્યાંક મૂકી આવો."

"પણ મૂકવા કોણ જાય?"

"ગમે તે."

"બધાય ના કહે છે. એમ ઉઘાડો કોણ પડે?"

છોટાભાઇએ ગંભીર થઇ, મહાપરાણે બીજો ઉપાય શોધી કાઢ્યો હોય તેમ કહ્યું: "તો બીજો રસ્તો કરો."

"શો?"

નરેન્દ્રને કોઇ પણ હિસાબે ખરાબ કરવાના મનસૂબા ઘડતા મુખીએ ધીમેથી કહ્યું: "બધુંય જવા દો. એને સમજાવી દો કે જન્મ થાય ત્યારે નરેન્દ્રનું નામ લખાવે."

નવો ઉપાય સાંભળી ભડક્યો હોય તેમ ગણપત બોલ્યો: "એવું થાય?"

મુખી ખોટું ખોટું ખિજાઈને બોલ્યો: "એવું થાય–ન થાય કરતા રહેશો, તો તમારૂં તો તમારૂં પણ જોડે કુટુંબનું ય નાક કપાશે."

ગણપતને રુચિ-અરુચિનો પ્રશ્ન જ ન હતો. એને શંકા આવી: "એ ન માને તો?"

મુખી વધુ ખિજાઈ ગયા: "શું મોંઢું લેઈને બોલો છો? શાંડ ના માને?"

ગણપત: "ઉલ્ટી ઘડીએ ફરી જાય તો એનું શું કાઢી લેઈએ?"

નરેન્દ્રને ખરાબ કરવાની મળેલી આ તક મુખી જવા દે તેવા ન હતા. વહારે ધાતા હોય તેમ એમણે કહ્યું: "ધંધો કરતાં નથી આવડતો ત્યારે કરો છો શું જોઈને? રાત્રે બોલાવી લાવો મારી પાસે, હું પાંસરૂં પાડી આપું."

એ રાત્રે મુખી સાથે ગંગાગોરાણીને લાજના ઓથા આડે વાતચીત થઈ. મુખીએ પૂછ્યું: "તમને ખબર છે, પોલિસખાતું આ જાણે તો શું થાય?"

જો કે એમનું કુટુંબ અંદર સંડોવાયું ન હોત તો ફોજદારને જાહેર કરી, પાંચ દશ પડાવી લીધા વગર એ ન રહ્યા હોત. ગોરાણીએ જવાબ ન આપ્યો.

મુખીએ બીજો પ્રશ્ન કર્યો: "અમે તો આજ સુધી જાણે ઢાંક્યું, પણ કાલ ઊઠીને જનમ થશે એટલે બાપનું નામ તો લખાવવું પડશે ને?"

ગોરાણી ઉત્તર આપતી ન હતી. મુખીને પણ, ગુનાની બીક બતાવી, પોતાનું ધાર્યું કરી લેવું હતું. એમણે કહ્યું: "ધારો કે તમે જોડે બેસતા ઊઠતાનાં નામ લખાવશો. પણ સરકાર એમ વગર સાક્ષીએ ઓછું માનવાની છે?"

ગંગાગોરાણીને લાગ્યું કે લોકો તો નિંદા કરીને થાકશે, પણ પોતાને જ કાયદો માનતા ગામડાના સરકારી માણસો એને ઠરીને બેસવા દેશે નહિ. એના કાન આગળ સાંભળવા અધીરા બન્યા.

મુખીએ સલાહ આપી: "તે લોકો કહે તેનું નામ લખાવજો. સાક્ષીની જરૂર પડશે તોય એ પૂરશે." અને તટસ્થવૃત્તિ જાળવતાં એમણે કહ્યું: "એ બધાય નરેન્દ્રનું નામ કહે છે."

આટલું ખોટું કરી ચૂકેલી ગોરાણીનેય એ ન રુચ્યું હોય તેમ એ પહેલવહેલી બોલી: "સાવ ખોટે ખોટું?"

એ ઊગતા વિરોધને દાબી દેતાં મુખી બોલ્યા: "એટલા બધા ધરમનું ભાન પહેલાં ક્યાં ગયું હતું? સાચું ખોટું કરવા જતાં પસ્તાશો. ખરાં નામ દેવા જશો તો એમની ભણી બીજા લોક છે, તમારી ભણી કોઈ નથી."

થોડો વિચાર કરવાનો અવકાશ આપી એમણે પૂછ્યું: "શું કહ્યું?"

ન છૂટકે ગોરાણીએ કહ્યું: "સારૂં!"

"સારૂં નહિ, ચોકખું કહો કે કહીશ."

"કહીશ. પછી?"

"બસ ત્યારે. હવે તમારો વાંકો વાળ કરનાર કોઈ નથી."

કેટલાક વખતથી નરેન્દ્રનો ઘાટ ઘડવા ફરતા મુખી આજે સ્વપ્નમાં આનંદ અનુભવતા ઊંઘી ગયા. પણ ગોરાણીને બિલકુલ ઊંઘ ન આવી. એનું કૃત્ય પાપી હતું, પણ કોઈને ખરાબ કરવા જેટલો એનો આત્મા નીચ ન હતો. બાળહત્યા ન થાય ત્યાં સુધી સરકાર પોતાને કશુંય ન કરે, એ ગોરાણી જાણતી હતી. પણ મુખીનું ન માન્યા બદલ એ જંપવા નહિ દે, એ પણ સાથે જાણતી હતી.

હૃદયનો શુદ્ધ ભાગ પોકારી ઊઠ્યો: "નરેન્દ્રનું નામ તો ન દેવાય."

અહીંથી નાસી છૂટું તો? આશ્રમ તો શહેરમાં ઘણા પડ્યા છે. સ્ત્રીને રસ્તો બતાવનાર કેટલાય મળે. પણ આવું બળતું ઘર કોણ ભાડે લે? નરેન્દ્ર એટલું ન કરે?

એના હૃદયમાંથી અવાજ આવ્યો: "જરૂર કરશે."

કોઈની સલાહ લીધા વગર, કોઈને જાણવા દીધા વગર, ગોરાણીએ પોતાનો સૂઝ્યો રસ્તો લીધો. આશ્રમના વ્યવસ્થાપક સાથે વાતચીત કરી, એનો બંદોબસ્ત કરી નરેન્દ્ર બોલ્યો: "અહીં તમને કોઈ જાતની અડચણ નહિ પડે. અહીં રહેવું હશે તોય સવડ થશે. હવે હું જાઉં છું."

ગોરાણી રડી પડી. નરેન્દ્રે કહ્યું: "શું કામ રડો છો?"

રડતાં રડતાં એ બોલી: "જતા પહેલાં એક વાત સાંભળતા જાઓ." અને વ્યવસ્થાપકનેય કહ્યું: "તમે સાંભળશો તોય ખાનગી નથી."

પછી ગોરાણીએ છોટાભાઈએ ગોઠવેલી બાજી કહી સંભળાવી. ગામડામાં કામ કરનારની જવાબદારીનો આ ખ્યાલ આવતાં વ્યવસ્થાપક બોલ્યા: "આવું હોય તો શહેરના કરતાં ગામડાના સેવકની જવાબદારી ઘણી ભારે કહેવાય."

નરેન્દ્ર કંઈ જવાબ આપ્યા વગર ફક્ત હસ્યો, જાણે એ હાસ્યમાં કહેતો ન હોય: "ગમે તેટલી ભારે હોય, પણ ઉઠાવવી તો જોઈએ જ ને?"

અને છોટાભાઈએ પોતાની બાજી ઊંધી વળેલી જોઈ દાંત કચકચાવ્યા!

નેદ્રા, તા. પાદરા ઈશ્વર પેટલીકર

---

# કુળવાનશાહીને નામે

**કુળવાન** એટલે ખાનદાન. બોલાચે ચલાચે સભ્યતાથી વર્તે તેનું નામ કુળવાન. ખાનદાન મનુષ્યની ખાનદાની તેના પ્રથમ મિલનેજ આપણે જોઇ શકીએ છીએ. તેની રીતભાત, ચાલચલકત, રહેણીકરણી સર્વ ખાનદાનીને શોભાવે તેવી હોય છે. સોનું સુંદર તેમજ આકર્ષક હોય છે, પરંતુ સોનાનો ઘાટ ઘડીને તેની વીંટી, એરિંગ કે ઘડીઆળની 'ચેન' બનાવી હોય તો તે વધુ સુંદર અને વધુ આકર્ષક બને છે, તેવુંજ આપણી કુળવાનશાહી માટે માનવું.

કુળવાન શબ્દનો વ્યાપક અર્થ લેઇએ તો કુળવાન એટલે સંસ્કારી. ઘરખૂણે સાચવી રાખેલી કુગાશ, વાળ ઓળવાની ફેશન કે ટેનીસનું રેકેટ ફેરવવાની ઝડપ—આપણા બધાંના મનમાં સંસ્કારિતા શબ્દનો આ અર્થ આજના આ સુધરેલ સમાજમાં ગુંજી રહ્યો છે. કાવાદાવાથી દેવાળું ફૂંકનાર પાનાચંદ કરતાં બાપનું ઋણુ ફેડવા મથનાર ઓછો હોશિયાર ભલે હોય, પણ જીવનસંગ્રામ સચ્ચાઇથી સમજનાર સંસ્કારી કુળવાન ગણાવો જોઇએ. સમાજમાં ઘણા માણસો ઊંચા કે પ્રતિષ્ઠિત હોતા નથી, પણ તેમની જીવન વિષેની પકડ એવી વજ્ર જેવી મજબૂત હોય છે કે તેઓ હરેક તોફાનનો સામનો કરે છે, અને જીવન જીવી તથા માણી જાણે છે. સાચી કુળવાનશાહીની આ ચાવી છે. જે બરાબર રીતે સૌને માટે જીવન જીવે છે, જેમાંથી સૌને કાંઇક મળે, જે પોતાના યુગનો ઋષિ બને, પોતાના જીવનથી બીજાનું જીવન ઘડે મોહ વિના, અભિમાન વિના, અહંકાર વિના—તે જ સંસ્કારી, સાચો ખાનદાન, સાચો કુળવાન.

ઈંગ્લેન્ડ, અમેરિકા વગેરે દેશોમાં પણ કુળવાનશાહી તો છેજ. જેવી રીતે આપણી જ્ઞાતિમાં અમીન, દેસાઇ વગેરે હોય છે તેવી રીતે તે દેશોમાં પણ અમીર, ઉમરાવ, જાગીરદાર હોય છે. તેમની કુળવાનશાહીમાં અને આપણી કુળવાનશાહીમાં ઘણો ફેર છે. દાક્તરનો પુત્ર દાક્તરજ બનેશે તેવો કોઇ પણ પ્રમાણિત પુરાવો આપણી પાસે નથી. 'મહેતાનું છોકરું મલાડું,' એ કહેવત અનુસાર આપણે ઘણાયે દાખલા જોઇએ છીએ. પિતા કંજુસાઇથી ધન એકઠું કરે, પણ તેનોજ પુત્ર થોડા વખતમાં તે ધનનો અપવ્યય કરી નાખશે. સારા પિતાનો પુત્ર ખરાબ પણ હોય છે.

કેટલાક એવો દાવો કરે છે, કે 'અમારા પિતા અમીન હતા એટલે અમે કેમ નહિ?' હા. વાત તો ચોક્કસ. અમીન પિતાના પુત્ર તરીકે તો તમે અમીન ખરા, પણ સમાજની એક વ્યક્તિ તરીકે તો નહિ. તમારા પિતાઓએ

જે અમીનશાહી પ્રાપ્ત કરવા ઘણી તપશ્ચર્યા કરી, ઘણાં સંકટો સહ્યાં અને ઘણાં દુઃખો વેઠયાં, તે અમીનશાહી સાચવી રાખવા તમારે તપશ્ચર્યા આદરવી જોઇએ, તમારે તે માટે મરી ફીટવું જોઇએ, અને વખતે આત્મભોગ પણ આપવો પડે. ત્યારેજ તમે અમીનશાહી સાચવી કહેવાય અને પિતાનું નામ સાર્થક કર્યું કહેવાય. તૈયાર ભોજન જમવા સૌ કોઇ ઇંતેજાર હોય છે, પણ જાતે રાંધીને ખાવા થોડાજ તૈયાર હોય છે.

જેવી રીતે જમીન પોતાનો કસ, જો આપણે ખાતર ન નાંખીએ તો, કેટલેક વરસે છોડી દે છે, તેવીજ રીતે આપણાં કુળવાન ગણાતાં કુટુંબોએ પણ વખત જતાં કુળવાની-ખાનદાની છોડી દીધી છે.

મોટા કુળવાન ગણાતા લોકો શું કરે છે? કન્યાના પિતા પાસેથી ભારે પરઠણ લે છે અને તેને ચૂસી ખાય છે, અને તેની કન્યા લીધી એટલે જાણે પોતે તેના ઉપર મહાન ઉપકાર કર્યો એમ એને પોતાના દાબમાં રાખે છે. અને કન્યા આવા કુટુંબમાં શું સુખ ભોગવે છે? તે પોતે નીચા કુળની હોવાથી સાસુ, સસરા તથા નણંદ અને પોતાના પતિનાં મહેણાં સાંભળવાં પડે છે, અને આથી આખરે કંટાળીને તેને પોતાનો જાન પણ ગુમાવવો પડે છે. કુળવાન ઘરડો થાય તોપણ બીજી કે ત્રીજી વાર પરણે છે અને એને પરણનાર કન્યાની સર્વે અભિલાષાઓનો અંત આવે છે, તે જેમ તેમ કરીને પોતાનું જીવન વ્યતીત કરે છે અથવા કૂવો હવાડો કરે છે. બીજી બાજુ તે કન્યાને લાયક વર બિચારો રખડે છે. અને તેથીજ અમુક ગામમાં કુંવારા વધારે હોય છે, જ્યારે કુળવાન ગામોમાં કન્યાઓ વધી પડે છે.

જે માણસ વૃદ્ધાવસ્થાને કિનારે ઊભો હોય, જેને પત્ની હોય, દીકરો હોય, દીકરી હોય, તેણે ફરી શા માટે પરણવું જોઇએ? શા માટે એક કુમળી બાળાનો અવતાર બગાડવો જોઇએ?

આપણે દુઃખી થઇએ છીએ તેનું મુખ્ય કારણજ દંભી કુળવાનશાહી છે. શા માટે આપણે ઊંચાનીચી સપાટી શોધવી? શા માટે કુળવાન ગણાતાઓને પરઠણ આપી ખરીદવા જોઇએ અને આપણી દીકરીઓનું લિલામ કરવું જોઇએ? કુળવાનોને એક બાજુ રહેવા દો, આપણા સમાન દરજ્જાના આપણા સમાજમાં નથી? શા માટે કુળવાનો પાસે 'હા' 'ના' કહેવડાવવા જવું પડે?

ઓ અંધ પાટીદાર સમાજ, તું ચેત!

પાટીદાર છાત્રાલય, વડોદરા વિનોદચંદ્ર જેઠાલાલ પટેલ

---

# સાંભળો છો કે?

[પાટીદારમાં પરઠણના ચાલતા રિવાજ ઉપર બનેલી આ એક ઘટના છે, છતાં કોઇએ બેસતી પાઘડી પહેરી લેવી નહિ. પાત્રો કલ્પિત છે.]

સમજુબા: "પ્રભુ જાણે આપણી પાટીદાર કોમનું શું થવા બેઠું છે? બળ્યું જુઓ ને! કેટલાંય માગાં આવે છે, ઘણાના કાગળો આવી ગયા છે. પૈસા તો ગમતા નથી. ઘણુંય કહું છું કે મારે પૈસા નથી જોઇતા. મારે એકનો એક છોકરો છે. એટલે રૂપે-રંગે-ઘાટે ચંદ્રમાને લજાવે-પાણી ભરાવે એવી સુંદર ને સુશીલ વહુ આવે એટલે બસ છે. જુઓ ને! પેલા કાબાઇ કાકાના ચાર ચાર છોકરાના દસ દસ હજાર રોકડા ને પાંચ પાંચ હજારના દાગીના લીધા અને છોકરીઓના બાપ ભિખારી થાય ત્યાં સુધી કાપી ખાધા, તોય બળ્યું માથે વાળ છે એટલું દેવું તો ઊભું છે. પૈસા વધારે લેવા છે એટલે 'પરીક્ષા થવા દો, મોટા ભાઇને પૂછવું પડશે. તમોય લખશો.' વગેરે ખોટાં બહાનાં શા સારૂ કાઢો છો?"

અમથાભાઇ: "લો, રહેવા દો હવે! બહુ થયું! ઘઇડાપો કર્યા વગર જે થાય છે તે જોયા કરો ને? બધાં માગાં આવે છે તે ઘસાઇ ગએલાનાં-સુકાઇ ગએલાનાં આવે છે. મારે તો તાજો બકરો જોઇએ. જ્યારે કાપું ત્યારે લોહી નીકળે. તેથી તો વાયદા કરૂં નહિ, તો બીજું શું કરૂં? જોજો ને? એવો બકરો મળશેજ. ત્યારે તમો જાણશો કે 'તમારા પતિરાજ' કેવા ડાહ્યા છે! મારે તો પાંચ હજાર પરઠણ, પચીસોનાં કપડાં ને સાત આઠનો દાગીનો જે આપશે તેને ત્યાં છોકરો આપીશ."

આ ભાંજગડ ચાલે છે ત્યાં મરઘાભાઇ આવી પહોંચે છે. વાતનો અર્થ જાણી લે છે અને કહે છે: "મને પૂછો તો હું તો એમજ કહીશ કે પરઠણ લેઇ વરવિક્રય કરવો એ કસાઇના કરતાં બૂરો ધંધો છે. કન્યાવિક્રયને આપણે હલકો ગણીએ છીએ, નીચ ગણી તે ઘરની કન્યા પછી કોઇ લેતું નથી ને છોકરાને કોઇ દેતું નથી. પણ આપણે ઊજળા ઠગ વધુ નીચ કામ કરવા છતાં કુળવાન હોવાનો દાવો કરીએ છીએ. અમથાભાઇ, મને કહેવા દો કે કન્યાવિક્રય કરનારો તો કન્યા સામે ઘેર મોકલે છે, રૂપીઆજ પોતે પોતે રાખે છે. આપણે તો વર ને રકમ બેઉ ઘરમાં રાખીએ છીએ. અને ઉપરથી શેખી કરીએ છીએ, છતાં શરમાતા નથી."

સમજુબા (વચમાં): "વાત ખરી છે. પૈઠણ લેઇને કોણે હવેલીઓ ઊભી

કરી છે? કોણુ સાથે લેઇ ગયું છે? રોજ માથાકૂટ ચાલે છે—લગણીફોડ થાય છે, પણ તમારા ભાઇ રહ્યા કાચા કાનના અને ભોળા દિલના, એથી કંઇ લાલચમાં એમને કોઇ અનાવી ન જાય એટલા માટે કહું છું કે સારૂં ઘર પૂછે છે તે ભલે પૈસા ઓછા આપે તોય કરી દો ને? પણ ગણકારતા જ નથી."

અમથાભાઇ: ગણકારૂં કેમ! મરઘાભાઇ, તમને ખબર નથી. આપણાજ ગામની કન્યાઓને એમનાં માબાપે ધર્મજમાં અગિયાર અગિયારસો ચાંલ્લો કરીને પરણાવી હતી, તેનાજ કુટુંબીઓએ બાપ ગેરહાજર હોવા છતાં ૧૮૦૦ (વરના) લીધા ને ભાઇરણુ કર્યું; કરો નિરાશી ને કહો ત્યારે મારે કેટલા લેવા??"

મરઘાભાઇ: "તમારે તો નજ લેવા ઘટે! એણે ૧૮૦૦ લીધા, પણ આજે એજ મુંબઇમાં વગર ધંધે બેકાર છે તેનું તમને ભાન છે? રૂપીઆ લેઇને છોકરાને આળસુ બનાવવા બેઠા છો! એના ઉપર છોકરાની જિંદગી થોડીજ જવાની છે?"

અમથાભાઇ: "ઠીક છે. તમારા ડહાપણની મને જરૂર નથી. મારે તો બકરો તાજો જોઇએ, જ્યારે કાપું ત્યારે લોહી નીકળે એવો જોઇએ."

સમજુબા: "આ તો લોહીનો પૈસો કહેવાય, ફૂટી નીકળશે! ભલું નહિ થાય. કન્યાનો બાપ કંઇ રાજી થઇને નથી ઠાલવી જતો. એનું લોહી તો શોકાઇ જાય છે. પણ તમને ક્યાં ખબર છે? હું ય ગરીબ બાપની કન્યા હતી ને! કન્યાના બાપની વીતક વરનો બાપ શું જાણે, એમ ગંગાકાકી કહેતાં હતાં તે ખોટું નહિ. કારણ નરી કન્યાથી નથી પતતું, એનો પરિવાર પણ મોટો હોય છે."

મરઘાભાઇ: "સમજુબા, તમે તો સમજુ છો. જુઓ, લાલચોળ કસુંબાની પાઘડી પહેરનારા બે આનાની ટોપી ઉપર આવ્યા. કોટ, ખમીસ, જાકીટ ઉપરથી ખાદીના ઝભ્ભાથી ચલાવી લેવા લાગ્યા. દોરીવાળા બૂટથી ચંપલે ચઢયા ને માથે ન હોય તોય ચાલે. જાણો છો આ શાથી? સાદાઇ આવી એટલે બધોય બીજો ખર્ચ જતો રહે છે, તેમ પરણવું ગઇ કે પરિવાર મરીજ જવાનો. પણ આ અમારા અમથાભાઇ જેવા માને ત્યારે ને! લોકો કહે છે કે નાઝીઝમ ન જોઇએ, ફાસીઝમ ન જોઇએ, સમાજવાદ કે સામ્યવાદ ન જોઇએ; પણ એ એમ નથી કહેતા કે એનો ઉત્પાદકજ ન જોઇએ. સામ્રાજ્યવાદની જડો ઊખડી જાય કે બધાયે વાદ મરી પરવારે—જન્મેજ નહિ. એમ પરઠણુ જાય તોજ છાબડી સુધીનો ખર્ચ ટળે, નહિ તો નહિજ. પણ—"

અમથાભાઇ: (વચમાં) "પણ—પણ શું કરો છો? આવો ઉપદેશ કરવાનું

આ સ્થાન નથી. અહીં તો વાત એવી છે કે આ એકજ હુંડીનો કડકો છે. બીજો નથી કે એનો ભાવ ઓછો આવે તોય વેચીએ. ગયે વરસે ભલાભાઈના છોકરાનો વિવાહ નરસંડા થયો ત્યારે પચીસ માણસો વચ્ચે ૧૧ને બદલે ૧૧૦૦ ખખડાવ્યા, જાણો છો કંઈ?

મરઘાભાઈ: "શું કહો છો? બધાની વચમાં છોકરાનું લિલામ! એની એટલી કિંમત! ખરેખર એ નરસંડાવાળો પાકો ઘંટ ખરો. તેમને ૧૧ બતાવે તો કદાચ તેઓ આઘાપાછા થાય, બીજાની માફક બહાનાં બતાવે. એમ કૂલડીમાં ગોળ ભાગવા કરતાં ઉઘાડે છોગે—છડેચોક રકમ આપી એટલે એ પાટીદાર ક્યાં જાય! પણ એણે બીજા પાટીદારનો વિચાર કરવો જોઈતો હતો. ઠીક છે. કરાંચીમાં દૂધનો ધંધો છે. દૂધમાં તો પાણી ભારોભાર ચાલે; એટલે દૂધના એના ઘરમાં ગયા કે પાણીના, તે તો હવે એ વાપરશે ત્યારે ખબર પડશે! અમથાભાઈ, ભલે એ અત્યારે ખાંડ ખાય. પછી જણાશે કે એ ખાંડ નહિ પણ ખોળ હતો. સમજુબા, જુઓને પાટીદારમાં મૂગું ઢોર વેચવું તે દીકરો વેચવો એ બરાબર છે. ફેર એટલોજ કે તમે હમણાં કહ્યું તેમ અહીં છોકરાના પૈસા ઘરમાં રહે છે એટલો બેવડો ફાયદો છે." એમ કહી મરઘાભાઈ ઊઠયા, એટલે અમથાભાઈ બોલ્યા: "કેમ ચાલવા માંડયું? બેસો ને!"

મરઘાભાઈ: "મને જરા કામ છે. પછી વળી આવીશ."

* * *

અમથાભાઈ: "પેલા મરઘાભાઈના નાદમાં પડતાં ના. એ તો ભરમાવશે. એમને તો નાગાને કુલે બાવળીઆ ઊગ્યા જેવું છે. પરણાવવા પસ્તાવા જેવું હમણાં નથી, ને હોય તો ધાર્યું કરે એવા છે. બધાંને પહોંચે એવા છે."

એવે મરઘાભાઈ આવે છે.

સમજુબા: "તમારીજ વાત ચાલે છે. આવરદા ઘણો મોટો છે. બેસો!"

મરઘાભાઈ: "આવરદાને શું ઓઢીએ કે પાથરીએ? જુઓ ને, એકને દલાલીમાં વાંધો પડયો એટલે વચકાયો. બીજાને છીંકતાં છીંડું પડયું એટલે ઉપકાર ભૂલી દુશ્મનની ગરજ સારે છે. એકને ફોજદારીના ગુનામાંથી ઉગાર્યો ત્યારે મોંઢું ચઢાવી ફરે છે. અમથાભાઈને વળી પરદેશની વાતોમાં છીંડું ન પડે તો ઘણું સારું. તમો સમજુ છો એટલે સમજો છો, પણ એ રહ્યા કાચા કાનના એટલે શું થાય? છતાં તમારા ભાઈ નાથાભાઈનો સ્વભાવ સારો છે, પણ એમનું થોડુંજ ચાલે એમ છે?

નાથાભાઈ આવે છે અને આવતાંજ બોલે છે: "હવે રહેવા દો એ વાત.

કયા પાટીદારે મૂકી દીધા? નાહકનાં ખાટાં દિલ કરવાં! જવો ને મરઘાભાઈ, તમારે શીદ પડી છે? કરવા દો એમનું ધાર્યું."

મરઘાભાઈ: "મને વાંધો નથી. ભણીને સૂઝે તે ઢાંકણીમાં ને પડોશીને સૂઝે તે આરસીમાં. પંદર હજાર ભલેને લે. પણ મારું કહેવું છે કે કહીને લો ને! તે દિવસે મારી સાથે વસોના બે જણ આવ્યા ત્યારે ભુલાભાઈએ ચોકખું કહ્યું હોત તો કદાચ તે દશેક હજાર આપત; પણ એમણે તો પરીક્ષા થયા વગર વાત જ કરવાની ના કહી., એટલે પેલા આવેલા એરંડિયું પીધા જેવું પીલું મોંઢું કરી પાછા ગયા. પણ પછી મને ખબર મળી કે ગઈ પરમદિવસે નરસંડાના આવ્યા હતા ને તેમણે ભુલાભાઈના છોકરાના વેવિશાળ વખતે પચીસેક માણસોને બોલાવી ચાહ વખતે રૂા ૧૦૦૧ આપ્યા. ત્યારે કહેવું પડે છે કે લોકો આમ શા સારૂ કરતા હશે? પોતાના અંગત સ્વાર્થ માટે બીજાઓને શા માટે બનાવતા હશે? સાથે જનાર કંઈ એમના દુશ્મન નહોતા. એમને સાતેક હજારમાં તો ભલામણ કરત"

સમજુબા: "એ વાત જવા દો. તમારા ભાઈને કહો કે આપણો નરેન્દ્ર પરીક્ષામાં પાસ થાય કે નાપાસ થાય, તોય ઘર સારું મળે તો પૈસા ગણ્યા નથી જોઈતા. તમારા ભાઈને બીડમાં ઘાલશું એટલે માની જશે. એ તો બળ્યો એમનો જીવ એવો છે, બાકી એમના ભોળા સ્વભાવને તમે ક્યાં નથી જાણતા? બડબડીઆ છે એટલે બોલી નાખે છે, બાકી પેટમાં બીજાઓની પેઠે પાપ નહિ, એ તો તમેજ એક દિવસ કહેતા હતા."

અમથાભાઈ: "વાત ખરી છે. મને લોભ હતો, પણ 'પાટીદાર'ના છેલ્લા અંકોમાના, તેમાંય નડિયાદવાળા પેલા શંકરભાઈનો લેખ વાંચીને એમ જ થયું કે ભલે પરઠણ ઓછી મળે, પણ મારું ઘર જોઈ પરીક્ષા થઈ રહ્યા પછી વેવિશાળ કરીશું. મરઘાભાઈ, તમારું કહેવું બરાબર હોય છે, પણ સ્વાર્થી માણસોને ન રુચે ને તમારો વિરોધ કરે એનો તો હુંય વિરોધી છું. તમારા અવરજવરથી જે લાભ મળે છે તે લેવા જેવો છે. કેમ ટાપસી પૂરતાં નથી?"

સમજુબા: "હાસ્તો વળી, ખરું કહો છો. પણ તમારા મગજમાં ક્યારે આ બધું ઊતરશે તેજ જોવાનું છે. કોઈક પૈસા નાખનારો મળશે એટલે પાછા પાણીમાંજ બેસી જવાના છો."

મરઘાભાઈ: "પેલા નરસંડાવાળા સાથે ભુલાભાઈએ કર્યું એમ તમો નહિ કરતા. પૈસા સાથે પરણાવવા કરતાં છોકરાને સારી કન્યા સાથે પરણાવશો તો બેય સુખી થઈ આશીર્વાદ આપશે. નહિ તો ગમે તેવો છોકરો હશે તોય પરઠણ

ને મદ્દર સસરો મળ્યો છે એમ જાણતાં જ તે આળસુ, એદી, સ્વચ્છંદી, ઉડાઉ, શેખીખોર, ઘમંડી બની જશે. પૈસા પેદા કરવાની તેને પરવા રહેશે નહિ.

સમજુબા: "સાંભળો છો કે? મરઘાભાઇ શું કહે છે? લખી રાખજો."

* * *

પછી તો "અમથાભાઇના દીકરાનું વેવિશાળ થાય છે, આવજો!"–આવો અવાજ મિત્રમંડળમાં તેમજ જ્ઞાતિભાઇઓમાં ગોર તરફથી દેવાયો. પૈસો દેખી મુનિવર ચળે, તેમ અમથાભાઇનું પલળેલું મન ચચકી ગયું ને નિરાંતે કાકા–મામા–ભાઇનાં બહાનાં કાઢી મિત્રોને અપાએલાં વચન ઉપર તેમણે પાણી ફેરવ્યું. રૂા. ૧૦૦૧નો ચાંલ્લો લીધો, રૂા. ૨૫૦૦નાં કપડાં લેશે ને સાત આઠ હજારના દાગીના મળશે, એટલે વરસ દિવસે નરી ૨૦૦ની આવક છોકરાને કરી આપી. પરીક્ષા ભૂલી જવાઇ. મરઘાભાઇની શિખામણ ઝાંપા સુધી (પૈસો નહોતો મળ્યો ત્યાં સુધી) રાખી ને પછી અભરાઇ ઉપર ચઢાવી દીધી! ઉપર પ્રમાણેની રકમોથી અમથાભાઇ લલચાયા. હવે જોવાનું છે કે દૂધના દૂધમાં ને પાણીના પાણીમાં જાય છે કે નહિ.

પૂના કેમ્પ — મગનભાઇ ઇશ્વિરભાઇ પટેલ

---

## પથરો

**પાટીદારને** ત્યાં દીકરીનો જન્મ થાય કે તરતજ આજુબાજુના સ્ત્રીવર્ગને દીકરીનો જન્મ આપનારની સાસુ અથવા મા શોકાતુર ચહેરે ખબર આપે કે બાપ, પથરો અવતર્યો! કેટલીક વખતે પથરા શબ્દને બદલે માંડવો શબ્દ પણ વપરાય છે. દીકરીના જન્મ વખતના આ શબ્દો આજના પાટીદાર સમાજમાં સ્ત્રીવર્ગની અને પુરુષવર્ગની ધ્યાન બહાર ન હોય એ સ્વાભાવિક છે.

દીકરીનો જન્મ થતાં જન્મ આપનાર માતાના શોકનો પાર રહેતો નથી. જે માતા થનાર, નારીજાતિ વર્ગની છે, તેજ જ્યારે પોતાની જાતિ પ્રત્યે આમ નારાજ થાય, ત્યારે પુરુષવર્ગને સાચો ખ્યાલ આપવાની ભાવના સેવવી, તે આજના સ્ત્રીવર્ગ માટે પીછેહઠ છે. મુશ્કેલીઓ વગરનું જીવન નકામું છે, મુશ્કેલીઓનો સામનો કરી પોતાના જાતિવર્ગ માટે સામા વર્ગને ખરો ખ્યાલ આપવો, તેનું નામ જાતિસેવા છે.

છોકરાનો જન્મ થાય, ત્યારે સાકર વહેંચવામાં આવે છે. સુધરેલા કહેવાતા વર્ગમાં ખુશાલીનાં જમણ આપવામાં આવે છે. આમાં ઘરનો સ્ત્રીવર્ગ ભારે

ઉત્સાહથી ભાગ લે છે. ઊલટ પક્ષે છોકરીનો જન્મ થતાં આવી કોઈ જાતની ખુશાલી જણાતી નથી. એનો જન્મ તો આખા કુટુંબને ભારરૂપ જણાય છે. તેથી તેને ઉછેરવામાં કોઈ જાતની દેખરેખ રાખવામાં આવતી નથી. નિસાસો નાખતી છોકરી કુદરતને ખોળે મોટી થાય છે.

નિશાળમાં જતાં છોકરીની માને નિશાળ ભારરૂપ જણાય છે, કારણ કે ઘરમાં હોય તો ઘરના કામકાજમાં તેને મદદ મળે. અને વળી એવી માન્યતા ખાસ હોય છે કે છોકરીને ક્યાં વેપાર નોકરી કરવા જવું છે, કે તેને ભણાવવાની જરૂર હોય? આવા અવળા સિદ્ધાન્તથી છોકરીને જોઈતાં પુસ્તકો અને જોઈતી જરૂરીઆતની ચીજો પૂરી પાડવામાં આવતી નથી. જ્યારે છોકરાના અભ્યાસની ખાતર ઘણાયે પાટીદારો પોતાની જમીન વેચી દેતાં સુદ્ધાં અચકાતા નથી.

છોકરીનો અભ્યાસ ત્રીજા ચોથા ધોરણ સુધી પહોંચે છે, એટલે તેના અભ્યાસ માટે સંતોષનું વાતાવરણ ફેલાય છે. આ અભ્યાસ પણ નિશાળે જવાની અનિયમિતતાને લીધે કાચો હોય છે. ત્યાં તો નિશાળે જવાનું બંધ થાય છે, અને ઘરના કામકાજમાં તેનો પૂરતો સમય રોકવામાં આવે છે.

છોકરીને ભારરૂપ માનવાથી તેના પ્રત્યે તેના ઉછેરમાં ઘણીજ બેદરકારી રાખવામાં આવે છે. છોકરાને માટે દૂધની, કપડાંની પૂરતી દેખરેખ રાખવામાં આવે છે, જ્યારે છોકરીને તેના જીવનના ઘડતરની કશીયે સમજ આપવામાં આવતી નથી. તેની પાસે ઘરનું કામ પૂરતી રીતે લેવામાં આવે છે. આ સમય દરમિયાન ઘરના સંસ્કાર તેના ઉપર પૂરતી રીતે પડે છે. અને આ સંસ્કારમાં પણ છોકરા અને છોકરીમાં ભેદ છે. તે આવા વાતાવરણમાં ઊછરેલી હોવાથી જ્યારે માતૃપદે પહોંચે છે, ત્યારે તેના તે સંસ્કાર આપમેળે અમલમાં આવી જાય છે. આને માટે પાટીદાર સમાજમાં ઊછરતી છોકરીઓની માતાઓને શિક્ષણની તાલીમની જરાયે જરૂર પડતી નથી.

ઘરમાં ખાવાની કોઈ સારી વસ્તુ બહારથી આવે છે અથવા કોઈને ત્યાંથી ભેટ તરીકે આવે છે અથવા ઘરમાં બનાવવામાં આવે છે, ત્યારે પણ ખુદ જન્મ આપનાર મા છોકરાને વધુ આપી છોકરીને થોડું આપી ફોસલાવી જુદાં પાડે છે. આ પ્રથા કહેવાતાં સુધરેલાં કુટુંબોમાં પણ જોવામાં આવે છે. છોકરાને અને છોકરીને જન્મ આપનાર જનેતા જ તેમના પ્રત્યેનું સમતોલપણું જ્યારે આમ ગુમાવે છે, ત્યારે કહેવું કોને?

આવી પરિસ્થિતિમાં કુદરતને ખોળે ઊછરેલી છોકરી જ્યારે પરણાવવાને લાયક થાય છે, ત્યારે તેનાં માબાપ પોતાની છોકરીને માટે સામા છોકરામાં

લાયકાત છે કે કેમ, તે જોતાં નથી, પરંતુ આબરૂને ખાતર દેખીતા કુળના કટકા શોધવા નીકળે છે અને રૂપીઆની થેલીઓ પરકણમાં આપવા જાય છે: પછી વખત જતાં આ કુળના કટકાઓને આપવામાં કંઇક ઓછું પડે છે, એટલે છોકરીના દુઃખનો પાર રહેતો નથી. આવે વખતે ઘરની ચાર દિવાલોની અંદર તેનાં પડતાં આંસુની ધારાઓનો સાચો ખ્યાલ કુળના કટકા શોધનાર ગાબાપને આવે છે; અને જ્યારે છોકરી સાડીનો પાલવ ભીનો કરી પોતાને આંગણે આવે છે, ત્યારે તે પરતાય છે.

વખત જતાં છોકરી માતૃપદે પહોંચે છે, ત્યારે તેને પોતાના બાળકના હિતાર્થે ખાવાપીવામાં ખૂબ સંયમ રાખવો પડે છે. બાળકની માવજત અને ઘરનાં કામકાજ સાથે સાસરીઆંનાં મન સાચવવા તેને અવનવાં દુઃખ સહેવાં પડે છે. નસીબજોગે પથરાનો જન્મ થયો, તો તેને મહેણાં પણ સાંભળવાં પડે છે અને સાસરીઆંમાં તે અળખામણી થઇ પડે છે. જન્મનાર પથરો તો બિચારો આમતેમ આથડ્યા કરે છે.

સ્વર્ગે ઉતારનાર એક બે છોકરા અને નરકમાં લેઇ જનાર એક બે પથરા ઉમરલાયક થાય, એટલામાં પતિદેવનું, ના કરે નારાયણ ને, મૃત્યુ થાય તો કુળનું નાક સાચવવા તે બાઇથી બહાર જવાય નહિ. ઘરનો વહીવટ કોઇ પાડોશી કે કોઇ સંબંધી પાસે કરાવવો પડે. અને તે પ્રામાણિક હોય તો વાત જુદી, નહિ તો તે પોતાનું કરી બાકી વધે તે તેને આપવા જાય. અને પેલી બિચારી વિધવાને તો તે જે આપે તે લેવાનું હોય. હિસાબ પૂછવા જાય, તો તેના ઉપર આભ જ તૂટી પડે અને કહે કે: 'જશ ઉપર જુતિયાં!' એટલે આવા સંજોગોમાં વિધવાને પારકી આશા ઉપર દિવસો ગુજારવા પડે છે. પછી સ્થિતિ એકદમ ખરાબ હોય તો પોતાના ઘરનો ખર્ચ નિભાવવા તેમ જ પોતાનાં છોકરાંનો અભ્યાસ વગેરેના ખર્ચની જોગવાઇ કરવા માટે ઘણીયે વિધવાઓ દળણાં દળી, આડોશીપાડોશીનાં કામ કરી, છાશ ને રોટલો ખાઇ દિવસો ગુજારે છે. અને પોતાની વહાલસોઇ પ્રજાને સુખી કરવાના હેતુ પાછળ પોતાની જાતની પણ પરવા કરતી નથી. વખત જતાં પાછળથી તેને વટવહેવારમાં ઊતરવું પડે છે. દીકરાદીકરીઓને પરણાવવાં પડે છે. તેમાં સગાંસંબંધીઓનાં મન સાચવવાં પડે છે. આ રીતે સમાજમાં સ્ત્રીજાતિને જન્મના પ્રાતઃકાળથી મધ્યાન્હકાળના તાપની લૂ સહન કરી સાયંકાળ સુધીનો વખત એટલે આખુંયે જીવન સુખની લહેરીઓનો અમીરસ ચાખ્યાં સિવાય વિતાવવું પડે છે અને છેવટે પોતાની કુટુંબ પ્રત્યેની તમામ પ્રામાણિક ફરજ બજાવી રહ્યા પછી તે બુઢાપામાં આવે છે.

ત્યાર પછી સ્વર્ગ ઉતારનાર તેના દીકરાઓ માતાનો બુઢાપો દેખી શરમાય છે, તેની શિખામણ તેમને પસંદ પડતી નથી, તેની આજ્ઞાનું પાલન કરવામાં તેમને હીણપત જણાય છે, અને તેની માંદગી વખતે તેની મૃત્યુશય્યાના બિછાના પાસે બેસવું ગમતું નથી; છતાં તે માતા તેના શરીરના છેલ્લા પ્રયાણકાળે પણ પોતાના છોકરા સુખી થાય, તેવી રીતની હૃદયમાં માળા ફેરવ્યા કરે છે. આવી રીતની માતાની વદાયગીરીની વેળાએ નરકમાં લેઇ જનાર ગણાતા પથરા – કરુણાની મૂર્તિ, આદર્શ સ્નેહની મૂર્તિરૂપ દીકરીઓ – માતાની સંભાળ લેવા તુરત જ આવે છે, તેની ગોદમાં માથું મૂકે છે, તેના દુઃખનાં આંસુ સાથે પોતાનાં આંસુ ટપકાવે છે, અને તેના અંતકાળ વખતે માતૃસેવાના મીઠા આશીર્વાદ મેળવે છે.

પહાડમાંના પથરાઓને ફોડી તેમને છીણાની ધારેથી અને હથોડાના મારથી ઘડી તેમને મૂર્તિસ્વરૂપે બનાવી મંદિરોમાં મૂકી આપણે દરરોજ તેની પ્રાર્થના કરીએ છીએ અને અંધશ્રદ્ધાળુ બની તેની પાછળ હજારો બાવાઓને પોષીએ છીએ, પરંતુ આપણા સમાજમાં જન્મથી પથરાનું ઉપનામ મેળવ્યા છતાં, દુઃખમાં જીવન વિતવવા છતાં એ સહનશીલતાની મૂર્તિ, આદર્શ સ્નેહની મૂર્તિ, કરુણાની મૂર્તિ, આપણો જન્મ થતા આપણને દૂધ દેનારી આપણી પૂજનીય માતૃજાતિ, જે આપણા આખાયે દેશનું સાચામાં સાચું ધન છે, તેની અમૂલ્ય સેવાની આપણે સાચી કદર કરતા નથી, તે ખરેખર આપણી સંસ્કૃતિને કલંક સમાન છે.

બેંગ્લોર સીટી — છોટાભાઇ શંકરભાઇ પટેલ

—*—

## ક્યાં છે એ જમાનો?

ક્યાં છે એ પાટીદારશાહી? ક્યાં છે એ કુળવાનશાહી? આ અને આવા જ પ્રશ્નો આજકાલ દરેક મગજુ પાટીદારોને ગૂંચવી રહ્યા છે, અરે કહો કે મતાવી રહ્યા છે. છપ્પનીઆ દુકાળ પહેલાંના જમાનામાં અને ત્યાર પછીના જમાનામાં આકાશ પાતાળ જેટલો ફરક પડી ગએલો જણાય છે. ત્યારે ઢગલે ધાન પાકતું, આજે નાની ઢગલીઓએ ધાન પાકતું થઇ ગયું છે. એક તરફથી કુદરતનો કોપ, બીજી તરફથી વિદેશી સરકારની અધમ અને સ્વાર્થી વૃત્તિઓ અને ત્રીજી તરફથી આપણી ખામીઓ, એ સૌથી જમીનોના રસકસ ઊડી ગયા છે. પાટીદારનાં છોકરાં દિવસમાં ચાર ચાર વાર સંતોષે ભોજન કરતાં; તેમને માટે ઘરમાં માખણ, ઘી, દહીં, દૂધ અને છાશની છોળો ઊડતી; પાડું

મારે તો પત્થર પણ તૂટી જાય એવાં તો તેમનામાં જોમ અને બળ હતાં. તે આજે મહાપરાણે બે વખત રોટલો પામે છે. કેટલીક વખત આથી ચલાવી લે છે. કાલે છોકરાંને શું ખવરાવશું તેની ચિંતા માબાપને આજથીજ રહે છે; તે ચિંતાનો કીડો તેમનાં અંતર કોતરી ખાય છે અને તેમને રઝળતાં મૂકીને વહેલાં રામશરણ થઇ જાય છે. જે પાટીદાર દિવસે કાળમજૂરી કરીને રાતે ઉમંગ અને ઉત્સાહથી સ્વજનો ભેગો મળી ગાણુભટ્ટો પાસેથી બોધ મેળવતો. હુક્કો પી ટોળટપ્પા અને આનંદ કરતો, તેને આજે એ સુખ અને સંતોષથી હાથ ધોઇ નાખવા પડ્યા છે. પાટીદાર સમાજ ઊંચે ચઢે છે કે નીચે પડે છે તે સમજાતું નથી, પણ આપણે જરા તસ્દી લઇને નિરાંતે વિચાર કરીશું તો જરૂર સમજાશે કે તે નીચે ગબડતો જાય છે. જે જમાનામાં પાટીદાર સંતોષે પેટપૂજા કરતો અને આનંદે રંગેચંગે દિવસો કાઢતો, તે જમાનો વહી ગયો છે. કપરો જમાનો આવ્યો છે. પેટપૂજાને બદલે પૈસાની પૂજા તેના હાડમાં પેસતી જાય છે, 'હાય પૈસો, હાય પૈસો' કરે છે, તેથી જ્યાં સંપ હતો ત્યાં કુસંપ વધતો જાય છે. હેત, પ્રીત અને અમીનો નાશ થતો જાય છે. તે 'મારૂં મારૂં' કરતો રખડે છે, વગર મહેનતે પૈસો એકઠો કરવાના મિથ્યા પ્રયત્નો કરતો થઇ ગયો છે, ઉધારે લાવીને ખરચ કરતો થતો જાય છે, લીધા તેના દેવાની તેની વૃત્તિ કમી થતી જાય છે, ઉદાર વૃત્તિ નાશ પામતી જાય છે, તે બીકણ અને કાયર થતો જાય છે, કંકાસ અને કોર્ટોના કજીઆ વધારતો જાય છે, કેમ કરીને માલેતુજાર થઇ જાઉં એવી શેખચલ્લીના જેવી ખાલી ગણતરીઓ કર્યે જાય છે. ટુંકામાં પૈસાનો લોભ જે જે અધમ વૃત્તિઓ તરફ લેઇ જાય છે તે તે વૃત્તિઓ ધીરે ધીરે જાણ્યે અજાણ્યે તેનામાં પેસતી જાય છે.

આજે ક્યાં છે એ લીલી કુંજર વાડીઓ? આજે ક્યાં છે એ કોસના મીઠા 'ચીકુડ-ચીકુડ' અવાજો અને કૂવાઓ ઉપર લહેંકાથી ગવાતાં મધુર ગીતો? આજે ક્યાં છે એ પહાડ જેવી ખેડુત સ્ત્રીઓ, જે સવારમાં વહેલી ઊઠી, કામકાજથી પરવારી, પોતાના પતિ અને છોકરાંઓ માટે માથે ભાતું મૂકી, ઢોરને ડચકારીને હાંકતી જાય, એક હાથમાં છોકરાને આંગળીએ વળગાડ્યું હોય, બીજે હાથે કેડમાંના છોકરાને પકડ્યું હોય અને ખુશમિજાજમાં ગાતી ગાતી ચાલી જતી હોય? ક્યાં છે એ ખેતરપાધરની ઉજાણીઓ, જ્યાં નાતિલાઓ સ્વજનો, મિત્રો અને સાહેલીઓ ભેગાં મળી સહકારથી કામ કરતાં કરતાં આનંદની મોજો લૂંટતાં હોય? આજે ક્યાં છે એ ઉમંગ અને ઉત્સાહ, જેવો છાણવાશીદાં કરવામાં, દિવસમાં બબ્બે ત્રણ ત્રણ વખત ગીતો ગાતાં ગાતાં

કે મનમાં ગુંજારવ કરતાં કરતાં ઘરઆંગણું અને કહોડો સાફ કરવામાં, કૂવેથી પાણી કાઢી લાવવામાં, દળવા ભરડવામાં, ખાંડવામાં, ઝાટકવા ઉપણવામાં તેમજ આવાં આવાં કામોમાં સરસાઇ કરવામાં હતો તેવો? ક્યાં છે એ કરકસરીઉં જીવન? ક્યાં છે એ બુલંદ અવાજનાં લગન વેળાનાં મીઠાં મધુરાં ગીતો? ક્યાં છે એવાં માબાપો, જેઓ છોકરાંમાં ચારે ઘડીએ 'મારો ભાઇલો તો જબ્બુ બહાદુર-જંગ બહાદુર-થશે, ભણી ગણી મોટો વકીલ બારિસ્ટર થશે, આટઆટલાં વીઘાં જમીન ખેડશે, આટઆટલું અનાજ પકવશે, દેશદેશાન્તર નામ કાઢશે, શત્રુઓને જેર કરશે અને મારી બહાંનજા તો એના ભાઇથી મવાઇ થઇને એને પણ ટપી જશે,' વગેરે હોંમથી કહી કહીને ઉત્સાહ ને ઉમંગ રેડતાં? ક્યાં છે એવા ગોઠીઆઓ, મિત્રો અને સ્વજનો, જેઓ અડધી રાતે માથું આપવા તૈયાર થઇ જતા તેમજ સુલેહમંપથી ચોર ચખારો, દુર્ગુણીઓ અને દુરાચારીઓ ઉપર ધાક જમાવતા? ક્યાં છે એ જમાનો, જ્યારે પાંચ પચાસ રૂપીઆમાં કાગળ મરતા? ક્યા છે એ જમાનો, જ્યારે માત્ર કંકુ ને કન્યા દેવાતી, છતાં આનંદ અને મોજે આજના કરતાં વધારે મણાતી? ક્યાં છે એ ડકિારના પંચના નક્કી કરેલા ખરચોના આંકડા? ધંધા બાપામાંથી પાછું હઠાવતું ભણતર, નોકરી તેમજ વેપારી સાહસમાં આપણે જરૂર આગળ વધ્યા છીએ—સાથે સાથે કાવાદાવામાં અને તેટલાજ કુછંદોમાં આગળ વધ્યા છીએ!

કેટલાક તો વગર વિચાર્યે, ઘમંડમાં અને તોરીમાં એવું એવું બોલશે કે "આ તે કયા જમાનાની વાતો કરે છે? સો વરસ વહેલું આવું લખ્યું હોત તો ચાલત. આ તો આપણો આગળ વધતો જમાનો છે. આપણે કેટલા બધા આગળ વધી ગયા છીએ? કેટલા બધા પૈસા વરામાં ખર્ચીએ છીએ? કેટલી બધી પરણો લેઇએ છીએ અને આપીએ છીએ? કેવી નવી નવી ફેશનો કાઢતા અને વધારતા જઇએ છીએ? કેવા કેવા મગમમાં સરસ દાગીના ઘડાવીએ છીએ? કેવાં સરસ સરસ સ્વદેશી-વિદેશી (ખીચડો) કપડાં પહેરીએ છીએ? પાંચ પચાસનાં કપડાં થતાં તેનાં આજે હજાર હજારનાં તો કપડાં કરીએ છીએ. રૂપીઓ રેઢો સિલાઇ થતી તેની સો સો રૂપીઆ તો અમે સિલાઇમાં આપી દઇએ છીએ—લૂંટ એ લૂંટ—અમારી મોટાઇ અને સાહ્યબીનો પાર છે? બાબુ, બબલા અને કીકાઓને તો અમે બે, ચાર, પાંચ અંગ્રેજી ચોપડીઓ એટલા માટે ભણાવીએ છીએ કે તેમને ફેશનેબલ વહુઓ અને પૈસો મળે. બેબી, બબલી અને કીકીઓને એટલા માટે થોડુંઘણું ભણાવીએ

છીએ કે તેમને ફેશનેબલ, ખર્ચાળ અને બેઠાં બેઠાં પાળેપોષે તેવા હોંસીલા વર મળે. ભાઇ, લખનાર તો વિચિત્ર માણસ દેખાય છે!"

આવું કહેનાર જ્યારે જ્યારે આવી બધી બાબતોને પોતાની સગી આંખે જોશે—જોશે શું જુએ છે—ત્યારે ત્યારે મને સંભારશે. માટે આજથી જ સમજી જઇને થોભી જાઓ—હોલ્ટ! મહાત્મા ગાંધીજી પહેલાંનો જમાનો લાવવા માટે પ્રયત્ન કરે છે (સુધારાવધારા કરીને અને સદાચાર-સુકર્મોનો મેળ સાધીને), તેમાં સાથ આપો અને સહાયભૂત થાઓ. ના ના! એટલું જ નહિ પણ પહેલાંના જમાનાને-અનુકૂળ થઇ જઇ ખામીઓ સુધારી આગળ અને આગળ વધતા જાઓ. શહેરો અને મોટાં ગામોના ઉપર ઉપરના ચળકાટથી લોભાશો નહિ. તે ચળકાટ જ આપણને ઊંધે રસ્તે દોરે છે તેમજ દોરશે. મહત્ત્વાકાંક્ષા તો સાચી વિદ્યા, સદ્‌ગુણો, સદાચાર અને સત્કર્મો માટે રાખો.

પાટીદારો વિવેકથી, સદાચારથી, સુવિચારથી, સુકર્મોથી, યશથી, અતિથિ-સત્કારથી તેમજ ખબરદારી વગેરેથી ખરેખરા કુળવાન ગણાતા, જોકે કુલણજી-વેડા અને ચડસાચડસી તો તે વખતે પણ હતાં. પણ હાલના કહેવાતા કુળવાનો પાસે શું છે તે જાણો છો? કાને હાથ દો ને, અડાવો ને કે અમે નથી જાણતા! વહી વાંચું? સાંભળો! તેમની પાસે કુલણજીવેડા અને ચડસાચડસી ઉપરાન્ત દંભ છે, ઘમંડ છે, મિથ્યાભિમાન છે, ઇર્ષ્યા અને દ્વેષ છે, વિવેકીને અને સદાચારીને ખોટી રીતે હેરાન કરવાના કોડ છે, છોકરાંની હરરાજી કરીને આવક ઉપર તાગડધિન્ના કરી બેઠાખાઉ થઇ આળસ વધારવાની લુચ્ચાઇ છે. સુધારો કરનારને હલકા પાડી તેમની બદબોઇ કરી તિરસ્કારવાની ભેદભરી નીતિ છે—અરે બદમાશી છે! આવું આવું તો ઘણું છે. કેટલુંક ગણાવાય?

આ બાબતો કંઇ દરેક માણસને લાગુ નથી પડતી. કેટલાંક ભાઇઓનો સંસ્કારી અને ખરેખરાં કુળવાન હશે. તેમ જ ઘણાં ભાઇઓનો કહેવાતાં કુળવાન છતાં કુસંસ્કારી પણ હશે. પણ તેમાં અતિશય મોટો ભાગ આગળના વર્ગ કરતાં પાછળના વર્ગમાં આવે છે, કેમ ખરૂં ને? માટે સૌ કોઇ ખરેખરાં કુળવાન બને, કુધારાને અને કુરિવાજોને દેશવટો દે અને ઉત્સાહ, ઉમંગ અને ધગશથી કોમને તથા પોતાને સાચી પ્રગતિને પંથે પાડી ઉજાળે તો બગડેલા જમાનાને જરૂર સુધારી શકાશે.

કેમ ખરી વાત છે? તો યા હોમ કરીને પડો ફતેહ છે આગે!

નડીઆદ — શંકરભાઇ ઝવેરભાઇ પટેલ

# શહેરમાં ભણતા વિદ્યાર્થીઓના વાલીઓને

વડોદરામાં શ્રી સમસ્ત પાટીદાર કેળવણી મંડળે એક છાત્રાલય કાઢ્યું છે. તેમાં દરેક કોમના વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવે છે. તેની દેખરેખનું કામ મને સોંપવામાં આવ્યું છે, એટલે લગભગ બે વર્ષથી આ શહેરની શાળાઓમાં બહારથી ભણવા આવતા વિદ્યાર્થીઓનો કંઈક પરિચય થયો છે. કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓ કંઈક મોટી ઉમરના અને પાકટ બુદ્ધિના હોય છે, પરંતુ હાઇસ્કૂલોમાં ભણતા વિદ્યાર્થીઓ નાની ઉમરના હોય છે. તે શહેરમાં નવા નવા આવે છે. એમાંથી કેટલાય વિદ્યાર્થીઓ અયોગ્ય સોબતથી અને દેખરેખને અભાવે અવળે માર્ગે ચડી જાય છે. ખાસ કરીને આફ્રિકા રહેતાં માબાપોના અને હાઇસ્કૂલો વગરનાં નાનાં ગામડાંના વિદ્યાર્થીઓ પૈકી ઘણા વડોદરામાં અથવા બીજાં શહેરોમાં ભણતા હશે. તેમનાં માબાપો પરદેશ રહી ખૂબ પૈસા કમાતાં હશે. પરંતુ કોઈની દેખરેખ વગર પોતાના કુમળી વયના બાળકોને ભણવા મોકલવાથી ઘણાના બાળકો તેમની કમાણી થોડાંજ વર્ષોમાં ઉડાડી નાખે એવી ટેવો શીખે છે. એવું ન બને તે માટે શું કરવું તે અતિ અગત્યનો અને મહત્ત્વનો પ્રશ્ન છે.

મારા એક મિત્ર પણ એક બોર્ડિંગમાં કામ કરે છે. તેમને પણ કેટલાક વિદ્યાર્થીઓનાં જીવન અવળે માર્ગે જતાં જોઇ ચિંતા થયા કરતી હતી. અમને બેઉને વિચાર કરતાં લાગ્યું કે અમારી જાણના કેટલાક સાચા બનેલા બનાવો જાહેર કરવા, જેથી હાઇસ્કૂલોમાં ભણતા વિદ્યાર્થીઓને કોઇ પણ વ્યવસ્થિત સંસ્થા અગર વ્યક્તિની સીધી દેખરેખ વગર શહેરમાં ભણવા મોકલવામાં કેટલું જોખમ છે તે માબાપો સમજી શકે. આ ઉપરથી આ લેખ લખ્યો છે. અમે ભેગા કરેલા બનાવો પૈકી થોડાક આ નીચે આપ્યા છે:

૧. મેટ્રિક પાસ થએલો એક વિદ્યાર્થી ગયે વર્ષે અહીં પ્રિવાઅસમાં આવ્યો છે. તેનાં માતાપિતા આફ્રિકા રહે છે. પોતાનો દીકરો પહેલે વર્ષે મેટ્રિક પાસ થએલો જોઇ તેને અભ્યાસમાં ઉત્સાહ રહ્યા કરે, તે માટે તેઓ તેની માગણી પ્રમાણે પૈસા મોકલ્યે જતાં હતાં. શહેરી જીવનથી ન ટેવાએલો આ વિદ્યાર્થી પોતાના હાથમાં છૂટથી પૈસા આવતાં ખોટી સોબતે ચડી ગયો. સિનેમા-નાટકના તથા હોટેલના મોજશોખમાં અને રખડવામાં હવે એ અભ્યાસ ચૂક્યો છે. એક વર્ષ પૂરું થયું નથી, ત્યાં તો તેણે ૬૦૦-૭૦૦ રૂપિયાનું પાણી કર્યું. હવે તે હૉસ્ટેલની કલબમાં બિલ આપી શકતો નથી. તેને છૂટે હાથે ધીરતા હોટેલવાળા પણ પોતાની લેણી રકમો માટે તકાદો કરે છે. આ વિદ્યાર્થીનાં

માબાપ તો જાણતાં હશે કે છોકરો કૉલેજમાં ભણે છે. પણ પુસ્તકોના અભ્યાસને બદલે તેણે આધુનિક મોજશોખ માણવાની કળા શીખવામાંજ પૈસા અને સમય બરબાદ કર્યાં!

૨. અંગ્રેજી ચોથા ધોરણમાં ભણતો સાવલી તાલુકાના એક ગામનો એક વિદ્યાર્થી 'પાટીદાર છાત્રાલય'માં દાખલ થયો. પંદરેક વર્ષનો હશે. આ છાત્રાલયમાં વિદ્યાર્થીઓને પાસે પૈસા રાખવા દેવાની મનાઇ છે, પરંતુ તેના પિતા તેને છાના પૈસા આપે. શાળાને સમયે આ વિદ્યાર્થી બોર્ડિંગમાંથી ચોપડીઓ લેઇ નીકળે અને પાંચ વાગ્યે પાછો આવે. પંદરેક દિવસમાં બોર્ડિંગના ગૃહપતિને આ ભાઇના અભ્યાસ બાબત તપાસ કરવાની ઇચ્છા થઇ. તેમણે એક ચિઠ્ઠી લખી કવરમાં બંધ કરી આ વિદ્યાર્થીને આપી અને એનો જવાબ તેના શિક્ષક પાસેથી લાવવા કહ્યું. વિદ્યાર્થીએ બીજે દિવસે કવરમાં બીડેલો જવાબ આણ્યો. તેમાં લખેલું: "અભ્યાસ સારો છે, હાજરી નિયમિત છે." ગૃહપતિને મનમાં ઊઠેલી શંકા ખોટી લાગી.

પરંતુ આ વિદ્યાર્થીની પ્રવૃત્તિઓ ઉપરથી એક બે મહિને ફરીથી ગૃહપતિને શંકા આવી. તેમણે અગાઉની માફક પત્ર લખી બીજા વિદ્યાર્થી સાથે શાળામાં મોકલ્યો. શાળામાંથી જવાબ આવ્યો: "એ વિદ્યાર્થીને શાળા ઊઘડી ત્યારે તેના પિતા મૂકી ગયા હતા, તે દિવસેજ તે હાજર હતો. પછી તે કદી આવ્યો નથી!" ગૃહપતિ ચમકયા. તેમણે વિદ્યાર્થીને ધમકાવી પહેલી ચિઠ્ઠીનો જવાબ કોણે આપ્યો હતો તે પૂછ્યું. વિદ્યાર્થીએ તે પોતેજ લખ્યો હતો એમ કબુલ કરી દીધું. તેણે એ સત્ર તો બગાડયું જ હતું. ગૃહપતિએ તેના પિતાને પત્ર લખી આ વાતની ખબર આપી. અને વરસ બગડેલું જોઇ તે તેને ઘેર લેઇ ગયા. બોર્ડિંગમાં રાખવાથી આ ભાઇના પિતાના એક વર્ષના પૈસા બગડતા અટકયા, એટલું અમને આશ્વાસન છે.

૩. નડીઆદનો એક વિદ્યાર્થી ગઇ સાલ 'પાટીદાર છાત્રાલય'માં દાખલ થએલો. તેના પિતા આફ્રિકા રહે, તેના દાદા ગામમાં રહે. વિદ્યાર્થી સોળેક વર્ષનો હશે. અંગ્રેજી ત્રીજા ધોરણમાં ત્રીજું વર્ષ રહેલો. આવ્યો ત્યારથી આ વિદ્યાર્થી રખડયાજ કરે. રાત્રે વાળુ કરી રોજ બહાર નીકળી જાય. નવ વાગે ગૃહપતિ હાજરી લેવા જાય ત્યારે રૂમમાં ન હોય એટલે તે તેને શોધવા નીકળે. કોઇ હોટલેથી કે સાયકલ વાળાની દુકાનેથી તેને શોધી લાવે! તેના દાદાને આ વાતની ખબર પણ આપે, પણ તે વયોવૃદ્ધ હોવાથી કંઇ કરી ન શકે. પરીક્ષા નજીક આવતાં આ ભાઇ કોઇને ખબર આપ્યા વગર કયાંક ચાલ્યા

ગયા. ગૃહપતિએ આ વાતની તેના પિતાને ખબર આપી.

છએક મહિના બાદ તેના પિતા દેશમાં આવ્યા. તેમણે આ વિદ્યાર્થીના ખર્ચ માટે મોકલેલા પૈસાનો હિસાબ માગ્યો. ગૃહપતિ બદલાયા હતા, એટલે તેઓ મારી પાસે આવ્યા. અમારી વચ્ચે નીચે મુજબ વાતચીત થઇ:

તે કહે: "અમારો હિસાબ લેવા આવ્યો છું. નવા ગૃહપતિ કંઇ જાણતા નથી, એટલે તમારી પાસે આવ્યો. બોર્ડિંગ પાસે મારે હિસાબે ૭૦-૮૦ રૂપીઆ લેણા નીકળે."

હું: "બોર્ડિંગનો ચાર્જ લેતાં માજી ગૃહપતિએ મને આ વાત કરી નથી, છતાં અમે દરેક વિદ્યાર્થીને પાસબુક આપીએ છીએ. તમારા દીકરાની પાસબુક લાવો એટલે હું હિસાબ સમજી લેઇ અને આપને સમજાવું."

તે: "પાસબુક કે ચોપડીઓનું કંઇ ઠેકાણું નથી."

હું: "તો હું ગૃહપતિની હિસાબી ચોપડીઓ જોઇ હિસાબ મળશે તો આપને લખી મોકલીશ."

તે: "અને હિસાબ ન મળે તો!"

હું: "તો શું થાય! વિદ્યાર્થીની ખાનગી શિલક ગૃહપતિ પાસે રહે છે. તેનો હિસાબ ગૃહપતિએ અને વિદ્યાર્થીએ સમજી લેવો જોઇએ. બોર્ડિંગના હિસાબને અને આ હિસાબને કંઇજ સંબંધ નથી."

તે: "તો તો કોઇ ગૃહપતિ પૈસા લેઇને નાસી જાય તો!"

હું: "ગૃહપતિ પાસે બહુ શિલક રહેતી નથી એટલે આમ બનવા સંભવ નથી."

તે: "પણ અમારો હિસાબ ન મળે તો!"

હું: "તો શું કરવું તે હું અમારા પ્રમુખ અને વ્યવસ્થાપક મંડળને પૂછીને આપને જણાવીશ."

તે: "તો અમારા પૈસા જશે!"

હું: "ના, શું કરવું તે આપણે પછી વિચારીશું. બનતા સુધી કોઇ વિદ્યાર્થીની રકમ ગૃહપતિ પાસે રહી જતીજ નથી. પોતાના પૈસાની કાળજી રાખી પાછા લેઇ લેવાનું આજના વિદ્યાર્થીઓ સારી રીતે જાણે છે. એટલે તમારા પૈસા ગૃહપતિ પાસે રહ્યા નહિજ હોય—તમારો દીકરો તે લેઇજ ગયો હશે. છતાં પાંચ પંદરનો મેળ ન પડે તો 'બોર્ડિંગને મદદ આપી' માની આ સંસ્થા પાસેથી લેવાનો આગ્રહ છોડી દેશો એવી મને આશા છે."

તે: "આ બોર્ડિંગમાં મૂકવા છતાં મારો દીકરો સુધરી ન શક્યો અને બોર્ડિંગમાંથી નાસી ગયો, તે જોઇ મને આ રીતે મદદ કરવાનું ઠીક લાગતું નથી."

હું: "આપની ભૂલ થાય છે. અમુક પ્રકારના વિદ્યાર્થીને સાચવવા મુશ્કેલ હોય છે. અમે આ સંસ્થા ખરાબ વિદ્યાર્થીઓને સુધારવા નથી કાઢી પણ સારા વિદ્યાર્થીઓને સગવડ આપવા કાઢી છે. ખરાબ વિદ્યાર્થીઓને સુધારવાની સંસ્થા કાઢવી હોય તો આપણી જ્ઞાતિના લોકોએ ખૂબ ઉદારતાથી પૈસા આપવા જોઈએ. અમારી આ સંસ્થાને થોડાં નાણાંની જરૂર છે, પણ પૂરતા પ્રમાણમાં મળતાં નથી. આપણી કોમના ભાઈઓ પોતાના છોકરાના હિત માટેની યોજનાઓ પ્રત્યે પણ બહુ બેદરકાર જણાય છે. આ સ્થિતિ ઝાઝો વખત ચાલશે તો ખૂબ મહેનત કરી પૈસા કમાઈ, જેમને પૈસા સોંપવાના છે, તે એ પૈસા ઉડાડી દેશે અને માબાપોની મહેનત બરબાદ જશે."

તે: "તો આ સંસ્થા શું કરવા ચલાવો છો?"

હું: "કશુંય ન થતું હોય ત્યાં જેટલું થાય તેટલું સારૂં, એમ માનીને વારૂ, હવે આપનો દીકરો ક્યાં ભણે છે?"

તે: "એ તો બે મહિનાથી નાશી ગયો છે; હમણાં ખબર મળી છે કે અમારા અમુક સગાને ત્યાં તે દશેક દિવસથી ગયો છે.

હું: "તે ઘેરથી નાશી ગયો? એક જણની સંભાળ લેવાનુંય આટલું અઘરૂં છે તો અમારે તો ૩૦–૩૫ જણની સંભાળ લેવાની, આ જોઈ જરા સહાનુભૂતિ રાખો."

આ ભાઈનો હિસાબ ગણી ગયો છે. તે તેમને મોકલી આપ્યો છે. તેમનું કંઈ લેણું બાકી નથી.

૪. ખૂબ હોશિયાર બ્રાહ્મણનો એક દીકરો અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં પાસ થઈ 'પાટીદાર છાત્રાલય'માં આવ્યો. તેના પિતા આફ્રિકા રહે છે. બહુ પૈસાદારનો દીકરો લાગ્યો. છાત્રાલયમાં રોજ હાજરી પુરાય. પરવાનગી વગર સિનેમા જોવા ન જવાય, મનગમતા પૈસા ન મળે, એટલે આ ભાઈએ પોતાના પિતાને છાત્રાલય વિરુદ્ધ અનેક વાતો લખી: જેમ કે 'એક રૂમમાં બહુ જણ રહેવાથી મારાથી વાંચી શકાતું નથી, બોર્ડિંગમાં ચોરીઓ થાય છે. જમવાનું સારૂં મળતું નથી.' એ ભાઈના લખવા ઉપર વિશ્વાસ મૂકી એના પિતાએ તેને ફાવે ત્યાં રહેવાની છૂટ આપી. એનો લાભ લેઈ એક દુર્જન મિત્રની સોબતમાં તેણે એક રૂમ ભાડે રાખી, વીશીમાં જમવા માંડ્યું. જતી વખતે મેં કહ્યું. "ભાઈ, પસ્તાવાનું ન થાય તે સાચવશો..."

પછી એ ભાઈએ પોતાના પિતાને લખ્યું કે "હું ... અમુક શાળામાં ભણું છું, અભ્યાસ સારો ચાલે છે." ત્રણ ચાર મહિના પછી એના એક સગા આવ્યા, તેમણે તેનું ઠેકાણું માગ્યું. મને ખબર ન હતી, એટલે શાળામાં ગયા. શાળાના

પત્રકનાં તેનું નામ ન જણાયું. ત્રણ મહિનાની ફી બાકી હોવાથી તેનું નામ કમી કરવામાં આવ્યું હતું! છતાં બીજા એક વિદ્યાર્થી પાસેથી તેનું રહેવાનું ઠેકાણું મળ્યું. ત્યાં તે ગયા, કલાકેક પછી એ વિદ્યાર્થી આવ્યો, તેને એ ભાઇએ પૂછ્યું: "ક્યાં ગયો હતો?" જવાબ મળ્યો: "સ્કૂલમાં." ફરી પૂછ્યું: "કઇ સ્કૂલમાં?" જવાબ મળ્યો: "અમૂક સ્કૂલમાં." એટલે એ ભાઇએ ગુસ્સે થઇ તેને જણાવ્યું: "જુઠું ન બોલ, તારી સ્કૂલમાં હું જઇ આવ્યો. તારૂં નામ કમી થયું છે. તું ત્રણ મહિનાથી રખડ્યા જ કરે છે. માબાપના પૈસા બગાડે છે. તારા પિતાને આ વાત લખવી પડશે!"

છોકરો નરમ પડી ગયો, રડી દીધું. પણ હવે શું થાય? તેનું આ વર્ષ બગડ્યું જ છે. ભણવામાં તે હોશિયાર હતો, પણ તેની અતિશય ચંચળ અને ચપળ વૃત્તિઓને યોગ્ય દોરવણી ન મળ્યાથી તેણે એક વર્ષ, અભ્યાસ અને શરીર બગાડ્યાં છે. તેના સગા ન આવ્યા હોત તો 'પરીક્ષામાં હું નાપાસ થયો છું,' એમ લખી તે તેના પિતાને છેતરી શકત અને બીજું વર્ષ 'લહેરથી વડોદરામાં' રહી શકત! હવે તો તેના પિતા કહે છે કે કોઇ બોર્ડિંગમાં રહેવું ન હોય તો મારે તને ભણાવવો જ નથી. હદ વટાવી ગએલા આ ભાઇને કોઇ બોર્ડિંગમાં પણ જગા મળશે કે કેમ તે શંકાપડતી વાત છે.

આ ઉપરાન્ત બીજા આવા કેટલાય વિદ્યાર્થીઓના દાખલા મળ્યા છે. બીજાં શહેરોમાં આવા બનાવો બનતા હશે જ. આ વાત જાહેર કરવાનો હેતુ એક જ છે. તે એ, કે પરદેશ રહેતા અગર હાઇ સ્કૂલો વગરનાં ગામડાના ભાઇઓ જાણે કે વડોદરા, અમદાવાદ, મુંબઇ કે બીજા કોઇ શહેરમાં પોતાના દીકરાને ભણાવવા મોકલવો હોય તો તેને કોઇ પણ વ્યક્તિની અગર સંસ્થાની દેખરેખ નીચે જ રાખવો એ ઇષ્ટ છે. તેમ ન કરવાથી તે છોકરો ખોટી સોબતમાં અને મોજશોખમાં ફસાઇ વખત, અભ્યાસ અને ચારિત્ર્ય બગાડી બેસે એ બહુ સંભવિત છે.

છોકરાને કોઇ સંસ્થામાં મૂકવા આગ્રહ રાખતાં જો તેને સ્વતંત્ર રહેવાની જ ઇચ્છા હશે તો તે નીચેની અને એવી બીજી વાતો જણાવી માબાપને છેતરવા પ્રયત્ન કરશે:

(૧) બોર્ડિંગમાં ચોરી થાય છે.
(૨) બહુ છોકરાઓ સાથે રહેવાથી વાંચી શકાતું નથી.
(૩) ખોરાક સારો મળતો નથી.
(૪) વીશીમાં જમવાનું સસ્તું પડે છે.
(૫) બોર્ડિંગ દૂર પડે છે, વગેરે વગેરે.

## મધુરમધુરાં ફળોની મહારાણી પાકી કેરી

**વૈશાખના** ધગધગતા ઉના વાયરાથી જ્યારે સારો સંસાર અકળાઇ રહ્યો હોય છે ત્યારે ઇશ્વરની કૃપારૂપ પાકી કેરી–સાખ આંબેથી ઊતરી આપણી સમ્મુખ આવી ઊભી રહે છે. તેના દર્શન માત્રથી તપ્ત માનવનું ઉર પ્રફુલિત થાય છે. વૈશાખમાં માત્ર વગડા જ નહિ, પણ નગરનાં બજારો અને ચૌટાંચોક પણ રંગબેરંગી, સુગંધીદાર, મનોમોહક પાકી કેરીઓથી ઉભરાઇ રહ્યાં હોય છે. એના એ પ્રિયદર્શનથી ધગધગતો ઉનાળો જાણે કંઇક શીળો બને છે, મધુરો લાગે છે. આંબાની સાખ એ ઉનાળાનું અમરફળ છે. પાકી કેરીના મોહક સંભાર વડે જ ઉનાળો શોભે છે, કેરી વડે એની ઉની લૂ અને આંધીઓ કાવ્યમય બને છે.

શાલિગ્રામ સ્વરૂપ કુણી કેરી અદૃશ્ય થઇને તેને સ્થાને પાકા ગોટલાવાળી મોટી ખાટી કેરી ચૈત્ર માસમાં તૈયાર થાય છે, વૈશાખમાં તો તેની ખટાશ અસહ્ય બનવા લાગે છે. પણ એ તાપ અને ખટાશના ફળરૂપે છેવટે મધુરા રસથી ભરેલી પાકી કેરી આપણને પ્રાપ્ત થાય છે.

**કેરીની જાતો:** પાકી કેરીની અનેક જાતો દેશદેશાવરમાં પેદા થાય છે. તે બધામાં હાફુસ, પાયરી, મલગુઆ, લંગડી, સરેદ્દા અને ફજલી વગેરે વધુ જાણીતી છે, આ દરેક જાત રસની ઘટ્ટતામાં, મિઠાશમાં, આકારમાં અને સુગંધમાં જુદા જુદા પ્રકારની વિશેષતાવાળી હોય છે. પણ તે દરેકનું સંપૂર્ણ વર્ણન કરવું અત્રે શક્ય નથી. રાજામ્ર અથવા લતામ્ર નામની કેરીનું ફળ તેના નામ પ્રમાણે ઝાડને બદલે વેલાઓ ઉપર બેસે છે, પણ તેને કેરીને બદલે તેને મળતી જાતનું સ્વતંત્ર ફળ ગણવું જોઇએ.

**પાકી કેરી અને તેનો રસ:** પાકી કેરીને વિષે આયુર્વેદનો મત નીચે પ્રમાણે છે:

पक्वं तु मधुरं वृष्यं स्निग्धं बलसुखप्रदम् ।
गुरुवातहरं हृद्यं वर्ण्यं शीतमपित्तलम् ॥

પાકી કેરી મધુર, વૃષ્ય, સ્નિગ્ધ, બલ અને સુખ આપનારી, ભારે વાયુને હણનારી, હૃદયને હિત કરનારી, દેહની કાન્તિ વધારનારી, શીતળ અને પિત્તને ન કરનારી ગણાય છે.

આ ઉપરાન્ત તેને અગ્નિ, કફ તથા શુક્ર વધારનારી પણ કહેલી છે, પણ આંબા ઉપર જ પાકીને તૈયાર થએલી કેરી જેને સાખ કહેવામાં આવે છે તેના ગુણ વળી જુદા કહેલા છે. આંબા પર જ પાકેલી સાખને ભારે, વાયુને

હણનાર, મધુર અને ખાટી અને કંઈક પિત્તપ્રકોપ કરનારી ગણવામાં આવી છે. પણ આ આંબા પર પાકેલી સાખમાં એક જાતનું અનિર્વચનીય માધુર્ય રહેલું હોય છે જે પાલની પાકેલી કેરીમાં નથી હોતું. પક્ષીની ચાંચના ચિહ્નવાળી પાકેલી સાખ આંબાવાડિયામાંથી ભાગ્યશાળી ભોક્તાનેજ મળી આવે છે. નિસર્ગદેવીના માનીતા પંખીરાજનો ચંચુપાત એની પરિપકવતા અને મધુરતાનો અજોડ ટ્રેડ માર્ક ગણાય છે.

કેરીના નીચોવેલા રસ વિષે નિઘંટુકારે આ રીતે ઉલ્લેખ કરેલો છે:

तद्रसो गालितो बल्यो गुरुर्वातिहरः सरः ।
अहृद्यस्तर्पणोऽतीवबृंहणः कफवर्धनः ॥

અર્થાત્, કેરીનો નીચોવેલો રસ બલપ્રદાયક, ભારે, વાયુને હણનાર, દસ્ત લાવનાર, હૃદયને અહિત કરનાર, અતિ સ્તંભક અને કફ વધારનાર ગણાય છે. જ્યારે પાકી કેરીના ટુકડાને ભારે, રુચિકર, લાંબે વખતે પચે તેવો, મધુર, બલકારી, શીતળ અને વાયુનાશક ગણેલો છે.

કેરીનો રસ મધુર છે અને રાજાથી માંડી રંક સુદ્ધાંત સૌને સરખો પ્રિય છે, તોપણ કેરીનો રસ અતિશય મોટા પ્રમાણમાં ચૂસવો ન જોઈએ. તે માટે આયુર્વેદની આ ટકોર કંઠાગ્રે રાખવી જોઈએ:

मंदानलत्वं विषमज्वरं च रक्तामयं बद्धगुदोदरं च ।
आम्रातियोगो नयनामयं वा करोति तस्मादतितानि नाद्यात् ॥

પાકી પણ ખાટી બહુ કેરી ચૂસવાથી મંદાગ્નિ, વિષમજ્વર, રુધિરદોષ, મળનું બંધાવું અને ચક્ષુરોગ પેદા થાય છે. તેથી બહુ કેરીઓ ચૂસવાથી દૂર રહેવું જોઈએ. દરેક વસ્તુની મર્યાદા ઇષ્ટ છે, અને કેરીના મધુર રસ માટે પણ તેવી મર્યાદા આપણે સાચવવી જોઈએ. अति सर्वत्र वर्जयेत् એ સૂત્ર ખાનપાનમાં તો સૌથી વધુ વિચારણીય ગણાવું જોઈએ. અન્યથા આપણી પોતાનીજ ભૂલને લીધે પસ્તાવાનો વખત આવી લાગે છે.

ઉત્તર હિંદુસ્તાનમાં લોકો કેરીના રસની સાથે દૂધ મેળવીને આસ્વાદ ઓર વધારે છે. કેરીના પાતળા રસમાં થોડું દૂધ નાખવાથી રસ ઘટ્ટ બની જાય છે. ગુજરાતમાં કેરીના રસમાં ઘી નાખીને ખાવાની પ્રથા છે. તેની સાથે ઉત્તર હિંદની દૂધ મિશ્રિત કરવાની પ્રથા સરખાવવા જેવી છે. રસમાં ઘી નાંખવાથી તે પચવામાં વિલંબ થાય છે; એથી ઘણી વાર ઉનાળાની સખ્ત ગરમીમાં ઘીમિશ્રિત રસરોટલી ઉપર સારી પેઠે હાથ મારનારાઓની સ્થિતિ મુશ્કેલ બને છે. તેમના અકળામણું કોઈક વાર મૂંઝવણભરી સ્થિતિ લાવી

મૂકે છે. દૂધના મિશ્રણમાં આ ભીતિ રહેતી નથી, દૂધ કેરીના રસને પચાવવાનું ઝડપી કામ કરે છે. ખરી રીતે દૂધ એ કેરીના રસનું મારણ છે. કેરીના રસનું બહુ સેવન કરનારે દૂધ પૂરતા પ્રમાણમાં લેવું જોઇએ. દૂધ ન લેવાય તો કેરીનો વધુ પ્રમાણમાં લેવાતો રસ ગડગૂમડ પેદા કરે છે.

**આમ્રપાક:** પાકી કેરીનો આમ્રપાક તૈયાર કરવામાં આવે છે તેને વૈદક શાસ્ત્રની દૃષ્ટિએ સર્વશ્રેષ્ઠ પાક ગણેલો છે. તે આમ્રપાક સર્વશ્રેષ્ઠ બનાવવાની રીત નીચે આપવામાં આવે છે:

**રીત:** કેરીનો વસ્ત્રથી ગાળેલો રસ લેઇ તેનાથી ચોથા ભાગની સાકર, સાકરથી અડધા ભાગનું ઘી, ઘીથી અડધા ભાગની સૂંઠની વસ્ત્રગાળ ભૂકી, સૂંઠની ભૂકીથી અડધા ભાગની કાળા મરીની ભૂકી અને તેનાથી અડધા ભાગની લીંડી પીંપરની ભૂકી અને સાકરના પ્રમાણમાં પાણી, એ બધાનું મિશ્રણ કરી કલાઇવાળા અથવા માટીના વાસણમાં ઉકાળવું અને લાકડાની કડછી વડે હલાવતા રહેવું. જ્યારે તે ઘટ્ટ થાય ત્યારે તેમાં કાળાં મરીના જેટલા જ પ્રમાણમાં ગંઠોડા, નાગરમોથ, ધાણા, જીરૂ, શાહજીરૂ, નાગકેસર, તજ, તાલીસપત્ર, એ દરેકની ભૂકી નાખવી. પછી તેને પહોળા વાસણમાં ઠારી દેવાનું હોય છે. પણ ઠારતા પહેલાં કાળા મરીના વજન કરતાં પાંચ ગણું મધ તેમાં સારી રીતે મેળવી પાક જમાવી દેવો. પછી તે ઠરી ગયા બાદ તેનાં ચોસલાં પાડી ભરી લેવાં.

આ રીતે તૈયાર થએલો આમ્રપાક અમૂલ્ય ઔષધ બની રહે છે. દરરોજ જમ્યા પહેલાં આ પાક ચાર તોલા સુધી રુચિ પ્રમાણે આપવાથી અરુચિ, શ્વાસ, ઉધરસ, ક્ષય, સળેખમ, પથરી, રક્તપિત્ત, પાણ્ડુરોગ, કમળો, ખસ અને શીળો વગેરે મટે છે.

આ પાકની આયુર્વેદ બહુજ તારીફ કરે છે. એના સેવનથી સ્ત્રી અને પુરુષો બંનેને તરુણાવસ્થા પુનઃ પ્રાપ્ત થાય છે. જે સ્ત્રીઓને મૃતગર્ભ તથા ગર્ભપાત થતો હોય તેમને માટે તથા વંધ્યા સ્ત્રીઓને પુત્રપ્રાપ્તિ થવા માટે આ પાક અમોઘ ઉપાય છે. ખાસ કરીને જેમને રજો દર્શન થતું ન હોય તેમને માટે આ પાક અત્યંત ઉપયોગી છે. વંધ્યારોગનો આ ખાસ ઇલાજ છે અને તે અજમાવી જોવા ખાસ ભલામણ છે.

**બિલસાર:** પાકી કેરીના રસનો બિલસારૂ બને છે. તે અત્યંત સ્વાદિષ્ટ અને ગુણકારી હોય છે. કેરીના શેર રસમાં દોઢ શેર ખાંડ નાખી શીખંડની માફક કપડાથી ગાળી લેવું. પછી કલાઇના વાસણમાં તેને મધુરી મધુરી

આંચથી ઉકાળવું. પ્રથમ ખાંડને લીધે રસ પાતળો થશે, પણ પછી ઘટ્ટ બનવા માંડશે. બરોબર ઘટ્ટ થાય એટલે તેને ઉતારીને તેમાં કેસર, એલચી અને બરાસની ભૂકી મેળવીને ઠંડુ પડ્યા પછી તેનું સેવન કરવું.

આ ખિલસારૂનો સ્વાદ અલૌકિક હોય છે. શીખંડનો અને દૂધપાકનો સ્વાદ તેની આગળ તુચ્છ છે. ખિલસારૂ હૃદયને બળ આપનાર તથા રક્તને વધારનાર ખાદ્ય પદાર્થ છે. એની અંદર ચારગણું પાણી મેળવવાથી ઉનાળામાં પીવા માટે તૈયાર સ્વાદિષ્ટ શરબત બને છે.

કેરીના રસને ગાળીને ઉકાળી ઘટ્ટ બનાવ્યા પછી ઘી ચોપડેલી કલાઇવાળી થાળીઓમાં નાખી સૂકવવાથી તેના રસની રોટલી તૈયાર થાય છે. તે લાંબો વખત રહી શકે છે. આ રોટલી સ્વાદિષ્ટ વસ્તુ તરીકે ખાવામાં આવે છે અને તે લોહી સુધારનાર છે.

પાકી કેરી સંબંધેનો આ લેખ સંપૂર્ણ કરતા પહેલાં કેરીની ગોટલી તથા તેના ચીલ (ચેપ) તથા છાલ સંબંધે અહીં થોડો ઉલ્લેખ કરવો આવશ્યક લાગે છે. કેરીના દીંટામાંથી જે ચીલ (ચેપ) નીકળે છે તે ખાવાથી ઉધરસ થાય છે, પરંતુ તેને લીંબુના રસની સાથે મેળવીને લગાડવાથી ખરજવું તથા ચામડીનાં દર્દો મટી જાય છે. મલબાર પ્રદેશના વૈદો આ ચેપ ઇંડાની સફેદી અને અફીણ સરખે ભાગે મેળવી ગોળી બનાવી તેનો આંકડી તથા ઝાડાનાં દર્દોમાં અકસીર રીતે ઉપયોગ કરે છે.

**ગોટલી:** કેરીના ગોટલાના ગર્ભમાં રહેલી ગોટલી, જે ખરી રીતે અનેક ભાવિ આમ્રવૃક્ષોની માતા છે, તે નાનાં ભૂલકાંઓની પણ સાચી માતા છે. કારણ કે તે ગોટલી ઘસીને વાવડીંગ સાથે નાનાં બચ્ચાંઓને પાવાથી તેમના પેટના કરમ (કીડા) બહાર નીકળી બચ્ચાં નિરોગ થાય છે. બચ્ચાંના ઝાડાઓ ઉપર પણ આ ગોટલી તથા બીલું અતિવિષની કળી સાથે મેળવી ચટાડવાથી સારો લાભ થાય છે. આ ગોટલીમાંથી ગૉલિક એસિડ નીકળે છે. ગોટલીનું ચૂર્ણ ૨૦થી ૩૦ ગ્રેનની માત્રામાં આપવાથી મોટા માણસના કૃમિને તથા ફૂટતા હરસને મટાડે છે. ગોટલી દસ્તને કબજ કરનારી છે, છતાં ફૂટતા હરસની પીડા દૂર કરનારી છે.

**પ્રકીર્ણ:** કેરીના ગર્ભમાં ખાંડ, ગૂંદર અને સાઇટ્રીક એસિડ, એ ત્રણ ચીજો રહેલી છે. તેથી તે રક્તને વધારનાર, બળ આપનાર અને શુક્રને પણ વધારનાર છે. આંબાનાં પાન અને તેની છાલ પણ અનેક રીતે વૈદકીય ઉપયોગમાં આવે છે.

તેના પાનની ધુણી ગળાના રોગો માટે તથા પાંદડાની નસોની ભસ્મ આંખની પાંપણનાં દર્દો માટે અકસીર ઇલાજ ગણાય છે. આંબાની છાલ પલાળીને પીવાથી સ્ત્રીઓનાં ભયંકર પ્રદર, મેગરોગ તથા પુરુષોના ધાતુસ્રાવ તથા પ્રમેહનાં દર્દો મટે છે. ટૂંકમાં આમ્રને આપણા દેશનું કલ્પવૃક્ષ કહીએ તોપણ ખોટું નથી.

કેરી ચૂસવાની બાબતમાં જે દોષનો ઉલ્લેખ આગળ કરેલો છે તે ખાસ કરીને ખટાશવાળી કેરીને માટે સમજવાનો છે. મીઠી કેરી ઓછામાં ઓછી દોષ કરનારી છે, બલ્કે તે નિર્દોષ છે એમ કહીએ તોપણ ખોટું નથી.

કેરીનો રસ ચૂસવાથી જલદી પચે છે પરંતુ નીચોવીને કાઢેલો તૈયાર રસ જલદી પચતો નથી. એટલે મંદ પાચનવાળાએ આ વાત ખાસ ધ્યાનમાં ગણવી જોઇએ.

પાકી કેરી એ મૃત્યુલોકનું અમરફળ છે, મધુર મધુરાં ફળોની મહારાણી છે. ગ્રીષ્મની ધગધગતી લાહ્યમાં માનવીહૃદયને શાન્તિ આપનાર દેવદૂતિકા કોઇ હોય તો તે કેરીજ છે. ગ્રીષ્મનાં બરફ મિશ્રિત કુત્રિમ સરબતો અને ક્રીમો તેની આગળ ફીકાં પડી જાય છે. અને તે છતાય તે સૌને કેટલી બધી સુલભ્ય છે!

"કેરી જેવું અમૂલ્ય ફળ કુદરતે જે દેશને મબલખ હાથે ભેટ કર્યું છે તે દેશનાં પણ કેવાં અહોભાગ્ય!

('સ્ત્રીબોધ,' એપ્રિલ, '૪૧) રાજવૈદ્ય ઉત્તમરામ દુર્લભરામ શુકલ

---

## જાણવાજોગ

### ૧. ડૉ. મોતીભાઇ પટેલ નર્સિંગ હોમમાં પાટીદાર ભાઇઓને માટે મફત સારવાર મેળવવાની યોજના

આ યોજના અમદાવાદ પાટીદાર સેવાસમાજ તરફથી શરૂ કરવામાં આવી છે. સેવાસમાજની વિજ્ઞપ્તિને માન આપીને ડૉ. મોતીભાઇ પટેલે પોતાના નર્સિંગ હોમમાં પાટીદાર ભાઇઓને મફત સારવારનો લાભ આપવાની વ્યવસ્થા કરી છે. તેની વિગત અને નિયમો નીચે મુજબ છે:

**૧. વ્યવસ્થા અને દાખલ થવા માટેની લાયકાત:** આ યોજના મુજબ અમદાવાદમાં એલીસ બ્રીજ પાસે આવેલા ડૉ. મોતીભાઇ પટેલ નર્સિંગ હોમમાં પાટીદાર ભાઇઓની મફત સારવાર માટે ચાર પથારીઓ મુકરર કરવામાં આવી છે, તેનો લાભ અમદાવાદ પાટીદાર સેવાસમાજના બંધારણ મુજબ સભ્ય થવાની લાયકાત ધરાવનાર હરકોઇ પાટીદાર ભાઇ મેળવી શકશે.

શહેરી જીવનવાળા, જેમની વાર્ષિક આવક રૂ. ૬૦૦થી અને ગ્રામ્ય જીવનવાળા, જેમની વાર્ષિક આવક રૂ. ૩૦૦થી વધુ ન હોય, તેવા સઘળા પાટીદાર ભાઇઓ આ યોજનાનો લાભ લેવા માટે પાત્ર ગણાશે.

**૨. દાખલ થવાનો વિધિ અને ક્રમ:** મફત સારવારનો લાભ લેવા ઇચ્છનાર ભાઇએ પ્રથમ અમદાવાદ **પાટીદાર સેવાસમાજના** મંત્રીને અરજી મોકલવી જોઇએ. તે ઉપરથી તે ભાઇને છાપેલું ફોર્મ પહોંચાડવામાં આવશે. અને તે ફોર્મમાં માગેલી માહિતી ભરી મોકલ્યેથી દાખલ કરાવવાની વ્યવસ્થા કરી આપવામાં આવશે. હરકોઇ દરદીને દાખલ કરાવવો કે નહિં તેનો નિર્ણય સેવાસમાજના વ્ય. મંડળે નીમેલી ખાસ કમિટી કરશે. દરદીને તપાસ્યા બાદ દરદની દૃષ્ટિએ તે નર્સિંગ હોમમાં દાખલ કરવા યોગ્ય છે કે નહિ તે પૂરતો ડૉ. મોતીભાઇ પટેલનો અભિપ્રાય અને નિર્ણય છેવટનો ગણાશે.

આ યોજના મુજબ ચાર પથારીઓ મુકરર કરવામાં આવી છે. એટલે એકીસાથે ચાર કરતાં વધુ દરદીઓ લાભ લેઇ શકશે નહિ. જગ્યા ખાલી હશે તે મુજબ ક્રમવાર દાખલ થઇ શકાશે.

**૩. ક્યા લાભ મફત મળશે:** ડૉ. મોતીભાઇ પટેલ શસ્ત્રક્રિયા અને નાક, કાન, તથા ગળાનાં દરદોના નિષ્ણાત હોઇ આ યોજના મુજબ તેવા જ પ્રકારનાં દરદોવાળા દરદીઓને દાખલ કરવામાં આવશે. રોગની ચિકિત્સા; ઓપરેશનનું કામ તથા નર્સિંગ હોમમાં રહેવાની સગવડ એ તમામ મફત મળશે, પરંતુ સારવાર માટેની અન્ય જરૂરીઆતો, જેવી કે ખાસ લૅબોરેટરી તપાસકામ અને ફોટા વગેરેનું જે કાંઇ ખર્ચ થાય તે તથા ખાધાખોરાકીનો સઘળો ખર્ચ દરદીએ પોતે વેઠી લેવો જોઇએ.

**૪. નર્સિંગ હોમમાં રહેવાની મુદત:** દરદીને નર્સિંગ હોમમાં રહેવાની મુદત સામાન્ય રીતે વધુમાં વધુ ૧૦ દિવસ સુધીની રહેશે, જે પૂરી થયે રજા આપવામાં આવશે. છતાં અમુક પ્રકારનાં ખાસ દરદો જેમાં વધુ રહેવાની જરૂર જણાય, તે માટે ડૉ. પટેલની પરવાનગીથી વધુ મુદત રહી શકાશે. આવા ખાસ કેસોમાં ડૉ. પટેલનો અભિપ્રાય અને નિર્ણય છેવટનો ગણાશે.

દરદીની સાથે એક અથવા બે સગાંવહાલાંને સારવાર માટે રહેવા દેવાની છૂટ આપવામાં આવશે.

ટપાલનું સરનામું { **શ્રી. પાટીદાર સેવાસમાજ**
C/o. વિનાયક શિવાભાઇ પટેલ
ખાડીઆ પોસ્ટ સામે, અમદાવાદ.

## ૭. હરિજન જ્ઞાનમંદિર–વરણામા

વરણામા(તા. વડોદરા)માં હરિજન ભાઈઓનાં લગભગ એકસો ઘર હોઈ એમને વિધર્મીઓની જાળમાંથી બચાવવા તથા એમનામાં હિંદુત્વની ધાર્મિક લાગણી કાયમ કરવા માટે મંદિર બાંધવા અને તેમાં વાચનાલયની પણ સગવડ કરી હરિજનોમાં જ્ઞાનપ્રચાર કરવા અને એ રીતે એમને માટે એક વિશ્રાન્તિસ્થાન પણ થાય એ હેતુથી જ્ઞાનમંદિર બાંધવાનો વિચાર ઘણા સમયથી થયા કરતો હતો, જે વડોદરા પ્રાંતિક તથા ગુજરાત હરિજન સેવક સંઘના પ્રોત્સાહનથી અમલમાં મુકાયો છે. અને શ્રી. વરણામા સેવા-સમાજ તરફથી 'વસંત પંચમી'ને શુભ દિને આરંભ થઈ શ્રીમાન તુલસીભાઈ ઓંકારભાઈ અમીનને શુભ હસ્તે તેની ખાતક્રિયા થઈ છે.

સદર જ્ઞાનમંદિરના બાંધકામમાં ખર્ચ રૂા. બે હજાર થાય તેમ છે, જેમાં હાલ મદદ રૂા. એક હજાર જેટલી મળેલી છે. હરિજન ભાઈઓનો સાથ, જાતમહેનત, ઉત્સાહ અને એક મહત્ત્વની જરૂરિયાત જોઈ ઈશ્વર પર શ્રદ્ધા રાખી આ શુભ કાર્ય આરંભેલું છે અને બાંધકામ શરૂ કરી દીધેલું છે. આશા છે કે દાનવીરો હરિજન ઉદ્ધારના આ અતિ મહત્ત્વના કાર્યમાં પૂરતી મદદ કરશે.

રૂા. ૧૦૦ એકસો અને રૂા. ૫૦ પચાસ તથા તે ઉપરાંત આપનાર દાતાઓ શ્રી સેવાસમાજના 'મુરબ્બી' અને 'સહાયક' સભ્યો ગણાશે. એઓશ્રીનાં મુબારક નામો આ જ્ઞાનમંદિરમાં આરસની તકતીમાં સદાને માટે કોતરાઈ રહેશે. રૂા. ૨૫ અને તે ઉપરાંત મદદ આપનારનાં મુબારક નામ જ્ઞાનમંદિરમાં કાયમ માટે બોર્ડ ઉપર ચિતરાએલાં રહેશે.

### મળેલી મદદ: રૂા. ૧૦૫૫

| | | |
|---|---|---|
| ૧૫૦ | શેઠશ્રી જુગલકિશોર બીરલા | કલકત્તા |
| ૧૨૫ | ,, નારણભાઈ કેશવલાલ પરીખ | પેટલાદ |
| ૧૦૧ | શ્રી. તુલસીભાઈ ઓંકારભાઈ અમીન | વડોદરા |
| ૧૦૧ | ,, ચતુરભાઈ કાશીભાઈ પટેલ | નાર |
| ૧૦૧ | ,, મગનભાઈ શંકરભાઈ પટેલ | વડોદરા |
| ૧૦૦ | ,, વડોદરા પ્રાંત હરિજન સેવક સંઘ | ,, |
| ૧૦૦ | ,, હરિજન ભાઈઓ તરફથી | વરણામા |
| ૫૧ | ,, વાઘજીભાઈ લલ્લુભાઈ માસ્તર | કરમસદ |
| ૫૧ | શેઠશ્રી મોતીલાલ કહાનદાસ પરીખ | પેટલાદ |
| ૨૫ | શ્રી. ગોરધનભાઈ લાલાજીભાઈ કોન્ટ્રાક્ટર | વડોદરા |

| | | | |
|---|---|---|---|
| ૨૫ | ,, | ભાઇલાલભાઇ જોરાભાઇ અમીન | વરણામા |
| ૨૫ | ,, | શંકરભાઇ જેઠાભાઈ ગાંધી | ,, |
| ૨૫ | સ્વ. | લલ્લુભાઇ પરસોતમ ,, <br> હા. ગોરધનભાઇ તથા માણેકલાલ | ,, |
| ૧૫ | શ્રી. | પરમાર બ્લૉક વર્ક્સ | વડોદરા |
| ૧૧ | ,, | ચિમનભાઇ હ. અમીન | વરણામા |
| ૧૧ | ,, | મંગળભાઇ નરસિંહભાઇ | ,, |
| ૧૧ | ,, | રણછોડભાઇ માધવભાઇ | ,, |
| ૧૧ | ,, | હરિવલ્લભદાસ ચુ. શાહ | પેટલાદ |
| ૧૧ | ,, | અંબાલાલ પ્રાગભાઇ | વરણામા |
| ૫ | ,, | આશાભાઇ પ્રભુદાસ | ,, |



## ગ્રંથપરિચય

**૨૬. ગામગોષ્ઠી,** શ્રીમતી ચકુબેન સ્મારકમાળા પુ ૧: કરનાર—વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી અને રાવજીભાઇ નાથાભાઇ પટેલ; પૃષ્ઠ ૮+૧૦૮, કિંમત ૭ આના. પુસ્તકમાં બે ખંડ છે: (૧) ગામડામાં સ્વયંસેવક અને (૨) ત્રણ કાયદાઓ. પહેલા ખંડમાં ભાઇ વિઠ્ઠલદાસે ગામડાના લોક સાથે વાતચીત રૂપે કલ્પિત સંવાદો લખ્યા છે અને તે સંવાદો ગ્રામોદ્ધાર અને ગ્રામસંરક્ષણ વિષે છે. બીજો ખંડ ભાઇ રાવજીભાઇએ તૈયાર કર્યો છે અને તેમાં ખેડૂત માટે ગણોતનો કાયદો, ખેડૂત ઋણરાહતનો કાયદો અને ગ્રામપંચાયતનો કાયદો, એ ત્રણ કાયદા વિષે સંવાદો રૂપે સમજૂત આપી છે. એ બંને ભાઈઓ પીઢ ગ્રામસેવકો છે અને ગામડામાં જ દટાઇ જઇ ગ્રામજનોની સેવા કરે છે. એટલે ગ્રામજનોને નડતી ગૂંચોનો યથાયોગ્ય ઉકેલ બતાવ્યો છે. આમાંના કેટલાક સંવાદો તો ગૂજરાત વિદ્યાપીઠ તરફથી પ્રકટ થતા 'શિક્ષણ અને સાહિત્ય' માસિકમાં પ્રકટ થયા છે. ગ્રામજનોને તો શું, પણ ગ્રામસેવામાં રસ લેનાર સૌ કોઇને રસ પડે એવી રીતે આખા પુસ્તકના સંવાદો લખાયા છે. તે બધાએ વાંચવા ઘટે અને ગ્રામસેવકોએ તો આ પુસ્તક પોતાની પાસે ખાસ વાંચવું ઘટે, વિચારવું ઘટે અને ગામડાંમાં તેનો પ્રચાર કરવો ઘટે.

**૨૭. વિદ્યાપીઠ વાચનમાળા—છઠ્ઠી ચોપડી,** ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિ પુ. ૧૬ [ગૂજરાતી શાળાના છઠ્ઠા યા અંગ્રેજી શાળાના ૨જા ધોરણ માટે]:

પૃષ્ઠ ૮+૧૮૪, કિંમત ૭ આના. સરકારે વાચનમાળાનું પ્રકાશન બંધ કરેલ હોવાથી કુમારમંદિરોનાં ઉપલાં ત્રણ ધોરણોના વિદ્યાર્થીઓ માટે અને હાઇસ્કૂલનાં પ્રથમ ત્રણ ધોરણોના વિદ્યાર્થીઓ માટે યોગ્ય પાઠ્યપુસ્તકની જરૂર હતી; તે કારણે વિદ્યાપીઠની પુસ્તકપ્રકાશન સમિતિએ આ છઠ્ઠી ચોપડી બહાર પાડી છે. જૂની વાચનમાળાનું સ્થાન લેવા અનેક વાચનમાળાઓ અને ગદ્યપદ્યના નવા સંગ્રહો બહાર પડ્યા છે, તે સર્વમાં આ વાચનમાળા બેશક વધુ આદરને પાત્ર થશે.

ગદ્યના પાઠોની પસંદગી સારી રીતે કરવામાં આવી છે. ઘણાખરા પાઠો બાળકો રસપૂર્વક વાંચશે, અને સાથે સાથે તેમની સુવૃત્તિઓ કેળવાઇ મોટપણે તેઓ સારાં કાર્યો કરતાં થાય, એવી પરોક્ષ કેળવણી પણ તેમને મળશે એ નિઃસંશય છે. 'જનકનંદિની સીતા'નો પાઠ 'અશ્વમેધનો યજ્ઞ' એ પાઠની પહેલાં મૂકી બંનેનો સંબંધ જોડ્યો હોત તો ઉચિત ગણાત.

પાઠ ૫ ડોશીમાનો આંબો, પાઠ ૧૨ ભામાશાહની સ્વામીભક્તિ, પાઠ ૧૪ સાચી હજ, પાઠ ૨૨ ઇબ્રાહિમકાકા, પાઠ ૨૭ શાન્તિદાસ, પાઠ ૪૨ હજરત મહંમદ પેગંબર, પાઠ ૪૫ આદર્શ ગામ, પાઠ ૪૯ જનકનંદિની સીતા અને પાઠ ૫૭ કોણ જીત્યું? એ ઉત્તમ ગદ્યપાઠો સંપાદનની યશકલગીરૂપ છે.

કાવ્યોની બાબતમાં પણ પ્રાચીન અને અર્વાચીન કવિઓની કૃતિઓની યોગ્ય પસંદગી કરવામાં આવી છે. કાવ્યો નાગરી લિપિમાં છાપ્યાં છે એ વખાણવાયોગ્ય છે. ડૉ. રવીન્દ્રનાથ ટાગોરના બંગાળી ભાષાના રાષ્ટ્રગીતનો તથા ડૉ. સર મહમદ ઇકબાલના ઉર્દૂ ભાષાના રાષ્ટ્રગીતનો ગદ્ય અનુવાદ ગૂજરાતીમાં પણ આપ્યો છે, તે ઉચિત છે.

દરેકને પાઠ અંતે સ્વાધ્યાય આપવામાં આવેલ છે. તેમાં શિક્ષક તેમજ વિદ્યાર્થી બંનેને સ્વાશ્રયી ને બહુશ્રુત થવાની જરૂર પડે એવા પ્રશ્નોની ગોઠવાઇ કરેલી છે એ પ્રશસ્ય છે. પાઠમાં આવતા નવા શબ્દોનું પ્રમાણ કંઇક વધુ છે, પણ છેવટે આપેલા શબ્દકોશથી વિદ્યાર્થીઓને માર્ગદર્શન મળી રહેશે.

પાઠ્યપુસ્તકમાં શુદ્ધ જોડણીજ હોવી જોઇએ, તેને માટે ખાસ કાળજી રાખેલી જણાય છે; પણ અક્ષરનાં બીબાં ઘણાં નાનાં કહેવાય. બાળકોની આંખો બગડવાનો સંભવ ખરો.

પાન ૧૫ ઉપરના પાઠની લીટી ૨, 'હું તેમના જવાબ આપવા પ્રયત્ન કરું છું.' એને બદલે 'હું તેના જવાબ આપવા પ્રયત્ન કરું છું.' એ પ્રયોગ વધુ ઠીક નથી લાગતો? પાન ૮૭ લીટી ૩-૪, 'બ્રહ્મસમાજી' ને 'બ્રહ્મસમાજ'

એને બદલે અનુક્રમે 'બ્રાહ્મસમાજી' ને 'બ્રાહ્મસમાજ' હોવું ન જોઇએ? અને બ્રહ્મસમાજ 'સ્થાપી', તેને બદલે 'સ્થાપ્યો', એમ ના જોઇએ? પાન ૯૪ લીટી ૧, આપ મર્યા વિના સ્વર્ગે ન જવાય, એ કહેવત અવતરણચિહ્નમાં ન મૂકવી જોઇએ?

એકંદર રીતે આ ચોપડી બાળકોની માનસિક શક્તિઓનો વિકાસ થાય એવી, વિવિધ વિષયોથી ભરેલી, પલટાએલા જમાનાને અનુરૂપ, તથા રાષ્ટ્ર-દૃષ્ટિને, નૂતન શિક્ષણદૃષ્ટિને અને બાર ચૌદ વર્ષની ઉમરના વિદ્યાર્થીઓની શક્તિને દૃષ્ટિ સમીપ રાખીને રસિક શૈલીમાં લખાએલી છે. વિદ્યાપીઠ પ્રકાશન સમિતિનો આ પ્રયાસ વિદ્યાર્થીઓને અવશ્ય લાભદાયી નીવડશે.

દરેક પાઠને અંતે સ્વાધ્યાય આપેલા છે અને તેમાં સૂચવેલાં પુસ્તકોના વાચનથી વિદ્યાર્થીઓ સાહિત્યપ્રેમી બનશે. શિક્ષક

**૨૮. ગ્રામપંચાયતના કાયદાને લગતા નિયમો** (મૂળ અંગ્રેજીનો ગૂજરાતી તરજૂમો): પૃષ્ઠ ૨+૨૨, કિંમત બે આના. આ માસિકના પોષ માસના અંકમાં પૃષ્ઠ ૧૩૪ ઉપર 'ગ્રામપંચાયત'નો કાયદો,' એ પુસ્તકનો પરિચય આપ્યો છે. એ પુસ્તક લોકોને ઉપયોગી થઇ પડ્યું છે, "પણ ગ્રામપંચાયતો ચલાવનારાં ભાઇબેનોને એ કાયદા ઉપરાન્ત તેને લગતા નિયમો અને પેટા-કાયદાની વારંવાર જરૂર પડતી હોવાથી તેની માગણી" તેના પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર પાસે સારા પ્રમાણમાં થઇ. "તે ઉપરથી નવા કાયદા અનુસાર અત્યાર સુધીમાં જે નિયમો સરકારી ગેઝેટમાં પ્રસિદ્ધ થયા છે" તે આ પુસ્તકમાં આપ્યા છે. ખરેજ એ મંદિર આવાં પ્રકાશનોથી ગ્રામજનોની સુંદર સેવા બજાવી રહ્યું છે. દરેક ગ્રામપંચાયતે આ પુસ્તક ખરીદી લેઇ પોતાને દફતરે રાખવું જોઇએ, એથી પોતાની પંચાયતનું કામ બહુ સરળતાથી ચલાવી શકાશે.

ઉપરનાં ત્રણે પુસ્તકોના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

**૨૯. પદ્યકથાઓ:** સંગ્રાહક—શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, તંત્રી, 'બાલજીવન,' વડોદરા; પૃષ્ઠ ૪૭, સચિત્ર, કિંમત રૂા. ૦–૪–૦; બાલજીવન ક્રમિક વાર્તાગાળાની આ ભેટની ચોપડી છે. એમાં ૮ લેખકોની ૧૧ પદ્યકથાઓ છે. કેટલીક કથાઓ જૂની જાણીતી વાર્તાઓ ઉપરથી લખેલી છે. બાળકો એમાંની કેટલીક તો સહેલાઇથી વાંચી શકશે. કોઇ કોઇમાં કંઇક કઠિનતા લાગે ખરી. કંઇક જોડણીદોષ પણ જણાય છે. મોટા અક્ષરોમાં છાપેલી છે, એકંદરે નવરાશને વખતે બાળકોએ એ વાંચવા જેવી છે.

૩૦. કિશોરવાર્તાવલિ: સંપાદક—શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, તંત્રી, 'બાલજીવન,' વડોદરા; પૃષ્ઠ ૮૩, સચિત્ર, કિંમત ૭ આના. 'બાલજીવન કિશોરસાહિત્યમાળા'નું આ પ્રથમ પુસ્તક છે. અગાઉ 'બાલજીવન'માં આવી ગએલી તેમજ થોડી નવી એવી, જુદા જુદા લેખકોની ૧૨ વાર્તાઓ આમાં આપવામાં આવી છે. કેટલીક વાર્તાઓ વાંચવામાં બાળકોને ગમ્મત સાથે જ્ઞાન મળશે. કવિની કરામતમાં લોભનું પ્રદર્શન નથી લાગતું? એટલી વસ્તુઓ માગી હોત તો એમ ને એમ ન મળત? એકંદરે મોટા અક્ષરોમાં છાપેલી આ ચોપડી બાળકોને રુચિકર નીવડશે.

ઉપરની બંને ચોપડીઓના પ્રકાશક—'બાલજીવન' કાર્યાલય, વડોદરા.

'ઉપેન્દ્ર'

---

## પ્રસંગકથા

### પાટીદાર ભગિનીસમાજ પરિષદનાં પ્રમુખ બેન ગંગાબેન

ધર્મજનાં રહીશ અને હાલ મુંબઇમાં રહેતાં બેન ગંગાબેન ગોરધનભાઇ પટેલ આખા ચરોતરમાં અને મુંબઇના સ્ત્રીમંડળમાં ભાગ્યે જ કોઇથી અજાણ્યાં હશે. સં. ૧૯૮૮ના પોષ માસમાં આણંદ મુકામે પાટીદાર ભગિનીસમાજની પરિષદ ભરાઇ ત્યારે તેનાં એ બેન પ્રમુખ હતાં. પ્રમુખસ્થાનેથી એમણે જ્વલંત ભાષણ આપ્યું હતું. તેમાં એક ઠેકાણે એમણે કહ્યું હતું કે: "એવી બાળાઓ કે જેઓ આશાને ઊંબરે ઊભેલી છે, એવીઓનાં જીવનને કચરી નાખનાર માતાપિતા અને પતિ એકલા ગુનેહગાર નથી, પણ આખો સમાજ છે. જો એ ભયંકર કર નાબુદ થાય, તોજ કંકુ અને કન્યા યોગ્ય મહેનતુ યુવકને અપાય અને જ્ઞાતિબંધનના નાશકારક વમળમાંથી જ્ઞાતિજન બચી જાય. આ સર્વ વાતો સ્ત્રીઓના હાથમાં છે, તેઓ ધારે તો કન્યાને વસ્ત્રાલંકાર જોઇતાંજ —જુજ—કરાવી સાસરે વળાવી શકે છે. (અને સમજદાર સાસુ તેને સત્કારે છે.)" "આપણા પૂર્વજોએ જ્ઞાતિવરા કરેલા હશે, મોટી જાનો કાઢી હશે, બળદોને ઘી પાયાં હશે. એ બધીય વાતો આપણે ભૂલવાની રહી." બધાંય જાણે છે કે એ બેન ગંગાબેન બોલવે સુધારક છે. અને વળી હાલમાં તો એ બેન મુંબઇ ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ તરફથી ચાલતી પત્રિકાનાં તંત્રી છે. ત્યારે એ બેનને ઘેર લગ્ન હોય તો તમે કેવા કેવા સુધારાની આશા રાખો?

### બેન ગંગાબેનના ગ્રેજ્યુએટ પુત્રનું લગ્ન

બેન ગંગાબેનના બીજા પુત્ર ભાઇ વિનોદપ્રસાદ ૨૫ વર્ષના છે અને બી.

બેસસી. થએલા છે. એ ભાઈનું લગ્ન ગયા ફાગણ સુ. ૭મને રોજ સારસાના ભાઈ ફુલાભાઈ ઝીણાભાઈનાં પુત્રી બેન ગંગાબેન સાથે થયાં. બેન ગંગાબેનની ઉમર ૧૬ વર્ષની છે અને તેમણે ગુજરાતી છઠ્ઠા ધોરણનો અભ્યાસ કરેલો છે. આ લગ્નમાં રોકડ પરઠણ અને ઉપર દાગીના પરઠણ બહુ મોટી લેવાઈ છે. પરઠણનો આંકડો આપતાં હવે હું ગભરાઉ છું; કારણ કે એવી પ્રસિદ્ધિથી પરઠણ લેનાર બહુ અભિમાન લે છે એવો મને અનુભવ થયો છે. પણ એ વાત નક્કી છે કે બેન ગંગાબેનની શહેરી આખુસ કેરી ગામડાના બજારમાં બહુ ભારે કિંમતે ઊપડી ગઈ છે. જાનમાં માણસો પણ દોઢસોકને આશરે હતા. જાન બે દિવસ રહી હતી. પચીશેક માણસો તો વાજાંવાળા હતા, વાજાંવાળાને રૂ. ૩૫૦ રોકડા અને ઉપરથી ચાંદ આપવામાં આવ્યો. ધર્મજમાં બીજા દીકરાના લગ્નને પ્રસંગે વરઘ કઢાતી નથી, છતાં ગંગાબેનના આ બીજા દીકરાના લગ્નને પ્રસંગે એ વાજાંવાળા સાથે વરઘ કાઢી હતી. અને દારૂખાનાનો ધુમાડો! સારસાના લોક કહે છે કે આવું દારૂખાનું સારસામાં આજ સુધી કોઈએ ઉડાડ્યું નથી, એવા દારૂખાનાના ગોળા બંને દિવસે આકાશમાં ઉડાડ્યા હતા! કુળવાનશાહીનો ભપકો દેખાડવા વરપક્ષે બે હજારથીયે વધારે પૈસાનું પાણી આ પ્રસંગે કર્યું, કન્યાપક્ષને કેટલુંય કરાવ્યું હશે! ખરાં ગંગાબેન! ભાષણમાં એ બેન પૂર્વજોની વાતો ભલે ભૂલત્રાની કહે, પણ આચારમાં તો પૂર્વજો કરતાં સવાયું કરી બતાવે ત્યારે ખરાં ગંગાબેન ને!

## કેમ આમ, ગંગાબેન?

તમે એમને પૂછો કે તમે આણંદમાં પ્રમુખપદે ભાષણમાં તો બોલ્યાં હતાં કે સુધારા કરવાની "આ સર્વ વાતો સ્ત્રીઓના હાથમાં છે." અને તમારે ઘેર પ્રસંગ આવ્યે તમે જ કેમ આમ પાણીમાં બેસી ગયાં? તો એ તો વખતે એમ કહીને છૂટી પડશે કે "હિંદુ સમાજમાં સ્ત્રીનું સ્થાન જ ક્યાં છે? ઘરના કાજ-વ્યવહારમાં એનું ચલણ જ ક્યાં છે?" પણ પોતાના દીકરાની સગાઈમાં શું થાય છે એ માતા ન જાણે એવું કોઈ દિવસ બને ખરૂં? બેન ગંગાબેનનું ઘરમાં ચલણ નથી અને એમની જાણ બહાર આ બધું થયું છે એ વાત કોઈ માનેય ખરૂં? અને એમ પણ ખબર પડી છે કે ભાઈ વિનોદપ્રસાદને આ કન્યા સાથે લગ્ન કરવાની ઇચ્છા પણ નહોતી, એમને એક ભણેલી કન્યા સાથે પરઠણ લીધા વિના છેક સાદાઈથી લગ્ન કરવું હતું, પણ પચીસ વર્ષની ઉમરના એ ગ્રેજ્યુએટ યુવકનું ધાર્યું ધૂળમાં ભળ્યું અને ખાસા પૈસાદાર થવાય એવું આ લગ્ન કરવું પડ્યું. અને છતાંય ગંગાબેન કહે છે કે ઘરમાં

મારું ચલણ નથી! કોણ માને આ વાત? બેન ગંગાબેન, આ પ્રસંગની જવાબદારીમાંથી તમારો હાથ ધીરે રહીને કાઢી લેજો ને પછી સારતાં હતાં તેવાજ તડાકા મારે રાખજો! સમાજમાં સુધારો આગળ ધપવાને બદલે પાછો પડે છે તે આવાજ સુધારકોને પ્રતાપે, એમ કહેવાય છે તે કંઈ ખોટું છે?

## ત્યારે દાદુભાઇનું કેમ ના લખ્યું?

પણ મને અનેક જણ પૂછે છે: "ત્યારે ભાઇ દાદુભાઇ દેસાઇનું કેમ કંઇ ના લખ્યું? ગંગાબેને પોતાના પુત્રની પરઠણ લીધી તેના કરતાં તો પાંચ સાત ગણી પરઠણ એ નડીઆદના દેસાઇએ લીધી છે. તમે કહેશો કે પરઠણ લીધીજ નથી, તો સોજીત્રામાં કુળવાન ગણાતી બે ખડકી બહાર પોતાના દીકરાને એમણે કયે આકર્ષણે પરણાવ્યો? કન્યાની કઇ યોગ્યતાએ એ આકર્ષાયા? લેવાઇ આફ્રિકાની કમાણી અહીં ઠાલવી, ગાયકવાડ સરકારના 'અમીન' થયા, એ આકર્ષણે? અને એ અમીનને તો નાતની પહેલી હારમાં આવવું છે, માટે અમીનાત માટેય પૈસાના ધુમાડા કરે અને પહેલી હારનો કુળવાન વર ખરીદવામાંય પૈસાના ધુમાડા કરે! અને બીજું કંઇ જાણો છો? એથાયે બેવડા ધુમાડા કરવા પડે તો તે કરીનેય એ અમીનને તો દાદુભાઇ દેસાઇના કુટુંબની કન્યા લેવી છે! આવા માણસોને તમે કેમ પ્રસંગકથામાં ઉઘલાવતા નથી?" અને આવા આવા તો ઘણાય પ્રશ્નો પુછાય છે. પણ એ વિષે હમેશની પેઠે મેં મૌન એટલાજ માટે સેવેલું કે એક તો મને તે પ્રસંગે ચોક્કસ હકીકત મળેલી નહિ; ઊડતી વાતો તો ઘણીયે આવેલી, પણ ઊડતી વાતો ઉપરથી કંઇ લખવું નહિ એ તો મેં હમેશાં નિયમ રાખ્યો છે. અને વળી એ હકીકત લખવાથી એ લગ્નના કન્યાપિતા ભાઇ ડાહ્યાભાઇ મનસ્વીનું અભિમાન પોષાય એમ હતું. આમ વિચારીનેજ મેં મૌન સેવેલું. બાકી મોટી પરઠણ લીધાની વાત સાચી હોય તો ડાકોર પાટીદાર પરિષદના પ્રમુખ એ ભાઇ દાદુભાઇ દેસાઇને તો ઘણુંયે કહેવાનું હોય!

## કન્યામાં આન્તરજ્ઞાતીય લગ્ન

ધરોલાના ભાઇ હુળજાભાઇ વસનભાઇ પટેલના પુત્ર ભાઇ રણધીર કાંગડી ગુરુકુલના સ્નાતક છે. એમની ઉમર આશરે ૨૫ વર્ષની છે. હાલ એ ભાઇ નાઇરોબી આર્યસમાજ કન્યાશાળાના શિક્ષક છે. તેજ કન્યાશાળામાં બેન સુશીલાબેન શર્મા નામે એક બ્રહ્મભટ્ટ જ્ઞાતિનાં બેન શિક્ષિકા છે: એ બેન આશરે ૧૯ વર્ષની ઉમરનાં છે અને મેટ્રિક સુધીનો એમનો અભ્યાસ છે. એમને એ ભાઇ રણધીર સાથે સ્નેહ બંધાયો અને એમણે લગ્ન કરવાનો

નિર્ણય કર્યો. એટલા માટે ભાઇ રણધીરે આઠ દશ માસ ઉપર કાગળ લખી આ લગ્ન માટે પિતાની સમ્મતિ માગી હતી અને પિતાએ સમ્મતિ આપી હતી. પણ બેન સુશીલાબેનના પિતા હરગોવિંદદાસ શર્મા, જે નાઇરોબીમાં કેળવણી ખાતામાં કામ કરે છે, તેમની આ લગ્નમાં સમ્મતિ નહોતી, તેથી લગ્ન અટકેલાં. અને પછી તો ભાઇ રણધીર દેશમાં આવવા નીકળ્યા અને મોમ્બાસા સુધી આવ્યા પણ ખરા. મોમ્બાસામાં એમને બેન સુશીલાબેનનો ખાસ સંદેશો મળ્યો ને એ ભાઇ નાઇરોબી પાછા ગયા. અને ત્યાંથી ૩૭ માઇલ દૂર આવેલા થીકા નામે સ્થાને ચાલ્યાં જઇ એ બે જણે ત્યાં લગ્ન કરી નાખ્યું. આમ કન્યાપિતાના વિરોધને લીધે એ બે જણે દૂર ચાલ્યા જઇને લગ્ન કરવું પડયું અને તેથી એ લગ્નવિષય નાઇરોબીમાં ખૂબ ચર્ચાનો વિષય થઇ પડ્યો. બીજો કંઇ પ્રશ્ન ન હોય તો આ લગ્ન સ્તુત્ય છે.

## હિંદુ સ્ત્રીનો વારસાહક

સ. ૧૯૩૭નો હિંદુ સ્ત્રીના વારસાહકનો કાયદો અપૂર્ણ લાગ્યાથી તેને સુધારવા માટે હિંદી સરકારે હાલ એક સમિતિ નીમી છે. એ સમિતિના પ્રમુખ કલકત્તા હાઇકોર્ટના એક જજ શ્રી. બી. એન. રાવ છે અને સભ્યો (૧) એજ હાઇ કોર્ટના ભૂતપૂર્વ જજ ડૉ. દ્વારકાનાથ મિત્ર, (૨) પૂના લૉ કૉલેજના પ્રીન્સીપાલ શ્રી. જે. આર. ઘારપુરે અને (૩) વડોદરા વરિષ્ટ કોર્ટના વકીલ રાજરત્ન વાસુદેવ વિનાયક જોષી છે. એ સમિતિએ ચર્ચા માટે ૧૬ પ્રશ્નો કાઢયા છે. એ બધાની ચર્ચા આ નાના પત્રમાં સ્થળસંકોચને કારણે થઇ શકે એમ નથી. પણ ટૂંકામાં એટલું કહી શકાય કે કુંવારી કન્યાનો હક તેના પિતાની મિલકતમાં પોષણ, કેળવણી અને લગ્ન પાછળ થનાર ખર્ચ જેટલો હોવો જોઇએ. તે કુંવારી રહે તો મિલકતમાં તેના ભાઇઓ જેટલો તેનો વારસાહક હોવો જોઇએ. પરણેલી દીકરીને સ્થાવર મિલકતમાં ભાગ આપવાથી તેની સાતમી પેઢીની દીકરી સુધીમાં તો સાત ગામમાં જમીનની મિલકત થાય અને તેનો વહીવટ અશકય જેવો થઇ જાય, માટે સ્થાવર મિલકતમાં તેને ભાગ ન મળે એ જ ઇષ્ટ છે. વળી આ નિર્ધન દેશમાં, જ્યાં લગભગ ૯૦ ટકા લોક દેવામાં સડે છે ત્યાં, દીકરીને દેવામાં પણ ભાગ આપવો એ ભયંકર છે, માટે તેને દેવાગાંથી મુક્ત વારસો મળવો જોઇએ. ભગિની શબ્દનો મૂળ અર્થ એ જ છે: ભાઇઓ ભાગ લે, પણ બેનને પિતાની મિલકતમાંથી સવડ પ્રમાણે—એના ભગ (ભાગ્ય) જેટલું—મળે, અને ભગ મળે માટે એ ભગિની.

**સધવા અને વિધવા સ્રીના વારસા હક્ક**

દીકરી પરણે એટલે પિયેરથી પગ ઊઠાવીને સાસરે મૂકે અને સાથે જ પિતાના વારસામાંથી તેનો અધિકાર ઊઠી પતિના વારસા ઉપર સ્થપાય. ત્યાં તેની આર્થિક સ્થિતિ નબળી હોય તો પિતાના ધનમાંથી તેને કંઇક સહાયતા રૂપે મળે એવી અપેક્ષા રાખી શકાય. પતિની મિલકતમાં એ સહભાગિની બને, અર્થાત્ પતિના સર્વે પ્રકારના ધન ઉપર પતિના જેટલો જ—અર્ધો અર્ધ જ—તેનો અધિકાર થાય. કોઇ પણ કારણે પતિ સાથે તેનો લગ્નવિચ્છેદ થાય તો તે ફરી લગ્ન ન કરે ત્યાં સુધી એ મિલકતમાંથી એને યોગ્ય જીવનનિર્વાહ માટે ખર્ચ મળ્યે જાય. લગ્નવિચ્છેદ ન થયો હોય તો પતિ મરતાં તેની વિધવા તે પતિનું જ સ્થાન લે, જોઇએ તો તે સંયુક્ત કુટુંબ હોય કે જોઇએ તો વિભક્ત કુટુંબમાં હોય. એક પતિને અનેક પત્નીઓ હોય તો તેની મિલકત ઉપર પતિ અને બધી પત્નીઓ સરખાં ભાગીદાર થાય, જેમ કે એક પતિને બે પત્નીઓ હોય તો તેની મિલકતમાં પતિને તેમ જ દરેક પત્નીને ભાગે ત્રીજો ભાગ આવે મિલકત વહેંચવાનો પ્રસંગ આવે તો પતિ, પત્ની અથવા પત્નીઓ અને પુત્રી, એ સૌને સરખે હિસ્સે મિલકત મળે. આમ કર્યાથી હિંદુ સ્રીની આંજની આર્થિક અનાથ અથવા ઓશિયાળી સ્થિતિ નાશ પામશે અને તે આર્થિક સ્વતંત્રતા પામશે.

**વડોદના વાળંદોની વેદના**

ભાઇ શિવરામ શર્મા લખે છે કે આણંદ તાલુકાના "વડોદના ભાઇઓ ઉપર ઝઝુમી રહેલી આફતનો જ્યારે હું વિચાર કરું છું, ત્યારે આભો બની જાઉં છું. થોડા દિવસ ઉપર પાટીદારોએ ભેગા થઇ નવું બંધારણ (વેતરૂં વધારનારૂં અને મહતર ઘટાડનારૂં) ઘડી કાઢયું છે અને તેને તાબે થવાની નાયીઓને ફરજ પાડી છે. નાયીઓએ ના પાડતાં વેંત જ માલમતા લૂંટી લેવાની, ઘરઘાસ સળગાવી મૂકવાની અને મારઝુડ કરવાની ધમકી પાટીદારોએ આપી છે. આથી કઇ પળે શું થશે તેની કલ્પનાય થઇ શકતી નથી. પૂર્વે અનહદ જુલમ પાટીદારોએ નાયીઓ ઉપર ગુજારેલો છે એ વાત ભૂલી જવી નથી જોઇતી. ઘર બાળેલાં, પાક લૂંટેલો, માર મારેલો, નાયી આણેલા અને દંડ લીધેલો. કોઇ પણ હિસાબે નાયીઓને નમાવવા એ પાટીદારોનો મુદ્રાલેખ. બ્રાહ્મણ ભડકે, વાણીઓ થથરે, ગરાસિયો ગભરાય અને ધારાળો ફસાય ત્યાં નાયીનું શું ગજું?" ('નાયી બ્રાહ્મણ હિતેચ્છુ,' ચૈત્ર ૧૯૯૭)

**આ તે પાટીદારને શોભે?**

ઉપર જણાવેલી વાત સાચી હોય તો, અને મને પણ મળેલી કેટલીક

નિર્ણય કર્યો. એટલા માટે ભાઇ રણુધીરે આઠ દશ માસ ઉપર કાગળ લખી આ લગ્ન માટે પિતાની સમ્મતિ માગી હતી અને પિતાએ સમ્મતિ આપી હતી. પણ બેન સુશીલાબેનના પિતા હરગોવિંદદાસ શર્મા, જે નાઇરોબીમાં કેળવણી ખાતામાં કામ કરે છે, તેમની આ લગ્નમાં સમ્મતિ નહોતી, તેથી લગ્ન અટકેલાં. અને પછી તો ભાઇ રણુધીર દેશમાં આવવા નીકળ્યા અને મોમ્બાસા સુધી આવ્યા પણ ખરા. મોમ્બાસામાં એમને બેન સુશીલાબેનનો ખાસ સંદેશો મળ્યો ને એ ભાઇ નાઇરોબી પાછા ગયા. અને ત્યાંથી ૩૭ માઇલ દૂર આવેલા થીકા નામે સ્થાને ચાલ્યાં જઇ એ બે જણે ત્યાં લગ્ન કરી નાખ્યું. આમ કન્યાપિતાના વિરોધને લીધે એ બે જણે દૂર ચાલ્યા જઇને લગ્ન કરવું પડયું અને તેથી એ લગ્નવિષય નાઇરોબીમાં ખૂબ ચર્ચાનો વિષય થઇ પડ્યો. બીજો કંઇ પ્રશ્ન ન હોય તો આ લગ્ન સ્તુત્ય છે.

## હિંદુ સ્ત્રીનો વારસાહક

સ. ૧૯૩૭નો હિંદુ સ્ત્રીના વારસાહકનો કાયદો અપૂર્ણ લાગ્યાથી તેને સુધારવા માટે હિંદી સરકારે હાલ એક સમિતિ નીમી છે. એ સમિતિના પ્રમુખ કલકત્તા હાઇકોર્ટના એક જજ શ્રી. બી. એન. રાવ છે અને સભ્યો (૧) એ જ હાઇકોર્ટના ભૂતપૂર્વ જજ ડૉ. દ્વારકાનાથ મિત્ર, (૨) પૂના લૉ કોલેજના પ્રીન્સીપાલ શ્રી. જે. આર. ઘારપુરે અને (૩) વડોદરા વરિષ્ટ કોર્ટના વકીલ રાજરત્ન વાસુદેવ વિનાયક જોષી છે. એ સમિતિએ ચર્ચા માટે ૧૬ પ્રશ્નો કાઢ્યા છે. એ બધાની ચર્ચા આ નાના પત્રમાં સ્થળસંકોચને કારણે થઇ શકે એમ નથી. પણ ટૂંકામાં એટલું કહી શકાય કે કુંવારી કન્યાનો હક તેના પિતાની મિલકતમાં પોષણ, કેળવણી અને લગ્ન પાછળ થનાર ખર્ચ જેટલો હોવો જોઇએ. તે કુંવારી રહે તો મિલકતમાં તેના ભાઇઓ જેટલો તેનો વારસાહક હોવો જોઇએ. પરણેલી દીકરીને સ્થાવર મિલકતમાં ભાગ આપવાથી તેની સાતમી પેઢીની દીકરી સુધીમાં તો સાત ગામમાં જમીનની મિલકત થાય અને તેનો વહીવટ અશક્ય જેવો થઇ જાય, માટે સ્થાવર મિલકતમાં તેને ભાગ ન મળે એ જ ઇષ્ટ છે. વળી આ નિર્ધન દેશમાં, જ્યાં લગભગ ૯૦ ટકા લોક દેવામાં સડે છે ત્યાં, દીકરીને દેવામાં પણ ભાગ આપવો એ ભયંકર છે, માટે તેને દેવામાંથી મુક્ત વારસો મળવો જોઇએ. ભગિની શબ્દનો મૂળ અર્થ એ જ છે: ભાઇઓ ભાગ લે, પણ બેનને પિતાની મિલકતમાંથી સવડ પ્રમાણે – એના ભગ (ભાગ્ય) જેટલું – મળે, અને ભગ મળે માટે એ ભગિની.

### મેટ્રિકની પરીક્ષાનું નવું કેન્દ્ર આણંદ

આ વર્ષે મુંબઇ યુનિવર્સિટીની મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં ૨૬૮૮૪ વિદ્યાર્થીઓ બેઠા હતા. વિદ્યાર્થીઓ દર વર્ષે વધ્યા કરે છે અને તેથી પરીક્ષા લેવાનાં કેન્દ્રો પણ વધારતા જવાં પડે છે. આ વર્ષે આણંદને નવું કેન્દ્ર ઠરાવવામાં આવ્યું છે, તેમાં ૪૮૨ વિદ્યાર્થીઓ બેઠા હતા. ચરોતર એજ્યુકેશન સોસાયટીની દાદાભાઇ નવરોજજી હાઇ સ્કૂલના અને શારદા હાઇ સ્કૂલના મકાનમાં તેમને પરીક્ષા માટે બેસાડવામાં આવ્યા હતા. તેમાંના કેટલાકને માટે રહેવા જમવાની વ્યવસ્થા સોસાયટીના છાત્રાલયમાં કરવામાં આવી હતી. વળી આણંદ ગામના પાટીદારોએ કંઇ પણ પૈસા લીધા વિના, નાતજાતના ભેદ વિના ગમે તે વિદ્યાર્થીને રહેવા જમવાની વ્યવસ્થા કરી હતી, પણ તે બાબતની જાહેરાત મોડી પ્રસિદ્ધ થવાને કારણે તે યોજનાનો લાભ પચાસેક જ વિદ્યાર્થીઓએ લીધો હતો. વળી આણંદના ધનવાન ખેડાવાળ ગૃહસ્થ ભાઇ ઘનશ્યામપ્રસાદ દવેએ પણ ખેડાવાળ જ્ઞાતિના વિદ્યાર્થીઓ માટે એવી વ્યવસ્થા રાખી હતી, તેનો લાભ ૧૯ વિદ્યાર્થીઓએ લીધો હતો. વિદ્યાર્થીઓને આ રીતે આપેલી સગવડ માટે એ ભાઇઓને ધન્યવાદ ઘટે છે.

### પરીક્ષાઓની મોસમ

આ એપ્રિલ માસના ધખધખતા તાપમાં સતત ૭ કલાક સુધી પરીક્ષામાં બેસાડી વિદ્યાર્થીઓને તપાવવા એ ખરેખર ભયંકર છે. અહીં આણંદમાં તો મ્યુનિસિપાલીટીના પ્રમુખ ભાઇ ઘનશ્યામપ્રસાદે વિદ્યાર્થીઓની પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી પરીક્ષાના સ્થાનની ચારે બાજુએ પાણી છંટાવી ઠંડક કરાવી હતી, પણ ધખધખતા આ ઘોમ તાપમાં એ ઠંડક તે શા હિસાબમાં! અને બધે સ્થળે પાણી છંટાવવાની એવી કંઇ વ્યવસ્થા થઇ શકે નહિ. ત્યારે યુનિવર્સિટીએ વિદ્યાર્થીઓ તરફ કંઇક અનુકંપા રાખવી ઘટે. આવતે વર્ષેથી માર્ચના છેલ્લા અઠવાડિયામાં મેટ્રિકની પરીક્ષા લેવાનું ઠરાવ્યું છે, પણ તેથીયે તાપનો કેટલોક ફેરફાર થઇ જવાનો? મોસમ જ ફેરવવી ઘટે અને ઑક્ટોબર–નવેમ્બરમાં યુનિવર્સિટીની બધી પરીક્ષાઓ રાખવી ઘટે. હું વિદ્યાર્થી હતો, ત્યારે તેજ મોસમમાં બધી પરીક્ષાઓ લેવાતી. પણ પછી કોણ જાણે કયે કારણે કે કયે હેતુએ શિયાળાની મોસમ ફેરવીને આ ઉનાળાની મોસમમાં પરીક્ષાઓ લેવાનું ઠરાવ્યું છે! હવે શિયાળાની મોસમમાં પરીક્ષા લેવાનું ઠરાવાય તો હજારો વિદ્યાર્થીઓ ઉપર આશીર્વાદ ઊતરે.

### સ્ત્રીઓને પદવીદાન

આજની કેળવણી વ્યાવહારિક નથી, મોટે ભાગે ગ્રન્થિક (પુસ્તકિયા) છે. તેમાં

| | | |
|---|---|---|
| શ્રી. ઇશ્વરગરજી જેઠીગરજી ગોસાઇ | નાપાડ | ૧૨-૦-૦ |
| " કલ્યાણભાઇ જેઠાભાઇ પટેલ | " | ૧૨-૦-૦ |
| " ગોવર્ધનભાઇ કહાનદાસ અમીન | સિનોર | ૧૨-૦-૦ |
| " ગોવર્ધનભાઇ બાપુજીભાઇ પટેલ | આણંદ | ૧૨-૦-૦ |
| " ચુનીલાલ દુર્લભલાલ સરૈયા | નડિયાદ | ૧૨-૦-૦ |
| " છોટાભાઇ ગોરાભાઇ પટેલ | " | ૧૨-૦-૦ |
| " ઝવેરભાઇ શિવાભાઇ પટેલ | નાપાડ | ૧૨-૦-૦ |
| " દાદાભાઇ પુરુષોત્તમદાસ અમીન | ગોધરા | ૧૨-૦-૦ |
| " નાથાભાઇ લલ્લુભાઇ પટેલ | નાપાડ | ૧૨-૦-૦ |
| " પ્રભુદાસ ભીખાભાઇ રાય | લક્ષ્મણપુરા | ૧૨-૦-૦ |
| " ભોગીલાલ નાથાલાલ ચોકસી | નડિયાદ | ૧૨-૦-૦ |
| " મહીજીભાઇ એન્ડ રેવનદાસ | નાપાડ | ૧૨-૦-૦ |
| " રણછોડલાલ મગનલાલ શાહ | નડિયાદ | ૧૨-૦-૦ |
| " રાવજીભાઇ મણિભાઇ પટેલ | સોજીત્રા | ૧૨-૦-૦ |
| " શિવપ્રસાદ હીરાલાલ ઠાકર | અમદાવાદ | ૧૨-૦-૦ |
| " શિવાભાઇ જેઠાભાઇ પટેલ | ભરૂચ | ૧૨-૦-૦ |
| " શિવાભાઇ હરિભાઇ પટેલ | નાપાડ | ૧૨-૦-૦ |
| " સોમાભાઇ છગનભાઇ પટેલ | સુણાવ | ૧૨-૦-૦ |
| " હીરાભાઇ ચતુરભાઇ પટેલ | નડિયાદ | ૧૨-૦-૦ |
| " હારભાઇ રેવનદાસ પટેલ | ધર્મજ | ૭-૧૪-૦ |
| " હરિગંગાબેન શિવાભાઇ પટેલ | ભરૂચ | ૬-૦-૦ |
| | | ૩૬૫-૧૪-૦ |

માહના અંકમાં પત્રિકા નં. ૪માં સ્વીકારેલા ૮૧૪૦૮-૨-૩

તા. ૩૧:૩:૪૧ સુધીમાં કુલ ૮૧૭૭૪-૦-૩

વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ,
નડીઆદ, તા. ૧૫:૪:'૪૧

દેસાઇભાઇ નાથાભાઇ પટેલ
અંબાલાલ પ્રભુદાસ ચોકસી
મંત્રીઓ

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીલાલ મથુરભાઇ પટેલે
શ્રી. દેસાઇભા[illegible] પટેલ માટે છાપી. તા. ૨૨-૪-'૪૧

Reg. No. B. 1785

૧૯૯૭ જેઠ

# પાટીદાર

વર્ષ ૧૮ અંક ૮

મારા અનુભવે મને તો એજ જણાયું છે કે કોઇ પણ હિલચાલ પૈસાને અભાવે નથી પડી ભાંગતી, નથી અટકતી કે નથી નિસ્તેજ થતી. આનો અર્થ એવો નથી કે દુન્યવી કોઇ પણ હિલચાલ પૈસા વિના ચાલી શકે. પણ એનો અર્થ અવશ્ય એ છે કે જ્યાં સાચા સંચાલકો હોય છે ત્યાં પૈસો એની મેળેજ આવે છે. એથી ઊલટો અનુભવ મને એવો પણ થયો છે કે જે હિલચાલને પૈસાની છોળ થઇ પડે છે તે હિલચાલની તેજ સમયથી અવનતિ શરૂ થાય છે. અને તેથી મારા અનુભવમાં તો એક એ સિદ્ધાન્ત પણ આવેલો છે, કે કોઇ પણ સાર્વજનિક સંસ્થાએ મૂડી એકઠી કરીને વ્યાજથી પોતાનો વહીવટ ચલાવવો એ પાપ છે એમ કહેતાં તો મારી હિંમત નથી ચાલતી, તેથી અયોગ્ય છે એટલું જ કહું છું.

('દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ,' પૃ. ૧૭૬) —ગાંધીજી

તન્ત્રીઃ નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા. પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને છપાવનાર નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૫:'૪૧.

# સમાવેશ



---

૧. યુરોપિયન વિગ્રહને પરિણામે કાગળ એટલા બધા મોંઘાં થઇ ગયા છે કે આ કદનું 'પાટીદાર' રૂા. ૨ને લવાજમે આપવું પરવડે નહિ એવી સ્થિતિ થઇ છે. પણ લવાજમ વધારવું અનેક ગ્રાહકોને પરવડે નહિ, અને તેનું કદ ઘટાડવું એ ય સારૂં લાગતું નથી. એટલે વચલો રસ્તો એવો કાઢ્યો છે કે કંઇક સસ્તા રફ કાગળ વાપરવા. હાલ તો એ જ રસ્તો કાઢ્યો છે, આગળ ઉપર જોયું જશે.

૨. એ જ કારણે પરદેશના જે ગ્રાહકોએ હજી લવાજમ મોકલ્યું નથી તેમને સૂચના કરવી પડે છે કે તેઓ પોતાનું લવાજમ તુરતજ મોકલી દે. પરદેશમાં વી. પી. નથી થઇ શકતું તેનો ખોટો લાભ પરદેશમાં કમાતા એ ભાઇઓ ન લે એવી આશા છે. પોસ્ટલ ઑર્ડર કોઇ ક્રૉસ કરે નહિ.

૩. નનામા, ઉપનામના, અપૂર્ણ, પેન્સીલથી કે કાગળની બે બાજુએ લખેલા લેખ સ્વીકારવામાં આવતા નથી.

૪. આ પત્રમાં પ્રકટ થતા લેખોના કે ચર્ચાપત્રોના વિચારો સાથે તંત્રી સહમત થાય છેજ, એમ માનવું નહિ.

૫. દર અંગ્રેજી માસની તા. ૧૦ પછી આવેલા લેખ તે પછીના અંકમાં ઘણું કરીને નહિ લેવાશે.

૬. બેનોને વિનાલવાજમ 'પાટીદાર' આપવાના ફંડમાં, બેનો 'પાટીદાર' વાંચે એ હિતજનક છે એમ માનનાર ભાઇબેનો, ઉદાર ભાવે પૈસા મોકલે.



# ગૂજરાત વિનય મંદિર

અમદાવાદ

ગૂજરાત વિનય મંદિરનું નવું સત્ર તા. ૧૬મી જૂન, ૧૯૪૧ને સોમવારે શરૂ થશે. વિદ્યાપીઠના 'વિનીત' (મેટ્રિક) ધોરણ સુધીનો અભ્યાસ આ વિનય મંદિરમાં કરી શકાય છે. પ્રાથમિક શાળાનાં ચાર ધોરણ જેટલો અભ્યાસ જેણે પૂરો કર્યો હોય, તે એમાં દાખલ થઈ શકે છે. 'વિનીત' થવા માટે વિનય મંદિરમાં સાત વર્ષનો અભ્યાસ કરવાનો હોય છે. છેવટે 'વિનીત'ની પરીક્ષા પસાર કરનારને ગૂજરાત વિદ્યાપીઠ તરફથી 'વિનીત'નું પ્રમાણપત્ર આપવામાં આવે છે.

વિનય મંદિરમાં, ગૂજરાત વિદ્યાપીઠનાં ધારાધોરણ મુજબ, સ્વતંત્ર ધોરણે, રાષ્ટ્રીય કેળવણી આપવામાં આવે છે. રાષ્ટ્રને પોષક એવા ઉદ્યોગોને અક્ષરજ્ઞાન જેટલું જ મહત્ત્વ અપાય છે. કાંતણ, પીંજણ, વણાટ, સુતારી, સીવણકામ, માટીકામ, તથા પુસ્તક-બાંધણીના ઉદ્યોગોનું જ્ઞાન હાલમાં અપાય છે.

ચિત્રકળા, સંગીત, તથા વ્યાયામ અને કવાયતને બીજા વિષયો પેઠે ફરજિયાત શીખવાય છે.

વિદ્યાર્થીઓને પ્રત્યક્ષ કામો તથા સેવા કરવાની તાલીમ આપવાનો ખાસ પ્રયત્ન કરવામાં આવે છે. એને માટે છાત્રાલય મંડળ, ગામડાંમાં પર્યટન, ઉત્સવોની ઉજવણી,

# સમાવેશ





૧. યુરોપિયન વિગ્રહને પરિણામે કાગળ એટલા બધા મોંઘા થઈ ગયા છે કે આ કદનું 'પાટીદાર' રૂા. ૨ને લવાજમે આપવું પરવડે નહિ એવી સ્થિતિ થઈ છે. પણ લવાજમ વધારવું અનેક ગ્રાહકોને પરવડે નહિ, અને તેનું કદ ઘટાડવું એય સારું લાગતું નથી. એટલે વચલો રસ્તો એવો કાઢ્યો છે કે કંઈક સસ્તા રફ કાગળ વાપરવા. હાલ તો એજ રસ્તો કાઢ્યો છે, આગળ ઉપર જોયું જશે.

૨. એજ કારણે પરદેશના જે ગ્રાહકોએ હજી લવાજમ મોકલ્યું નથી તેમને સૂચના કરવી પડે છે કે તેઓ પોતાનું લવાજમ તુરતજ મોકલી દે. પરદેશમાં વી. પી. નથી થઈ શકતું તેનો ખોટો લાભ પરદેશમાં કમાતા એ ભાઈઓ ન લે એવી આશા છે. પોસ્ટલ ઑર્ડર કોઈ ક્રૉસ કરે નહિ.

૩. નનામા, ઉપનામના, અપૂર્ણ, પેન્સીલથી કે કાગળની બે બાજુએ લખેલા લેખ સ્વીકારવામાં આવતા નથી.

૪. આ પત્રમાં પ્રકટ થતા લેખોના કે ચર્ચાપત્રોના વિચારો સાથે તંત્રી સહમત થાય છેજ, એમ માનવું નહિ.

૫. દર અંગ્રેજી માસની તા. ૧૦ પછી આવેલા લેખ તે પછીના અંકમાં ઘણું કરીને નહિ લેવાશે.

૬. બેનોને વિનાલવાજમ 'પાટીદાર' આપવાના ફંડમાં, બેનો 'પાટીદાર' વાંચે એ હિતજનક છે એમ માનનાર ભાઈબેનો, ઉદાર ભાવે પૈસા મોકલે.



# ગૂજરાત વિનય મંદિર

અમદાવાદ

ગૂજરાત વિનય મંદિરનું નવું સત્ર તા. ૧૬મી જૂન, ૧૯૪૧ને સોમવારે શરૂ થશે. વિદ્યાપીઠના 'વિનીત' (મૅટ્રિક) ધોરણ સુધીનો અભ્યાસ આ વિનય મંદિરમાં કરી શકાય છે. પ્રાથમિક શાળાનાં ચાર ધોરણ જેટલો અભ્યાસ જેણે પૂરો કર્યો હોય, તે એમાં દાખલ થઈ શકે છે. 'વિનીત' થવા માટે વિનય મંદિરમાં સાત વર્ષનો અભ્યાસ કરવાનો હોય છે. છેવટે 'વિનીત'ની પરીક્ષા પસાર કરનારને ગૂજરાત વિદ્યાપીઠ તરફથી 'વિનીત'નું પ્રમાણપત્ર આપવામાં આવે છે.

વિનય મંદિરમાં, ગૂજરાત વિદ્યાપીઠનાં ધારાધોરણ મુજબ, સ્વતંત્ર ધોરણે, રાષ્ટ્રીય કેળવણી આપવામાં આવે છે. રાષ્ટ્રને પોષક એવા ઉદ્યોગોને અક્ષરજ્ઞાન જેટલું જ મહત્ત્વ અપાય છે. કાંતણ, પીંજણ, વણાટ, સુતારી, સીવણકામ, માટીકામ, તથા પુસ્તક-બાંધણીના ઉદ્યોગોનું જ્ઞાન હાલમાં અપાય છે.

ચિત્રકળા, સંગીત, તથા વ્યાયામ અને કવાયતને બીજા વિષયો પેઠે ફરજિયાત શીખવાય છે.

વિદ્યાર્થીઓને પ્રત્યક્ષ કામો તથા સેવા કરવાની તાલીમ આપવાનો ખાસ પ્રયત્ન કરવામાં આવે છે. એને માટે છાત્રાલય મંડળ, ગામડાંમાં પર્યટન, ઉત્સવોની ઉજવણી.

ચર્ચાપરિષદ, વગેરે પ્રવૃત્તિઓ, શિક્ષકોની દેખરેખ હેઠળ, વિદ્યાર્થીઓ ચલાવે છે.

વિનય મંદિરની સાથે છાત્રાલયની વ્યવસ્થા પણ રાખેલી છે. અમદાવાદ શહેર બહાર, નદીની પેલી બાજુ સ્વચ્છ અને ખુલ્લા ભાગમાં આવેલા ગૂજરાત વિદ્યાપીઠના મકાનમાં તે છે વિદ્યાપીઠના બધા સેવકોના સહવાસમાં છાત્રો રહે છે. નિત્ય-જીવનમાં જાતમહેનત, સુઘડતા, સ્વચ્છતા વગેરેની તાલીમ આપવામાં આવે છે.

છાત્રાલયનું માસિક ખર્ચ રૂા ૧૧)ના આશરે આવે છે.

આથી વિશેષ માહિતી જોઈએ તો એક આનાની ટપાલની ટિકિટ બીડી નીચેને સરનામે લખશો.

જેમને જૂન ૧૬મીથી શરૂ થતા નવા વરસે વિનય મંદિરમાં દાખલ થવું હોય, તેમણે અરજીનું છાપેલું ફોર્મ મંગાવી, ૧૦મી જૂન સુધીમાં તે ભરીને મોકલી આપવું તેની સાથે, પોતાની છેલ્લી શાળાનું સર્ટિફિકેટ પણ બીડવું જોઈશે.

ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ—૬

**વિઠ્ઠલદાસ કોઠારી**
આચાર્ય, ગૂજરાત વિનય મંદિર

નવજીવન મુદ્રણાલય, અમદાવાદ

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૭ વર્ષ ૧૮ | આણંદ | જેઠ અંક ૮


## ધર્મનો ગજ

[સ્વતંત્ર છતાં ગયા અંકના 'બાજી ઊંધી વળી'ના અનુસંધાન તરીકે-લેખક]

નિરંજનપુરાણી માસ્તર જોકે કોઈ દિવસ નહિ ને આજેજ લાંબો કોટ પહેરી, સાથે આસિસ્ટંટના હાથમાં ખડિયો, કલમ અને કાગળ રખાવી, રઘવાયા થયા હોય તેમ ઘુમી રહ્યા હતા.

કોઈ પૂછતું: "માસ્તર સાહેબ, શાની સહીઓ કરાવો છો?"

પોતાને પહાડી સૂરે એ બોલતા ત્યારે બેચાર જણ તો સહેજે ભેગા થઈ જતા. તેમાંય આ તો બજાર વચ્ચે વાત જામી એટલે લોકો ભેગા થઈ ગયા.

એમણે શરૂઆત કરી: "હવે લોકોને ધર્મની લાગણીજ ક્યાં રહી છે?"

હમેશાં સેવાપૂજા કર્યા વગર ન જમતા એક ભાવિકથી એ સાંભળ્યું ન સહન થયું. એ બોલી ઊઠ્યો: "માસ્તર સાહેબ, બીજા ગામમાં એવું હશે, અહીં સાવ એવું નથી."

માસ્તર બોલ્યા: "એ તો બધાંય સરખાં."

ભાવિકે વિરોધ કર્યો: "ધર્મની લાગણી ના હોય તો શ્રાવણ મહિનાની પૂજામાં સવાસો રૂપિયાની લખણી થાય? રામજી મંદિરમાં જન્માષ્ટમીની પંચાજીરીના પરસાદમાં પંદર મણ ડાંગર આવી! માતાના હવન અને દેવનો દીવો કદી અટક્યો છે?',

માસ્તરે કહ્યું: "એ બધાય ઉપર પાણી ફરવા બેઠું છે. તોય જો તમે જાગતા હો તો—"

બીજો ધર્મનિષ્ઠ બોલી ઊઠ્યો: "જોજો ભૂલતા તમે, આ ગામ તો ધર્મને નામે પાંચસો ખર્ચતાં પાછું પડે એવું નથી."

માસ્તર: "જોઈ છું ત્યારે તમે ધર્મ વાસ્તે શું કરો છો તે."

એકે પૂછ્યું: "પણ છે શું?"

માસ્તર: "લોકો સ્વરાજ્ય સ્વરાજ્ય કરી રહ્યા છે, પણ અંગ્રેજ સરકાર તે અંગ્રેજ સરકાર! કદી એણે ધર્મમાં માથું માર્યું નથી. અને આ તમારા ગાંધીવાળા—સહેજ સત્તા આવી ને પ્રધાનો થયા, એટલે પહેલું ધર્મનું જ નિકંદન કાઢવા માંડ્યું. ગઈ કાલે જ નિશાળમાં હુકમ આવ્યો કે ઢેડભંગીનાં છોકરાં નિશાળમાં દાખલ કરી અમને જણાવો."

આભડછેટમાં જ ધર્મ માનતા એક સનાતની ભરાડી ઊકળ્યા: "નિશાળમાં ઢેડાં પેસે તો મારી નાખતાં શું થાય છે?"

માસ્તર બોલ્યા: "નોકરી રહી એટલે અમે તો ઘેર આવી નાહી નાખીશું. પણ નાનાં છોકરાં બધું સાબોળ કરી ઘરમાં આવશે, એટલે કોઈનોય ધર્મ શી રીતે સચવાશે?"

પેલા ભાવિકે કહ્યું: "અમે તો હવન હોય કે કથા હોય તો રૂપિયો આપી છૂટીએ, સરકારી કામમાં શું કરીએ?"

માસ્તર: "તે માટે તો હું અત્યારમાં નાહી, પૂજા કરી બહાર નીકળ્યો. જુઓ, અમે તો સરકારી નોકર રહ્યા એટલે હુકમ થાય તેનો અમલ કરવો પડે. પણ તમે ગામલોકો અરજી કરો કે અમે ઢેડભંગીને નિશાળમાં બેસાડવા દેવા ખુશી નથી."

એક શંકાશીલ બોલ્યો: "એમ સરકાર માનશે?"

"નહિ કેમ માને? તમે લખશો કે જો એ લોકો આવશે તો અમે છોકરાં મોકલવાના નથી, એટલે સરકારનેય છૂટકો છે માન્યા વગર?

સહીમાં કોઈ જાતની જવાબદારી ન સમજતી આમપ્રજા જોતજોતામાં પોતાનું નામ લખી આપે છે. વિરોધનું વાતાવરણ પ્રસરે તે પહેલાં અરજી ટપાલમાં રવાના થઈ.

ગામમાં હવે આ વાતાવરણ જામ્યું હતું. મહાસભાવાદી પ્રધાનોનાં વખાણ કરતા નરેન્દ્રને લોકો કહેતા: "પ્રધાનોએ આ તો ખોટું કર્યું."

નરેન્દ્ર: "એમાં શું ખોટું છે?"

એક: "ભણ્યા એટલે એ તો ધર્મને માનવાના જ નહિ!"

નરેન્દ્ર: "ઢેડને ન અડકવું એવું કયા શાસ્ત્રમાં લખ્યું છે?"

બીજો: "શાસ્ત્રો ભણ્યા હોઈએ ત્યારે જોઈએ છે શું? પણ સધરા જેસંગના વખતથી ચાલે છે તે ખોટું હોય?"

નરેન્દ્રે સામો દાખલો આપ્યો: "નરસિંહ મહેતા, જો ધર્મ અભડાતો હોય તો, ઢેડવાડામાં ભજન કરવા જાય?"

પણ પોતાને ન ફાવતી દલીલ ઉડાવી મૂકવામાં ગામડાના અભણ લોક ઓછા કુશળ નથી હોતા. એકે જવાબ ફર્યો: "એમને તો ભગવાન હાજરાહજુર! એમને સંસારવ્યવહારની ક્યારે પડી હતી? એ જે કરે તે ચાલે."

નરેન્દ્ર: "ગાડીમાં ભેગા નથી બેસતા?"

"ગાડી તો પવિત્ર ગણાય!"

ન પહોંચાય ત્યાં પવિત્રતા દાખલ કરવી એ હિન્દુ ધર્મનું વિજ્ઞાન છે. કૂવામાંથી કાઢેલું પાણી અપવિત્ર—કૂવો પવિત્ર! મનુષ્યજાતિનો હરિજન અપવિત્ર—એના ઘરની કોકડીઓ ખાવે પવિત્ર! છાશ અપવિત્ર—માખણ પવિત્ર! સ્વધર્મી હરિજન અપવિત્ર અને પરધર્મી મુસલમાન એટલા પવિત્ર કે એમને અડયે એ અપવિત્રતા દૂર થાય! આ જૂની શોધખોળને આધારે ગાડીએ પવિત્રતાનું સ્થાન મેળવ્યું છે!

નરેન્દ્રે એ શોધને આધારે હસતાં કહ્યું: "નિશાળેય પછી પવિત્ર થશે."

એક જણે સત્ય હકીકત કહી: "એ તો બધું ઠાબોઠાબ ઠીક છે, નહિ તો ખેતરમાં એમની જોડે ઓળ લેતાં કેમ કોઇ અભડાતું નથી?"

"તમેય મરઘાભાઇ! એ તો ખપ એની છાઇ નહિ, પણ ઉઘાડી આંખે કોઇ અડે?"

આમ ચર્ચા બે પાંચ દિવસ ચાલી હશે, એવામાં અરજી પહોંચ્યા પછી ઇન્સ્પેક્ટર સાહેબ તરફથી ઊલટો બીજો હુકમ આવ્યો કે દશ દિવસની અંદર હરિજન બાળકોને શાળામાં દાખલ કરી અમને જણાવો.

માસ્તરે એક નવી યુક્તિ શોધી કાઢી: જો હરિજનો જાતેજ લખી આપે કે અમે છોકરાં ભણાવવા ખુશી નથી તો કામરો કાયદાની જગાએ રહે અને આપણું ધાર્યું થાય.

માસ્તર મુખીને શરણે ગયા: "મુખી, હવે તો એક યુક્તિ નહિ કરો તો ઢેડાંને નિશાળમાં ઘાલવાં પડશે."

મુખી પણ એમ ધર્મ બોળાવા દે તેવા ન હતા. તેમણે કહ્યું: "તમે કહો તે કરીએ, પછી!"

માસ્તરે કહ્યું: "એ લોકો પાસે લખાવી લેઇ આગળ મોકલી દેઇએ કે એ પોતાનાં છોકરાંને ભણાવવા ખુશી નથી."

સાવ સહેલી વાત સાંભળી મુખી બોલ્યા: "અરેરે! એમાં તે શી મોટી વાત? એમ હોય તો બધાને બોલાવી અંગુઠા લેઇ લેઇએ." અને એમણે વરતણીઆને હુકમ કર્યો: "જા, કાળિયા, ઢેડાં-ભંગીઆંને બધાંને ઘેરથી એક એક જણને બોલાવી મંગાવ."

મારતર ગણગણ્યા: "સીધી રીતે માની જાય તો સારૂં."

મુખીએ પોતાની સત્તા દર્શાવી: "હું કહું એટલે એમના બાપનોય છૂટકો છે કે ના કહે?"

ઘેર હાજર હતા તેટલા આવી ગયા એટલે મુખીએ કહ્યું: "હવેથી તમારે છોકરાં નિશાળે મોકલવાં પડશે."

તેમના આગેવાને કહ્યું: "ના, માબાપ! અમારે નથી ભણાવવાં."

જવાબ સાંભળી માસ્તર અને મુખી અજાયબ થઇ ગયા.

માસ્તરે કહ્યું: "પણ સરકારી હુકમ છે."

આગેવાન: "પરાણે તો નથી ભણાવવાનાં ને?"

માસ્તર: "ના, જે રાજીખુશી હોય તે મોકલે."

"અમે તો રાજીયે નથી અને ખુશીયે નથી."

મુખીએ જાણ્યું કે મારી ધાકથી ના પાડે છે. માસ્તરે જાણ્યું કે કોઇ ખ્રિસ્તીનો અહીં પવન વાયો નથી, એટલે એમને કેળવણીનું ભાન નથી. પણ ખરૂં કારણ કોઇ જાણતું ન હતું.

કાયદો થયો ત્યારે એ લોકો સાંભળી રાજી થયા હતા. આગેવાને એક બે જણને મોંએ કહ્યું હતું કે સારૂં થયું તે છોકરાં બે આંકડા દેખતાં થશે.

પણ ગામના જગાભગતે એને સમજ પાડી ત્યારે આગેવાન કાનની બૂટ પકડી બોલ્યો: "સારૂં થયું ભાઇ સા'બ, તમે સમજ પાડી. આ તો ઊલટું અમારે જ પસ્તાવું પડે એવું છે."

એટલે આગેવાનની સલાહ પ્રમાણે દરેકે અંગુઠો પાડી આપ્યો.

વાત જાણી એટલે નરેન્દ્ર હરિજનવાસમાં ગયો. બધા ભેગા થયા. આગેવાનના આવ્યા પછી નરેન્દ્રે પૂછ્યું: "તમે શું સમજીને સહીઓ કરી આપી"

આગેવાને જવાબ આપ્યો: "અમારૂં દુઃખ અમે જ સમજીએ."

નરેન્દ્રે અનુમાન કર્યું: "લોકો તમને હેરાન કરે એમ માનો છો?"

આગેવાન: "કાયદો થયો એટલે લોકો એમ તો ન કરે."

"ત્યારે તમારાં છોકરાં ભણે એ તમને નથી ગમતું?"

"ભાઈ સા'બ, એવું તે હોય? અમે ભણ્યા નથી તે બહુયે પસ્તાઈએ છીએ. તમારી રાત્રીશાળામાં બે પાંચ છોકરાં ભણી આવ્યાં છે એટલે હવે તો થોડું સુખ થયું છે, કાગળ લખાવવો વંચાવવો હોય ત્યારે કોઈને શોધવું પડતું નથી.

"આટલું સમજ્યા છતાંય ના કહ્યું?"

"એ બધુંય સમજીએ છીએ, પણ ગામડામાં તો અમે એથી દુઃખી થઈએ."

નરેન્દ્રે કહ્યું: "મારે એજ જાણવું છે."

ઝાઝા પરિચયમાં ન આવેલો આગેવાન કહેતાં અચકાયો. એ બોલ્યો: "તમે શહેરમાં રહેલા એટલે એ વાત શું જાણો?"

"પણ કહેશો ત્યારે તો જાણીશ ને?"

આગેવાન ન બોલ્યો એટલે એક જુવાને કહ્યું: "કહો ને કાકા, એય જાણે તો ખરા! આપણે ક્યાં ખોટું કહેવું છે?"

"લો ને હું જ કહું." બીજો બોલ્યો: "આમેય હજુ દૂર છીએ, અડતા નથી; તોય જુવાન વહુદીકરીને સીમમાં એકલી મોકલતાં બીએ છીએ, તો પછી બધું ભેગું થાય તો અમારા ગરીબની કોણ ફરિયાદ સાંભળે?"

પોતાને ઉચ્ચ માનતા વર્ગ વિરુદ્ધની વર્તણૂંકની આ ફરિયાદ સાંભળી નરેન્દ્ર વિચારમાં પડી ગયો. અજાણ્યા લોકો તો આને કલ્પનાજ સમજે ને? પણ નરેન્દ્ર તો સાચમાચ જીવતા માનવીને મોંએ અનુભવની વાત સાંભળતો હતો.

નરેન્દ્રે કહ્યું: "કદાચ કોઈ એક નીચ નીકળે, માટે બધા સરખા કહેવાય?"

આગેવાન બોલી ઊઠ્યો: "બધાય એવા હોય તો જગત ચાલેય શી રીતે? પણ અત્યારના કરતાં તે દહાડે બો વધારે તો ખરો ને!"

બીજો બોલ્યો: "આબરૂદાર ગણાય એજ એવું કરે ત્યાં કોને કહેવા જઈએ?"

એને વચ્ચેથી અટકાવી આગેવાન બોલ્યો: "કોઈનું નામ દેવાની આપણે શી જરૂર?"

રાત્રીશાળામાં નરેન્દ્ર પાસે ભણેલો એક જુવાન બોલ્યો: "એમાં ક્યાં ખોટું કહેવાનું છે? સુખીનું જ ઘર ગણો ને; એમને ભત્રીજે ગણપતે–માવાની

રૂંકી સમી સાંજે ખેતરમાંથી ચારનો ભારો લેઇ આવતી હશે, છોડીનું શું ગજું? અમે ગરીબ આવી ફરિયાદ કોને કરીએ? મુખીને કહીએ તો ઊલટા બે દંડા મારે ને છોડીનો ધણી જાણે તો એને તેડે નહિ, એ નફામાં!"

આગેવાન બોલ્યો: "આ બધાં દુઃખ શહેરમાં રહેનાર ક્યાંથી જાણે? હું જ કાયદો સાંભળીને રાજી થયો હતો. પણ જગાભગતે સમજ પાડી: 'શું જોઇને રાજી થાઓ છો? એ બહાને તમારાં બૈરાંનું કોઇ નામ નથી દેતું, એય પછી તો નહિ રહે.' ત્યારે મારેય કાનની બૂટ પકડી કબૂલ કરવું પડ્યું."

આટલી બધી હવસખોરી સમાજમાં છે? અને પોતાની જ નીતિભ્રષ્ટતાની ઢાલ ધરી અસ્પૃશ્યતાને ટકાવી રાખનાર માણસો એને પોતાનો ગુણ તો નહિ માનતા હોય?

નરેન્દ્રે કહ્યું: "ભગતનો કહેવાનો ભાવાર્થ તો તમે એમને અડતા અટકો તે છે. એમને તમારી ચિંતા નથી. નિશાળમાં છોકરાં જશે, તેથી તમે એમ માનો છો કે આજ ને આજ લોકો તમારા ભેગા હરતા ફરતા થઇ જશે? એમ તો એ તમને ખેતરમાં, ગાડીમાં, શહેરમાં અને મેળામાં અડે છે, છતાં ઘેર કેમ અડવા ખુશી નથી? એટલે તમે માનો છો એવી સ્થિતિ આવતાં નહિ નહિ તોય એક પેઢી નીકળી જશે. અને એ વખતે તમારી પ્રજા ભણેલી હશે, એટલે આજના જેવી પછાત નહિ હોય."

આગેવાન વાત સમજ્યો એટલે બોલ્યો: "અમે કંઇ આટલું બધું ઊંડું સમજીએ છીએ? પણ અંગુઠા પાડી આપ્યા તેનું શું?"

નરેન્દ્રે સમજ પાડી: "અંગુઠા પાડી આપ્યા તે કંઇ સરકાર નથી સમજતી એમ ન માનતા, તમારી મરજી ન હોય તોય લોકો બીક બતાવી અંગુઠા પડાવી લે. એટલે એ કંઇ છેતરાય એવી નથી."

આગેવાને પૂછ્યું: "ત્યારે અમારે શું કરવું?"

નરેન્દ્ર: "સરકાર તો જે શાળામાં હરિજન બાળકો દાખલ ન થાય તે શાળા કમી કરવાનો હુકમ કરશે. લોકો નિશાળ જવા દે એવા નથી. માસ્તર તમને બે ત્રણ છોકરાં મોકલવાનું કહેશે, પણ તમારે બધાં છોકરાં મોકલવાં."

થયું પણ તેમ જ. ઇન્સ્પેક્ટર સાહેબનો ત્રીજો હુકમ આવ્યો: 'પંદર દિવસની અંદર હરિજન બાળકો દાખલ થયાં છે તેનો રિપોર્ટ નહિ આવે તો શાળા બંધ કરવામાં આવશે.'

ધર્મને ડૂબતો બચાવનારા થોડા ભેગા થયા.

એક દલીલ: "એ તો મગરૂરી છે, એમ તે નિશાળ બંધ કરે?"

વિરુદ્ધ દલીલ: "કરે તોય આપણાથી શું થાય?"

છેવટે એ બધી ધાંધલમાં પડ્યા વગર વચલો માર્ગ કાઢ્યો. કહેવા પૂરતાં બે પાંચ નામ હાજરીપત્રકે દાખલ કરવાં અને એમને દૂર બેસાડવાં.

પણ માસ્તરની અજાયબી વચ્ચે બે પાંચને બદલે પંદર વીસ બાળકો નિશાળમાં આવવા લાગ્યાં. મનમાં તો ઘણો તિરસ્કાર, પણ કરે શું? પ્રથમ તો દૂર બેસાડી મૂકતા, પણ નાનાં બાળકોને મોટાં જેટલું અસ્પૃશ્યતાનું ભૂત ઓછું વળગ્યું હોય છે? એટલે દહાડામાં એક બેને તો માસ્તર જાતેય અડી પડતાં દેખે. તેમાંય ઇન્સ્પેક્ટર સાહેબ આવે ત્યારે તો ન છૂટકેય ભેગાં બેસાડવાં પડે.

વિષ્ણુપુરાણી માસ્તરનો ધર્મ ધીમે ધીમે ઢીલો પડવા માંડ્યો: "મરશે! છોકરાંને ક્યાં સાચવીએ? આપણે ના અડકવું, એટલે થયું."

શરૂઆતમાં તો એ ઘેર જઇ નાહી નાખતા. પણ નિશાળમાં લેઇ જવાનો કોટ બહાર ખૂણામાં ભરવ્યો હોય તેને નાનો બચુ કશુંય નહિ, તો ચાક ઝોળવાય અડયા વગર ન રહે. વચ્ચે પાણી પીવું હોય ત્યારે ક્યાં નાહવા બેસે? છેવટ નાહવાનુંય ગયું.

હરિજન બાળકો ટેબલને અડે ત્યાં સુધી હવે તેમને બાધ નહોતો આવતો, એટલો ધર્મ ઉમર વધતાં મોટો થયો.

છપ્પન વર્ષની ઉમરે ફરજિયાત પેન્શન ઉપર ઊતરવાનો નિયમ હતો, એટલે વિષ્ણુપુરાણીને એકજ વર્ષ ખૂટતું રહ્યું. જોકે એમનું શરીર હજુ દશ વર્ષ નોકરી કરે તોય પહોંચે તેવું હતું.

કાયદાનોય ઉપયોગ ધર્મમાં કરવાની ખૂબીવાળા માસ્તર ફળિયામાં બેઠા હોય ત્યારે લોકોને કહેતા: "હજુ નોકરી તો દશ વર્ષ કરું એવો છું, પણ આ બધો આભડછેટ જોયો જતો નથી એટલે વરસવ ટાળ નોકરી કરી પેન્શન ઉપર ઊતરી જવું છે."

પણ એ નોકરીમાંથી છૂટા થાય તે પહેલાં તો નિશાળ રેલ્વેની માફક અસ્પૃશ્યતા માટે પવિત્ર થઇ ગઇ હતી.

હિન્દુ સમાજનું અજબ વિધાન!

નેદ્રા, તા. પાદરા ઈશ્વર પેટલીકર

---*---

# ના, હું તો પરણીશ!

(ખેતીવાડી ખાતાની કૉલેજની ગૅલેરીમાંની એક ઘટના—
પાત્રો કલ્પિત છે, બંધ બેસતી પાઘડી કોઇએ પહેરવી નહિ.)

નરેશ: "હેલો (Hallo) સુરેશ! તું કહેતો હતો ને કે ગાઢું છડેચોક લીલામ થશે તો નહિ પરણું. ગઇ પરમ દિવસે તારો વિવાહ થયો. બધાની વચમાં તારા બાપુજીએ કહેવાય છે કે રૂ. ૧૦૦૧ ચાંલ્લાના લીધા. બીજા એક હજાર દેશમાં માટલી ગઇ ત્યારે લીધા. આનો અર્થ શો? જરા સમજાવતો ખરો!"

મહેશ: "કેમ ભાઇ, બેડા ને પાણીમાં? એ તો જ્યારે પોતાના ઉપર આવે ત્યારેજ ખબર પડે. પેલા કાશીકાકાના દીકરાનું સગપણ થયું ત્યારે નહોતા લીધા તોય તારા બાપુજીએ એમનો જીવ કાઢી નાખવા જેવું કર્યું હતું. અને હવે દર્યા ને એ પોથીમાંનાં રીંગણાં?"

સુરેશ: "વાત એમ બની કે પહેલાં તો મારો ને મારા બાપુજીનો વિચાર મારા લોહીના પૈસા કરવાનો હતોજ નહિ. એ જેટલું બોલતા હતા તે બધુંય સાચુંજ બોલતા હશે એમ મને અને ગાગાં કરનારને લાગતું હતું. પણ હવે મને સમજાયું કે તેમને ઊંડે ઊંડે પણ મારા પૈસા લેવાની ભાવના હોવીજ જોઇએ. નહિ તો ૭ ગાગ મૂકી બહાર શું કરવા જાય? મને ખબર છે કે મરઘાકાકા સાથે એ ત્રણ જણા ધર્મજના આવ્યા હતા, ભાદરણ ને સોજીત્રા વાળા તો ખડે પગે તૈયાર હતા, નડિયાદ તો ખીલા ઉપાડી રહ્યું હતું. પણ બધાંને ના! હું એનું રહસ્ય પ્રથમથીજ સમજ્યો હોત તો એ મૂંઝવણમાંથી મારા બાપુજીને છોડાવી શકત. પણ જો ને આપણને માબાપો નાદાન ગણે છે, પરણવા જેવડા મોટા થઇએ તોય ઘરના વહીવટથી અજાણ્યાજ રાખવામાં આવે છે, એટલે આ વખતે હું તો ઠંડોજ થઇ ગયો છું!"

દિનેશ: "પણ હવે સીધી વાત કર ને! ઠંડો થઇ ગયો હોય તો ચા ગંગાવી પીએ અને થોડા ગરમ થઇ આગળ વધીએ."

કૉલેજનો નોકર રામો ચા લેવા જાય છે.

નરેશ: "ચાલો, ઠીક દિનેશભાઇ કૂદી પડ્યા, નહિ તો સુરેશ કંઇ થોડોજ ચા પાવાનો હતો? ખેર, મને તો લાગે છે કે આપણી પાટીદાર કોમનું બગડવા બેઠું છે, નહિ તો ભર્યું ભાદર્યું ઘર ને વળી તેમાં દીકરાના પૈસા શા? છે તારામાં તારા બાપુજી સામે બંડ ઉઠાવવાની તાકાત? પેલા મરઘાકાકાનો ભાઇ તો ખાલી ખાદીનો જભ્ભો ને બે ભાઇબંધ લેઇને પરણી

આવ્યો. છે એવી હિંમત તારામાં? આજ વિચાર કરવાનો છે, નહિં તો આજના લીધેલા, કાશીકાકા કહેતા હતા, તેમ આવતી કાલે ભોગવવા પડશે, કારણ કે તારાજ કાકાના દીકરાઓને દીકરીઓ છે ને? જ્યારે તારા બાપુજી તારા દશ પંદર હજાર કન્યાના બાપના ઘરમાંથી કઢાવવાની ડંફાસ મારે ત્યારે, જ્યારે તમારા ઘરમાંની–સગાંની કન્યાઓ બીજે છ ગામમાં દેવા જશો ત્યારે, તમને કોઈ નાણશે, તેનો ખ્યાલ આજ તમો કરો છો? તારા બાપુજીએ બીજાઓને મુશ્કેલીઓ ઊભી કરી છે, તે તરફ કંઈ વિચાર આવે છે?"

ચા આવે છે. અંદરના ખંડમાં જઈ સૌ પીવા બેસે છે.

સુરેશ: "બધું મને સમજાય છે, પણ હવે મારો ઉપાય નથી. મારાથી કંઈ બને તેમ છે જ નહિ, કારણ કે જુઓ ને મારા બાપુજીના કહેવા–સાંભળવા પ્રમાણે ઓછામાં ઓછા વાર્ષિક રૂ. ૨૦૦–૩૦૦ તો એમજ મળશે. બાર મહિનામાં બે પાંચ વખત સાસરે મહાલવા જઈશું તોય ૧૦૦–૧૨૫ ખિસ્સામાં પડશે. દશ પંદરનું (ખરું હોય તો) ઘરમાં આવશે તો ૧૦૦–૧૨૫ વ્યાજના આવશે. તું જ કહે ને, નરેશ, આપણે ખેતીવાડી ખાતાના ડૉક્ટર થઈએ તોય કેટલું મળવાનું છે? વળી તું બી. એ. થયો, પંતોજી તરીકે ૪૦થી વધારે શું મેળવવાનો છે? મારા કરતાં તું ધર્મજનો હોવાથી અને તમારા વડીલોએ સારાં ખર્ચ કરેલાં હોવાથી, વસો ઉતાર હોવાથી, તારે ભેખડ પડે એમ છે. પણ તારા બાપુજી કોઈને કાંઈ આપે ત્યારે ને?"

દિનેશ: "અરે કદાચ ધારો કે નરેશના પિતાએ કોઈને નીચોવી નાખ્યો, તોય એ વાત ખરી છે કે જેમ ગંગાબેન પટેલના આંકડાની અને તારા બાપુજીએ જાહેર કરેલા આંકડાની માફક એ નહિજ કરે. અરે, પાડોશીને પણ ખબર નહિ પડવા દે અને છાપેય નહિ ચડે. કારણ કે એમનામાં વ્યાવહારિક જ્ઞાન ઘણું છે. ઓછું હશે તો હમણાંજ એમને વીતી ચૂકી છે."

મહેશ: "એ વાત ખરી, પણ એ ખોટું તો ખરૂંજ ને!"

દિનેશ: "ભલા, તું ભૂલે છે. ખરૂં કે ખોટું તો જ્યારે બહાર હૈયાં જાણે ત્યારે ને? કુલડીમાં ગોળ ભાગી ખાય, પછી ગળ્યો કે કડવો તે હું ને તું કેમ જાણીએ? એ તો એ એકલાજ જાણે ને!"

સુરેશ: "મારા બાપુજીએ એમ નહિ કરવામાં મારી, એમની અને અન્ય સગાંઓની મૂંઝવણ વધારી દીધી છે. સૌથી વધારે તો કુટુંબની કન્યાઓ જ્યારે બીજે દેવા જઈશું ત્યારે બાધા છે તેટલા કરતાં, કોઈ માથાનો મળે તો, બમણાં ઓકાવી કાઢે ને? એજ વિચાર મને મૂંઝવે છે. કોઈ માર્ગ હવે

જડે એમ લાગતો નથી. અને કોઈ બતાવે તો તે માર્ગે અત્યારે હું જઈ શકું તેમ નથી. બીજું શું કહેવું?"

દિનેશ: "કેમ શું કહેવું? મોટી રકમ તારા ઘરમાં આવશે. કુટુંબની છોડીઓ પરણાવવા જેવી થશે ત્યારે કુટુંબીઓના ઘરમાંથી એવડી રકમ જશે. તારા ને તારા બાપુજીના થોડાજ જવાના છે? હમણાં જો તારે એક બેન હોત તો પછી તારા બાપુજી આગ છ ગામ મૂકી બહાર જાત તો હું બતાવત!"

મહેશ: "આજેજ મને કાગળ હતો કે નડીઆદમાં પૈઠણ લેઈ લેઈને માતેલા સાંઢ જેવા થએલા દેસાઈવગાના પેલા મથુરભાઈએ રૂ. ૮૦૦૦૦નું ફૂંકયું! બાપનું બારમું કર્યું, તેય પણ કોઈના કાઢીને! પૈઠણ એટલે પરઠણ અને પરઠણ એટલે કન્યા લેવાની શરતમાં લવાની પરઠેલી રકમ. એટલે લોહીનોજ પૈસો ને! કોના ટકયા છે, કે આપણા લીધેલા ટકવાના છે? આમાં વાંક આપણોજ હોય છે. ઘરમાં ચાલતી વાતોચીતોથી સમજી જઈ બાપને ખખડાવી દેતા નથી કે 'પિતાજી, આપ મારે માટે એવડો લાંબો ખર્ચેય નહિ કરતા ને મને વેચીને મારા પૈસાય નહિ લેતા. કાં તો હું મારી મેળે પરણીશ, અથવા ઘર ખાનદાની હશે તો કંકુ ને કન્યા સાથે પરણાવશો તોય સંતોષ-માનીશ. મારી ખાતર તમે એમાંથી હાથ ધોઈ નાખો તો સારૂં!'"

નરેશ: "હાથ કેમ ધોઈ નાખે? જો ને એમણે તારો ભાત ખાવા તો કેટલાય ખર્ચી નાખ્યા હશે. આજ સુધી મોટાઈ ખાતર ભરેલી રકમોનો, તેના વ્યાજનો, લોકો ધાલી ગએલા કે ખોવાઈ ગએલા કે ચોરીએ ગએલાનો સરવાળો કરીને પછી હિસાબ કાઢી જો, તો જણાશે કે 'રથીઆ ગઢવી કયાં તો કે' ઘેરના ઘેર!' એ તો ફકત મનનાંજ કારણ છે."

સુરેશ: "મને મારા બાપુજીની ઉદાસીનતા એમ સૂચવે છે કે, હવે એમને ઘણું જ ખરાબ લાગે છે. 'પાટીદાર'માં આવતા લેખો ઉપર દોઢ ડાહ્યાઓ લક્ષ ખેંચે છે, જાણે બધુંય એમને લાગુ પડે છે એમ ઠસાવે છે અને નાહકનો જીવ બાળે છે. હું તો કહું છું કે 'બાપુજી, તમને જ્યારે આમ ખરાબ લાગે છે, ત્યારે તમોએ જેને જેને વાયદા કર્યા હતા, મારી પરીક્ષા થતા સુધી જેને થોભવા કહેતા હતા, જેના વચન ઉપર આપણો વિશ્વાસ હતો, એવી વ્યક્તિઓ આગળ આપ જે બોલતા હતા તે અફળ જવાથી—તેમને કાનેય નહિ નાખવાથી, તેમણે જેઓને વચન આપ્યાં હશે, જેઓ એમના તરફથી સારા સમાચાર સાંભળવાની રાહ જોતા બેઠા હશે તેઓને કેટલું ખોટું લાગ્યું હશે તેનો તો વિચાર કરો! એક તો આપણે સ્વાર્થ માટે બીજાઓને છેતરીએ

તેનું કંઇ નહિ અને કોઇ પણ આપણને કહે ત્યારે આપણા દુઃખનો પાર નહિ રહે એ કોના ઘરની વાત! લોકો ચઢાવે તે જોયા કરતાં લખનારનો આશય જોવો વધારે સારો છે.' પણ સાંભળે ત્યારે ને?"

દિનેશઃ "શાના સાંભળે? એ બધા તો એમ સમજે છે કે અમો ગમે તેમ રીસાઇએ, ગમે તેમ બોલીએ, પણ બીજાઓને ડફણાં મારીએ તોય તેમણે ખાઇ લેવાં જોઇએ."

સુરેશઃ "એ જમાનો ગયો. જેવું આપણને લાગે છે તેવું જ બીજાને લાગવું જોઇએ, એમ સમજવું જોઇએ. કોઇ અપમાન કરવાના ઇરાદાથી ન બોલે તોય તેને પાછળથી અપમાનમાં ઘટાવવું અને તેનું વેર વાળવા અનેક તરકટો રચવાં, કુહાડીના હાથા થવું, એ તો ખરેખર ધિક્કારવાજોગ છે. પછી ભલે આપણે આપણા ઘરના રાજા હોઇએ."

નરેશઃ "હવે અસલ વાત ઉપર આવીએ. વરવિક્રય નિષેધક મંડળની સ્થાપના કરીએ, જેમ ગડકરીએ દારૂનો કાંટો કાઢવા સારૂ 'एक च प्याला'માં આર્ય મદિરામંદિરની સ્થાપના કરી હતી તેમ. એટલે વરવિક્રય કરે તેનો એ મંડળના આશ્રય નીચે નિષેધ આપણે કરવો, કારણ કે જાણે વિક્રય તો વડીલો કરે છે, અને પોતે કંઇ જાણતા નથી એમ કરી પૈઠણ વગર પરણવુંજ નહિ."

દિનેશઃ "તારૂં ડહાપણ રહેવા દે ને. વારૂ નરેશ! ડફોળનો વખત છે. વડીલોને વેપાર નથી. આપણે બી. એ. કે એમ. એ. થઇએ તોય પચાસ માટે મારામારી અને ખરચો રહ્યો ૧૫૦–૨૦૦નો! ક્યાંથી લાવવા? ભલે ને વડેરાઓ કન્યાના બાપને નીચોવતા. શું જખ મારવા મોટા ગામના વર ખોળવા આવે છે?"

સુરેશઃ "બરાબર છે. મારા બાપુજી ક્યાં નરસંડા વાળાને શોધવા ગયા હતા? ઘેર બેઠાં આવ્યાનું કહેવાય છે. એ ત્રણ વરસથી ફરતો હતો. ઘાટ આવ્યો, ખેંચતાણમાં ભાવ વધ્યો ને મારા બાપુજીએ—જોકે કેટલાકને ઘણા નારાજ કર્યા છે, ઘણાઓને એને અંગે ખોટુંય લાગ્યું છે, છતાંય—સોગટી મારવામાં જરાય ભૂલ કરી નથી. હવે જ્યારે મારા કાકાની કે ભાઇની દીકરીઓ માટે વર ખોળવાનો વખત આવશે ત્યારે જોયું જશે."

મહેશઃ "એમ! ત્યારે તો મારે 'પાટીદાર' દ્વારા છેવટે ખરાં નામ આપીને ચગડોળે ચઢાવવા પડશે કે જ્યારે જ્યારે તમારા કુટુંબીઓ વર ખોળવા જાય ત્યારે ત્યારે દરેક ઠેકાણેથી દશ હજાર રોકડા, દશના દાગીના, પંદરની કબુલાત; આટલું ન બને તો અડધું તો લીધા વિના કોઇએ એ કુટુંબની કન્યા સામેય ન

તાગડધિન્ના કરવા છે; કોઇને કન્યાવિક્રયથી, કોઇને વરવિક્રયથી, તો કોઇને બહુપત્નીથી લક્ષ્મીની પ્રાપ્તિ કરવી છે; કોઇને પત્નીને ગુલામ બનાવવી છે, તો કોઇને સોળ વર્ષની કુમારિકા સરખી વિધવાને ફરજિયાત વૈધવ્ય પળાવવું છે. ઓરતોની અરજ પણ આવી બાબતોની હોય કે બીજી કોઇ? અને આવી અરજો હસ્તગત કરી ન્યાય કોણ કોને આપે? ન્યાયાધીશ પોતા ઉપર કોઇ દિવસ તહોમત ફરમાવે ખરો કે? આ સમાજના બિચારા ન્યાયાધીશોનું તહોમત તો પોતા ઉપર બલકે પોતાની આજીવિકા ઉપરજ આવી પડે છે. એ બિચારા શું કરે, લાચારજ બને ને? હવે તો આને માટે એકજ ઉપાય એ કે ઓરત અરજદારોએ પોતેજ વકીલ કે ન્યાયાધીશ બની પોતાના પ્રશ્નો પોતેજ ઉકેલ્યે છૂટકો, અને તેને માટે તેમણે હાથ ધરવો કેળવણીનો પ્રશ્ન.

આજની બાળાઓ એ આવતી કાલની ગૃહિણીઓ ને માતાઓ થનારી છે, એટલે તેમને કેળવવામાં જેટલી કાળજી રાખીએ એટલી થોડી છે. તેમની ઉપર ભવિષ્યની પ્રજાની ઉન્નતિનો આધાર છે. તેઓની શક્તિ અને કૌવતની દુનિયાંને ઘણી અસર થનાર છે. વ્યક્તિમાત્રનું સ્વર્ગ તેની માતાનાં ચરણો નીચે છે. સ્ત્રી એ પુરુષની અર્ધાંગના છે એ ખરું, પણ સાથે તેનો સૌથી મોટો મિત્ર છે, એ ભૂલવાનું નથી. તે ધર્મ અર્થ કામ અને મોક્ષનું મૂળ છે. સ્ત્રી એ ઘરનું ધન, શોભા અને સર્વસ્વ છે, માટે સદા તેની ઉન્નતિ અને રક્ષા કરવી એ પ્રત્યેક પુરુષની પ્રથમ અને ઉત્તમ ફરજ છે. સ્વામી દયાનંદ સરસ્વતીએ કહ્યું છે કે: "ભારતનો ધર્મ ભારતના પુત્રોને નહિ, પણ પુત્રીઓને પ્રતાપે ટકયો છે. ભારતની સ્ત્રીઓએ પોતાનો ધર્મ છોડયો હોત તો ભારતવર્ષ કયારનોયે નષ્ટ થયો હોત." આ વસ્તુ આજે આપણે ભૂલ્યા છીએ તેનું આ દુઃખ છે. સમાજની અધોગતિ તેનેજ કારણે છે.

આપણી કેળવણી એકપક્ષી બની છે. આપણે પુત્રોને બેરિસ્ટરો અને સોલીસીટરો બનાવવાની તમન્ના રાખીએ છીએ, જ્યારે કન્યાઓને એકડો ઘૂંટાવતાંજ ટાઢ ચડે છે. તેનું કારણ એક એ કે કન્યાને આપણે પરાયું ધન માની સ્વાર્થનું દિગ્દર્શન કરાવીએ છીએ, અને સાથે સાથે આપણી ઉન્નતિના મૂળમાં ઘા કરીએ છીએ. કારણ કે અધો ય આવું માનતા થાય એટલે આપણે ઘેર આવનાર કન્યા પણ અભણજ આવવાની, અને જનાર પણ અભણજ જવાની. આવી સ્વાર્થી પરિસ્થિતિને કારણે સ્ત્રીકેળવણી તરફ દુર્લક્ષ થયું છે. બીજું કારણ એ પણ છે કે જે સ્ત્રીઓ ભણે તો પુરુષો સામે પોતાની જુલમી ગુલામી વિરુદ્ધ જેહાદ ઉઠાવે. આમ સ્ત્રીકેળવણીને

તેનું કંઇ નહિ અને કોઇ પણ આપણને કહે ત્યારે આપણા દુઃખનો પાર નહિ રહે એ કોના ઘરની વાત! લોકો ચઢાવે તે જોવા કરતાં લખનારનો આશય જોવો વધારે સારો છે.' પણ સાંભળે ત્યારે ને?"

દિનેશ: "શાના સાંભળે? એ બધા તો એમ સમજે છે કે અમો ગમે તેમ. રીસાઇએ, ગમે તેમ બોલીએ, પણ બીજાઓને ડફણાં મારીએ તોય તેમણે ખાઇ લેવાં જોઇએ."

સુરેશ: "એ જમાનો ગયો. જેવું આપણને લાગે છે તેવું જ બીજાને લાગવું જોઇએ, એમ સમજવું જોઇએ. કોઇ અપમાન કરવાના ઇરાદાથી ન બોલે તોય તેને પાછળથી અપમાનમાં ઘટાવવું અને તેનું વેર વાળવા અનેક તરકટો રચવાં, કુહાડીના હાથા થવું, એ તો ખરેખર ધિક્કારવાજોગ છે. પછી ભલે આપણે આપણા ઘરના રાજા હોઇએ."

નરેશ: "હવે અસલ વાત ઉપર આવીએ. વરવિક્રય નિષેધક મંડળની સ્થાપના કરીએ, જેમ ગડકરીએ દારૂનો કાંટો કાઢવા સારૂ 'एक च प्याला'માં 'આર્ય મદિરામંદિરની સ્થાપના કરી હતી તેમ. એટલે વરવિક્રય કરે તેનો એ મંડળના આશ્રય નીચે નિષેધ આપણે કરવો, કારણ કે જાણે વિક્રય તો વડીલો કરે છે, અને પોતે કંઇ જાણતા નથી એમ કરી પૈડણ વગર પરણવું...

દિનેશ: "તારૂં ડહાપણ રહેવા દે ને. વારૂ નરે... ...જાત અને રક્ષા
વડીલોને વેપાર નથી. આપણે બી. એ. કે એમ. ...મી દયાનંદ સરસ્વતીએ
માટે મારામારી અને ખરચો રહ્યો ૧૫૦-૨૦૦નો ... પણ પુત્રીઓને પ્રતાપે
વડેગાઓ કન્યાના બાપને નીચોવતા. શું ...ડયો હોત તો' ભારતવર્ષ
ખોળવા આવે છે?" ...આપણે ભૂલ્યા છીએ તેનું આ
છે.

સુરેશ: "બરાબર છે. મારા બાપુજી
હતા? ઘેર બેઠાં આવ્યાનું કહેવાય છે. આપણે પુત્રોને બેરિસ્ટરો અને
આવ્યો, ખેંચતાણમાં ભાવ વધ્યો ને ...એ, જ્યારે કન્યા... એદડો
નારાજ કર્યા છે, ઘણાઓને એને ર... એકતાને છે. ...થશે ત્યારે જ ...
મારવામાં જરાય ભૂલ કરી નથી. ...એ પામશે. ત્યાં સુધી કોઇ કાયદો કે
દીકરીઓ માટે વર ખોળવાનો વખ... ...કરવાનો નથી. કહેવાતા આજના
...નું અ થયું છે. બાકી વેદકાળમાં તો

મહેશ: "એમ! ત્યારે તો મારે ... પરિશિ. તે વખતની સ્ત્રીઓ મહાન
ચગડોળે ચઢાવવા પડશે કે જ્યારે જ્યારે ... છે ...કરાચાર્ય સાથે શાસ્ત્રાર્થ કરી
ત્યારે દરેક ઠેકાણેથી દશ હજાર રોકડા, દ... ...જેઠાદ
ન બને તો અડધું તો લીધા વિના

સારું કામ આપણે કરી શકીએ એની મને ખાત્રી છે. જુઓ આ રહી તેની રૂપરેખાઃ

અમુક પ્રદેશની હિંદુ આમ જનતાને (તથા આગળ ઉપર બને તો ગુજરાત તથા કાઠીઆવાડ સમસ્તની આમ જનતાને) (આ સંસ્થામાં બધા હિંદુ ભળવા જ જોઇએ, તેમ ન થાય તો 'હિંદુ'ની જગાએ 'પાટીદાર' શબ્દ વાપરવો.) એટલે પુરુષોને, સ્ત્રીઓને, યુવકયુવતીઓને તથા બાળકોને નાતજાતના ભેદભાવ સિવાય ધાર્મિક, નૈતિક, માનસિક, શારીરિક, ખેતીવિષયક, ઔદ્યોગિક, વ્યાપારી, વ્યાવહારિક, સામાજિક તથા રાજકીય કેળવણી આપી અપાવીને કર્તવ્યનિષ્ઠ તથા સ્વાશ્રયી બનાવવાં, તેમનો સર્વદેશીય વિકાસ સધાય તેવી વ્યવસ્થા કરવી તથા તે હેતુઓ સાધવા મળે તે સર્વસામાન્ય મદદ તથા ન્યાસો સ્વીકારવાં, એ આ સંસ્થાના ઉદ્દેશો હોવા જોઇએ.

આ ઉદ્દેશોને સિદ્ધ કરવા હાલમાં માત્ર ગામમાંજ જમીન, મકાન, સરસામાન તથા તે અંગે જોઇતાં કોઇ પણ સાધનો વસાવવાં, બહારગામના તથા શહેરના નિષ્ણાતોની હરકોઇ પ્રકારની મદદ લેવી, તેમજ જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે અનુભવીઓની વગર મહેનતાણે અગર મહેનતાણું આપીને પણ મદદ લેવી. બને ત્યાં સુધી આ સંસ્થા (ગામની) ગ્રામજનતાની સેવા કરે તે ઇચ્છવા જોગ છે.

(ગામની) કોઇ પણ હિંદુ વ્યક્તિ, ચાહે તો ગામમાં રહેતી હોય અગર બહારગામ રહેતી હોય, જેને ગામ સાથે સંબંધ હોય તેમજ સંબંધ થવાનો હોય, ગામનું હિત ઇચ્છતી હોય તથા ગામ પ્રત્યે સહાનુભૂતિ ધરાવતી હોય, તેવી દરેક વ્યક્તિ આ સંસ્થામાં સભાસદ થઇ શકશે—નાતજાતના તફાવત સિવાય તેમજ ઉમરની ગણના સિવાય.

**પ્રવૃત્તિઓ**

**ધાર્મિક તથા નૈતિકઃ** ધર્મ તથા નીતિ સંબંધે બોધ તથા વ્યાખ્યાનો આપવાં અપાવવાં. બનતા સુધી એકેશ્વરવાદ એટલે અલગ અલગ દેવદેવીઓના ઝગડામાં ન પડતાં પરબ્રહ્મ પરમેશ્વર એ માત્ર એકજ ઇશ્વર છે એ વાદ ફેલાવવો. આ સંબંધમાં જે જે પગલાં લેવા યોગ્ય હોય તે દરેક લેવાં.

**માનસિકઃ** સાહિત્ય, સંગીત, કલાને તથા આનંદપ્રમોદની પ્રવૃત્તિઓને પ્રોત્સાહન આપી વિકસાવવાં તથા તે અંગે પુસ્તકાલયો, વાજિંત્રો, વગેરે જે જે સરસામાન જોઇએ તે બનાવવો તથા વસાવવો, તેમજ તે અંગે જે જે કામ કરવા યોગ્ય હોય તે કરવાં. ગામમાં ચાલતાં મંડળોને અપનાવવાં, મદદ

આપવી, તેમજ તે તે મંડળોને હસ્તક લેવા જેવી સ્થિતિમાં સંસ્થા આવે ત્યારે સંસ્થાએ યોગ્ય લાગે તો પોતાને હસ્તક લેવાં.

**શારીરિક:** વ્યાયામ, વ્યવસ્થા, શાન્તિ, શિસ્તપાલન, ડ્રીલ, રમતો, વગેરે તથા સ્વાસ્થ્ય સંબંધે શારીરિક જ્ઞાન આપવું તથા અપાવવું. સંકુચિત કોમી ભેદ રાખ્યા સિવાય (ગામમાં) જે જે વ્યાયામશાળાઓ ચાલતી હોય તેમજ નવી થાય તેને અનુકૂળતા પ્રમાણે મદદ આપવી અપાવવી, તેમજ તેમનો વિકાસ સાધવા માટે જાહેર પત્રિકાઓ, ચોપાનીઆં, વ્યાખ્યાનો, મેળાવડા, પ્રદર્શનો, ઉત્સવો, વગેરેની યોજના કરવી કરાવવી; શહેરસફાઈ, ઝાડ રોપાવવાં, નવાણ કૂવાઓની સફાઈ, વગેરે રાખવી રખાવવી.

**ખેતીવિષયક, વ્યાપારી તથા ઔદ્યોગિક:** આ સંબંધે શિક્ષણ મળે તેવો પ્રબંધ કરવો કરાવવો. જમીન, ઢોર, સાધનો, પુસ્તકો, વગેરે ખરીદી, ઉછેરી, બનાવી, તે સંબંધે શિક્ષણ આપવું અપાવવું; તેમજ તેને યોગ્ય જે જે કામો હોય તે કરવાં કરાવવાં.

**વ્યાવહારિક તથા સામાજિક:** સામાજિક યોગ્ય સુધારા આદરવા જનતાને વ્યવહારકુશળ બનાવવી. દરેક પોતાની ફરજ સમજે તેવું શિક્ષણ આપવું અપાવવું. આમ જનતામાં તથા બાળકોમાં શિસ્તપાલન, વ્યવસ્થા, સાહસ, હિંમત, ચારિત્ર્ય, સંઘબળ, સમાજસેવા, સંયમ, શાન્તિ, વગેરે કેળવાય તેવાં બનતાં પગલાં લેવાં લેવરાવવાં. જાતને તથા સમાજને નુકસાન કરનાર વ્યસનો, ટેવો અને દોષોને નિર્મૂળ કરવાને બની શકે તેવા પ્રયત્નો યોજવા. (બનતા સુધી નાતજાતના, સ્પર્શાસ્પર્શતાના, વટાળના તેમજ પંક્તિભેદના રિવાજોને તોડી ફોડી હિંદુ જાતિ બીજી જાતિઓ માફક એક જ જાતિ છે અને રહેશે, એવા મંતવ્યોનું પાલન કરવા કરાવવા માટે ભેદભાવોને દૂર કરવા દરેક પ્રયત્ન આદરવા. આ કામ અનુકૂળતા પ્રમાણે તેમજ લાગણી દુભાવ્યા સિવાય આસ્તે આસ્તે અમલમાં મૂકવા પ્રયત્ન કરવા.)

**રાજકીય:** ભારતને સ્વતંત્ર બનાવવા તથા સ્વતંત્ર રહે તે જોવા યોગ્ય લાગે તે દરેક પ્રવૃત્તિ હાથ ધરવી: જેવી કે જનતાને કેળવવી; સાહિત્ય ખરીદવું, લખાવવું, છપાવવું; ભાષણો આપવાં અપાવવાં; વગેરે જે જે સહાયક સાધનોની જરૂર પડે તે બનાવવાં, બનાવરાવવાં તથા પોષવાં.

ટીપ: ઉપર બતાવેલી સઘળી પ્રવૃત્તિઓને માટે સંશોધન તથા પ્રચાર ઉપર ખાસ ભાર મૂકી વળગી રહેવામાં આવશે.

આવું આખું બંધારણ મેં તૈયાર કરેલું છે તે જેને ઇચ્છા હોય તે જાતે ઉતારી જાય અગર મંડળોનું જૂથ તેને મારી પાસેથી મંગાવીને. તેની નકલો છપાવી દરેક ગામમાં (ગામડાં નાનાં હોય તો પાસે પાસેનાં ચાર પાંચ ગામના જૂથને) મોકલી આપે. ત્યાર પછી તે મને પાછું મોકલે. દરેક ગામને અનુકૂળ સુધારાવધારા તે તે ગામનાં યુવકયુવતીઓ કરી લે.

જે જે દૈનિક, અઠવાડિક, પખવાડિક, માસિક છાપાંઓને આ સંદેશો છાપવો હોય તેમને છાપવાની છૂટ છે.

આ સંસ્થા સ્થાપવા માટે મેં નડીઆદમાં બે વખત પ્રયત્ન કરી જોયો, પણ ગામલોકના ઉમંગને અભાવે તે બન્ને વખત હું નિષ્ફળ ગયો. હવે થોડા વખત પછી અનુકૂળ સમયે ત્રીજો પ્રયત્ન કરીશ. તેમ છતાં ગામલોકના સમજવામાં આ બાબત નહિ આવે તો પછી આ પ્રયત્ન પાટીદારો માટે જ કરવાનો રહ્યો. આ સંસ્થાને માટે સારી મદદનાં વચનો પણ મળી ચૂક્યાં છે. માત્ર કાર્યકર્તાઓ બહાર પડવાનાજ વાર છે. આ સંસ્થાનું કામ ફાલતુ વખતમાં પણ થઇ શકે તેમ છે.

આજે લોકની રહેણીકરણીમાં તમે શું જુઓ છો? દેખાદેખી ફેશન, વખતનો દુરુપયોગ, ગપ્પાં મારવાં, લોકોની નિંદા કરવી, કામ કરતાં ચીતરી ચઢવી, ધધોધાપો નેવે મૂકવો, બેઠાં બેઠાં પૈસા આવે એવા જાપ જપવા, તે મેળવવા માટે સટ્ટા, જુગાર, લોટરી ખેલવાં, ખોટા મુત્સદ્દીઓ બની વેર ઝેર વધારવાં, વગેરે.

કોઇ પણ બાબત આપણે એકધારી અને સંપથી કરી શકતા નથી. કપાળે કપાળે જુદી મતિ કહેવાય છે તેનો આપણે દુરુપયોગ કર્યો છે. તેને કુસંપમાં ઓતપ્રોત કરી દીધી છે. ગામની કોઇ પણ સારી બાબત આપણે જાતે અક્કલ હોશિયારીથી કરી શકતા નથી. તેવી બાબતોના રસ્તા આપણને રામ, કૃષ્ણ, શંકરાચાર્ય, દયાનંદ, ગાંધીજી, સરદાર, મહાદેવભાઇ, કાલેલકર, મશરૂવાળા, નહેરુ, કે. ટી. શાહ, જેવા કોઇ આંગળી ચીંધી બતાવે તો પણ આપણને તેની દરકાર નથી. આપણામાં શક્તિ તો અઢળક છે, પણ તેને કેમ વિકસાવવી, કેમ બહાર લાવવી, કેમ તેનો સદુપયોગ કરવો તેજ આપણે શીખવાનું છે. આપણે આરંભે શૂરા છીએ; આજે આપણે જે કામ હાથમાં લીધું તે કાલે ઢીલું પડે છે, પરમ દિવસે વધારે ઢીલું પડે છે, તેમ ઉત્તરોત્તર ઢીલું પડતું પડતું સાવ જાય છે, પછી ઊંઘી જાય છે અને ઉતરે મરી

જાય છે. ત્યાર પછી આપણને વિમાસણ થાય છે કે આપણે તો ઘાણીના બળદની પેઠે જ્યાંના ત્યાંજ છીએ. કોઇ કામ અડગ નિશ્ચય સિવાય સફળ થતું નથી તેમજ એકાગ્રતા અને તલ્લીનતા સિવાય કાર્યસિદ્ધિ થતી નથી. જર્મનીનો હિટ્લર આ ગુણોને લીધે આખી દુનીઆને આજે ધમધમાવી રહ્યો છે—સારે કે નરસે—ભલભલાના હાંજા ગગડાવી દીધા છે અને છક્કા છોડી નાખ્યા છે. અંગ્રેજ પ્રજા દુનીઆમાં ઉસ્તાદ પ્રજા તરીકે જાણીતી છે, તેની ઉસ્તાદી અને દંભ દુનીઆ આગળ છતાં કરી શકયો છે તે આજ ગુણોને લીધે. આ ગુણોને આપણે વિકસાવીએ તો આપણે શું ન કરી શકીએ?

શિસ્તપાલન, શાન્તિ અને વ્યવસ્થાના થોડા દાખેલા આપું, જે ગ્રેટબ્રિટન, ફ્રાન્સ અને જર્મની વગેરે જેવા સુધરેલા દેશોમાં પળાય છે. આગગાડીમાં બેસવા માટે ત્યાં ધક્કામુક્કી નથી થતી, સર્વે ઉતારૂઓ ઓળગાં ઊભાં રહીને વારાફરતી ઘણીજ ધીરજથી તેમજ સંભાળથી ડબ્બામાં દાખલ થઇ બેસવું, એવું ત્યાંની દરેક વ્યક્તિ સમજે છે. પાંચ સાત ભાઇબંધો અગર આહેલીઓ ચાલતાં હોય તો દરેક જણ એવી શિસ્તથી ચાલે છે કે આપણને એમ લાગે કે આ તે લશ્કરી તાલીમ લીધેલાં માણસો છે કે શું? ત્યાંના લોકો એવું સમજેલા હોય છે કે આપણાથી રસ્તામાં થૂંકાય નહિ તેમજ કચરો નંખાય નહિ. જ્યારે એક કલાકનો વખત તેમણે જમવાનો ઠરાવેલો તે વખતે બધાય જમવા જાય. ઓફીસો, કચેરીઓ, કામકાજ બધું તે વખતે બંધ રહે છે. દરેક પોતાની ફરજ સમજે છે અને તે પ્રમાણે વર્તે છે તથા વ્યવસ્થા કરે છે. લેંઘાની પેઠે તો તમને રસ્તામાં કોઇ માણસ ચાલતોજ ન મળે, સિવાય કે દારૂમાં ચકચૂર હોય. બાલ્લાં મારતો હોય તો મોટર તળે આવ્યોજ સમજો. આપણા મેળા મેળાવડા તો તમે ટાણે ને ટચકે જુઓ છો. તેમાં ન મળે કાંઇ વ્યવસ્થા, ન કોઇ સમજે પોતાની ફરજ. એક ઉપર બીજો પડે, જગા ન મળે તો તકરાર કરે, મારામારી કરે, બધું અવ્યવસ્થિત કરી નાખે.

આવો સંઘ ગામે ગામ સ્થાપીને આવી આવી ઘણી બાબતોનો ઉકેલ કરવાનો છે. શારીરિક બળ સાથે હિંમત અને સાહસ કેળવવાનાં છે, ધર્મના ઝગડાને નિર્મૂળ કરવાના છે, માનસિક ઉન્નતિ સાધવાની છે, રમતગમતોનાં તેમજ આનંદપ્રમોદનાં સાધનો વિકસાવવાનાં છે. શિસ્તપાલન, વ્યવસ્થા અને શાન્તિ કેળવવાનાં છે તેમજ રાજકીય પ્રગતિ સાધવાની છે. હિંદુ કોમ એકજ છે અને એકજ રહેશે તે સંબંધે વિકાસ સાધવાનાં પગલાં નહિ, પણ ફાળો ભરવાની છે. તેથી દરેક જણ જે આ સંદેશો વાંચે અને જેને વંચાવે તે

આવા સંઘો સ્થાપી સ્થપાવી પોતાની ફરજને ન ચૂકે એવી મારી નમ્ર વિનંતી છે. કવીએ આ સંબંધમાં કંઇક ગાયું છે તે યાદ રાખો:

"તીરે ઊભા જુએ તમાસો તે કોડી નવ પામે જોને."
"ગાથા સાટે મોંઘી વસ્તુ સાંપડવી નહિ સહેલ જોને."

નડીઆદ શંકરભાઇ ઝવેરભાઇ પટેલ

---

# હિન્દુઓની કાયરતા ઉપર કટાક્ષ

**કોમી દંગા:** ગયા મહિનામાં મદ્રાસમાં મુસ્લીમ લીગનું ઓગણીસમું અધિવેશન થયું હતું. તેની પહેલાં અને પછી ઢાકા અને અમદાવાદમાં હેવાનિયતથી અને નામર્દીનાં કામોથી ભરેલા હિંદુ-મુસ્લીમ દંગા થયા. બધી જગ્યાએ ગુંડાઓએ હેવાનિયતની અને હિંદુઓએ નામર્દીની પરાકાષ્ઠા બતાવી.

એટલું તો સાફ માલુમ પડે છે કે આ દંગા યોજના વિના કે એકાએક થયા નહોતા; તે કોઇ ને કોઇના નિશ્ચિત ઇશારા પરથીજ થયા છે. એ ઇશારો કોણ કરે છે અને કેવી રીતે કરે છે એ હું નથી જાણતો. પરંતુ અનુમાન થાય છે કે ઇશારો કેટલાક દિવસ પહેલાંજ આપવામાં આવે છે અને દંગાખોરોને તૈયારી માટે પૂરતો સમય આપવામાં આવે છે.

**દંગાનો હેતુ:** આ દંગાનો શો હેતુ હતો? તે શા માટે કરાવવામાં આવ્યા? શું એમજ માનવું કે તે પાકીસ્તાનની માગણીને વધારે જોરદાર બનાવવાને માટે છે?

અગર દંગાનો એ હેતુ હોય તો તે વિષે થોડો વિચાર કરી લેવો જોઇએ. પાકીસ્તાનમાં બે માગણીઓ પેશ કરવામાં આવી છે. એક, જ્યાં મુસલમાનોની વસતિ વધુ હોય ત્યાં તેમના ભાગનું સ્વતંત્ર પાકીસ્તાન બનાવવામાં આવે અને બીજું, પાકીસ્તાનની હિન્દુ અલ્પમતિ તથા 'બાકીસ્તાન'ની મુસ્લીમ અલ્પમતિની સુરક્ષા માટે વાજબી સલામતીઓ યોજવામાં આવે. (બાકીના દેશને 'બાકીસ્તાન'જ કહેવો જોઇએ, કારણકે એમ નથી માનવામાં આવ્યું કે એ બાકીનો ભાગ 'હિન્દુસ્તાન'જ રહેશે. તેના દ્રવિડસ્તાન, અછૂતસ્તાન, વગેરે ગમે તેટલા ટુકડા કરવામાં પાકીસ્તાનના યોજકોને કોઇ વાંધો નથી.)

**અલ્પસંખ્યકોની રક્ષા (?)** ઢાકા અને અમદાવાદના દંગા જો કાંઇ પણ સાબિત કરતા હોય તો તે એટલુંજ કે સલામતીઓ દ્વારા અલ્પમત-

વાળાઓની રક્ષાની આશા વ્યર્થ જ છે. બંગાળમાં મુસલમાનોની બહુમતિ છે, મુસ્લીમ લીગની હિમાયતી સરકાર છે અને હિન્દુઓની રક્ષાને માટે ગવર્નરને ખાસ અધિકાર આપવામાં આવ્યો છે. આમાં અલ્પમતવાળાઓની રક્ષા કેવી રીતે કરવામાં આવી?

અમદાવાદમાં મુસલમાનોની સંખ્યા ઓછી છે અને ગવર્નરનું રાજ્ય છે. ત્યાં એ કેમ થઇ શક્યું કે થોડી સંખ્યા વાળાઓએજ અત્યાચારો કર્યા અને બહુમત વાળાઓની જ ખાનાખરાબી થઇ?

**હિન્દુઓની કાયરતા:** બહુમતને અને અલ્પમતને નામે જે ફરેબનું બજાર ગરમ થઇ રહ્યું છે તે કેટલું જૂઠું છે! મુસલમાનો સારી રીતે જાણે છે અને સરકાર પણ સારી પેઠે જાણે છે કે રાજ્યની તરફથી રક્ષાની આજે જો કોઇને પણ ખરેખરી જરૂર હોય તો તે હિન્દુઓને છે, પછી હિન્દુઓ મુસલમાનોથી ભરેલા પ્રદેશોમાં મૂઠીભર અને અહીં તહીં વિખરાયલા હોય, યા મુઠીભર મુસલમાનોની વચમાં હજારોની સંખ્યામાં આવેલા હોય. હિન્દુના જેવો કાયર આખી દુનિયામાં ભાગ્યે જ કોઇ હશે. તેનામાં સ્વયં મરવાની હિંમત નથી હોતી, તેથી તેને હમેશાં બીજાને હાથે મરવું પડે છે. હિન્દુ ચાહે સરહદમાં રહેતો હોય કે સિંધમાં રહેતો હોય, યા મુંબઇમાં કે અમદાવાદમાં રહેતો હોય; તે પોતાના પૈસાથીજ પોતાનો જાન ખરીદ કરતો હોય છે. માનો કે તેનો જાન ખિસ્સામાં રાખવાની ઘડિયાળ છે. જ્યારે સંકટ આવે છે ત્યારે ઘડિયાળ જેમ ખિસ્સામાં સાથે રહે છે, તેમ તે પોતાનો જાન લેઇને ભાગે છે. બીજો માલ અસબાબ અને પોતાના ભાઇઓને પણ તે ત્યાં ને ત્યાં છોડતો જાય છે.

**સરકારનો પડકાર:** મુસ્લીમ લીગની પેઠે સરકાર પણ આ દંગાને પ્રસંગે એક રીતનો પડકાર કરતી હોય એમ માલુમ પડે છે. લીગ ખુલ્લી રીતે આહ્વાન કરે છે કે 'કાં તો અમારી માગણી મંજૂર કરો, અથવા તો લડવાને તૈયાર થઇ જાઓ.' સરકાર એમ બતાવવા ઇચ્છે છે કે તેના સિવાય હિંદનું બીજું કોઇ રક્ષક નથી—ન બહારના આક્રમણથી કે ન તો અંદરના દંગાફીસાદથી. એથી દંગો સારી પેઠે વધ્યા પછી તે 'રક્ષણ કરવાના હેતુ'થી વચમાં કૂદી પડે છે અને લશ્કરને જોરે પોતાની હકુમત કાયમ કરી લે છે.

**હુલ્લડ અને અહિંસા:** સરકાર આપણને એ બતાવવા માગે છે કે જુઓ, અહિંસા કેટલી નકામી વસ્તુ છે! હુલ્લડ દબાવવાને લશ્કર લાવતાં જે વાર થઇ જાય છે તો મહાસભાવાદી નેતાઓ પણ સરકારને દરવાજે

દોડી જાય છે અને લશ્કરને એકદમ રવાના કરવા માટે વિનંતીઓ કરે છે; એટલે અહિંસાને નામે લડાઇનો વિરોધ કરવો એ કેટલો ઢોંગ છે! હિંદુ મહાસભા પણ કહે છે કે ગાંધીજીએ અહિંસા અહિંસાનું રટણ કરાવીને હિંદુઓને ડરપોક બનાવી દીધા છે. આમાં સચ્ચાઇ એટલી છે કે હિંદુ ડરપોક છે, પરંતુ અહિંસાની અસરને લેઇને તે ડરપોક નથી બન્યો. એનું પુરુષત્વજ ઓછું થઇ ગયું છે. અંગ્રેજોના આવ્યા પહેલાંજ એનું પુરુષાતન ઓછું થઇ ગયું હતું અને અંગ્રેજોએ એને અધિક ઓછું કર્યું.

**પુરુષાતન કેમ વધે?** હવે આપણે માટે વિચારવાની મુખ્ય વસ્તુ છે, કે હિન્દુઓનું પુરુષાતન કેમ વધે. હિંદુસ્થાનના લોકોની પાસે શસ્ત્રો નથી અને સરકાર પણ એને કદી શસ્ત્રો આપવાની નથી. કેટલાય હિન્દુઓનો એ ખ્યાલ છે કે બીજાં શસ્ત્ર નથી તો નથી, પણ મુસલમાનો તો લાઠીનો અને છરીનો ખુલ્લી રીતે ઉપયોગ કરતા હોય છે. અમે પણ એનો ઉપયોગ કરતાં કેમ ન શીખીએ? એમાં સરકારને બહુ વાંધો ઉઠાવવા જેવું નહિ લાગે, અને આજે પણ કયાં વાંધો છે? કારણ કે એનાથી જે કાંઇ ખરાબી થશે, તે આ બે કોમોનીજ થશે. એનાથી સરકારનો વાળ પણ વાંકો નથી થઇ શકતો, બલ્કે ઊલટું, એની જડ મજબુત થતી હોય છે. છતાં ખેર, જવા દો આ ચર્ચાને, કેવળ આત્મરક્ષાની દૃષ્ટિથીજ એ જોઇએ.

આપણે બરાબર યાદ રાખવું જોઇએ કે લાઠી અથવા છરી હાથમાં લેઇને હુલ્લડખોરોની સામે ખડા રહેવાની હિંમત જ્યાં સુધી નહિ હોય ત્યાં સુધી લાઠી અથવા છરી માણસની રક્ષા કરી શકશે નહિ. જ્યાં સુધી માણસ પોતાનો જાન જોખમમાં નાખતાં અચકાતો હોય અને ભયના વાતાવરણમાંથી ભાગી જવામાં પોતાને સલામત માનતો હોય, ત્યાં સુધી કોઇ પણ શસ્ત્ર એને બચાવી નહિ શકે. દિલમાં જો સાહસ હોય તોજ શસ્ત્ર ઉપયોગી બની શકે. પણ હિંમત વગર શસ્ત્ર ઝાલનારને માટે શસ્ત્ર પોતેજ વધારે નુકસાનકારક નિવડે છે. શસ્ત્ર ચલાવવાની આવડતનું નામ વીરતા નથી, ભયનો સામનો કરવાની વૃત્તિને વીરતા કહેવામાં આવે છે. જેના મકાનમાં રક્ષાને વાસ્તે ચોકીદાર પહેરો ભરે છે તે મકાનમાલિક શસ્ત્રસજ્જ તો છે, પણ એ પોતે થોડો વીર બની શકે છે?

**ગાંધીજી શું કહે છે?** અહિંસાની બાબતમાં કેટલાક લોકો જાણીબૂજીને અને કેટલાક ગેરસમજથી ગાંધીજીના સંદેશનો અવળો અર્થ કરે છે. ડરપોક જનતામાં ભય, અન્યાય, બળાત્કાર વગેરેનો સામનો કરવાની વૃત્તિ ઉત્પન્ન

કરવાનો જો ગાંધીજીનો આદેશ ન હોય તો તો એમજ કહેવું પડે કે નામ લેવા લાયક એમનો કોઇ આદેશજ નથી. ગાંધીજીએ કોઇ દિવસ એવું નથી કહ્યું કે જો શસ્ત્ર ન મળે તો ભાગી જાઓ કે છુપાઇ જાઓ. એમણે એમ પણ કદી નથી કહ્યું કે જો મુકાબલો કરવોજ પડે તો હરેક સંયોગમાં અહિંસાથીજ કરો અથવા નિઃશસ્ત્ર રહીનેજ કરો.

ગાંધીજીએ તો તદ્દન સાફ સાફ કહ્યું છે, કે "ડરપોક બિલકુલ ન રહો, કાયર ન બનો, જોખમ ઉઠાવવાની હિંમત કરો; જો અહિંસાથી સામનો કરશો, નિઃશસ્ત્ર હોવા છતાં કરશો તો ભલાઇ વધશે, ઝગડાનો અંત જલદી અને સૌના લાભમાં આવશે; વળી હું પણ તમને રસ્તો બતાવી શકીશ અને તમારી પાસેથી કામ લેઇ શકીશ. પણ હિંસાથી સામનો કરશો તો જરૂર તમારા કરતાં વધુ બળવાન શત્રુથી તમે દબાઇ જશો. પરંતુ કેવી રીતે સામનો કરવો એનો નિર્ણય તમારે કરી લેવાનો છે. નિઃશસ્ત્ર હોવા છતાં પણ અહિંસાથી સામનો કરવાની હિંમત તમે ન બીડી શકો તો હથિયાર સજીને હિંસાથી પણ સામનો કરો. પરંતુ કોઇને કોઇ રીતે જોખમમાં ઊતરવાની હિંમત બતાવો."

### નિરાધાર આક્ષેપ

પણ મૂળ વાતજ એ છે કે જેમને જાતે જોખમમાં ઊતરવું નથી, પોતાનો જાન બચાવી બચાવીને કામ કરતા રહેવું છે, પરસ્પર દ્વેષ વધારી વધારીને લાભ ખાટી જવો છે, તેમને આખી જનતાનું બળ વધારવાની જરૂર જણાતી નથી. થોડાક ગુંડાઓને હાથ પર રાખવા એટલું એમના સ્વાર્થ માટે પૂરતું છે. ગુંડાઓને પોષવાને માટે ડરપોક જનતાની સહાનુભૂતિની એમને જરૂર પડે છે. એમ કરવા માટે એ બહાનું આગળ ધરે છે કે અહિંસાને લીધે અમારૂં બેહાનમેદાન નીકળી ગયું છે. સાથેસાથ એ કોમી દ્વેષ પણ વધારતા જાય છે. પણ જેની પાસે ખોવા લાયક કોઇ ચીજ અથવા ઇજ્જત છે એની તાકાત વધારવાની કે એનામાં સાહસ પેદા કરવાની યોજના તો કોરાણે જ રહી જાય છે.

જાન અને માલ ગુમાવવાના ડરને હિન્દુ જ્યાં સુધી તિલાંજલિ નહિ આપે અને એ ડર કાઢી નાખવા માટે પૈસાની મદદથી પોતાની સલામતી ખરીદવાનુંજ એ શ્રેયસ્કર સમજશે, ત્યાં સુધી બકાસુરની માફક ભય વારંવાર એની સામે મોં પહોળું કરીને ઊભો રહેશે.

### હિંસામાં શ્રદ્ધા

લીગને હિંસામાં શ્રદ્ધા છે; હિંદુ મહાસભાને પણ શ્રદ્ધા હિંસામાંજ છે. બંને માને છે કે દેશનું કામ અહિંસાથી નહિ સરે. ઠીક છે, એમ તો એમ.

પરંતુ એક બીજાને નિર્બળ બનાવીને આમ કતલ કરીને આપણા દેશની પરાધીનતાના કોકડાને કેવી રીતે ઉકેલી શકાશે? જ્યાં સુધી અંગ્રેજોને અહીં ટકવું છે ત્યાં સુધી ન મજબૂત પાકીસ્તાન બની શકે કે ન 'બાકીસ્તાન' કે ન હિંદુસ્થાન. તેઓ એટલી હદ સુધી કોઈ પણ એક પક્ષની શક્તિ વધવા નહિ દે કે જેને લેઈને એમની સલ્તનતને ફટકો પડે. એ માટે તેઓ એકને બીજાના હાથનો એટલો માર ખાવા નહિ દે કે જેથી આ દેશમાં એકજ કોમ ટકી રહે. જાદુગર જેવી રીતે પોતાના ફાયદા માટે સાપ અને નોળિયાની લડાઈ કરાવે છે એવીજ રીતે તેઓ બંને કોમોને અમુક હદ સુધી લડવા દેશે, પછી બંનેને જુદા જુદા પટારામાં પૂરી દેશે.

**રમખાણથી માત્ર નુકસાન**

ગાંધીજીએ કેટલીયે વખત જણાવ્યું છે, કે જેમને એમની અહિંસા અને મહાસભાની અસામ્રાજ્યવાદી લોકશાહી સામે વિરોધ હોય અને જેમને કોઈ ને કોઈ પ્રકારની સામ્રાજ્યશાહીમાં વિશ્વાસ હોય, તેઓ કોમી છાવણીઓ ઊભી કરવાને બદલે હિંદુસ્થાની સામ્રાજ્યવાદના સિદ્ધાન્તો ઉપર એક મોટા પક્ષની સ્થાપના કરી શકે છે અને એવી રીતે પણ હિંદુસ્થાનને અંગ્રેજી સામ્રાજ્યવાદ સાથે મુકાબલો કરવા માટે બળવાન અને સંગઠિત કરી શકે છે. પરંતુ આવાં રમખાણથી તો દેશને કમજોર બનાવવા સિવાય બીજો કોઈ હેતુ પાર પડતો નથી. ઇકબાલે કહ્યું છે: "મજહબ નહિ સિખાતા આપસમેં બૈર કરના"—ધર્મ આપસઆપસમાં વેર બાંધવાનું શિખવતો નથી. પરંતુ મુસ્લીમ લીગ અને હિંદુ મહાસભા કહે છે: "ધર્મ એ શિખવે છે, પરસ્પર વેર બાંધવું," અને સરકાર ઉચ્ચારે છે 'અસ્તુ.'

('પ્રજાબંધુ,' તા. ૪:૫:'૪૧) કિશોરલાલ મશરૂવાળા

---

## મિલનલગ્ન

હવે એવું પણ બનવા લાગ્યું છે કે અમુક ગામનો અમુક યુવક અમુક ગામની અમુક યુવતી સાથે લગ્ન કરવા ઇચ્છે છે ત્યારે અમુક સ્થળે તે બંનેનો મેળાપ કરાવવામાં આવે છે.

મુંબઈ યુનિવર્સિટીએ મેટ્રિકની પરીક્ષા માટે આ સાલથી આણંદને કેન્દ્ર બનાવ્યું છે, અને આપણાં ૭ તથા બાર ગામોએ પણ વરકન્યાના સોદા માટે આણંદને કેન્દ્ર બનાવ્યું છે. આપણે કેળવણીમાં આગળ વધતા ગયા એટલે આપણને આવાં કેન્દ્રોની જરૂર પડી.

વરપક્ષનાં માતાપિતા તરફથી પુત્રની સંમતિથી કન્યાપક્ષનાં માતાપિતાને પત્ર પાઠવીને જણાવવામાં આવે છે કે 'તમારે તમારી દીકરીને લેઇને અમુક દિવસે અમુક વખતે અમુક સ્ટેશને હાજર રહેવું. અમારા ચિ...... ત્યાં આપને ભેગા થશે.'

કન્યાનો પિતા તો વાટ જોઇનેજ બેઠો હોય છે, અને મુકરર કરેલે દિવસે પોતાની પુત્રીને લેઇને મુકરર કરેલે સ્ટેશને આવી પહોંચે છે.

થોડી મિનિટોના મેળાપની અંદર બંને અરસપરસ પરીક્ષા કરી જુએ છે.

આ ઉપરથી મેં નિહાળેલો એક રમુજી કિસ્સો મને યાદ આવે છે:

કન્યા ક્યારનીયે આવીને વાટ જોતી આણંદ સ્ટેશને એક બાંકડા ઉપર બેઠી છે.

યુવતી ઉપર પ્રથમ મિલનેજ પોતાની સારી છાપ પડે એમ દરેક યુવક ઇચ્છે છેજ, અને આપણો યુવક પણ 'અપ-ટુ-ડેટ' થઇને યુવતી પાસે આવે છે. બંને પરસ્પર અજાણ્યાં હોવાથી શરમાય છે અને વાતચીત કરી શકતાં નથી. પરંતુ યુવક શરમને ઠોકરે ચઢાવે છે અને યુવતીને તેની કેળવણી તથા ઘરકામ સંબંધે થોડા પ્રશ્નો પૂછે છે. યુવક જરા વાચાળ છે અને આગળ ધપે છેઃ "દૂધપાકમાં મીઠું કેટલું નંખાય?" આવા પ્રશ્નથી ગમે તેવી યુવતીનું માનસ ઘવાયા સિવાય રહે નહિ, પછી તે શહેરમાં રહેતી યુવતી હોય કે ગામડામાં રહેતી ગોરી હોય.

આવુંજ આપણી યુવતી માટે બન્યું, તેનાથી આવું હડહડતું અપમાન સહન ન થયું અને તરતજ તેણે તે ભાઇસાહેબને પરખાવી દીધું, કે "તમારી મા-બેનને પૂછી આવો." અને તરતજ તે યુવક સાથે લગ્ન નહિ કરવાની અને તેનું મોં ફરી નહિ જોવાની ભીષ્મ પ્રતિજ્ઞા લેઇ ઊઠી ગઇ.

આ પ્રમાણે વરપક્ષની અને કન્યાપક્ષની મહેનત ધૂળમાં ગઈ.

આવા એક નહિ પણ ઘણાયે કિસ્સા બને છે, અને યુવકયુવતીઓનાં દિલ ઊંચાં થઇ જાય છે. આવા કિસ્સા જોવા હોય તો લગ્નની મોસમમાં આવાં કેન્દ્રોએ તપાસ કરી ખાત્રી કરવી.

આ ઉપરથી શું ફળીભૂત થાય છે? પાટીદાર સમાજની અધોગતિ કે બીજું કાંઇ?

અમુક વસ્તુનો સોદો કરવાનો હોય અને તે જુદા જુદા ઘરાકોના હાથમાં જાય, તે વસ્તુ પસંદ ન પડવાથી વેપારીના હાથમાં પાછી આવે. તેવીજ રીતે આપણી કન્યારૂપી હીરા વરરૂપી ઝવેરીઓના હાથમાં જાય છે. જો સોદો

પાર પડ્યો તો તો ઠીક, નહિ તો ઓછીવત્તી કિંમત લેઇને પણ તે સોદો કરવો પડે છે અથવા કન્યાનાં માતાપિતાના હાથમાં તે હીરો પાછો આવે છે.

થોડી મિનિટોના મેળાપની અંદર કન્યાના કે વરના વિચારો પરસ્પર ક્યાંથી સમજી શકાય? જેની સાથે આખું જીવન વિતાવવાનું છે, જેની સાથે સદ્જીવનના આદર્શો ઘડવાના છે, જેની સાથે રહીને ચતુર્વર્ગની (ધર્મ, અર્થ, કામ અને મોક્ષની) સાધના કરવાની છે, તે યુવકના અને યુવતીના વિચારોની કે આદર્શોની થોડી મિનિટના મેળાપથી કેમ પરીક્ષા થઇ શકે?

દીકરીને બજારૂ ચીજ ગણવામાં આવે છે. આવા મેળાપોથી માત્ર શારીરિક સૌન્દર્ય કે તંદુરસ્તી સિવાય બીજું શું જાણી શકાય છે? બધા પરણનાર યુવકો અને યુવતીઓ માનસશાસ્ત્રીઓ ક્યાંથી હોઇ શકે? સમાજ આંગળી ચીંધીને કહે છેઃ "જુઓ, આ બે પરણનાર વરકન્યાનો પ્રથમ મેળાપ." આ આપણા સમાજની અધોગતિ નહિ તો બીજું શું?

ઓ સમાજસુધારકો, આપણા સમાજને આ અધોગતિને માર્ગેથી બચાવો!

નાર વિનોદચંદ્ર જેઠાલાલ પટેલ

---

## 'લૂ'ના આયુર્વેદિક ઉપચારો

એક વર્ષના ૭ વિભાગ પડેલા છેઃ શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ અને હેમન્ત. એ રીતે અત્યારે ગ્રીષ્મ ચાલે છે.

આ ઋતુમાં સૂર્યનારાયણના અતિ તપવાથી ગરમી બહુ પડે છે. અને તેના અતિયોગને લીધે કેટલીક વખત લૂ લાગી જવાથી પ્રાણી મૂર્છિત થઇ જાય છે અને મૃત્યુને વશ પણ થવાના બનાવો બની આવે છે.

ખાસ કરીને ગામડાઓમાં જે ખેડૂતો પ્રચંડ તાપમાં ખેતરોમાં કામ કરે છે તેઓને, અતિતાપમાં મુસાફરી કરનારને, ઉઘાડે માથે તાપમાં હરનાર ફરનારને, મિલોમાં કે કારખાનાઓમાં કામ કરનારાઓને–એક તો મશીનની ગરમી અને બહારનો તાપ એ બન્નેના યોગથી–ગરમીનું પ્રમાણ અસહ્ય થઇ પડે છે, તેમજ મનુષ્યોના અતિ સંઘટનથી અને શ્વાસોશ્વાસનાં એક બીજાના નાસિકા દ્વારા થતાં આન્દોલનોથી માથામાં રહેલા જ્ઞાનતંતુઓ ઉપર અસહ્ય બોજો થવાથી ઉપર પ્રમાણે મૂર્છિત થતાં તથા મૃત્યુને વશ થતાં મનુષ્યો જોવામાં આવે છે. તેને માટે આપણા આયુર્વેદમાં સાદા અને સરલ તાત્કાલિક ઉપાયો

જતાવી જનસમૂહ ઉપર જે ઉપકાર કરેલ છે તેનો ઉપયોગ કરવાથી અવશ્ય લાભ થશે જ.

૧. ગરમીના સમયમાં બપોરના બાર વાગ્યાથી ત્રણ વાગ્યા સુધીમાં તાપની અંદર ખુલ્લે માથે કોઈ પણ પ્રકારનો શ્રમ કરવો નહિ, કારણ કે રોગ થવાનાં કારણ હોય તેનાથી દૂર રહેવું તે પ્રથમ ચિકિત્સાના પાયા રૂપ છે. છતાં એવી રીતે કામ કરવાની સ્થિતિ આવે તો મસ્તક ઉપર કેળનાં પાનને વીંટી ઉપર કપડું બાંધી પછી કામમાં જોડાવું.

૨. એ જ પ્રમાણે વડનાં પાન, એરંડાનાં પાન પણ માથા પણ બાંધી શકાય છે.

૩. લીંબડાના પાનને ખૂબ કચરી તેને એક તપેલામાં અથવા હાંડલામાં નાખી રવાઇથી ખૂબ મંથન કરી તેમાં જે ફીણ ઉત્પન્ન થાય તે ફીણમાં કપડું બોળી લૂ લાગેલ માણસનાં મસ્તક ઉપર મૂકયા કરવું.

૪. અરીઠાનાં છોતરાં ઉપરની છાલ કાઢી તેને જરા કચરી ઉપર પ્રમાણે પાણીમાં ખૂબ મસળી તેનું ફીણ માથા ઉપર લગાવવું અને પગનાં તળાંમાં પણ તે ફીણ લગાવવું.

૫. મીઠું અગર સુરોખાર અગર નવસાર એક તોલો લેઇ એક શેર પાણીમાં નાખી ગળી જાય ત્યારે તેમાં કપડું બોળી મસ્તક ઉપર મૂકવું.

૬. બકરીનું દૂધ હાથપગનાં તળીઆંમાં ઘસવું અને માથા ઉપર પણ કપડું તેમાં બોળી મૂકવું.

૭. મેંદીનાં પાન કચરી તેની લુગદી પગનાં તળાંમાં મૂકવાથી પણ મસ્તક ઉપર લૂની અસર થશે નહિ.

૮. લૂ લાગવાથી બેભાન થઇ ગએલ હોય તો—તે જંગલમાં હોય તો—તેને પીંપળો, લીંબડો, વડ કે એવા સઘન ઘટાવાળા વૃક્ષની નીચે ખુલ્લી હવામાં સુવાડી રાખવો.

૯. સો, બસો વાર એક બે રૂપીઆભાર ધોને ખૂબ ધોવું અને તે ઘી પગનાં તળિયાં તથા મગજ ઉપર ખૂબ ઘસવું.

૧૦. ગરમીમાં જવા અગર કામ કરવા જરૂર પડે તો ડુંગળીના બે ચાર ગાંઠીઆ પાસે રાખવા, જેથી ગરમીની અસર નથી થતી.

૧૧. રૂપીઆભાર ધાણા અને ૧૫-૨૦ દાણા દ્રાક્ષ, બન્નેને ખૂબ વાટી તેમાં પાંચેક તોલા પાણી નાખી કપડેથી ગાળી તૃષાથી પીડાતા માણસને આપવું.

૧૨. એ પ્રમાણે સાકરનું પાણી પણ આપી શકાય છે.

૧૩. નદીતળાવમાં શેવાળ થાય છે તે માથા ઉપર મૂકી શકાય અને પગનાં તળાંમાં પણ લગાડી શકાય.

૧૪. કાચી કેરી લેઇ તેને છાણાંના દેવતામાં ભારવી, સારી રીતે બફાઇ જાય પછી કપડેથી તેને છણી લેવી. તેમાં સાકર નાખતા જવું. પછી તે વધુ જાડું હોય તો દૂધ થોડું નાખી, તેમાં ઇલાયચી નાખી, તે કેરીનો પાનક (પણો) પીવા આપવાથી તુરત ગરમીની અસર નાબુદ થઇ તૃપ્તિ થઇ જાય છે. એ પ્રમાણે ખજુર, દ્રાક્ષના પાંનક પણ સારી અસર કરે છે. નાળિયેરનું પાણી પણ સારું છે.

આટલા ઉપાયોમાંથી જે થઇ શકે તે ઉપચારો કરવાથી લૂની અસર નાબુદ થઇ જશે અને બેભાન થએલ મનુષ્ય શુદ્ધિમાં આવી જશે.

બરફ મૂકવાનો રિવાજ છે, પરંતુ અમો અમારા અનુભવ પ્રમાણે આપણા આયુર્વેદિક ઉપચારો ઉપર શ્રદ્ધા રાખવા અને અનુભવ લેવા ખાસ અમારી ગ્રામજનતાને વિશેષ કરીને ભલામણ છે.

('ગ્રામ-સેવા' તા. ૧:૫:૪૧) ડૉ. ભાસ્કરરાય મ. વૈદ્ય

---

## ચર્ચાપત્ર

### ૮. ક્રાન્તિ અને સુધારા

ભાઇશ્રી મણિલાલ મોતીલાલ પટેલે ચૈત્ર માસના 'પાટીદાર'ના પાન ૨૭૮ ઉપરના પોતાના ચર્ચાપત્રમાં મને કેટલાક પ્રશ્નો પૂછ્યા છે. એ પ્રશ્નોના બીજા પેરેગ્રાફમાં મારી અંગત બાબતના કેટલાક પ્રશ્નો છે અને પહેલા પેરેગ્રાફમાં સામાન્ય બાબતનો પ્રશ્ન છે. મારી વર્તણૂંક બાબતના બીજા પેરેગ્રાફના પ્રશ્નોના જવાબ 'આપું કે નહિ?' એમ મને પ્રશ્ન ઊઠે છે. છતાં એના જવાબો નહિ અપાય તો આ બાબત ગેરસમજ થવા સંભવ છે, એમ લાગ્યાથી પણ એના જવાબ આપું છું. જોકે આ બાબત સમાજને બહુ ઉપયોગી નથી અને એના ખુલાસા તે ભાઇ મને પત્ર લખીનેજ પૂછી શકયા હોત તો વધારે સારું થાત. પરંતુ તેમણે આવા પ્રશ્નો જાહેરમાં પૂછ્યા છે એટલે તેનો જવાબ જાહેરમાં ન આપું તો કેટલાક જણને પરંણ બાબતમાં મારી વર્તણૂંક બાબત શંકા લાવવાનું કારણ મળે એટલે મારા જવાબો પણ જાહેરમાં આપું છું. બીજા પેરેગ્રાફના જવાબ પહેલા આપી પછી પહેલા પેરેગ્રાફનો જવાબ આપીશ.

પરણ લેવાની પ્રથા સામે મારો ઉગ્ર વિરોધ છે. આ વાતને હું ક્રાન્તિકારી

ગણતો નથી. મારી દૃષ્ટિએ સામાજિક સુધારાની બાબતમાં કઇ વાતો ક્રાન્તિકારી છે અને કઇ સુધારાની છે તે આગળ ઉપર સમજાવવા પ્રયત્ન કરીશ. પરઠણ લેવાની પ્રથા બંધ કરવાની વાત ક્રાન્તિકારી નથી, કારણ કે એનાથી સમાજના બંધારણમાં મહત્ત્વનો ફેરફાર થઇ જાય એમ નથી. તે ઉપરાંત કુલીન ગણાતાં કુટુંબોમાં પણ સંસ્કારી અને ભણેલા માણસો પૈકી ઘણા જણ આ પ્રથાનો વિરોધ કરે છે. એટલે કુલીન ગણાતા માણસોને પણ આ પ્રશ્ન ક્રાન્તિકારી લાગતો નથી. ફક્ત જ્ઞાતિના કેટલાક લોકોએ પૈસાના લોભને લીધે લગ્નનો વહેવાર એક સોદા જેવો બનાવી દીધો છે, તેમની તે વૃત્તિને દબાવવાનોજ આ એક સામાન્ય સુધારાનો પ્રશ્ન છે.

મારા અધિકારમાં હજુ સુધી કોઇ વર આવ્યો નથી. મારા ભાઇના લગ્નમાં મેં (રૂા. ૩૦૧ કરતાં વધુ પરઠણ લેવાની વાત થવાથી) ભાગ લેવા ના પાડેલી અને મારા ભાઇએ પણ મને સંતોષવાની ઇચ્છા બતાવેલી. એટલે મારા સમજુ મુરબ્બીઓએ પરઠણ પેટે લીધેલી રકમ પરત મોકલી. મારા બીજા ભાઇના દીકરાના લગ્નમાં મેં પરઠણને કારણે ભાગ લીધો નથી. અને રૂા. ૩૦૧ કરતાં વધુ પરઠણ લેવાઇ હોય તેવી કોઇ જાનમાં હું જતો નથી. મારા પોતાના લગ્નપ્રસંગે પણ મેં રૂા. ૩૦૧ કરતાં વધુ પરઠણ ન લેવાનો મારો નિયમ સાચવ્યો છે. આ પ્રશ્નો પૂછનારને અને બીજા ભાઇઓને એક વાત જણાવું કે સ્વ. પૂ. મોતીભાઇ સાહેબની પ્રેરણાઓને લીધે અમારા ગામમાં જેમ બારમું તદ્દન બંધ થયું છે, તેમજ અમારા ગામમાં પરઠણવાળી જાનમાં ન જનારની સંખ્યા પણ બીજા કોઇ પણ ગામ કરતાં વધારે છે, અને તે વધતીજ જાય છે. અને કદાચ આ પ્રશ્નનો નિકાલ કરવામાં અમારું ગામ પહેલ કરશે. 'પરઠણવાળું લગ્ન'નો અમે સ્વીકારેલો અર્થ 'રૂા. ૩૦૧ કરતાં વધુ રકમ લેવાની શરતથી થતું લગ્ન,' એવો કર્યો છે. કોઇ માણસ રૂા. ૩૦૧ લે, પણ બીજી કોઇ રીતે કન્યાના બાપ પાસેથી પૈસા લેવાની શરત થાય, એટલે એને અમે 'પરઠણવાળું લગ્ન' કહીએ છીએ અને તેમાં ભાગ લેતા નથી.

'પરઠણ લીધી છે કે નહિ તેની ખાતરી કેવી રીતે કરો છો?'. એમ કોઇ ભાઇ પૂછશે. જેમને ત્યાં લગ્ન હોય તે ભાઇ પ્રમાણિકપણે કહે કે પોતે પરઠણની કે એવી બીજી શરત કરી નથી, એટલે તેમના ઉપર વિશ્વાસ રાખીને અમે નિર્ણય કરીએ છીએ.

'રૂા. ૩૦૧ લેનારની જાનનોય વિરોધ કેમ કરતા નથી?' એમ પણ

પૂછાશે. આ રકમ લેવામાં કે આપવામાં વરપક્ષનો અને કન્યાપક્ષનો સામાજિક દરજ્જો સમાન છે એ વાતનો બંને પક્ષ સ્વીકાર કરે છે, એમ અમને લાગે છે. અને અમારે માટે હાલ આટલું થાય તો બસ છે, એમ માની આ ધોરણ રાખ્યું છે. પરઠણ લેનાર ગામોના કે કુટુંબોના બધા માણસો આટલોજ નિયમ લેવાનું રાખે તો આ પ્રશ્ન સહેલો બનશે અને કન્યાના પિતાની ચિંતાઓ અને મુશ્કેલીઓ ટળશે, અત્યારે દીકરીઓ અળખામણી થતી જાય છે તે સ્થિતિ અટકશે. એટલે મારા તથા બીજાં ગામના તમામ ભાઈઓને આ બાબતમાં જરૂરી નિયમ પાળવાની પ્રતિજ્ઞા લેઈ લેવાની વિનંતી કરવાની આ સ્થળે તક લેઈ લેઉં છું.

'પરઠણ લેઈ પરણનાર છોકરાની જાનમાં ન જવું,' એવો અમારો નિયમ છે. છતાં પરઠણ આપી છોકરી પરણાવનારને ત્યાં જવામાં અમારો નિયમ આડે આવતો નથી. કારણ કે આ બાબતમાં છોકરીના બાપની ઇચ્છા કામ લાગતી જ નથી, એટલે 'પરઠણવાળા લગ્ન'નો બધો દોષ વરના બાપ ઉપર જ છે એમ લાગે છે.

''પરઠણવાળી જાનમાં નહિ જનાર બીજા ગામના લોકોને પરઠણ લેતાં શી રીતે અટકાવાશે?' એવો પ્રશ્ન કેટલાક જણને થાય છે અને તે વ્યાજબી છે. આના જવાબમાં અમે કેટલાક મિત્રો વિચારીએ છીએ કે 'પરઠણનો વિરોધ કરનાર ભાઈઓએ પોતાનો વિરોધ અસરકારક બનાવવો હોય તો પોતાનો ભાઈ કે દીકરો પરણાવતી વખતે કન્યાના પિતા પાસે એવી શરત કરાવવી કે પોતાના અધિકારમાં છોકરો પરણાવવાનો પ્રસંગ આવતાં તે પરઠણ લેશે નહિ. આ જાતનું વલણ અખત્યાર કરનાર દરેક ગામમાં પંદર વીસ યુવકો ઊભા થાય તો આ પ્રશ્નનો ઉકેલ જલદી આવી જશે એમ લાગે છે.

મને લાગે છે કે લંબાણથી ચર્ચીને આ પ્રશ્નની બાબતમાં મારા વલણ અને મારી વર્તણૂંક બાબત મેં ભાઈ મણિલાલને પૂરો ખુલાસો આપ્યો છે. આટલાથી તેમનો સંતોષ ન થાય તો આ બાબતમાં હવે કંઈ કહેવાનું રહેતું નથી.

હવે પહેલો પ્રશ્ન લેઈએ:

આ પ્રશ્નો જે બાબત ઉપરથી પૂછાયા છે તે બાબત તેમણે પૂરો વિચાર કર્યો છે કે કેમ તેની મને શંકા છે. 'બંધન ન તોડનારની મશ્કરીઓ કરવા સુધી પણ કેટલાક જાય છે, પરંતુ એ રીતે બંધન તોડી ન બતાવ્યાં હોય એવા માણસોના મોંમાં આ વાતો શોભશે નહિ એમ હું માનું છું,' એમ મેં લખ્યું છે. એના જવાબમાં આ ભાઈએ પ્રશ્નોની પરંપરા પૂછી છે. બંધન

તોડવાની કે ક્રાન્તિની વાત કોઇએ કરવી કે નહિ, એમ તે પૂછે છે. આ પ્રશ્ન કેવી રીતે ઊભો થાય છે તે સમજાતું નથી. મેં તો ફક્ત બંધન તોડવાની અગર ક્રાન્તિની વાતો કરનારને જણાવ્યું છે કે તમે જ્યાં સુધી આવી બાબતોનો અમલ ન કરો ત્યાં સુધી તેમ ન કરનારની મશ્કરીઓ કરો તે વાત યોગ્ય નથી. અરે, હું તો એથી પણ આગળ જઇને કહીશ કે કોઇ ક્રાન્તિકારી ભાઇ જાતે ક્રાન્તિકારક પગલાં ભરતા હોય, તોપણ તે ક્રાન્તિ ન કરનાર બીજા ભાઇઓની હાંસી કે મશ્કરી કરે તે અયોગ્ય ગણાય. એટલે આ બાબતમાં ક્રાન્તિની વાતો બંધ કરવાની વાતજ નથી. ક્રાન્તિની વાતો કરનારને ડામ દેવાની પણ વાત નથી. મારો ઇરાદો ક્રાન્તિકારી વાતો કરનારને તેમની રીત બદલાવવાનો છે. સામાજિક બાબતોમા કોઇ એક કે વધુ વ્યક્તિ આપણી ધારણા મુજબ વર્તન ન રાખે, તો તેની અંગત જાતને ઉતારી પાડવાના જે પ્રયત્નો થાય છે તે સામે મારો વિરોધ છે. અને આ રીતે ક્રાન્તિ ન કરનારને ઉતારી પાડનાર માણસો એવીજ બાબતોમા પોતે કંઇ કરી શકયા ન હોય ત્યાં સુધી તેમને આવી બાબતોમાં સામાને ઉતારી પાડવાનું શોભતું નથી એમ જણાવવાનો મારો પ્રયત્ન છે. ટૂંકમાં, સામાજિક બાબતોમાં જે સુધારા એકંદરે લાભદાયી અને ઇષ્ટ છે એ વાત હજુ નક્કીજ થઇ નથી તેવા સુધારા ન કરનાર વ્યક્તિને જાહેરમાં ઉતારી પાડવાની કેટલાક ભાઇઓને 'જરા ધીરે ચાલો' એમ કહેવાનોજ મારો આશય છે. કારણ કે અતિઉત્સાહી થઇ જઇ કેટલાક ભાઇઓ આ જાતની અંગત ટીકાઓથી જ્ઞાતિમાં વિનાકારણ વૈમનસ્ય અને પક્ષાપક્ષી વધારે છે. આપણી જ્ઞાતિમાં મૂળેય કુસંપ તો વધારે છેજ, બધાને સંબંધકર્તા સર્વસામાન્ય પ્રશ્નો બાબતમાં પણ ભેગા મળી વિચાર કરવાની ટેવ કે આવડત નથી. અને આ જાતની અંગત ચર્ચાઓ અને ટીકાઓ આપણને 'એકઠા મળી વિચાર કરવાનું' શિખવવાને બદલે એક બીજાથી દૂર ને દૂર લેઇ જાય છે. એટલે કેટલીક બાબતોમાં બધાને ભેગા કરી અમુક નિર્ણયો કરવાનું શકય હોવા છતાં બધા ભેગા થઇ શકતાજ નથી. અને સહેલાઇથી ઉકેલી શકાય એવા સામાન્ય પ્રશ્નો પણ અણઉકેલ્યાજ રહે છે. દાખલા તરીકે: બારમાનો પ્રશ્ન લેઇએ. બારમું કરવું એ હવે જરૂરી નથી, એ વાત અત્યારે સમાજનો બહુ મોટો વર્ગ માને છે. અને 'પાટીદાર મંડળ' આ પ્રશ્નનો ઉકેલ કરવા વ્યવસ્થિત પ્રયત્ન કરે તો આખી જ્ઞાતિમાંથી બે ત્રણજ વર્ષમાં બારમું સદંતર બંધ કરાવી શકાય એટલો સાથ મળી શકે એમ છે. પરંતુ 'પાટીદાર પરીષદ'નું સૂત્ર જેમના હાથમાં છે તે એકદમ બહુ મોટી વાતો કરે, એટલે એ પરીષદોને પૂરતો સાથ મળતો નથી. એજ રીતે સુધા-

રાંની વાતો કરનાર દરેક જણ, જનતા ઝીલી શકે એવી જ, વાતો પકડે તો ધીમે ધીમે પણ ચોક્કસપણે સામાજિક સુધારા થઇ શકે. એને બદલે એકદમ 'જ્ઞાતિનાં બંધન તોડવાની,' સમાજ ગભરાઇ જાય એવી, વાતો કરવાથી કશું ય થઇ શકતું નથી. તેમાંય વળી બહુ મોટી વાતો કરનાર જાતે આવી વાતોનો અમલ કરી શકતા નથી, એટલે તેમની ટીકાઓ સામે સામી ટીકાઓ થાય છે. અને સામ સામી ટીકાઓ કરીને જ આ ગડમથલનો અંત આવે છે!

હવે આ ભાઇને ખાતરી થશે કે ક્રાન્તિની વાતોનો હું કે કોઇ વિરોધ કરતું નથી. પણ તે વાતો અને ચર્ચાઓ સિદ્ધાન્તોની જ ચર્ચાઓ હોવી જોઇએ, વ્યક્તિને ઉતારી પાડવાની વાતો ન હોવી જોઇએ. વળી આવી વાતો કરીને જ બેસી ન રહેતાં સમાજના બધા માણસોની ગતિ જોઇ તે બધાને માફક આવે એવી નાની બાબતોમાં સુધારા અને ફેરફાર થાય, તે માટે પોતપોતાના વર્તુળમાં વ્યવસ્થિત પ્રયત્નો પણ કરવા જોઇએ. ગમે તેટલા આગળ વધેલાને માટે પણ કોઇ સુધારાની વાત નાની નથી, એટલે બહુ ક્રાન્તિકારી માનસ ધરાવતા માણસોએ પણ નાના સુધારાઓ કરાવવાના પ્રયત્નો સતત ચાલુ રાખવા જોઇએ.

મારા અંગત વિચારો જણાવું તો—બારમાનો રિવાજ બંધ કરાવવો, પરઠણનો રિવાજ બંધ કરાવવો, જાનનો એક જ દિવસ થઇ જાય તેવા પ્રયત્ન કરવા, લગ્ન વખતે ખાવું વગેરે આપવા લેવાનું બંધ કરાવવું, મરણપ્રસંગે ચીઠ્ઠીઓના વહેવાર ટૂંકા થાય તે માટે પ્રયત્ન કરવો, મરણ પાછળ રડવા કૂટવાનું અને વિધવાના વાળ ઉતારવાનું બંધ થાય તે માટે પ્રયત્ન કરવા, એ બધી વાતો સુધારાની વાતો છે એમ હું માનું છું. અને આપણી જ્ઞાતિની દીકરીઓને ગમે તે જ્ઞાતિમાં પરણાવવી, વિધવાવિવાહ કરાવવો, જાનમાં બિલકુલ માણસો ન લઇ જવાં, જમણવાર તદ્દન બંધ કરવાં, વગેરે વાતો ક્રાન્તિની વાતો છે એમ માનું છું. તેમાં પણ આપણી જ્ઞાતિની છોકરીઓ ગમે ત્યાં પરણે તેવા પ્રયત્ન કરવા, એ બહુ મોટી ક્રાન્તિની વાત લાગે છે. આ જાતનું લગ્ન કોઇ સમજુ વ્યક્તિ સમજપૂર્વક કરે તેમાં કશું ખોટું નથી, પરંતુ તેમ ન કરનારને મૂર્ખ કે નમાલું ગણવું એ બરોબર નથી, એમ મને લાગે છે. આનાં કારણો મેં અગાઉ જણાવેલાં છે જ. વારંવાર તે જણાવવાની જરૂર જણાતી નથી.

અત્યારે આપણી જ્ઞાતિ માટે વધુમાં વધુ આવશ્યક કોઇ વાત હોય તો જ્ઞાતિના મોટા ભાગના લોકો ભેગા મળી બધાને સંબંધકર્તા પ્રશ્નોની ચર્ચા કરી

તેમનો ઉકેલ શોધવા માટે પ્રયત્ન કરતા થાય તેમ કરવાની છે. પરંતુ ક્રાન્તિને કે સુધારાને નામે કેટલાક ભાઇઓ કોઇ વ્યક્તિ હાથમાં આવતાં તેની અંગત ટીકાઓ અને હાંસી કરે છે, એટલે જ્ઞાતિમાં જે એકયની ભાવના જાગ્રત થવાની જરૂર છે તે થઇ શકતી નથી. તેથી આવા ભાઇઓને કેટલીક બાબતોમાં મર્યાદા સાચવવાની વિનંતી કરવા જ હું આ જાતની ચર્ચામાં પડું છું.

વડોદરા ચિમનભાઇ મૂ. અમીન

* * *

## ૯. આળપંપાળ

'પાટીદાર' માસિકમાં છેલ્લાં બે ત્રણ વર્ષોથી ભાઇ ચિમનભાઇ મૂ. અમીન પોતાના વિસંગત વિચારો દર્શાવતા આવ્યા છે, પોતાની ફરજથી પ્રેરાઇ તંત્રીશ્રીએ એમના એવા લેખોને પણ છાપ્યા છે. ઘણુંખરું બધે આમ બનવું કઠણ હોય છે, અને એથી જ એવી ચર્ચાઓ માટે અન્ય સામયિકોનો અથવા તો બળતાં પત્રોનો પ્રતિપક્ષી આશરો લે છે. પણ 'પાટીદાર' માસિક જે હેતુથી ચાલી રહ્યું છે એ હેતુ લક્ષમાં લેઇ એના તંત્રીશ્રી ભાઇ ચિમનભાઇનાં લખાણો છાપતા આવ્યા છે, તેમ વિસંગતતાની ખબર પણ લેતા રહ્યા છે. એ સાથે સંમતિ દર્શાવતા કેટલાક લેખો પણ છપાઇ ચૂકયા છે, પણ એ ચર્ચાઓ સાથે તંત્રીશ્રીની સંમતિ છેજ એવું ન માનવાની એમણે પ્રથમ જ જાહેરાત કરી છે. એટલે જેના ઉપર દોષારોપણ થાય એણે એનો બચાવ અથવા સામી દલીલો કરવી રહી.

વળી, સૌ કોઇ પોતાના સારા નરસા વિચારો કરવા સ્વતંત્ર છે, એ ઠીક સ્વાભાવિક હોવા છતાં આ વિચારસરણીનો વિરોધ કરવા અથવા ભાઇ ચિમનભાઇ પ્રત્યે અનુરાગ દર્શાવવા 'પાટીદાર' માસિકના ગયા ચૈત્રના અંકમાં ભાઇ રતિલાલ ગ. પટેલે કેટલીક અસંગત વાતો કરી દીધી છે. વાણીવિલાસ અને શબ્દજાળ રચવા છતાં એમનો નિષ્કર્ષ છૂપો રહેતો નથી. એ કહે છે: "શ્રી. ચિમનલાલ અમીન ઉપર ટીકાઓના ખોટા ચોકડા ખડકવામાં આવ્યા છે એમ તો ન કહી શકાય, પણ એમાં અસત્યનો અંશ તો જરૂર છેજ."

અત્રે ચર્ચાપત્રીએ એ અસત્યની થોડી ઘણી ઝાંખી કરાવી હોત તો સમજી શકાત કે એમના ઉપર કયા કયા અસત્ય દોષો મૂકવામાં આવ્યા છે, જેથી એ માટે યોગ્ય તપાસ કરી શકાત. પણ ચર્ચાપત્રીને તો માત્ર શબ્દજાળ રચી એમને જે કહેવું છે તે સંસારસુધારાને નામે સુંદરમતી ને પુનમલાલની વિવેચકને સંબોધતી પંક્તિઓ મૂકી છુપાવવું છે. અને એમ કરી એમને એક

રીતે આળપંપાળ કરવી છે. એથી તો એ કહે છે: "તેથી સમાજ આખાને દોષ દેવાય, નહિ કે વ્યકિતને. તમે કદાચ દલીલ કરશો કે સમાજ વ્યકિતઓનો બનેલો છે. પરંતુ વ્યક્તિઓના સામાજિક સંબંધો સમાજમાન્ય ધારાધોરણોથી નક્કી થાય છે. એટલે વ્યકિત કરતાં સમષ્ટિ શરૂઆત કરે તો જ ફાયદો થાય."

'સામાજિક સંબંધો સમાજમાન્ય ધારાધોરણોથી નક્કી થાય છે.' એ લખાણમાં એમને એમ કહેવું લાગે છે કે કોઇ પણ વ્યક્તિ સમાજનું ઉલ્લંઘન ન કરી શકે, કારણ કે એમ કરવું ધારાધોરણોથી વિરુદ્ધ છે, તેથી એવું કરવું વ્યક્તિને માટે અયોગ્ય છે. એટલે આખોયે સમાજ (સમાજ એ જાણે એક ચેતન વિરાટ માનવી છે એમ લેખક સમજતા લાગે છે!) જો કાંઇ સુધારા કરે તે જ શકય છે. વ્યક્તિથી એ બની શકે જ નહિ! કેમ એમ જ ને? અને તેથી નિરુપાય એવાં બેન લલિતાબેન માટે એ ભાઇ કહે છે તેમ "શ્રી. અમીન કે બેન લલિતાબેન એ વ્યક્તિઓ છે. તેમનો દોષ વ્યકિત પ્રમાણે માની લેઇએ, પરંતુ તેમની વાસ્તવિક સ્થિતિનો ખ્યાલ ન ભુલાવો જોઇએ."

એ વાસ્તવિક સ્થિતિ માટે એમણે ઉપર વ્યાખ્યા મૂકી છે કે બિચારી વ્યકિત સમષ્ટિ આગળ કશુંય કરી શકે નહિ! કારણ કે 'સામાજિક સંબંધો સમાજમાન્ય ધારાધોરણોથી નક્કી થાય છે.' ભાઇ રતિલાલને એટલોંયે ખ્યાલ નથી કે સમાજ વ્યક્તિઓ માટે છે. આખરે તો એક એક વ્યક્તિ પણ સમાજનું પ્રતીક છે. સમાજને રચનાર વ્યકિત છે, સમાજે વ્યક્તિ રચી જાણ્યું નથી, એટલે વ્યકિતને ગૌણ સ્થાન આપ્યે કેમ પાલવશે?

અને અંતે પ્રત્યેક વ્યક્તિ બીજી વ્યક્તિની રાહ જુએ તો પરિણામે સુધારો કરે કોણ? સમષ્ટિમાં પ્રચાર કરવો અથવા લોકમત કેળવવો એ વ્યક્તિની ફરજ છે, અન્ય એની અપેક્ષા પણ રાખે છે. અને કોઇ પણ દેશમાં જ્યાં જ્યાં સુધારા થયા છે ત્યાં ત્યાં પણ એ જ રીતે થયા છે. સામુદાયિક ક્રાન્તિનું મૂળ પણ વ્યક્તિથી આરંભાય છે. રશિયન ક્રાન્તિ એનું જ્વલંત ઉદાહરણ છે.

અને ત્યારે વ્યક્તિ શું કરી શકે, અથવા તો એ પોતાનાં બંધનો કેવી રીતે તોડી શકે, એવું કહેવું કેટલું હાસ્યાસ્પદ છે!

મ્બાલે, ઉગાણ્ડા રાવજીભાઇ સોમાભાઇ પટેલ

* * *

## ૧૦. આ સારૂં કે તે?

નીચેના પ્રશ્નો સંબંધે હજી કેટલાંક ભાઇબેન પૂછ્યા કરે છે, એટલે વળી તે પ્રશ્નો ચર્ચા માટે જાહેરમાં મૂકવા ઇષ્ટ લાગે છે:

૧. પ્રેતભોજન બાબત

ક પ્રેતભોજન જમવાં જમાડવાં ધાર્મિક રીતે તો ઇષ્ટ નથી જ, પણ આર્થિક રીતે તો હાનિજનક જ છે. એ ભોજનો જમાડવામાં વપરાતો પૈસો નિરર્થક જાય છે, એટલું જ નહિ પણ એ રિવાજ ફરજિયાત હોવાથી ઘણાને પોતાની રહી સહી મિલકત વેચીને કે દેવું કરીને તે જમાડવાં પડે છે અને ખુવાર થવું પડે છે. બીજાને ત્યાં પ્રેતભોજન જમ્યા તેની આવી આકરી કિંમત દેવી પડે છે.

ખ પણ સામો પક્ષ કહે છે કે ઘણાં ગરીબનાં છોકરાંને કદી ખાવાનું પૂરતું ગળતું નથી. તેમને વર્ષમાં બે ચાર દિવસ પ્રેતભોજનને લીધે ગળ્યું ખાવાનું મળે, તેમને કેટલો આનંદ થાય? અને વળી એથી સગાંવહાલાંના સંબંધ સચવાય છે, એ મોટો લાભ છે.

ત્યારે કયું સારૂં? આ કે પેલું?

૨. બેનદીકરીને કંકોત્રીના અને ચિઠીના રૂપિયા વહેંચવા બાબત

ક એવે પ્રસંગે બેનદીકરીઓને રૂપિયા વહેંચવા જ ઘટે. એથી ઘણી ગરીબ બેનદીકરીઓના અને ખાસ કરીને નિરાધાર બેનદીકરીઓના પોષણમાં કીમતી મદદ મળે છે. એવી વહેંચણી બેનોને વીગાની ગરજ સારે છે.

ખ બેનદીકરીઓને ગૃહઉદ્યોગ શીખવવાની વ્યવસ્થા કરી હોય તો તેમને આવા પૈસાનું ઓશિયાળું વેઠવું ન પડે. પરકણુ ઉપર તાકીને બેસી રહેનારા જેમ નિરુદ્યમી થઇ જાય છે તેમ જ આ બેનદીકરીઓ આવા પૈસા ઉપર તાકીને બેસી રહે છે અને કંઇ ઉદ્યોગ કરતી નથી. ત્યારે આવા વહેંચવાના પૈસાનો બેનોને ગૃહઉદ્યોગ શિખવવામાં ઉપયોગ કરવો એ જ ઇષ્ટ છે.

ત્યારે કયું સારૂં? આ કે પેલું?

આ વિષયો ઉપર ભાઈબેનો સમદૃષ્ટિથી ચર્ચા કરશે તો લાભ થશે.

તંત્રી

---

## ગ્રંથપરિચય

૩૧. **હૃદય વિભૂતિ**, સંસ્કાર ગ્રંથાવલિ પુસ્તક ચોત્રીસમું: લેખક—રમણલાલ વસંતલાલ દેસાઇ, એમ. એ.; પ્રકાશક—આર. આર. શેઠની કંપની, બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨; પૃષ્ઠ ૨૯૫+૬૦, કિંમત રૂા. ૨-૮-૦. પુસ્તકના લેખક નવલકથાઓ લખવામાં સિદ્ધહસ્ત છે એ હવે ગુજરાતના વાચકવર્ગથી અજાણ્યું નથી. આ નવલકથામાં એમણે

માનવસમાજના એક તિરસ્કૃત વિભાગ—ગુનેગાર વિભાગ—ઉપર સહાનુભૂતિભરી દષ્ટિ નાખી છે. સમાજમાં ગુનેગારો શા માટે પેદા થાય છે? માનવીમાં ગુનાવૃત્તિ શા માટે પેદા થાય છે? આ પ્રશ્નો ગંભીર ચિંતના માગી લે છે. લેખકે એ પ્રશ્નો ઉપર ગંભીર ચિંતન કરી એને આ નવલકથામાં વણી લીધું છે. માનવીને જે પ્રાકૃતિક પ્રેરણાઓ થાય છે તેને સંતોષ આપવામાં સમાજ અંતરાય મૂકે તો તે માનવી પોતાની સ્વાભાવિક પ્રેરણાઓને સંતોષવા માટે એ સમાજની વિરુદ્ધ પ્રકટ કે ગુપ્ત રીતે બંડ પણ કરે અને ત્યારે તેને સજા કરવા સમાજ તૈયાર થાય! "માનવીને ભૂખ લાગે એટલે એ ખાવાનું માગે! ખાવાનું ના મળે એટલે એ લૂંટવી લે! પછી એને ચોરી કહો, લૂંટ કહો, કે વ્યાપાર કહો! માનવી મોજ માગે! એ ન મળે એટલે સ્ત્રીને એ ઉડાવી લાવે! એને લગ્ન કહો, પુનર્લગ્ન કહો કે વ્યભિચાર કહો! એ વગર છૂટકો શો?" (પૃષ્ઠ ૨૨૧). અને માનવીને ભૂખ લાગે, છતાં ખાવાનું શાથી ન મળે? એને લગ્ન કરવું છે, છતાં સ્ત્રી શાથી ન મળે? સમાજમાં એવા કેટલાક માનવી છે, જે સત્તાબળે બીજા અનેકની કમાણી ઝૂંટવી લેઇ માલેતુજાર બને છે, ભૂખ ભાગવાને જોઇએ તેથીયે કરતાં વધારે સ્વાદિષ્ટ ખોરાક ખાઇને મરે છે, પણ ભૂખ્યાંને ખાવા દેતા નથી અને તેમને ભૂખે મારે છે; એ લોક ધનબળે કુળવાન બની બીજાના ભાગની અનેક સ્ત્રીઓ પરણી બેસે છે અને એ બીજાને સ્ત્રી વિનાજ રખડાવે છે. આ લોક પછી ગુના કરે એમાં આશ્ચર્ય શું? અને ત્યારે સમાજ એ લોકને ગુનેગાર માને છે અને તેમને સજા કરવા દોડે છે! પણ ગુનાનું મૂળ નાખનાર ખરેખરા ગુનેગાર તો એ સત્તાવાન, ધનવાન અને કુળવાનજ છે. ભર્તૃહરિ રાજા ૩૦૦ રાણીઓને પરણે; પરિણામે તેના અશ્વપાળ જેવા ૨૯૯ને સ્ત્રીનો જોગ ખાવા ન દે. એ સ્થિતિમાં થાય શું? તે રાજા ૩૦૦ રાણીઓનો સંતોષ નજ આપી શકે ત્યારે તેમાંની એક પિંગળા નામે રાણી પેલા વાંઢા રહી ગએલા અશ્વપાળ પાસે જાય અને એમ કરી એ બંને પોતાની સ્વાભાવિક ભૂખને સંતોષે. ત્યારે રાજાને વિરાગ આવે અને સંન્યાસી થઇ જાય! જગતના ઘણા ખરા ગુનાની ઉત્પત્તિ આમજ થાય છે. ત્યારે સમાજની રચનાજ ફેરવવી જોઇએ. પણ પ્રત્યેક માણસ પોતાનાં જેટલોજ બીજાનાં સુખદુઃખનો વિચાર કરે, आत्मवत् सर्वभूतेषु માનતો થાય, ત્યારેજ સમાજની શુદ્ધ રચના થાય. અને એમ ન થાય ત્યાં સુધી ગમે એટલા ઉપાય કરો, છતાં ગુના જન્માજ જવાના. ચોરી, લૂંટ, વ્યભિચાર થવાનાંજ. "જ્યાં સુધી પુરુષ સંયમધર્મ શીખશે નહિ, ઉપરથી લગ્નશીલ પણ અંદરથી લગ્નશિથિલ અને કામલોલુપ રહેશે, ત્યાં સુધી તો વેશ્યાસંસ્થાને ગમે તેવો

કાયદો કે વ્યવસ્થા સમૂળી છેદી શકશે નહિ" ('લગ્નપ્રપંચ,' પૃષ્ઠ ૨૭૦). આ બધી વસ્તુઓ લેખકે આ નવલકથામાં સુંદર રીતે વણી લીધી છે. અને નવલકથાથીજ પુસ્તકની સમાપ્તિ કરી હોત તો અનેક વાચકો તો 'બે ઘડી મોજ' ગણુવા તે વાંચી જાત. પણ લેખકે પોતાના વાચન અને અનુભવ ઉપરથી આપણા ગુનેગારો વિષે પુસ્તકને અંતે એક ચિંતનશીલ પરિશિષ્ટ લખ્યું છે તે ખાસ અભ્યાસ કરવા જેવું છે. લેખકની ભાષા સુંદર અને સરળ છે. કટાક્ષ કરવાને પ્રસંગે આબાદ કટાક્ષ પણ કરી શકે છે. પુસ્તક સૌએ વાંચવા અને મનન કરવા યોગ્ય છે.

૩૨. ઇશુ ખ્રિસ્ત: લેખક–કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા; પૃષ્ઠ ૧૫+૧૨૧, કિંમત ૭ આના. લેખક લખે છે તેમ "લગભગ ૧૬-૧૭ વર્ષ ઉપર નવજીવનની અવતાર-લીલા લેખમાળાના એક ભાગ રૂપે આ નામનું મારૂં પુસ્તક બહાર પાડ્યું હતું. એ પુસ્તકને લગભગ આખું નવેસરથી લખી તથા તેમાં વધારો કરી આ તૈયાર કર્યું છે. નવા ઉમેરામાં ઇશુનાં પ્રવચનો, રૂપકો અને સુભાષિતો મુખ્યત્વે છે. કેટલીક નોંધો પણ છે. અને છેવટની સમાલોચના." એમ આ પુસ્તકમાં ઇશુનું (૧) જીવન, (૨) ઇશુની વાણી અને (૩) સમાલોચના, એમ ત્રણ ખંડ છે. ગુજરાતના સમર્થ ચિંતકોમાં ભાઈ કિશોરલાલનું સ્થાન અગ્રપદે છે. અંધશ્રદ્ધાળુની નહિ, તેમજ અશ્રદ્ધાળુની દૃષ્ટિથીયે નહિ, પણ અતિ ગંભીર વિવેચકની દૃષ્ટિએ બાઇબલને આધારે એમણે ઇશુનું જીવન તારવી કાઢ્યું છે. આખા પુસ્તકમાં છેવટનો સમાલોચના વાળો ખંડ ઘણો અગત્યનો માનું છું. એમાં એમણે આપણા હિંદુ ધર્મ વિષે પણ શુદ્ધિની અને સંસ્કારની દૃષ્ટિએ ઘણી વાતો કહી છે. એટલે આ પુસ્તક ખ્રિસ્તીઓએજ નહિ, હિંદુઓએ પણ ખાસ વાંચવા જેવું છે. અંધશ્રદ્ધા ત્યજીને ધર્મભાવે ખ્રિસ્તીઓ વાંચે તો તેમને પણ લાભ થયા વિના નજ રહે એમ માનું છું.

૩૩. વિદ્યાપીઠ વાચનમાળા સાતમી ચોપડી [ગુજરાતી શાળાના સાતમા યા અંગ્રેજી શાળાના ત્રીજા ધોરણ માટે] પૃષ્ઠ ૮+૨૦૦, કિંમત આઠ આના.

વિદ્યાપીઠ વાચનમાળાની આ સાતમી ચોપડી તેના અભ્યાસક વિદ્યાર્થીઓના મગજ ઉપર ઉચ્ચ પ્રકારના નૈતિક તેમજ સામાજિક જીવન જીવવાના સંસ્કારોનું ઘડતર કરવા માટેની યોગ્ય સામગ્રી પૂરી પાડે છે. તેમાંય રાષ્ટ્રભાવનાના પ્રેરક પાઠોની પસંદગી વધુ ધ્યાન ખેંચે તેવી છે. સામાન્ય રીતે કિશોરોને જે ભાષાજ્ઞાન, વિચાર અને કેળવણી મળવાં જોઇએ તે આ

પુસ્તકમાંથી મળી રહેશે.

પાઠોની એકંદર સંખ્યા ૬૨ છે. તેમાં કવિતાના પાઠો ૨૭ છે. પાઠોની પસંદગીમાં વૈવિધ્ય જળવાયું છે. જે જ્ઞાન વિદ્યાર્થીઓને જરૂરી છે; તે એમાંથી વિદ્યાર્થીઓ સહેલાઇથી મેળવી શકશે, તેમજ તેમના સંસ્કારનો અને ભાષાજ્ઞાનનો પણ આપોઆપ વિકાસ થશે.

પાઠોને અંતે સ્વાધ્યાયપદ્ધતિ દાખલ કરી છે, તે શિક્ષક અને વિદ્યાર્થી ઉભયને ઘણી ઉપયોગી થઇ પડશે. વિદ્યાર્થીઓને પાઠ શિખવવામાં પાઠની સાથે સંબંધમાં આવતી કઇ કઇ ઇતર બાબતો કહેવી જોઇએ તે પણ શિક્ષકને સૂચનારૂપે કહેવાયું છે. વિદ્યાર્થીઓમાં પણ ઇતરવાચન વાંચવાની પ્રેરણા ઉદ્‌ભવશે.

એકંદરે પાઠોની સંખ્યા વધારે ગણાય. શાળાઓના સંચાલકો અને નિરીક્ષકો પુસ્તક પૂરૂં કરાવવાનો દુરાગ્રહ નહિજ સેવે, તેમ શિક્ષકો પણ યોગ્ય પાઠોની પસંદગી કરી તેને શિખવવામાં પોતાના પ્રાણ રેડીને આ વાચનપોથીના હેતુને બર લાવવામાં મદદગાર બનશે, એ ઇચ્છા વધુ પડતી નહિ ગણાય.

અક્ષરોનાં બીબાં ઘણાં નાનાં રાખવાનો શો ઉદ્દેશ હશે એ કલ્પી શકાતું નથી. બાકી તો આ વાચનમાળા આજ સુધીમાં પ્રગટ થએલી બીજી વાચનમાળાઓ કરતાં વધુ સંતોષપ્રદ નીવડશે. હાલને પ્રસંગે પ્રાથમિક શાળાઓ માટેની યોગ્ય વાચનમાળાની ઊણપ આ ચોપડી સર્વાંશે પૂરી પાડશે.

૩૪. વિદ્યાપીઠ વાચનમાળા **પહેલી ચોપડી**: પૃષ્ઠ ૬+૮૭, કિંમત બે આના. ચોપડીના તમામ પાઠો તેમજ કાવ્યો વિદ્યાર્થીઓને સરળ તેમજ રસમય લાગે તેવાં છે. સાથે સાથે તેમનામાં સદ્‌ગુણ, સંસ્કાર, કર્તવ્યપરાયણતા અને સ્વદેશપ્રીતિનાં બીજ રોપી, ભાવિ હિંદને અનુકૂળ માનસ ઘડવામાં અને ભાવિ નાગરિકો ઉત્પન્ન કરવામાં આ પુસ્તક પોતાનો ફાળો નોંધાવશે. એકંદરે પુસ્તક ઉત્તમ છે.

૩૫. વિદ્યાપીઠ વાચનમાળા **બીજી ચોપડી**: પૃષ્ઠ ૬+૧૦૪, કિંમત અઢી આના. આ ચોપડીમાં ત્રીશ પાઠ, પંદર કવિતા અને એક નાટક મળી છેંતાળીશ પાઠ આપવામાં આવ્યા છે. તેની યોજના કરવામાં વિવિધતા ધ્યાનમાં રાખવામાં આવી છે તે ઇષ્ટ છે. આ યોજનાથી ઊગતાં બાળકોમાં સ્વાશ્રય અને સ્વતંત્રતાનો ગુણ કેળવાઇ તેઓ નીડર, ધીરજવાન અને દેશ તરફ પ્રેમ રાખતાં થાય એવી ધારણા છે.

ધોરણના અને વિદ્યાર્થીઓની ઉમરના પ્રમાણમાં આ પુસ્તકમાં જે ગીતો

પસંદ કરવામાં આવ્યાં છે, તેમાં 'તું અને હું,' 'ભોગીભાઇ અને જોગીભાઇ,' 'ચકૂલી,' જેવાં ગીતો છોકરાઓની શક્તિ બહારનાં જણાય છે. વળી પાઠોની અંદર કેટલીક જગાએ 'અગિયારીગો,' 'દરિદ્રનારાયણ,' અને 'જીવનસરિતા' જેવા લાંબા શબ્દપ્રયોગ આપવામાં આવ્યા છે, તે આ ઉમરનાં બાળકો માટે ઉચ્ચારમાં તેમજ જોડણીમાં કઠિન લાગે છે. પણ તેને જુદા તારવી પાઠને મથાળે આપવામાં આવે તો વખતોવખત તેના ઉપર બાળકોની નજર પડતાં તે જલદી ગ્રહણ કરી શકે અને તેથી ઉચ્ચાર અને જોડણી બંને સુધરે.

અંતમાં પ્રાથમિક બીજા ધોરણના છોકરાઓ માટે વાચનની ખોટ પૂરી પાડે તેવું આ પુસ્તક છે. શિક્ષકવર્ગનો આ પુસ્તક માટે લેખકોને સહકાર મળે, તો તેમણે લીધેલો શ્રમ ફળદાયી નિવડે એમ હું માનું છું.

વાચનમાળાનાં ઉપરનાં ત્રણ પુસ્તક ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિનાં અનુક્રમે પુસ્તક ૧૭, ૧૮ અને ૧૯ છે. શિક્ષક

ઉપરનાં અં. ૩૨–૩૫ ચાર પુસ્તકના પ્રકાશક – નવજીવન કાર્યાલય, અમદાવાદ.

---

## પ્રસંગકથા

**પુણ્યપુરુષ ત્રિવેદીનું અવસાન**

પૂનાની ખેતીવાડી કોલેજના પ્રોફેસર જે. પી. ત્રિવેદીનું નામ સમસ્ત ગુજરાતમાં પ્રખ્યાત છે. એ પ્રોફેસર જયશંકર ધોળકાના શ્રીમાળી બ્રાહ્મણ. એમના પિતા પિતામ્બર જેઠા વડોદરા રાજ્યમાં ચીફ એકાઉંટંટ હતા અને એમના કાકા મૂળશંકર જેઠા એજ રાજ્યમાં નાયબ સુબા હતા. ઇ. સ. ૧૯૦૮માં એ પૂના કોલેજની એલ. સી. ઇ.ની પરીક્ષામાં બીજે નંબરે પાસ થવાથી સરકાર તેમને નોકરી આપવા બંધાએલી હતી અને તેથી તેમને ઇજનેર ખાતામાં નોકરી આપી પણ ખરી. પણ એ ખાતાની લાંચરિશ્વતની બદીથી એ શુદ્ધ અને સરળ આત્મા હતાશ થઇ ગયો અને એ નોકરી છોડી દેઇ ઇ. સ. ૧૯૧૯–૨૦માં પૂના ખેતીવાડી કોલેજમાં એ એંજીનિયરિંગ પ્રોફેસર નિમાયા. વચ્ચે ૧૯૨૯માં એક વર્ષ ભાવનગરમાં એંજીનિયર તરીકે જઇ આવેલા અને ત્યાર પછી ગઇ સાલ ૧૯૪૦ના જાન્યુઆરીમાં આણંદના ઇન્સ્ટીટયુટ ઓફ એગ્રીકલ્ચરના સંચાલક તરીકે નિમાયા. એ ઇન્સ્ટીટયુટની ઉન્નતિને અર્થે એમણે કંઇ કંઇ મનોરથ સેવેલા, પણ તેની અતિશય ચિંતાને પરિણામે તેમના મગજ ઉપર લોહીનું દબાણ વધ્યું. આરામને માટે પોતાના પુત્ર–ડોક્ટર પાસે વર્ધામાં જઇ રહ્યા. પણ તા. ૨ : ૫ : ૧૯૪૧ (સુ. ૬ : ૭ : ૧૯૯૭),

ને શુક્રવારે તો એ પુણ્યાત્મા મનના બધા મનોરથ મનમાંજ રાખીને આ સંસારથી ચાલતા થયા! એમણે કોઈ સંસ્થાને પોતાની કરી નથી, પણ એકે એક જનહિતકારી સંસ્થાને ગુપ્ત સેવા આપી છે. એ પોતાની સેવાને કારણે પોતાના નામનાં વાજાં વગડાવે એવા સ્વભાવના હતાજ નહિ, એ તો ગુપ્ત સેવક હતા. એ લુગડેલત્તે અને આચારમાં એવા સાદા હતા કે કોઈ અજાણ્યો તો માનેય નહિ કે આ પ્રોફેસર ત્રિવેદી હશે! એ પૂનામાં રહ્યા, અને ત્યાં એમણે બૃહદ્ ગુજરાતનું મુખ ઊજળું કર્યું. ત્યાં એમણે 'પૂના બંધુસમાજ' સ્થાપ્યો અને ત્યાંના ગુજરાતીઓને એક કર્યા. અતિથિસેવા તો પ્રો. ત્રિવેદીનીજ! ગમે તે ગુજરાતી, વગર ઓળખાણે પણ, એમને ત્યાં જાય તો એ અતિથિને બિલકુલ અજાણ્યું ન લાગે એવી અતિથિસેવા કરતા. સત્યાગ્રહ સંગ્રામને પરિણામે જે કોઈ ગુજરાતી કેદી યરોડા જેલમાં જાય તેને જરૂરીઆત ચીજ પ્રોફેસર ત્રિવેદી પૂરી પાડે. આપણી લગ્નસંસ્થા વિષે હું એ જેલમાં ૧૯૩૨માં અભ્યાસ કરતો હતો ત્યારે મને 'મહાભારત'ની જરૂર પડી. એ વખતે તો મારે એમની સાથે કશું ઓળખાણ ન હતું, પણ મને 'મહાભારત'ની જરૂર છે, એમ જાણતાંજ એમણે એ ગ્રંથના બધા ભાગ ખરીદી મારે માટે જેલમાં મોકલાવ્યા! ગાંધીજીના એ પરમભક્ત હતા અને સદા ખાદી પહેરતા. અરે રે! એ પરોપકારી સેવક પ્રોફેસર જે. પી. ત્રિવેદી ગયા! એવો સેવક ફરી ગુજરાતને ક્યારે મળશે? એમનું સ્મારક કરવાનું કામ 'પૂના બંધુસમાજે' ઉપાડી લીધું છે. સૌ લોક એ સેવાભાવી ભક્તજનના સ્મારક માટે બને એટલું દાન આપે.

**પોરડામાં સાદું લગ્ન**

પાડગોલ, પોરડા વગેરે ૨૨ ગામનો એક ગોળ છે. પાડગોલના ભાઈ લલુભાઈ મથુરભાઈ પટેલના પુત્ર ભાઈ ગોરધનભાઈ વસો બોર્ડિંગ હાઉસમાં રહી અભ્યાસ કરી આ વર્ષે મેટ્રીક્યુલેશની પરીક્ષા બેઠા છે. એ ભાઈનું લગ્ન પોરડામાં ભાઈ ગોરધનભાઈ મોતીભાઈ પટેલનાં પુત્રી બેન કમળાબેન સાથે વૈશાખ સુ. ૪થને રોજ થયાં. બેન કમળાબેને નડીઆદમાં વિઠ્ઠલ કન્યાવિદ્યાલયમાં રહી અભ્યાસ કરેલો છે. વરને ત્યાં ગૃહશાન્તિ વગેરે ધાર્મિક ગણાતી પણ વહેમી કશી ક્રિયા કરવામાં નહોતી આવી. લગ્નને દિવસે સાંજે ૭ વાગ્યે વરરાજા શુદ્ધ ખાદીના પોશાકમાં, ગળે ફૂલમાળા પહેરીને, સાથે ગોર વાળંદ અને બીજા પાંચ સંબંધીઓને લેઈને મોટરમાં બેસી પોરડા ગયા. સાથે કોઈ પ્રકારનાં વાજાં નહોતાં. રાતે જમ્યા પછી હિંદુ વિધિ પ્રમાણે લગ્નક્રિયા થઈ. ચોરીમાં કે પછી જમતી વખતે સસરા તરફથી આપવામાં આવતી કંઈ જણસ કે એવું કંઈ સ્વીકારવાની વરે સાફ ના પાડી હતી, સાસુના બહુ

આગ્રહથી રૂ. ૧ એમણે સ્વીકાર્યો હતો. બીજે દિવસે સવારમાં ૭ વાગ્યે વરરાજા પોતાની મોટર-જાન લેઇ વદાય થઇ ગયા. ચાવાંગાટલાં કે એવું બીજું કંઇ સ્વીકાર્યું નથી. પરહણ કે એવું કશું તો સ્વીકારેજ શાના? આવું સાદું, છેક ઓછે ખર્ચે લગ્ન કરવાનું આ પ્રથમ દૃષ્ટાન્ત એ ગોળને ભાઇ ગોરધનભાઇએ આપ્યું છે. કંઇક લોક ચણચણ્યા, પણ મોટે ભાગે તો લોક આશ્ચર્યચકિત થયા અને 'આવો રિવાજ પડે તો કન્યાઓના આશીર્વાદ વરસે,' એમ બોલવા લાગ્યા.

### એ જ માંડવે બીજું ધામધુમિયું લગ્ન

પોરડાના એ ભાઇ ગોરધનભાઇને બેન કમળાબેનથી નાનાં બેન શાન્તાબેન નામે દીકરી છે, એ બંને બેનોનાં લગ્ન એકજ તિથિએ વૈશાખ સુ. ૪થને રોજ થયાં. કમળાબેનના લગ્ન વિષેની હકીકત તો ઉપરની પ્રસંગકથામાં કહેવાઇ. હવે શાન્તાબેનના લગ્ન વિષે: શાન્તાબેનનાં લગ્ન દાવડાના ભાઇ સોમાભાઇ શાગળભાઇના પુત્ર ભાઇ જશભાઇ સાથે થયાં. વરપક્ષે લેવડદેવડના બધા વિધિ આગ્રહપૂર્વક પૂરા કર્યા. એ ગોળમાં જાનમાં વાજાં લેઇ જનારને રૂ. ૧૦૧ દંડ કરવાનું ઠરેલું છે, તે નિયમને પગ તળે દાબીને વરપિતા જાનમાં વાજાં લેઇ ગએલા. સાથે બંદુકોના બહારથી પણ પોરડા ગામને ધમધમાવ્યું! જાન પૂરા બે દિવસ રહી. અને એકંદર રીતે આ લગ્નનો વરપક્ષ એવી રીતે વર્ત્યો કે લોકને આ બે લગ્નની સરખામણી કરવામાં સારી રીતે રસ પડ્યો. જૂનો વર્ગ દાવડાવાળાની વાહવાહ બોલવા લાગ્યો, પણ વિશાળ યુવાન વર્ગ તો પાડગોલવાળાની વાહવાહ બોલવા લાગ્યો અને એવા જમાનાની શરૂઆત થતી જોઇ આનંદ પામવા લાગ્યો. હવે તો આપણે ઇચ્છીએ અને આશા રાખીએ કે પાડગોલવાળા ભાઇ ગોરધનભાઇનું અનુકરણ કરીને લગ્નનો ખર્ચ લોકો છેક ઓછો કરી નાખે અને કન્યાપિતાને ખર્ચની પીડામાંથી ઉગારી લે. તેથી પરિણામ એ આવે કે કન્યાઓ અળખામણી થતી મટે, મરતી બચે અને સારી રીતે ઊછરે. કન્યાઓના આશીર્વાદ લેવાનો આ શ્રેષ્ઠ માર્ગ છે.

### હિંદુ-મુસલમાન ગયે કાલના

આ દેશમાં મુસલમાનો હજારેક વર્ષથી આવી વસ્યા છે. તેમના સંસર્ગથી દેશના અનેક પ્રાચીન હિંદુઓ પણ મુસલમાન ધર્મ પાળતા થઇ ગયા છે. એ બધા મુસલમાનો અહીંના હિંદુ સમાજમાં એવા ભળી ગયા હતા કે એ બંને લોક દેશમાં ભાઇ ભાઇ જેવા થઇ ગયા હતા. એકબીજા સાથે સામાજિક વ્યવહાર પણ રાખતા હતા. હિંદુના મરણને પ્રસંગે મુસલમાન સ્ત્રીઓને હિંદુ સ્ત્રીઓની સાથે હારમાં ઊભી રહીને મેં કૂટતી જોઇ છે. પરસ્પર લગ્નમાં ચાંલ્લાવહેવાર હતો અને હજીયે કોઇક કોઇક જગાએ છે. મારાં બાનું પિયેર

નાર ગામે થાય, મારા ગામ સોજીત્રાની એક મુસલમાન સ્ત્રીનું પણ પિયેર નાર ગામે થાય; એટલેજ કારણે મારાં બા અને એ મુસલમાન બાઇ, બંને સહિયેર હતાં. અને એ સંબંધ ઠેઠ સામાજિક વ્યવહાર સુધી પહોંચ્યો. એ બાઇને હું માસી કહેતો. તેને ઘેર લગ્નપ્રસંગ હોય ત્યારે અમારે ત્યાંથી તેને ચાંલ્લો કરવા જતા, અમારે ઘેર લગ્નપ્રસંગ હોય તો એ મુસલમાન માસીને ત્યાંથી ચાંલ્લો કરવા આવતા. એવો મીઠો સંબંધ એ બે જાતિઓ વચ્ચે હતો, અને આજેય ઘણાં ગામડાંમાં એવો મીઠો સંબંધ છે.

**ત્યારે આજે આમ કેમ થઇ ગયું?**

ત્યારે આજે આમ કેમ થઇ ગયું? મુસલમાનો આજે હિંદુને દેખી મારવા કેમ દોડે છે? એ પાપનું પગેરું કાઢના જશો તો અંગ્રેજને આંગણે જેઇ પહોંચશો. અંગ્રેજ સરકારે આ દેશમાં પોતાની સત્તા કાયમની જમાવવાને માટે કૂટનીતિનો–ભેદનીતિનો અમલ કર્યો, એ બે જાતિઓ વચ્ચે ભેદ પડાવ્યો, મુસલમાનોને પોતાના પક્ષમાં લેઇ હિંદુઓ સામે શીંગડાં મંડાવ્યાં. દેશની એકમાત્ર પ્રતિનિધિ સભાએ–મહાસભાએ–અંગ્રેજની આ ભેદનીતિમાં દેશનો વિનાશ થતો જોયો. એણે મુસલમાનોને દેશપ્રશ્નમાં પાછા મેળવી લેવા પ્રયત્નો આદર્યા. ન્યાયથી ઘટે તેથીયે વધારે તેમના હક સ્વીકાર્યા, તેમને કોરો ચેક લખી આપવા સુદ્ધાન્ત વાતો કરી. મહાસભા એટલે સુધી વધી કે કેટલેક પ્રસંગે તો મુસલમાનોને રિઝવવા તેણે લીધેલાં પગલાંથી હિંદુઓને પોતાને અન્યાય થતો લાગ્યો. તેને પરિણામે તો દેશના આગેવાન હિંદુઓને હિંદુ મહાસભાની સ્થાપના કરવી પડી. બે. સાવરકર, ભાઇ પરમાનંદ, વગેરે કેટલાક હિંદુઓ તો મહાસભાના ભલભલા અગ્રેસરો કરતાં દેશભક્તિમાં જરાય ઊતરે એવા નથી, છતાં મહાસભાની એ નીતિથી દાઝીને હિંદુ મહાસભામાં જોડાઇ ગયા. આટઆટલા મહાસભાએ હિંદુ-મુસલમાન ઐક્યને માટે, દેશનાં અર્ધ કરતાંયે ઓછા મુસલમાનોની પ્રતિનિધિસભાને–મુસ્લીમ લીગને અને તેના પ્રમુખ મિ. મહમદઅલી ઝીણાને બાપબાપા કરતે કરતે તો તેમને છાપરે ચઢાવી દીધા. જ્યાં ટાણે ને ટસકે એ લોક તો હિંદુઓનાં માથાં ફોડવા જ ટમટમી રહ્યા છે. એ બે જાતિઓ વચ્ચે મારામારી થા. તો શરૂઆતમાં તો અંગ્રેજ એ તમાસો જોઇ રહે; પણ પછી એકાદ પક્ષ જીતતો દેખાય, એટલે કોઇ પક્ષને બળવાન ન થવા દેવાને હેતુએ Law and Order–કાયદો ને વ્યવસ્થા સ્થાપવાને નામે પોતાની પોલિસને અને લશ્કરને વચ્ચે નાખી બંને પક્ષને માર મારી, છૂટા પાડી, આમ પોલિસ રાજ્ય સ્થાપી સાબિત કરી દેખાડે કે અમે ન હોઇએ તો તમે અંદરોઅંદર કુટાઇજ મરો, અમારું રાજ્ય છે ત્યાં સુધીજ

તમે સલામત છો. ત્યારે મુસલમાનોને ચઢાવી મૂકવામાં અંગ્રેજનો અને કંઇક મહાસભાનોય હાથ તો છેજ. મુસ્લીમ લીગ મહાસભા પાસે અમુક હકનો દાવો કરતી આવે તો તેણે તેને કહી દેવું ઘટે કે મહાસભા કોઇના ધર્મને પક્ષે ઊભી રહી શકે એમ નથી, એ તો રાજકીય સંસ્થા છે; તમારે જે કહેવું હોય તે હિંદુ મહાસભાને કહો. અને વાત સાચી જ છે કે અમુક જણ મુસલમાન હોવાથી કે અમુક જણ હિંદુ હોવાથી દેશના કોઇ રાજકીય ખાસ હકો કોઇને ન જ હોઇ શકે. રાજ્યને અમુક ધર્મ સાથે કંઇ સંબંધ ન હોઇ શકે, સોવેયેટ રશિયાની પેઠે.

પાકીસ્તાન—અમદાવાદ વગેરે સ્થળોએ હુલ્લડો

પણ જેમ જેમ મુસ્લીમ લીગને મનાવી લેવા મહાસભાએ ભાઇ-બાપા કર્યા તેમ તેમ તેના સરમુખત્યાર મિ. ઝીણાની તુમાખીનો પારો ઊંચે ને ઊંચે ચઢતો ગયો. અને હવે તો ખુદ હિંદુસ્થાનના ભાગલા પાડીને મુસલમાનોની મુખ્ય વસતિવાળા ભાગોને 'પાકીસ્તાન' નામ આપી ત્યાં મુસલમાનોનું આગવું રાજ્ય સ્થાપવાની વાતો કરતા થયા છે! અને પોતાનો પાકીસ્તાનનો હક સાબિત કરવા મુસ્લીમ લીગની પરિષદોમાં કેટલાક વખતથી જે પ્રકારે ભાષણો થાય છે, એથી તો અજ્ઞાન મુસલમાનો ઉશ્કેરાઇ જાય. અને અંગ્રેજ સરકાર પાસે પાકીસ્તાનનો હક સ્વીકારાવવાને બદલે જાણે હિંદુઓ પાસેજ એ હક સ્વીકારાવવો હોય અને તેય આંખો અને મુક્કી દેખાડીને સ્વીકારાવવો હોય તેમ વ્યવસ્થિત યોજનાપૂર્વક, કોઇની પ્રેરણાથી હોય તેમ, કંઇ પણ કારણ સિવાય લાગ જોઇને એ અજ્ઞાન મુસલમાનોનાં ટોળાં હિંદુઓ ઉપર છરા—લાઠી લેઇ તૂટી પડે છે! એવી રીતે બંગાળમાં ઢાકામાં અને ગયા માસમાં અમદાવાદમાં તથા મુંબઇમાં મુસલમાનોએ હિંદુઓ ઉપર તૂટી પડી તેમને માર્યા, કાપ્યા, તેમનાં ઘર ને દુકાનો બાળી નાખ્યાં ને જાનમાલનો પુષ્કળ નાશ કર્યો. સરકારે, નહિ તો મહાસભાએ તો જરૂરજ, એક સમિતિ નીમી, આ હુલ્લડોનાં કારણ, મૂળ, તેની પાછળ કોઇની પ્રેરણા છે કે નહિ તે, છે તો કોનીછે તે, હવેથી આવાં હુલ્લડ શું કર્યે ન થાય તે વિષે તપાસ કરાવવી જ ઘટે, જો આ સર્વનાશને વધતો જતો ને દેશનો વિનાશ થતો અટકાવવો હોય તો.

આત્મરક્ષણ

એ તપાસ સમિતિ નિમાશે કે નહિ અને એથી હુલ્લડો અટકશે કે નહિ તે હું જાણતો નથી, પણ આક્રમણ થતાં તેના ભોગ થઇ પડતા પ્રજાજનોએ આત્મરક્ષણ તો જરૂર કરવું જ ઘટે એટલું તો હું જાણું છુંજ. અહિંસાના અવતારસ્વરૂપ પૂજ્ય મહાત્માજીએજ કહ્યું, કે: "ઢાકા, અમદાવાદ અને મુંબઇ

એ ત્રણે સ્થળોએ મહાસભાવાદીઓ કામ કરી રહ્યા હોવા છતાં રમખાણો શા માટે થાય છે એ ખરો પ્રશ્ન છે. મુંબઇ કરતાં અમદાવાદમાં મહાસભાની લાગવગ વધારે છે, તો પછી આટલા હજારો માણસો પોતાનાં ઘરોનું પણ રક્ષણ ન કરી શક્યા એવા અસહાય કેમ બની ગયા? તેઓ હિંસક રીતે કે અહિંસક રીતે એ રક્ષણ કરી શક્યા હોત. મહાસભાવાદીઓએ ફક્ત રાહત-કાર્યથી સંતોષ ન માનવો જોઇએ. મહાસભાવાદીએ તો એ શાપનું કારણ અને એ સામે ઝુઝવાનો માર્ગ શોધી કાઢવાનો છે.…જો જલદી ગભરાઈ જાય એવા માણસો હોય છે, તો એમને ગભરાવે તેવા માણસો તો હોવાજ જોઇએ." ('ગુજરાત સમાચાર,' તા. ૧:૫:'૪૧). "નામર્દ માણસો દ્વારા સ્વરાજ્ય કે શાન્તિ કદી પણ મેળવી શકાશે નહિ, એટલે મહાસભાવાદીએ આમ સમુદાયને કહેવું જોઇએ કે 'તમારે ભયથી કદી ભાગવું નહિ.' આ આમવર્ગ જો તેના (અહિંસક) માર્ગને અનુસરી શકે નહિ, તો પછી તેમને કહેવું જોઇએ કે 'તમારાથી બની શકે તે ઉત્તમ માર્ગે તમારો બચાવ કરો, ભાગો નહિ.'" ('મુંબઇ સમાચાર,' તા. ૮:૫:'૪૧).

**અહિંસા એ ધર્મ કે નીતિ?**

મહાત્માજી તો અહિંસાના અવતાર છે, એ તો અહિંસાને ધર્મ માને છે. બેશક અહિંસા તે બ્રહ્મચર્યની પેઠે આદર્શ છે, પણ આદર્શ તો વિરલ જનજ પાળી શકે. ભીષ્મ કે હનુમાન જેવા વીર પુરુષોજ આજન્મ બ્રહ્મચારી રહી શકે, બાકી સામાન્ય માણસો તો, પ્રવૃત્તિની પ્રેરણાથીજ, લગ્ન કરવાના. તેમજ મહાત્માજી જેવા વીર પુરુષોજ અહિંસા પાળી શકે, બાકી સામાન્ય માણસો તો, પ્રસંગ આવતાં પ્રકૃતિની પ્રેરણાથીજ, હિંસક થવાના. અંગ્રેજ સ્વરાજ્ય આપે તો આ યુરોપિયન વિગ્રહમાં તેને સહાય થવું, એવો મહાસભાની મહાસમિતિએ, મહાત્માજીને વેગળા મૂકીને પણ, પૂનામાં ઠરાવ કરેલો, એજ સાબિત કરે છે કે મહાસભામાં બહુ મોટા ભાગને અહિંસામાં ધર્મશ્રદ્ધા નથી, એ સૌ એને નીતિજ માને છે. અને શ્રીરામ, અર્જુન જેવા આપણા પ્રાચીન પૂજ્ય પુરુષોએ પ્રસંગ આવી પડતાં યુદ્ધની હિંસાનીતિ સ્વીકારી છે અને એ માટે શ્રી કૃષ્ણે તો ઢ્યાખ્યાણી ગીતા ગાઇ છે. અને કુદરતની પણ એજ પ્રેરણા છેઃ કુદરતે જીવમાત્રને આત્મરક્ષણ માટે તૈયાર રહેવાની પ્રેરણા આપી છે. મધપુડામાં હાથ નાખો તો તેમાંની માખો આત્મરક્ષણ માટે ચટકા ભરી તમને ખબર પાડી દેશે. કૂતરીનાં બચ્ચાંને હાથ તો લગાડી જુઓ, પછી જોશો કે તે પોતાનાં બચ્ચાંના રક્ષણને માટે તમારી શી વલે કરે છે! આ હકીકતો સ્પષ્ટ કરે છે કુદરતે આત્મરક્ષણ માટે હિંસાની પણ પ્રેરણા કરી છે.

પ્રાકૃત માનવી એનો અશ્રય લે તો તે કેવળ સ્વાભાવિક છે; બેશક તે સંસ્કૃત થતો જાય તેમ અહિંસાધર્મ શીખતો જાય.

## હિંદુઓની નબળાઇ

આ સૌ હુલ્લડોમાં મુસલમાનોએ હિંદુઓ ઉપર નિર્દય હુમલા કરીને હેવાનિયતની પરાકાષ્ઠા બતાવી છે, હિંદુઓએ એ હુમલાની સામે બચાવ કરવાને બદલે સંતાઇ જઇને નબળાઇની પરાકાષ્ઠા બતાવી છે. કેટલાક લોક મહાત્માજી ઉપર જુઠો આક્ષેપ મૂકે છે કે એમણે શિખવેલી અહિંસાથી હિંદુઓ ડરપોક ને બાયલા થયા છે. ના, ના; મહાત્માજીની અહિંસા ભાગ્યે જ કોઇ હિંદુએ સ્વીકારી હશે, બાકી હિંદુઓ તો અંગ્રેજ અહીં આવ્યા ત્યાર પહેલાંના એવા જ ડરપોક છે અને અંગ્રેજી રાજ્યને પ્રતાપે એ વધારે એવા થયા છે. વળી હિંદુઓ તો કાયા ને માયા બેય સાથે સાચવવા જાય એટલે કાયામાયાની પરવા વિનાના મુસલમાનને હાથે માર ખાય જ ને? "હે મુસલમાન બંધુઓ, એવી હેવાનિયત કરવી તમને ન શોભે, તમારે તો હિંદુઓની સાથે ભાઇપણે વર્તવું જોઇએ," એવી એવી હિંદુઓની પ્રાર્થના અને ધર્મોપદેશ તો તેમની પોતાની નબળાઇ જ પ્રકટ કરે છે. યજ્ઞમાં હોમાનાર બકરે બ્રહ્માની પ્રાર્થના કરી: "ભગવાન, માનવીના આ અત્યાચારથી મને કૃપા કરીને બચાવ." બ્રહ્માએ ઉત્તર દીધો: "તારું મોં જ એવું ડરપોક ને ગરીબ દેખાવ છે કે તને કાપી ખાવાનું મને મન થાય છે, માનવીનો હું શો દોષ કાઢું?" હિંદુઓએ બ્રહ્માનું આ વાક્ય બરાબર સમજી લેવું ઘટે.

## હિંદુઓએ રક્ષણાત્મક શૌર્યવીર્ય કેળવવું ઘટે

ત્યારે ગમે તે કોઇ આક્રમણ કરે તેવે પ્રસંગે દરેક માણસે આક્રમણની સામે આત્મરક્ષણ માટે તૈયાર થવું, એ જ એનો પ્રાકૃત ધર્મ છે. બીજાને કચરી મારવા નહિ, પરંતુ આત્મરક્ષણને માટે તો કમર કસવી જ રહી. એમાં ઊણપે ન પાલવે. એવા આત્મરક્ષક શૂરવીર જ પુરુષો અને સ્ત્રીઓ બીજાનું પણ રક્ષણ કરી શકે. એમ રક્ષણ કરી શકવાની શક્તિ મેળવવા માટે દરેક માણસે પોતાનું શૌર્ય, વીર્ય અને સાહસ કેળવવું જોઇએ. શરીરબળ સારી પેઠે કસવું જોઇએ, પણ એથી જ એટલે મલ્લ થયે જ અથવા અસ્ત્રશસ્ત્ર ખેલતાં શીખ્યે જ એવી શક્તિ ન આવે. તેને માટે તો આત્મબળ પણ કેળવવું જોઇએ. આગના ભડકામાં કૂદી પડવા જેટલું શૌર્ય, વીર્ય અને સાહસ હોવું ઘટે. પુરુષે અબળા ગણી નાખેલી સ્ત્રીએ પણ સબળા—ઝાંસીનાં લક્ષ્મીબાઇ જેવી—વીરાંગના થવું જોઇશે. બને એટલા મોટા સમુદાયનું સંગઠન કરીને હુમલાની સામે આત્મરક્ષણ કરવા સજ્જ થવું જોઇશે, અને

એવા જ સંકટમાં આવી પડેલાને બચાવવા દોડી જવું જોઈશે. પોળ પોળનું નહિ, પણ સમગ્ર વસતિનું એવું સંગઠન કરવું જોઈશે. આ વખતના હુલ્લડમાં અમદાવાદના હિંદુઓએ ગાફેલીમાં પહેલા એક બે દિવસ માર ખાધો, પછી ખાડીઆ વગેરે અનેક સ્થળના યુવકવીરોએ બરાબર સામનો કરીને મુસલમાન હુમલાખોરને માર મારી નસાડયા, એવું જે સાંભળ્યું છે તે સાચું હોય તો એ સંતોષજનક બીના છે. વળી ત્રણેક હિંદુ બેનોએ પોતાની જાતને જોખમે અને હિંસાનો ઉપયોગ કર્યા વિના આફતમાં આવી પડેલાંને બચાવવા પ્રયત્ન કરેલો અને કેટલાક હિંદુઓએ સંકટમાં આવી પડેલા મુસલમાનોને તેમજ કેટલાક મુસલમાનોએ સંકટમાં આવી પડેલા હિંદુઓને પોતાના ઘરમાં રક્ષણ આપી બચાવેલા, એ હકીકત તો અમદાવાદના કલંકિત કાળા કપાળમાં સોનેરી તિલક સમાન છે!

## હરિજન બાળકોને શાળામાં બેસવાનો અધિકાર

ખેડા જિલ્લા લોકલ બોર્ડે હરિજન બાળકોને શાળામાં દાખલ કરવાનો ઠરાવ કર્યો હતો. તે પ્રમાણે તેની શાળાસમિતિએ પોતાની સર્વ શાળાઓને હુકમ પણ છોડયા હતા, પણ કેટલાંક ગામના અભડાઇ જતાં સવર્ણ હિંદુઓએ એ હુકમ વિરુદ્ધ હરિજન બાળકો શાળામાં ના જઇ શકે એવા અનેક પ્રયત્ન કર્યા. અને ત્યારે એવી શાળાઓ બંધ કરવા શાળાસમિતિએ ઠરાવ કર્યા. આથી કેટલાંક ગામ સમજી ગયાં અને હરિજન બાળકોને દાખલ કરવાની શરતે પોતાની શાળાઓ ઉઘડાવી. પણ નાપા જેવાં હઠીલાં ગામે તો ઊલટી જિલ્લા બોર્ડ સામે બોરસદ અદાલતમાં ફરિયાદ કરી કે શાળાસમિતિને શાળા બંધ કરવાનો અધિકારજ નથી. એ અદાલને ગામલોકનો દાવો સ્વીકારી એવું ઠરાવ્યું કે શાળાસમિતિને કોઇ શાળા એવી રીતે બંધ કરવાનો અધિકાર નથી. આ ઉપરથી એ ઠરાવ ઉપર નડિયાદ જિલ્લા અદાલતમાં શાળાસમિતિએ અપીલ થઇ. એ અદાલતે ઠરાવ્યું કે જિલ્લા લોકલ બોર્ડે કરેલા ઠરાવ મુજબ શાળાસમિતિને હરિજન બાળક વિનાની શાળા બંધ કરવાનો અધિકાર છે. વળી જિલ્લા બોર્ડ જેવી અર્ધસંસ્કારી સંસ્થાને નોટીસ આપ્યા સિવાય તેની સામે દાવો ન માંડી શકાય, આ કેસમાં નોટીસ આપ્યા વિના કરેલો દાવો ગેરકાયદે છે. વળી એમ ઠરાવ્યું કે શાળાબોર્ડે શાળા બંધ કરવાનો ઠરાવ કર્યા તારીખથી આજ સુધી શાળા ચલાવ્યાના ખર્ચ બદલ રૂ. ૮૦૦ દાવો કરનારે કોર્ટમાં ભરવા અને દાવો હજી ચાલુ રાખવો હોય તો શાળા ચલાવવાનું બધું ખર્ચ અગાઉથી શાળાસમિતિને આપવું. જિલ્લા અદાલતના આ ઠરાવથી તો હવે અભિમાની સવર્ણોની આંખો ઉઘડશેજ એવી આશા રાખીએ છીએ.

———*———

# ધી ઇન્સ્ટિટયૂટ ઑફ એગ્રિકલ્ચર, આણંદ

## શેઠ મનસુખલાલ છગનલાલ કૃષિશાળા



### અભ્યાસક્રમ

ઇન્સ્ટિટયૂટ ઑફ એગ્રિકલ્ચર, આણંદની શરૂઆત ઈ. સ. ૧૯૩૯ના જૂન માસમાં શેઠ મનસુખલાલ છગનલાલ અને શેઠ મુગાલાલ ગોન્કા ટ્રસ્ટોએ મુંબઈ સરકારને અનુક્રમે રૂા. ૯ લાખ અને ૬ લાખની આપેલી ઉદાર સખાવતોને આભારી છે મુંબઈ સરકારે શેઠ મનસુખલાલ છગનલાલ કૃષિશાળા અને શેઠ મુગાલાલ ગોન્કા પશુસુધારણા અને પશુ આહારશાસ્ત્ર સંશોધન સંસ્થા સ્થાપવાનું અને ચલાવવાનું માન્ય રાખ્યું છે નોર્થકોટ કેટલ ફાર્મ, છારોડી, ઉપરાન્ત આણંદ પાસે ૧૦૦૦ એકરનું ફાર્મ આપવાની મુંબઈ સરકારે વ્યવસ્થા કરી છે આ ઉપરાન્ત સંસ્થાના આવર્તક ખર્ચનો મોટો હિસ્સો અને સરકારી જુદા જુદા ખાતાના અમલદારોની મદદ સંસ્થાને આપવાનું કબૂલ્યું છે

આ સંસ્થાના કામની શરૂઆત, ખેડૂતોના છોકરાઓ અને બીજા યુવાનો જેઓ ગામડાઓમાં ખેડૂત તરીકે વસવાટ કરવા ઇચ્છતા હોય તેમને ખેતી, ફળઝાડ ઉછેર પશુ ઉછેર અને માવજત, દુગ્ધાલય અને ખેતીને લગતા વિજ્ઞાનનું શિક્ષણ આપવા માટે ખેતીશાળા શરૂ કરીને કરવામાં આવી છે.

શક્ય હશે તો ખેતીને લગતા ગ્રામ્ય ઉદ્યોગ અને ગ્રામ્ય પુનર્રચના અંગેનું શિક્ષણ આપવામાં આવશે.

અભ્યાસક્રમ બે વર્ષનો થશે પહેલા વર્ષમાં વિદ્યાર્થીઓ ખેતરમાં અને દુગ્ધાલયમાં પ્રત્યક્ષ કામ કરશે, અને તેમને ખેતી અને તેને લગતા વિજ્ઞાનનું શિક્ષણ વર્ગમાં આપવામાં આવશે બીજા વર્ષમાં વર્ગનું શિક્ષણ ઓછામાં ઓછું હશે અને વિદ્યાર્થીઓ ટુકડીઓમાં જવાબદારી અને સહકારના ધોરણ પર પોતાની જાતે અનુકૂળ આર્થિક ક્ષેત્રફળમાં ખેતી કરશે

જેમણે ગુજરાતી સાત ધોરણ અથવા અંગ્રેજી પાંચ ધોરણ સુધીનો અભ્યાસ કર્યો હશે અથવા ઉપર જણાવેલા ધોરણના અભ્યાસક્રમ જેવી બીજી

પરીક્ષા પાસ કરી હશે તેઓ દાખલ થવાને લાયક ગણાશે. શિક્ષણ ગુજરાતી ભાષામાં અને શક્ય હશે તો હિન્દીમાં આપવામાં આવશે.

વિદ્યાર્થીઓની ઉમર ૧૮થી ૨૫ વર્ષની હોવી જોઇએ. સખત મહેનત માટે શારીરિક લાયકાતનું કોઇ જાણીતા ડૉક્ટરનું અને સારા ચારિત્ર્યનું જે શાળામાં અભ્યાસ કર્યો હોય તેના મુખ્ય શિક્ષકનું અથવા કોઇ જાણીતા સદ્‌ગૃહસ્થનાં પ્રમાણપત્રો રજૂ કરવાં પડશે.

**અનામત રકમ:** દરેક વિદ્યાર્થીએ શાળામાં દાખલ થયા પછી તરત જ રૂા. ૧૦) અનામત મૂકવા પડશે, જે અભ્યાસક્રમ પૂર્ણ થયે પાછા આપવામાં આવશે.

**પહેરવેશ:** વિદ્યાર્થીઓએ ખેતરોમાં અને દુગ્ધાલયમાં કામ કરતી વખતે મુકરર કરેલો પહેરવેશ પહેરવો પડશે. આ પહેરવેશ ચડ્ડી અને અર્ધી બાંયોના ખમીશનો રહેશે.

વિદ્યાર્થીઓએ છાત્રાલયમાં રહેવું પડશે અને છાત્રાલયના શાકાહારી રસોડામાં જમવું પડશે.

**શિષ્યવૃત્તિઓ:** અભ્યાસક્રમ દરમ્યાન પસંદ કરેલા વિદ્યાર્થીઓને ઇન્સ્ટિટયૂટે નિયત કરેલા નિયમાનુસાર વધારેમાં વધારે માસિક રૂા. ૧૦)ની શિષ્યવૃત્તિ આપવામાં આવશે.

માન્ય કરેલા અરજીપત્ર પર દાખલ થવા માટેની અરજી, ઉપર જણાવેલાં પ્રમાણપત્રો સાથે તારીખ ૩૧મી મે, ૧૯૪૧ની પહેલાં સેક્રેટરી, ઇન્સ્ટિટ્યુટ ઓફ એગ્રિકલ્ચર પર મોકલી આપવી. કઇ તારીખે મુલાકાત માટે પોતાના ખર્ચે આવવું પડશે, તે તારીખ નક્કી થયે જણાવવામાં આવશે.

મુલાકાતમાં પસંદ કરેલા ઉમેદવારોએ તા. ૧૬મી જૂન, ૧૯૪૧ સોમવારે બાર વાગે કૃષિશાળાના મુખ્ય શિક્ષક આગળ હાજર થવું પડશે.

સેક્રેટરી,
ઇન્સ્ટિટયૂટ ઓફ એગ્રિકલ્ચર, આણંદ.

—*—

Reg No B 1785

૧૯૯૭  અષાઢ

# પાટીદાર



વર્ષ ૧૮  અંક ૯

મે જોયુ છે, કે સ્વયસેવકોમા એક આદત પડી જાય છે, કે જેમ જાણે તેઓ પોતાના હાથમા રહેલા કામ અથવા નાણાનો વિગતવાર હિસાબ આપવાને બધાએલા જ નથી, કેમ કે તેઓ અવિશ્વાસને પાત્ર હોઇ જ ન શકે આ ચોખ્ખુ અજ્ઞાન જ ગણાય હિસાબ રાખવા ને અવિશ્વાસ કે વિશ્વાસની સાથે કઇ જ સબધ નથી હિસાબ રાખવા એ જ સ્વતન્ત્ર ધર્મ છે તે વિના આપણુ પોતાનુ કામ આપણે જ મેલુ ગણવુ જોઇએ અને જે સસ્થામા આપણે સ્વયસેવક હોઇએ તે સસ્થાના નેતા જો ખોટા વિવેકને કે ડરને વશ થઇને હિસાબ ન માગે તો તે પણ દોષને પાત્ર છે કામનો અને પૈસાનો હિસાબ રાખવાની પગારદારની જેટલી ફરજ છે તેના કરતા બેવડી ફરજ સ્વયસેવકની છે, કેમ કે તેણે તો પોતાનું કામ એ જ પગાર માની લીધો છે આ વસ્તુ બહુ મહત્ત્વની છે અને સામાન્ય રીતે એ બાબત ઉપર ઘણી સસ્થાઓમા પૂરતુ ધ્યાન નથી આપવામાં આવતુ એમ હુ જાણુ છુ તેથી મે તેને સારુ આ પ્રકરણમા આટલી જગ્યા રોકવાની હિમત કરી છે.

ગાંધીજી

('દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ,' ભા ૧, પૃ ૧૬૮–૧૬૯)



તન્ત્રીઃ નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

# સમાવેશ





૧. પરદેશના જે ગ્રાહકોએ હજી લવાજમ મોકલ્યું નથી તેમને સૂચના કરવી પડે છે કે તેઓ પોતાનું લવાજમ તુરત જ મોકલી દે. પરદેશમાં વી. પી. નથી થઈ શકતું તેનો ખોટો લાભ પરદેશમાં કમાતા એ ભાઈઓ ન લે એવી આશા છે. પોસ્ટલ ઑર્ડર કોઈ ક્રોસ કરે નહિ.

૨. નનામા, ઉપનામના, અપૂર્ણ, પેન્સીલથી કે કાગળની બે બાજુએ લખેલા લેખ સ્વીકારવામાં આવતા નથી.

૩. આ પત્રમાં પ્રકટ થતા લેખોના કે ચર્ચાપત્રોના વિચારો સાથે તંત્રી સંમત થાય છે જ, એમ માનવું નહિ.

૪. દર અંગ્રેજી માસની તા. ૧૦ પછી આવેલા લેખ તે પછીના અંકમાં ઘણું કરીને નહિ લેવાશે.

૫. બેનોને વિનાલવાજમ 'પાટીદાર' આપવાના ફંડમાં, બેનો 'પાટીદાર' વાંચે એ હિતજનક છે એમ માનનાર ભાઈબેનો, ઉદાર ભાવે પૈસા મોકલે.

૬. જે બેનોને 'પાટીદાર' વાંચવું હોય, છતાં લવાજમ ભરવું અનુકૂળ ન હોય, તે બેનો વિનાલવાજમે 'પાટીદાર' મોકલવા, પોતાને હાથે લખી અહીં જણાવે.


આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઈ મથુરભાઈ પટેલે છાપ્યું અને જીજીભા નરસિંહભાઈ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા.૨૫:૬:'૪૧.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૭ } આણંદ { અષાઢ
વર્ષ ૧૮ } { અંક ૯

## કોની જીત?

[સ્વતંત્ર છતાં ગયા અંકના 'ધર્મનો ગજ'ના અનુસંધાન તરીકે–લેખક]

મામલતદારે કહ્યું: "મુખી! તમે જમાનો ઓળખતા નથી." મુખી અને મામલતદાર વચ્ચે આપ-લેને લીધે ઠીક સંબંધ હતો, એટલે અધિકારી છતાં મુખી આગળ વસ્તુસ્થિતિ જણાવવામાં એમને વાંધો ન હતો.

મુખીએ કહ્યું: "મેં જાણ્યું ટિકિટ ચોઢી સહી લીધી છે અને પંચ કને રૂબરૂની સહીઓ કરાવી છે, એટલે શો વાંધો છે!"

મામલતદાર બોલ્યા: "એ બધુંય હું સમજ્યો. નર્યા કાગળિયાથી સાબિત કરવાનું હોય તો તમે કાચું નથી રાખ્યું. પણ લેનાર ધણીજ ના કહે છે કે મને રૂપિયા પૂરા મળ્યા નથી."

મુખીએ કહ્યું: "પણ એણે પૂરા રૂપિયાની પહોંચ ઉપર અંગૂઠો પાડી આપ્યો છે ને? આપ સાહેબ ન લખી શકો કે ઇર્ષાથી મુખીને ખરાબ કરવા આ બધું ઠાવકું ઊભું કર્યું છે?"

મામલતદાર જોકે આ પ્રમાણે ઘણો કામ દાબી શકતા, પણ હવે એમ કરવું સહિસલામત રહ્યું ન હતું. એમનોજ પટાવાળો જેમને અંદર પેસવા ન દે, તેવા ખેડૂતોય આજે તો પ્રધાનો સુધી અડી જતા હતા. જે અધિકારીઓ પહેલાં નીચલા નોકરો પાય તેટલું પાણી પીતા હતા, તેને બદલે જે કામ સાધારણ સર્કલનું હોય તેય પ્રધાનો ધ્યાનમાં લેતા. પ્રજાનો અવાજ અત્યારે પહેલો સંભળાતો. મામલતદાર આ પલટાએલી પરિસ્થિતિ સારી રીતે જાણતા હતા. એમણે કહ્યું: "તમારું કહેવું બધુંય ખરૂં. પણ ગામના લોકોજ કહે છે કે અમે મુખીને પૈસા આપ્યા છે ત્યાં મારું લખેલું શું ચાલે?"

મુખી બોલ્યા: "સાહેબ! લોકો તો મગનું નામ મરીય કહે એવા નથી, પણ પેલો નરેન્દ્ર-ભણેલો ને વગર નોકરીએ રખડતો-આ બધું ધાંધલ ઊભું કરાવે છે."

સાહેબને બીજું કામ યાદ આવ્યું એટલે એમણે પૂછ્યું: "નરેન્દ્રકુમાર જગજીવનદાસ એ જ કે?"

"હા, સાહેબ! તમે ક્યાંથી એનું નામ જાણો?"

"મારા ઉપર પ્રધાન કચેરીથી એમને વિષે લખાણ આવ્યું છે."

"કંઇ ધાંધલ છે કે શું?"

"ના, સરકાર એમનો આભાર માને છે."

"શાનો?"

"એમણે પ્રૌઢશિક્ષણ ચલાવ્યું હતું ને?"

"એ તો વરસ સુધી ધાંધળ ચાલ્યું. બાકી હતું તે ઢેડવાડામાંય ચલાવ્યું."

સાહેબે ખુલાસો કર્યો: "એમણે સરકારના પ્રજાકીય કાર્યમાં વેગ આપવા સ્વેચ્છાએ, ચએલો ખર્ચ લીધા વગર, સેવા કરી તે બદલ મુંબઇ સરકાર તેમનો આભાર માને છે. અને સરકારના પ્રતિનિધિ તરીકે મારે ગામની સભા ભરી સરકારે મોકલાવેલું આભારપત્ર તેમને સુપ્રત કરવાનું છે."

મુખીની ચિંતા વધી. લોકોની વચ્ચે મામલતદાર એનાં વખાણ કરે એટલે ઊલટા લોકો એનું નહિ માનતા હોય તેય તેના ભણી જશે. પરંતુ સાહેબ એનાં વખાણ કરવાના છે એટલે એમનું કહ્યું માની જાય, લોકોને એ સમજાવી દે તો પોતે ગુનામાંથી છટકી જાય, એમ સમજી મુખીએ કહ્યું: "કાભઇ! જા, નરેન્દ્રને બોલાવી લાવ."

વરતણીઓ બોલાવવા ગયો એટલે મુખીએ સાહેબને સમજાવવા માંડ્યું: "સાહેબ! તમે કહેશો તો એ એવો નથી કે નહિ માને."

સાહેબ પોતાનું સ્થાન સમજતા હતા. તે બોલ્યા: "મારાથી અમલદાર તરીકે કશું ન કહી શકાય."

મુખીએ એ આવે ત્યાં સુધી વાત મુલતવી રાખી.

વાત એમ હતી કે આ સાલ વરસાદની તાણને લીધે પાણીની તંગી હતી. હોળી આવતા પહેલાં તળાવમાં પાણી સુકાઇ ગયું હતું. ગામનો તો રિવાજ હતો કે પાણી થઇ રહે હવાડો જોડાતો અને ભેંસ દીઠ માસિક બે આના જોડનાર ઉઘરાવી લેતો. પરંતુ મહાસભા સરકારે પોતાની ફરજ સમજી જ્યાં પાણીની તંગી હતી તેવાં ગામે મદદની ફાળવણી કરી હતી. જોગીપુરામાં પણ એ

ફાળાના એંસી રૂપિયા મુખી ઉપર આવ્યા હતા. પણ અહીં તો ગામે વ્યવસ્થા કરી લીધી હતી, એટલે એ રૂપિયાનો દુરુપયોગ ન થાય માટે મુખીએ ખિસ્સામાં મૂક્યા હતા.

જોકે ખરચેલા રૂપિયાની પાવતી તો રજૂ કરવી પડે એટલે એમણે કોશ જોડનાર જીભાઇને કહ્યું: "જીભાઇ! તું તો ફાવ્યો!"

"કેમ?"

"સરકારે દસ રૂપિયા કોશ જોડનારને મદદ કરવા મોકલ્યા છે."

મહેનતના પૈસા ઉઘરાવ્યા પછી વધારાના રૂપિયા મળતા જાણી જીભાઇ રાજી થયો. મુખી એમ મફતના આપી દે એવા ન હતા. એમણે કહ્યું: "હું લાવ્યો એટલે મારો પણ ભાગ ખરો કે નહિ?"

જીભાઇ બોલ્યો: "કોણે ના કહી? બે ઓછા આપો."

મુખી હસતાં હસતાં બોલ્યા: "તું આઠ લઇ જાય ને હું બેનો જ ખરાક? આ તો મારે કોઇનો પૈસો હરામ એટલે, નહિ તો તને વાત ન કરું તોય તું શું જાણવાનો હતો?"

અને મુખીએ આઠ રૂપિયા આપી એંસી રૂપિયાની પાવતી ઉપર અંગુઠો ચંપાવી લીધો. પંચોની સહીઓ પણ ટીપાવી લીધી.

નરેન્દ્ર અને ચુનીભાઇ બન્ને ગામની સેવા કરવાનાં સાચાં સ્વપ્ન સેવતા હતા. પણ બંનેના વિચારોમાં દૃષ્ટિભેદ હતો. નરેન્દ્ર માનતો કે વિરોધીઓમાં અજ્ઞાન છે માટે વિરોધ કરે છે એટલે એમના કૃત્ય પ્રત્યે ન જોતાં એ લોકો પોતાનાં કૃત્યથી જાતેજ પસ્તાશે. ચુનીભાઇ માનતો કે વિરોધીઓની માફક આપણે ભલે એમનો તિરસ્કાર કે અહિત ન કરીએ, પણ એમનાં કૃત્યો લોકો આગળ ઉઘાડાં પાડી એમને સત્ય સ્વરૂપમાં પ્રજાને બતાવવા. એટલે લોકો ખોટી રીતે તેમના તરફ તણાતા હશે તે બંધ થશે ને કામ સરળ બનશે. માટે સેવાના સ્વાર્થ ખાતર પણ એમનાં કૃત્ય ઉઘાડાં પાડવાં જોઇએ.

જીભાઇની વાત સાંભળી ત્યારે ચુનીભાઇએ પૂરી તપાસ કરી. લોકોએ ઢોર પાણાના પૈસા આપ્યા છે તે બદલ સહીઓ કરાવી. અને જીભાઇએ બાકીના રૂપિયા મળશે એ લાલચે આઠ રૂપિયા મળ્યા બદલનો એકરાર કરી અંગુઠો પાડી આપ્યો. ત્રણ અરજીઓ રજીસ્ટર થઇ, પ્રધાન, કલેક્ટર અને મામલતદાર ઉપર.

નરેન્દ્ર એ દિવસ ઘેર ન હતો, છતાં મુખીને લાગ્યું કે એજ આ બધું કરાવે છે. બીજેજ અઠવાડિયે મામલતદારનો મુકામ આવ્યો.

નરેન્દ્ર આવ્યો એટલે પોતાનાં વખાણથી જાણે સાહેબે એને બોલાવ્યો

હોય એમ બતાવતાં મુખીએ કહ્યું: "સાહેબ! હું કહેતો હતો એ નરેન્દ્ર તે આ. એમના વગર બીજો હોત તો લોકો આટલા ભણીજ ન શક્યા હોત."

સાહેબે સસ્મિત કહ્યું: "સરકાર તમારા કામથી ખુશ થઈ છે."

"ક્યું કામ?"

"પ્રૌઢશિક્ષણ."

નરેન્દ્ર સ્વાભાવિક રીતે બોલ્યો: "ભણેલાઓએ અભણને ભણાવવા જોઈએ એ તો એમની નૈતિક ફરજ ગણાય."

સાહેબે કહ્યું: "લોકો મહેનતાણું લેઈને ય ક્યાં એટલી ધગશથી કામ કરે છે? અને તમારા જેવા એક ગ્રેજ્યુએટ ગામમાં જ રહી સેવા કરવાનું પસંદ કરે, એ કંઈ ઓછું નથી."

નરેન્દ્રનો સ્વદેશપ્રેમ બોલ્યો: "દેશના જે લાખો યુવકો દેશને માટે સારું જીવન હોમી દે છે ત્યાં આગળ આમાં શી સેવા?"

સાહેબ જોકે આ બધામાં માનતા ન હતા, છતાં જેવી સરકાર તેવા તે થઈ શકતા. એમણે કહ્યું: "જે દેશમાં સ્વાર્થ જ ફેલાએલો હોય ત્યાં આટલી સેવા નજીવી ન ગણાય. અને જે સરકાર પ્રજાની પીડ ઉપર ઊભી હોય તેણે તો એ સેવાની નોંધ અવશ્ય લેવીજ જોઈએ."

વાતચીતનો અંત આવ્યો, તોપણ સાહેબે પોતાની વાત ન કરી, તેથી મુખીને અકળામણ થઈ. ઉવટ મુખીએ પોતાનો સ્વાર્થ હતો એટલે વાત ઉપાડી: "નરેન્દ્ર, સાહેબે તો કહ્યું કે ગામમાં આવા ભણેલા માણસો રહે છે, તોય અંદર અંદર આ ખોદણી શી?"

જોકે સાહેબ થોડું કચવાયા તો ખરા, પણ ભૂતકાળમાં પટેલનું ઘણું પેટમાં ગએલું એટલે મૌન રહ્યા.

નરેન્દ્રે પૂછ્યું: "શી બાબતની ખોદણી?"

મુખીએ કહ્યું: "તું ઓછો અજાણ્યો છે? આ કોશ જોડ્યાની અરજી કરી છે તે."

નરેન્દ્ર કહ્યું: "ઝોટાકાકા! હું કહીશ તોય તમે નહિ માનો, એ દિવસે તો હું ઘેર હતોજ નહિ."

મુખી ભળતુંજ બોલ્યા: "હું કંઈ નથી સમજતો કે તું આવું કરેજ નહિ? પણ કરનારનેય તારે કહેવું જોઈએને કે આમ કરવાથી શો ફાયદો?" વળી વાતમાં સાહેબને લાવવા જોઈએ માની એમણે ઉમેર્યું: "નહિ તો સાહેબ તો એમજ માને કે લોકો લખતાં શીખી જાસા કરતાં શીખ્યા."

સાહેબ સાંભળ્યા છતાં ન બોલે તો નરેન્દ્ર એમની સંમતિ માની લે, એટલે પોતાને સાંભળવું ન પડે માટે ઊભા થઇ આંટા મારવા લાગ્યા.

નરેન્દ્રે કહ્યું: "મેં જાણ્યું હોય ત્યારે ને?"

મુખીને લાગ્યું કે ગમે તેમ પણ મને જોઇએ એ દબાય છે. એમણે કહ્યું: "ના જાણતો હોય તો આ કહ્યું."

"પણ હવે શું વળે?"

મુખીએ વખત વિચારી ખુશામત કરી: "તું ધારે તો બધું કરી શકે. અરજી કરી એટલે ન સુધરે તેમ ઓછું છે? એના તો હજાર ઉપાય. સાહેબ તપાસ કરવા આવ્યા છે. સહી કરેલા લોકોને બોલાવે ત્યારે એ કહે કે અમે ઢોરને પાણી પાયાના પૈસા આપ્યા નથી."

"તો પછી સહીઓ કેમ કરી તેનો શો જવાબ આપે?"

"અમે નથી કરી."

"ફરીથી સહીઓ કરાવી સરખાવે ત્યારે?"

"એ તો હોઠ સાજા તો ઉત્તર ઝાઝા. કહે કે સહી મારા જેવી છે, પણ મારી નહિ."

"પણ રૂપિયા લેનાર કહે છે કે મને મળ્યા નથી તેનું શું?"

"એ તો અરજી કરનાર છૂટી પડશે એટલે એને તો હું સૌ ઘોઇ પીશ. ખોટી રીતે ખરાબ કરવા માટે સામો કેસ કરતાં ક્યાં નથી આવડતો?" નરેન્દ્રને પોતાના પક્ષમાં ખેંચાતો જતો જોઇ મુખીએ પોતાની યોજના કહી.

ડૂબતું વહાણ બચે તે પહેલાં મોટું ગાબડું પડે તેમ નરેન્દ્રે કહ્યું: "ખોટું કરવાનું મારાથી કોઇને કેમ કહેવાય?"

મુખી જરા ઢીલા થઇ બોલ્યા: "ઓછું કોર્ટમાં જઇને કહેવાનું છે? સાહેબ ઘરના છે એટલે કંઇ બહુ ચૂંથવાના નથી."

સામે એક ગ્રેજ્યુએટ—ગાંધીવાદી ને સરકાર જેને હજુ હમણાંજ સેવાભાવનું પ્રમાણપત્ર આપે છે, એવી વ્યક્તિ—ન હોત તો સાહેબ કદાચ એનો વિરોધ ન કરત. પણ અત્યારે તો મુખીને બદલે પોતાને ગળે ક્યારે આવે તે કહેવાય એમ નહોતું. એટલે સાહેબ આખરે ન છૂટકે બોલ્યા: "હું તો સરકારી અમલદાર, મારે તો સત્ય હશે તે આગળ લખી જણાવવું પડશે."

મુખીએ મનમાં ને મનમાં દાંત કચકચાવ્યા: "અમલદાર થઇ આનાથી શું બીતો હશે?"

આખરે નરેન્દ્ર એ બાબતમાં "અશક્ત છું,' કહી છૂટી ગયો, તોપણ

મુખીને મનમાં રહી ગયું કે સાહેબે જો જરા દબાણ કર્યું હોત તો છેવટ કશું નહિ તોય ગુનો ઢીલો પડી જાત.

લોકોની જુબાની થઈ તેમાં ચોકખું થયું કે તેમણે ઢોર પાયાના પૈસા આપ્યા છે.

જીભાઈ કોશવાળે, એને મુખીએ જે સમજાવ્યું હતું તે ઉપરાંત, બધું કહ્યું.

સાહેબે પૂછ્યું: "તો તેં એંસીની રકમ ઉપર અંગૂઠો કેમ આંપ્યો?"

જીભાઈએ જવાબ આપ્યો: "સાહેબ, હું કંઈ ઓછો ભણેલો છું, ને જાણું?"

"પણ આ સાક્ષીઓ કરનાર તો હાજર હશે ને? તેમને પૂછ્યું હતું?"

"તે વખતે તો કોઈ ન હતું."

સાહેબે રૂબરૂની સહીઓ કરનારને પૂછ્યું: "કેમ તમે પૈસા આપ્યા તે વખતે હાજર હતા?"

સાક્ષીઓ જોકે મુખીના વળના હતા, છતાં એમણે જવાબ આપતાં આનાકાની કરી. જવાબ ન મળ્યો એટલે સાહેબે ઊલટો પ્રશ્ન કર્યો: "તો તમે સહીઓ કેમ કરી?"

જોકે મુખીએ આગળથી સમજાવી રાખ્યું હતું કે અમારી નજરોનજર રૂપિયા આપ્યા હતા, એમ કહેવું. પણ આ અવળા પ્રશ્નથીયે કદી કોર્ટમાં ન ગએલો વીરજી કદાચ સાચું બોલી ન જાત, પણ સાહેબે એના તરફ તાકીને પૂછ્યું એટલે ભૂલથી બોલી ગયો: "સાહેબ, એના અંગૂઠા પછી અમે તો સહીઓ કરી હતી."

"પણ તમે તે ઘડીએ હાજર તો ન હતા ને?"

પાછો જવાબ આપતાં એ અચકાયો. પણ સાહેબને તો, મુખી બોલી ગયા હતા કે 'ઘરના છે' એ વહેમ, નરેન્દ્રના મગજમાંથી કાઢી નાખવો હતો, એટલે એમણે ફરી પૂછ્યું: "એટલે તમે તે ઘડીએ હાજર ન હતા, એમ જ લખી નાખું ને?"

મુખીના પક્ષમાં ગણાતા સાક્ષીઓને ઘણુંય બોલવું હતું કે અમે હાજર હતા. પણ કદાચ લોકો તથા જીભાઈ કોશવાળો વિરુદ્ધ છે, એટલે સરકાર મુખી સાથે પોતાને પણ ગુનેગાર ઠરાવે તો? એટલે કોઈ જવાબ આપતો ન હતો.

સાહેબે પછી જે સત્ય હકીકત હતી તે સ્પષ્ટ લખી નાખી.

આમ તો મુખી બરાબર બળી રહ્યા હતા, તેમાંય સાંજની સભામાં સાહેબે ગામના લોકો સમક્ષ નરેન્દ્રને પોતાની સાથે ખુરસી ઉપર, એની આનાકાની છતાં, આગ્રહ કરી બેસાડ્યો ત્યારે એમના બળતા હૃદયમાં તેલ

હોમાયું. એમના શંકાશીલ મગજમાં થયું કે જરૂર નરેન્દ્ર એમને મળી ગએલો, નહિ તો સાહેબ છેક આવું ન કરે.

સાહેબે ટૂંક પ્રવચન કર્યા બાદ આવેલો આભારપત્ર લોકો સમક્ષ વાંચી સંભળાવ્યો: "નરેન્દ્રકુમાર જગજીવનદાસ, તમે મુંબઇ સરકારે ઉપાડેલી પ્રૌઢ-શિક્ષણની યોજનામાં તમારા ગામમાં લાગલાગટ બે વરસ સુધી ઉત્સાહથી ને સેવાભાવથી કાર્ય કરી જે વેગ આપ્યો છે—અને તેમાંય હરિજન વાસમાં પણ વર્ગ કાઢી સરકારની હરિજનઉદ્ધારની પ્રવૃત્તિમાં પણ મદદ કરી છે, તેની સરકારની પ્રૌઢશિક્ષણ સમિતિ તરફથી હું સહર્ષ નોંધ લેઉ છું. તમારા જેવા વિદ્યાપીઠના સ્નાતકો ગ્રામસેવા માટે પોતાની આશાસ્પદ યુવાની એમાં અર્પે એ ગામનું તો અહોભાગ્ય છે એટલું જ નહિ, પણ દેશની જાગૃતિની એ નિશાની છે. લોકશાસન ઉપર નભતી આજની સરકાર તમારા જેવા યુવકો સેવાવ્રત લેઇ ગામની—દેશની સેવા કરે એ જરૂર ઇચ્છે છે. સરકાર ગામના લોકોને પણ વિનંતી કરે છે કે એમની સાચી પ્રવૃત્તિમાં સહકાર આપી ગામની અને એ મારફતે દેશની પ્રગતિમાં સાથ આપે.

"છેવટે આજની પ્રજાકીય સરકાર લોકસેવાનાં હવે પછી જે કાર્ય ઉપાડે તેમાં આપ મદદ કરશો એવી આશા સેવે છે

"જી. વી. વીસવસે,
"મંત્રી, પ્રૌઢશિક્ષણ સમિતિ."

એ રાત્રે મુખીને સ્વપ્ન આવ્યું કે જાણે પોતાનો જમાનો અસ્ત પામતો જાય છે.

સૌ તો સૌ, પણ ખુબી તો એ થઇ કે જે દિવસે વિષ્ણુપુરાણી માસ્તર પેન્શન ઉપર ઊતર્યા તેજ દિવસે છોટાભાઇ મુખીને સરકારી રૂપિયા ઉચાપત કર્યા બદલ પટલાઇ છોડવાનો હુકમ મળી ગયો.

લોકોએ કહ્યું: "એ તો પાપનો ઘડો ભરાય ત્યારે ફૂટયા વગર રહે જ નહિ."

અને પડતી આવે છે ત્યારે જાણે એકદમ આવતી હોય તેમ છોટાભાઇના જમણા હાથ જેવા જેસંગભાઇ, જોકે અવસ્થાએ પહોંચેલા ના ગણાય છતાં, મીઠી પેશાબને દરદે બે મહિનાનો ખાટલો ભોગવી ચાલ્યા ગયા.

છોટાભાઇના ગણુનીબાજ મગજે છેવટ એમ નક્કી કર્યું કે નવા જમાનામાંય પાછળ ન પડવું હોય તો પુત્રને રૂઢિબંધનથી જકડવાની જરૂર નથી. રમેશને એમણે નરેન્દ્રના મંડળમાં ખુશીથી ભળવા દીધો.

આ પછી એમના તરફથી થતો વિરોધ સમી ગયો એટલું જ નહિ, પણ તેમના તરફથી સાથ મળવા લાગ્યો.

નરેન્દ્ર આ જીતથી જરાય ફુલાયો ન હતો. તેને તો ખાત્રી હતી કે એમાં કોઇ વ્યક્તિનો વિજય કે પરાજય નથી, પણ રૂઢિબંધનનો યુગ આથમી નવયુગનો ઉદય થતો જાય છે.

જીત તો હમેશાં વ્યક્તિ કરતાં સમયની જ થાય છે ને?

નેદ્રા, તા. પાદરા ઈશ્વર પેટલીકર

—*—

## પાટીદારનો યુગધર્મ

**દિવસો** જાય છે અને જમાનો બદલાય છે. દુનિયાની શરૂઆતમાં કેવો જમાનો હતો, વેદકાળમાં કેવો જમાનો હતો, રામાયણ અને મહાભારત લખાયાં ત્યારે કેવો જમાનો હતો, અશોક વિક્રમ અને ભોજના વખતમાં કેવો જમાનો હતો, મુસલમાની રાજ્ય વખતે કેવો જમાનો હતો, અંગ્રેજો આવ્યા ત્યારે કેવો જમાનો હતો અને હાલ શો જમાનો છે, આ બધા જમાનાનો સામટો વિચાર કરીએ છીએ ત્યારે આપણને એમ લાગ્યા વગર નથી રહેતું કે આપણે થોડાક આગળ વધ્યા ખરા, પણ પાછળ તો ઘણાજ પડ્યા છીએ.

દુનિયાની શરૂઆતમાં માણસ અને પશુપંખીમાં ઝાઝો ફેર નહિ હોય. માણસમાં પશુપક્ષી કરતાં બુદ્ધિ વિશેષ હોવાથી તથા તેનો ઉપયોગ કરતાં આવડતો હોવાથી માણસે કંઇક પ્રગતિ સાધી હશે. આર્યો હિંદુસ્થાનમાં આવ્યા ત્યાર પછી વેદકાળ ચાલુ થયો હોવો જોઇએ. ઋષિમુનિઓએ માણસજાત માટે એકાન્તમાં વિચારી વર્ણાશ્રમ ધર્મ બનાવ્યા. તે વખતે નિયમો એટલા કડક હોવા જોઇએ કે જેથી વર્ણાશ્રમધર્મ પ્રમાણે લોકોને વર્તાવ કરવો જ પડે. ત્યાર પછી મનુ મહારાજે વર્ણાશ્રમધર્મમાં કંઇક શિથિલતા જોયાથી હિંદુઓ માટે કાયદા કર્યા. તે જમાનામાં તથા રામાયણ મહાભારતના જમાનામાં પણ કડક નિયમોનું પાલન થતું હોવું જોઇએ. પણ ત્યાર પછી એટલે અશોક, વિક્રમ અને ભોજના વખતનો જમાનો ઢીલો થતો જણાય છે. કુસંપ, વેરઝેર, ઈર્ષ્યા, વગેરે આગળ તરી આવે છે. પરધર્મીઓ જ્યારે હિંદુસ્થાનમાં દાખલ થાય છે ત્યારે સામાજિક તથા ધાર્મિક વહેવારોમાં હિંદુઓની શ્રદ્ધા ડગતી જણાય છે, પરધર્મી ઝાલીમોનો ઝુલમ વધતો જાય છે, લાજઘૂમટાના રિવાજો દાખલ થતા જણાય છે, નાતના વાડા અને તેમાંય વળી વાડા વધતા

જાય છે, શેટીએટીના વહેવારની ડખલો દાખલ થાય છે, વિગાનનો દાંડો મેળવી આપવા માટે સ્વાર્થસાધુ બ્રાહ્મણો તેમજ ઢંગી ખટપટીઆઓ આપણને નામે મરણ પાછળ અંધાધુંધ પૈસા ખરચાવતા થઇ જાય છે, ભોળી અને અભણ જનતાને ફોસલાવી પટાવી, ભગવાનનો ડર બતાવી ઊંધે માર્ગે દોરતા થઇ જાય છે. પરિણામે કુસંપ, આળસ, શિથિલતા, ટંટાફિસાદ, અદેખાઇ, વેરઝેર, કાયરતા વગેરે ગુપ્ત વેશે ધીમે ધીમે અડ્ડો જમાવતાં જાય છે. હિંદુસ્થાનની અસલી કોમોને વેગળી ને વેગળી રાખીને તેમને શુદ્રો અને અછૂતોના જથામાં હોમી દેવામાં આવે છે. અન્યાયની અને કષ્ટોની પરંપરાથી તેઓ પરધર્મી થઇ જાય છે. હવે ચાલુ જમાનામા તે દોષો વધી વધીને આપણા સમાજમાં અને કુટુંબોમાં ઘર કરી ગયા છે. ચાલુ જમાનો રાજકીય છે, એટલે સમાજને ભૂલો બતાવી દોરવનાર મનુ મહારાજ, રામચંદ્ર, કૃષ્ણ ભગવાન, શંકરાચાર્ય અને દયાનંદને ભગવાન સરજના નથી. આ બધાંને વિસરાવે તેવા ગાંધી મહારાજને મોકલ્યા છે, પણ તેમને ઘણીજ વધારે પડતી અહિંસા જોઇએ છે અગર તો એમના અહિંસાના સિદ્ધાન્તો આપણને સમજાતા નથી તેમજ તેઓ ઘટસ્ફોટ કરીને સમજાવતા નથી. પોતે અહિંસામય બની જાય તેનો તો બિલકુલ વાંધો નહિ, કારણ કે તે તો મહાત્મા રહ્યા. પણ મન, વચન, કર્મમાં અહિંસા જાળવવી એ આમ જનતાને માટે મુશ્કેલ છે. ચારે બાજુનો આજ સુધીનો ઇતિહાસ તપાસો. રાજકીય બાબતોમાં અહિંસા પાછી પડે છે, તો પછી વ્યાવહારિક અને ધાર્મિક બાબતોની વાતજ શી કરવી? તેનાં પરિણામો આપણી સગી આંખે જોઇએ છીએ. અહિંસાનો ધર્મ સારાય હિંદુસ્થાનને શિખવાડવામાં વરસોનાં વરસો જોઇશે; દુનિયાને તે ધર્મ શિખવાડવામાં તો જમાના જોઇશે.

હવે મારી માન્યતા પ્રમાણે પાટીદારનો ચાલુ યુગનો ધર્મ શો હોવો જોઇએ તે બતાવું તો તે અસ્થાને તો નથીજ એમ લાગે છે. વાંચનારને ઠીક લાગે તો વાંચે, વિચારે અને ઠીક લાગે તેમ તેમ પાળે. આ ધર્મ સમજાવવાનું જોખમ તથા જુમ્મેદારી તો પાટીદાર મંડળની તથા પાટીદાર ભગિનીસમાજની છે. તે ઢીલાં પડે, ફરજમાં પાછાં પડે, શિથિલતાને અપનાવે, આત્મા રેડીને પૂરજોસથી કામકાજ ચાલુ ન રાખે, ત્યારે મારા જેવા અધૂરાને પણ બહાર પડી તેમને ચોકખે ચોકખી વાત સંભળાવવી પડે. ચાલો, જુઓ ત્યારે, ચાલુ જમાનાનો યુગધર્મ મારી સમજ પ્રમાણે હું આપને બતાવું છું:

વર્ણાશ્રમ ધર્મ ચાલુ જમાનામાં પાટીદાર કોમને બંધ બેસતો નથી. દરેક

તોજ હિંદુસ્થાનમાં સંપ અને જંપ થશે. કોઇ પણ, પરધર્મી હિંદુ સામે આંગળી ઊંચી નહિ કરી શકે, એટલુંજ નહિ પણ જે ભૂલોની પરંપરાએ હિંદુઓની હાલની સ્થિતિ આણી છે તે ફિટાવવાનો, ટાળવાનો, નિર્મૂળ કરવાનો માત્ર આજ ઇલાજ છે. આ પ્રમાણે થશે તો રામરાજ્યને પણ વેગળું મૂકી દે તેવું સ્વરાજ્ય થશે. પાટીદારનો ચાલુ જમાનાનો ધર્મ આ પ્રમાણેનો હોવો જોઈએ.

વળી છોકરાંની હાલની કેળવણી જે આખા હિંદુસ્થાનને શાપ સમાન નીવડી છે તેને તિલાંજલિ આપી અપાવીને વર્ધાની નવરચિત કેળવણી મળે તેને માટે તનતોડ પ્રયત્નો આદરવા જોઇશે. હાલની કેળવણીએ આપણુ સૌને નમાલા બનાવ્યા છે તેમ જ બનાવે છે—ખાસ કરીને મોટા ભાગનાં યુવકયુવતીઓને. બે ચાર અંગ્રેજી ચોપડીઓ ભણ્યા એટલે ખેતી તથા ધંધોધાપો નેવે મૂકી, એલર્ફેલ બકી, માબાપોને દુભવી મનનાં ધાર્યાં, નહિ કરવા જેવાં, કામ કરે છે અને જીવનની સર્વ જવાબદારીઓને ઉલાળી મૂકે છે.

દેખાદેખી શહેરોમાં, મોટાં ગામડાંમાં, તથા કંઇક કંઇક નાનાં નાનાં ગામડાંમાંય આ સ્થિતિ પ્રસરી ગઇ છે. વગર પૈસે, વગર મહેનતે, વગર વિચાર્યે ફેશનનો પોષાય છે. સીધાં સાદાં યુવકયુવતીઓની પાછળ લાંબા લાંબા હાથ કરીને મશ્કરીઓ થાય છે. સમાજમાં નાના દેખાવાની બીકથી જેમને ઊણપ લાગે છે તેઓ પણ ધીમે ધીમે, દેખાદેખી આ પંથે પળે છે. ખાદીધારીઓ, જેઓ પોતાને મહાત્માજીના અનુયાયીઓ તરીકે ઓળખાવે છે, તેમનામાંના કેટલાકમાં પણ ઘણા કુછંદ જોવામાં આવે છે. સમાજથી તો જાણે તેમાંના ઘણાખરા અભડાય છે. આવો જે વર્ગ ગાંધીજીએ સમાજની સાચી સેવા માટે ઊભો કર્યો છે તે વર્ગ સમાજથી જાણે અલગ જ હોય તેવી રીતનો તેમનો આજકાલનો વર્તાવ છે—જાણે કે એક વધારાની નાત થઇ ન હોય. તેમ ન હોય તો આજે પાટીદાર મંડળની તથા પાટીદાર ભગિનીસમાજની શોકજનક સ્થિતિ હોય? તેમની આટલાં આટલાં વરસની હયાતીમાં પાટીદાર સમાજને ઘણીજ ઊંચી સપાટી ઉપર લેઇ જવામાં આવ્યો હોય, અનિષ્ટ રિવાજો નાબૂદ થઇ ગયા હોય, પડદાઓ ઉપર પાણી ફરી ગયું હોય કે પૂળો મુકાયો હોય, કન્યાવિક્રયની ઠાઠડીઓ નીકળી હોય, દરેક પાટીદાર પોતાનો રોટલો જાતે રળતો થઇ ગયો હોય, સદાચારી થઇ બંધુબાંધવોમાં, સગાંવહાલાંમાં, ઓળખીતાં પાળખીતાંમાં ઓતપ્રોત થઇ ગયો હોય. મંડળને તથા સમાજને એક એક ગાંધીજી કે એક એક સરદાર મળવો જોઇએ, જે

સતત કામ કર્યે જ જાય, ગામે ગામ સાચા કાર્યકરોની સમિતિઓ સ્થાપતો જ જાય, ઝડતીઓ લેતો જ જાય અને આખા ગુજરાત કાઠીઆવાડને કેંદ્રિત કરી દે. ત્યારેજ ઝડપી પ્રગતિ થાય, આળસ ઊડી જાય, કામના કરવૈયા બહાર આવે, સમાજ કેળવાય અને એકમેકની ઉન્નતિ ચઢાતાં ચઢાતાં ઊંચ શ્રેણીએ પહોંચી જવાય-યુગપલટો થઇ જાય.

માટે પાટીદાર આધેડો, યુવકયુવતીઓ, કિશોરો, હજી પણ જાગો. જાગ્યા ત્યાંથી સવાર ગણો. આરંભે જેવું જોર જણાવો એ તેવું જોર સતત કાયમ રાખો, બહાદુર બનો. તમને, તમારાં બાળકોને, તમારાં ભાઇભાંડુને તથા તમારી બેનદીકરીઓને દુભવે તેમને પાંશરા દોર કરી નાખો; સંપ કેળવો, અદેખાઇને દેશવટો દો, સદાચારી અને મહેનતુ થઇ જાઓ, આખા પાટીદાર સમાજને એકજ મુખે બોલતો કરી દો, યુગપલટો કરી દો. ડાહ્યાં માણસોને વારે વારે શું કહેવાય? તેજીને ટકોરો બસ નથી?

નડીઆદ શંકરભાઇ ઝવેરભાઇ પટેલ

---

## શાન્તિનિકેતનના મહર્ષિનો પુણ્યપ્રકોપ

[થોડા દિવસ પર પાર્લામેન્ટની એક સભ્યા અંગ્રેજ મહિલા કુમારી રૅથબોને હિંદીઓને ઉદ્દેશીને એક ખુલ્લો પત્ર લખ્યો હતો. કવિવર ટાગોરે એનો નીચે મુજબ જવાબ આપ્યો છે.]

**જવાહરલાલની વતી:** મીસ રૅથબોર્નનો ખુલ્લો પત્ર વાંચીને મને કારી ઘા લાગ્યો. એ બાઇને હું ઓળખતો નથી, પણ એકંદરે સદ્‌હેતુપ્રેરિત થોડાક બ્રિટિશરોમાંની એ એક હશે એમ માની લેઉં છું. એમણે કાગળ જવાહરલાલને ઉદ્દેશીને લખ્યો છે. હિંદના આઝાદી જંગના એ નેકદિલ જ્યોતિર્ધરને જો એ જ મીસ રૅથબોર્નના દેશબાંધવોએ બંદીવાન બનાવ્યા ન હત, તો એમણેજ એ બાઇના અનુચિત પ્રલાપોનો બરાબર કડકતો જવાબ આપ્યો હત, એટલે જવાહરલાલના એ ફરજિયાત કારાવાસને લીધે માંદગીને બિછાનેથી પણ એની સામે વિરોધનો સૂર ઉચ્ચારવાની મને જરૂર જણાય છે.

**અસભ્ય ને ઉદ્ધત:** એ બાઇએ આવી અસભ્ય અને ઉદ્ધત રીતે આપણા અંતરાત્માને છેડીને એના જાતભાઇઓની કુસેવા કરી છે. અંગ્રેજી મંતવ્યો પરત્વે વિલાયતી કૂવાનું પાણી પેટ ભરીને પીવા છતાંય, આપણા નિર્ધન દેશનું હિત તકાસવાની જે શેષ લાગણી આપણે ટકાવી રહ્યા છીએ તે જોઇને આપણી કૃતઘ્નતા પર આ બાઇને ખૂબ અણગમો પેદા થયો છે!

**શું દુનિયાને ઇંગ્લેણ્ડે અજવાળી?** પશ્ચિમની સંસ્કૃતિના સારભાગ જેવી અંગ્રેજ વિચારસરણીએ બેશક આપણને ઘણું શિખવ્યું છે, પણ મારે એટલું ખાસ ઉમેરવું પડે છે કે આપણા દેશભાઇઓ એમાંથી જે શીખ્યા છે, એમણે જે લાભ મેળવ્યો છે, તે એમણે પોતાની વિવેકબુદ્ધિથી મેળવ્યો છે, બ્રિટિશ અફસરી આલમે ભળતું શિખવવાના પ્રયત્નો કર્યા છતાં એમણે એમાંથી સાર શોધી કાઢયો છે. અને પશ્ચિમની વિદ્યા કંઇ એકલી અંગ્રેજી ભાષામાંજ ભરેલી નથી. યુરોપની બીજી કોઇ પણ ભાષા દ્વારા આપણે એ વિદ્યા શીખ્યાજ હત. શું દુનિયાના બધા દેશો પોતાને ત્યાં બ્રિટન આવીને અજવાળાં પાડે ત્યાં સુધી હાથપગ જોડીને બ્રિટનની વાટ જોતા બેસી જ રહ્યા હશે?

**નરી આત્મવંચના!** જો એમણે આપણને શિખવ્યું ન હત તો આપણે કાળા યુગના જડ જંગલીઓ રહી ગયા હત, એમ આપણા કેટલાક અંગ્રેજ મિત્રોએ માની લેવું, એ નર્યું મિથ્યાભિમાન અને નરી આત્મવંચના કરવા જેવું છે. આપણી નિશાળોમાં અફસરી બ્રિટિશ પદ્ધતિએ આપણાં બાળકોમાં શિક્ષણનો પ્રવાહ રેલાવ્યો છે. પણ એનાં શ્રેષ્ઠ તત્ત્વો વહેવાને બદલે કચરો-પુંજોજ વધારે આવ્યો છે ને તેથી આપણે આપણી પોતાની સંસ્કૃતિ ગુમાવી બેઠા છીએ—આપણી પાસેથી એ છીનવી લેવાઇ છે.

**૨૦૦ વરસનાં સત્સંગનું ફળ:** ઘડીભર માનો કે આપણે અંગ્રેજી સંસ્કૃતિનું ધાવણ ધાવીને આટલા આગળ આવ્યા. હવે એનો સરવાળો કરો. ૧૯૩૨માં ૨૦૦ વરસના બ્રિટિશ શાસન પછી અંગ્રેજી ભણેલાઓની સંખ્યા માત્ર ૧ ટકો હતી! જ્યારે રશિયામાં એજ સાલમાં એટલે કે ૧૯૩૨માં માત્ર ૧૫ વરસના સોવિયેટ શાસનમાં ૯૮ ટકા જેટલી ભણેલાઓની સંખ્યા હતી. આ આંકડા સ્ટેટ્સમેન ઇયરબુકના અંગ્રેજી પુસ્તકમાંથી લીધા છે એટલે એમાં સોવિયેટ તરફ પક્ષપાત થયાનો સંભવ નથી જ.

**જીવનની જરૂરિયાત શું?** પણ કેળવણીની કહેવાતી સંસ્કૃતિથીયે અદકી એવી વધારે મોટી જરૂરિયાત તો જીવનના અસ્તિત્વની છે. જ્ઞાન ને સંસ્કૃતિનાં અજવાળાંનો બધો આધાર એના ઉપર છે. નાણાંની કોથળીનું નાકું તંગ પકડી બેઠેલા ને સાધનોનું શોષણ કરનારા બ્રિટિશોએ બસો વરસ સુધી આપણા ગરીબો માટે શું કર્યું? જ્યાં જ્યાં નજર નાખું છું ત્યાં આસપાસ ચોપાસ દુબળી કાયાઓને રોટલાની ભીખ માગતી જોઉં છું. એક ખોબા પાણી માટે મેં ગરીબ સ્ત્રીઓને ખાડા ખોદીને કાદવ ભરતી જોઇ છે. કેમ કે હિંદનાં ગામડાંઓમાં નિશાળો કરતાં પાણીના કૂવાની તંગી વધારે છે.

**એક સરખામણી:** હું જાણું છું કે ખુદ ઇંગ્લૅન્ડની પ્રજાને માથે પણ આજે ભૂખમરાનો ભય ઝઝૂમે છે. એમની દાઝ મારે હૈયે જરૂર છે જ. પણ તે સાથે હું એ પણ જોઉં છું કે ઇંગ્લૅન્ડને કાંઠે ખોરાક ઉતારવા માટે બ્રિટનના નૌકાદળના કાફલાની સમગ્ર શક્તિ એકત્ર થઇ શકે છે. અને તેની સાથે અહીં હું જોઉં છું કે હિંદના કંગાલોને ચોખા વગર ભૂખે મરવાનો વખત આવ્યો છે—જોકે પડોશમાં જ ચોખા છે, પણ એ ભુખ્યાંને ઘેર એક ગાડું પણ પહોંચી શકતું નથી. આમ ઇંગ્લૅન્ડમાંના બ્રિટિશો ને હિંદમાંના બ્રિટિશો વચ્ચે કેટલો તફાવત છે, તેની તુલના કર્યા વગર હું રહી શકતો નથી.

**કાયદો—વ્યવસ્થાના નમૂના:** અને કાયદો ને બ્રિટિશની વ્યવસ્થા માટે આપણે કેટલી ઉપકારવૃત્તિ બતાવીએ? ચોમેર નજર કરું છું તો દેશભરમાં હુલ્લડો ચાલે છે, હજારો હિંદીઓના દેહ રેંસાય છે, માલમિલકત લૂંટાય છે, સ્ત્રીઓની ઇજ્જત લૂંટાય છે. અને છતાં બ્રિટનની મહાબલિ ભુજાઓ હાલતી નથી. દાઝયા પર ડામ દેનારો બ્રિટિશોનો અવાજ દુનિયા પારથી ઊઠે છે: 'તમને તમારું ઘર પણ સંભાળતાં આવડતું નથી.'

**આપણું બાયલાપણું:** ઇતિહાસમાં અનેક દૃષ્ટાન્તો મોજુદ છે, જ્યારે સશસ્ત્ર યોદ્ધાઓને પણ ચઢિયાતી શક્તિ આગળ નમવું પડયું છે. આજની લડાઇમાં પણ એવા પ્રસંગો બન્યા છે જ્યારે બ્રિટિશ, ફ્રેન્ચ અને રૂસના સિંહ સમા શૂરવીર યોદ્ધાઓને યુરોપની લડાઇનાં મેદાનો છોડીને પીછેહઠ કરવી પડી છે, કેમ કે શત્રુનાં સાધનો વધારે પ્રબળ જણાયાં. પણ જ્યારે આપણા રંક, નિઃશસ્ત્ર અને લાચાર ખેડૂતો કેડમાં બાળકો લેઇને સશસ્ત્ર ગુંડા સામે સંરક્ષણને અભાવે ઘર બહાર નાસે ત્યારે કદાચ બ્રિટિશ અફસરો આપણા એ બાયલાપણાને હસતી હશે ને તિરસ્કારતી હશે. આજે ઇંગ્લૅન્ડમાં કોઇ એવો નહિ હોય, જેની પાસે શત્રુ સામે ઘરકુટુંબની રક્ષા કરવાનાં હથિયાર ન હોય. પણ હિંદમાં લાઠીની તાલીમની પણ વિશિષ્ટ ફરમાનથી મના થઇ છે. આપણી પ્રજાને કાયમને માટે દબાએલી રાખવા અને એના સશસ્ત્ર માલિકોની દયા ઉપર રહેવા માટે ઇરાદાપૂર્વક હથિયાર વગરની અને હતવીર્ય બનાવી દેવામાં આવી છે.

**જે હાથે દાસત્વની શૃંખલા ઘાલી:** નાઝીઓએ બ્રિટિશોની સામ્રાજ્ય સત્તાને પડકારી છે. બ્રિટિશો નાઝીવાદને ધિક્કારે છે. અને મીસ રૅથબોન પૂચ્છે છે કે જે હાથે આપણને દાસત્વની સાંકળો દીધી તેજ હાથને આપણે ચુંબન કરીએ!

શાસનની કિંમત એના થોડાક વક્તાઓના ડોળ ઉપરથી નથી થતી, પણ એણે લોકોનું કેટલું ભલું કર્યું તેના ઉપરથી થાય છે. બ્રિટિશો પરદેશીઓ છે ને તેથી અમને ગમતા નથી, એટલે એમણે અમારા હૃદયમાં સ્થાન મેળવ્યું નથી, એમ માનવાનું નથી. પણ એમણે અમારા કલ્યાણના વાલી બનવાનો ડોળ કરીને એ મહાન વાલીપણાને વગોવ્યું અને હિંદના લક્ષાવધિઓનાં સુખને ભોગે પોતાના દેશના થોડાક મુઠ્ઠીવાદીઓનાં ખિસ્સાં તર કરવાની નીતિ ચલાવી છે. મેં એમ માન્યું હતું કે સુસંસ્કૃત ને સાચા સભ્ય બ્રિટિશો કંઇ નહિ તો આ જોઇ વિચારીને મૂંગા રહેશે અને આપણી નિષ્ક્રિયતા માટે આભાર માનશે; પણ તેને બદલે દાઝ્યા પર ડામ દેવાની અને જખમ ઉપર મીઠું ભરવાની તેમની આ રીત તો સભ્યતાની મર્યાદા વટાવી જાય છે.

('પ્રતાપ,' તા. ૭:૬:૧૯૪૧)

---

## ધંતુરો પાયો

(ચાના ટેબલ ઉપર વળી પાછી ગરમાગરમ ચર્ચા)

નરેશ: "ભાઇ સુરેશ, તું પરણીશ એ વાત ખરી; પણ તારા કહેવા પ્રમાણે ખરેખર જો બાપુજીએ પૈસાને જ પ્રધાનપદ આપ્યું હશે તો મારે તને કેટલીક વિગતોથી ચેતવવો રહ્યો. જેણે જેણે પૈસા સારૂ પાછલી પરવાડનાય પાટીદારની દીકરી લેતાં કુળમાં ખામી આવશે એવું જોયું નથી, તેણે તેણે ગરીબ બિચારી ગાય જેવી નિર્દોષ વહુવારૂઓના પ્રાણ લીધા છે. અને તે બીજા કોઇ કારણસર નહિ, પણ જેટલા દરદાગીના ઘરમાં આવ્યા હોય તેટલાય પચાવી પડાય અને વળી પાછા બે પાંચ હજાર માટે કોઇ નાના કે બાર ગામવાળાનું પડાવી ખવાય!"

સુરેશ: "ભાઇ નરેશ! 'હાક સુલેમાન ગાજી' જેવું દીધે રાખે છે. તારો વિચાર હજીયે મને પરણતાં અટકાવવાનો છે, પણ હવે મારૂં કંઇ ચાલે એમ નથી. છતાંય તું કહે છે એ વાતો જો ખરી જ હોય તો ગંભીરપણે વિચારવા જેવી તો છે જ."

નરેશ: "વિચાર કરવો હોય તો લે સાંભળ! પેલા દારેસલામવાળા દેશમાં આવ્યા હતા. બે ચાર પાંચ દીકરીઓના પિતા હતા. મોટી દીકરીનું ઠેકાણું જેમ તેમ પાડ્યું, નડિયાદ પરણાવી. પણ જેમ 'આખલો લાલ લુગડું જોઇ ભડકે' તેમ સાસુજી લુગડાં જોઇને જ ભડક્યાં અને ઉપાડી ફેંકી દીધાં. દીકરા હતા ગાવડીઆ, ઉપજે કંઇ નહિ, એટલે સાસુજીનું સામ્રાજ્ય ચાલતું હતું,

જાણે પોતે તો કદીયે વહુ નહોતાંજ. બીચારી ગરીબ વહુ જાલીમોને હાથે પડી, કહો કે કસાઇને ઘેર બંધાઇ! શું કરે? માસિક બિમારીને સમયે વહુને ધંતુરાનો રસ પીવરાવ્યો. માથે ન પડે એટલે પિયેર વિદાય કરી. કર્મધર્મ સંયોગે બચી ગઇ, નહિ તો ધંતુરો સ્વધામ પહોંચાડી દેને! આ બધું સોનાના દાગીના, જો વહુ મરી જાય તો, ઘરમાં રહી જાય તેટલા માટે કર્યાનું હજીયે કહેવાય છે, એમ વાઘજીકાકા કહેતા હતા.

કમળાઃ "શું કહો છો આ, નરેશભાઇ! અમારાય આવા હાલ થવાના કે શું? સ્ત્રીઅવતાર એ તો જગતનું ઉત્પાદનકારણ છે. એણે તો નર નહિ, પણ નારાયણો પેદા કર્યા છે; તેની આ અધમ દશા! આ સાંભળી મને તો એમ થાય છે કે ગળથુથીમાંથીજ દૂધપીતી કરી હોત તો કદાચ મારે માથે વીતવા વખત આવે તે પહેલાંજ રામઘેર પહોચી જાત.

નરેશઃ "બેન, તું ગભરાતી નહિ. આ તો પાશેરામાં પહેલી પૂણી છે. વસોવાળા પેલા નરસિંહભાઇનાં દીકરાને મોંઢામાં ડુચો મારી શરીર ઉપર ગ્યાસતેલ છાંટી જીવતી બાળી મૂકી, એ પણ પૈસા માટેજ. બીજી એક બેનને ગળા ઉપર લાકડી મૂકી રાતોરાતમાં મારી નાખી, અને સ્મશાનમાં બાળી નાખ્યા બાદ, પરોઢીએ 'અભડાવા આવજો'ની ખબર સગાંસાગવાંમાં કરેલાનું તો મને યાદ છે. આ તો સચિત્ર દાખલા છે. પાટીદારમાં વહુનું મરવું ને ઊંદરડીનું મરવું બરાબર છે. કારણ કે મરતી વખતે વહુનું જે કંઇ ઘરમાં હોય તે બધુંય વરના બાપનું. બીજે છોકરો પરણાવે, પાછું થોડું ઘણું લાવે. તેને પાછી મારી નાખે, તેનુંય પાછું દબાવી બેસે! આમ ચાલે છે. એટલે બેન, મને ડર હમણાં તો સુરેશ માટે રહે છે. એના બાપુજી કદાચ એમ ન કરાવે. સાસુજી (સુરેશની માતા) તો ઘણાં ભલાં છે, પૈસા માટે માણસ મારે એવાં નથી. સુરેશ, હજી વધારે ઉઘાડું કરૂં?"

સુરેશઃ "ભાઇ, હવે બસ કર. જો કદાચ પૈસાનેજ માટે ઘરમાં આવનાર મારી પત્નીના આવા હાલ થતા જોઇશ તો પેલા તમારા નડીઆદવાળા નમાલા ભાઇ પેઠે હાથે બંગડીઓ નહિ પહેરૂં એની ખાત્રી રાખજે."

કમળાઃ "આ તો ઠીક, પણ આવી પાટીદારોની પૈડશુ બાબતની પોલ ખોલવાથી બધાંને શો ફાયદો થવાનો છે? પરમ દિવસે અમારી કોલેજના પ્રોફેસર સાહેબનો પિત્તો ઘણોજ ચઢી ગયો હતો. તે કહેતા હતા કે પાટીદારોને હલકા પાડવામાં શો ફાયદો છે?"

દિનેશ અત્યાર સુધી બધું શાન્તપણે સાંભળતો હતો તે ઉખડયો:

"એમનો મિજાજ–પિત્તો કેમ નં ચઢે! એ બધા એક જ માળાના મણકા છે. એમનાજ ગામના લુખા જુવા જેવા હોય તેય હજારોની વાતો કરે છે. એ સાહેબ લોકોને આપણા જેવાઓની કયાં ખબર પડી છે! બહાર બે બોરાં કોઈને ન વેચી શકે એવાઓને સરકારી હોદ્દા ગળે એટલે ફુલાઈ જાય. બીજાઓને હલકા ગણે. અને કોઈ દુઃખની વાતો કરે તો એમનો મિજાજ સાતમે આસમાને ચઢી જાય, એ કોના ઘરની વાત!"

મહેશ: "ઠીક જડબાંતોડ જવાબ છે. એમના બાપનું શું જાય છે? મરે છે તો લોકોની દીકરીઓ મરે છે. એ તો કોઈ એમના જેવોજ સુધરેલો ખોળશે એટલે કદાચ નગે વીતે. તેથી એ તો ઢાંકવાનુંજ કહે ને? કદાચ દીકરો હોય તો ગંગાબેન પટેલની માફક થતાં સંકોચ આવે. એટલે તમારે ને 'પાટીદાર'ને મોઢે તાળાં દેવાનું કહે તેમાં નવાઈ નથી."

કમળા: "મને ઈંટર આર્ટ સુધી ભણાવી. મારો ભાઈ મને હજી આગળ ભણવાનું કહે છે. પણ આ બધું સાંભળી મને વિચાર થાય છે કે ભણીનેય શું કરવાનું છે? માબાપો ભણવામાં પૈસા ખર્ચે, અઢાર વીસ વરસનાં કરે, પ્રાણની પેઠે સાચવે અને સામાનો વંશવારસ રાખવા અમને ઠેકાણે પાડવામાં એમનું જીવન નીચોવી નાખવા અમે કારણભૂત બનીએ, એ વિચારો મને હવે મૂંઝવી રહ્યા છે. હમણાંજ છાપામાં વાંચ્યું કે લાહોરની બે બેનોએ પોતાનાં લગ્ન કરવામાં જોઈતી રકમમાંથી માબાપોને બચાવવા સારૂ પોતાના વહાલા પ્રાણ એ પૈસાની વેદી ઉપર હોમી દીધા છે. મારે પણ આમ કરવું કે નહિ? પિતાજી પાસે એટલી પૂંજી નથી અને સારો વર ખોળવાને બદલે છ ગામનો કુળવાન (સાંજે દૂધની વાળુ નહિ, ઘરમાં દીવો નહિ, ધંધે બેકાર, પૈસા ઉપર જીવે એવો) વર ખોળવા જશે. પણ તે વહોરવા પૂરતું સાધન નથી. અમે પડયાં નાના ગામનાં."

નરેશ: "તો પછી મોટા ગામમાં પડવુંજ શા માટે? તમારા ગામમાં મુછાળા રખડે છે, તેને માટે તમારા નાના ગામવાળાજ જવાબદાર છે. બાર લાખ ચાળીસનાગાં ખપવા માટે દેશાવર ભોગવવો, ખોટો દંભ રાખવો; ખરચવા મોટી રકમ નહિ અને વાતો કરવી છ ગામનો વર વહોરવાની! શરમ નથી આવતી આવા લોકોને! વાણિયો બબડકાટલાનો કરે છે તેટલીય શું છ ગામવાળા એમનો ખડો કરે છે? તેમના પૈસાનો થાય છે ખરો. આવું હોવા છતાં જખ શું કરવા મારે છે? મોટા ગામના મોહમાં મરી કેમ જાય છે? કમળાબેન, તમે કોલેજમાંથી બહાર પડો એટલે બંડ ઉઠાવો. તમેજ તમારો વર પસંદ

કરો. જીવન તમારે જીવવું ને પસંદગી માબાપની, એ વાત હવે જવા જ દેજો."

કમળા: "એ બધુંય ખરૂં. પણ તમારા જેવા બી. એ., બી. એજી. થએલા વગર પૈસે ક્યાં અમારા જેવાંનું પાણિગ્રહણ કરો છો? તમનેય કુળનું ભૂત વળગે છે તેનું શું? આ બધાનાં કારણ હવે પાટીદાર યુવકે ખોળવાં રહ્યાં."

સુરેશ: "હું જ બતાવું. એ બધાંના મૂળમાં પૈસો જ રહેલો છે. જુઓ ને, મને તો કંઇ નહિ, પણ કદાચ મેટ્રિક પાસ થાઉં તોય રૂા. ૨૦થી વધારે કોણ આપે તેમ છે? એમાંથી રહેવાનું, ખાવાનું, કપડાં ને નાટકસીનેમાનું પૂરૂં શી રીતે કરવું? આનો હિસાબ વડીલો કાઢી રાખે છે ને ફાલતું આવક આપણને શોધી આપે છે. બાકી એ થોડાજ છાતીએ બાંધી લેઇ જવાના છે? આપણે જો આપણા પગ ઉપર ઊભા રહેતાં શીખીએ અથવા એવા ન થઇએ ત્યાં સુધી વાંઢા રહીએ તોજ બને. નહિ તો કામ કઠણ લાગે છે."

કમળા: "તો પછી પરણો છો શું જખ મારવા? તમારી અશક્તિને લીધે અમારાં માબાપોને ગળે શા સારૂ પૈસા માટે ફાંસા દો છો? મારા જેવી કુમળી બાળાઓને શા સારૂ મોઢે ડુચા દેવરાવી બાળી મુકાવો છો? અમો માંદાં પડીએ તો દવાદારૂ માટે પતિરાજ જાણે સસરાજી કરે ને બાપ જાણે પતિરાજ કરતા જ હશે, એમ બે ઘરના પરોણાની માફક અમારા જેવીઓના હાલ શા થાય છે, તે તો કોઇ રિબાતી બેન તરફ જુઓ તો તમને ખબર પડે! ભાઇ, તમારે ઠીક છે, પણ જેને બે પાંચ કન્યાઓ છે તેનો કંઇ ખ્યાલ તમે કરો છો? હમણાં જ મને ખબર મળી છે કે મારા કાકાના ભાઇબંધને ત્યાં કન્યા આવતાંજ ભાઇ વજનમાં પાંચ શેર ઊતરી ગયા! કોણ જાણે એને પરણાવતા સુધીમાં એમનું શું થશે તે કોઇ ભવિષ્યવેત્તાજ કહી શકે."

નરેશ: "બેન, તમારૂં કહેવું સાચું છે. અભણ વરના કરતાં અમો ભણેલા વરના ભાવ વધી ગયા છે. શેકેલો પાપડ ભાગવાનીયે તાકાત ન હોવા છતાં, અમારા હાથનાં બે બોર કોઇ ન લે એવી અમારી હાલત હોવા છતાં, હજારોની વાતો કરનારા વરપિતાઓ પાટીદારોમાં ઓછા પડ્યા નથી. કન્યાઓના દુઃખની કહાણી પાટીદાર સમાજમાં છેજ એવું કંઇ નથી એમ સમજી આપણે નિભાવી લેવું જોઇએ."

કમળા: "શું કહો છો? આટલો બધો પાટીદાર સમાજનો બચાવ! તમે હજી પરણેલા નથી. અને પરદેશનો મોહ તમને પણ હજી જણાય છે. નહિ તો આવી વાત ન કરો. સુરેશે તો ઉકાળ્યું. તમો પણ એજ ગાડીમાં બેસવાના જણાઓ છો."

દિનેશ : "કમળાબેન, એમ સમજવામાં તમારી ગંભીર ભૂલ થાય છે. એમણે તો ભીષ્મપ્રતિજ્ઞા લીધી છે કાં તો કુંકુને કન્યા સાથે પરણવું, નહિ તો આજન્મ કુંવારા રહેવું. કારણ કે એમનાજ કુટુંબમાં એ જુએ છે, તેથી તેમને ઘણોજ આઘાત થાય છે. એકજ બેનને પરણાવતાં એમના પિતાને જે વીતી છે તેનો તાજો ઘા એમના અંતઃકરણના પટ ઉપરથી ગયો નથી. અને 'પાટીદાર' દ્વારા વાગતાં તાતાં તીર, બરછી જેવી કલમોના ઘા એમને ઘણા સાલે છે. તમો પણ આપણા પ્રોફેસર સાહેબની માફક કોઇને માટે ઉતાવળે એકપક્ષી વિચારો નહિ બાંધી લેતાં. બધા કંઇ સંપૂર્ણ હોતા નથી. ઘણુંય સારૂં હોય છે, તેનો સદુપયોગ થવો જોઇએ. નરેશભાઇએ તો સુરેશને સમજાવવા કચાશ રાખી નહોતી. પણ—"

કમળા : "પણ બણ નહિ. પૈસો દેખી મુનીવર ચળ્યા છે, તો એમની શી વિસાત? ઘરના દીકરા, ગર્ભશ્રીમંતોમાં ખપનારા, કુળવાન હોવાનો ઢોંગ કરનારા, સુધર્યા છતાં એમને પરઠણનો મોહ જતો નથી. મને તો શક છે કે સુરેશ માફક એ પણ લપસી પડવાના."

દિનેશ : "તમને મારા કહેવા ઉપર વિશ્વાસ બેસતો નથી. ન બેસે એ પણ સાચી વાત છે. બોલવા પ્રમાણે ચાલવું એ લોઢાના ચણા ચાવવા બરાબર છે. આપણે તો ત્યારેજ ધન્યવાદ આપીશું કે એ વગર પરઠણે પરણીને ઘેર આવશે. ત્યાં સુધી હું તો એમને 'એકજ માળાના મણકા' તરીકે ગણીશ."

નરેશ : "તમને ગમે તે ખરૂં."

કમળા : "એમ શા માટે? તમારે વરોને વાતોએ વડાં કરવાં છે. પણ કન્યાઓના પિતાનો જીવ જાય છે. આખો જન્મારો જેનાં મોંઢાં ન જોયાં હોય—ન જોવા જેવાં હોય તેવાઓને ઘેર ધક્કા ખાવા પડે છે. છતાંય 'હમણાં વિચાર નથી,' 'આવતી કાલે આવજો,' 'પાંચ હજાર રોકડા જોઇશે,' એમ કહી તેઓ ઉડાવે છે. આવી વાતો પાછા આવી પિતા ઘેર કરે છે તો અમારૂં કાળજું કપાઇ જાય છે. પિતાના દુઃખને દૂર કરવા અમારી કેટલીક બેનોને કૂવો-હવાડો કરીને કે નદી-નાળે જઇને જીવ દેવાનું મન થઇ જાય છે. તે વખતની મનોદશાનો તમને કુંવારાઓને ખ્યાલ નહિ આવે!"

મહેશ : "આમ કંઇ એ રિવાજ જવાનો નથી. હજી તો કંઇ કન્યાઓએ એ પરઠણની વેદી ઉપર બળિદાનો આપવાં પડશે, કંઇ માતપિતાએ દીકરીને દુઃખે જીવ દેવા પડશે, કંઇક પરઠણ વગર પરણાવાની અભિલાષાવાળાઓએ પિતાઓ સામે બંડ ઉઠાવવાં પડશે, ઘરનો ત્યાગ કરવો પડશે, પિતાની દોલત

અને માયા છોડવી પડશે, ત્યાગની મૂર્તિઓ ઊભી કરવી પડશે. એ વિના નર્યા છાપાંમાંના પ્રચારથી કાંઈ વળવાનું નથી."

કમળા: "આ વાત ખરી છે. પણ તમે લોકો તો છાપાંને મોઢેય કુચા મારવા માગો છો. કારણ કે તમારી પાટીદાર કોમનું પોલ ખુલ્લું પડી જાય છે અને તેથી તમો સમાજમાં હલકા પડી જાઓ છો! બચાવ કરવા જતાં જડ-બાંમાં પડવાની તમને ધાસ્તી રહે છે. પડદા પાછળ તમારે અનેક બાળાઓના ભવ બગાડવા છે! પૈસો ખૂટ્યો કે તેને બાળી મૂકી કે ઝેર દેઈ તેના પ્રાણ લેવા છે અને બીજી ખોળવી છે! એમ પારકે પૈસે તાગડધિન્ના કરવા છે.. બીજાના સુખદુઃખની તમને અને તમારા પિતાઓને થોડીજ પડી છે!"

આટલી વાત કરી કમળા પોતાને ઘેર ગઈ. ત્યાં તેનાં બા સાથે એ વિષે વાતચીત કરી, એટલે એનાં બા બોલ્યાં: "બેટા કમળા, તું જરાય ફીકર કરતી ના. જો કંઈ ઠેકાણું નહિ પડે, કોઈ છોકરો હિંમતવાન થઈ બહાર નહિ આવે તો બેઉ જણાં પાશેર પીને સૂઈ જઈશું. તારા પિતાજીને તો અત્યારે તારે માટે ઘણુંજ દુઃખ લાગે છે. ઘર મોટું રહ્યું, પૈસેટકે તૂટી ગયા. વૈભવ ભોગવેલો, કેમ જીવન જાય છે તે હું અને એ બે જાણીએ છીએ. પણ લોકોમાં ભાર છે એટલે કોઈ અમસ્થો પડે તેમ લાગતું નથી. કુળવાનનો મોહ એમને છૂટે તેમ લાગતું નથી."

કમળા: "બા! તમે જરાય ફીકર કરતાં ના. હું તો મારી મેળેજ વર ખોળી લેઈશ. બી. એ. પાસ થયા બાદ મારા પગ ઉપર ઊભી રહેવાની તાકાત પુરુષ પહેલાં મારામાં આવશે. મને પસંદ પડતો લાયક વર કોલેજમાં આપણીજ જ્ઞાતિનો છે. તેની સાથે વાતચીત ચાલે છે. તમોને એ ચિંતામાંથી મુક્ત કરીશ. મરવાની જરૂર નથી. નરેશભાઈએ પ્રતિજ્ઞા કરી છે કે વગર પરઠણે પરણવું. એમની સાથે સંબંધ બંધાય તો તમને અને પિતાજીને કુળનો કંઈ વાંધો આવશે ખરો?"

કમળાનાં બા સમજુબા બોલ્યાં: "વાંધો ખરો. એ તો મોટા ગામના નથી. સરખા માથાના ના કહેવાય. આપણા બેના જીવ બચે, પણ તારા એ લગનની વાત સાંભળી તારા બાપુજી પ્રાણ ખોશે એમાં શક નહિ. તુંજ એમને સમજાવી શકે એમ છે."

કમળા: "ઠીક છે, એ કામ મારું, તમો વચમાં બોલતાં ના. મારા ઉપર એમની જે મમતા છે, પ્રેમ છે, તેને આધારે ને તેમનું માનસ હવે પરઠણના રિવાજની વિરુદ્ધનું થઈ ગએલું છે, તેથી સમજી જાય એમ લાગે છે.

વાતવાતમાં બોલી નાખે છે કે 'હવે તો કંટાળ્યો. છોકરીજ કંઈ શોધી લે તો સારૂં. મોટું ગામ શું ને નાનું ગામ શું? કુલીન શા ને અકુલીન શા? મુદ્દે છોકરો હોશિયાર જોઈએ. નમાલો કે માયકાંગલો ન હોય ને પત્થર ઉપર લાત મારી પાણી કાઢે તેવો હોય એટલે મારે તો ઘણું થયું.' આથી મને ખાત્રી છે કે જરૂર મને નરેશભાઈ સાથે સંબંધ બાંધવાની પરવાનગી આપશેજ."

આ સ્વપ્નાં નીવડે છે, કે સાચું ઠરે છે તે હવે પછી જોઈશું.

પૂના કેમ્પ મગનભાઈ ઈશ્વરભાઇ પટેલ

---

## તકસાધુ આગેવાનોથી ચેતો

**ક્રેપ્ટન** પાંગળો ત્યાં હારજ નિર્માએલી છે. ફ્રાન્સનું પતન એ તેનો જ્વલંત દાખલો છે. આગેવાન શુદ્ધ સેવાભાવી અને ચારિત્ર્યવાન હોય તોજ તે પ્રજાને દોરી શકે. હિન્દનું પતન સ્વાર્થી આગેવાનોને આભારી હોવાનું ઇતિહાસ સાખ પુરે છે. આજે એ મરેલા હિન્દમાં ગાંધીજીએ ૨૦ વરસની અંદર પ્રાણ પૂર્યા છે અને તેમને પ્રતાપે સ્વાતંત્ર્ય હાંસલ કરવા દેશે માથું ઊંચક્યું છે. એ બધો પ્રભાવ નિઃસ્વાર્થ, વિશુદ્ધ સેવાભાવી આગેવાનીનો છે. પ્રજા હમેશાં આગેવાનોનેજ અનુસરે છે. એટલે જનતાને દોરવાની જવાબદારી જે આગેવાનને માથે હોય તે આગેવાન નિઃસ્વાર્થ સેવાભાવી અને વિશુદ્ધ ચારિત્ર્યશીલ હોવો જોઇએ.

'પાટીદાર' માસિકના વૈશાખના અંકની પ્રસંગકથા ઉપરથી પાટીદાર જ્ઞાતિના આગેવાનોની અનિષ્ટ પ્રકારની મનોદશાથી પાટીદાર કોમ ક્યાં ઘસડાઈ રહી છે તેજ સમજાતું નથી. જે ખેડૂત જગતનો તારણહાર, તેની આ અવદશા!, જગત જાણે છે કે પાટીદાર કોમમાં હીરા પાકે છે. વિઠ્ઠલભાઈ, વલ્લભભાઈ જેવા ભડવીર જરૂર પાકયા પણ છે. બીજા મ હશે, પણ તેમની કિંમત નથી. ક્યાંથી હોય? જેને વાણી અને વર્તન જુદાં, બોલવું કંઈક અને ચાલવું કંઈક, એવા તકસાધુ આગેવાનો સમાજને શું દોરવી શકે? આ પ્રકારના આગેવાનો આજે તો સમાજના કીડા બની તેને કોરી ખાવા બેઠા છે. પ્રસંગકથામાં 'પાટીદારે' આ સ્થિતિ દર્શાવતા બે જ્વલંત દાખલા મૂક્યા છે: એક શ્રી. ગંગાબેનનો, બીજો શ્રી. દાદુભાઈનો. બન્ને એક વખતના પાટીદાર પરિષદના માનદ પ્રમુખો! અને તેમનાંજ આ દૃષ્ટાન્તો! આ ઉપરથી સવાલ એ ઉપસ્થિત

થાય છે કે આ સુધરેલા જમાનામાં પાટીદાર સમાજનું સ્થાન ક્યાં? આપણે પાટીદાર યુવકમંડળનું પાટીદાર મંડળ બનાવ્યું અને તેમાં આવા તકસાધુ આગેવાનોને આપણા સમાજને દોરવણી આપવા પસંદ કર્યા. આવા આગેવાનોને પ્રતાપેજ આજે પાટીદાર મંડળની હસ્તી નાબૂદ થવા બેઠી છે. હાંકુસના ભાવ દિવસે દિવસે વધતા જતા હોય અને જ્યાં વાડજ ચીભડાં ગળે ત્યાં નબળાપાતળા શું કરે?

આપણે જો જીવવુંજ હોય અને તેય માનભેર, તો આપણા આગેવાનો બનાવવાની પ્રથા બદલવીજ જોઈએ. અત્યાર સુધી અને હજુયે પણ મોટા ગામના અને માતબર હોય તેનેજ આપણે આગેવાન તરીકે પસંદ કરીએ છીએ. સમાજમાં આવા લોકોનું કંઇક સ્થાન તો જરૂર હોય છેજ, અને તેથી આપણે સ્વાર્થની દૃષ્ટિએ તેમને પસંદ કરીએ છીએ. પરંતુ આપણા એ સ્વાર્થનો લાભ લેઇ તેજ આગેવાન મંડળને કોરી ખાય છે. કારણ કે એવા આગેવાનોને સિદ્ધાન્ત કે ધ્યેય જેવું કંઇ હોતું નથી. આ પ્રકારના આગેવાનો કરતાં ભલે કોઇ નાના ગામનો હોય, ગરીબ હોય, પણ જે સિદ્ધાન્તપ્રિય હોય, જેણે સમાજના હિત માટે કંઇક સહન કર્યું હોય, ભોગ આપ્યો હોય અને જરૂર પડ્યે ખપી જવાની જેને તમન્ના હોય, તેવાને આપણે આગેવાન તરીકે પસંદ કરીએ તો જરૂર આપણો પાટીદાર સમાજ ઉન્નત બને.

આ પ્રસંગકથાને અનુસરતો એક દાખલો આ સ્થળે મૂકું તો અસ્થાને નહિ ગણાય: વીલે પાર્લેમાં એક પાટીદાર મંડળ ચાલે છે. વિલાયત જઇ આવેલાં એક બેને ગઇ સાલ, જેને એક પત્ની હયાત હતી એવા એક ભાઇ સાથે લગ્ન કર્યાં. આ બેન મંડળની કારોબારીનાં સભ્ય હતાં. એમણે મંડળ ઉપર લગ્નની કંકોત્રી લખી એટલે મંડળે આવા સુધરેલા (!) લગ્નના ઉત્તેજનાર્થે અભિનંદનનો તાર કર્યો. લગ્ન તો વસોમાંજ થવાનાં હતાં, છતાં મંડળે ઉત્સાહના અતિરેકમાં અભિનંદનના તાર બે ઠેકાણે કર્યા: એક વસો અને બીજો નડીઆદ. નડીઆદ મોકલવાની શી જરૂર જણાઇ તે તો ઈશ્વર જાણે. મંડળના આ પગલાથી મંડળના એક સભ્ય તરીકે મારું દિલ ઘવાયું કે જે લગ્ન ધિક્કારવા યોગ્ય તેને અભિનંદન! મને લાગ્યું કે મંડળ પોતાના ધ્યેયથી નીચે ગબડે છે. મેં ઠરાવ મૂક્યો: "વીલે પાર્લે પાટીદાર મંડળની કારોબારીનાં સભ્ય, એક પત્ની હોવા છતાં, શોક તરીકે લગ્ન કરે તે સમાજને અને આપણા મંડળને ઇષ્ટ નથી, માટે આ લગ્ન વખોડી કાઢવું." પછી તો પૂછવુંજ શું? કારોબારીની બેઠક મળી. કારોબારીના મોટા ભાગના

સભ્યો બાર ગામના અને આપણી જૂની રૂઢિ પ્રમાણે ચૂંટાએલા એટલે પૂછવાનું જ શું? એમના મગજનો પારો ચઢી ગયો. "એક નાના ગામડાનો આ માણસ, જેનું સમાજમાં કોઇ ઠેકાણે સ્થાન નહિ તે, આપણાં બાર ગામની આબરૂ ઉપર હાથ નાખે? આવા માણસોને તો બોલવાનો પણ અધિકાર ન હોઇ શકે, માટે તેને લગાવો કલમ ક અને તેનું મોઢું બંધ કરો." એમ બોલવા લાગ્યા. મને જવાબ મળ્યો કે કલમ ક પ્રમાણે અંગત હુમલાને સ્થાન નથી. મેં જોયું કે મારા જેવા ગરીબોના અવાજને કચડવા આ મોટા લોકો ભેગા થયા છે. હું પૂછું છું કે આમાં અંગત હુમલો હતો જ કયાં? આ તો મંડળના એક ધ્યેયનો પ્રશ્ન હતો. એટલે મારાથી આ દાદાગીરી સહન ન થઇ અને શાન્ત બેસી પણ રહેવાયું નહિ, કારણ કે મંડળને નામે અપાએલા અભિનંદન માટે તેના દરેક સભ્યની સંમતિ ગણાય છે અને પૈસા પણ સભ્યોનાજ હોય છે, એટલે મેં કારોબારી ઉપર અવિશ્વાસની દરખાસ્ત લાવવા બંધારણપૂર્વક સામાન્ય સભા બોલાવવા રેકવીઝીશન મોકલ્યું. મંડળના ધારાધોરણ પ્રમાણે સામાન્ય સભા બોલાવવી તો જોઇએજ, પણ આ લોકો કોઇને દાદ આપવા સર્જાએલા હોતાજ નથી. મને જવાબ મળ્યો કે કાર્યવાહકને સામાન્ય સભા બોલાવવાનું જરૂર જેવું લાગતું નથી. આમ આવા થઇ બેઠેલા આગેવાનો આપણા સમાજને કઇ ઊંડી ખાઇમાં ધકેલી દેશે તેજ નથી સમજાતું. મેં ઘણાં મંડળો અને સભાઓ જોઇ છે, તેમાં ઘણાખરા આજ પ્રકારના આગેવાનો ભરાઇ ગએલા છે અને તેથીજ સમાજની ઉન્નતિને બદલે અધોગતિ થતી જાય છે. જ્ઞાતિના યુવકો ચેતે અને આ પ્રકારના આગેવાનોથી દૂર રહે, તેમાંજ સમાજનું અને કોમનું હિત છે. 'પાટીદાર'ની એ પ્રસંગકથામાં આપેલા દાખલાથી એ વાત ચોકસ થાય છે કે આ બની બેઠેલા આગેવાનો બોલવામાંજ શૂરા થાય છે, જ્યારે કરી બતાવવાનો વખત આવે છે ત્યારે ગાઇ વગાડી જાહેર કરેલા સિદ્ધાન્તોને છડેચોક અભરાઇએ ચઢાવી પોતાનું મનસ્વી ધાર્યું કરી જાય છે. અને તેથીજ આવા તકસાધુ આગેવાનોથી ચેતતા રહેવા આ લાલ બત્તી ધરવી પડી છે.

વિલે પાર્લે આદિત્યભાઇ હિમાભાઇ પટેલ

---

# જીવનનાં ઝેર

હિંદુ સંસ્કૃતિમાં વિવાહ એ એવો સંસ્કાર છે કે તેના વડે પુરુષ અને સ્ત્રી બંનેને 'પતિપત્ની'નું પદ પ્રાપ્ત થાય છે. આ પતિપત્નીના યુગલને દંપતી કહે છે. પતિપત્ની એકબીજાને માટે સર્વોપરિ આત્મીય મનાય છે અને બંનેનાં શરીર મળીને એકજ શરીર ગણાય છે. આગળ વધીને કહીએ તો પતિપત્ની ગૃહસ્થાશ્રમ રૂપી રથનાં બે ચક્ર છે; લગ્ન વખતે કરેલી પ્રતિજ્ઞાઓ આ રથની ધરી છે. અને આ રથ ધર્મની બધી ફરજો તથા ભાર વહન કરે છે. આથી કરીને ગૃહસ્થાશ્રમને બધા આશ્રમો કરતાં શ્રેષ્ઠ માનવામાં આવે છે. સ્વર્ગના દેવો પણ ગૃહસ્થાશ્રમ ભોગવવાની મહેચ્છા રાખે છે; કારણ કે જગતની ઉત્પતિ, વૃદ્ધિ અને આનંદનું એ મૂળ છે. પરંતુ ગૃહસ્થાશ્રમની બધી વિશેષતાઓનો આધાર વાસ્તવિક રીતે દામ્પત્ય જીવનની ઉત્તમતા ઉપર છે. દામ્પત્ય જીવનની પૂર્ણતાજ ગૃહસ્થાશ્રમને ઉપયુક્ત, શ્રેષ્ઠ અને આકર્ષક બનાવે છે. એટલે ગૃહસ્થાશ્રમ એ દામ્પત્ય જીવનની કસોટી છે. આજકાલ વિરલાજ ગૃહસ્થો સુખી જોવામાં આવે છે, અને તેમાંયે સ્વર્ગના દેવો જેમની અદેખાઇ કરે એવા સુખી તો કોઇજ નહિ. એટલે આધુનિક દામ્પત્ય જીવનની પૂર્ણતા બાબત સહેજે શંકા આવે છે. આગળ વધીને જો આપણે ઊંડી તપાસમાં ઊતરીશું તો આપણને જણાશે કે કોઇ સ્થળે પતિ દુઃખી છે તો કોઇ સ્થળે પત્ની, અને કોઇ સ્થળે બંને. સુખી જોડાં તો આંગળીને વેઢે ગણી શકાય તેટલાંજ મળી આવશે. પતિ અથવા પત્નીના કલેશના કારણનું મૂળ મોટે ભાગે બધી જગ્યાએ એકજ હોય છે, અને તે 'કજોડાં.' આ વિષમતાને લીધે જે ઝગડા ઉત્પન્ન થાય છે, તેને દામ્પત્ય કલહનું નામ આપ્યું છે.

દામ્પત્ય કલહની ઉત્પત્તિ લાકડે માંકડાં વળગાડવાથી અથવા વિવાહ-સંસ્કારની ત્રુટીઓને લીધે થાય છે. આ ત્રુટીઓ તપાસતાં દામ્પત્ય કલહના બીજનું મૂળ મળી આવશે. આજે પણ વિવાહસંસ્કાર ધર્મશાસ્ત્ર પ્રમાણેજ કરવામાં આવે છે એક કહેવાય છે. પરંતુ બીજા સંસ્કારોની માફક આ પરમ પવિત્ર વિવાહસંસ્કારની પણ મશ્કરીજ થઇ રહી છે એમ કહેવું જોઇએ. બાળકબાળકીનો વિવાહ કરવો એ તો વિવાહસંસ્કારની ચોકખી મશ્કરીજ છે; પરંતુ યુવકયુવતીનો વિવાહ જે રીતે કરવામાં આવે છે, તે પણ બે પશુઓને એક વાડામાં પૂરવા સમાનજ છે. વિવાહસંસ્કાર દ્વારા તો સ્ત્રીને અને પુરુષને આત્માએ એકરૂપ બની ઉત્તમ ગૃહસ્થાશ્રમી તરીકે જગતની સેવાને માટે ઉત્તમ બાળકો ઉત્પન્ન કરવાને જોડવામાં આવે છે. હિન્દુ જાતિનું વિવાહિત બંધન

જિંદગીભરનું હોય છે. એક વખત અમુક સ્ત્રીપુરુષની જો ગાંઠ બંધાય તે છૂટતી નથી. આ સ્થિતિમાં એવાંજ બે સ્ત્રીપુરુષને લગ્નબંધનથી બાંધવાં જોઇએ, જેમની યોગ્યતા, વિચાર, સ્વભાવ, રૂપ, રંગ, ગુણ, કર્મ તથા વય મળતાં આવતાં હોય, અને જેઓ પરસ્પર લગ્ન કરવા સહમત હોય.

પરંતુ અફસોસ! આજે મોટા ભાગનાં લગ્નો કેવાં થાય છે? કોઇ ધનના લોભથી પોતાની ધાવણી બાળકીનો વિવાહ કોઇ આધેડ ખખ્ખર સાથે કરે છે, તો કોઇ પોતાની યુવાન કન્યાનો વિવાહ નાના બાળક સાથે કરે છે; વર ગોરો હોય તો કન્યા શીસમનો કકડો, અને કન્યા ગોરી હોય તો વર કોલસાનો અવતાર; વર ગ્રેજ્યુએટ હોય તો કન્યા નિરક્ષર અને કન્યા ગ્રેજ્યુએટ હોય તો વર માંડ મૅટ્રિક; આ સિવાય વિચાર, સ્વભાવ અને સ્વાસ્થ્યની બાબતમાં તો કંઇ કહેવુંજ નકામું છે. આવી દશામા ઉત્તમ દામ્પત્ય જીવનની આશા કેવી રીતે રાખી શકાય?

વિવાહના બધા અધિકાર પાલકોને સ્વાધીન છે. તેઓ ચાહે તેવાં વર-કન્યાને લગ્નબંધનથી બાંધી શકે છે. પરણનાર જોડું એકબીજાને પસંદ કરે છે કે નહિ, તેઓની ઇચ્છા લગ્ન કરવાની છે કે નહિ, તે કોઇ જોતું જ નથી. પરણનારાં પોતાના મોંઢામાંથી વરાળ પણ કાઢી શકે નહિ. પોતાની ઇચ્છા પ્રગટ કરવાનો તેઓને અધિકારજ હોતો નથી. પાલકની ઇચ્છા આગળ તેઓને હાથ જોડવા પડે છે, અને મૂગા અસહાય પશુની માફક જિંદગી પર્યંત લગ્નબંધનમાં બંધાઇ રહેવું પડે છે. 'દીકરી ને વળી ગાય, દોરે ત્યાં જાય,' એ કહેવતજ નથી, પણ પ્રત્યક્ષ સત્ય છે. કોઇ કન્યાને આંકડાબંધી વેચે છે, તો કોઇ વરને પરઠણને હિસાબે વેચે છે. વરકન્યાના ભવિષ્યની ચિંતા ફક્ત જોષીઓનાં પંચાંગમાંથી રાશિ અને ગ્રહોના મેળ મેળવીને દૂર કરવામાં આવે છે. વરને કાંઇ રોગ છે કે નહિ એની તપાસ કરવી એ તો ધર્મવિરુદ્ધ મનાય છે. અને આ માન્યતા કહો અથવાં ભૂલ કહો, એને લીધેજ બિચારી કેટલીયે કન્યાઓને આજીવન દુઃખ ભોગવવું પડે છે.

સમાજની માન્યતા એવી છે કે પ્રત્યેક સ્ત્રીપુરુષનું લગ્ન થવુંજ જોઇએ. એટલે 'કાલે કરતા હોય તે આજ અને આજ કરતા હોય તે અત્યારેજ,' એ કહેવત અનુસાર જે લગ્નો યોગ્ય ઉંમરે થવાં જોઇએ, તે મૂર્ખ પાલકો બાલ્યકાળમાંજ કરી નાખીને પોતાના માથા ઉપરનો બોજો હલકો કરી નાખે છે. તેઓ લગ્નને પૂર્વજન્મનું કર્મફળ અથવા યોગ માને છે, અને આથી કરીનેજ તેઓ બાળલગ્નથી નીપજતાં અનિષ્ટોને માટે પોતાને જવાબદાર

માનતા નથી. આવા પાલકો પોતાનાં સંતાન એકલાંનું જ જીવન બરબાદ કરે છે એવું નથી, પણ આખી હિન્દુ જાતિનું અહિત કરે છે. કેટલાયે મરણને કાંઠે આવેલા પાલકો પોતાના નાના બાળકનું અથવા બાળકીનું લગ્ન, કેવળ પોતે જીવતાં તેમનું લગ્નસુખ જોઇ શકે એટલા માટે જ, કરે છે; અને એમ કરતાં કંઇ અનિષ્ટ જોવાનો વખત આવ્યો તો 'તેઓના પૂર્વજન્મના પાપનું ફળ, નસીબમાં લખ્યું હશે તે થયું, એમાં અમારું શું ચાલે?' એમ કહીને સંતોષ માને છે. પણ તેઓના સંતોષથી કંઇ કન્યાનો જિંદગીભરનો કલેશ થોડો જ મટવાનો છે? આજે હિંદુ વિવાહસંસ્કારમાં એટલી ખરાબી પેસી ગઇ છે કે એને સંસ્કારની જગાએ કુસંસ્કાર કહેવામાં જરાયે વાંધો નથી. ગૃહસ્થાશ્રમરૂપી મહેલનો વિવાહસંસ્કાર રૂપી પાયો જ જ્યાં કાચો હોય ત્યાં તેના ઉપર ચણેલા મહેલમાં રહેનારાં દંપતી કેવી રીતે સુખી હોઇ શકે?

પરઠણની પ્રચલિત પ્રથા પણ વરકન્યા મેળવવામાં—પસંદ કરવામાં ઘણી બાધક છે. જ્યાં વરપક્ષની એવી ઇચ્છા હોય છે કે જે વધારેમાં વધારે પરઠણ આપે તેની કન્યા લેવી, ત્યાં કન્યાપક્ષને પણ એવી લાલસા રહે છે કે વધારેમાં વધારે પરઠણ ભરીને કુળવાન ઘરનો વર ખરીદવો. વરકન્યાની યોગ્યાયોગ્યતાનો વિચાર અહીં ગૌણ માનવામાં આવે છે. પરઠણની લાલચે કુળવાન પોતાના છોકરાનાં અનેક વાર લગ્નો કરે છે. કન્યાના પાલકો પોતાની કન્યાનું લગ્ન કુળવાન અને ધનાઢ્યને ઘેર એમ સમજીને કરે છે, કે કદાચ દૈવયોગે દીકરી વિધવા થશે, તોપણ તે પોતાનો જીવનનિર્વાહ સુખેથી કરી શકશે. પણ આ હૈયા-ફુટાઓ રાતદિવસ ધનાઢ્ય ઘરની વિધવાઓમાં સુખ (?) સગી આંખે જુએ છે, છતાં પણ દીવો લેઇને કૂવામાં પડે છે! એમને શું કહેવું?

લગ્ન વખતે ગોર જે મંત્રોચ્ચાર કરે છે તે સંસ્કૃત ભાષામાં કરે છે. એટલે સંસ્કૃત ભાષા નહિ જાણનાર વરકન્યા ઉપર એ મંત્રોનો કશોય પ્રભાવ પડતો નથી. વરકન્યાને લેવાની પ્રતિજ્ઞાઓનો પણ ગોર જ પાઠ કરી જાય છે! ખરેખર વરવધૂએ લેવાની પ્રતિજ્ઞાઓ તેઓની વ્યાવહારિક ભાષામાં તેઓને ગોરે જ લેવરાવવી જોઇએ, કારણ કે તે વખતે લીધેલી પ્રતિજ્ઞા તેઓને આજન્મ ધર્મબંધનમાં બાંધે છે. આ પ્રતિજ્ઞાઓ તો નિત્યના પાઠની વસ્તુ છે. અને જ્ઞાતિબંધુઓની સમક્ષ સમજી વિચારીને લીધેલી પ્રતિજ્ઞાઓ અસરકારક પણ હોય છે. પણ જ્યારે આપણે વરવધૂની પ્રતિજ્ઞાઓ અને તે પછીના તેઓના વ્યવહારોની તુલના કરીએ છીએ ત્યારે વગર સમજે અને વગર વિચારે પ્રતિજ્ઞા કરવા કરાવવાની નિઃસારતા આપણને સ્પષ્ટ જણાય છે. એટલે

આજકાલના વિવાહસંસ્કાર વરવધૂને વિષયભોગને માટે આપેલાં પ્રમાણપત્ર માત્ર છે, એમ કહેવામાં કશું ય વધારે પડતું નથી.

દામ્પત્ય કલહનું એક કારણ દંપતીનું અને વિશેષે કરીને પુરુષનું કામશાસ્ત્રથી અનભિજ્ઞ રહેવું એ પણ છે. પુરુષ સ્વભાવથીજ કામી અને સ્ત્રી શીલવતી હોય છે. પતિત્વની વેદી પર પોતાને ન્યોછાવર કરવામાંજ પત્ની આનંદ માને છે, એટલુંજ નહિ પણ પતિત્વની સાથેજ તે દામ્પત્ય પ્રેમ પણ ઇચ્છે છે. જે પુરુષ પ્રથમ સંયોગમાંજ સ્ત્રીને પોતાની કામવાસનાનો શિકાર બનાવવાનું જંગલીપણું આચરે છે, તે ભયંકર ભૂલ કરીને દામ્પત્ય કલહનું બીજ વાવે છે.

પડદાની પ્રથા પણ દામ્પત્ય કલહની સહાયક છે. ઘરના વડીલોની અને લોકલજ્જાની બીકે પતિપત્ની એક બીજાની સાથે ઉઘાડી રીતે વાતચીત કરી શકતાં નથી, અને કદાચ કરે તોપણ બહુજ ધીમેથી જાણે બીતાં બીતાં કંઇ પાપકર્મ ન કરતાં હોય! પત્ની સખત માંદી હોય, એની ઘડીઓ ગણાતી હોય, તોપણ એના પતિથી એનાં દર્શન સુદ્ધાં ન થાય, તો પછી સેવા કરવાની તો વાતજ શી?

જે લોકો સ્ત્રીઓને પુરુષોની દાસી અને વિષયવાસનાનું સાધન માને છે, તેઓને તો કંઇજ કહેવાનું નથી, પણ જે લોકો સ્ત્રીઓને ગૃહલક્ષ્મી, દેવી અને મંગળમૂર્તિ સમજે છે, તેમને એટલું તો કહી શકાય કે પડદાને દામ્પત્ય કલહનો પ્રવર્તક સમજી તેનો ત્યાગ કરે અને સ્ત્રીઓને પણ તેનાથી મુક્ત કરે. પડદો લુચ્ચા લફંગા લોકોનો હોય, પતિનો અને પોતાના માણસોનો પડદો ન હોય.

સારાંશ એ કે કજોડાં, લગનગાંઠથી જોડાનાર વરવધુની પરતંત્રતા, કામશાસ્ત્રનું અજ્ઞાન, પડદો અને સંસ્કારદોષને લીધે દામ્પત્ય કલહની ઉત્પત્તિ થાય છે. દામ્પત્ય કલહ જેવું બીજું દુઃખ નથી. જે હતભાગી દંપતી એનો શિકાર બને છે તેનું જીવન નીરસ અને કોઇ કોઇ વખત નકામું પણ થઇ જાય છે. પછી ભલે તેની પાસે ચાહે તેટલાં સુખનાં સાધન મોજુદ હોય, તોપણ તે બધાં તેને ઝેર જેવાં લાગે છે. દામ્પત્ય કલહને લીધે કેટલાંયે ઘર નાશ પામી ગયાં છે, કેટલાંયે સ્ત્રીપુરુષોએ પોતાનાં જીવન ગુમાવ્યાં છે, કેટલાયે પુરુષોને ઘરબાર છોડીને સાધુ–વેરાગી થવું પડ્યું છે, તો કેટલીયે દેવીઓને શરમિંદી બની જિંદગી ગુજારવી પડી છે. દામ્પત્ય કલહની જ્વાળા કોઇ કોઇ વખત આખા પરિવારને ભસ્મ કરી મૂકે છે.

દુર્ભાગ્યે આજે હિંદુ સંસારમાં દામ્પત્ય કલહની મારામારીમાંથી બચીને

દામ્પત્ય પ્રેમનો પરમ આનંદ ભોગવનારી વ્યક્તિઓ આંગળીને વેઢે ગણી શકાય તેટલી પણ ભાગ્યેજ નીકળે તેમ છે. દામ્પત્ય કલહને પરિણામે કેવળ વ્યક્તિઓનીજ નહિ, પણ આખા હિંદુ સમાજની મહાન ક્ષતિ થઇ રહી છે. એટલે પ્રત્યેક જ્ઞાતિહિતૈષી યુવકનું પરમ કર્તવ્ય છે કે તે દામ્પત્ય કલહનાં ઉપર જણાવેલાં કારણોનો સમૂળો નાશ કરવાનો યથાશક્તિ પ્રયત્ન કરવાનું ન ચૂકે.

વડોદરા નટવરલાલ પુરુષોત્તમ પટેલ

—*—

## ભગ્ન હૈયું

### ( ૧ )

**પવનની** શાન્ત મીઠી લહરી મંદ મંદ અવાજે વહી રહી હતી. સંધ્યાનાં તેજ ઓસરી ગયાં હતાં. ચોમેર ભવ્યતા છાઈ રહી હતી. આકાશ, જગત, વાતાવરણ ભવ્ય, શાન્ત અને શીતળ બની રહ્યાં હતાં. ભવ્ય સરિતાનાં નીર દૈવી સંગીત બજાવતાં વહી રહ્યાં હતાં.

ત્યાં નદીની રેતીમાં આશાભર્યાં યુવક-યુવતી વાર્તાલાપ કરી રહ્યાં હતાં. રજનિ મોસાળમાં ભણતો હતો. ઉષા તેની પાડોશમાંજ રહેતી તેની સહાધ્યાયિની હતી. નાનપણથી બન્નેને સારી મૈત્રી હતી. બન્ને કોલેજના બીજા વર્ષમાં હતાં.

પરીક્ષા પૂરી થયા પછી થોડા દિવસ રજનિ અમદાવાદ રહેવાનો હતો. ઉષા પણ સાથેજ હતી. જીવનસ્વપ્નોની માળા ગૂંથવા, પ્રભુતામાં પગલાં માંડવા, પ્રેમના વૃક્ષને પાણી સિંચવા, સજોડે જીવનસાગરમાં ઝંપલાવવા, અરે તેને તરી જવા આ કોડભર્યાં યુવક-યુવતીનાં હર્ષઘેલાં હૈયાં ઉછાળા મારતાં હતાં. આનંદ, હર્ષ, સુખ અને સંતોષમાં બે દિવસ પસાર કર્યા.

પરસ્પર લગ્નના કોલ અપાઇ ચૂક્યા. ભાવિ જીવનનાં મધુરાં સ્વપ્નોથી ડગમગ ડોલતું તેમનું નાવ ક્યારનુંયે જીવનસાગરમાં ઝોલા ખાતું હતું—સામે કાંઠે જવા પ્રયત્નો કરતું હતું. શી ખબર એ નિર્દોષ પ્રેમીજનોને કે રજનિનાં માતાપિતાએ ક્યારનોય તેનો વિવાહ નક્કી કરી દીધો છે!

રજનિ ઉપર પિતાનો કાગળ આવ્યો. ફોડ્યો, વાંચ્યો, નિરાશા અનુભવી. ...ના ગગનચુંબિત મિનારાઓને ધૂળમાં રગદોળાતા નિહાળ્યા. જીવનની ... ખારૂં લાગ્યું. તેની જીવનઆશાનો નાશ થયો.

પણ એ રડતા, આથમતા, નિરાશ, ભગ્ન હૃદયને ઉષા સાંભરી. વિચારોની પરંપરાએ તેના મગજનું સમતોલપણું ગુમાવ્યું. તે બકવા લાગ્યો: "તો શું જેને લગ્નનો પવિત્ર કોલ આપ્યો તેને નિરાશ કરૂં? શુદ્ધ સ્નેહભીનો પવિત્ર કોલ પળવારમાં તોડી નાખું? જે સુકાનીની મદદથી જીવનસાગર તરવાનું સાહસ કર્યું તેને તજી દેઉં? જેનો હું જીવનસાથી થવા માગતો હતો તેનો જ હું જીવનત્યાગી થઈશ? નહિ, હરગીઝ નહિ."

ભગ્ન હૈયે-લથડતે પગે ઉષાને મળવા નદી તરફ ચાલ્યો. તેને મળીને બધી વાત કરી. સ્તબ્ધ બની ઉષા ભાવિ આશાઓના ગગનચુંબિત મિનારાઓને આમ અકાળે તૂટી પડતા નિરખી રહી.

મહાપ્રયત્ને બોલી: "રજનિ! ન હતી ખબર મને કે તું આમ દગો દેશે. તારાં પહેલાંનાં વચનો સંભાર. તે વખતે યુવાનીના મદમાં ઓલે ચઢેલું તારૂં નાવ શાં શાં સાહસો ખેડવા તત્પર હતું? શુ તે બધું તું ભૂલી ગયો?"

રજનિ નિરુત્તર રહ્યો.

"રજનિ! કેમ બોલતો નથી? તારાં માતાપિતા આગળ તારૂં એટલું પણ ચાલતું નથી! એક શિક્ષિત પુત્ર પિતાને એટલું પણ સમજાવી ન શકે? એક પવિત્ર કોલનું તું ક્ષણમાત્રમાં ઉલ્લંઘન કરશે?"

"પણ ઉષા, પિતા મારી સંમતિ વિના મારો વિવાહ કરશે એવી મને સ્વપ્ને પણ ખબર ન હતી." રજનિએ નીચું જોઈ જવાબ આપ્યો.

"તો આજેજ જઈ પિતાને સમજાવ-વિવાહ ફોક કરાવ."

"પિતા માનશે?" ભગ્ન હૈયે રજનિ બોલ્યો.

"કેમ નહિ."

"ઉષા, ઉષા, તું નથી જાણતી કે પિતા કોણ છે? લગ્નની તૈયારી કરી ચૂકેલ, સમાજમાં કુળવાન ગણાતા પિતા કદી પણ વિવાહ નહિ તોડે. માન, પ્રતિષ્ઠા અને મોભા માટે તેઓ કોઈની પણ દરકાર નહિ કરે. પિતાએ જેની સાથે વિવાહ કર્યો છે તે કન્યા તારાજ ગામની અસંસ્કારી, જડ, અજ્ઞાન, પણ કુળવાન છે. વળી પરઠણમાં રૂપિયા ત્રણ હજાર રોકડા આપવાના છે, એટલે કોઈ કાળે પિતા માનનાર નથી."

"તો શું તું મને ના પાડવા આવ્યો છું?" દુઃખી અને ગળગળે અવાજે ઉષાએ કહ્યું...;

"ના, ના, પણ હવે મારે-આપણે શું કરવું તેનો વિચાર કરવા આવ્યો છું." રજનિ બોલ્યો.

ઉષા નિરુત્તર રહી. શી સલાહ આપવી તેની સઝ પડી નહિ. આખરે "રજનિ! પિતાની આશાઓને નહિ કચરતાં તું સુખેથી લગ્ન કર." આટલું કહી ઉષા ઊઠી ચાલવા લાગી. રજનિ પણ ઊઠયો. બંને ઘેર ગયાં. રજનિએ થેલી તૈયાર કરી પોતાના ગામ તરફ પ્રયાણ કર્યું.

( ૨ )

બારણામાં પેસતાં જ પુત્રને જોઇ પિતા સામા આવ્યા. પણ રજનિના મુખ ઉપરની ગ્લાનિ જોઇ પિતા વિચારમાં પડયા. જે આનંદ થવો જોઇએ તેને બદલે નિરાશાનાં વાદળ છવાતાં જોઇ રજનિના પિતાને વધુ ગૂંચવાડો ઉત્પન્ન થયો.

એકાન્તમાં બોલાવી રજનિને નિરાશાનું કારણ પૂછ્યું. જાણ્યું ત્યારે તેમના ય મુખ ઉપર નિરાશાનું ઘેરું વાદળ છવાઇ ગયું. પોતાની ઇચ્છા મુજબ વર્તનાર પુત્ર પોતાને ના પાડશે તેનો તેમને ખ્યાલ પણ ન હતો. પિતાએ પુત્રને ઠપકો આપતાં ગળગળે અને દયાજનક અવાજે કહ્યું: "રજનિ! જે માતાપિતાએ તને બાળપણથી ઉછેર્યો, પાળ્યો, પોષ્યો, ઉચ્ચ કેળવણી આપી, અરે એટલું જ નહિ પણ જે તારા ભાવિ જીવનની સફળતા ઇચ્છે છે, તેમના જીવનના આ એક શુભ પ્રસંગ ઉપર તું ધૂળ નાખશે, તેમના કર્યા ઉપર પાણી રેડશે, તેમની આબરૂ ઉપર હાથ નાખશે, સમાજમાં તેમને હલકા પાડશે? બેટા રજની! હવે લગ્નના ફક્ત ત્રણજ દિવસ બાકી છે."

"પણ પિતાજી, જો તમે મને સુખી જોવા ઇચ્છતા હો, મારા જીવનની સફળતા ચાહતા હો, તો મને મારી ઇચ્છાનુસાર લગ્ન કરવા દો." રડતે અવાજે રજનિ બોલ્યો.

"તો શું આ લગ્નમાં તારી બિલકુલ સંમતિ નથી?" પિતાએ કડકાઇથી પૂછ્યું.

"ના, પિતાજી. મારું આત્મલગ્ન થઇ ગયું છે. મારી જીવનસહચરી મેં શોધી લીધી છે." મક્કમપણે રજનિએ જવાબ આપ્યો.

"રજનિ! જે પુત્રને હું પ્રાણથી પ્યારો ગણતો, જેને ઉચ્ચ કેળવણી આપી, તે જ શું પોતાનો જ્ઞાનભંડાર મારી આગળ ઠાલવશે? નહોતી ખબર મને કે સુપુત્ર કુપુત્ર બનશે."

થોડી વાર ભયંકર શાન્તિ છવાઇ. પછી પિતાએ આગળ બોલવા માંડયું: "બેટા, જો અમારી આજ્ઞા એ તારી ઇચ્છા ન હોય તો .... તો .... હું .... અમે આ જીવનથી પર થઇશું." બોલતાં બોલતાં તેમનો શ્વાસ રૂંધાવા માંડયો. આગળ એક પણ શબ્દ નહિ બોલતાં બાળકની માફક રડી પડ્યા.

કયા પુત્રનું હૃદય પિતાને આઘાત થતાં ન રડી ઊઠે? રજનિ પણ રડી પડયો. પિતાની લાજ આબરૂ સાચવવા તેમણે કરેલા વિવાહમાં સંમતિ આપી.

( ૩ )

રજનિ પરણ્યો. તેણે પ્રભુતામાં પગલાં માંડયાં. જીવનસાગરમાં ઝંપલાવ્યું. પોતાની જીવનસહચરીનું મુખ જોવા તે તલપી રહ્યો. ચાતકની માફક રાત્રી પડવાની રાહ જોઇ રહ્યો.

શયનગૃહમાં પગ મૂકતાંજ તેણે એક અપરિચિત વ્યક્તિ જોઇ. એ હતી એની જીવનસખી. જોતાંજ તેનાં ગાત્રો શિથિલ થઇ ગયાં, રોમ ખડાં થઇ ગયાં, એક ડગલું પણ આગળ ન વધી શકયો. તેમાં એણે હલાહલની વિષગાતા ભાળી, જડતાની મૂર્તિ નિહાળી, વજ્રનો વિનિપાત જોયો, પોલાદની સખ્તાઇ ભાસી, ન સૂણ્યો સ્નેહનો શબ્દ કે ન નિહાળ્યું જ્ઞાનનું બિંદુ.

તેને પોતાની ઉષાની યાદ આવી. કુમળી કલ્પનાઓ કચરાતી છુંદાતી જોઇ. તેના પવનદુર્ગો વંટોળ આવતાં તૂટી ગયા. આશા નિરાશામાં, હાસ્ય રુદનમાં, સ્નેહ તિરસ્કારમાં પરિણમ્યો.

તેને જીવન ખારૂં લાગ્યું. તેનું ભગ્ન હૈયું રડી ઊઠયું. તેને આ સમાજ ઉપર તિરસ્કાર આવ્યો. તેના રૂઢિપૂજકોનો નાશ કરવા તત્પર થયો. તેના અંતરની વેદનાની જ્વાળાઓ દુષ્ટ સામાજિક રૂઢિરિવાજોનો નાશ કરવા ચોતરફ ફેલાઇ ગઇ.

અભ્યાસમાં તેનું મન ચોંટયું નહિ. દિનપ્રતિદિન શરીર ક્ષીણ થવા લાગ્યું. જીવનની અંતિમ પળો ગણતો, મરણશય્યા ઉપર પડયો પડયો કોલેજજીવનનાં મધુરાં સ્વપ્નો યાદ કરવા લાગ્યો. તેને ઉષા સાંભરી, આપેલો કોલ સાંભર્યો. "તો શું તું મને ના પાડવા આવ્યો છે?" ઉષાનો એ અવાજ સાંભળ્યો. તેને આઘાત લાગ્યો—જીવન પર્યંતનો.

વિશુદ્ધ સ્નેહના જળમાં વહી જતી જીવનનૈયાને કુળવાનશાહી રૂપી ટોર્પિડો મારી ડુબાડનાર પિતાના 'હું.... અમે આ જીવનથી પર થઇશું.' શબ્દો યાદ આવ્યા. પાસે બેઠેલાં માતાપિતા તરફ લૂખી અને દુઃખી દૃષ્ટિ નાખી તેનો દુઃખી—નિરાશ—ભગ્ન આત્મા આ નશ્વર જગત છોડી ચાલ્યો ગયો.

રજનિના મૃત્યુસમાચાર સાંભળતાંજ વિરહની પ્રબળ વેદનામાં ઉષાએ પ્રાણ છોડયા. સુકાની જતાં જીવનનૈયા ડૂબવા લાગી, અરે ડૂબી પણ ગઇ. વિશુદ્ધ સ્નેહના સાગરમાં સાહસથી ઝંપલાવી ચૂકેલ બે પ્રેમી પંખીડાંએ જીવન-સાગરને તળીએ બેસી સમાધિ અનુભવી. કુળવાનશાહીની બળિદાનની વેદી ઉપર આ નિર્દોષ પંખીડાંએ પ્રાણ પાથર્યા.

ઉત્તરસંડા

જશવંત સોમાભાઇ પટેલ

# કુળવાનશાહી

**કુળવાનશાહી** સામે યુદ્ધનાં મંડાણ થઇ ચૂકયાં છે! તેના ઉપર એક વખત નહિ, પણ અનેક વખત આ માસિકમાં આવતા લેખો મારફત હુમલાઓ થયા છે. તાજેતરમાં પરદેશુના પ્રશ્ન ઉપર સુધારકોએ ઠીક ઠીક રમઝટ ચલાવવા માંડી છે. પરદેશુના પ્રશ્નની સાથે જોડાએલો કુળવાનશાહીનો પ્રશ્ન છે. તેથી કુળવાનશાહી રૂપી ઝાડના મૂળમાં પ્રહારો કરવાથી તેની ડાળીઓરૂપી પરદેશુનો પ્રશ્ન આપોઆપ નાબુદ થશે. આજે આપણે કુળવાનશાહીના પરિણામ રૂપે તેમાંથી નીકળી આવતી બાબતો, જેવી કે કુળવાનોની કુલીનતાનું હાર્દ કેવું છે, કહેવાતી કુલીનતાને પૂજવાથી શું પરિણામ આવે છે, તથા ખરી કુલીનતા શામાં સમાએલી છે, વગેરે પ્રશ્નોની ચર્ચા કરીશું.

આપણી જ્ઞાતિમાં કુળને ઘણુંજ મહત્ત્વ આપવામાં આવ્યું છે. જ્ઞાતિના ઘણાખરા માણસોને કુળનો થોડો ઘણો મોહ હોય છેજ. તેથી કરીને વિવાહ કરતી વખતે નીચા કુળનો માણસ ઊંચા કુળમાં દીકરી આપવાનો પ્રયત્ન કરે છે. જો તેમાં તે સફળતા મેળવે છે તો તે પોતે એક વિજેતાની માફક સમાજમાં છાતી કાઢીને ફરે છે. પણ જેમ જેમ વખત જતો જાય છે તેમ તેમ તે માણસને કુળવાનશાહીનો કાંટો ખૂંચતો જાય છે. તે કાંટો દિવસે દિવસે વધુ ઊંડો ઊતરતો જાય છે અને પરિણામે તે માણસને જણાય છે કે ખરી વસ્તુસ્થિતિ તેના ધાર્યા કરતાં ઊલટાજ પ્રકારની છે. આવી જાતનાં લગ્નો દુઃખમય નીવડે છે, કારણ કે કહેવાતા ઊંચા કુળમાં કન્યા દેનાર નીચા કુળના માણસોને એ ઊંચા કુળવાળાઓ દબાવે છે અને તેમની પાસેથી મોં માગ્યા પૈસા કઢાવે છે તથા બીજી અનેક રીતે હેરાન કરે છે. આટલી હેરાન-ગતિ અનુભવ્યા છતાં પણ આ માણસો બહાર કોઇને ફરિયાદ કરી શકતા નથી. કારણ કે જો તે બાબતની બીજાંના આગળ ફરિયાદ કરવા જાય છે, તો તે લોકો તેની મશ્કરી કરે છે અને પાછળથી તેની નિંદા પણ કરે છે. વધુમાં કેટલાક તો તેના મોંઢા ઉપર સંભળાવે છે કે ઊંચા કુળમાં ગયા હતા ત્યારે શું જખ મારવા? એટલે બિચારા આવા માણસો અંદરથી ગમે તેટલા દુઃખી હોવા છતાં બહાર દુનિયામાં તેઓ ધોલ મારીને ગાલ રાતા દેખાડે છે. તે પોતે પાછળથી પસ્તાય છે, પણ તે બાબતમાં કંઇ કરી શકતા નથી. તેથી મૂગે મોંઢે ઊંચા કુળના માણસોનો માર સહન કરે છે. આ ઉપરથી આપણે જોયું કે જેઓ કુળવાનશાહીને પૂજે છે, તેઓ આવા કહેવાતા કુળવાનોની લાતો ખાય છે.

આ વસ્તુસ્થિતિ સુધારવા માટે નીચા કુળના માણસોએ જ પ્રયત્નો કરવાના છે. સૌથી પહેલું એ જ થવું જોઈએ કે તેઓએ ઊંચા કુળમાં કન્યા આપીને ઊંચા થઇ જવાનો ખોટો મોહ ત્યજી દેવો જોઈએ અને તેને બદલે સરખે સરખામાં જ લગ્નવ્યવહાર બાંધવો જોઈએ. જો આમ થશે તો કહેવાતા કુળવાનો સમજશે કે તેમનો ભાવ પૂછનાર હવે ઓછા થતા જાય છે. પરિણામે કુળનો તેમનો ખોટો ફાંકો ઓછો થશે.

બીજી એક વિચારવા જેવી બાબત એ છે કે એક જ જ્ઞાતિમાં રહેતા અમુક માણસો ઊંચા કુળના ગણાય છે અને બીજાઓ મધ્યમ અથવા ઊતરતા કુળના ગણાય છે. આમ હોવાનું કારણ એમ જણાય છે કે ઊંચા કુળવાળાઓના બાપદાદાઓએ કંઇક સારું કામ કરેલું, તેથી તે સમયથી તે ઘરની ઊંચા કુળમાં ગણતરી થએલી. કુળની આ ઉચ્ચતા વંશપરંપરા ઊતરે છે, તેથી તે ઘરના વંશજ, પોતાનામાં કંઇ ઊંચું તત્ત્વ ન હોવા છતાં, પોતાના બાપદાદાઓએ કરેલા સારા કામનું મનમાં અભિમાન રાખીને બહાર ફરે છે. આપણો સમાજ પણ આવા લોકોના ખોટા અભિમાનને પોષતો હોવાથી કુળની આ કહેવાતી ઉચ્ચતા વંશપરંપરા જળવાઇ રહે છે. જો આવા ઘરનાં માણસોને અંદરથી તપાસવા જઇએ તો તેમનાં વર્તન તથા તેમનાં કાર્યો ઉચ્ચ કુળના પુરુષોને છાજે એવાં હોતાં નથી. તેમની આર્થિક સ્થિતિ બહારથી ભલે સારી દેખાતી હોય, પણ અંદરથી જોતાં જણાશે કે તેઓની બહારથી જણાતી સારી સ્થિતિ તેમની પરઠણ લેવાની શક્તિ ઉપર નભી રહી છે. કારણ કે પરઠણના રિવાજ ઉપર જ કુળવાનશાહીનો મદાર છે.

આ રીતે કુળવાન ગણાતાં પ્રાચીન કુટુંબો આજે ખરેખર કુળવાન નથી. કુળવાનોની કુલીનતા બાપદાદાઓએ સુપ્રત કરેલા વારસામાં સમાઇ જતી નથી. ખરી ઉચ્ચતા તે કુળના હાલના માણસોનાં વર્તનમાં, રીતરિવાજમાં તથા ખરી કેળવણીથી પ્રાપ્ત કરેલી સુઘડતામાં અને સંસ્કારોમાં જ સમાએલી છે. ઉચ્ચ સંસ્કાર એ જ કુળની ખરી ઉચ્ચતા સાબિત કરે છે. હલકટપણું અને કુટિલતા એ ઊંચા કુળનાં લક્ષણો નથી. આ બાબત જાણવા છતાં પણ આંખ આડા કાન કરીને એવી પોલી કુલિનતાને સતત રીતે પોષ્યે જવી તેનો કંઇ પણ અર્થ નથી, કારણ કે તેથી તો વિવેકબુદ્ધિ ધરાવતા મનુષ્યની નરી મૂર્ખતા જ ઉઘાડી પડે છે.

માટે જ કુળવાનોનું નૂર ઉતારવા પરઠણનો રિવાજ નાબુદ કરવાની ખાસ આવશ્યકતા છે. કુળવાનશાહીનો નાશ કરવાનું એ જ ઉત્તમ હથિયાર છે.

પરદડ્ણો આપનારાજ કુળવાનશાહીને પોષે છે; તેથી જો તેજ લોકો ધારે તો તેનો નાશ કરી શકે છે. પરદડ્ણ આપનારાઓ કંઇ આ બાબતોથી અજ્ઞાત છે એમ માનવાને કારણ નથી. છતાં પણ આપણે જોઇએ છીએ કે મનુષ્ય વ્યક્તિગત રીતે ગમે તેટલું સમજતો હોય, તોપણ તેને ઘેર સામાજિક પ્રસંગો ઊભા થતાં તેના વ્યક્તિગત વિચારોને બાજુએ મૂકીને, તે પોતે સમાજના સામુદાયિક રીતરિવાજો મુજબજ વર્તન કરે છે. તેનું આવું અસંગત વર્તન બતાવી આપે છે કે સાધારણ મનુષ્ય એ સામાજિક પ્રાણી છે, તેથી જ્યાં સુધી આખા સમાજના મોટા ભાગના માણસો પોતાના રીતરિવાજો બદલતા નથી ત્યાં સુધી સાધારણ મનુષ્ય પણ પોતાના સામાજિક રીતરિવાજ બદલતો નથી. માટેજ સામાજિક સુધારણાનાં કાર્યોમાં પહેલ કરનારા થોડાક ગણ્યાગાંઠ્યા વીરલાઓજ નીકળી આવે છે. અને તેથી સમાજને સુધારવાનું અને તેમાં સમયને અનુકૂળ અગત્યના ફેરફારો કરવાનું કામ તેઓનેજ માથે પડે છે. જેટલા વધુ પ્રમાણમાં તેવા માણસો સમાજમાં નીકળી આવે છે તેટલીજ વધુ ઝડપથી સમાજની પ્રગતિ થાય છે. સામાજિક સુધારણાના કોઇ પણ કાર્યમાં સુધારકોને તેમના માર્ગમાં અનેક મુશ્કેલીઓ નડે છે; છતાં પણ તેમાંથી ચલિત નહિ થનારા મનુષ્યોજ ધારેલું પરિણામ લાવી શકે છે. જેઓ સુધારણાના કાર્યમાં પડેલા છે તેઓ પોતાના કામમાં મહાસુખ માને છે; પણ તેમને બહારથી દેખનારાઓ ઈર્ષાથી કે ભયથી દાઝે છે.

સુધારક માનસ ધરાવતા સૈનિકો, હવે તૈયાર થઇ જાઓ. આજથી તમારે નવા મોરચા ઉપર લડાઇ કરવાની છે. તે નવો મોરચો કુળવાનશાહીની સામે મંડાવાનો છે. કુળવાનોનો ગઢ ઘણો ઊંચો છે, પણ તે ગઢને હવે કાળની કારમી અસર લાગુ થઇ ચૂકી છે. તેથી કરીને તે ગઢ ભલે ગમે તેટલો ઊંચો હોય, પણ તે ટોચથી તે તળીઆ સુધી અંદરથી સડી ગયો છે. તેથી તેને તોડી પાડતાં વિલંબ નહિ થાય. તેના ઉપર હુમલો કરવામાં જેટલો વિલંબ કરશો તેટલુંજ સમાજ માટે નુકસાન છે. આ હુમલામાં તોપ કે તલવારની જરૂર નથી; જરૂર છે માત્ર વીરતાની, સાહસની, અને શુરાતનની! અજબ હિંમત એ તમારું અમોઘશસ્ત્ર છે. આ લડાઇમાં નથી જોઇતા દાવપેચ કે કાવાદાવા રચનારા સૈનિકો! ફક્ત જોઇએ છે સીધા અને સરસ માર્ગ ઉપર સડસડાટ રીતે ચાલ્યા જનાર નવલોહિયા સત્યાગ્રહી યુવકો! યુવકો હોય તે જાગ્રત થાય, બીજાઓ ભલે ઘોર્યા કરે. યુવકોને હવે ઘોર્યા કર્યે પાલવે તેમ નથી, કારણ કે આ જમાનો જાગ્રતિનો છે. જેઓ જમાનાના પ્રવાહ સાથે

વહેતા નથી તેઓ પ્રવાહમાં રહેલા કચરારૂપ છે. જતે દિવસે તેવો કચરો કાં તો પ્રવાહની તળીએ એક ખૂણા ઉપર બેઠો બેઠો કહોવાય છે અને પરિણામે નાશ પામે છે અથવા તો ઘણી વખત તેનો કચરો પ્રચંડ પ્રવાહના પૂર સાથે તણાઇને નાબુદ થઇ જાય છે. આવી સ્થિતિ ઉઘાડી આંખે જીવન જીવતા અને પોતાને બુદ્ધિશાળી ગણાવતા મનુષ્યની ન થાય તે માટે તેણે જાતેજ સાવધાની રાખવી ઘટે. દરેક મનુષ્ય તેટલી સાવધાની રાખતાં શીખશે તો તેને પાછળથી પસ્તાવાનો વખત આવશે નહિ.

કંપાલા વિઠ્ઠલભાઇ ઇશ્વરભાઇ પટેલ

—*—

## કોને પાપે?

"તમે આ ધંધો ન કરો તો? કઇ ક્ષણે પૈસા જતા રહેશે તેની કોને ખબર? જુઓ ને આ સટ્ટામાંજ પેલા શ્રીપતભાઇ એક દિવસમાંજ ભિખારી થઇ ગયા. હજુ તો આપણી સરયુને પરણાવવી છે." કમળાએ પોતાના પતિ જયસુખલાલને સમજાવતાં કહ્યું. જયસુખલાલની સ્થિતિ હાલ સારી હતી. ગામડા ગામમાં પણ શહેરની સટ્ટાની બદીએ પોતાનું પ્રભુત્વ જમાવ્યું હતું. પહેલાં ખેતર ખેડાવી સુખેથી રોટલો ખાતા જયસુખલાલ પણ એ બદીમાં ફસાયા હતા. દૈવસંજોગોને લીધે તેઓને પુષ્કળ પૈસા પ્રાપ્ત થયા. પણ વધારે મેળવવાના લોભમાં તે હજુ પણ સટ્ટાને છોડતા ન હતા. તેમની પત્ની કમળા સંસ્કારી સ્ત્રી હતી. સટ્ટાથી આવતા પરિણામની તેને ખબર હતી. પોતાના પતિને તે સમજાવતી હતી.

"તું આમાં કાંઇ સમજે નહિ ને? જોયા તો કર, થોડા દિવસમાં હવેલી ન બંધાવું તો?" જયસુખલાલ હવેલીનાં સ્વપ્ન સેવતા બોલ્યા.

"નાથ, આ સરયુને ખાતર આ ધંધો છોડો." કમળા ગદ્દગદ કંઠે બોલી.

"બસ વધુ ન બોલ, સ્ત્રીની બુદ્ધિ પાનીએ, એની મને ખબર છે. નાહક શું કામ મારૂં માથું પકવે છે?" જયસુખલાલ ખિજવાઇને બોલ્યા અને બહાર ચાલતા થયા.

બિચારી કમળા પતિને સમજાવવાની આશામાં ને આશામાં જીવતી હતી. શું તેની આશા ફળીભૂત થશે? "હે પ્રભો!" કમળા વધુ ન બોલી શકી.

* * *

"હવે બીજો ઉપાય નથી, જયસુખલાલ."

"પણ તેની ઉમર તો જુઓ? ક્યાં ૧૭ વર્ષની સરયુ ને ક્યાં ૪૦ વર્ષના તમે?"

"ગમે તેમ કરો, મને મારા ૬૦,૦૦૦ રૂપિયા આપો અથવા તમારી છોકરી આપો." સુમનલાલ બોલ્યા.

સટ્ટામાં જેમ જેમ જયસુખલાલ કમાતા ગયા તેમ તેમ તે વધુ ને વધુ સટ્ટો ખેલતા ગયા. બધા દિવસો કાંઇ કોઇના સરખા ગયા છે તે જયસુખલાલના જાય? એમની ગ્રહદશા બેઠી. તેઓએ ઘર વેચ્યું, ખેતર પણ વેચ્યું, પણ પોતાનું દેવું પૂરું ન આપી શક્યા. સુમનલાલ તેમની પાસે રૂા. ૬૦,૦૦૦ માગતો હતો. તેને બે પત્ની તો હયાત હતી, પણ હવે ત્રીજી કરવાના કોડ થયા. તેની નજર સરયુ ઉપર પડી હતી અને જયસુખલાલ પાસે એનું માગું કર્યું. બિચારી કમળાએ તો પતિની બૂરી દશા ન જોઇ શકાયાથી જીવનનો અંત આણી દીધો હતો. આખરે જયસુખલાલને સુમનલાલની માગણી કબુલ કરવી પડી. બીજું કરે પણ શું? તેમને પોતાની 'આબરૂ' વહાલી હતી: થોડા દિવસ પછી સરયુની અનિચ્છા હોવા છતાં તેને સુમનલાલ સાથે પરણવું પડયું. જયસુખલાલ તો સરયુને પરણાવી ક્યાંય જતા રહ્યા તેનો પત્તો જ ન હતો.

* * *

એ વાતને બબ્બે વર્ષનાં વહાણાં વીતી ગયાં છે. સરયુને પણ સમાજના અવનવા રંગો સમજાઇ ગયા છે. સુમનલાલ ક્ષયના રોગથી બે દિવસ પહેલાંજ મૃત્યુ પામ્યા.. સમાજમાં ફરવી જોઇતી રૂઢિઓ થઇ ગઇ. હવે સરયુ વિધવા બની. ઘરમાંથી તેનું માન ઓછું થવા લાગ્યું. તેને ત્યાંથી ચાલ્યા જવાનું મન થયું. એક રાત્રે તેણે પોતાનો વિચાર અમલમાં મૂક્યો પણ ખરો અને સરયુ મુંબાઇ આવી. ગામડાની એ નારી મુંબઇ જોતાંજ ગભરાઇ, તેને કાંઇ સમજ ન પડી. અસહાય સ્થિતિ જોતાં તેની પાછળ ગુંડા ફરવા લાગ્યા. રૂપબજારના દલાલોએ સરયુની સ્થિતિ જોઇ. દલાલોએ તેને ફસાવી અને સરયુ રૂપબજારને ઓટલે બેઠી. હિંદુ સમાજ! એક ભોળી આર્ય યુવતીને રૂપબજારમાં બેસવું પડયું એ કોને પાપે? તારો શો જવાબ છે? આવી એક નહિ, પણ હજારો સરયુ તારાથી નાસે છે. યુવકો જ્યાં સુધી કમર નહિ કસે અને હિંદુ સમાજમાં રહેલી કુરૂઢિઓનો સામનો નહિ કરે ત્યાં સુધી આવી તો કેટલીયે સરયુઓ પાપના ખાડામાં લપસી પડશે.

સિનોર મુકુંદલાલ પ્રાણજીવનદાસ શાહ

---

# નાસીપાસ થએલા યુવકને

## [એક આશ્વાસન પત્ર]

ભાઇ ભોગીલાલ,

તા. ૧૧મીએ મેટ્રિકનું પરિણામ જણાયું. તારો નંબર ન હતો, જાણી ઘણોજ ખેદ થએલો. પછી તારો પત્ર મળ્યો તેમાં તેં જણાવ્યું કે 'હું નાપાસ થયો, તેથી હવે આગળ જવા ઇચ્છા નથી.' તો ભાઇ! મારે તને જણાવવાનું કે તું યુનિવર્સિટીમાં નાપાસ થયો તેમાં તારો શો દોષ? એને તો હું સરસ્વતી-દેવીનો પ્રકોપજ કહું. પણ તું નિરાશ થઇ જાય તે સારૂં કહેવાય? તું આમ પ્રથમ પગથીએજ નિરાશ થઇશ તો પછી આગળ કેવી રીતે જઇ શકીશ? અને મહાન બનવાની તમન્નાવાળાં તારાં સ્વપ્નાં કેવી રીતે પાર પડશે?

એક લેખકે લખ્યું છે કેઃ "જે મનુષ્ય પહેલેજ પ્રસંગે નિરાશ થઇ જાય છે તે આગળ કદાપિ મહાન કાર્ય કરી શકતો નથી, પણ જે મનુષ્ય નિરાશ થયા છતાંય આશાને માટે તરફડિયાં મારે છે તે જરૂર એક દિવસ પોતાની આશા પાર પાડે છે." કયા છે કે 'કરતાં જાળ કરોળીઓ,' જેણે સાત સાત વાર જાળ તૂટયા છતાંય બાંધવા માટે ફરી ફરી મહેનત કરી અને આખરે ફત્તેહ પામ્યો. માટે ભાઇ! 'કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે.'

વળી તે દિવસવાળું હંસાકુમારીના ખેલનું ગાયન અને સીન તને યાદ છે કે?

"ગઇ કાલની જે વાત તે ગઇ કાલ જવા દે,
ઉગે નવું પ્રભાત નવું વિશ્વ થવા દે;
નવ દેહ ધરી જા, સંગ્રામ કરી જા, અમર નામ કરી જા."

માટે ભાઇ હવે જે થયું તે ન થવાનું નથી. હવે નિરાશા શા કામની! પણ હવે તો ફરીથી મહેનત કરી આશાનો કિનારો તરી જવાય તેટલીજ અભિલાષા સેવજે અને તેટલાજ ઊંડા અંતઃકરણની માત્ર એક મારી ઇચ્છા.

વળી પાછાં બે ઉદાહરણ તને જણાવું છુંઃ

૧. એક યુવક ભણતો હતો. યુનિવર્સિટીના મેટ્રિકની પરીક્ષા હતી, એટલે તેના પિતાએ તેને જણાવ્યું કે 'ભાઇ નાપાસ ન થવાય તેની કાળજી રાખજે, નહિતર તારૂં કલંકિત મુખ મને ન બતાવતો.' આ કહેવામાં તેના પિતાનો ગૂઢ હેતુ તો માત્ર તાકીદનોજ હતો, જેથી પુત્ર ભણવામાં ધ્યાન આપે. પરંતુ કર્મ-સંજોગે તે યુવક નાપાસ થયો અને ભયને લીધે તળાવમાં પડી આત્મઘાત કર્યો.

૨. બીજો એક યુવક હતો. તે પણ યુનીવર્સિટીની પરીક્ષામાં બેઠો હતો. તેના પિતાએ પણ જણાવ્યું હતું કે 'ધ્યાન દેઇને અભ્યાસ કરજે, જેથી

પૈસા ન બગડે.' આ યુવકે ઘણી મહેનત કરી, પણ તે નાપાસ થયો ને ઘેર પિતા પાસે ગયો. તેના પિતાએ કહ્યું કે 'ભાઇ હવે તને શી રીતે ભણાવું? આપણી પાસે ધન નથી' પેલા ભાવનાશીલ યુવકને વાત યોગ્ય લાગી. તે બીજે વરસે ઘેર અભ્યાસ કરી આખીયે યુનીવર્સિટીમાં પહેલે નંબરે આવ્યો, ત્યારે તેને ઘણીયે સ્કોલરશીપો અને અભિનંદન પત્રો મળ્યાં, જેથી તેને આગળ ભણવાની સગવડ પણ થઇ.

પ્રિય ભાઇ! આ બેમાં કોણ મહાન? પહેલો નાપાસ થઇ આત્મઘાત કરનાર કે બીજો નાપાસ થઇ નિરાશ ન થતાં આશાનાં સ્વપ્ન સેવી પહેલો આવનાર?

વળી ઘણાય નાપાસ થયા, તેમાં તું પણ થયો. તો હવે નિરાશા શા કામની? તું ક્રાન્તિકારી યુવક છે, તો તને નિરાશા ખપે ખરી કે? તું વીસમી સદીનો યુવક છે તો તને નિષ્ફળતા લાગે ખરી કે? તું એવા યુગમાં જન્મ્યો છે કે તેનો તો તારે સામનો કરવોજ ઘટે, કારણ કે તારો યુગ એટલે? તું જાણે છે કે તારે કઇ કઇ વિપત્તિઓ સહન કરવી પડશે?

તારો યુગ એટલે ગાંધીયુગ. ગાંધીજીએ અહિંસાનું શસ્ત્ર તારા યુગમાં ઉપાડયું. એલેગ્ઝાણ્ડર અને નેપોલિયન જેવો હેર હિટ્લર પણ તારા યુગમાં. બેકારી જીવન જોવું હોય તો તે તારા યુગમાં. અમદાવાદ, ઢાકા, મુંબઇ જેવાં સ્થળો કોમી ઝગડાથી લડી નાશ પામે તે પણ તારા યુગમાં. તારા યુગમાં શું નથી? મોટરો, ટ્રામો, બૉમ્બો, બલુનો, ટ્રેનો, સ્ટીમરો અનેક તારા યુગમાં છે, ત્યારે એક પરીક્ષામાં તું નાપાસ થયો તેમાં તું હિંમત હારી જઇશ, તાકાત ખોઇ નાખીશ, તો પછી તું આવા ભયંકર યુગનો સામનો કરી શકીશ કેવી રીતે? ભારતમાતાના સાચા સંતાન તરીકેની ફરજ તું અદા કરી શકીશ કેવી રીતે? હજી તો તારે ઘણાં ઘણાં સંકટો સહન કરવાનાં છે. વૉલંટિયર તરીકેની ફરજ બજાવવાની છે, તો આ યુગના ભાવનાશાળી ભાઇ! તું આમ નાસીપાસ થઇ દિવેલિયા જેવું મુખ કરી બેસી રહીશ તે ઠીક થશે? તેમ કર્યે ચાલશે ખરૂં કે? માટે તું તારી નિરાશાને તિલાંજલિ આપી હસતે મુખે તારૂં જીવન સાર્થક બનાવવાની તમન્ના સેવજે. એ તો,

"હૈયામાં ધરી હામ તું કાંઇ કામ કરી જા;
હૃદય રામ સ્મરી જા, જીવન જામ ભરી જા;
અમર નામ કરી જા."

આથી વધારે તો શું આશ્વાસન હું પાઠવી શકું?

વણછરા } તારો ભાઇ
તા. પાદરા } મંગળદાસ હિરાચંદ શાહના જયભારત

જાણવાજોગ

## ૮. શ્રી ગ્રીષ્મ વ્યાયામવર્ગ, અષ્ઠામા

અષ્ઠામા ખાતે ચાલતા ગ્રીષ્મ વ્યાયામવર્ગની પૂર્ણાહુતિનો મેળાવડો અત્રેના જાણીતા મહાસભાવાદી શ્રી. ઈશ્વરલાલ ડા. દેસાઈના પ્રમુખપણા નીચે તા. ૨૮મી મેને રોજ સાંજે પાંચ વાગ્યે અત્રેની હાઈસ્કૂલના ચોગાનમાં રાખવામાં આવ્યો હતો. તે પ્રસંગે આજુબાજુનાં ઘણાં ગામોનાં ભાઈબેનોએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી.

શરૂઆતમાં વ્યાયામવર્ગના મંત્રી શ્રી. ગંગાદાસ પટેલે વર્ગમાં થએલા કામકાજનો ટૂંકો અહેવાલ રજુ કર્યો હતો, અને જણાવ્યું હતું, કે "કાઠિયાવાડના વ્યાયામમંડળ તરફથી આ વર્ગ ખોલવામાં આવ્યો છે, તેનું કારણ એ છે કે એ મંડળનો અભ્યાસક્રમ રાજપીપળામાં ચાલતા અભ્યાસક્રમને તથા કોદીવલીમાં સરકાર તરફથી ચાલતા અભ્યાસક્રમને લગભગ મળતો આવે છે. સરદાર પૃથ્વીસિંહની આ વર્ગની મુલાકાત અનિવાર્ય સંયોગોને લીધે બંધ રાખવી પડી, પરંતુ તેમના તરફથી તેમના વર્ગના ડીરેક્ટરો શ્રી. જોગસાહેબ તથા શ્રી. બાઉદ્દીનભાઈ આ વ્યાયામવર્ગની તપાસણી માટે પધાર્યા હતા અને બે દિવસ અત્રેનું કામકાજ તપાસી તેમણે પોતાનો સંપૂર્ણ સંતોષ વ્યકત કર્યો હતો."

હવે પછી પણ અષ્ઠામા ખાતે વ્યાયામવર્ગ ચાલુ રાખવામાં આવશે એવી મંત્રીશ્રી તરફથી કરવામાં આવેલી જાહેરાત ખુશાલીના પોકારોથી વધાવી લેવામાં આવી હતી. આ પછી વર્ગમાં ભેગા થએલા વ્યાયામવીરોએ વ્યાયામના વિધવિધ પ્રયોગો કરી બતાવ્યા હતા અને વ્યાયામથી સ્વરક્ષણની કેવી સુંદર તાલીમ મળી શકે છે તેનું પ્રત્યક્ષ દર્શન કરાવ્યું હતું.

પ્રમુખશ્રીએ વ્યાયામવીરોને અભિનંદન આપ્યાં હતાં અને વ્યાયામની જરૂરીઆત વિષે તથા તેના પ્રચારની જરૂરીઆત સંબંધે વિવેચન કર્યું હતું અને વ્યાયામવર્ગમાં કામ કરતા સેવાભાવી શિક્ષકો તથા ડોક્ટરોનો ખાસ આભાર માન્યો હતો. તેમણે વધુમાં જણાવ્યું કે શરીરબળ સાથે સેવાભાવના પણ ખીલવવી જોઈએ. આ સંસ્થાના આચાર્ય શ્રી. ગંગાદાસ પટેલ, જેમણે પોતાની આખી જિંદગી સેવાભાવે કેળવણીના ક્ષેત્રમાં ખર્ચી છે અને જેમણે અનેક વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપી મદદ કરી છે એટલું નહિ પણ પોતાની બધી બચત સંસ્થાને ચરણે ધરી છે, તેમનું અનુકરણ કરવા વિદ્યાર્થીઓને ભલામણ કરી હતી.

અંતે વર્ગમાં તાલીમ લેતાં ઇન્દુએને તથા તેમના પિતાશ્રી પંચમહાલના જાણીતા કાર્યકર્તા શ્રી. નાનુભાઇ દેસાઇએ પ્રેરક પ્રવચનો કર્યાં હતાં, પછી પ્રમુખશ્રીનો આભાર માની મેળાવડાનું કામ ખતમ કરવામાં આવ્યું હતું.

જી. ડી. મહેતા

## ૯. અમેરિકાનું જીવન

અમેરિકાથી એક હિંદી વિદ્યાર્થી લખે છે, કે "અહીંનું જીવન ઘણું મોંઘું છે. વાર્ષિક ખર્ચ લગભગ ૧૨૦૦ ડોલર આવે છે–ફીનો સમાવેશ કરતાં. લગભગ ૨૫૦ ડોલર માત્ર બે ટર્મની ફી આપવી પડે છે. ૨૦ ડોલર ઓરડીનું માસિક ભાડું આપવું પડે છે, દરરોજનો સવાથી દોઢ ડોલર ખાધા ખર્ચ થાય છે. હાલના exchange rate પ્રમાણે ૩૦ સેંટનો એક રૂપિયો અથવા તો એક રૂપિયાના ૩૦ સેંટ અને સો સેંટનો ડોલર. એટલે કુલ ખર્ચ રૂ. ૩૬૦૦થી ૪૦૦૦ સુધીનું આવે. યુરોપીય વિગ્રહને લીધે ખર્ચ વધી જવા પામ્યું છે. ત્રીજી સાલ એક હજાર ડોલરથી મારૂં ગાડું ચાલ્યું હતું; તે વખતે rate પણ ૩૫ સેંટનો હતો. ન્યુ યોર્ક અને આજુબાજુનાં રાજ્યોમાં જીવન ઘણું મોંઘું છે. દક્ષિણનાં સંસ્થાનોમાં ૭૦૦–૮૦૦ ડોલરથી વરસ કાઢી શકો, પણ અહીંનાં ઉત્તર સંસ્થાનોમાં જીવનનું ધોરણ ઊંચું છે. સવા રૂપિયો હજામત માટે આપવો પડે છે; દર ત્રણ અઠવાડિયે વાળ કપાવવા રહ્યા, નહિ તો રીંછ જેવા વાળ થઇ જાય. એક ખમીસની ધોલાઇ એટલે ૧૫ સેંટ (આઠ આના); સૂટની ઇસ્ત્રી કરાવવા માટે ૨૫ સેંટ અને dry cleaning માટે ૭૫ સેંટ. આ જે કાગળ ઉપર હું લખું છું તેવાં ૨૦૦ પાનાંના ૨૫ સેંટ, શાહીના ખડિયાના ૧૫ સેંટ, ચાના કપના ૫ સેંટ (૨॥ આના). મધ્યમ વર્ગનો ગરમ સૂટ ખરીદવો હોય તો ૨૫થી ૨૭ ડોલરનો એક ફાટી આપવો પડે. અને બેંકમાં ૫૦ ડોલરથી ઓછી રકમ તમારા ખાતામાં હોય તો દર મહિને ૫૦ સેંટનું 'ભાડું' આપવું પડે. નહાવાના સાબુની એક ગોટીના ૧૦ સેંટ (રૂ. ૦–૫–૪) અને સામાન્ય દરજ્જાની માથાના તેલની શીશીના ૪૦ સેંટ. New York Times છાપું Times of India કરતાં બે ગણું મોટું છે, લગભગ ૪૦ થી ૪૬ પાનાં દરરોજ હોય છે, તેના પાંચ સેંટ પડે અને રવિવારની આવૃત્તિના ૧૦ સેંટ પડે, પણ પાનાં હોય લગભગ ૧૫૦. ન્યુયોર્કથી ઇથકા ૨૫૦ માઇલ છે, જવાઆવવાનું (return) ગાડીભાડું આઠ ડોલર થાય. લગભગ ૪૦ સેંટનું (મોટર માટે) ગેલન પેટ્રોલ મળે; અહીં એને ગેસ કહે છે,

પેટ્રોલ નહિ. પુસ્તકની કિંમત દર સો પાને એક ડૉલર આપવા માટે તમારે તૈયાર રહેવું જ જોઇએ, ઓછું નહિ. ૪૦૦ પાનાંના પુસ્તકના ચાર ડૉલર. દરેક પુસ્તકકંપનીનો આ ભાવ હોય છે. Orchidના એક ફૂલના પાંચ ડૉલર, અને ગુલાબના એક ફૂલના ૫૦ સેન્ટથી માંડી એક ડૉલર સુધી. જોડા ખરીદવા હોય તો પાંચ ડૉલરની નોટ ખિસ્સામાં મૂકીને જવું. આ ઊડતી નજર ઉપરથી જણાશે કે અહીંનું જીવન કેટલું મોંઘું છે. હા, હિંદમાં તમને જે વસ્તુ એક આને મળે તે વસ્તુના અહીં ૪થી ૬ આના આપવાની તમારી શક્તિ હોવી જોઇએ. ચારથી ૭ ગણું જીવન ખર્ચાળ છે. મુસાફરી કરતાં હૉટેલમાં તમે ઊતરો તો એક રાતવાસો કરવા માટે–ગામડીઆ ભાષામાં, પડી રહેવા માટે –૭૫ સેન્ટથી ૪ ડૉલર સુધી ઓરડીનું ભાડું આપવું પડે. ઓરડીના રૂપરંગ અને ઠાઠ ઉપર આધાર રાખે છે. યુરોપના ઇંગ્લેન્ડ, ફ્રાન્સ, જર્મની વગેરેની સરખામણીમાં પણ અહીંનું જીવન વધુ ખર્ચાળ છે, અને આપણે માટે તો ખાસ.

---*---

## પ્રસંગકથા

**લગ્ન રદબાતલ કર્યાં**

"શિવરામ હેમાડીની પુત્રી શારદાએ કૃષ્ણકાન્ત રામચંદ્ર પાર્લીકર સાથેનાં પોતાનાં લગ્ન હિંદુ કાયદા પ્રમાણે ગેરકાયદે અને રદબાતલ કરાવવા મુંબઇ હાઇકોર્ટમાં દાવો કર્યો હતો, અને તેની સુનાવણી વેળાએ શારદાએ જણાવ્યું હતું કે લગ્ન વખતે થોડીકજ ક્રિયા કરાવવામાં આવી હતી અને તે પણ ઉતાવળથી. એ ક્રિયા કાયદેસર અને બંધનકર્તા લગ્ન ગણાવા પૂરતી ન હતી. બીજું પ્રતિવાદીએ ૧૯૩૯માં મીસ પ્રધાન નામની બાઇ સાથે લગ્ન કર્યાં હતાં ને પોતાને તજી દીધી હતી. આ સુનાવણી નીકળી ત્યારે પ્રતિવાદી તરફથી કોઇ હાજર ન હતું અને જજે વાદીનાં પ્રતિવાદી સાથેનાં લગ્ન ગેરકાયદે અને રદબાતલ ઠરાવનારી ડિક્રી પસાર કરી હતી" ('કર્મભૂમિ,' તા. ૧૦:૬:૧૯૪૧). સુનાવણી વખતે પ્રતિવાદી તરફથી કોઇ હાજર ન હતું, એ જ કારણે જજે એ લગ્ન 'ગેરકાયદે અને રદબાતલ ઠરાવનારી ડિક્રી પસાર કરી' હોય તો વાત જુદી છે; બાકી વાદી કહે છે તેમ એ 'ક્રિયા કાયદેસર અને બંધનકર્તા લગ્ન ગણાવા પૂરતી ન હતી,' એમ માનીને જજે એવી ડિક્રી પસાર કરી હોય તો આજે હિંદુ સમાજમાં ઘણાં લગ્ન ગેરકાયદે અને રદબાતલ થઇ જાય, અને ત્યારે તો 'કાયદેસર અને બંધનકર્તા લગ્ન ગણાવા

'પૂરતી' લગ્નક્રિયાનું સ્પષ્ટ સ્વરૂપ કેવું હોય તે સ્પષ્ટ થવાની જરૂર રહી. આ ફેંસલાથી આ પ્રકારનો પ્રશ્ન ઊભો થાય તો એ સંકટસમો ગણાય.

### ચરોતર ઍજ્યુકેશન સોસાયટીને વિદ્યાદાન

ભાદરણના ભાઈ ચિમનભાઈ મોતીભાઈ પટેલે પોતાના સદ્ગત ભાઈ ડૉ. વલ્લભભાઇના સ્મરણાર્થે "ચ. ઍ. સોસાયટીના સ્વયંપાકી આશ્રમમાં વા ચરોતર પ્રદેશની તે ધોરણે ચાલતી બીજી કોઈ સ્વયંપાકી આશ્રમની સંસ્થામાં રહી ધોરણ ૪ વા તે ઉપરાન્તના વર્ગમાં સારી રીતે વિદ્યાભ્યાસ કરનાર ઓછા સાધનવાળા પાટીદાર વિદ્યાર્થીને શિષ્યવૃત્તિ આપવા" માટે રૂા. ૧૫૦૦નું ટ્રસ્ટ ફંડ ચરોતર એજ્યુકેશન સોસાયટીને સોંપ્યું છે. "આ શિષ્યવૃત્તિ એ વિદ્યાર્થી હાઈ સ્કૂલમાં જ્યાં સુધી સંતોષકારક રીતે વિદ્યાભ્યાસ કરે અને સારૂં વર્તન રાખે ત્યાં સુધી તેજ વિદ્યાર્થીને આગળનાં વર્ષોમાં પણ ચાલુ રાખવી. આ શિષ્યવૃત્તિ આપવામાં ભાદરણના પાટીદાર રહીશને પહેલી, તેને અભાવે ભાદરણ તાલુકાના પાટીદારને બીજી અને તેને અભાવે ચરોતરના કોઈ પણ પાટીદાર વિદ્યાર્થીને ત્રીજી પસંદગી આપવી" ('ચરોતર,' જૂન ૧૯૪૧) એવી શરત છે. આ વિદ્યાદાન માટે ભાઈ ચિમનભાઈને ધન્યવાદ ઘટે છે.

### નડિયાદ મહાગુજરાત આયુર્વેદિક કૉલેજને દાન

નડિયાદ મહાગુજરાત આયુર્વેદિક કૉલેજ અને હૉસ્પીટલના ફંડમાં ભાઈ તુળસીભાઈ બાપુજી દેસાઈએ પોતાના મોટા ભાઈના સ્મરણાર્થે રૂા. ૧૦૦૦ અને ભાઈ ચુનીભાઈ મથુરભાઈ દેસાઈએ રૂા. ૫૦૦ જમીન ખરીદવા માટે આપવાના કહ્યા છે. એ બને ભાઈઓને ધન્યવાદ. એ "કૉલેજ ઉનાળાની રજાઓ પછી તા. ૨૧:૬:'૪૧ને રોજ ખૂલે છે. ઐચ્છિક વિષય સંસ્કૃત લેઈ મૅટ્રિક કે સ્કૂલ ફાઇનલ પસાર કરનાર વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવે છે. દાખલ થનાર વિદ્યાર્થીઓએ વેળાસર અરજી કરવી. જગા હશે તો જ તા. ૧લી જુલાઈ સુધીમાં દાખલ કરી શકાશે." ('ચરોતર,' જૂન ૧૯૪૧).

### મરણ પાછળ વિદ્યાદાન

ચાંગાના ભાઈ પૂનમભાઈ અમથાભાઈ પટેલ થોડા વખત પર ગુજરી જતાં તેમના પુત્રો ભાઈ વલ્લભભાઈ, ડાહ્યાભાઈ અને ગોવર્ધનભાઈ તરફથી પોતાના પિતાના સ્મરણાર્થે ચાંગાની અંગ્રેજી શાળાની વાર્ષિક પરીક્ષામાં ધોરણ્‌વાર જે વિદ્યાર્થી પહેલે નંબરે પાસ થાય તેમને ઉપયોગી પુસ્તકો અથવા વિદ્યાર્થીને ઉપયોગી હોય તેવી કોઈ વસ્તુ ઇનામ તરીકે આપવા માટે રૂા. ૫૦૧નું ટ્રસ્ટ ફંડ ચરોતર ઍજ્યુકેશન સોસાયટીને સોંપવામાં આવ્યું છે.

વળી બાંધણી ગામના એક આગેવાન ગૃહસ્થ ભાઈ ભાઈલાલભાઈ ગોવિંદભાઈ પટેલ તા. ૧૬:'૪૧ને રોજ ગુજરી ગયા. તેમના પુત્ર ભાઈ રામભાઈ બી. એસસી. છે, ત્યાંના સેવામંડળના એક વાર પ્રમુખ હતા અને સુધારક વૃત્તિના છે. તેમણે પોતાના પિતાની પાછળ પ્રેતભોજન ન જમાડવાનો નિર્ણય કર્યો. ગામના કેટલાક લોકોએ એ વિરુદ્ધ ટીકાઓ પણ કરી, છતાં એ ટીકાઓને ગાંઠયા વિના પોતાના નિશ્ચયમાં દૃઢ રહ્યા અને પ્રેતભોજન ન જમાડયું. અને તેને બદલે ચરોતર એજ્યુકેશન સોસાયટીને રૂા. ૨૫૦નું ટ્રસ્ટ ફંડ, બાંધણી ગામની કન્યાશાળામાં કન્યાકેળવણીને ઉત્તેજન મળે એ રીતે વાપરવા આપ્યું છે. તે ઉપરાન્ત શુકલતીર્થના નર્મદા કેળવણી મંડળને પણ રૂા. ૧૦૦ દાનમાં આપ્યા છે. નવા પડતા આ ચીલાને રૂઢ કર્યા બદલ આ ભાઈઓને ધન્યવાદ ઘટે છે.

## કંડારીમાં સામાજિક સુધારો સૂચવતું પગલું

કાનમમાં કંડારી ગામ ઠીક આગળ પડતું છે. કેળવણીના વિષયમાં પણ ઠીક પ્રવૃત્તિ કરી છે. મરણ પાછળના વરામાં આ ગામના લોક ઘણો ખર્ચ કરે છે, તે અંગે બે ત્રણ દિવસ સુધી જમણ અપાય છે, અને તેથી લોક ખુવાર પણ થાય છે. હવે ત્યાંના કેટલાક લોક સમજવા લાગ્યા છે કે આ અવળો વેપાર આ નવયુગમાં પાલવે એમ નથી. એ ગામમાં 'નવ ભાગ' અને 'સોળ ભાગ' એવા બે ભાગ છે. 'નવ ભાગ'ના ભાઈઓએ મળીને ઠરાવ કર્યો છે કે પ્રેતભોજનને પ્રસંગે એકજ દિવસ જમણું જમાડવું. આ ઠરાવ થયા પછી બે ત્રણ મરણો થયાં અને તે પ્રસંગોએ ઠરાવ પાળવામાં પણ આવ્યો. બે ત્રણ દિવસોનાં જમણ કાઢી તેને બદલે એકજ જમણ રાખ્યું એ સુધારો સૂચવતું પગલું છે બેશક. પણ એ ભૂત જીવતું છે ત્યાં સુધી સદા ભય છે, માટે પ્રેતભોજનનો સમૂળો નાશ કરવામાં, એક પણ દિવસ જમણ ન જમાડવામાં, જ લાભ છે એ એ ગામના એ ભાઈઓ જેમ વહેલા સમજે એમ સારૂં. અને 'સોળ ભાગ'ના ભાઈઓ આ નવ ભાગના ભાઈઓનું અનુકરણ કરે તો એમને પણ લાભ છે. ભાઈઓ, આ નવયુગનો ધર્મ જેમ વહેલા સમજીએ એમ સારૂં.

## પેટલીમાં પ્રેતભોજનનું પાપ

પેટલાદ તાલુકાના પેટલી ગામમાં બેએક વર્ષ ઉપર પ્રેતભોજન બંધ કરવા વિષે હીલચાલ ઉપડી હતી અને તે બંધ કરવાના ઠરાવ વિષે ઊહાપોહ થયો હતો, ત્યારે એ ગામના અને એ ગોળના પ્રતિષ્ઠિત ગણાતા ગૃહસ્થ ભાઈ

શિવાભાઇ સોમાભાઇ પટેલે જણાવ્યું કે એવા ઠરાવ તો ઘણાય થઇ ગયા ને નકામા ગયા. માટે હવે તો એ ઠરાવ બરાબર દૃઢતાથી પાળે એવા પ્રતિજ્ઞાપત્રક ઉપર સહી કરીએ તો તો કંઇક વળે. અને તે ઉપરથી પ્રતિજ્ઞાઓ લેવાનું શરૂ થયું. ભાઇ શિવાભાઇએ પણ પ્રેતભોજન નહિ જમાડવા વિષે પ્રતિજ્ઞા લેઇ સહી કરી. છતાં હાલ થોડાક વખત ઉપર તેમનાં પત્ની ગુજરી જતાં તેમણે પ્રેતભોજન જમાડયું અને તે પ્રસંગે નિશાળના વિદ્યાર્થીઓને પણ જમાડયા! ભાઇ શિવાભાઇ, ગોળમાં તમારા જેવા પ્રતિષ્ઠિત ગણાતા ગૃહસ્થ જ્યારે આમ પ્રતિજ્ઞાને ઘોઇ નાખે ત્યારે બાકી શું રહે! અને શાળાના મહેતાજી પોતાના વિદ્યાર્થીઓમાં આજ નાનપણથીજ બારમાં જમવાના કુસંસ્કાર રેડે, તે વિદ્યાર્થીઓ મોટા થતાં એમનાં જડ થએલા એ કુસંસ્કારથી—પ્રેતભોજનના પાપથી—છૂટશે શી રીતે? કોઇ પણ શાળાના વિદ્યાર્થીઓને કોઇ પણ પ્રેતભોજન જમવા શાળા તરફથી મોકલવા નહિ એવું આજ્ઞાપત્ર શાળાખાતા તરફથી નીકળવું ઘટે અને તે દૃઢતાથી પળાવું ઘટે.

## કોમી હુલ્લડો અને શાન્તિસંઘો

અમદાવાદનાં અને મુંબઇનાં હુલ્લડો કંઇક લાંબાં ચાલ્યા છતાં હાલ કંઇક શમ્યા જેવાં દેખાય છે. શરૂઆતમાં થોડો વખત આંખમીંચામણાં કર્યાં પછી સરકાર પોતાના પોલીસદળ અને લશ્કરીદળ લેઇ વચ્ચે કુદી પડી અને પોતાને હથિયાળબળે એ હુલ્લડોને બેસાડી દીધાં. અને એ રીતે એણે આપણને સાબિત કરી દેખાડયું કે અમારૂં રાજ્ય ન હોય તો તમે બંને કોમો—હિંદુ મુસલમાનો—પરસ્પર કપાઇ મરો. જોકે ખરી વાત તો એ છે કે બંને કોમોમાં જે સમજુ અને ખાનદાન ગૃહસ્થો છે તેઓ હુલ્લડને પસંદ કરતા નથી, વળી બંને કોમોના જે વેપારીઓને હુલ્લડોથી ગંભીર આર્થિક નુકશાન થાય છે તેઓ પણ હુલ્લડોને તિરસ્કારે છે. અને હુલ્લડોને શમાવવામાં આવા લોકનો હિસ્સો પણ જેવો તેવો નથી. અને એ વાત છેકજ સાચી છે કે પ્રજાના સહકાર વિના, માત્ર પોલીસ કે લશ્કર એકલાથીજ, જગતની કોઇ પણ સરકાર પોતાના રાજ્યની સુવ્યવસ્થા સાચવી નજ શકે. આપણા હિતને સારૂ પણ આપણે આ વાત સમજી લેવી ઘટે અને આપણી આન્તર વ્યવસ્થા આપણે આપણા હાથમાં લેવી જોઇએ. આપણા યુવકોએ શરીર, હિંમત અને સાહસ કસવાં જોઇએ અને શાન્તિસંઘો સ્થાપવા જોઇએ. મહાત્માજીની સૂચનાથી એમના અનુયાયીઓએ હાલ શાન્તિસૈનિક સંઘની સ્થાપના કરી છે, પણ એ સંઘમાં દાખલ થનાર સેવક પોતાના કે બીજાના રક્ષણ માટે કેવળ અહિંસક પ્રતિકારમાંજ માનતો હોવો જોઇએ અને સંઘના ઉદ્દેશો પાર પાડવા માટે

પોતાના જાનને જોખમમાં નાખવાની તેની તૈયારી હોવી જોઇએ.' આ શરત આકરી છે. પોતાના જાનને જોખમમાં નાખવાની તૈયારીવાળા તો ઘણા સેવકો મળી આવે; પણ અહિંસક પ્રતિકાર કરવા જેટલા દૃઢશ્રદ્ધાળુ સૈનિકો બહુ નહિ મળી આવે. એટલે થશે એમ કે જેમ મોટી મોટી પ્રતિજ્ઞાઓ લેઇને ઘણા અનુયાયીઓએ આજ સુધીમાં ગાંધીજીને છેતર્યા છે, તેમ આ સંઘમાં પણ કેટલાએક એવી પ્રતિજ્ઞાઓ લેઇને એમને છેતરશે! એટલે માનવસ્વભાવની નિર્બળતાની ગણતરી કરીનેજ શરતો મૂકવી જોઇએ.'

**સંઘના સહાયકો**

અને એ ગણતરી કરીનેજ એ શાન્તિસેવક સંઘમાં એવો સહાયક વર્ગ રાખ્યો છે. સંઘના ઉદ્દેશો સમજાવતાં ભાઇ નરહરિભાઇ પરીખ જણાવે છે, કે "જેમની સંઘના સભ્ય થવાની તૈયારી અથવા ઇચ્છા ન હોય તેઓ પણ જો આપણા દેશની એકતા અને અભિન્નતામાં તેમજ કોમી એકતામાં માનતા હોય તથા સંઘના ઉદ્દેશો પ્રત્યે તેમની જો સહાનુભૂતિ હોય તો તેઓ સંઘના સહાયક થઇ શકે છે. સહાયક થવા માટે અહિંસક પ્રતિકારની શરત આવશ્યક નથી રાખી. અહિંસક કે હિંસક પ્રતિકારના પ્રસંગ તો કવચિત આવે છે અને એ વિષેની પોતાની માન્યતા ગમે તે હોય, છતાં કોમ કોમ વચ્ચે સદ્‌ભાવ અને એખલાસ ફેલાવવાનું કામ તો હરકોઇ કરી શકે છે. અને આ કામ સારી રીતે થાય અને જો સફળતા મળે તો પ્રતિકારનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. હા, એટલી વાત સાચી છે અને ખૂબ ધ્યાનમાં રાખવાની છે કે પ્રજામાંથી જ્યાં સુધી નામર્દાઇ અને હિચકારાપણું આપણે નામશેષ નહિ કરી શકીએ ત્યાં સુધી સાચી શાન્તિ આપણે ભોગવી શકવાના નથી. એટલે શાન્તિ સેવકસંઘના સભ્યો અહિંસક પ્રતિકારને વર્યા છતાં પ્રજાને તો સ્પષ્ટપણે કહેશે કે હુમલા સામે પ્રતિકાર કરવો એ મનુષ્યમાત્રનો ધર્મ છે, અહિંસક પ્રતિકાર ન કરી શકે તે હિંસક પ્રતિકાર કરે, પણ બ્હીને કાયર બની ભાગી તો નજ જાય. પ્રજાને આ બધું સમજાવવાના કામમાં તો સહાયક પૂરેપૂરી મદદ કરી શકે. સંઘે પોતાને માટે જે પ્રવૃત્તિઓ નક્કી કરી છે તેમાંની ઘણીખરી પ્રવૃત્તિઓમાં સહાયક પણ સંઘને મદદ કરી શકે છે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૫:૬:'૪૧), અહિંસાને આદર્શશિખરેથી ઊતરીને હિંસાના વ્યવહારક્ષેત્રમાં આવી જનસમાજનો હાથ ઝાલ્યો છે, એ મહાત્માજીએ અને મહાસભાએ સારૂંજ કર્યું છે.

**વિદ્યાર્થી શાન્તિસમિતિ**

અમદાવાદના ગયા હુલ્લડને પ્રસંગે ત્યાંના "કેટલાક વિદ્યાર્થીઓએ ભેગા

મળીને એક 'વિદ્યાર્થી શાન્તિસમિતિ'ની સ્થાપના કરી છે. આ સમિતિમાં હિંદુ તેમજ મુસલમાન બંને કોમના વિદ્યાર્થીઓ છે. તેઓ એકઠા મળી શહેરના જુદા જુદા લત્તાઓમાં ફરે છે; લોકોને સાન્ત્વન અને હિંમત આપે છે, અનેક પ્રકારની મદદ કરે છે અને શાન્તિ સ્થાપવાના સર્વ પ્રયત્ન કરે છે. આ પ્રવૃત્તિની જેટલી સ્તુતિ કરીએ તેટલી થોડી છે. પાકીસ્તાન, હિન્દુસ્તાન, હરિજનસ્તાન, વગેરે અનેક પ્રકારના વાદવિવાદો; મહાસભાવાદી, બીનમહાસભાવાદી, હિંદુ મહાસભાવાદી અને મુસ્લીમ લીગવાદી, વગેરે પક્ષો; એ સૌ, શહેરનાં અને દેશનાં સામાજિક સેવાનાં કાર્યોમાં, બાજુએ મુકાવા જોઇએ એ પ્રશંસનીય વૃત્તિ આ વિદ્યાર્થીઓએ દાખવીને મહાસભા શાન્તિસેવક સંઘના સંકુચિત નિયમો રચનારાને સારો બોધપાઠ આપ્યો છે એમ મને લાગે છે. વિદ્યાર્થી શાન્તિસમિતિના સભ્યો પોતાની પ્રવૃત્તિ કાયમ રાખશે અને શહેરનાં અનેક સામાજિક કાર્યોમાં કોમ, ધર્મ અને રાજકીય પક્ષોના ભેદ ભૂલી જઇ સેવાકાર્યમાં સહકારથી કાર્ય કર્યા કરશે એવી હું આશા રાખું છું. K" ('જ્યોતિર્ધર,' તા. ૧૪:૬:'૪૧). આજે સર્વત્ર બૂમ ઊઠી રહી છે કે આજકાલ આપણી શાળાપાઠશાળાના વિદ્યાર્થીઓ કેવળ બેજવાબદાર બની ગયા છે અને ભૂખે મરતાં માબાપ પોતાના લોહીથી પેદા કરેલા પૈસા તેમને મોકલે છે તે પૈસે તેઓ મોજશોખ ઉડાવે છે, પણ તેવેજ પ્રસંગે અમદાવાદના વિદ્યાર્થીઓએ આ કર્તવ્યધર્મને માર્ગે ચઢીને પોતાના અનેક વિદ્યાર્થીબંધુઓને એ માર્ગ બતાવ્યો છે, તે માટે તેઓ ખરેજ ધન્યવાદને પાત્ર છે. આ નવજુગ વિદ્યાર્થી યુવકોનો છે. સમાજસુધારણાના પ્રદેશમાં તેઓ એ કર્તવ્યધર્મને માર્ગે ચઢે તો હુલ્લડના લોહિયાળા માર કરતાંયે વધારે મૂગો સામાજિક માર ખાઇને મરતા અનેક લોકને બચાવવાનું પુણ્ય તેઓ મેળવી લે. યુવકો, જાગો, નવયુગ તમારો છે.

**રાજધર્મ**

પ્રજાજનોએ આ હુલ્લડને પ્રસંગે કેવી સેવા બજાવી છે અને એ કેવી સેવા બજાવી શકે એ જોયું. હવે એ વિષે રાજાનો શો ધર્મ હોઇ શકે તે જોઇએ. પોતાનું રાજ્ય હિંદમાં અમર તપાવવાને ઇરાદે અંગ્રેજ સરકાર હિંદમાં ભેદનીતિ રમે છે, હિંદુ મુસલમાનના ભેદ અમર કરવાના પ્રયત્ન કરે છે. એથી દેશમાં શાન્તિ સ્થપાશે નહિ અને પરિણામે અંગ્રેજ સરકાર પણ શાન્તિ ભોગવી શકશે નહિ. રાજ્યમાં શાન્તિ કેમ સ્થપાય એ વિષે એક પુરોહિતે એક રાજાને બેએક હજાર વર્ષ ઉપર જે બોધપાઠ આપ્યો હતો તે આ રહ્યો: "હાલમાં આપના રાજ્યમાં શાન્તિ નથી. ગામ અને શહેરો લૂંટાઇ જાય છે, લોકોને

ચોરો તરફથી ઉપદ્રવ થાય છે. એવી સ્થિતિમાં જો આપ લોકો ઉપર કર નાખશો તો કર્તવ્યથી વિમુખ થશો. હવે આપને એમ લાગશે કે ફાંસી દેવાથી, તુરંગમાં નાખવાથી, તિરસ્કાર કરવાથી કે રાજ્યમાંથી હાંકી મૂકવાથી આ ચોરોનો બંદોબસ્ત થશે. પરંતુ આવા ઉપાયથી રાજ્યમાંની અંધાધૂંધીનો પૂર્ણપણે નાશ થશે નહિ, કેમ કે આવા ઉપાયોથી જે શરણે આવશે નહિ તે ફરી તોફાનો ઊભાં કરશે. હવે આ તોફાન તોડવાના ખરા ઉપાય જોઈએ તો આ છેઃ આપના રાજ્યમાં જે ખેતી કરવા ઇચ્છે છે તેમને આપ બી આપો; જે વેપાર કરવા ઇચ્છે છે તેમને મૂડી આપો; જે સરકારી નોકરી કરવા ઇચ્છે છે તેમને યોગ્ય વેતન આપી તેમનો યોગ્ય કાર્યમાં ઉપયોગ કરી લો. આવી રીતે સર્વ માણસો પોતપોતાનાં મનગમતાં કાર્યમાં લાગી ગયા પછી આપના રાજ્યમાં તોફાન થવાનો સંભવ નથી. વખતસર કર વસૂલ થવાથી આપની તિજોરીની અભિવૃદ્ધિ થશે, તોફાનીઓનો ઉપદ્રવ ન હોવાથી લોકો બાળબચ્ચાંના લાડકોડ પૂરા પાડતા, દરવાજા ઉઘાડા મૂકી, નિર્ભયપણે મોટા આનંદથી કાળ ગાળશે" ('બુદ્ધલીલા,' પૃષ્ઠ ૨૫૮). રાજ્યમાં શાન્તિ જાળવવાનો આ માર્ગ ઉત્તમ છે. પરંતુ 'વર મરો, કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો,' એમ માનતી આજની અંગ્રેજ સરકાર હિંદમાં શાન્તિ જળવાય કે ન જળવાય, પણ પોતાનોજ સ્વાર્થ સાધવા તરફ દૃષ્ટિ રાખશે ત્યાં સુધી હિંદમાં શાન્તિ થવાની નથી. અને તેથીજ પોતાનો સ્વાર્થ સાધવા માટે દેશની સ્વરાજ્યની માગણીની અવગણના કર્યા કરે છે.

**જોઇએ છે ખેડૂતનો ચૂસવાનો હક!**

વડોદરા રાજ્યે વેપારીમંડળનું પ્રથમ અધિવેશન કડીમાં તા. ૧૦, ૧૧ : ૬ : ૧૯૪૧ના દિવસોએ વડોદરાના નગરશેઠ રતનલાલ મગનલાલ હરિભક્તિને પ્રમુખપદે ભરાયું હતું. સૌ મંડળો અને વર્ગો પોતાના હિતને માટે યોજના કરે અને તેટલા માટે અધિવેશનો કે પરિષદો ભરે એ ઠીક સ્વાભાવિક છે અને તેમાં કોઇને વાંધો ન હોય. પણ એ મંડળો કે વર્ગો બીજાં મંડળો કે વર્ગો વિરુદ્ધ પોતાનો સ્વાર્થ સાધવાનાં અનિષ્ટ પગલાં લે, ત્યારે જેને હાનિ થાય તેવાં મંડળો કે વર્ગો અને સામાન્ય રીતે સૌ ન્યાયપ્રિય માણસો તેવાં પગલાં સામે વિરોધ ઉઠાવે એ પણ ઠીકજ સ્વાભાવિક છે. કડીમાં ભરાએલા વેપારીમંડળના અધિવેશનમાં (૧) ખેડૂત-કરજ નિયમન નિબંધ, (૨) ખેડૂત-કરજ પતાવટ નિબંધ, (૩) ગણોત નિબંધ નિયમ, (૪) ખેડૂત ઋણરાહતનો કાયદો, વગેરે વેપારીની ચૂડમાંથી ખેડૂતને બચાવનારા કાયદા રદ કરવાની વડોદરા સરકારને ભલામણ કરતા ઠરાવો કર્યા છે. 'નવગુજરાત' પત્ર પોતાના

તા. ૧૬:૬:'૪૧ના અંકમાં અગ્રલેખ લખી સાચું જ કહે છે કે "જો વેપારીઓએ, શાહુકારોએ અને જમીનદારોએ પોતાના આસામીઓ અને ખેડૂતો પ્રત્યે ચૂસણનીતિ ન રાખતાં પિતાપુત્ર જેવો સંબંધ ચાલુ રાખ્યો હોત તો સરકારને અત્યારે ખેડૂતોના હિત માટે, ખેડૂતોના સંરક્ષણ માટે, ખેડૂતને જીવતો રાખવા માટે જે કાયદાઓ અમલમાં મૂકવા પડયા છે તે ન કરવા પડત, અને વેપારીઓથી કે જમીનદારોથી પોતાને સંતોષ હોત તો ખુદ ખેડૂતો જ આવા કાયદાઓની જરૂર નથી એમ જણાવત. પણ તેમ થયું નથી અને ખેડૂતોએ એ કાયદાઓ આવકાર્યા છે એટલે સાચી પરિસ્થિતિ શી છે એ સમજવું મુશ્કેલ નથી." સાચી સ્થિતિ એ જ છે કે અધિવેશનમાં બેઠેલા વેપારીઓને જોઇએ છે ખેડૂતોને ચૂસવાનો હક! અને ત્યારે એ વેપારીમંડળની સામે આત્મરક્ષણ માટે એ રાજ્યમાં ખેડૂતમંડળ સ્થપાય અને વેપારીમંડળ સામે શિંગડાં માંડે અને એ રીતે વર્ગવિગ્રહ ઊભો થાય તો દોષ કોનો? જોકે વર્ગવિગ્રહથી કોઇને લાભ નથી, એટલે વેપારીમંડળે પોતે પ્રથમ થઇને ભરેલું એ અનિષ્ટ પગલું ખેંચી લેવું ઘટે.

જ્યોતિષનું પોકળ

"પેશાવર, તા. ૧૬. હવે હિટ્લરનું પતન બહુ દૂર નથી. અજમેરના એક જ્યોતિષીએ કરેલી ગણત્રી મુજબ તા. ૨૭મી જુલાઇથી હિટ્લરના જીવનમાં પલટો આવશે. તેની તમામ યોજનાઓ અને યુક્તિઓ એક પછી એક નિષ્ફળ જશે અને પોતાની તમામ યોજનાઓની નિષ્ફળતાને પરિણામે હતાશ થએલો હિટલર તા. ૯મી અને તા. ૧૯મી ઑગસ્ટના અરસામાં આપઘાત કરશે, પણ આપઘાતને કારણે તેનું જલદીથી મૃત્યુ થશે નહિ. કુદરતે તેને માટે એ નિમિત્ત કર્યું છે કે હિટલર પોતાનું બાકીનું જીવન બ્રિટિશ સરકારના એક કેદી તરીકે વિતાવશે" ('સંદેશ,' તા. ૧૭:૭:'૪૦). તા. ૨૭મી જુલાઇ ગઇ, પછી તો દશ રૂ૭મી તારીખો ગઈ, હિટ્લરના જીવનમાં કંઇ પલટો થએલો દેખાતો નથી! તા. ૯મી ઑગસ્ટથી ૧૯મી ઑગસ્ટ ગઇ, એવી કેટલીયે તારીખો ગઇ. હિટ્લરે હજી સુધી આપઘાત કર્યો નથી, આપઘાતનો પ્રયત્ન કર્યાનું પણ જણાયું નથી! એ તો સાજોતાજો બેઠો છે અને અંગ્રેજો સામે વિગ્રહસંચાલન કર્યા કરે છે! પણ પ્રશ્ન એ થાય છે કે આવા જૂઠા જોષ પ્રકટ કર્યાથી કોને લાભ? શો લાભ? અંગ્રેજ સરકારને તો લાભ નથી જ. એ આવા જ્યોતિષને માની હાથ જોડીને બેસી રહે તો સર્વનાશ જ નોતરી લે. અને તેથી તો તુર્કસ્તાનની નવી સરકારે જોષીઓને પોતાના રાજ્યમાંથી નાબુદ કર્યા છે.

Reg. No. B. 1785

૧૯૯૭  શ્રાવણ

#  પાટીદાર 

વર્ષ ૧૮  અંક ૧૦

હિંદુસ્તાનમાં ગમે તે ધર્મનાં માણસો રહી શકે છે તેથી કંઇ તે એક-પ્રજા મટનાર નથી. નવાં માણસો દાખલ થાય તે પ્રજાભંગ નથી કરી શકતાં; તેઓ પ્રજામાં ભળી જાય છે. એમ થાય ત્યારેજ અમુક મુલક એક-પ્રજા ગણાય. તે મુલકમાં બીજા માણસોને સમાસ કરવાનો ગુણ હોવો જોઇએ. તેવું હિંદુસ્તાનમાં હતું અને છે. બાકી ખરું જોતાં, જેટલા માણસ તેટલા ધર્મ છે એમ ગણી શકાય. એક-પ્રજા થઇ રહેનાર માણસો એકબીજાના ધર્મની વચમાં પડતાજ નથી; જો પડે તો સમજવું કે તેઓ એક-પ્રજા થવાને લાયક નથી. હિંદુ જો એમ માને કે આખું હિંદુસ્તાન હિંદુથીજ ભરેલું હોય તો તે સ્વપ્નું છે. મુસલમાન એમ માને કે તેમાં માત્ર મુસલમાન જ વસે તો તે પણ સ્વપ્નું સમજવું. છતાં હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, જેઓ તે દેશને મુલક કરી વસ્યા છે તેઓ એકદેશી, એકમુલકી છે; તે મુલકી ભાઇ છે, અને તેમણે એકબીજાના સ્વાર્થને ખાતર પણ એક થઇ રહેવું પડશે. દુનિયાના કોઇ પણ ભાગમાં એક-પ્રજાનો અર્થ એક-ધર્મ એમ થયો નથી, હિંદુસ્તાનમાં હતો નહિ.

('હિંદ સ્વરાજ,' પૃષ્ઠ ૫૩-૫૪) ગાંધીજી

તન્ત્રી: નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલનાં ત્રણ આના

# સમાવેશ



—*—



---


આણુદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમા મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યુ અને જીજીભા નરસિંહભાઇ પટેલે આણુદમા પ્રકટ કર્યું, તા ૨૫ ૭ '૪૧.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૭ વર્ષ ૧૮ | આણંદ | શ્રાવણ અંક ૧૦

## પાટીદાર કન્યાઓના દુ:ખની કહાણી

**ચાંદની** રાત હતી, ચંદ્રમા પોતાની રૂપેરી સાડી પૃથ્વીને પહેરાવી રહેલ હતો, સર્વત્ર શાન્તિ છવાઇ રહી હતી. મારા જેવી અનેક વિદ્યાર્થિનીઓ તેમજ વિદ્યાર્થીઓ તે શાન્તિનો સારો લાભ લેઇ રહ્યાં હતાં. આવે સમયે બાજુના એક ઘરમાંથી મંદમંદ અવાજ આવતો હોય તેમ મને લાગ્યું. હું મારી જગ્યા ઉપરથી ઊભી થઇ બારી નજીક જાઉં છું તો કોઇ સ્ત્રીના રુદનનો અવાજ મારા કાન સાથે અથડાવા લાગ્યો. અરેરે! ગરીબ બિચારી! અત્યારે આવી સુંદર શાન્તિનો આવો લાભ લેઇ કોઇ એક યુવક પોતાની પત્નીને આવી રીતે રડાવી રહ્યો છે, તે કંઇ કેળવાએલા યુવકને યોગ્ય નથી. કેળવાએલા ઘરમાં પણ આવી અશાન્તિ! થોડો સમય વીત્યા બાદ લાકડીના અવાજનો પડઘો પણ સંભળાયો. ખેરખર! આવી વ્યક્તિને કેટલી નિષ્ઠુર હૃદયની ગણવી તે સહેજે સમજી શકાશે.

યુવકનું નામ સંદીપ હતું. તે બી. એ.ના પહેલા વર્ષમાં હતો. તેની ગૃહલક્ષ્મી ઉષા મેટ્રિકનો અભ્યાસ પૂરો કર્યા પહેલાં સમાજનાં બંધનોમાં ફસાવાથી મેટ્રિક પાસ થઇ યુનિવર્સિટીનાં દ્વાર જોવા પામી હતી નહિ. તે નાની હતી ત્યારથી તેની અભિલાષાઓ એટલી ઊંચી હતી કે જો તે તેને પરિપૂર્ણ કરી શકી હોત તો જરૂર તે નામ કાઢત. પણ આ પાટીદાર સમાજની રૂઢિઓને માન આપનારાં તેનાં સઘળાં કુટુંબી જનોએ તેને પોતાનું કોઇ પણ કાર્ય સિદ્ધ કરવાનો સમય આપ્યો નહિ. પહેલાં તો તેની ઇચ્છા ખૂબ કેળવણી લેવાની હતી, પણ અરેરે! જ્યાં છઠ્ઠા ધોરણમાં આવી ત્યાંજ તેની આશાઓને કચરવામાં આવી, ત્યારે બીજું શું થાય!

તેની ઇચ્છા પોતાનાં માતાપિતાને કોઇ પણ રીતે હેરાન કરવાની ન હતી. સર્વ કાર્ય પોતાને જ હાથે પાર પાડવાની ઇચ્છાએ છઠ્ઠા ધોરણ સુધી આવી. જ્યારે તે પરીક્ષા આપી ઘેર ગઇ ત્યારે તેને ખબર પડી કે તેનાં માતાપિતા તેને કોઇ ઊંડા સાગરમાં ઝંપલાવવાને માટે પ્રયત્ન કરી રહ્યાં હતાં. આ બીના જાણી ત્યારે તેને હૃદયમાં સખ્ત આઘાત થયો. આવો સમય આવે ત્યારે કેળવાએલી બેનોને કૂવો કે હવાડો સાંભરી આવે છે. આવી મનોદશાને લાવનાર માતાપિતા અને સમાજ છે, જે પોતાનાં બાળકોની આશાને ફળીભૂત થવા દેતાં નથી.

ઉષાના પિતા રમણલાલ કોઇ એક કુળવાનશાહીને ઘેર પોતાની પુત્રીને આપવાની ઇચ્છાએ નક્કી કરવા ગયા. ત્યાં સંદીપના પિતા ઇશ્વરલાલ પોતાના ગામનાં અને ઘરનાં વખાણ કરી રમણલાલને લલચાવ્યા. વળી ગામડામાંથી આવ્યા છે, એટલે તેમની પાસેથી સારી પરઠણ મળશે એમ જાણી ઇશ્વરલાલે તો એમનો એકદમ માનભેર સત્કાર કર્યો. થોડી વાતચીત કર્યા બાદ પરઠણની વાત આવી ત્યારે ઇશ્વરલાલે છ હજાર રૂપિયા રોકડા આપવાના અને બે હજારના દાગીના તેમ જ લૂગડાં કરવાની માગણી કરી. રમણલાલ ઘર અને કુળ દેખી બધું નક્કી કરી ઘેર આવ્યા.

ઉષાએ આ પરઠણની વાત જાણી ત્યારે તેને એવું ખરાબ લાગ્યું કે શું કરવું તેની પણ તેને સમજ પડી નહિ અને ગાંડા જેવી ફરવા લાગી. તેને થયું કે જેટલા પૈસા પરઠણમાં આપવા ઠરાવી આવ્યા તેટલા જો મને ઉચ્ચ કેળવણી લેવા દેવા ખર્ચ્યા હોત તો હું સુંદર કાર્યો કરવા પ્રેરાઇ હોત! આવા વિચારમાં તે બેઠી હતી તેવામાં તેના પિતા તેના ખંડ પાસે આવ્યા. ઉષાના મુખ ઉપર વિચારમાળા ઘેરાઇ રહી હતી અને આંખોમાં ક્રોધ ફેલાઇ રહ્યો હતો. પિતા તેની સામે જઇ ઊભા ત્યારે તેણે વિનયથી કહ્યું: "તમે મને કેળવણી આપીને મારી ઊંચી ભાવનાઓને જગાડી તે આવું કરવા માટે? જો આવું જ કરવું હતું તો મને કેળવણી બિલકુલ આપવી ન હતી."

રમણલાલે ઉત્તર આપ્યો કે "મેં કેળવણી આપી તે તને આવા સવાલ પૂછવા માટે નહિ. ભણાવી એટલે અમારી વિરુદ્ધ જઉ તે કંઇ અમને પાલવે નહિ. માટે કોઇ પણ જાતની ખટપટ કર્યા વગર અમે જે કાર્ય કરીએ તેમાં સંમતિ આપવી પડશે." આટલું કહી રમણલાલ વિદાય થયા. ઉષાએ રડી રડીને આંખો લાલ કરી નાખી, પણ ઘરમાં કોઇને તેની કંઇ દયા આવી નહિ.

રમણલાલે તો પાંચ દિવસમાં લગ્ન પણ લીધાં. વાજાં વગડાવ્યાં અને

ખૂબ ધામધૂમ કરવા માંડી. પણ ઉષાનું હૃદય તો રડતું જ રહ્યું. એને ક્યાંય વિશ્રાન્તિ જણાતી ન હતી. જીવનને ધિક્કારતી એણે પોતાનો દેહ બીજાને સ્વાધીન કર્યો. અરેરે! તેની અભિલાષાઓ ધૂળમાં રોળાઇ ગઇ. માતાપિતાંએ કુળ અને છોકરાની કેળવણી જોઇ કુમળી કળી જેવી પોતાની કન્યાને ખાડામાં ધકેલી દીધી. કેળવાએલા હોવા છતાં સમાજમાં સુધારો કરવાને બદલે તેના ગુલામ બની પોતાની પુત્રીની અભિલાષાઓને ધૂળમાં રગદોળી! પાટીદારો કુળ દેખી આંધળા બની એ જ તરફ ધસ્યે જાય છે.

ઉષા સાસરે આવી તે દિવસે સંધ્યાકાળે સંદીપ પોતાના શયનગૃહમાં પુસ્તક લેઇ પોતાના પરિભ્રમિત જીવનની ઊંડી કલ્પનામાં બેઠો હતો. આ સમયે ઉષા તે ખંડમાં આવી. સંદીપની દૃષ્ટિ ઉષા ઉપર પડી. તે એક બિછાના ઉપર બેઠી. સંદીપે તેને બોલાવવાની ઇચ્છા કરી, પણ વળી પાછો પોતાની કલ્પનામાં રમવા લાગ્યો. ઉષા બિચારી એકલી બેઠી બેઠી, પોતાની આશાઓ નાશ પામતી જોઇ, પોતાની વિચારમાળામાં ગૂંથાઇ. સંદીપ ક્યારે ઊઠીને સૂઇ ગયો તેની પણ તેને ખબર ન રહી. છેવટે થાકીને તે પણ સૂઇ ગઇ. પહેલી વખતે આવેલી હોવાથી ઘરનાં સઘળાં તેને માન આપતાં. તે એક અઠવાડિયું સાસરીમાં રહી પાછી પિયેરમાં આવી. પરંતુ પિયેરમાં ઝાઝું રહેવા પામી નહિ, કાગળ આવ્યાથી તે પાછી સાસરે ગઇ.

આ સમયે તેની ખરી કસોટી થવા માંડી. રસ્તામાંથી રખડતું ઢોર પકડી આણ્યું હોય તેવી સ્ત્રીની સ્થિતિ છે. તેનામાં અને ઢોરમાં જરાય ફેર ન હોય તેમ માની ઘરનું સઘળું કામ તેની ઉપર ઢોળી પાડે છે. પરોઢિયે ઊઠે ત્યારથી મોડી રાતના સૂતા સુધી તેને જરા પણ વિશ્રાન્તિ આપ્યા વગર સૌ કોઇ કંઇ ને કંઇ કામ તેને સોંપ્યા કરે. ઘરનાં નાનાંથી માંડીને મોટાં સુધીનાં સઘળાં માણસ તેના ઉપર હુકમ ચલાવ્યે જાય. આટલો બોજો ઉપાડતાં છતાં બહાર બીજાને જણાવે કે ઉષા ઘરનું બિલકુલ કામ કરતી નથી. વળી તેને રાતનો વાળું માટે બપોરનું ટાઢું ખાવાનું રાખી મૂકીને આપે. સાસરીમાં રહે તેટલા સમય સુધી તેનો રોજનો કાર્યક્રમ એકસરખો હોય. નોકરડીમાં અને વહુમાં જરાય તફાવત રખાતો નથી. ઘરનાં બીજાં બધાં લહેર કરે અને વહુએ જાણે કોઇ મોટો ગુનો કર્યો હોય અને તેની શિક્ષા ખમતી હોય તેમ તે રોજ ઉદાસીમાં ઘેરાઇ રહેતી. અરે, આખરે તે માંદી પડી ત્યારે પણ તેની દયા કોઇને આવી નહિ. સંદીપને પણ તેની બિમારીમાં તેના તરફ જરા પણ લાગણી ઉત્પન્ન થઇ નહિ. આટલી કેળવણી મેળવ્યા છતાં તે પણ ઘરનાં

બીજાં માણસની પેઠે વર્તે તે જોઇ નવાઇ પામવા જેવું કહેવાય. કેળવણી મેળવી તેણે જરાક તો પત્નીની દયા લાવવી જોઇએ; માતાપિતાને સમજાવવાં જોઇએ અને દરેક પ્રત્યે સરખી લાગણીઓ દર્શાવવી જોઇએ.

જ્યારે તે વધુ માંદી પડી ત્યારે સૌ કોઇ કહેવા લાગ્યાં કે "એ મરી જશે તો બીજી એથી પણ સરસ કન્યા આવશે." આવા બોલથી ઉષાનું હૃદય એકદમ રડવા લાગ્યું. તેના હૈયાની આગને ઓલવનાર ત્યાં કોઇ ન હતું. વળી બીજાં ગામોગાંથી બીજી કન્યાઓના પિતા યુવકની તપાસ કરતાં સંદીપને ત્યાં આવતા. આવાં દશ્યોથી પણ ઉષાના ભગ્ન હૃદયને એકદમ આઘાત થતો. હવે તેનાથી રહેવાયું નહિ ત્યારે તેણે સંદીપને કહ્યું: "મને મારે પિયેર મૂકી આવો તો વધારે સારૂં, મારી તબિયત સુધર્યા બાદ હું પાછી અહીં આવીશ."

સંદીપે જવાબ આપ્યો: "અહીંથી ક્યાંય જવાનું નથી. જે થાય તે અહીં રહીને સહન કરવું પડશે."

આથી ઉષા રડી પડી અને તેનાથી બોલાઇ ગયું કે: "અહીં તો સ્ત્રી મરે અને ઊંદરડી મરે તે સરખુંજ છે. હું મરીશ કે તરત બીજી આવશે." આ શબ્દો સાંભળતાં જ સંદીપે ઊઠીને ગરીબ નિર્દોષ ઉષાને મારી. એ ક્રૂર, નિષ્ઠુર હૃદયના સંદીપને પત્ની પ્રત્યે જરાય અનુકંપા નહિ! આવા યુવકોને કેળવણી કાંઇ સંસ્કાર આપી શકે તેમ નથી.

ઉષા એકદમ ગભરાઇ. "ક્યાં જઉં?" હૃદય બોલી ઊઠયું. ચારે તરફ નિરાશાથી ઘેરાઇને તેણે કૂવામાં ભૂસકો માર્યો.

આ દશ્ય મારાથી જોયું ન ગયું. આથી મેં પોલિસમાં ખબર આપી. પોલિસે આવી તેને બહાર કાઢી, પણ તેનો પ્રાણ તો સ્વર્ગમાં પહોંચી ગયો હતો. પોલિસે સંદીપને અને તેનાં માતાપિતાને પકડયાં; તેમના ઉપર કેસ ચાલ્યો. પછી શું થયું તેની મને કંઇ ખબર પડી નથી.

આ ઉપરથી એટલું તો કહેવું જોઇએ કે માનવજાતનું હિત ઇચ્છનાર દરેક પાટીદાર યુવકે પોતાનાથી બની શકે તેટલો સુધારો કરી આવી અનેક કન્યાઓને દુઃખી થતી બચાવવા પ્રયત્ન કરવો જોઇએ; વળી આપણા અંધ પાટીદાર સમાજને જાગ્રત કરવા પ્રયત્ન કરવો જોઇએ. અનેક ભાઇઓ કેળવણી અને સુધારા ઉપર અનેક રીતે વિવેચન કરે છે તેમજ અનેક માસિકોમાં લેખ આપે છે, તે પ્રમાણે પોતે ચાલે તો જરૂર પોતાના અંધ સમાજને જાગ્રત કરી શકે. પૈસાને લોભે આવી અનેક સ્ત્રીઓના જુદી જુદી

રીતે આપુ લેવામાં આવે છે. વળી માતાપિતા પણ તેને સ્થળે કુળ અને લક્ષ્મી દેખી પોતાની કુમળી કળીને કચરી નાખે છે, પરંતુ સમજતા નથી કે કુળવાનશાહીના કીડા કેવા પ્રકારનું જીવન ગુજારે છે. ખીલતી કળીને આવી રીતે કચરાવાનો સમય લાવનાર તે માતાપિતાને પણ જાગ્રત કરવાં જોઇએ. પણ અરે! જે યુવકો આગળ અભ્યાસ કરી ખૂબ કેળવાયાનો દાવો કરે છે તે પણ સમાજની સાથે અંધ બને છે! આ તે સમાજને શું જાગ્રત કરી શકે? તે કુમળી નિર્દોષ કળીઓને શું ખીલવી શકે? તેઓ પણ કુટુંબીઓની સાથે પૈસાના લોભી બને એટલે આવા દુરાચારને ક્યાંથી અટકાવી શકે? રોજ રોજ આવા બનાવો જ્યાં જઇએ ત્યાં બનતા સંભળાય છે. આથી પાટીદાર કોમે સમજવું જોઇએ. માતાપિતા દીકરીઓને કેળવણી આપી એમને યોગ્ય લાગે તે રસ્તો સ્વીકારવાની રજા આપે, તો કન્યાઓના દુઃખનો અંત આવે અને આવા વિનાશો થતા અટકે. ખરેખર, આજે તો કેળવાએલી અને બીન કેળવાએલી કન્યાઓના જીવનમાં જરા પણ તફાવત રહેતો નથી. કારણ કે તેઓ કેળવણી મેળવે છે, પણ સમાજ તેમજ કુટુંબી જનો તેમને બંધનમાંથી મુક્ત કરતાં નથી. આથી તેઓ ગમે તેવું સત્કાર્ય કરવા તત્પર બને છે, પણ પૂર્ણ કરી શકતી નથી. જો કન્યાઓને બંધનમાંથી મુક્ત કરી તેમને જોઇતી સ્વતંત્રતા આપે તો જરૂર સમાજને જાગ્રત બનાવી યુવકની શક્તિ કરતાં પણ યુવતીની શક્તિ વધારે માન પામે, એવો સમય તેઓ લાવી મૂકે. અંધ પાટીદાર સમાજે આ દુરાચાર અને વિનાશ થતો દેખી જાગ્રત બનવું જોઇએ.

વડોદરા કિશોરી પટેલ



સ્ત્રીજાતિ પોતાનું બળ અને પોતાના કાર્યક્ષેત્રની દિશા બરાબર સમજે તો એ પુરુષની ઓશિયાળી છે એમ માનેજ નહિ, અને પુરુષનું તથા એની પ્રવૃત્તિનું અનુકરણ કરવાનોજ આદર્શ રાખે નહિ. એ પુરુષને રીઝવવા કે આકર્ષવા શરીરને સજે નહિ, પણ પોતાના હૃદયના ગુણોથીજ શોભવા પ્રયત્ન કરે. સ્ત્રીજાતિએ સાર્વજનિક કાર્યોમાં પુરુષના જેટલોજ ફાળો આપવો જોઇએ. મદ્યપાનનિષેધ, પતિત સ્ત્રીઓનો ઉદ્ધાર, વગેરે કેટલાંક કામો એવાં છે કે તે સ્ત્રીજ વધારે સફળતાપૂર્વક કરી શકે. • • • સ્ત્રી પોતાની ઇચ્છા વિરુદ્ધ પતિની કામવાસના તૃપ્ત કરવા બંધાએલી નથી. તેમ કરનાર પતિ વ્યભિચારના જેવોજ દોષ કરે છે. —ગાંધીજી

# આપણી ગૃહવ્યવસ્થા

**ઘર:** શહેરનાં મકાન અને ગામડાનાં મકાનમાં સાધારણ રીતે ફરક તો રહેવાનો જ. શહેરનાં મકાન પ્રમાણમાં વિશાળ તથા મજબૂત, જ્યારે ગામડાનાં મકાન નાનાં અને કમજોર. શહેરનાં મકાનમાં પૈસા વધારે ખરચ થવાના, જ્યારે ગામડાનાં મકાનમાં પૈસા ઓછા ખરચ થવાના. શહેરમાં કડિયા સુતાર મજૂર મોંઘા, જ્યારે ગામડામાં સસ્તા. સાધારણ રીતે પાટીદારનાં મકાન બીજી કોમવાળાનાં મકાન કરતાં સફાઇદાર જોવામાં આવે છે, કારણ કે દિવસમાં બે ચાર વખત જરૂર સાફ થવાનાં—અપવાદ ઘણા જ ઓછા. ઘરની આજુબાજુ જમીનની છૂટ શહેર કરતાં ગામડામાં વધારે. ગામડામાં સાધારણ કેળવાએલ કુટુંબ હોય તો થોડે ખરચે મકાનની વ્યવસ્થા અને સગવડ સારી રીતે સાચવી શકે. મકાનમાં પુરુષોને બેસવા ઊઠવાની એક પરસાળ, સ્ત્રીઓને બેસવા ઊઠવાનો એક ઓરડો, સૂવાના એક બે ઓરડા, રાચરચીલું રાખવા માટે એક કોઠાર, નાહવાની એક ઓરડી તથા એક રસોડું, એટલું હોય તો તે ઘર સારી સગવડવાળું ગણાય. આગળ ચોક અને પાછળ વાડો હોય તો તે ઘર ઓથાયે સારૂં ગણાય. ખંતીલાં ભાઇબેનો વાડાનો ઉપયોગ શાકતરકારી માટે કરે તો જમીનનો એટલો નાનો ટુકડો પણ તેમને વરસના મોટા ભાગમાં શાકતરકારી પૂરી પાડે. નાહવાની ઓરડીનું પાણી એવી રીતે વાળવામાં આવે, કે જે છોડવાને વધારે પાણીની જરૂર હોય તે છોડવાને વધારે પાણી મળે અને જેને ઓછી જરૂર હોય તે છોડ આઘા રોપે તો તેને ઓછું પાણી મળે. પાટીદારીઆ ગામોમાં હમેશાં લાકડાં બાળવાનો રિવાજ હોવાથી નવાં મકાન થાય ત્યારે રસોડાં ઘરથી અલગ બનાવે—પાછલા વાડામાં અગર આગલા ચોકમાં, તો ઘર જે આખું ધૂમાડાથી ભરાઇ જાય છે, જેથી વહેલું બગડી જાય છે તથા ઘરમાં રહેનારના આંખોને જે નુકસાન થાય છે તેમાંથી બચી શકાય. રસોડું અને પાણીઆરૂં ઘરની એક બાજુએ—ખાસ કરીને વાડાની બાજુએ—હોય તો સુગમતા વધારે. પાણીઆરૂં કંઇક અશી મોટું હોય તો સારૂં, જે કોઇ કોઇ વખત નાહવાના ઉપયોગમાં પણ લેઇ શકાય. વાડામાં ખુલ્લામાં નાહવાનું વધારે ફાયદાકારક ગણાય. ઊંચી જગ્યાએ અને ભોંયતળીઆંથી એકાદ બે ફૂટ ઊંચી બેસણીવાળું મકાન તંદુરસ્તીની બાબતમાં સર્વોત્તમ ગણાય. ગામડાંમાં ઘરથારની જમીન ઘણી સસ્તી હોવાથી ભેંસો તથા બળદ માટે કોઢ મકાનથી અલગ રાખવી તે તંદુરસ્તી જાળવવા માટે ઘણું જરૂરનું છે. ગરીબ પાટીદારો પણ મહેનતથી, ખંતથી, ધીરજથી તેમ જ

વ્યવસ્થાથી–ખોટા ખરચોમાંથી બચે તો–આટલું તો જરૂર બનાવી શકે, એમાં કોઈ મોટી વાત નથી.

અનાજ: પાટીદારને ત્યાં સાધારણ રીતે અનાજમાં ચોખા, તુવેરની દાળ અને બાજરીનો વપરાશ વધારે. શહેરમાં ઘઉંનો વપરાશ હવે દિવસે દિવસે વધે છે, જ્યારે ગામડાંમાં માત્ર ટાણે ટચકે ઘઉં વપરાવાનો. ગામડાંમાં બાવટો, કોદરા અને ચેણો વધારે પ્રમાણમાં વપરાતાં, પણ હાલમાં બહુ જ ઓછાં વપરાય છે. કઠોળ તો આપણે વાલ, અરોતર અને દસક્રોઈમાં બહુ જ જુજ વાપરીએ છીએ, જ્યારે કાઠિયાવાડમાં તેમ જ સુરત જિલ્લામાં તેનો વપરાશ વધારે છે. બાવટો ખેડૂત માટે ડુંગળી સાથે અગર લસણવાળા મરચા અને ઘી સાથે બહુ જ તાકાતવાન ચીજ ગણાય છે. કોદરી માંદગીમાંથી ઊઠેલા માટે બહુ જ ફાયદાકારક છે. ડાંગરનું છોડું જાડું હોવાથી તે સડતી નથી, પણ તેને કોઠીમાં નાખી કોઠીનું મોં છાણમાટીથી લીપી લે–ઉપર માટલું મૂકીને–તો તેમાં કુદાં ઓછાં પડે. દસક્રોઈની ડાંગર સૌથી સારી વખણાય છે. તુવેરની દાળને મોઈને રાખી મૂકે તો બગડતી નથી. વધારેમાં વધારે બે વરસ સુધી દાળ સારી ચઢે છે. વાસદની આજુબાજુની દાળ દેશમાં સૌથી સારામાં સારી ગણાય છે. બાજરીને પારા અને રાખોડીમાં રગ્ગેળીને રાખે તો સડતી નથી તેમ જ ઉબાતી નથી. બાજરી તો બધે પાકે છે, પણ વાકવાળી બાજરી સારી ગણાય છે. હાલમાં બાજરીની જાતમાં અજાણ્યા બીઆવુથી ઘણો ફરક પડી ગયો છે. કઠોળ ચાળેલા ઝીણા દડમાં દબાવ્યાથી સારૂં રહે છે. ચોખા તથા ઘઉંને દિવેલનો પાસ આપવાથી જલદી બગડતા નથી. ચોખામાં ટોપરૂં નાખવાથી જીવડાં ઓછાં પડે છે. ચોખાને દિવેલનો પાસ આપતા પહેલાં તેના ઉપરની કુશકી કપડાથી સાફ કરવામાં આવે છે, એટલે ટોપલા ઉપર કપડું બાંધી તેમાં ચોખા નાખી ઘસવાથી કુશકી નીચે પડી જાય છે. તેમ કરવાથી આ ચોખાનું કૌવત કંઈક હણાઈ જતું હશે. ખેડૂતે પકવેલું અનાજ બાર માસ ચાલે તેટલું તો ઓછામાં ઓછું રાખી બાકીનું હપ્તો ભરવાના પૈસા આવે એટલું વેચી નાખવું જોઈએ અને બાકીનું જ્યારે સારા ભાવ આવે ત્યારે વેચવું ફાયદાકારક થાય. નોકરીઆત, ચાકરીઆત તથા ધંધાદારી પાટીદારોએ કમમાં કમ બાર માસ ચાલે તેટલું અનાજ ખરીદવાનો વખત ફસલ પછીથી તરતનો જ ગણાય. હાલમાં દળવા ખાંડવાના સંચાનો પગપેસારો ગામડાંમાં પણ થયો છે અને તે પાટીદારણોનું આળસ વધારવાનું અને સ્વાસ્થ્ય ઘટાડવાનું જબરૂં સાધન થઈ પડ્યું છે. હવે ગામડાંમાં

પંચાયતો થઈ હશે તે પંચાયતોએ આવા સંચાઓ ઉપર ભારેમાં ભારે કર નાખીને તેમને ભગાડી દેવા જોઈએ; તોજ ગામડાંની તંદુરસ્તી જળવાશે. અનાજ દળવું, ખાંડવું, ભરડવું, ચાળવું અને ઊપણવું એ બધું હાથથી થાય તો ખાવામાં જે સ્વાદ આવે છે, તંદુરસ્તીને જે ફાયદો કરે છે, જાતમહેનતનું જે ગૌરવ અને આનંદ ઉપજાવે છે તે અનહદ છે. દાક્તરોએ ભેગા મળી આપણે ત્યાં પાકતા અનાજોનું સત્ત્વ કાઢી કઢાવી આપણા સમાજને વિદિત કરવું જોઈએ કે રોજના ખોરાકમાં આપણે કયાં કયાં અનાજ તંદુરસ્તી, કૌવત અને કરકસરની દૃષ્ટિથી વપરાશમાં લેવાં જોઈએ.

**પાણી:** જે ગામમાં મીઠું પાણી છે ત્યાંના લોક કંઈક અંશે વધારે સુખી છે. પાટીદારોથી વસાએલા પ્રદેશમાં ઘણીખરી જગાઓએ તો મીઠું પાણી છે, પણ શહેરોમાં અગર ગામડાંઓમાં જ્યાં જ્યાં પાયખાનાં અને ખાળો વધારી મૂકયા છે ત્યાં ત્યાં પાણી ખારાં થઈ ગયાં છે. ખારા પાણીથી કપડાં જલદી મેલાં થઈ જાય છે. મીઠું પાણી ઘણે દૂરથી મેળવવું પડે છે. ખારૂં પાણી શાકભાજીને બરાબર માફક આવતું નથી. ગામડાંમાં પાણીના નળ લાવવા એ પ્રજાને આળસુ બનાવવામાં સહાયભૂત થાય છે, ગામની તંદુરસ્તીનું સત્યાનાશ વાળી નાખે છે, મચ્છરોનો ત્રાસ થાય છે, ઠેર ઠેર ખાબોચીઆં એટલાં થાય છે કે રાત્રે બહુજ સંભાળીને આવવું જવું પડે છે. જરા ઓછી સંભાળ રાખી કે બાવા બન્યા જ સમજવા! હા, પાણીની તંગાશવાળો જે પ્રદેશ છે કે જ્યાં ચોમાસા પછી પાણી મળતું જ નથી ત્યાં તો પાણીના નળ લાવવા એ મોટા આશીર્વાદ સમાન છે. ગામનાજ ડાક્ટર વૈદ્યોએ પાણીનું પૃથક્કરણ કરતાં શીખવું જોઈએ અને કયા કુવાનું પાણી સર્વોત્તમ છે તે જાહેર કરવું જોઈએ, જેથી તે પાણી પીવારાંધવામાં વાપરતાં ગામની તંદુરસ્તી સચવાઈ રહે. નાહવા ધોવાનું પાણી ચાલતા સુધી વાડામાં જ જાય એવી વ્યવસ્થા સારી ગણાય.

**હવા:** હવાના પૈસા બેસતા નથી એટલે જેટલી ચોકખી હવા લેઈએ તેટલી થોડીજ કહેવાય. ચોકખી હવાથી અને ઊંડા શ્વાસોચ્છ્વાસથી તંદુરસ્તી હમેશાં જળવાઈ રહે છે.

**બળતણ:** કોલસાનું બળતણ સૌથી સારૂં ગણાય, પણ તે બધાંને પોસાય નહિ. ગામડાંમાં તો ઉપર બતાવ્યા પ્રમાણે રાંધણિયું અલગ હોય તો લાકડાં બાળવાં સારાં છે. ધૂણી તુરત બહાર નીકળી જાય તેવી ગોઠવણ કોઈ પણ રીતે વગર. ખરચે અગર થોડે ખરચે કરવી જોઈએ. લાકડાંની ધૂણી

આંખોને જલદી ખરાબ કરે છે. મોટાં શહેરોમાં તો (સ્ટવ) ચૂલામાં ધાસલેટનું બળતણ વપરાય છે તથા વીજળી પણ વપરાય છે, પણ તે જોખમકારક તથા મોંઘું બળતણ છે. પાટીદારને તે બળતણ પોસાય નહિ. કોલસાનું બળતણ બંધીઆર ઘર હોય ત્યાં જોખમકારક છે, કારણ કે તેમાંથી નીકળતો ગૅસ ઝેરી તેમજ જીવલેણ છે. ઉત્તર હિંદુસ્થાનમાં જ્યાં ઠંડી વધારે પડે છે ત્યાં સુવાના ઓરડા-ઓરડીઓમાં માત્ર એકજ બારણું હોય, તે બંધ કરીને સગડીમાં કોલસા બળતા મૂકીને સૂવાથી મરણ થવાના ઘણા દાખલા બને છે. ઘાસ તથા લાકડાં રસોઇની ઓરડીથી તથા ઘોયરાથી (દાણ બાફવા બનાવેલા ખાડાથી) દૂર રાખવાં જોઇએ. ભેંસ-બળદના છાણના કીમતી ખાતરનાં છાણાં બનાવીને બળતણ કરવાની પ્રથા નુકશાનકારક છે. બળતણ માટે આજકાલ જેટલાં ઝાડો કપાય છે તેટલાં ઉછેરવામાં આવતાં નથી. શેઢા ઉપર તથા પડતરોમાં ઝાડઉછેર ઉપર પૂરતું ધ્યાન આપવું જોઇએ. છતે ખેતરે હવે કેટલાય પાટીદારોને બળતણ ખરીદવું પડે છે, માગી લાવવું પડે છે, કાં તો ચોરી લાવવું પડે છે. આ અકર્મની પરાકાષ્ટા કહેવાય. દીવો-દેવતા પડોશમાંથી આવતો તેને બદલે હવે દિવસે દિવસે મોંઘી કરવામાં આવતી દીવાસળીઓ બહુ જ વપરાશમાં આવી છે. કેટલીક બેનો તો દીવાસળીઓ સળગાવતાં આવડતી નહિ હોવાથી દેવતા ચેતાવવા માટે એક ઘસે અને બીજી મૂકે એમ કરી કરીને દીવાસળીઓનો ભોર કરી મૂકે છે, તોપણ દેવતા સળગતો નથી, ગાળોનો વરસાદ વરસે છે (આ પણ એક લે ને બીજી મૂકે). તેના કરતાં પાડોશીને ત્યાંથી દેવતા માગી લાવી ચૂલો સળગાવવો સારો નહિ? પવન ફૂંકાય ત્યારે અઘરૂં ખરૂં.

કપડાં : ખેતીના કામમાંથી ફુરસદ મળે તેમાંથી થોડો થોડો વખત કાંતવામાં ગાળીને જાતે કાંતેલા સૂતરનાં કપડાં પહેરવાં સૌથી ઉત્તમ કહેવાય. ખેતી સિવાયના બીજા વ્યવસાયવાળાઓને કાંતવાનો વખત ભાગ્યે જ મળે, માટે તેમણે પોતાના ગામના કાંતેલા સૂતર અને વણેલા કાપડમાંથી કપડાં સિવડાવવાં સારાં ગણાય. તેને અભાવે દેશમાં બનતું હાથવણાટનું કાપડ વાપરવું ઠીક ગણાય. આ પણ ન બની શકે તેણે દેશની મીલોમાં બનેલું કાપડ વાપરવું ઠીક ઠીક ગણાય, પરદેશી કાપડ કોઇ પણ હિસાબે વપરાય નહિ. ઓછામાં ઓછા કાપડથી ચલાવી લેવું જોઇએ. કપડાં સાંધીને અગર થીંગડાં મારીને પહેરવામાં નાનમ નથી, પણ તેને ધોઇને સાફ રાખવાં જોઇએ. અવારનવાર ધોયા વગર બહુ લાંબો વખત પહેરેલાં કપડાં પરસેવા વગેરેથી જલદી ફાટી જાય છે. હાથે કાંતેલા સૂતરને ઝાઝો વળ આવતો નહિ હોવાથી ખાદીનાં

કપડાં ઉપર ધુમ વધારે રહે છે, તેથી કપડાં જલદી મેલાં થઇ જાય છે. કાંતતી વખતે વળ ઝાઝો આવે તે ઉપર પૂરતું ધ્યાન આપવું જોઇએ. સ્ત્રીઓમાં ખાસ કરીને સ્વદેશીની ચળવળ ફેલાવવી અને તેમને તેના ફાયદા અસરકારક રીતે સમજાવવા જોઇએ. લગ્નપ્રસંગે જેટલું પરદેશી કાપડ પાટીદાર બેનો વાપરે છે તેટલું દેશમાં કોઇ પણ વાપરતું નહિ હોય. દેખાદેખી ફેશન અને પૈસાના બગાડ સિવાય આમાં કશું નથી. પચાસ સાઠનાં કપડાંને બદલે પાંચસો, સાતસો અને હજારનાં કપડાં થાય ત્યારેજ બાપાભાયડાથી મૂછો ઉપર તાલ દેવાય ને? વાહ વાહ ત્યારેજ થાય ને? બેનોએ જાતે પણ સમજવું જોઇએ કે પરદેશી કાપડને તો આપણાથી હાથ પણ ન અડકાડાય. જેવી રીતે યુવકો પરઘર્મી પરદેશણોને લાવે તે બેનોને ન રુચે તેમજ બેનો પરધર્મી પરદેશીને પરણે તે યુવકોને સારું ન લાગે, તેજ હિસાબે દરેક ભાઇબેને કપડાંની બાબતમાં સમજવું જોઇએ. મિથ્યા મોહ તજી દેવો જોઇએ. કપડાં સાચવીને પહેર્યાં હોય અને કાઢયા પછી સાચવીને ઠેકાણે મૂકયાં હોય તો જલદી બગડે નહિ.

**રીતરિવાજો:** આ સંબંધે તો પાનાંનાં પાનાં ભરીને કહેવામાં આવ્યું છે; તેને વાંચીને વિચાર્યું નહિ અગર સાંભળીને એક કાનથી બીજે કાન કાઢી નાખ્યું તેનાથી શો લાભ? આચરણમાં મૂકવાથી તેના લાભ અને આનંદ સમજાય છે. લગ્નના આપણા રિવાજોમાં પરઠણનો તથા કન્યાવિક્રયનો પ્રશ્ન મુખ્ય છે. તેને લોહીનાં વેચાણ કહો, આળસ વધારવાનાં સાધન કહો, ઊભા બજારની હરાજી કહો (વધારે આપે તે વર અગર કન્યા લેઇ જાય), ટેટના હીરા કે આપુસના ભાવ કહો. જેને જે ફાવે તે કહો, પણ તેનાથી સમાજની—પાટીદાર સમાજની—અધોગતિ થાય છે અને થવાની છે તે વાત નક્કી છે—અચળ સત્ય છે. હિંદુસ્થાન સિવાય કોઇ દેશમાં આવાં વેચાણ સાંભળ્યાં છે? સૌ કોઇને કહેતાં સાંભળશો કે ભાઇ આ તો ન પહોંચાય, આવું કયાં સુધી નભશે, હેરાન હેરાન થઇ ગયા, વગેરે. પણ છે કોઇ માઇના પૂતમાં કે પુત્રીમાં તાકાત, જે આ પ્રથાને નાબૂદ કરવા માટે ગુજરાત-કાઠીઆવાડના પાટીદારોની પરિષદ ભરી આ રિવાજને એકસપાટે નાબૂદ કરી દે? એક નહિ તો આવા પાંચ પચાસ આદમી પણ કેમ બહાર નથી આવતા? લગ્નની સાથેનાં બીજાં ફાલતુ ખરચોનો હિસાબ કોઇ દિવસ કર્યો છે? કમાવાની શક્તિ તો કોઇક કોઇક વિરલાઓમાં જ છે, જ્યારે દેવાં કરી પૈસા ઉડાવવાની શક્તિ તો ઘણામાં છે. લગ્ન પતી ગયા પછી દેવાવાળાને રાતદિવસ ઊંઘ નથી આવતી એટલું જ નહિ, પણ ચિંતામાં ને ચિંતામાં રોગ ઘર કરે છે અને જુજ વખતમાં તેમના

'રામ બોલો ભાઇ રામ' થઇ જાય છે, તેનો વિચાર પણ આજુબાજુથી જોનારા માણસને નથી આવતો. જોનારને પોતાને ત્યાં પ્રસંગ આવે છે એટલે એ રામ એના એ. જાનમાં ત્રણના બે દિવસની પ્રથા પાડી, પણ તેમાં લાભ્યા કે સસ્તા થયા તેનો વિચાર કેમ નથી આવતો? જ્યાં સુધી લગ્નની આજુંબાંજુના રિવાજો બંધ ન થાય અગર તેમાં સુઘટિત ફેરફાર ન થાય ત્યાં સુધી 'મેલ કરવત મોચીડાના મોચીડા' જેવીજ સ્થિતિ રહેવાની—અરે મોચીડાના પણ સામડીઆ જેવી થવાની. આનંદ તો કયાંય ઊડી જાય છે, પણ બંને બાજુના કરતા કારવતાઓની તેમાંય ખાસ કરીને કન્યાપક્ષ વાળાઓની દૂશ નીકળી જાય છે (એક કારણ તો દિવસે દિવસે અરસપરસ સહાયતાની વૃત્તિ ઓછી થતી જાય છે તે). લગ્નનો ખરો આનંદ વરકન્યાને અને જાનૈયાને તથા સ્ત્રીઓને માણવો હોય તો લગ્નના ખરચોમાં એકદમ કાપ મૂકી દેવો જોઇએ. બંને પક્ષે ખાસ સ્નેહીઓ અને બહુજ નજીકનાં સગાંવહાલાંને નોતરવાં જોઇએ, એટલે કે પચીશેક પુરુષ અને પચીશેક સ્ત્રીઓ જાનમાં અને તેટલાંજ માણસો કન્યાપક્ષનાં. લગ્ન અંગેના બીજા ફાલતુ રિવાજો બધા બંધ કરી દેવા જોઇએ.

મરણના રિવાજોમાં કાણમોકાણ તો મોટે અંશે બંધ થઇ છે, પણ મિષ્ટાન્ન ઉડાવવામાં તો નજીવોજ સુધારો થયો છે. 'પાટીદાર'નાં થોકડાબંધ પાનાં ભરીને, છાપરે ચઢીને, ઢોલ વગાડીને કેટલું કહેવામાં આવે છે, કે 'ભાઇ, શોક વખતે તે મોજ હોય? ગમગીનીમાં તે હાહાહીહી, ઠીઠીઆરીઓ અને આનંદ હોય?' પણ ગણકારે છેજ કોણ? તેમાં વળી નડીઆદ જેવાં ગામોમાં તો આ નાલાયક રિવાજ આધાનો પણ અડધો ટકો નાબૂદ થયો નથી. શરમની વાત છે!

લાજનો રિવાજ કંઇક કંઇક ઓછો થતો જાય છે, પણ તે એકસામટો નીકળી જવો જોઇએ. છતાં પણ બેનોએ મર્યાદાનો અને શરમનો ભાવ તો કોઇ કાળે પણ તજવો યોગ્ય નથી.

વિધવાઓ સંબંધે પણ વ્યવસ્થા આખી પાટીદાર અને કણબી કોમ એકઠી થાય ત્યારેજ થઇ શકે, એટલે આ બાબતમાં લખવું અસ્થાને છે.

આ એકલવાયા જમાનામાં એકત્ર કુટુંબ કરતાં ભિન્ન કુટુંબની પ્રથા ફાયદાકારક તથા આનંદદાયક થાય છે અને થશે. જ્યારે એકજ મોભાદાર માણસ કુટુંબના માણસોનો નિયંતા હતો, સર્વે કુટુંબીઓ તેની આમન્યામાં રહેતાં, જેને કાયદામાં કર્તા કહેવામાં આવે છે તે સર્વે કુટુંબીઓને સરખાં ગણતો; વહુસાસુના, દેરાણીજેઠાણીના, નણંદભોજાઇના ઝગડા, કંકાસ અને

રંજાડ નહોતાં, ત્યારે આ એકત્ર કુટુંબની પ્રથા બહુ જ લાભકર્તા હતી. પણ હવે તેવું રહ્યું નથી, તેથી તે માત્ર હાનિકર્તા જ રહી છે. નવેસરથી સમાજરચના ન થાય ત્યાં સુધી ભિન્ન કુટુંબની પ્રથા લાભદાયક થવી જોઇએ.

રાચરચીલું, વાસણકુસણ, વગેરે માટે લખવાનો વિચાર હતો, પણ તે વખતને તથા જગાને અભાવે હમણાં લખાય તેમ નથી. આટલું પચશે તો ઘણું છે.

નડીઆદ શંકરભાઇ ઝવેરભાઇ પટેલ

---

## હોળી

આ **હોળી** કાંઇ ફાગણ સુદ પુનેમની નહિ, પરંતુ જીવનમાં સદાય ચાલુ રહે તે એટલે વૈરભાવ, ઇર્ષાળુ કે કંકાશમય જીવન હોય તે ઘેર સદાય હોળી. અને તે ન હોય તો? દિવાળી કે બીજું?

તેજલ તે તેજલ હતી. તેના પિતા વજેસંગ ગામડાના હતા, છતાંય તે નાના ગામના ઠાકોર હતા. તેમના પિતા લખમીસંગ ગાદી ઉપર હતા ત્યાં સુધીમાં તેમણે અંગ્રેજીનો મેટ્રીક સુધી ઠીક ઠીક અભ્યાસ કર્યો હતો. અને તેથી કરીને પુત્રપુત્રીઓને ભણાવવાં જ એવી માન્યતા વાળા થયા હતા. તે વીસમી સદીને સારી રીતે ઓળખતા હતા.

ગામડા ગામમાં સ્કૂલ ન હોવાથી તેજલને તેના પિતાએ અહીં—વડોદરામાં ભણવા મૂકી હતી. ભાડાના એક મકાનમાં તે રહેતી. લૉજમાંથી ભાણું મંગાવી જમતી ને અભ્યાસ કરતી. તે ઘરને ત્રીજે માળ માનસંગ રહેતો ને બાકીનું આખુંય મકાન તે વાપરતી.

માનસંગ ભણવામાં હોશિયાર હોવાથી તેના પિતાએ તેને વડોદરા ભણવા મૂકર્યો, પરંતુ તેને મોકલતી વખતે તેના પિતાએ કહ્યું કે: 'જો ભાઇ, આપણે રહ્યા ગરીબ. જોઇને ડગલું ભરવું. શહેરનો ભભકો ને રોશની જોઇ અંજાઇ ન જતો. તને જે કામ માટે મોકલીએ છીએ તે કામ સિદ્ધ કરજે—ભણજે. આપણને નાટક-સિનેમા જોવાં ન પાલવે, આપણે રહ્યા ગરીબ.'

માનસંગને ભણવું હતું, એટલે ખોટા ખર્ચ તે કદાપિ કરતો જ નહિ. તેના પિતાએ કહેલા 'આપણે રહ્યા ગરીબ,' એ શબ્દ તેની આંખ આગળ તરવરતા. અને તેથી કરીને ન તો ખોટા ખર્ચ કરતો કે રખડતો.

તે કવચિત ફરવા જતો ત્યારે તેની પાછળ તેજલ નીકળતી, પણ તેનો પત્તો ન લાગતો. તે કોણ જાણે કઇ જગ્યાએ જતો? ન ગળે શહેરમાં કે ન

મળે બાગમાં. તો તે કયાં જતો?

ઘણીયે વખત તેજલ તેને કહેતી: 'ચાલો ફરવા, સિનેમા જોવા.' પણ તે ના કહેતો અગર તો કાંઇ બહાનું કાઢી છટકી જતો. આમ દિવસો વ્યતીત કર્યે જતો હતો.

'તું શુદ્ધ ખાદી ન પહેરે?' માનસંગે તેજલને એક વેળા કહ્યું.

'મને ન ફાવે આ બધાય નવરાના ધંધા!' તેજલે કહ્યું.

'અને તું કામગરી ખરું કે?'

'હા, હા, સ્કૂલેથી આવ્યા કે બેઠા રેંટિયો કાંતવા, કલાક કાંતી લોજમાં જમી રાત્રે બેઠા વાંચવા. સવારના વહેલા ઊઠી પાછો તેજ કાર્યક્રમ. આ તે છે કાંઇ જીવન મનુષ્યનું કે પશુનું? ન તો હોટલમાં જવું કે ન તો સિનેમા જોવું.' તે છંછાકાઇ બોલી.

'તને શી ખબર કે રેંટિયાથી શા શા ફાયદા થાય છે? હોટલ, કલબ ને સિનેમા બધું કોનું? તારું કે મારું? મારી પાસે માસિક પંદર આવે તે તારી પાસે ત્રીસ. હું કયાં ને તું કયાં? તું તો પૈસાદારનો બંગલો જોઇ મારા જેવા ગરીબની ઝૂંપડી તોડી પાડવા મથે છે.' માનસંગે ધીમે રહી કહ્યું.

'તો શું પ્રતિજ્ઞા તો નથી કરી ને?' વાતને વાત પર લાવતાં બોલી.

'કરી છે, અને તે એજ કે ન તો મારે પૈસે સિનેમા જોવું કે ન તો બીજાને.'

'ઓ હો હો, એજ ને? પણ આજ તો નથી મારા કે બીજાના પૈસા, બારોબાર મફત છે. મારા કાકાએ બે પાસ મોકલાવ્યા છે, તો ચાલો."

'પણ...'

'પણ બણ કાંઇ નહિ, ચાલો થાઓ તૈયાર.'

આજ કોણ જાણે તેને ન છૂટકે તૈયાર થવું પડયું.

મુંબાઇમાં બસોને અઢાર્ણું દિવસ સતત ચાલેલો સિનેમાનો ખેલ જ્યારે વડોદરામાં પહેલી વખત પડ્યો, ત્યારે વડોદરાની શહેરી અને શોખીન પ્રજા એકદમ ધસારા સાથે ટિકીટો રીઝર્વ કરાવવા ઊપડી પડી.

તેજલના કાકા ફોજદાર હતા. તેમને કંપની તરફથી ટિકીટો મળી હતી. પરંતુ તેમને બહાર ડયુટી ઉપર જવાનું હોવાથી તેણે તે ટિકીટો તેજલ ઉપર મોકલી આપી હતી. તેજલે આજે જેમ તેમ કરીને પણ માનસંગને લેવા નિશ્ચય કર્યો હતો. એટલે કલાક સુધી તેને અતિશય આગ્રહ કરીને પણ માનસંગને લેઇ ગઇ.

* * *

આજે 'અછૂતનો નાથ' નામે ખેલ હતો. લોક ચિકાર ભરાયું હતું.

સિસોટી અને બૂમાબૂમ પડતાં ખેલની શરૂઆત થઇ. ખેલનો કેટલોક ભાગ ભજવાતાં તેજલના દિલ ઉપર ઝણઝણાટી ઊપજી, તેના દિલને સખ્ત આચકો લાગ્યો.

શું હતું એવું?

અનેક ગરીબોની ઝૂંપડીઓ હતી અને પૈસાદારો તેમના ઉપર જુલમ વરસાવતા હતા. તેમાંના એક શેઠે એક ગરીબ મજૂર પાસે કામ કરાવીને પણ તેને ઓછા પૈસા આપ્યા. તેની દાદ ફરિયાદ સાંભળવા પણ કોઇ તત્પર ન હતું. એક શેઠે એક મજૂર બાઇ ઉપર જુલમ કરીને તેના જીવનને ઝેર કર્યું. એક ગામડાનો વાણિયો કેવી ચાલાકીથી પૈસા પેદા કરે છે અને મજૂરવર્ગ ઉપર જુલમો કરી બંગલા, મોટરગાડી અને સિનેમાગૃહો બાંધે છે. તેવાં ગરીબોનાં જીવન લોકોને ગરીબી જીવનનું ભાન કરાવવા ખુલ્લાં મુકાયાં હતાં. પછી તેજલને આચકો કેમ ન લાગે?

ખેલ પૂરો થયો અને બંને બહાર નીકળી ઘોડાગાડીમાં બેસી ઘેર ગયાં. અત્યાર સુધી તો તેજલે કંઇક પ્રેમચિત્રો નિહાળ્યાં હતાં, એટલે આ ચિત્ર જોઇ તે બોલી: 'કેટલું કરુણ હતું, માનસંગ?'

'હા.' માનસંગે જવાબ આપ્યો.

રાત્રિએ સૂતાં સૂતાં માનસંગને વિચાર થયો કે "તેજલ મારી સાથી બને તો? તેનું હૃદય કેટલું કોમળ છે? કવિએ કલ્પેલા ચિત્રને નિહાળી આટલી ગ્લાનિ એને પેદા થઇ તો સત્ય અનુભવે ત્યારે શું થાય?' આમ વિચાર કરતો કરતો તે ઊંઘી ગયો.

બીજે દિવસે શાળામાંથી આવ્યા બાદ માનસંગે તેજલને પૂછ્યું: 'આજ ફરવા આવવું છે?'

'ક્યાં?'

'મારા બાગમાં.'

સદાય આવવા તત્પર રહેતી તેજલ તરત તૈયાર થઇ. માનસંગે તેજલને આજે પોતાનો ગંદો લત્તો બતાવવાની અભિલાષા સેવી હતી.

બન્ને ચાલતાં ચાલતાં એક ગંદો રસ્તો પસાર કરતાં હતાં. તેજલે આખુંય શહેર જોયું હતું, છતાંય શા કારણથી આ રસ્તો નહિ નિહાળ્યો હોય? તે પોતાના દિલને પૂછી રહી હતી કે આ ક્યાં લઇ જાય છે? તે થાકીને લોથ બની ગઇ એટલે બોલી: 'માનસંગ, ક્યાં લેઇ જાઓ છો આમ?'

માનસંગે: 'મારા બાગમાં,' કહી ટૂંકો જવાબ આપી ચાલ્યો.

માળ વગરની અને બન્ને બાજુએથી કામડાંથી બાંધેલી એક સંકડી ગલીમાં બન્ને આવી ઊભાં. એટલામાં કોઈ દિવસ ન નહાયું હોય તેવું ગંદું, કપડાં વગરનું બાળક માનસંગ પાસે આવીને બોલ્યું: 'ચાલો, માનસંગકાકા, મારે ઘેર મારી મા રડે છે.'

'ચાલ ભાઈ,' કહી તે બાળકને પોતાની આંગળીએ વળગાડી માનસંગ ચાલ્યો. નહોતું જવું છતાંય તેજલ મનેકમને પાછળ પાછળ ચાલી.

પેલા બાળકની સાથે તેઓ ઘરમાં ગયાં. ત્યાં રામી રડતી હતી. માનસંગે પૂછ્યું તો તેણે જણાવ્યું કે આજે મીલમાં હડતાલ હોવાથી ખાવાના પૈસા ન હતા. માનસંગે રામીને ત્રણ શેર ખીચડી લાવવા ત્રણ આના આપ્યા.

તેટલામાં બીજો માણસ આવ્યો. તેણે એક વીંટી માનસંગના હાથમાં મૂકી ને બોલ્યો: 'લો ભાઈ, આ બધો આપનો પરતાપ.'

'સારું, પણ જો હવે જપશ નહિ, હો! નહિ તો પકડાવી દેઈશ,' માનસંગ બોલ્યો. આ માણસને દારૂનું બ્યસન હતું, તેથી તે તેનાં બૈરીછોકરાંને ખૂબ મારતો ને પૈસા આવે તે બધાય દારૂમાં હજમ કરી દેતો. પણ બે દિવસની જેલથી અને માનસંગની ધાકથી તે આ મહિને એક અડધા તોલાની વીંટી બચાવી શક્યો હતો. એ હકીકતથી માનસંગે તેજલને વાકેફ કરી.

ત્યાં તો ત્રણ ચાર માણસ આવ્યા ને બોલ્યા: 'ભાઇ, આજે ભજન છે તો આવજો. ભલો ભગત આવ્યા છે.'

'સારૂં, પણ પેલી મીલનું શું થયું?'

'હડતાળ ચાલુ છે. પણ આજ કાલમાં તેનો નિકાલ આવી જશે.'

વળી અનેક માણસો આવ્યા ને ગયા. બધાય માનસંગને નમતા ને કંઇક સુખી થયા તે પણ જણાવતા.

જેમ જેમ વખત વીતતો ચાલ્યો, તેમ તેમ તેજલને સાચી સ્થિતિનું ભાન થવા માંડ્યું.

થોડી વાર રહી બન્ને ઊઠ્યાં ને વણકરવાસમાં ગયાં. ત્યાં જઈ પોતે આણેલું સૂતર માનસંગે એક જણને આપ્યું ને બોલ્યો: 'ક્યારે તૈયાર કરીને આપશો?'

પેલાએ સૂતર જોયું. પછી તે બોલ્યો: 'આ તો મારાથી નહિ વણાય.'

'કેમ?'

'અમદાવાદ કે વર્ધા મોકલો.'

'શાથી?'

'અમે તો જાડું સૂતર વણીએ છીએ. અમારા બાપદાદા આવું સૂતર વણતા હતા, પણ મીલો થયાથી અમારો ધંધો રખડી ગયો ને અમે ખેતીએ ચઢયા.'

'સારૂં, લાવો પાછું,' કહી તે સૂતર લેઇ ઘર તરફ વળ્યાં. વચમાં ચાલતાં ચાલતાં તેજલને ઉદ્દેશી માનસંગ બોલ્યોઃ 'જોયું? વણકરો પણ ઓછા થઇ ગયા.'

'હા.'

'પરદેશીઓ આપણા ભલાભોળા ગુજરાત જેવા ફળદ્રુપ દેશમાંથી કમાઇ જાય છે અને આપણા ભાઇઓ ભૂખે મરે છે. તેનું ભાન છે કોઇને? જો ઊડયા તે લેઇ બેઠા યુરોપિયન સંસ્કૃતિ. આપણા ભાઇઓ ભૂખે મરે અને આપણે ખાદી ન પહેરીએ તે શું કોઇની આંખે નથી આવતું? શું કરે બિચારા બાપુજી કે કંઇ વર્ષોથી તેને માટે ભેખ લીધો, છતાંય કંઇ સાથ આપણે ન આપી શકયા?' તે બોલતો હતો. આંખમાં તેજ ઉદ્દ્ભવતું હતું. તેજલને સત્ય ભાસતું હતું.

બંને ઘેર ગયાં. તેજલે ગાંઠ વાળી કે પરણવું તો માનસંગનેજ અને તેનીજ જીવનસંગી તરીકે રહેવું.

બીજે દિવસે પરોઢે ઊઠી રેંટિયો લાવી ને ખાદી ગ્રહણ કરી. માનસંગને તેજમાં તેજ આવ્યું. પોતાનું ધારેલું કાર્ય સફળ થશે એ આશા બંધાઇ.

ઘણાયે દિવસો વ્યતીત થઇ ગયા. તેજલ સ્વયંસેવિકા બનવાની તૈયારીમાં છે. સાથે જ જીવન ગાળીશું એવા વચનથી માનસંગ અને તે બન્ને બંધાઇ ગયાં છે.

'કેમ, હવે તું કયારે દેશને પ્રાણ અર્પવાની?'

'તમો જ્યારે દેશના નેતા થઇને દેશને માટે પ્રાણ અર્પવાની તૈયારી કરશો તેજ વખતે!'

'તો તું સ્વયંસેવિકા થઇશ ને?'

'જરૂર.'

વેકેશન પડયું હતું. બન્ને ઘેર જવાની તૈયારી કરતાં હતાં. ઘોડાગાડી આવી ને તેજલ સ્ટેશને જવા ઉપડી. સ્ટેશન સુધી વળાવવા માનસંગ ગયો. ગાડી ઉપડી ને તેજલને લેઇ સરરાટ કરતી કોણ જાણે કેટલીયે દૂર નીકળી પડી. 'નમસ્કાર' કરતો માનસંગ હાથ હલાવતો રહ્યો ને તેજલ દૂર દૂર ચાલી ગઇ.

સ્ટેશને ઊતરી તે ઘેર ગઇ. ઘરનું દરેક જણ આજે કોણ જાણે શાથી બહુ જ આનંદમાં હતું. તેને ઘરની દાસી ગંગીએ ખબર કહી, કે 'તમારો વિવાહ મંગળપુરના મોહન સાથે થયો છે.'

તેજલના જીવમાં હાડોહાડ હોળી સળગી. શું કરવું અને શું ન કરવું, તેનો વિચાર તેને થવા લાગ્યો. ક્યાં પ્રેમને કિનારેથી પડી તરવા મથતો માનસંગ અને ક્યાં પેલો ગામડીઓ જબૂસક મોહન!

તેના દિલને એકાએક આઘાત લાગ્યો. ના કહેવા તે પોતાના પિતા પાસે દોડી ગઇ, છતાંય ત્યાં ગયા પછી તેનાથી કંઇ ન બોલાયું. તે દોડતી પોતાના સૂવાના ખંડમાં જઇ એક ખાટલા ઉપર ઢળી પડી.

'હાય નશીબ! હવે શું થાય? માનસંગ જાણશે તો? વચન આપ્યું છે મેં એમને તો!, પિતાજી માનશે ખરા? શેના માને? આ તે લગ્ન કે મશ્કરી? જેને જેના જીવનસાથી તરીકે રહેવું, છે તેને કશોય અધિકાર નહિ? આ તો માબાપે બે ઢીંગલાઢીંગલી બોળી આપ્યાં તે લગ્ન? ન તો પૂછ્યું મને કે ન તો લીધી મારી સંમતિ. ક્યાં માનસંગ ને ક્યાં એ બીજવર મોહન? પણ હવે થાય શું? લગ્ન પણ ઉતાવળમાં લેઇ નાખ્યું. શું અમને કશોય અધિકાર નહિ? તો સ્નેહલગ્ન શાં ખોટાં? અને મારી સેવા? મને સ્વયંસેવિકા દળમાં નિહાળવા તત્પર થએલા માનસંગને શું થશે?' આમ ઘણાયે વિચાર કરી તે રડી રડીને લોથ થઇ ગઇ.

વજેસંગે તો ઘડીઆં લગ્ન લેઇ નાખ્યાં હતાં, એટલે તેણે પંદર દિવસમાં તો તેજલને મનેકમને પણ એક કાળરાત્રીએ પરણાવી નાખી સાસરાને પંથે વળાવી દીધી.

વેકેશન પૂરું થયે પંદર દિન થઇ ગયા, છતાંય હજી તેજલ ન આવી. માનસંગ દરરોજ ટપાલવાળાને પૂછતો, પણ તેજલનો એકેય પત્ર તેને ન મળ્યો. સ્ટેશને ટપ્પા ખાઇ ખાંઇને તે થાક્યો, પણ તેજલ ન જ ઊતરી. ત્યારે તેણે ધાર્યું કે જરૂર તેજલ માંદી પડી હશે અગર તો કાંઇ કારણ હશે.

તેજલ સાસરે ગઇ. તેની વૃદ્ધ સાસુનો તાપ તેનાથી ન વેઠાતો. કદાપિ કાંઇ કાર્ય ન કરતી તેજલને ઝટાઝટ કામ સોંપાવા લાગ્યું.

'લો વહુ, પાણી જાઓ.' સાસુનો હુકમ છૂટ્યો.

તેજલ પાણી ગઇ, પણ ઘડો પડી ગયો અને ફૂટી ગયો. પછી તો જેમ દારૂને દેવતા અડકે ને ભડકો થાય, તેમ તેજલની સાસુ જીવકોરના દિલનો ભડકો થયો.

'શું કાંઇ તારા બાપ અહીં મૂકી ગયા હતા? આજેજ ગઇ તેમાં ઘડો ફોડીને આવી. જરા જોઇને કામ કર, જોઇને!

તેજલ વણબોલી રહી. તે વિચારવા લાગી: 'આ તે કાંઇ જીવન?' પણ શું થાય, સાસુઓનાં દરેક હુકમનું પાલન કરવા વહુઓ સર્જાઇ હોય ત્યાં?

એક દિવસ તેજલ એક ઢેઢની છોકરીને અડી. તેજલની સાસુએ એ જોયું. તેજલ ખાદી પહેરતી હતી, તેથી જીવકોર લાગ મળ્યે કહેવાનું શોધી રાખતાં, તેથી બોલ્યાં: 'મોટાં ખાદીવાળાં તેથી કે? જો મારા ઘરમાં પેઠી તો....'

'પણ તેમાં થઇ શું ગયું?' તેજલ ગળગળી થઇ.

સાસુએ ધમકાવી: 'અલી, એ ન ચાલે મારે ઘેર; એ બધુંય તારા બાપને ઘેર. નીકળ ઘરમાંથી બહાર.'

આમ દરરોજ કંકાસ ચાલતો હતો. દિવસમાં એક વખત બૂમ પાડ્યા વગર જીવકોરથી રહેવાતું નહિ. મોહનને આડું અવળું ભરાવી તે તેજલને માર ખવડાવતી. બિચારી તેજલ તો કાંઇ સમજતી નહિ. વળી મોહનની પહેલી વહુનાં બે બાળકો પણ તેજલને સાચવવાં પડતાં, એટલે તે જીવનથી કંટાળી ગઇ હતી. તેથી તે બોલી: 'આ ચાલી મારે ઘેર.' એમ કહી ચાલવા લાગી.

જીવકોર: 'અલી, કંઇ મરવા જાય છે? તારો બાપ ઘરમાં નહિ પેસવા દે; મારી નાખીશ જો ગઇ તો!'

તેજલ: 'માર્યાં માર્યાં હવે, તમે તમારું સંભાળી લો.'

જીવકોર: 'માપમાં રહેજે. નીકળ તો ખરી, જોયા જેવી થશે!'

તેજલ: 'તમે તમારું ઘર સંભાળી લો, હું તો આ ચાલી મારે ઘેર.'

સામેથી મોહનને આવતો જોઇ જીવકોર બોલ્યાં: 'આ આવ્યો મારો દીકરો, જા જો હવે.'

મોહન પાસે આવી બોલ્યો: 'રાંડ, ક્યાં ચાલી?'

તેજલ: 'મારે ઘેર.'

'બેસ બેસ હવે, છાનીમાની જા ઘરમાં.' કહી તેને ઘરમાં લેઇ ગયો ને એક ઓરડામાં જઇને પૂરી. પછી, 'સાંજે ખાવા ના આપશો,' એમ કહીને ચાલ્યો ગયો.

વજેસંગને ખબર પણ કોણ કહે કે તારી પુત્રી અહીં અગ્નિસમ જીવન ગાળી રહી છે અને તેના દિવાળીસમ જીવનની તેં હોળી કરી છે?

માનસંગને પણ કોણ ખબર કહે કે તારી થનાર દેશસેવિકા તો સાસુના

અને પતિના હાથ તળે રૂઢિગંધને ભેખાધ પિસાઇ રહી છે?

રાત્રિ પડી. અમાસની ઘોર અંધારી મધરાત કાળાં કર્મની પ્રત્યક્ષ પ્રતિકૃતિ સમી ગાજતી હતી. ઠરી જવાય એવી ઠંડી અને મધરાતનો સમય. ઉજ્જડ લાગતા આખાય ગામમાં કોણ બહાર નીકળે? દિશાઓમાં સૂનકાર ભાસતો. બધેય સ્મશાનશાન્તિ. ગામના રખેવાળ પણ અર્ધજાગ્યા, અર્ધઊંઘ્યા ઝોકાં ખાતા હતા. તેવે વખતે એક વ્યક્તિ રાત્રિના બાર વાગ્યાને સમયે સ્ટેશન તરફ ચાલી નીકળી.

આજુબાજુ જોતી જોતી રાત્રિએ એકની ગાડી પકડી તે વ્યક્તિ ગાડીમાં ચઢી બેઠી. પત્ર લખ્યો, સાથે પોતાનો ફોટો મૂક્યો. તેટલામાં વડોદરા આવ્યું અને તે ઊતરી પડી.

'કમાડ ઉઘાડો.'

'કોણ?' અર્ધઊંઘમાં માનસંગ બોલ્યો.

'હું તેજલ.'

'તેજલ? કેમ અત્યારે?' કમાડ ઉઘાડતાં ઉઘાડતાં માનસંગ બોલ્યો. તે તેના ચરણમાં પડી ને રડવા માંડી.

'પણ આ શું, તેજલ? ઊઠ.'

'લો.' કહી તેણે પોતાના કબજાના ખિસ્સામાંથી કાઢી એક પત્ર તેને આપ્યો.

'શું છે?'

'પત્ર.'

'શાનો?'

'તમે વાંચો ને.'

માનસંગે પત્ર લીધો. તે દૂર પડેલા ફાનસના અજવાળામાં વાંચવા ગયો. ત્યાં તો પાસેની કૂઇમાં ધબાકો થયો. માનસંગ દોડતો ગયો, પણ તે કાંઇ કરે કારવે તે પહેલાં તો ખલાસ! તેજલ ડૂબી મરી.

પત્રમાં શું હશે?

તે પત્રમાં હતું માનસંગને આશ્વાસન અને તેજલનું હોળીસમ જીવન, બસ.

વણછરા મંગળદાસ હીરાચંદ શાહ

---

# હિંદુ સમાજનો સળગતો પ્રશ્ન

અત્યારે સારોયે સમાજ ફક્ત એકજ પ્રશ્ન, એકજ વાત છેડી રહ્યો છે. ગામડાંમાં અને શહેરોમાં, ચૌટે ચોરે ને ચકલે, તળાવ ને કૂવા ઉપર, મંદિરોમાં અને મેળાઓમાં, ધર્મશાળામાં બેઠા મળેલા મુસાફરોનાં ટોળાંમાં, વાચનાલયમાં જ્ઞાનામૃતનાં પાન કરવા આવેલા માણસોમાં ફક્ત એકજ પ્રશ્ન છેડાયા કરે છે: 'કેમ ભાઇ, અમદાવાદના શા સમાચાર?' તેમ લગ્નસરા શરૂ થતાંજ રેલ્વે ગાડીમાં મુસાફરી કરતાં નરનારીઓની વાતોના ગપાટામાં, કૂવા કે તળાવ ઉપર પાણી ખેંચતી ને કપડાં ધોતી સ્ત્રીઓના મધુર ટહુકામાં, ચોરે બેઠેલા ગામના સદ્‌ગૃહસ્થોની બડાઇઓમાં, મંદિરમાં બેઠેલા ભાવી ભક્તોની જ્ઞાનગોષ્ઠિમાં એકજ વાત ચર્ચાઇ રહી છે: 'હજી ફલાણાની દીકરીનું ક્યાંય બેઠું નહિ. શું કરે બિચારો? બધું સારું છે, ત્યારે મંગળમાં હજારની રકમ માગે છે. ક્યાંથી લાવે બિચારો? હજી પાછળ બીજી ચાર દીકરીઓ છે. આ પરસોતમ પોતે તો પરદણ આપીને પરણેલો, તેનો છોકરો બે ચોપડી ભણ્યો એટલે ભાઇ આભલે અડક્યા, ચાર હજાર પહેરામણીમાં અને એક હજાર મંગળનાં રોકડા માગે છે! કેટલાય ગામના આગેવાનો, જે એને પૂછે પણ નહિ, તેમનેય તેણે રોકડું પરખાવી દીધું. શું કરે, ભાઇ? છોકરીઓ વધી પડી અને છોકરા જડતા નથી.'

આવા આવા કેટલાય પ્રશ્નો જ્યાં જઇએ ત્યાં ચર્ચાયા કરે છે. તેમાં મંગળને પ્રશ્ને તો સમાજમાં ઘણીજ ઊહાપોહ મચાવી છે. જ્યારે વરપક્ષને વિવાહ ન કરવો હોય ત્યારે પોતે મંગળરૂપી ઢાલને વિવાહરૂપી તલવારના ફટકાથી બચવા આગળ ધરે છે. આટલા રૂપીઆ કે આટલું સોનું આપો તોજ વિવાહ થાય. ક્યાં ખબર હતી લગ્નના પાયા નાખનાર એ વિશ્વકર્માને કે આગળ ઉપર લગ્નના સોદા થવાના છે! લગ્ન એ કાંઇ લેવડદેવડનો સંબંધ નથી. પરણનાર વ્યક્તિઓની પસંદગી અને અનુમતિ એજ એમની લેવડદેવડ. પરંતુ સમાજ આજે લગ્નના સાચા અને પવિત્ર સિદ્ધાન્તોનો ચૂરો કરી મંગળના અને પરદણના પાયા પૂરે છે અને તેના ઉપર ભાવિ સમાજની આલેશાન ઇમારત ચણવાના વૃથા પ્રયત્ન આરંભે છે.

સારાયે દેશની આઝાદી અને આબાદી દેશના ભાવિ નાગરિકો ઉપર અવલંબે છે. જે દેશની પ્રજા જ્ઞાની, સંસ્કારી, કેળવાએલી અને બહાદુર હોય તે દેશ ગમે તેવી આપત્તિને દૂર કરી શકે; અરે તેને આપત્તિ આવેજ નહિ. પણ અજ્ઞાન અને આળસુ પ્રજા દેશનું તો શું પણ પોતાના ગામનું, અરે પોતાના

કુટુંબનું પણ કાંઇ ભલું કરી શકે નહિ. જેવો ગોળ તેવું ગળપણ. સંસ્કારી માતાપિતા હશે તો પ્રજા પણ તેવી જ થશે. પરંતુ માતાપિતા પૈસાના લોભમાં, મોટાઇના તોરમાં અને આબરૂની લાલસામાં વરવિક્રય કરે છે. વધારેમાં વધારે પરઠણ અને મંગળ લેઇ, ગામમાં સૌથી વધારે લેવાના અભિમાનમાં પુત્રનું સારૂંયે જીવન બરબાદ કરે છે, એની આશાના ચૂરા કરે છે, એની જીવન-નૌકાને ભરદરિયે પરઠણ ને મંગળ રૂપી ટોપીંડો મારી ડુબાડે છે. ગાંદગીમાં મધ પાનાર પિતા મંગળપ્રસંગે વિષ પાય છે!

જેનાં સાથમાં રહી જીવનસાગરનાં મહાભયાનક તોફાનો ઓળંગવાનાં છે તે સાથી કેવો હોવો જોઇએ એ તો સફર કરનારે જ જોવું જોઇએ. ગાડીએ જોડેલા બે બળદોમાંનો એક જો કાચો અને નબળો હશે તો તેનાથી ખેડૂત પોતાનું ખેતર સારી રીતે ખેડી શકનાર નથી. તેમ જીવનસાગર તરી જવાની હિંમત કરી જીવનનૌકા લેઇ ઝોકાવનારને પોતાનો સાથી નબળો અને અણઘડ હશે તો એ જીવનસાગર નહિ તરતાં સાગરનાં પ્રચંડ તોફાની મોજાંમાં ક્યાંય ડુબી જશે.''

મંગળના અને પરઠણના થેલાઓમાં મળેલી કન્યા ભાગ્યે જ સંસ્કારી અને જ્ઞાની હોય. અસંસ્કારી અને અજ્ઞાની માતા બાળકોને શું જ્ઞાન દેવાની છે? ભાવિ પ્રજાની સંસ્કૃતિનો પાયો જ જ્યારે ડગમગુ હોય ત્યારે તેના ઉપર સંસ્કૃતિની આલેશાન ઇમારત શી રીતે ચણી શકાય? ચણાય તો ક્યાં સુધી ટકે? સૂર્યના પ્રખર તાપમાં પાણી વિના રોપાએલો છોડ ક્યાં સુધી જીવી શકે?

મંગળ અને પરઠણ એ હિંદુ સમાજની લગ્નપ્રથાની મહાભયાનક ખામીઓનો સરવાળો છે, એનો બદલો સમાજ ગુણાકારના રૂપમાં પામે છે. જર્જરિત થએલા સમાજના તરાપાને જો હજી પણ ડુબતો બચાવવો હોય, છિન્નભિન્ન થવા દેવો ન હોય, તો ઓ સમાજસુધારણાને વરેલા સુધારકો, એ ખામીઓ દૂર કરો. શું તમે એ પ્રથાની વેદી ઉપર બલિદાન આપી ચૂકેલ કમનસીબોનાં અશ્રુઓ, નિશ્વાસો અને ડુસકાંઓ નથી સાંભળતા? સાંભળીને શોકસંતાપ નથી કરતા? ઓ ગોઝારા સમાજ, તારી ડૂબતી નૌકા તારવાનો હજી પણ અવસર છે. મંગળ અને પરઠણની વેદી ઉપર બલિદાન આપી ચૂકેલ આત્માઓને એની ખામીઓથી બચાવી શાન્તિ અપાવ.

ઉત્તરસંડા — જશભાઇ સોમાભાઇ પટેલ

---*---

# ખોળશો નહિ

**લક્ષ્મી** (કમળાની નાની બેન): "બા, કમુબેન કેમ આજે ઘણાંજ ઉદાસ લાગે છે? પરીક્ષામાં તો પાસ થયાં છે. બાપુજીએ આગળ અભ્યાસ કરવાનું પણ કહી દીધેલ છે. પછી કયે ભૂતે એમને ઘેરી લીધાં છે. જાણે કશામાંયે જીવજ ન હોય એમ હરતાં ફરતાં લાગે છે. કંઇ પૂછો તો ખરાં!"

સાકરબા (કમળાની બા): "જવા દે એનું નામ! એ તો કુળ બોળવા બેઠી છે. અત્યાર લગણ આપણા ઘરમાંથી છ ગામ બ્હાર ઉતારજ કરેલો નથી. અને એને હવે પેલા ગામડીઆ નરેશ સાથે પરણવું છે. ભણી, મોટી ના જોઇ હોય તો! તારા બાપુજીને હું તો પહેલેથીજ કહેતી આવું છું કે છોકરીને લાડ ન લડાવો ને ભણાવો પણ નહિ. જતી ના કાલથી નિશાળે તુંય!"

લક્ષ્મી: "બા, એમ ના બોલો. બાપુજી શિક્ષણ આપવું એમ માને છે. માતાઓ અશિક્ષિત હોવાથી શિક્ષણની કિંમત સમજતી નથી. નકામી છોકરીઓને વગોવે છે. જુઓને પેલાં શાન્તાબેન ભણેલાંગણેલાં છે, ત્યારે કેવું ઘર ચલાવે છે. જાણે છે કોઇ પડોશી કે તેમનું નાવ કેમ ચાલે છે? જો અભણ હોત તો ફજેતીના ફાળકા કરી નાખ્યા હોત. છે બા, તમને તેની ખબર? નકામાં ચિડાતાં ના."

એટલામાં દિનેશ આવે છે.

કમળા: "આવો દિનેશભાઈ, ઠીક વખતે આવી પહોંચ્યા છો. બા ઊઠયાં ત્યારથી કટકટ કર્યા કરે છે. લક્ષ્મી તો જાણે પાછળજ પડી છે. બળ્યો આ તે કંઇ અમારો અવતાર છે? નાનપણમાં માબાપો પોતાના વિચારો પ્રમાણે ઉછેરે, યુવાવસ્થામાં લાકડે માંકડું વળગાડે નોય તેવા પતિરાજને ભગવાન માનવા અને એમનાજ વિચારોએ જીવવું રહ્યું. નહિ તો રોજ પેલાં સુભદ્રાકાકીનાં હાડકાં ખોખરાં થાય છે તેમ થાય. તમને પુરુષોને છે કોઇ ડફણાં મારનાર? તમે તો પરવાનો લેઇને અવતરો છો કે સ્ત્રીની પૂજા રોજ ખાસડાંથી કરવી!"

દિનેશ: "બેન, એમ નથી. સ્ત્રીની પૂજા ખાસડાંથી નહિ; પણ સત્કારથી થાય છે ત્યાં તો દેવતાઓ રમે છે એટલે એ ઘરમાં આનંદ થાય છે."

કમળા: "બળ્યો તમારો આનંદ અને બળી તમારી પૂજા. છોકરા પરણાવવાના કોડ, પરણાવી ઘરમાં વહુ લાવવાના કોડ, અને ઘરમાં વહુ આવતાંજ તેના જીવતરમાં ધૂળ નાખવામાં સાસુ, નણંદ કે જેઠાણી કયાં મણા

રાખે છે! ઊનાં ખોરિયાં ચાંપી ડામ દેઈ જીવતાં બાળ્યાના દાખલા સાંભળ્યા છે તમારે?"

દિનેશ: "કમળાબેન, એમ નથી. એ તો જમાનાઓથી ચાલતું આવે છે. માફ કરજો, બોલવાની છૂટ છે એટલે કહું છું. એ બધું સરખે માથે નથી. કુળવાનમાં ખપતાં ઘરોમાં તમે કહો છો એમ બને છે એ વાત સાચી છે. બાકી તો જ્યારે વહુ, વહુ હોય છે ત્યારે તેને તેની સાસુ તરફથી વીતે છે, તેથી સાસુ વહેલી મરી જાય એમ ઇચ્છે છે, પ્રાર્થના કરે છે, વ્રત રાખે છે; પણ પોતે સાસુ થાય છે ત્યારે કેટલું યાદ રાખી પોતાની વહુ તરફ માયામમતાથી, પ્રેમથી, હેતથી વર્તે છે તે તમે જાણો છો? તમે ય તેમ નહિ વર્તો એ શા ઉપરથી કહી શકાય?"

લક્ષ્મી (વચમાં): "રહેવા દો, દિનેશભાઇ, તમારું ભાષણ. બેનને પૂછો તો ખરા કે તે ઉદાસ કેમ છે. ખાવાપીવામાં, ભણવાગણવામાં બરાબર ધ્યાન કેમ નથી? લડાઇ ચાલે છે તો રશિયા અને જર્મની વચ્ચે ચાલે છે, બોમ્બ પડે છે તો બર્લીન અને લંડન ઉપર પડે છે, તેમાં અહીં અત્યારથી શા માટે મરી જવું? ભણવાની બાપુજીએ પરવાનગી આપી છે. ભલેને બેન બારિસ્ટર થાય!"

કમળા: "લક્ષ્મી, તું બહુ જ ચબરાક છે. મારા મનની તને શી ખબર? માતાપિતાની વિટંબણા-વિપત્તિનો તને થોડોક જ ખ્યાલ છે. એ તો નડિયાદનો દેસાઇ કે ભાયાની ખડકીનો ખોળવામાં અડધાં થઇ ગયાં છે. એમને કુળ જોવું છે, વર નથી જોવો. એટલે કુળમોળુ વગેરે વિશેષણની વાનગીઓ પૂરી જીવ બાળી નાખે છે. મારે તો નથી દેસાઇના કુળમાં જવું તેમ નથી ભાયાની ખડકીમાં સેવાદેવા. છ ગામમાં પણ કુળવાનોએ જ વાડા વાળ્યા છે, તેની તને ક્યાંથી ખબર! સાંભળ, (વંશાવળી લેઇને) જો પેલો નરેન્દ્ર અને મારા ઉપલા વર્ગમાં (બી.એ.માં) ભણતો નરેશ એ એક કાળે એક જ વંશના વારસો છે. ઢેડભંગીઓને, કોળીવાઘરીને ખાંધે લાકડાં મૂકી, તડકામાં અંગુઠા પકડાવી ઉપર પૂળા મૂકી લોહી પીધેલું, અનેકનાં પચાવી પડેલા, ખર્ચમાં કંજુસાઇ કરી ઊજળે લૂગડે ફર્યા એટલે કુળવાન! પછી એમના દીકરા ભલે ને આફ્રિકામાં જઇ 'લો રે કાંદાબટાટા!' કહી કાછીઓનો ધંધો કરતા હોય, ભલે ને શેઠીઆઓને ત્યાં પાણીના લોટા ભરતા હોય કે કારકુની કરતા હોય, તોયે એ કુલીન! અને પેલો બીજો સ્વતંત્ર ધંધો કરતો હોય, પોતાના પગ ઉપર ઊભો રહી કમાતો હોય તોય તે અકુલીન! આટલોય ભેદ બાપુજીને નથી જણાતો અને મોહ છોડતા નથી. એમ તો નરેશ શો ખોટો છે? એ દેખી

લક્ષ્મી: "પુછાવો ને ત્યારે નરેશભાઇને. કમળાબેન કહેતાં હતાં કે એક વખત એ ભાઇસાહેબ બોલી ગયા હતા, કે 'કંકુ ને કન્યા બસ છે.'

એવે ટપાલી આવે છે ને કમળાનો કાગળ લક્ષ્મીને આપે છે. લક્ષ્મીના હાથમાંથી કાગળ ઝૂંટવી લેઇ કમળા દાદરે ચઢી જાય છે ને કાગળ વાંચી નીચે આવે છે.

દિનેશ: "કેમ નરેશનોજ છે ને? મોંજ કહી આપે છે! હોય એમાં નવાઇ નથી. મે મહિનો છે, બેઉને રજાઓ છે. કદાચ ફેરણીએ નીકળ્યા હોય ને પધારે કૉલેજ-ફ્રેન્ડને મળવા, તો ખોટું શું છે એમાં!"

કમળા: "છે તો નરેશનો, પણ કંઇ નવાજુની નથી. નરેન્દ્ર માટે બે વાતો લખી છે કે એનો વિચાર જો એના બાપુજી પરકણનો મોહ છોડે તો મારી સાથે આજીવન સંબંધ બાંધવાનો છે. છે ને નર્યો મૂરખ? એના બાપને તો માતબર ઘર જોવું છે, પૈસાવાળો શોધવો છે કે લૂંટી ખાવા ચાલે; જ્યારે ભાઇ મારી આશા રાખે છે. અહીં તો-ભીખ માગ્યા જેવું કરી બાપ ભણાવે છે ને એનો બાપ હજારો વિના વાત નહિ કરવાનો! આનું નામ તે કુળ?"

લક્ષ્મી: "બેન, નરેશ કેમ પોતા વિષે નથી લખતો કંઇ?"

કમળા: "શી રીતે લખે? એને સ્વપ્નેય ખ્યાલ કેમ આવે કે બાપુજી મને એને સોંપે? પડ્યો બિચારો છેલ્લી ખડકીનો! બાકી એટલું તો ખરૂં કે જ્યારે અમે ચાના ટેબલ ઉપર ટપાટપી કરતાં હતાં ત્યારે એના બોલવા ઉપરથી લાગતું કે હું એની થાઉં તો એને ગમે ખરૂં."

દિનેશ: "ત્યારે બાપુજીને વાત કરો ને!"

લક્ષ્મી: "તમોજ કરો ને. તમારૂં માનશે."

એવે કમળાના પિતા દીવાનખાનામાં આવે છે.

દિનેશ: "આવો કાકા."

કાકા: "કેમ રે, શું ચાલે છે? રજાઓ ખલાસ થવા આવી એટલે કૉલેજમાં જવાની તૈયારીઓ ચાલતી હશે."

દિનેશ: "નહિ કાકા. વાત તો મઝાની ચાલે છે. કમળાબેન માટે વર ખોળવાની વાત ચાલે છે. પેલો નરેશ હમણાંજ બી. એ.માં પાસ થયો છે. એ બાબતની વાટાઘાટ કરીએ છીએ."

કાકા: "હા, પેલા છેલ્લી ખડકીવાળા અમથાભાઇનો નરસીઓ! વાહરે નરેશ! એના કરતાં નરેન્દ્ર કુળવાન તો ખરો ને! કમળાનો મત શો છે એને માટે?"

દિનેશ: "નરેન્દ્રને માટે? એને વહોરવા માટે તો તમારા ઘરનાં નળીઆંય

નહિ પહોંચે! એ તો ભૂખડી બારસ હોવા છતાં હજારોની વાતો કરે છે, એમ ગરબાકાકા વાત કરતા હતા. કુળને શું ઓઢવું છે? અને તમો ખરચી શકવાનાય નથી ને નરેન્દ્ર મળવાનોય નથી. નરેન્દ્રનો બાપ લોભ છોડવાનો નથી, એટલે નરેન્દ્રને કમળા મળે એમ નથી, લખી રાખો! આખરે નરેશ જ ઠીક છે. નહિ માનો તો કોણ જાણે કોના પ્રાણ જાય છે! એ અકુલીન હોવાને કારણે ઇચ્છિત કન્યાને વરી નહિ શકે કે કન્યા ઇચ્છિત વરને પરણી નહિ શકે! બીજી બાજુ કુલીનતાને લીધે કંકુ ને કન્યા માટે નરેન્દ્રના પિતાની છાતી ચાલશે નહિ અને તમારી પાસે નરેન્દ્રને ખરીદવા જેટલું ધન નથી. આમાંથી શું થાય છે તે જોયા કરતાં નક્કી જ કરો ને નરેશ સાથે!"

કાકા: "નરેશ સાથે કરવામાં ખડકી આડે આવે છે! ત્યાં કરું તેના કરતાં તો અમે પ્લેગ કે કોલેરાનો ભોગ થઈ પડીએ તો વધારે સારું! નહિ તો કમળા જ અમને દુઃખમાંથી છોડાવી શકે, કાં તો અમે નહિ કે કાં તો એ નહિ, એ વિના અમારે બીજો આરો નથી. કુળવાન વહોરવાનો મોહ જતો નથી, કુળવાનો વગર-પૈસે નજીક ઊભા રહેવા દેતા નથી. જાણીએ છીએ કે એ લોકો છોકરા કન્યાને નથી પરણાવતા, પણ ફક્ત પૈસાને જ પરણાવે છે. નહિ તો વળી દેસાઈ ગામડે જાય ખરો? કરમસદની મળતી હતી, પણ પૈસા નહોતા ગળતા! આ બધુંય ખરું છે, પણ ઉપાય શો? બીજો ઉતાર નથી તેનું શું થાય?"

આ બધું કમળા ચોપડીમાં મોં ઘાલી પેલો કાગળ ફરી ફરી વાંચતી હતી. તે હળવે સાદે બોલી: "બાપુજી, ફીકર કરતા નહિ. પ્રભુ સૌ સારાં વાનાં કરશે."

કૉલેજો ઉઘડી, પાછાં સૌ પૂને જાય છે.

નરેશ: "કેમ ભાઈ દિનેશ! કમળાનો શો વિચાર છે? અંબથાકાકાનો વિચાર તો ભારોભાર પૈસા લેવાનો છે. હું તો રહ્યો કુળે હલકો; ભણતરે ભારે, પણ ભાવ જ નહિ. મફત મળું તેમ છે, પણ કમળાના બાપને ગળે કુળનું ફૂમતું વળગ્યું છે તેનું શું થાય હવે?"

દિનેશ: "કમળાએ તો એના બાપુજીને ફીકર નાખી દેવા કહ્યું છે. 'પ્રભુ સૌ સારાં વાનાં કરશે' કહી આશ્વાસન આપ્યું છે ને પાછી વધુ અભ્યાસ માટે પૂને આવી છે. મળશે આપણને આજ કાલમાં."

એટલામાં કમળા આવે છે. અને દિનેશને સંબોધે છે: "કેમ દિનેશભાઈ, મઝામાં તો છો ને! અને નરેશ, તમે કેમ છો? હવે શું કરવા વિચાર છે?"

નરેશ: "ઘરબારી થવા વિચાર છે, પણ પડ્યા છેલ્લી ખડકીના! ભાવ કોણ પૂછે છે?"

કમળા: "ભાવ પૂછનાર તો છે, પણ તાકાત કોનામાં છે? નમાલો બેસ બેસે છે ને માલવાળા પરતાય છે! જેવો તમારો વિચાર છે તેવોજ હું કરૂં તો હગળ્યાં મેળ બેસે, વાંચો!" એમ કહી તે નરેશને કાગળ આપે છે. નરેશ વાંચે છે: "શ્રીયુત નરેશચંદ્ર! તમો છો છેલ્લી ખડકીના, એટલે અકુલીન. હું છું નાના ગામની, પણ બાપુજીને જવું છે મોટે ઘેર? અને પેલા અમથાકાકાના નરેન્દ્રને વ્હોરવો છે. એટલી પરઠણ માટે પૈસા નથી. તમને હું ગણું એ આ રીતે કઠણ કામે છે. નરેન્દ્રને પણ હું મળી શકવાની નથી, કારણ કે મને કુળ કરતાં વર પસંદ છે. બાપુજીને વર કરતાં કુળ પસંદ છે. 'પ્રભુ સૌ સારાં વાનાં કરશે'નો કોલ બાપુજીને આપીને આવી છું. એ નિશ્ચિત છે. તમો અકુલીન ગણાઓ છો, માટે મને મારા બાપુજી તમને કંકુ ને કન્યા આપવા રાજી નથી. પિતાજી ગરીબ હોવાથી કુળવાન વહોરી શકવાના નથી. ભણ્યા છતાં મને જાતે પરણી લેવાની છૂટ આપતા નથી. આ સંયોગોમાં બેઉ સંકટમાં છીએ. હમણાં નદીનાં પાણી ઠીક વહેતાં છે, મૂળામુઠા પૂર બહારમાં છે. એવી શરતે જઇએ કે બીજા ભવમાં બેઉ પરણી શકીએ ને તેવે ઠેકાણે અવતરીએ. અંતઃકરણથી મને ચાહતા હો તો કરો આના ઉપર સહી અને થઇ જાઓ તૈયાર!"

નરેશ કાગળ ઉપર સહી કરે છે ને બેઉ નીચે પ્રમાણે લખી કાગળ ઓરડીના ટેબલ ઉપર મૂકે છે.

"કુળવાનોને નામે ઓળખાતા નરાધમો, માની લીધેલા અકુલીન ઘરમાં જન્મવું એ તમે પાપ મનાવ્યું, ગરીબ ઘેર જન્મ લેવો એ ગુનો ગણાવ્યો; પરઠણને ધોરણે અનેક બાળાઓના ભવ બગાડ્યા, અનેક યુવકોને તેમની સંમતિ વિના પૈસાની પોટલી સાથે પરણાવી દીધા ને તેમનાં જીવન વેડફી નાખ્યાં! દુષ્ટ કુલીન પ્રથાને બળે, અનેક કન્યાપિતાઓને ગળે ફાંસા નંખાવ્યા!. એ નરપિશાચો, રાક્ષસો, તમારી ચૂડમાંથી બચવા અગારા જેવાં નિર્દોષને માટે નદીનાળાં જ પ્રભુએ નિર્માણ કરી રાખ્યાં છે, તે માટે જ તમે ખડકીઓ સામે કૂઇઓ કરી રાખી છે! અમે જઇએ છીએ, ખોળશો નહિ." લી. નરેશ-કમળા.

ત્રીજે દિવસે બેઉની લાસો એક બીજા સાથે ભિડાએલી, નદીને કિનારેથી મળી આવી.

પરઠણ, તું કેટલાંનો બળિદાન લેવાની છે? કુળવાનો, કંઇ સમજો. પરઠણને પાપે તમારાં ભણેલાંગણેલાં બાળકોની આ દશા! હજી યે ચેતો!

કેમ્પ, પૂના મગનભાઇ ઈશ્વરભાઇ પટેલ

# નવાં વરવધૂ આફ્રિકાની સફરે

હાથીભાઇ પાંચેક વર્ષથી આફ્રિકામાં આવેલા છે. હાલમાં તેમની ઉંમર પાંત્રીશેક વર્ષની છે. તેમની આટલી ઉંમર છતાં હજી લગ્ન થયું ન હતું, તેનું કારણ તેમના દુર્ગણોજ હતા. અહીં પણ એ સ્વચ્છંદી પુરુષ સીધા તો રહ્યાજ ન હતા. એ પ્રેમના આશકે આ દેશની લલનાઓ સાથે પણ સંબંધ બાંધ્યો હતો. પરંતુ સ્વદેશ જઇ લગ્ન કરી આવવાના તેમના મનોરથો બાકી રહ્યા હતા. એ કામાન્ધ પુરુષ રાતદિવસ એજ ચિંતા કરતા હતા.

છેવટે કંટાળ્યા એટલે દેશ જવાની તૈયારી કરી. પરંતુ તેમના શેઠ તેમની વિરુદ્ધ પડયા. કારણ કે તેમના જવાથી શેઠની કમાણી ઓછી થતી હતી. આથી આ ભાઇએ જે આશાની ઇમારતો બાંધી હતી તેનો ખરેખર નાશ થતો લાગવાથી શેઠની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને પણ ઘેર જવા મોમ્બાસા ઊપડ્યા. સ્ટીમરની ટિકેટ લેઇને દેશ જવા ઊપડ્યા.

ખાસ કરીને હાલના ઘણા યુવકો 'વરણાગીમાં વાળ અને પૂંજીમાં ઘડીઆળ' રાખે છે, તેવાજ ફક્કડ બનીને આ ભાઇ સ્વદેશ પહોંચ્યા. પરંતુ કુદરતે થોડી ખામી એ રાખી હતી કે આ ભાઇના વાળ સફેદ થયા હતા.

જેવી રીતે ખેડૂતોને વરસાદની તથા વિદ્યાર્થીઓને પરીક્ષાની મોસમ હોય છે, તેવીજ લગ્નની મોસમમાં આપણા હાથીભાઇ દેશ જઇ પહોંચ્યા હતા. તેમના આડંબરનો તો પારજ ન હતો. તે ધનવાન, સારી કમાણીવાળા તથા પાંચ દશ દુકાનના માલિક છે એવું દર્શાવવા, સાક્ષી તરીકે લોકને બતાવવા, પોતાના નામની બૂકો મોમ્બાસાથી છપાવી લેઇ ગયા હતા.

હવે એક ભાઇ, જે સદ્‌ગુણી અને સારા કુળવાન ઘરનો વર શોધતાં થાકેલા, તેમની નજરે આ ભાઇ રૂડા અને રૂપાળા દેખાયા. કન્યાએ, જેનું નામ કિશોરી હતું, તેણે પણ પોતાના ભાવિ પતિને જોયા. જોકે તેમની ઉંમર તો તેને વધારે જણાઇ, પરંતુ પોતાને પૈસાદાર પતિ મળે છે એમ જાણીને એ એને પસંદ કર્યા. તેમને કયાં ખબર હતી કે આ આડંબરી પુરુષ છે?

લગ્ન વીસમી સદીને શોભે તેવી રીતે તરતજ લગ્ન પતાવ્યું, કારણ કે હાથીભાઇને ભય હતો કે પોતાનું પોલંપોલ કદાચ બહાર પડી જાય તો કદાચ છોકરી અથવા તેનાં માબાપ ના પાડે અને પોતાની આશા કચરાઇ જાય.

કિશોરી હવે સાસરે ગઇ અને પોતાના પતિનો સ્વભાવ જોયો કે તરતજ એક સાખી બોલી:

"પરણીને /આવ્યાં અહીં, જોયા બુદ્ધિપ્રકાશ;
મનની સૌ મનમાં રહી, આશા થઇ નિરાશ."

હાથીભાઇ હવે ઝાઝો વખત દેશમાં નહિ રહેતાં આફ્રિકા આવવા ઊપડયા. સ્ટીમરમાં ચક્કર આવવાથી આ ભાઇને તેની સારામાં સારી દવા વ્હીસ્કી માલમ પડી, તે ખરીદીને પીવા માંડી. હવે કિશોરીને પોતાના પતિ કેવા સદ્‌ગુણી છે તેનો વધારે ખ્યાલ થયો. પોતે સારા સ્વભાવની હોવાથી પોતાના પતિને જાહેરમાં કંઇ નહિ કહેતાં તે રડીને જ રહી.

હવે જ્યારે પોતાને રહેવાને સ્થળે આવ્યા, ત્યારે કિશોરીના આઘાતનો પાર ન રહ્યો. તેણે પોતાના પતિને પૈસાદાર નહિ, પરંતુ દેવાદાર દીઠો. લેણદારો પૈસા માટે ફેરા ખાવા લાગ્યા. તેમની કહેવાતી દશ દુકાનોમાંથી એકનું પણ ઠેકાણું ન દીઠું. જે મકાનમા તે રહ્યાં તે પણ ભાડાનું જ હતું.

કિશોરીને હવે પોતાના પતિને સુધાર્યા સિવાય બીજો એક પણ રસ્તો ન રહ્યો. તેણે તેને સમજાવીને જૂઠું નહિ બોલવા, તથા દારૂ માંસ નહિ લેવા પ્રતિજ્ઞા લેવડાવી; પરંતુ એ નીચ વિચારના પુરુષને તેની કંઇ અસર થઇ નહિ. હવે તેને પોતાના પતિ ઉપર ઘણો જ તિરસ્કાર છૂટચો, પરંતુ સ્ત્રીજાતિ પોતાના ધર્મને સાચવવા માટે પોતાના પતિનો ત્યાગ નથી કરતી, એટલે તે રડીને જ પોતાનું હૃદય શાન્ત કરતી.

છેવટે હાથીભાઇની હકીકત જાહેરમા આવી એટલે સમાજે પણ તેમનાં આવાં કર્મોને લીધે તેમને તુચ્છકાર્યા. આથી એમની માનસિક સ્થિતિ બગડવા લાગી અને અતિશય વિચારોને લીધે તથા પોતાનાં કર્મોને લીધે તેમનું મગજ ચસકી ગયું, તે ગાંડા-જેવા થઇ ગયા!

આ ઉપરથી આપણે જોઇએ કે હાલના વખતમાં ઘણા યુવકો આવી નિર્દોષ બાળાઓનું જીવન દુઃખી ન બને તેટલા માટે તનતોડ મહેનત કરે છે, પણ બીજા કેટલાક હાથીભાઇ જેવા યુવકો નિર્દોષ બાળાઓને ફસાવવામાં જ પોતાની કર્તવ્યપરાયણતા માને છે, તે ઘણું શરમાવા જેવું ગણાય. વળી પરદેશમાં પણ પોતાનો ધર્મ, અને ગૌરવ સચવાય તે માટે ખાસ જોવું જોઇએ. તો જ આપણો ઉદ્ધાર થશે અને દુનિયામાં આપણો દેશ સારી ગણત્રીમાં આવશે.

ઉસા રીવર (ઉગાન્ડા) હરમાનભાઇ મંગળભાઇ પટેલ



# જમીનનો કસ પાણી-પ્રવાહમાં વહી જતો અટકાવો.

**વરસાદનું** પાણી ધીમે ધીમે જમીનને ઘસી રહ્યું છે. એ ઘસારામાં ઢોળાવવાળી જમીન પરનાં જંગલોનું કપાણ, ગોચરોનું ચરિયાણ તથા જમીનનું ખેડાણ ઉમેરો કરી રહ્યાં છે. પરિણામે જમીનનો કસ ઘટતાં પાક પણ ઓછો થતો જાય છે. એને અટકાવવા માટે બધાં રજવાડાંના સામૂહિક પ્રયાસની જરૂર છે.

ચોમાસું આવી પહોંચ્યું છે. કાઠીઆવાડ-ગુજરાતની ધરતી ઉપર પડતા આ અનિયમિત વરસાદનાં અનેક કારણોને નિવારવાની યોજનાઓ રજૂ થઇ છે; એનો અમલ થાય ત્યારે ખરો. પણ દર વર્ષે અનિયમિત રીતે આવતો આ વરસાદ પણ ભાવિ વરસાદને ટૂંકો બનાવવામાં ફાળો આપી જાય છે તે તરફ ઓછાનું ધ્યાન દોરાયું છે.

**વરસાદથી જમીનનું ધોવાણ:** જ્યાં જ્યાં વરસાદ પડે છે ત્યાં ત્યાંથી એ પોતાના પાણી-પ્રવાહ દ્વારા જમીન ઉપર ઘસારો મૂકતો જાય છે. એથી જમીનનું નિરંતર ધોવાણ થયા કરે છે. ઉપરવાસની ખડકમય કે પોચી બંને જમીનને ઘસી ઘસીને વરસાદનાં પાણી એ ઘસારાનાં રજકણો સમુદ્ર તરફ ઘસડી જાય છે.

જો આ ઘસારો ધીમે ધીમે થતો હોય તો જ્યાં એ ઘસારાનો કાંપ-કચરો ઠરે ત્યાં ગંગાની ખીણની કે ગુજરાતના જૂના ભાઠાની પેઠે જમીન ફળદ્રુપ થાય અને ઉપયોગી નીવડે. જો ઘસારો વેગથી થાય તો જમીનને ફળદ્રુપ બનાવતાં રજકણો પાણીના પૂર સાથે ચાલ્યા જાય અને જમીનનો કસ ઘટતો જાય. આથી આ ઘસારો વેગવાન ન બને તે માટે તેને મર્યાદિત રાખવા કુદરત જ પોતાની મેળે જમીનના ઢોળાવ ઉપર વનસ્પતિ ઉગાડીને, ઢોળાવ ઉપર એ રીતે કુદરતી બંધ બાંધીને, ઘસારાને સંયમિત બનાવે છે.

**લાભ ખરો, પણ ટૂંકી દૃષ્ટિએ:** પણ દિવસે દિવસે આપણે ત્યાં વસતિ વધતાં, ને તેથી સપાટ જમીનની ટાંચ પડતાં, લોકો ટેકરીઓ અને ઢોળાવ ઉપર ખેતરો કરીને એ જમીનને ખેડવા લાગ્યા છે. વગડા કાપી કાપીને જમીનને ખેડવાણ બનાવવા લાગ્યા છે. આ રીતે જમીન મળવાથી આપણા લોકો તથા ખેડાણ જમીન વધવાથી રજવાડાં ટૂંકી દૃષ્ટિએ રાજી થાય છે. પણ એથી લાંબે ગાળે નુકસાન થઇ રહ્યું છે. ઉપરવાસની લીલોતરી ઘેટાં-બકરાંને જેમ તેમ ચરાવી દેવાથી લીલોતરી ઘટતાં એની અસર પણ આ નુકસાન ઉમેરો કરે છે.

**કસ સમુદ્રમાં ઠલવાય છે :** આ રીતે કાઠીઆવાડનાં જંગલોમાં, ઉપરવાસના ઢોળાવ ઉપર તથા ગુજરાતમાં વહેતી નદીઓનાં મૂળ તરફના પ્રદેશમાં ખેડાણ વધવાથી જૂની વનસ્પતિનો નાશ થતો જાય છે; પરિણામે ઉપરવાસની જમીન ધોવાઇ જાય છે. જમીન ઘસાતી જાય છે, ફળદ્રુપ કાંપ અને રજકણો આડે વનસ્પતિનો આધાર ન રેહેવાથી તે ઉપયોગી તત્ત્વ નદીઓનાં પૂર સાથે સમુદ્રમાં ઠલવાતું જાય છે. પરિણામે જમીનનો કસ મરતો જાય છે, જમીન વિશેષ ખારોડ બનતી જાય છે અને તેને પરિણામે ભેજ ઘટતાં વરસાદ કમી થતો જાય છે.

આપણે ત્યાંજ આ ધોવાણ થાય છે તેમ નથી. અમેરિકામાં પણ બહારથી પુષ્કળ લોકો વસવા આવતાં ઢોળાવવાળી તથા ઉપરવાસના જંગલી પ્રદેશની જમીન આ રીતે ખેડવા લાગ્યા હતા. પણ ત્યાં આ ધોરણની આખરી અસર લોકોના લક્ષમાં આવતાં, તરતજ એ ધોવાણને અટકાવવા જુદી જુદી પ્રથાઓ યોજી, કેર્મ વગરની જમીનને સુધારવાની રીતો શોધી કાઢી અને ધોવાણને અટકાવી દીધું. પરિણામે આજે ત્યાંની જમીન વિશેષ ફળદ્રુપ બની છે, ઉપરાન્ત હરિયાળી બનતાં વરસાદ પણ વધ્યો છે.

**જમીન-ધોવાણના પ્રકાર:** આ ધોવાણના બે પ્રકાર હોય છે: (૧) ચાદર ધોવાણ અને (૨) કોકાર ધોવાણ.

ચાદર ધોવાણ એકદમ નજરે ચડતું નથી. પણ વરસાદને વખતે ઢોળાવવાળા ખેતર તરફ નજર નાખતાં આછી આછી ઢાળ પડતી જે નીકો કે ખાળિયા બંધાય છે, તેને ચાદર ધોવાણ કહી શકાય. આ નીકો દ્વારા ખેતરના ફળદ્રુપ રજકણોને વરસાદનાં પાણી ખેંચી સમુદ્રમાં લેઇ જાય છે. આવાં ખેતરોનો કસ તથા પાક ઊતરતો જવાની ખેડૂતોની બૂમ વધતી જાય છે તે આનેજ કારણે.

કોકાર ધોવાણ તરતજ નજરે ચડે તેવું હોય છે. મોટી મોટી નદીઓને કાંઠે આવેલાં ખેતરોમાં નદીના પૂરના રેલને કારણે મોટી બોખો પડતી જાય છે. એ બોખો ધીમે ધીમે જમીનમાં આગળ વધતી જાય છે, ખેતરોને તોડતી જાય છે અને માટીને પાણીના પૂર દ્વારા ખેંચી જવાથી મોટી નહેરનું કામ સારે છે. ગોહિલવાડની, સોરઠની તથા ઉત્તર ગુજરાતની કેટલીયે નદીકાંઠાની પોચી ધરતી આ ધોવાણને કારણે ભાગતી જાય છે, તેનો કસ વહ્યો જાય છે.

**ધોવાણ અટકાવવાના ઉપાય:** આ ધોવાણ અટકાવવાનો પ્રથમ તકે ઉપાય યોજવાની જરૂર છે. જમીન ધોવાય નહિ, એનો કસ જળવાઇ રહે અને એની ખેતી કેમ થાય એ આપણા ડુંગરાળ પ્રદેશમાં વસતા ખેડૂતો

સદીઓથી જાણે છે. તેઓ ટેકરીઓ ઉપર આડી પગથીઓને સ્વરૂપે ખેતરો કરે છે અને ખેતરને શેઢે નાનકડા બંધ બાંધી દે છે. ઓછા ઢાળવાળા છતાં સપાટ પ્રદેશમાં તેઓ આડા બંધ બાંધી દે છે. આવા પ્રયાસો કાઠીઆવાડ-ગુજરાતના ખેડૂતો પણ છૂટક છૂટક રીતે કરી રહ્યા છે. પણ એથી સમગ્ર ધરતીના ધોવાણને અટકાવી શકાય નહિ. એ માટે સામૂહિક પ્રયાસ જોઇએ. એ ધોવાણ અટકાવવાના ત્રણ ઉપાય છેઃ (૧) મોટાં ઝાડનું રોપાણ, (૨) ચોક્કસ રીતે ખેતી તથા ગૌચરની વ્યવસ્થા અને (૩) બંધ-બાંધકામ.

પ્રથમ ઉપાય તરીકે ઢોળાવ ઉપર, ટેકરીઓ ઉપર અને ખોખ દ્વારા જ્યાં માટી ભેગી થતી હોય ત્યાં ઝાડ રોપવાથી માટીને પકડી રાખી શકાય છે, જમીન ભાગતી અટકે છે અને કસ વહી જતો બંધ થાય છે.

બીજા ઉપાય તરીકે પાકનું વાવેતર ઢોળાવની દિશામાં નહિ પણ તેની આડી પટ્ટીઓમાં કરવું જોઇએ. એ પટ્ટીઓની હદ ઉપર ઘાસ ઉગાડવાની જરૂર છે. ઉપરવાસનાં ગોચરો જમીનને તૂટતી અટકાવતાં હોઇ ત્યાં પણ ચરિયાણ વારાફરતી એવી રીતે ગોઠવવું જોઇએ, કે તેથી ગોચર ભાગીને ધોવાણને રસ્તો ન આપે.

ત્રીજા ઉપાય તરીકે જ્યાં જ્યાં ઢોળાવવાળી જમીનને કારણે એકદમ ધોવાણ થતું હોય ત્યાં આડા માટીના બંધ અને જરૂર પડે ત્યાં પત્થર લાકડાં કે માટીના કોથળાથી પણ કામચલાઉ બંધ બાંધી એના ઉપર ઘાસ, છોડ, ઝાડ, વેલા વગેરે ઉગાડીને બંધને કુદરતી રીતે મજબૂત બનાવી દેવા જોઇએ.

**યોજનાને ફળીભૂત કરવા:** પણ આ યોજનાને બરાબર ઉપયોગી બનાવવી હોય તો એને મોટા પાયા ઉપર હાથ ધરવી જોઇએ. એ માટે ઢોળાવવાળા થોડાક પ્રદેશનો પાક જતો કરવો પડે, ઉપરવાસનાં ગૌચર ઉપર ચરાણ અટકાવવાં પડે. આથી જેમનો એ જમીન ઉપર હક્ક છે, તેવા ખેડૂતો તથા ગોવાળો વાંધો ઉઠાવવાના. પણ રાજ્યો એમની જમીનો યોગ્ય વળતર આપીને સમગ્ર જમીનના ભાવિ હિત ખાતર ખરીદી લેઇ શકે.

**જુદી હકુમતોની મુશ્કેલી:** પણ આ બધી યોજના સફળ કરવામાં મોટામાં મોટી મુશ્કેલી આવા ઉપરિયાણુ પ્રદેશો ઉપર આપણાં રજવાડાંની જુદી જુદી હકુમત કહી શકાય.

જો સઘળો પ્રદેશ એક જ રાજસત્તા નીચે હોય તો ગમે તેવી મોટી યોજના પણ ફળીભૂત થવામાં કાંઇ હરકત દેખાતી નથી. પરંતુ ગુજરાત અને કાઠીઆ-વાડમાં ઘણાં નાનાં નાનાં રાજ્યો છે. એ દરેકને કાંઇ સ્વાર્થ હોય છે. પોતાની

વ્યવસ્થામાં કોઇ માથું મારે તે કોઇને પસંદ નથી, અને તેઓ એકબીજા સાથે સહકાર કરવાની વિરુદ્ધ હોય છે. તેથી આવા પ્રદેશનો નાશ થતો અટકાવવો કઠણ છે. બીજા કશા માટે નહિ, પણ હિંદના આ ભાગમાં ઉત્પન્ન થએલા આ કુદરતી ભયનો સામનો કરવા માટે, જે નદીઓ અને ડુંગરાળ પ્રદેશમાંથી એ ભાગ પાણી મેળવે છે તેને એક સત્તા નીચે મૂકીને હાલ તુરત મોટા પાયા ઉપર કામ હાથ ધરવા માટે, આ બધાં નાના નાનાં રાજ્યોને ભેગાં કરી એક સત્તા નીચે લાવવાની ખાસ અગત્ય છે.

**લાંબે ગાળે ફાયદાકારકઃ** એજ રીતે મોટા પ્રદેશના ધોવાણની વ્યવસ્થા કરવા માટે સ્વતંત્ર ખાતું જોઇએ. ખેતીવાડી ખાતુ, જંગલખાતું કે બાંધકામ-ખાતું જુદી જુદી દિશાઓમાં છૂટુંછવાયું કામ કરે, તેથી કાંઇ વળવાનું નથી. આવી મોટી યોજના ફળીભૂત કરવા માટે નાણાંની જરૂર પડશે. આ સઘળો ખર્ચ લાંબી મુદતના જરૂરી રોકાણ તરીકે ગણવો જોઇએ. લાંબે ગાળે આ ખર્ચ જરૂર ફાયદાકારક નીવડશે.

ધોવાણ થતા પ્રદેશની પ્રજા તથા સત્તાધારીઓ ભેગા મળી, આજનો ટૂંકદ્રષ્ટી સ્વાર્થ બાજુએ મૂકી, ધોવાણ અટકાવવાની વિશાળ યોજનાઓમાં સહકાર આપે અને ભાવિ આબાદીનો માર્ગ ખુલ્લો કરે તોજ વધતી જતી વસતિવાળા આ પ્રદેશમાં જે નુકસાન વધી રહ્યું છે, તે કાબુમાં લાવવાની આશા રાખી શકાય.

(એક લેખને આધારે, 'ફુલછાબ') આર. જી. એલન,
વડોદરા રાજ્યના ખેતીવાડી અધિકારી

---*---

હિંદુસ્તાનની આર્થિક અને રાજકીય નીતિ ખેતીના ધંધાનો નાશ કરી રહી છે. એને પરિણામે ખેતી આજે કમાણીનો ધંધો રહી નથી. બ્રિટિશ રાજતંત્રમાં મહેસુલની ઉઘરાણી જમીન પર પહેલો બોજો છે, એમ કાયદાથી કરાવવામાં આવ્યું છે. સ્વરાજ્યમાં એથી ઉલટું હોવું જોઇએ, એટલે કે ખેતીની આબાદી એ રાજ્ય પર પહેલો બોજો હોવો જોઇએ અને મહેસૂલ વગેરે સર્વે કરો ખેતીને નુકસાન ન થાય એ રીતે નખાતા અને વસૂલ થતા હોવા જોઇએ. દેશને આવશ્યક હોય એટલો ધાન્યનો સંગ્રહ હમેશાં રહે એ રીતે સ્વરાજ્યની આર્થિક નીતિ રચાવી જોઇએ.

('ગાંધીવિચારદોહન,' પૃષ્ઠ ૧૩૧-૨) ગાંધીજી

## ૧૦. શ્રી સોળગામ પાટીદાર કેળવણી મંડળ

'શ્રી સોળગામ પાટીદાર કેળવણી મંડળ' સ્થાપવાનો અને તે ગોળના પાટીદાર કોમના અંગ્રેજી ભણતા વિદ્યાર્થીઓને આર્થિક મદદ કરવા માટે ચરોતરમાં આવેલાં અલારસા, દહેમી, પામોલ, કંથારીઆ, નિસરાયા, પીપળી, કિંખલોડ, લાલપુરા, શિંગલાવ, આસોદર, અંબાવ, ભેટાશી, ખડોલ, સુંદણ, ઉમલાવ, આંકલાવ, વગેરે સોળગામના પાટીદારોની એક જાહેર સભા તા. ૧૨:૫:'૪૧ ને સોમવારને રોજ કંથારીઆ મુકામે સવારના દશ વાગ્યે મળી હતી, તેમાં કેળવણીના કાર્યમાં રસ ધરાવતા ભાઈઓએ સારી હાજરી આપી હતી.

શરૂઆતમાં શ્રી. પુરુષોત્તમ ખોડાભાઈએ સભા બોલાવવાનો હેતુ જણાવી, પ્રમુખસ્થાન માટે શ્રી. ઈશ્વરભાઈ છગનભાઈની દરખાસ્ત રજુ કરી. તેને શ્રી. છોટાભાઈ ડુંગરભાઈએ અનુમોદન આપતાં શ્રી. ઈશ્વરભાઈએ સર્વના પ્રેમભાવ બદલ આભાર માની પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું.

**મંડળનું બંધારણ**

બાદ શ્રી. પુરુષોત્તમભાઈએ મંડળનું કામચલાઉ બંધારણ નીચે મુજબ રજુ કર્યું હતું:

**ઉદ્દેશ:** ૧. સોળગામના પાટીદાર કોમના અંગ્રેજી ભણતા વિદ્યાર્થીઓને પાઠ્યપુસ્તકો તેમજ ફી વગેરેમાં મદદ આપવી.

૨. કેળવણી વિષયક પ્રવૃત્તિઓ કરવા રૂ. ૧૦૦ અગર વધુ રકમનાં ટ્રસ્ટ ફંડ સ્વીકારી તેમની શરતો મુજબ તેમનો વહીવટ કરવો.

૩. કેળવણીનો પ્રસાર વધારવા સંયોગો અનુસાર બને તેટલી બીજી પ્રવૃત્તિઓ હાથ ધરવી.

**સભાસદો:** દર વર્ષે રૂ. ૧ આપનાર વાર્ષિક સભ્ય ગણાશે.

બાદ સભ્યો, સભા, ચૂંટણી, કાર્યવાહક મંડળ, વગેરે બાબતના નિયમો વાંચી બતાવતાં, આવતી સભામાં તે રજુ કરવાનું ઠર્યું હતું.

તે પછી નીચે પ્રમાણેના ઠરાવો થયા હતા:

ઠરાવ ૧: "'શ્રી સોળગામ પાટીદાર કેળવણી મંડળ' સ્થાપવા અને તેનું કામચલાઉ બંધારણ મંજુર કરી એ અનુસાર સભ્યો બનાવી આખરી બંધારણ અને નિયમો મંજુર કરાવવા" બાબતનો ઠરાવ શ્રી. પુરુષોત્તમ ખોડાભાઈની દરખાસ્તથી અને શ્રી. મંગળભાઈ ભવાનભાઈના અનુમોદનથી પસાર થયો હતો.

ઠરાવ ૨: "કામ ચલાઉ કાર્યવાહક મંડળ, સભ્યો વધારવાની સત્તા સાથેનો, નીચે પ્રમાણે નીમવામાં આવે છે: પ્રમુખ–શ્રી. ઈશ્વરભાઇ છગનભાઇ; મંત્રી–શ્રી. પુરુષોત્તમ ખોડાભાઇ; કાર્યવાહક સભ્યો–શ્રી. આશાભાઇ ભવાનભાઇ, શ્રી. છોટાભાઇ ડુંગરભાઇ, શ્રી. ઉમેદભાઇ ભગવાનદાસ, શ્રી. સોમાભાઇ લલુભાઇ, શ્રી. અંકોરભાઇ તળશીભાઇ, શ્રી. ફુલાભાઇ ગંગાદાસ, શ્રી. ચતુરભાઇ બાપુભાઇ, શ્રી. ભાઇલાલ જીવાભાઇ, શ્રી. હરમાનભાઇ દાદાભાઇ, શ્રી. જીવાભાઇ પૂંજાભાઇ, શ્રી. જીવાભાઇ લલુભાઇ, શ્રી. ચતુરભાઇ વાઘજીભાઇ, શ્રી. ગોવિંદભાઇ ગોકળભાઇ." આ ઠરાવ શ્રી. મંગળભાઇ ભવાનભાઇની દરખાસ્તથી અને શ્રી. સોમાભાઇ રણછોડભાઇના અનુમોદનથી પસાર થયો.

ઠરાવ ૩: "હાલ પાટીદાર કેળવણી મંડળનું કાર્ય શરૂ કરવા, ઉપરના સોળગામ પાટીદાર પંચ તરફથી દર વર્ષે રૂ. ૧૦૦ આપવા, તેમાંથી આ વર્ષે તે રકમ પાઠ્ય પુસ્તકોમાં ખર્ચવા અને ખૂટતી રકમ સભાસદોના લવાજમમાંથી ખર્ચવી." આ ઠરાવ શ્રી. જેઠાભાઇ જીવાભાઇની દરખાસ્તથી અને શ્રી. ફુલાભાઇ ગંગાદાસના અનુમોદનથી પસાર થયો હતો.

ઠરાવ ૪: "મંડળમાં ફંડ એકઠું કરવા તથા પ્રચાર કરવા ઉપરનાં ગામોમાં કાર્યવાહક મંડળે બનતો પ્રયાસ કરવો." આ ઠરાવ શ્રી. ઉમેદભાઇની દરખાસ્તથી અને આશાભાઇના અનુમોદનથી પસાર થયો.

બાદ શ્રી. મંગળભાઇ ભવાનભાઇએ વિવેચન કરતાં જણાવ્યું હતું કે આ અતિજરૂરી પ્રશ્ન બાબત અમોએ પહેલાં પણ ઘણી વખત વિચાર કર્યો હતો. પરંતુ કામ કરનારને અભાવે કંઇ થઇ શક્યુ ન હતું. આશા છે કે આ વખતે કામ કરનાર તૈયાર થશે, તો પૈસાની મુશ્કેલી નથી પડવાની.

શ્રી. ઉમેદભાઇએ વિવેચન કરતાં જણાવ્યું હતું કે ઉત્સાહથી કાર્ય ઉપાડી લેવામાં આવશે તો નાણાંની મુશ્કેલી નથી પડવાની, એટલી શ્રદ્ધા રાખશો. કેળવણીના પ્રચારનું કાર્ય ખૂબ જરૂરનું છે. મારાથી બનતું કાર્ય કરી, નાણાં મેળવવાના કાર્યમાં હું સક્રિય મદદ કરીશ.

**આભાર:** છેવટે શ્રી. આશાભાઇએ પ્રમુખશ્રીનો તથા સભાજનોનો આભાર માન્યા બાદ, આશા અને ઉત્સાહ વચ્ચે સભા વિસર્જન પામી હતી.

ઉપરના ઠરાવ ૩ મુજબનાં નાણાં આ વર્ષે સોળગામના પાટીદાર વિદ્યાર્થીઓને પાઠ્ય પુસ્તકો આપવામાં ખર્ચી દીધા છે.

પુરુષોત્તમ ખોડાભાઇ પટેલ,
મંત્રી, સોળગામ પાટીદાર કેળવણી મંડળ

**૩૬. હિન્દ સ્વરાજ:** લેખક–મોહનદાસ કરમચંદ ગાંધી; પૃષ્ઠ ૩૨+૧૪૪, કિંમત ચાર આના. જે વિશ્વવંદ્ય અને વિશ્વવિખ્યાત વિભૂતિને પ્રેરણાબળે હિન્દુસ્થાનની તદ્દન તેજહીણ બનેલી સુરત આજે ફરી કોઇ નવીન કાન્તિએ દીપવા લાગી છે, તેજ વિભૂતિને હાથે લખાએલું આ પુસ્તક છે, એટલી જ વાત, આ પુસ્તક વાંચવા અને વિચારવા યોગ્ય હોવું જ જોઇએ એમ હરકોઇ વાચકના મન ઉપર ઠસાવવાને બસ થવી જોઇએ.

આ પુસ્તકની પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાં જણાવવામાં આવ્યું છે તેમ આ પુસ્તક પુષ્કળ વાચનનો અને વિચારણાનો પરિપાક છે. વળી તે લખવાને પ્રબળ આન્તર પ્રેરણા થઇ ત્યારેજ તે લખાયું છે.

આ પુસ્તકમાં રજૂ કરવામાં આવેલા વિચારોને ત્રીશ કરતાં પણ વધારે વર્ષો થઇ ગયાં છે, છતાં તેમનું મહત્ત્વ આજેય લેશ પણ ઓછું આંકી શકાય તેમ નથી. બલકે કાળના વહન સાથે તેમનું મહત્ત્વ પણ વધતું ચાલે છે, કેમ કે પશ્ચિમની સંસ્કૃતિમાં છુપાએલા જે વિનાશક વિષ સામે આ પુસ્તકમાં પોકાર ઉઠાવવામાં આવ્યો છે તે વિષની વિનાશકતા આજે સૌ કોઇ જોઇ શકે તેમ છે. વળી આ પુસ્તકમાં હિન્દની સંસ્કૃતિમાં રહેલા અમર તત્ત્વને પણ વાચકની દૃષ્ટિ આગળ ખડું કરવામાં આવ્યું છે. આ અમર તત્ત્વની યથાયોગ્ય પિછાણ કરવાને 'હિન્દ સ્વરાજ'ને મનનપૂર્વક અને ધ્યાનપૂર્વક વાંચવું ઘટે.

તે ઉપરાન્ત સમગ્ર હિન્દના વા હિન્દની પ્રત્યેક વ્યક્તિના સ્વરાજની સાચી ચાવી કયાં રહેલી છે તે પણ આ પુસ્તકમાં બહુ જ સાદી ભાષામાં જણાવવામાં આવ્યું છે,

તે સિવાય પ્રસંગોપાત્ત યંત્રો, રેલ્વે, ટ્રામગાડી, ઇસ્પિતાલો, મિલો, સુધારો કે કુધારો, સાચી કેળવણી, અંગ્રેજી કેળવણી, દેશહિતૈષીએ કેળવવા જોઇતા ગુણો, આદિ વિષે અતિમનનીય અને મહત્ત્વના વિચારો આ પુસ્તકમાંથી મળી આવશે. આવા મનનીય વિચારોની થોડીક વાનગી અમો અત્રે આપીએ છીએ:

"અનુભવે જોઉં છું કે જે માણસ દેશહિતને કારણે સત્યાગ્રહી થવા માગે છે તેણે બ્રહ્મચર્ય પાળવું જોઇએ, ગરીબાઇ ધારણ કરવી જોઇએ, સત્યનું તો સેવન કરવું જ પડે અને અભયતા આવવી જોઇએ" (પૃ. ૧૧૨).

"તે માણસને ખરી કેળવણી મળી છે કે જે માણસનું શરીર એવું કેળવાયું છે કે તે તેના અંકુશમાં રહી શકે છે, તે શરીર ચેનથી અને સરળ-

તાથી તેને સોંપેલું કામ કરે છે. તે માણસને ખરી કેળવણી મળી છે કે જેની બુદ્ધિ શુદ્ધ છે, શાન્ત છે ને ન્યાયદર્શી છે. તે માણસે ખરી કેળવણી લીધી છે કે જેનું મન કુદરતના કાયદાઓથી ભરેલું છે અને જેની ઇંદ્રિયો તેને વશ છે, જેની અંતર્વૃત્તિ વિશુદ્ધ છે, અને જે માણસ નીચ કામને ધિક્કારે છે તથા પોતાના સરખા બીજાઓને ગણે છે" (પૃ. ૧૧૮).

"પૈસો માણસને રાંક બનાવે છે. એવી બીજી વસ્તુ તો દુનિયામાં વિષય છે. એ બંને વિષય વિષમય છે. તેનો દંશ સર્પના દંશ કરતાં ભૂંડો છે. સર્પ કરડે ત્યારે દેહ લેઇને છૂટકો કરે છે. પૈસો અથવા વિષય કરડે છે ત્યારે દેહ, જીવ, મન, બધું લેતાં પણ છૂટકારો થતો નથી" (પૃ. ૧૨૮).

જેમને વિશેષ જાણવાની ઇચ્છા રહે તેમને 'હિન્દ સ્વરાજ' પ્રશાન્ત ચિત્તે અને ઝીણવટથી વાંચી જવા અમારી ખાસ ભલામણ છે, કેમકે તેમ કરતાં તેમને અનેક બાબતો પરત્વે નવીન દૃષ્ટિ લાધશે.

૩૭. **જીવનશોધન**, જગનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા ગ્રંથ ૧૦-૧૧, ત્રીજી આવૃત્તિ: લખનાર—કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા; પૃષ્ઠ ૩૧+૪૦૦, કિંમત સવા રૂપિયો.

આ પુસ્તકના લેખક અનેક શાસ્ત્રોના ઊંડા અભ્યાસક, સૂક્ષ્મ તત્ત્વચિંતક અને સત્યના મહાન ઉપાસક છે. આથી કરીને આ પુસ્તકમાં આવેલી લેખમાળા તેમના દીર્ઘકાળના અનેક શાસ્ત્રોના ઊંડા અભ્યાસનું, સૂક્ષ્મ તત્ત્વચિંતનનું અને સત્યની ઉપાસનાનું પરિપક્વ ફળ છે. વળી તેમાં રજૂ કરેલાં અનેક વિધાનો અનુભવની આકરી કસોટીએ કસાએલાં છે, તેથી તેની કિંમત આપણે જેટલી આંકીએ તેટલી ઓછી છે.

પરંતુ લેખકે આ લેખમાળા એક વિશિષ્ટ વર્ગને પોતાની દૃષ્ટિ સમક્ષ રાખીને લખી છે. એ વિશિષ્ટ વર્ગ તે જિજ્ઞાસુ કે શ્રેયાર્થીનો છે. લેખક પોતે પોતાના પુસ્તકની પ્રસ્તાવનામાં જણાવે છે કે:

"જિંદગી ખાઇ-પીને મોજ કરી લેવા માટે છે, એથી વધારે ઉદાત્ત ભાવના જેમને અડી શકતી જ નથી એવા માટે મારે કશું કહેવું નથી. પણ જેમના ચિત્તમાં ઉદાત્ત ભાવનાઓ વસે છે, કદી કદી બહુ જોર કરીને એ ઊઠે છે, જેમને પોતાની આધ્યાત્મિક ઉન્નતિ થાય, પોતાને જીવનનું તત્ત્વ સમજાઇ જાય, પોતાનું ચિત્ત પવિત્ર થાય, પોતાનું જીવન બીજાનું સુખ વધારવામાં કાંઇક ઉપયોગી થાય, પોતાના જન્મસમયે પોતાના સમાજની જે સ્થિતિ હતી તેથી કાંઇક તે અભ્યુદયને માર્ગે આગળ વધે, અને તેમાં પોતાનો લેશ

પણ ફાળો હોય, એવી એવી અભિલાષા નિરંતર અથવા રહી રહીને જોર કરી ઊઠે છે, એમને મદદગાર થાય એ ઇચ્છાથી આ લેખમાળા લખવા પ્રેરાયો છું" (પૃષ્ઠ ૩-૪).

હવે આવા ઉચ્ચભાવનાસેવી શ્રેયાર્થીને જે જે પ્રકારની અડચણોમાંથી પસાર થવું પડે છે, જે જે પ્રકારના સંશયો અને ભ્રમોમાંથી પોતાના મનને છોડવવું પડે છે, તથા વિવેકબુદ્ધિ અને પરંપરાગત માન્યતા વચ્ચેનો ઝઘડો જે તીવ્રતાથી તેના મનને સહન કરવો પડે છે તે બધાનો જેમને જાત-અનુભવ છે એવા લેખકને હાથે આ પુસ્તક લખાએલું છે, તેથી તે તેવા શ્રેયાર્થીને ખાસ ઉપયોગી છે.

આવા શ્રેયાર્થીએ જે દૈવી ગુણો કેળવવા જોઇએ, તેમાં વિશુદ્ધ વિવેકબુદ્ધિને લેખક અગ્રસ્થાન આપે છે. છતાં એ વિવેકબુદ્ધિએ નક્કી કરેલે માર્ગે જવાના નિશ્ચયબળ વગરનો શ્રેયાર્થી પાંગળા સરખો છે. તેથી દરેક શ્રેયાર્થીએ વિશુદ્ધ વિવેકબુદ્ધિને તથા નિશ્ચયબળને સાથે સાથેજ કેળવવાં રહ્યાં. આ પ્રમાણે કેળવેલા ઉભય ગુણોને તેણે સમાજ પ્રત્યેની પોતાની ફરજ નિષ્કામપણે બજાવવામાં ખર્ચવાના છે, કેમ કે તેમાંજ તેનું કલ્યાણ વસે છે. આ મુદ્દો લેખકે પુરુષાર્થ, ધર્મમય જીવનના સિદ્ધાન્તો, જગત સાથે સંબંધ, સંન્યાસ, ઉપાધિ, વગેરે પ્રકરણોમાં સવિશેષ સ્પષ્ટતાપૂર્વક પૂરવાર કર્યો છે. છતાં પણ જો આધ્યાત્મિક ઉન્નતિ અને સામાજિક કર્તવ્યોના પાલન વચ્ચે અત્યંત વિરોધ છે, એવી ભ્રામક છતાં પ્રચલિત માન્યતામાં તણાઇ જઇ ઉપરના મુદ્દાને બાજુએ મૂકી રાખવામાં આવે તો સમાજમાં જડતા, કપટ, દંભ, સ્વાર્થ, દુષ્ટતા, આદિ ભારે સડાઓ પેસી જાય છે. પરિણામે સમાજ તેમજ શ્રેયાર્થી ઉભયને ભારે નુકસાન થયા વગર રહેતું નથી, કેમ કે ઊંડા ઊતરી જોતાં વ્યક્તિગત તથા સામુદાયિક ઉન્નતિ એક બીજાથી સ્વતંત્ર નથી, પણ એક બીજા ઉપર આધાર રાખનારી છે.

અરે, આવા શ્રેયાર્થીએ ભૌતિક આનંદમાં નિમગ્ન રહેવાની વાત ભૂલી જવાની તો છેજ, પણ સાથે સાથે ઈશ્વરાનંદ, આત્માનંદ કે બ્રહ્માનંદમાં ડૂબી રહેવાનીયે ભૂલી જવાની છે. તેણે તો માત્ર કર્તવ્યપાલન કરવાથી સહજ પ્રાપ્ત થતા સમાધાનનીજ અપેક્ષા રાખવી ઘટે.

તે ઉપરાન્ત આવા શ્રેયાર્થીએ એવે વિશ્વાસે જીવવાની તૈયારી કરવી ઘટે છે કે અનેક પ્રકારના વિકટ અને કઠણ પ્રસંગોમાંથી તવાઇને નીકળ્યા વગર આપણી સત્ત્વશીલતાની પરીક્ષા થતી નથી, અને તેવી પરીક્ષા થયા વિના આત્મ-

વિશ્વાસ ઉદ્‌ભવતો નથી. વળી સાત્ત્વિક હેતુ માટે કષ્ટો અને હાડમારીઓ વેઠતાં વેઠતાં આપણામાં રહેલી મલિનતા ટળી જતાં આપણને વિશુદ્ધ મનુષ્યત્વ સાંપડે છે.

આ પ્રમાણે જે શ્રેયાર્થી આ જીવનમાં વિશુદ્ધ મનુષ્યત્વનો અને તેટલો વિકાસ સાધવા માગે છે તેને તેમ કરવામાં કયાં કયાં સાવધાન રહેવાનું છે, ક્યાં કયાં વિઘ્નો નડે તેમ છે, અને કયાં કયાં સાધનો મદદરૂપ થાય તેમ છે, તેનો બહુ જ શાસ્ત્રીય અને તાત્ત્વિક અભ્યાસ કરવો હોય તેવાને આ પુસ્તક ખૂબ જ મદદગાર નીવડશે એ વાત નિઃસંશય છે.

ઉપરનાં બને પુસ્તકોના પ્રકાશક—નવજીવન કાર્યાલય, અમદાવાદ.

મૂ. બારડ

૩૮. રંગતરંગ (ભાગ બીજો): પૃષ્ઠ ૧૬૮; (૩૭) રંગતરંગ (ભાગ ત્રીજો): પૃષ્ઠ ૧૬૯; અને (૩૮) રંગતરંગ (ભાગ ચોથો): પૃષ્ઠ ૧૯૭; એ ત્રણે પુસ્તકો લખનાર—જ્યોતીન્દ્ર હ. દવે, એમ. એ., અને પ્રગટકર્તા—ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયો ચકલો, સુરત; દરેક પુસ્તકનું કાચું પૂઠું, દરેકમાં લેખકની છબિ અને દરેકની કિંમત રૂ. ૧-૪-૦.

'લોકહૃદય અને સાહિત્ય'ના લેખમાં શ્રીયુત દવેએ, વિદ્‌જ્જનોને ભોગ્ય ગ્રન્થો સામાન્ય લોકસમૂહને—વાંચીને અને હજાગતે પણ—એટલા જ ભોગ્ય, આનંદપ્રદ અને હિતાવહ થવા જોઇએ અને તો જ તે ઉત્તમ ગ્રન્થો કહેવાય એવી પુસ્તકકસોટી ઉપર હળવો કટાક્ષ કરતાં, સર્જાતા સાહિત્યને વંટોળિયાની ધૂળ સાથે સરખાવ્યું છે. રંગતરંગના આ ત્રણ ભાગ વંટોળની ધૂળ ન હોઇને ઉપરની કસોટી પસાર કરી દરેક ઘરના ખૂણામાં પ્રવેશ ન કરે એ સ્વાભાવિક છે. એ તો રસપ્રવાહ છે અને તદ્દસહજ તેને આદર આપશે.

ગુજરાતી વાઙ્‌મયમાં રમણભાઇનું 'ભદ્રંભદ્ર' ચમકયા પછી નિર્દોષ, વિનોદાત્મક હાસ્ય ઉપજાવનાર લેખકોમાં શ્રી. દવેનું સ્થાન જરૂર ઉચ્ચ છે.

વિષયોની પસંદગી કરવામાં શ્રી. દવેના માનસને બહુ દૂરના કે ઊંડા પ્રદેશોમાં પ્રવેશવું પડતું નથી. તે પોતાના શરીર ઉપર જુએ અને જીભ, કાન, વગેરે તેમના લેખનવિષય બને. હાથમાંની છત્રી કે આરસી, પગ નીચે આવતો કાદવ કે નજીકમાં સુરની જમાવટ કરતો ગર્દભ તેમની સર્જનશક્તિને સરખી જ રીતે ઉત્તેજિત કરી શકે છે. સામાન્ય લેખકની કલ્પનાને અપ્રાપ્ય અથવા તુચ્છ લાગતા વિષયો હાથ ધરી શ્રી. દવે કથીરનું કાંચન બનાવી શકે છે.

તેમની રમતિયાળ શૈલી કઠિન વિષયની ગહનતા ભેદી તેને પારદર્શક બનાવે છે. અમુક વિચાર, દલીલ કે સત્યાસત્ય, કાલ્પનિક સંવાદ દ્વારા અથવા સ્વાનુભૂત દૃષ્ટાન્તથી રમુજ ઉત્પન્ન કરી, વાચક પાસે તે કબુલ કરાવે છે

ત્યારે જ છોડે છે. જનવ્યવહારમાં દુઃખનું કારણ મનાતું અજ્ઞાન, જ્ઞાન કરતાં કેટલું ઉચ્ચ, સુખાવહ અને સદ્‌ગુણોનો ભંડાર છે તેની સચોટ સાબિતીઓ 'અજ્ઞાન'ના નિબંધમાંથી ઊડી આપણી મનોભૂમિ આસપાસ ફરી વળે છે અને ઈશોપનિષદ્‌માં જણાવ્યા પ્રમાણે ततो भूय इव ते तमो य उ विद्यायां रताः (प्रविशन्ति) જ્ઞાનીઓ અજ્ઞાન કરતાં જ્ઞાનના મોટા અંધકારમાં પ્રવેશે છે એમ આપણને મનાવી દેવામાં સફળ થાય છે.

તેમનો વાક્યપ્રવાહ સરળ અને દોષરહિત છે. વચ્ચે વચ્ચે સુંદર અથવા વિચિત્ર ઉપમાઓ વેરી તેઓ અર્થચમત્કૃતિ આણે છે, તો કોઈ કોઈ વખતે સળંગ રૂપક કે ઉપમાઓ દ્વારા બે વસ્તુ વચ્ચેનું સામ્ય કે વૈષમ્ય લાંબે સુધી ચલાવી આપણને બાણભટના અલંકારોનું સ્મરણ કરાવે છે.

'પરિત્યક્ત'માંની અપહ્નુતિ છેવટ સુધી રસ જાળવી રાખે છે અને સાથે સાથે એ લેખ તથા 'સર્જનજૂની કથા' ન્હાનાલાલશૈલીનું આબાદ અનુકરણ, પ્રહસન સાથે, પૂરું પાડે છે.

સામાન્ય વિષયની પસંદગી, વિપરીત દલીલોથી સ્વમંતવ્યની સિદ્ધિ, અથવા સમર્થ દલીલોથી વિપરીત વસ્તુની સિદ્ધિ, કઢંગા પ્રસંગોમાં ગંભીરતા-પૂર્વક અમુક પાત્રને સેરવી દેઈ તેને હાસ્યાસ્પદ પરિસ્થિતિમાં મૂકી દેવું, શાસ્ત્રોક્ત અને સર્વમાન્ય સૂત્રોને ઇચ્છાનુસાર પોતાના વક્તવ્યને અનુરૂપ બનાવવાં—એ સર્વ તેમની હાસ્યરસ નિષ્પન્ન કરવાની કળાની કુંચીઓ છે.

વાર્તાના પાત્ર તરીકે કાલ્પનિક કે ખરા સગાઓ, મિત્રો, ઓળખીતાઓ, પાડોશીઓ અને છેવટે પોતાની જાતને પણ શ્રી. દવે સહેલાઈથી ગોઠવી દે છે.

રંગતરંગ ભાગ ચોથો મુંબઈ શહેરનું રમુજી કલ્પનાચિત્ર ઊભું કરે છે. 'મુંબઈની રમતગમતો' એ શીર્ષક વાંચી આપણી કલ્પનામાં ઘડીભર ચર્ની-રોડથી ચર્ચગેટ સુધી પથરાએલાં રમતનાં મેદાનો તરી ઊઠે છે અને કોઈ ટેસ્ટ મૅચનું વર્ણન આવશે એમ થાય છે, પરંતુ તેને બદલે ટ્રામ પકડવાની, રસ્તો ઓળંગવાની કે ઘર શોધી કાઢવાની રોજ રમાતી રમતોનું વર્ણન આપણને હસાવી મૂકે છે. મુંબઈના ગાડીવાળાઓ અને ખાસ કરીને ઘાટીઓ ઉપર શ્રી. દવેને અત્યંત પ્રેમ હોય એમ જણાઈ આવે છે.

અંતમાં, મુંબઈનાં બજારોમાં અને બાગોમાં ફરી શ્રી. દવે વધારે ને વધારે સાહિત્યસર્જન કરે અને તે વંટોળની ધૂળ પેઠે નહિ, પરંતુ મલયાનિલ માફક ઉઘાડી ઉચ્ચ બારીઓમાં પ્રવેશી હાસ્યસુવાસ ફેલાવે એવી આશાસહ વિરમીએ.

ચતુર્ભુજ પૂજારા

### રૂા. ૫૦માં લગ્નપ્રસંગ

શિનોર તાલુકાના છાણભોઇ ગામમાં ભાઇ ગરબડભાઇ દરૂભાઇ પટેલનાં પુત્રીનું લગ્ન મોટા ફોફળિયા ગામના ભાઇ ગુલાબભાઇ તુળસીભાઇ પટેલના ભત્રિજા સાથે જેઠ સુદિ ૧૫ગને રોજ ચાળીસેક ભાઇબેનોની હાજરીમાં થયું. લગ્નક્રિયા તદન સાદી રીતે કરવામાં આવી હતી; આપવાલેવાનો વ્યવહાર બીલકુલ કરવામાં આવ્યો નથી. પાંત્રીસેક ભાઇઓની જાન સાંજના ત્યાં ગઇ અને લગ્નક્રિયા બાદ જમીને વિદાય થઇ હતી. કન્યાપક્ષને એકંદરે રૂા. ૫૦ને આશરે ખર્ચ થયો હતો. ગરીબ જનસમાજને આવો સરળ માર્ગ દેખાડવા માટે આ લગ્નના બંને પક્ષોને ધન્યવાદ ઘટે છે. આપણા ભણેલા અને થોડાક ધનવાનો ગમે એટલો રૂઆબ દેખાડે, પણ નાત તરીકે તો પાટીદારો–ખેડુતો–બીજી ઉજળિયાત નાતો કરતાં ગરીબ જ છે એમાં કંઇ શંકા નથી. એટલે આપણે બધાએ આપણા વ્યાવહારિક પ્રસંગો બને તેમ ઓછે ખર્ચે ઉકેલી લેવા ઘટે. એમ કરવું નિર્ધનોને અનકું ન લાગે એટલા માટે ધનવાન ભાઇઓએ પણ એવી રીતે ઓછે ખર્ચે વ્યાવહારિક પ્રસંગો ઊજવવા ઘટે અને પૈસા વાપરવા જ હોય તો તેવે પ્રસંગે સાર્વજનિક હિતને અર્થે દાન દેવું ઘટે.

### પ્રૌઢ સોનીનાં લગ્ન અટક્યાં

અમદાવાદમાં "દોશીવાડાની પોળમાં રહેતા વીશા શ્રીમાળી સોની જ્ઞાતિના એક ગૃહસ્થ સોની હરિલાલ મોતીલાલની આશરે પંદરેક વર્ષની કન્યા બેન વિમળાના વિવાહ તેજ જ્ઞાતિના નાગજી ભૂધરની પોળમાં રહેતા સોની જીવણલાલ મીઠાલાલની સાથે કરવામાં આવ્યા છે. આ જીવણલાલની ઉમર આશરે પચાશેક વર્ષની કહેવાઇ રહી છે. આવા અતિશય અયોગ્ય વિવાહ સામે વીશા શ્રીમાળી સોની જ્ઞાતિમાં ભારે ઊહાપોહ મચી ગયો છે. પરંતુ ખાનગી ખૂણે એમ બોલાઇ રહ્યું છે કે જ્ઞાતિના ઊહાપોહને ગણકાર્યા વગરજ આ લગ્ન કદાચ જલદીથી પતાવી નાખવામાં આવે. આ બાબત જ્ઞાતિના યુવકમંડળના કેટલાક સભ્યોએ કન્યાના ભાઇ શ્રી. અંબરપ્રસાદને મળ્યા હતા. એઓ પણ યુવકમંડળમાં હોવાથી એમની સાથે ખુલ્લી વાતચીત થઇ હતી. એ મંત્રણાને પરિણામે એ ભાઇએ આ લગ્ન હાલ તુરત અટકાવવાનું માથે લીધું હતું. અને પાછળથી એમ પણ ખબર મળી છે કે એ લગ્ન હાલ તુરત મુલતવી રાખવાનું નક્કી થયું છે. જો એ મુલતવી નહિ રહે તો શ્રી. અંબરપ્રસાદ ગુરૂવારની સવારથી ભૂખમરાની હડતાળ પર જશે, એવો તેમણે નિર્ણય કર્યો છે. યુવકમંડળના બીજા સભ્યોએ પણ તેમની સાથે રહેવાનું નક્કી કર્યું છે"

('ગુજરાતી પંચ,' તા. ૬:૭:૧૯૪૧). યુવકો તે આનું નામ! અને આવા જ યુવકોનું યુવકમંડળ કંઈક હિતજનક કાર્ય કરી શકે! પાટીદાર યુવક, છે નાગમાં આવી યુવાની?

**કરમસદમાં વૃદ્ધલગ્ન**

કરમસદમાં હાથીભાઈની ખડકીના ભાઈ મગનભાઈ મોતીભાઈ પટેલ આશરે ૪૫ વર્ષની ઉમરના છે. એમને ત્રણ પુત્રો અને બે પુત્રીઓ છે. મોટો પુત્ર આશરે ૨૫ વર્ષની ઉમરનો છે, તેને ઘેર પણ પ્રજા છે. ભાઈ મગનભાઈ વિધુર છે, એટલે એ ઉમરે પણ સ્ત્રી વિના એમનો સંસાર કેમ ચાલે! અને આવા આધેડ ઉમરના માણસને પણ પોતાની કુમળી કન્યા દેનાર નિર્દય પાટીદાર પિતાઓ મળી પણ આવે છે! પોતાના એક ભગત મિત્રની સહાયતાથી એ આધેડ ઉમરના ભાઈ મગનભાઈ, દશકોશીમાં આવેલા ભાત ગામે, અષાઢ સુદિ ૯મને રોજ લગ્ન કરી આવ્યા. પોતાની જાનમાં લેઈ જવા માટે કરમસદમાંથી છએક માણસો તેમને મળી આવ્યા હતા. એ પ્રસંગે અતિવૃષ્ટિ હોવાથી એ જાનને થોડાક દિવસ ત્યાં ઘેરાઈ રહેવું પડયું હતું. પિતાના આ લગ્ન સામે તેમના પુત્રોએ વિરોધ તો કર્યો હતો, પણ ગામના યુવકોએ કંઈ વિરોધ ન કર્યાથી પુત્રોના વિરોધને અવગણીને ભાઈ મગનભાઈ કુશળતાએ પરણી શક્યા! આ બતાવી આપે છે કે કરમસદમાં શરીરના યુવકો તો અનેક હશે; પણ આત્માના યુવકો નથી; અરે, આખી નાતમાં પણ નથી એમ કહીએ તો ચાલે, નહિ તો 'પાટીદાર યુવકમંડળ' મરણ પામે? અને તેના મરણથી જન્મેલું 'પાટીદાર મંડળ' પણ મરણ પામે?

**"બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિમાં વિચિત્ર લગ્ન**

"સુરતની ફોજદારી અદાલતના એક બ્રહ્મક્ષત્રિય વકીલ ચન્દ્રવદન ઠાકોર! જેમને એક પત્ની હયાત છે અને જેમની ઉમર ૩૯ વર્ષની છે, તેમણે નાગર બ્રાહ્મણ કોમની વિનોદિની નામની ૧૮ વર્ષની યુવતી સાથે લગ્ન કર્યું છે. લગ્નવખતે તેમનાં પહેલાં પત્ની અમદાવાદમાં હતાં. લગ્નની ખાસ વિશિષ્ટતા એ હતી કે આ લગ્ન એટલું તો ગુપચુપ કરવામાં આવ્યું હતું કે બંનેનાં લગ્ન થઈ ગયાં ત્યાં સુધી વિનોદિનીના ઘરમાં આ લગ્નની કલ્પના પણ કોઈને ન હતી. પરણીને ઘેર આવ્યા પછી વિનોદિનીએ પોતાનાં દાદીના આશીર્વાદ માગ્યા ત્યારે સૌએ એ વાતને વિનોદમાં કાઢી નાખી હતી. પણ વિનોદિનીએ જ્યારે હાથ પરનો મીંઢોળ બતાવ્યો ત્યારે જ સૌને વાતની ગંભીરતા સમજાઈ હતી. દાદીમાએ ગુસ્સે થઈ છોકરીને ઘર બહાર જવાની મનાઈ ફરમાવી હતી અને ઘર ઉપર પઠાણનો પહેરો ગોઠવી દીધો હતો. શ્રી. ચન્દ્રવદન ઠાકોરને

આની જાણ થતાં તેમણે વિનોદિનીનો કબજો મેળવવા પોલીસની મદદ માગી હતી, અને ખૂબ ધમાલ પછી વિનોદિનીનો કબજો મળ્યો હતો. લગ્ન થયા પછીના બહુ જ થોડા કલાકોમાં આ બધું બની ગયું હતું. આ લગ્ને સૂરતમાં ખૂબ અજાયબીની લાગણી જન્માવી છે" ('પ્રજાબંધુ,' તા. ૬:૭:૧૯૪૧). આજ કાલ ભણેલી યુવતીઓએ સધુરલગ્ન કરી, કોઇ નિર્દોષ બેન ઉપર શોકનું સાલ થવાનું અને ભોગ કરીને સ્વજાતિશત્રુ બનવાનું વ્રત લીધું હોય એમ જણાય છે!

## અતિવૃષ્ટિનું સંકટ

આ વર્ષે સખ્ત ઉનાળો પૂરો થતાંજ મેઘરાજા ઢોલ કડકડાવીને આ ભૂમિ ઉપર તૂટી પડ્યા. પ્રથમ દખણમાં અને બંગાળમાં વરસ્યા, પછી મલબારમાં અને ગુજરાતમાં તૂટી પડ્યા. એક અઠવાડિયાની હેલીમાં લગભગ આખા ગુજરાતમાં સરેરાશ-આશરે ૨૫ ઇંચ વરસાદ પડ્યો. ત્રણ ચાર દિવસ ઉઘાડ કાઢ્યા પછી ગઇ તા. ૧૨મીને શનિવારે પાછો ખૂબ વરસાદ પડ્યો. અહીં આણંદમાંજ તે દિવસે બાર કલાકમાં ૧૦ ઇંચ વરસાદ પડ્યો. ઉનાળાની તપેલી ભોંય ખૂબ તરસી હતી, એટલે બધું પાણી જમીનમાં ચુસાઇ ગયું, નહિ તો અહીં રેલ આવત. સૂરત અને નવસારી જિલ્લાઓમાં તો ખરેખર ભયંકર રેલથી હદ વળી ગઇ છે. અનેક માણસો અને પશુઓ એ રેલમાં તણાઇ મર્યાં. અમદાવાદમાં હુલ્લડ વખતે તોફાની લોકોએ વેપારીઓની દુકાનો બાળી, પછી થોડાજ દિવસમાં આ અતિવૃષ્ટિએ ત્યાંની અનેક દુકાનો બોળી! દુકાનોમાં પાણી પેસી ગયાં અને અંદરનો માલ બોળીને ખરાબ કર્યો. અનેક જગાએ રેલ્વેના પાટા ઊખડી ગયા, પૂલો તૂટી પડ્યા. પરિણામે ગાડીઓ માર્ગમાંજ પાસેનાં સ્ટેશનોએ અટકી પડી, તેમાંના ઉતારૂઓ અંતરિયાળ અટકી પડ્યા અને મહાસંકટમાં આવી પડ્યા. ટપાલ પણ અટકી પડી. સં. ૧૯૨૭ના જળપ્રલય પછી ૧૪ વર્ષે અતિવૃષ્ટિનું આ સંકટ આવી પડ્યું!

## લોકોને રાહત

આ સંકટ આવતાંજ લોકસંસ્થાઓનાં હૃદય હાલી ઊઠ્યાં. અમદાવાદ, સૂરત-વગેરે સ્ટેશનો ઉપર અટકી પડેલા રેલ્વેના પ્રવાસીઓની વહારે મહાસભાના અને મહાજનોના ગૃહસ્થોએ અને વડોદરા સ્ટેશને અટકી પડેલા પ્રવાસીઓની વહારે વડોદરા રાજ્ય પ્રજામંડળના કાર્યકર્તાઓએ દોડી જઇ તેમનું સંકટ ટાળવા બનતા પ્રયત્ન કર્યા. તેમને આશ્રય આપવા માટે જગાની અને ભોજન માટેની યથાયોગ્ય વ્યવસ્થા કરી. વળી એ શહેરોના અને આજુબાજુનાં ગામડાંના જે લોક આ અતિવૃષ્ટિથી સંકટમાં આવી પડેલા, તેમને પણ ત્યાં જઇને યથા-

યોગ્ય સહાયતા આપી. આ બધાં સંકટ તો તાત્કાળિક છે, પણ કાયમનું સંકટ તો ખેડૂતોને છે. એવા સખ્ત વરસાદમાં તો વાવેતર થાય નહિ. વરસાદ રહ્યા પછી ઘણા ખેડૂતોએ વાવેતર કર્યાં, પણ અઠવાડિયા પછીને વરસાદે એ વાવેતર ધોઇ નાખ્યાં. ગરીબ ખેડૂતનું બીઆવું નાશ પામ્યું. અને પછી તો જમીનની વરાપ ચાલી ગઇ, એટલે ફરી વાવેતર થશે, તોયે સારૂં કર્ષણ થશે નહિ. અને એક વાર ધડધડાવીને પડેલો વરસાદ ફરી યોગ્ય સમયે વરસ્યા જશે કે કેમ એ પણ શંકા છે. વળી તીડનું સંકટ તો ઊભું જ છે, સિંધમાં અને કચ્છમાં તો તીડ આવી પડ્યાં છે. આવે સંકટસમયે ખેડૂતને કોણ રાહત આપે? એને રાહત આપવાનો ધર્મ રાજાપ્રજા બેઉનો છે. મહાસભા અને પ્રજામંડળ તો યથાશક્તિ રાહત આપશે જ, પણ સરકારે આવે પ્રસંગે મન મૂકીને રાહત આપવી જોઇએ, કારણ કે ખેડૂત જીવતો હશે તોજ સરકાર જીવતી રહેશે. અને બીજી એક વાત એટલી જ સાચી છે કે વરસાદ જેમ મન મેલીને વરસ્યોં, તેમ સરકાર પણ આવે પ્રસંગે મન મેલીનેય ગમે તેટલી રાહત આપે તોય એનાથી પહોંચી શકાય નહિ, અને આજે યુરોપના રણસંગ્રામને પ્રસંગે તો એમ મન મેલીને રાહત આપે પણ નહિ. એટલે દેશના ધનવાનોનો એ ધર્મ છે કે દેશની આર્થિક સ્થિતિના પાયારૂપ ખેડૂતને સંકટસમયે તેમણે તેને પોતાની ઓથમાં લેવો ઘટે. 'એ ધનના ધણી ધર્મ તમારો.'

**વડોદરાનરેશની રાહત**

"નવસારી પ્રાન્તના તથા વડોદરા પ્રાન્તના કેટલાક ભાગોમાં તાજેતરમાં પડેલા ભારે વરસાદને લીધે ખેડૂતોની બૂરી દશા થઇ છે. શ્રીમંત મહારાજા ગાયકવાડ સરકારે ને. ના. દિવાન સાહેબને ખાસ તાર કરીને રેલના સંકટને લગતી હકીકતથી પોતાને થએલું અત્યંત દુઃખ દર્શાવ્યું છે, અને પોતાની દિલસોજી સંકટગ્રસ્તોને પહોંચાડાય તથા બનતી બધી મદદ તાત્કાળિક અપાય એવી ઇચ્છા પ્રદર્શિત કરી છે. તે અનુસાર શ્રીમંત સરકારે એક હુકમ કાઢીને ફરમાવ્યું છે, કે નવસારી પ્રાન્ત સુબા હસ્તક રૂપિયા એક લાખ અને વડોદરા પ્રાન્ત સુબા હસ્તક રૂપિયા પચીસ હજારની રકમ ખેડૂતોને તાત્કાળિક સહાયતા આપવા માટે આપવી. રૂપિયા પચીસ કરતાં ઓછી આકારણી ભરનારને બી ખરીદવા એમ ને એમ મદદ આપવાની સત્તા આપી છે. રૂપિયા પચીસ કરતાં વધારે આકારણી ભરનારને બીની ખરીદી માટે વગર વ્યાજે તગાવી આપવા હુકમ કર્યો છે" ('પ્રજામંડળ,' તા. ૧૬ : ૭ : '૪૦). આ હુકમ ઉપર 'પ્રજામંડળ' કંઇક શંકા બતાવતાં ત્યાંજ જણાવે છે, કે "શ્રીમંત સરકારે તો ઉદારતા બતાવી. છેલ્લી વિગતો પ્રસિદ્ધ થશે ત્યારે આપણે જોઇશું કે આમાંથી

કેટલી રકમ ખર્ચાઇ છે." પ્રજાના અને તેથી રાજ્યના આ સંકટસમયમાં એ રાજ્યના અધિકારીઓ 'પ્રજામંડળ'ની આ શંકા જરૂર ખોટી પાડશે જ એવી આપણે આશા રાખીએ.

**શશીકાન્તનો ખૂની દેશનિકાલ**

"નડીઆદના વ્હોરા આદમ ગફુર લેરખીએ નડીઆદ સીટી જીમખાના ગ્રાઉંડ ઉપર તા. ૨૨:૧૦:'૪૦ને રોજ બપોરના નડીઆદના નાગર બ્રાહ્મણ શશીકાન્ત મોતીશંકર નામના યુવાનનું ચાકુથી ખૂન કર્યું હતું. એનો કેસ નડીઆદમાં ચાલતો હતો. કેસનો ચુકાદો તા. ૧લીએ આપવામાં આવ્યો હતો. લેરખીને ખૂનના આરોપસર જન્મદેશનિકાલની સજા થઇ, તેમજ અંબાલાલ જેઠાલાલને અને જેરામ માસ્તરને એજ હથિયારથી મહાવ્યથા કર્યાના આરોપસર ૧ વર્ષની સજા અદાલતે કરી છે. બધી સજા સાથે ભોગવવાની છે. ચુકાદો અપાયા બાદ આરોપી લેરખીને સાબરમતી જેલમાં મોકલી આપવામાં આવ્યો હતો. નડીઆદમાં આ ચુકાદા વખતે કોમી અશાન્તિ ન થાય એ માટે પોલીસે સખ્ત તકેદારી રાખી હતી. અદાલતના હોલમાં, અદાલત આસપાસ અને નડીઆદભરમાં પોલીસ, સીવીક ગાર્ડઝ, વગેરેનો સખ્ત પહેરો ગોઠવવામાં આવ્યો હતો" ('પ્રજાબંધુ,' તા. ૬:૭:૧૯૪૧).

**કોમી રમખાણોને પ્રસંગે પ્રજાનો ધર્મ**

કદાપિ નહિ ને આજ, દશકામાં કોમી રમખાણો આટલાં બધાં કેમ ફાટી નીકળે છે? કોમી એકતાના જેમ જેમ પ્રયાસો મહાસભા તરફથી થાય છે તેમ તેમ કોમી રમખાણો કેમ વધારે થાય છે? અંગ્રેજ સરકારે પોતાનું રાજ્ય હિંદુસ્થાનમાં અમર તપાવવા માટે ભેદનીતિનો પ્રયોગ કર્યો, તેણે હિંદુ અને મુસલમાનને જુદા પાડવા પ્રયત્નો કર્યા અને મુસલમાનોને પોતાની બગલમાં લીધા. મુસલમાન કોમના નેતા એટલુંયે ન સમજ્યા કે આ દેશમાં અંગ્રેજ તો આજ છે ને કાલે નથી, પણ હિંદુઓ સાથે તો એવો સંબંધ જડાયો છે કે તે કાપ્યો કદીયે કપાવાનો નથી. તેઓ પોતે હવે પાછા ફરીને અફઘાનિસ્તાન, ઇરાન તુર્કસ્તાન કે અરબસ્તાન જઇ શકવાના નથી. ત્યાંથી તો તેમનું ઘર ભૂંસાઇ ગયું છે એટલે તેમને હિંદુસ્તાનમાં રહી જીવનવ્યવહાર ચલાવ્યા વિના બીજો માર્ગ જ નથી. હિંદુઓએ તો હજારો વર્ષથી હિંદુસ્થાનને પોતાનું ઘર કર્યું છે, એટલે તેઓ હિંદુસ્થાન છોડી જાય એવી આશા તો મુસલમાનો પણ રાખી શકે નહિ. ત્યારે એ બે કોમ આ દેશમાં ભલા પાડોશી તરીકે જ રહી શકે, જો શાન્તિમાં તેમણે બંનેએ રહેવું હોય તો. પણ મહાસભાએ મેળવી લેવાના પ્રયત્નો કર્યા, તેમ તેમ એ કોમના કેટલાક આગેવાનો દૂર ને દૂર ખસતા

ગયા! મહાસભાએ એ નેતાઓનું માનમ બહુ દિવસ અગાઉથી સગજી લેવું જોઈતું હતું, પણ એણે તો આશામાં ને આશામાં તેમને ભાઈબાપા કર્યા કર્યા. પરિણામે એ કોમના નેતાઓ પોતાનાં ભાષણો એવી રીતે કરે છે, કે તે કોમના ઝનુનીઓને ઝનુન ચઢે અને હુલ્લડ મચાવે. પણ ત્યારે એવે પ્રસંગે જેમના ઉપર હુમલા થાય તેમણે શું કરવું? મહાત્માજી વખતે અહિંસક ભાવે આત્મ- કે પર-રક્ષણનો ચમત્કાર કરી બતાવે, પણ સામાન્ય જનનું એ ગજું ન હોય. એણે તો તે પ્રસંગે બીકણની પેઠે નાશી ન જતાં અહિંસક રીતે નહિ તો હિંસક રીતે પણ રક્ષણ કરવું રહ્યું, એમ મહાત્માજી પોતે જ કહે છે. "હું તો મારી બધી મુશ્કેલીઓમાં ગીતામાતા પાસે દોડી જાઉં છું ને આજ લગી આશ્વાસન મેળવી શક્યો છું," એવું પ્રમાણપત્ર જેને વિષે મહાત્માજીએ આપ્યું છે તે જ ગીતામાતાના પ્રણેતા શ્રીકૃષ્ણે ધર્મના સંસ્થાપન માટે મહાભારતના યુદ્ધમાં અગ્રભાગ લીધો અને હિંસાત્મક યુદ્ધ માટે તો આખી ગીતા ગાઈ!

### શ્રી. મુનશીને મહાસભાનો ત્યાગ કરવો પડ્યો

યુરોપના ગયા મહાસંગ્રામને પ્રસંગે અંગ્રેજોને મદદ કરવા ખુદ મહાત્માજી લોકને યુદ્ધ કરવા જવાની સલાહ આપવા ખેડા જિલ્લામાં ફર્યા હતા. આજે એમની અહિંસાની ભાવના એટલી બધી કેળવાઈ છે કે યુરોપના રણસંગ્રામથી દૂર રહેવા સૌને આદેશ આપે છે. તે વારે મહાસભા પણ ગાંધીજીનો આદેશ માનતી, આજે પણ એને ગાંધીજીનો માનવો પડે છે. અર્થાત્ લોકશાસનને માન આપનારી મહાસભાને સરમુખત્યાર સમા ગાંધીજીની સાથે પોતાની નીતિ ફેરવવી પડે છે. ગાંધીજીએ આદેશ કર્યો કે શુદ્ધ અહિંસામાં જેને અચલ શ્રદ્ધા ન હોય તે મહાસભામાંથી નીકળી જાય. એ આદેશ જો પ્રામાણિકપણે પળાય તો મહાસભામાં મહાત્માજી સાથે બહુ થોડા રહે એમ પૂનાના ઠરાવે સ્પષ્ટ કર્યું છે. પણ શ્રી. કનૈયાલાલ મુનશી અને બીજા થોડાક જ એમ મહાસભા છોડનારા નીકળ્યા. શ્રી. મુનશીએ તો જણાવી દીધું કે "બળના ઉપયોગનો સર્વાંશે ત્યાગ, એવો અહિંસાનો અર્થ થતો નથી."

### પં. માલવિયાજીનું મંતવ્ય

પં. મદનમોહન માલવિયાજી ગાંધીજીની અહિંસા વિષે પોતાનું મંતવ્ય આ પ્રમાણે પ્રકટ કરે છે: "મહાત્મા ગાંધી તો છેલ્લાં કેટલાંયે વર્ષોથી એવો ઉપદેશ આપ્યા કરે છે કે સ્વરક્ષણ માટે પણ હિંસાનો ઉપયોગ ન થવો જોઈએ. એમના આ મંતવ્ય સાથે હું હમેશાં મતભેદ વ્યક્ત કરતો આવ્યો છું. મનુ અને વેદવ્યાસ જેવા મહાન સ્મૃતિકારોએ પણ એવું પ્રતિપાદન કર્યું છે, કે હિંસામાંથી પોતાનું રક્ષણ કરવા માટે દરેક માણસને હિંસાનો ઉપયોગ કરવાનો

અધિકાર છે. હિંદી ફોજદારી ધારામાં પણ એવું જણાવવામાં આવ્યું છે પોતાને આક્રમણમાંથી બચાવવા માટે આક્રમણકાર સામે હિંસાનો ઉપયો કરવાનો દરેકને અધિકાર છે" ('ગુજરાત સમાચાર,' તા. ૮:૭:'૪૧).

"હરિજન ગ્રેજ્યુએટો

"ઉચ્ચ શિક્ષણની અનુકૂળતા કરી આપવામાં આવે તો હિંદુ કોમે જે અસ્પૃશ્ય માની છે એવી કોમનાં બાળકો પણ 'બીજી સવર્ણ' કોમોની માફક યુનિવર્સિટીની ઉચ્ચ પદવીઓ પ્રાપ્ત કરી શકે છે, એ અનેકવાર પૂરવાર થ છે. અમદાવાદ જિલ્લામાં અત્યાર સુધીમાં એવી ઉચ્ચ પદવી કોઈ હરિજ વિદ્યાર્થીએ મેળવી ન હતી. પરંતુ આ વર્ષની બી. એ.ની પરીક્ષામ શ્રી. ગુલાબભાઈ મોરૈયા અને શ્રી. કાળિદાસ પરમાનન્દ એ બે હરિજન યુવ પાસ થયા છે એ જણાવતાં અમને ઘણો આનંદ થાય છે. અમે એ ભાઈઓને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. ગુજરાત હરિજ સેવક સંઘના પ્રબંધથી આ બે ભાઈઓને આર્થિક મદદ મળતી હતી, તેથી તેમનો કૉલેજનો અભ્યાસ શક્ય બન્યો હતો. શ્રી. ગુલાબભાઈ મોરૈયા ગાંગડ હરિજન છાત્રાલયના છાત્ર છે, અને શ્રી. કાળિદાસ પરમાનન્દ કાઠી ગામન વતની છે. આ બંને યુવકો પોતાનો અભ્યાસ આગળ વધારવા ઇચ્છતા હો તો તેમને આર્થિક અને બીજી અનુકૂળતા ગુજરાત હરિજન સેવક સંઘ કર આપશે એવી અમને ખાત્રી છે. અભ્યાસને અંતે એ બે ભાઈઓ માત્ર પોતાન ગુજરાનના સાધનનું લક્ષ્ય ન રાખતાં પોતાની પછાત કોમનાં બાળકો વિદ્યાભ્યાસમાં અને સામાજિક ઉન્નતિના કાર્યમાં પોતે લીધેલા શિક્ષણનો ઉપયોગ કરશે, એવી અમે આશા રાખીએ છીએ. ગુજરાત હરિજન સેવ સંઘ હરિજન કોમની ઉન્નતિ માટે જે કાર્ય કરી રહ્યો છે તે પ્રત્યે જાહે જનતાનું અમે લક્ષ દોરીએ છીએ અને એ કાર્યમાં તેને આર્થિક અને બીજ સક્રિય સહાયતા કરવાની અમે વિનંતી કરીએ છીએ. ગ૦" ('જ્યોતિર્ધર, તા. ૧૨:૭:'૪૧).

પણ ખેડા જિલ્લાના સવર્ણો?

સરકારનો હુકમ છે કે લોકલ બોર્ડની બધી શાળાઓમાં હરિજન વિદ્યાર્થી ઓને દાખલ કરવા જોઈએ. બોરસદ તાલુકાના દહેમી અને નાપા ગામન સવર્ણોની હઠીલાઈથી ત્યાંની શાળાઓમાં હરિજન વિદ્યાર્થીઓ દાખલ નહોત થઈ શકતા; તેથી ખેડા જિલ્લા લોકલ બોર્ડ શાળાસમિતિએ, તે ગામોને નોટી આપ્યા છતાં ન માનવાથી, એ બે ગામોની શાળાઓ બંધ કરી. ત્યારે ગામોના લોકોએ વધારે હઠ પકડી એ શાળાસમિતિ વિરુદ્ધ શાળા બંધ કરવ

સામે મનાઇ હુકમ મેળવવા કચેરીમાં ફરિયાદ માંડી. આખરે તેમાંયે હાર્યા આ હકીકત જોડે મામના અંકની પ્રસંગકથામાં જણાવી છે. હવે એ ગામો નિરક્ષરતા નિવારણ સમિતિને શરણે ગયા અને એ સમિતિએ તેમને આશ્રય આપ્યો છે. સરકારી નિયમ તો એવો છે કે ૭૦૦ માણસોની વસતિ વાળાં ગામોમાં શાળા ઉઘાડવાનું કામ એ સમિતિનું નથી. જ્યાં એ સમિતિની સભા તા. ૨૬:૬:'૪૧ને રોજ બોરસદ તાલુકાના મામલતદારને પ્રમુખપદે મળી. તેમાં આ બે ગામમાં શાળાઓ ઉઘાડવાનો પ્રશ્ન ખૂબ ચર્ચાયો. અંતે મત લેવાતા, સભાસદોના મત સરખે ભાગે વહેંચાઇ ગયા, ત્યારે એ સરકારી અમલદાર-પ્રમુખે પોતાનો મત શાળા ઉઘાડવાની તરફ આપ્યો! સરકારની નીતિ વિરુદ્ધ સરકારી અમલદાર! હવે એ બે શાળાઓનું ખર્ચ સરકાર મંજૂર કરી નિરક્ષરતા નિવારણ સમિતિને આપે છે કે કેમ એ જોવાનું છે.

**બનાવટી વૈષ્ણવ આચાર્યને સજા.**

શ્રી વલ્લભાચાર્યના બે પુત્ર. (૧) ગોપીનાથજી અને (૨) વિઠ્ઠલનાથજી. વિઠ્ઠલનાથજીને બે મુસલમાન શિષ્યો: (૧) પઠાણ કવિ રસખાન અને (૨) ચાહળીબી એ રસખાનનો વંશજ છુ, એમ જણાવી રહેમતખાન નામને એક પઠાણે ભેંવલા વૈષ્ણવોને ઠગી મલીદા ઉડાવવા માંડયા. એ પઠાણ અને તેના સાગરીતો ઉપર એવા આરોપ માટે કેસ ચલાવી દાહોદ કોર્ટે તેમને સજા કરી હતી. તેવો જ ઠગાઇનો બીજો કેમ તેમની અને તેમના કહેવાતા સાગરીત દિનકિંગ ઉર્ફે મોતીભાઇ અવિચળદાસ પટેલ ઉપર આણંદમાં ચાલે છે, પણ કાયદાની અમુક આંટીઘૂંટીથી હાલ તે મુલતવી રહ્યો છે. તેવામાં વળી ત્રીજો જ કેમ તેમના એ સાગરીત દિનકિંગની દીકરીને કારણે ઊભો થયો. "બોરસદ, તા. ૨૭. બનાવટી વૈષ્ણવાચાર્યનો સ્વાંગ સજીને જનતામાં પોતાને સિંધના જેકોબાબાદની ગાદીના દેવકીનંદનજી હોવાનો ઢોંગ કરી સુણાવ મુકામે દિનકિંગ ઉર્ફે મોતીભાઇ અવિચળદાસની દીકરી વિલાસને ગુરુમંત્ર આપ્યો અને તેથી તેમની ધાર્મિક લાગણી દુભાઇ એ તહોમતસર બોરસદના પહેલા વર્ગના ન્યાયાધીશ શ્રી શેખસાહેબે દેવકીનંદન બનેલા જેકોબાબાદના રહેમતખાન પઠાણને ૪ પી. કોડની કલમ ૪૧૯ મુજબ તકસીરવાર ઠરાવી ૬ માસની સખ્ત જેલની સજા ફરમાવી છે આ કેસે ગુજરાતની વૈષ્ણવ જનતામાં ભારે સનસનાટી ફેલાવી હતી" ('ગુજરાત સમાચાર,' તા ૨૯:૬:'૪૧) ધર્મની અંધશ્રદ્ધાએ ભેંવલા બની ગયેલા વૈષ્ણવો આવા બનાવટી આચાર્યથી હવે ચેતશે, એમાં જ એમનું હિત છે.

---*---

# સમાવેશ



—*—

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૭ }  આણંદ  { ભાદરવો
વર્ષ ૧૮ }  { અંક ૧૧


## સ્ત્રીજીવન

**સ્ત્રીજીવનના** ત્રણ કાળ ગણી શકાય: પ્રાચીન, મધ્યમ અને આધુનિક. આ ત્રણે કાળોમાં સ્ત્રીઓનાં જીવનની જુદી જુદી દશા થઈ.

પ્રથમ પ્રાચીન તરફ નજર કરીએ. પ્રાચીન કાળમાં સ્ત્રીઓનું જીવન અનેરું જ હતું. સ્ત્રી કેળવણી લેઇ શકતી, વાદવિવાદ કરી શકતી, યુદ્ધમાં પણ જઇ શકતી. આવાં આવાં અનેક કાર્યોમાં ભાગ લેઇ શકતી. અને તેને માટે ઘણા દાખલા મોજુદ છે: લીલાવતી, સીતા, દ્રૌપદી, સરસ્વતી, ઇત્યાદિ. શંકરાચાર્યના જમાનામાં તો સ્ત્રીઓ ખૂબ જ આગળ પડતો ભાગ લેતી. શંકરાચાર્ય અને મંડનમિશ્ર વચ્ચે ધાર્મિક વાદ થયો, એ મહાન વિદ્વાનોના વાદનો નિર્ણય કરવા મંડનમિશ્રનાં પત્ની સરસ્વતી પ્રમુખસ્થાને બેઠેલાં. વેદના સમયમાં આવી અનેક વિદુષી સ્ત્રીઓ હતી.

હવે આવ્યો મધ્યમ કાળ. જ્યારથી મુસલમાનોએ આપણા દેશમાં પેસારો કર્યો, ત્યારથી હિંદુ સ્ત્રીઓની કફોડી સ્થિતિ થઇ. તેઓ આપણા દેશમાં આવ્યા પછી આપણી હિંદુ સ્ત્રીઓથી બહાર નીકળાય નહિ, જનાનામાં રહેવું પડે, કેળવણી પણ લેઇ શકાય નહિ, ઘુંઘટ કાઢવો પડે, કોઇ પણ પુરુષને સાથે લીધા સિવાય ઘરની બહાર સુદ્ધાં નીકળાય નહિ, એવાં એવાં અનેક બંધનોથી સ્ત્રીઓને બાંધી લેવામાં આવી. અને એ સ્થિતિ હજુ પણ સુશિક્ષિત સ્ત્રીવર્ગ સિવાય સમસ્ત સ્ત્રીવર્ગમાં છે. જોકે તે જમાનામાં પણ સ્ત્રીજાતિનો ઉદ્ધાર કરનાર કોઇ પણ સ્ત્રી નહિ હોય તેમ કહેવાનું મારું મંતવ્ય નથી, પણ તે વખતની ઉદ્ધારક સ્ત્રીઓ એટલા જુજ પ્રમાણમાં હતી કે તેઓ આવાં લોખંડી બંધનોનો અને રાક્ષસી પુરુષોનો સામનો કરી શકે તેમ ન હતું.

તે વખતથીજ કહેવત પડી હશે કે 'દીકરી ને વળી ગાય, દોરે ત્યાં જાય.' તે જમાનાનાં પુરુષોની પણ તેવીજ વૃત્તિ હતી. 'સ્ત્રીઓને કેળવણીની શી જરૂર છે?' એમ તેઓ માનતા. પણ તેઓને ક્યાં ખબર હતી કે સુશિક્ષિત સ્ત્રી પોતાના પિતાને, વડીલને, પતિને અનેક રીતે મદદ કરે છે, ગૃહજીવન મધુરૂં બનાવે છે, ઘરની વ્યવસ્થા સુંદર રીતે રાખે છે; આ રીતે અનેક સુંદર રંગોથી પોતાનો સંસાર રંગે છે. સ્ત્રી અને પુરુષ બંને સુશિક્ષિત હોય તો ઘરમાં, કુટુંબમાં, નાતમાં, સમાજમાં અને આખરે દેશમાં સુધારા કરી શકે છે. એકલો સુશિક્ષિત પુરુષ ઘણુંજ થોડું કરી શકે છે, કારણ કે અશિક્ષિત, વહેમી અને અજ્ઞાન સ્ત્રી તેના કામમાં હમેશાં વિઘ્નરૂપ થાય છે. આથીજ દરેક સુધરેલા દેશમાં સ્ત્રીઓને ફરજિયાત કેળવણી અપાય છે.

હવે આવ્યો આપણો આધુનિક કાળ. મારે અવશ્ય જોઇએ કે આ કાળમાં તો વહેમી, અજ્ઞાન અને અશિક્ષિત પુરુષવર્ગ સિવાય તમામ પુરુષોની વૃત્તિ મધ્યમ કાળ કરતાં સુધરી ગઇ છે. પુરુષોએજ પોતાને હસ્તક સ્ત્રીઉદ્ધારનું કાર્ય લેઇ લીધું છે. સ્ત્રીસ્વાતંત્ર્ય હોવુંજ જોઇએ એમ તેઓનું માનવું છે. ઠેકઠેકાણે સ્ત્રીકેળવણીના પ્રચારની સંસ્થાઓ ઉઘાડવામાં આવી છે. મહિલા-વિશ્રામ, વનિતાવિશ્રામ વિધવાશ્રમ, જ્યોતિસંઘ, સ્ત્રીઉદ્યોગાલય, સહશિક્ષણ શાળાઓ, વગેરે અનેક સંસ્થાઓ ખોલવામાં આવી છે. તેથી તમામ સ્ત્રીવર્ગમાં સ્ત્રીસ્વાતંત્ર્યનો જુસ્સો આવ્યો છે. સ્ત્રીઓ છૂટથી કેળવણી લેઇ શકે છે, વેપારધંધો કરી શકે છે, અદાલતમાં જઇ શકે છે, નોકરી પણ કરી શકે છે. દરેક વર્ષે અનેક વિદ્યાર્થિનીઓ 'યુનિવર્સિટી'માંથી પસાર થાય છે. હાલના નેતાવર્ગમાં પણ સ્ત્રીઓ છે: શ્રી. સરોજિની નાયડુ, શ્રી. રાજકુમારી અમૃતકુંવર, શ્રી. લીલાવતી મુનશી, વગેરે.

હજુ પણ અજ્ઞાન વર્ગમાં સ્ત્રીસ્વાતંત્ર્યનો પ્રચાર પૂરેપૂરો ફેલાઇ શક્યો નથી. મધ્યમ કાળમાં તેમજ પ્રાચીનકાળમાં સતી થવાનો ચાલ હતો. જે ક્ષણે સ્ત્રી વિધવા થતી તેજ ક્ષણે તેનો સર્વ શણગાર, વ્યસન, મોજશોખ વગેરે સર્પની કાંચળીની પેઠે સરી પડતાં. તે ચાલ થોડેઘણે અંશે નાશ પામ્યો છે. હજુ પણ વિધવાથી પુનર્લગ્ન તો નથીજ કરી શકાતું. તેને બળાત્કારે વૈધવ્ય પાળવુંજ પડે છે. અને જો કોઇ પુનર્લગ્ન કરે તો? તેને અનેક વિટંબણાઓ વેઠવી પડે છે. સમાજની સીતમચક્કીમાં પિસાવું પડે છે, એટલુંજ નહિ પણ માબાપ, સગાંસ્નેહીઓ અને મિત્રો, વગેરેથી વિખુટાં થવું પડે છે અને એ સર્વ તરફથી તેનો ફિટકાર થાય છે!

પણ પુરુષ વિધુર બને તો? તેની મૃત પત્નીનો અગ્નિસંસ્કાર થતા પહેલાં જ તેના વિવાહની તૈયારીઓ થવા માંડે છે! પુરુષ તો વિધુર કે સધુર દશામાં એક, એક તો શું પણ પાંચ પાંચ ચાર પરણી શકે છે. આ ક્યાંનો ન્યાય? જુઓ આપણા સમાજના અન્યાયી કાયદા!

જ્યારે બાળલગ્ન અટકશે, પુનર્લગ્નને ઉત્તેજન મળશે, તમામ સ્ત્રીઉન્નતિનાં કાર્યોમાં સુશિક્ષિત અને અશિક્ષિત વર્ગ સંગઠન કરી ભાગ લેશે, ત્યારે જ પ્રત્યેક સ્ત્રી સંપૂર્ણ રીતે સ્વતંત્ર થશે, અર્થાત્ અત્યારે તેમ જ પ્રાચીન કાળથી જે સ્વતંત્રતા પુરુષવર્ગ ભોગવતો આવ્યો છે તેની સ્વતંત્રતા એ ભોગવતી થશે.

સમાજમાં પેઠેલો સડો ક્યારે દૂર થશે? હે વાચક! તારે આ સડો દૂર કરવા શું કાર્ય કરવાનું છે તે જરૂર વિચારજે. અસ્તુ!

વડોદરા — પદ્મા પટેલ

---

## યુવકને

યૌવન એ જીવનનું મહામૂલું પ્રભાત છે. પ્રભાતમાં મનુષ્યને કાર્ય કરવાની તીવ્ર ઇચ્છા હોય છે અને તેમ કરવામાં કાળ તેમજ સ્થૂળ શરીર અને આંતરિક પ્રેરણા તેને સહકાર આપે છે, શરીરમાં સ્ફૂર્તિ અને નવીન જોમ રેડાય છે અને ગમે તેવા મુશ્કેલીભર્યા કાર્યને પ્રભાત સહેલું બનાવે છે. જીવન-પ્રભાત તે યુવાની. જીવનનો એ એકજ અનુપમ અને ખુશનુમા કાળ.

જીવનધ્યેય તરફ કુચ કરવાની શરૂઆત જીવનપ્રભાતમાંજ થવી જોઇએ. યુવકે દૃઢ અને સચોટ ડગ યૌવનકાળમાંજ માંડવાં જોઇએ. યુવક મુશ્કેલીઓને ફગાવી દે છે, ટીકાને તરછોડે છે અને જીવનધ્યેયની પ્રાપ્તિને અર્થે નિશ્ચિત ડગ ભરે છે.

સારી આલમ તરફ નજર નાખો. શું જુઓ છો? મહાન ક્રાન્તિ કોણ કરે છે? જીવનમાં નવા સુધારા કોણ વણે છે? યુવકજ!

યુવક, સમાજમાં તારું કર્તવ્ય મહાન છે. તારા ઉપર આવતી કાલનાં સારાં નરસાં કાર્યોનો આધાર છે. જો તું વિચારશીલ અને પ્રગતિપ્રિય બને તો સમાજ ઉન્નત થાય. જો તું રૂઢિપૂજક ને નમાલો હશે તો અધોગતિ નિશ્ચિતજ છે.

યુવાનીમાં કંઇક નવું સર્જવાની અભિલાષા હોય છે, સારું ગ્રહણ કરી ખોટાથી વિમુખ થવાની ઉમેદ હોય છે, અને નવોજ ચીલો પાડી નામના

મેળવવાની મહત્ત્વાકાંક્ષા હોય છે. જો તું પોતાની ફરજ ન સમજે અને 'ચાલતું આવ્યું તેમ ચાલવા દો,' એવી વૃત્તિવાળો હશે તો તું સમાજને નિરુપયોગી અને ધરતીમાતાને ભારરૂપ છે.

વળી દેશની આઝાદી હાંસલ કરવામાં પણ તારૂં સ્થાન મોખરે છે. જો તું તારા યૌવનકાળમાંજ પ્રચંડ શક્તિથી આગળ ધપે તો દુનિયામાં કોઇ એવી શક્તિ નથી, જે તને રોકી શકે. દરેક પ્રગતિમાં તારો હિસ્સો અગ્રસ્થાન ભોગવે છે. જેનામાં જુવાનીનું જોમ, નવું સર્જવાની ધગશ અને સંકટનિવારણની હોંશ નથી તે યુવક નથી. ફક્ત ઉમરથીજ યુવક નથી ઓળખાતો, યુવાનીભર્યાં કાર્ય કરવાથીજ યુવક બની શકાય છે.

સંગઠન એ તારે માટે અતિઆવશ્યક છે અને ઉન્નતિને માર્ગે પ્રયાણ કરતાં આત્મભોગની પણ અનિવાર્ય જરૂર છે.

તો યુવકો! સંગઠન કરો, નવું કરવાની ઉમેદ રાખો. સારૂં ગ્રહણ કરો, ખોટાને ફગાવી દો. મહાન ક્રાન્તિકાર બનો અને જીવનને ધ્યેયયજ્ઞમાં હોમો. તથાસ્તુ!

આણંદ જ્હૉન જે. કૉન્ટ્રાક્ટર

---*---

## ગામનું કામ

[સ્વતંત્ર છતાં અષાઢના 'કોની જીત?'ના અનુસંધાન તરીકે—લેખક]

ગામનું ભાંજગડિયું મંડળ ભેગું થયું હતું. ગામને પાંચસો રૂપિયાની જરૂર હતી, જોકે નરેન્દ્રના મંડળ સિવાય બીજાઓને તેમાં જરૂરિયાત જેવું બિલકુલ લાગતું નહિ.

"ગામ બંધાયાં કેટલીયે પેઢીઓ થઇ ગઇ—છતાં તળાવને આરા વગર ચાલ્યું અને હવે નહિ ચાલે?" આગળથી થએલી ગોઠવણ પ્રમાણે વલ્લભભાઇએ કહ્યું. રાવસંગે એને ટેકો આપ્યોઃ "એ તો પૈસા હોય તો બધું'ય, નહિ તો લાકડાની બે છાટો નાખી એટલે એ આરો."

જે બોલે તેમાં ટેકોજ આપવાનું સમજેલા ધરમભાઇ બોલ્યાઃ "બીજાં ગામોમાં એ બધું થાય છે ત્યાં ઓછું આપણી પેઠે પૈ પૈ ભેગી કરવાની છે? એક જણ રકમ આપી દે એટલે પત્યું!"

છોટાભાઇ જોકે અત્યારે મુખીપદ ઉપરથી ફારેગ થયા હતા. છતાં ગામમાં એમનું વર્ચસ્વ તેમજ મુખીની અટક કાયમ હતાં. અને એય તમે માનતા

હો તો ભલે કે સરકારે એમની પાસેથી પલટાઇ એમને નાલાયક ઠેરવી લેઇ લીધી, નહિ તો અત્યારેય વાત નીકળે ત્યારે એ તો કહે છે: "અમથી મેં પટલાઇ મૂકી દીધી હશે? ગળવાની ધૂળ ને ગોદામણનો પાર નહિ." નરેન્દ્ર સાથે ભૂતકાળમાં બોલવાનોય સંબંધ જે નહોતો રાખતા તે હવે ભૂતકાળ ભૂલી ગયા હોય તેવો વ્યવહાર રાખતા. એમણે છેવટ પોતાનો અભિપ્રાય આપ્યો: "એ તો આપણે બધુંય સમજીએ છીએ કે આ ગામમાં કશું થાય એવું નથી. નહિ તો હમણાં બધા ઘર દીઠ રૂપિયો રૂપિયો આપે તોય સહેજમાં પાંચસો રૂપિયા ભેગા થઇ જાય. કોની સ્થિતિ આપે તેવી નથી? પણ આ તો જ્યારે હોય ત્યારે પાંચ દશ ભેગા થતા હોય તેમની ઉપરજ ભાર! નહિ તો મારી આખી જિંદગી કોર્ટકચેરીમાં ગઇ, છતાં સરકારમાંથી પૈસા ખેંચી લાવ્યા વગર રહ્યું? આ ધરમપરાનો કૂવો, રાજૂપરાનો ખડિયાટ અને નાયરનો લાકડાનો પૂલ મેંજ નડિયાદના ચુનીભાઇ દેસાઇની ચિઠ્ઠીથી મંજૂર કરાવ્યો હતો. પણ આ તો આપવાનું થાય એટલે વેગળા બેસે; એમ કામ થતાં હશે?" આમ ગામના દરેક કામ વખતે દરેક ઘરને સરખી સ્થિતિમાં મૂકી પોતાના જેવા સારી સ્થિતિવાળા માણસોને વધારે ભાર લેવા વખત ન આવે તેની બરાબર કાળજી એ મુખી રાખતા હતા.

નરેન્દ્રે કહ્યું: "ભટ્ટીના રૂપિયા કેટલા આવે છે?"

છોટાભાઇએ જવાબ આપ્યો: "ભટ્ટીના રૂપિયા તે કેટલા પહોંચે? હવન કરવો હોય તોય ભટ્ટી, નાગડા આવ્યા તોય ભટ્ટી, પરબ માંડવી હોય તોય ભટ્ટી ને મામેળા વખતે કસુંબો કરવો હોય તોય ભટ્ટી! મહાને જ દશ રૂપિયા કેટલુંય કહ્યું ત્યારે રામચરણે આપ્યા, અને પછી એણે કહ્યું: 'મારી પાસે હવે ગામની શિલક નથી. મારાજ ઊલટા ગામ પાસે સો બસો રૂપિયા નીકળતા હશે.'"

નરેન્દ્રે કહ્યું: "પણ નાગડા ને મહાને અપાવો છો શું કામ?"

છોટાભાઇ મીઠું હસી બોલ્યા: "સાંભળ્યું, જેઠાભાઇ! નરેન્દ્ર તો જાણે છે કે આપણને આપવાનો ભાવ થતો હશે."

જેઠાભાઇ: "આપણે તે શું મરીએ? ગામમાં અમે જ નવરા એટલે જ્યારે હોય ત્યારે હડીએ ચઢીએ. ખેતરમાં જતો હતો ત્યાંથી બે નાગડા ઊંચકી લેઇ ગયા...."

"તમે તો જાણે રસ્તામાં હડીએ ચઢ્યા, પણ હું તો ત્રીજે માળ ચઢીને સૂતો હતો ત્યાંથી ખેળી કાઢ્યો." છોટાભાઇએ કહ્યું.

રાયસંગે કહ્યું: "તમે આવ્યા તે પહેલાં મહંતને બે વાર પગે લાગ્યો કે ગામની સો રૂપિયા આપવાની સ્થિતિ નથી."

"ત્રીશ રૂપિયા ને પાકું સીધું છેવટ કબૂલ કર્યું, ત્યારેજ મને તો ખાતાય ઊઠવા દીધો." ગેમલે કહ્યું.

મૂળ વસ્તુને મુદ્દા ઉપર લાવતાં ચુનીભાઇએ પૂછ્યું: "એમ પાંચસો રૂપિયા વરસમાં કંઇ વપરાઇ જતા હશે? આજે પંદર વરસથી ભઠ્ઠીનો ઈજારો અપાય છે. સારાં વરસોમાં તો સાતસો રૂપિયા આવતા હતા. છતાં એનો હિસાબજ કોણ જાણે છે!"

એ જવાબને ઉડાવી મૂકતાં છોટાભાઇ બોલ્યા: "તમે હજુ ગામનાં કામ કર્યાં નથી, એટલે ઊજળું ઊજળું દેખ્યા કરો છો. અનુભવ થશે ત્યારે ખબર પડશે. હું તો કે' દહાડાનો કહું છું કે મને તમે ગામના કામમાં બોલાવશો જ નહિ, તમે જે કરશો તે આપણે કબૂલ છે."

નરેન્દ્રે જણાવ્યું: "પાંચસોને અભાવે તો સરકારના હજાર જતા રહેશે."

ચુનીભાઇ: "રૂપિયા શું ખુએ? ગમે તેમ કરી ભરવાના."

છોટાભાઇ: "આપણે તો ગામમાં સારૂં થતું હોય તે જોવા હમેશ રાજી છીએ. પણ હવે આપણાથી કામ થતું નથી. ઘર દીઠ, ભાગ દીઠ, ગમે તે રીતે ભેગા કરવાનું કહેતા હો તોય કબૂલ છે." એમને તો બે વાત સાચવવી હતી: એક તો સ્થિતિ પ્રમાણે ટીપમાં ન ભરવું અને બીજું ભઠ્ઠીમાંથી પૈસા ન જવા જોઇએ, જેથી પોતાના ખિસ્સામાં આવતા અટકી ન પડે. છેવટ ભલે કામ ન થવાનું હોય તો ન થાય, પણ વિરોધીઓએ આણેલી દરખાસ્ત ઊડી જતી હોય તો એ તેથીય રાજી હતા. પણ પોતે એનું કારણ ન દેખાય એ ધ્યાન રાખતા.

એમનો ભત્રિજો ગણપત બોલ્યો; "ભાગ દીઠ જ રાખોને."

નરેન્દ્ર: "ભાગની જવાબદારી કોણ લે?"

છોટાભાઇ: "દરેક ભાગના અહીં છે.તે પોતપોતાના ભાગના માથે રાખે. રાયસંગ એમના વાંટાનું, તારાચંદ મહાજનનું, તે ગેમલ એમના પાડિયાનું માથે રાખે."

ગોરધને હિસાબ કરી નાખ્યો: "મહાજનના બે ભાગ એટલે દરેક ભાગને પચાસ પચાસ રૂપિયા આવે."

"એજ બરાબર છે. લો, હું તો ગાડીએ જવું છે એટલે ઊઠીશ." એમ બોલીને છોટાભાઇ ઊઠ્યા.

રૂપિયા ક્યારે ભેગા કરવા અને તેમ ન બને તો શી વ્યવસ્થા કરવી, તેનો કંઇ વિચાર કર્યા વગર દરેક ચાલતા થયા. અંતરના ઉમળકા વગરની સભાઓમાં બીજું શું પરિણામ આવે?

ગામમાં આ યોજના જાહેર થઇ એટલે ચર્ચા જામી. જે ભાગમાં થોડાં ઘર હતાં એ ભાગના લોકો કહેતા: "અમારા ભાગમાં ઘર પાંચ એટલે અમે દશ દશ આપીએ અને બીજાઓને ભાગ તો બે બેજ આવે, ખરું ને?"

"આવું તે હોતું હશે? ઘર દીઠ ઉઘરાવે તોજ આપીશું."

કોઇ કહેતું: "તમે નહિ આપો, પણ તમારા ભાગના રણછોડે માથે રાખ્યા એટલે એણે તો આપવાજ પડશે ને?"

"એ તો બધું કબુલ કરીને આવે. અમે ક્યારે કહ્યું હતું?"

રણછોડ: "ભાગવાળા ન આપે તો હું ઓછો ઘરમાંથી આપવાનો હતો?"

ત્યાં વળી વાંઢા ત્રીજુંજ કહેતા: "અમારે એવા પૈસા આપવાના નથી. અમારાં બૈરાં આવે ત્યારે ના ઘોળા દેશો, જાઓ."

વાંટામાં વળી જુદીજ વાત થતી હતી:

એક: "ગામના કામમાં આપણને વળી ક્યારે કોઇ પૂછે છે?"

બીજો: "ખાવાનું હોય ત્યારે નહિ, પણ આપવાનું હોય ત્યારે આગળ!"

ત્રીજો: "આ રામસંગ એવા તે જાય. આપણે જવાની શી જરૂર?"

ચોથો: "છો ને ગયા, આપણે આપવા હોય ત્યારે ને?"

રાયસંગ હુક્કાની દમ દેતાં બોલ્યા: "અમથા અકળાઓ છો. તમારા કહ્યા વગરજ એનું નામ કંઇ નહિ. કોઇએ આપવાનું નથી."

ગેમલ બારૈયાના પાડિયાના લોકો ત્રીજુંજ બોલતા હતા: "ભઠ્ઠીમાંથી લેઇને રૂપિયા આપ્યા હોત તો!"

"એમાંથી પાંચસો આપી દે ત્યારે આખું વરસ એમને ખાવા જોઇએ તે!"

"કશુંય કોઇથી અજાણ્યું નથી. પેલા ખૈડિયામાં આપણા ઘરમાં ખાવા ખાવરોય નહોતો ત્યારે ગેમલના ઘરમાં ચોખા ઓરાતા!"

"ભઠ્ઠીમાંથી એ બધું આવતું હતું, એ કંઇ આપણે નથી જાણતા?"

"પણ રામચરણેય જાણે છે કે આખું પાડિયું એનું માને છે એટલે એનું મોં બાંધ્યું એટલે બસ. નહિ તો આપણા પાંચ શેર દૂધના ત્રણ આના કરાંજીને આપે છે અને એની વહુને જે આપે છે તે જોયા વગર મૂઠી વાળી ચમરતી ઘેર આવતી હશે?"

"એ તો બધું અત્યારે ને? એ હોય ત્યારે બોલાય છે?"

"હું તો આ વખત ચોકખું ના કહેવાનો છું."

પાંચ દિવસ થયા છતાં એનું કંઇ પરિણામ ન આવ્યું. રૂપિયા ભરવાની મુદત હવે દશ જ દિવસ બાકી હતી. નરેન્દ્ર ફરીથી બધાંને ભેગા કરવા મથવા લાગ્યો. એ દિવસે બધા તો નહિ પણ ઘણાખરા ભેગા થયા.

પ્રથમની યોજના નિષ્ફળ ગઇ હતી એટલે ફરી દરેકની નજર ભઠ્ઠી તરફ ગઇ. રામચરણને બોલાવ્યો. એણે કહ્યું: "હજુ મારા નહિ નહિ તોય ગામ પાસે સો સવાસો રૂપિયા નીકળતા હશે. છતાં નવા વરસના પાંચસો રૂપિયા આપવામાં મને વાંધો નથી. પણ પછી આખા વરસ સુધી એક પાઇ નહિ આપું." એમ કહી એણે એક પછી એક છોટાભાઇ, રામસંગ, ગેમલ તરફ દૃષ્ટિ કરી; જાણે કહેતો ન હોય કે પછી ખિસ્સામાં મૂકવાના ખોળશો તે નહિ મળે!

છોટાભાઇના મુત્સદ્દી મગજે એની નોંધ લેઇ કંઇ ઘાટ ઘટવાનો વિચાર કર્યો હોય તેમ કહ્યું: "સારું, અમે વિચાર કરીને કહીશું." અને રામચરણ ઊઠીને વિદાય થયો–એટલે એ બોલી ઊઠ્યા: "ગામને કાલ ઊઠીને બીજા કામમાં પૈસા જોઇએ અને ન આપે તે ચાલે? બસ, આ સાલ એને ઇજારો આપવો જ નથી."

વીરાભાઇ ઊકળી ઊઠ્યા: "ગામમાં બીજો દુધારો ઘાલ્યા વગર એને ખબર નહિ પડે."

રાયસંગ: "આપણને એના વગર બીજો ક્યાં સૂઝે છે? નહિ તો આજુ-બાજુનાં ગામો કરતાં અહીં એકાદ આનો ભાવ ઓછો જ હોય છે."

છોટાભાઇ: "અદેસરની ડેરીવાળો મને બે વરસથી ભાઇબાપા કર્યા કરે છે. પહેલી સાલ તો, ભલો હોય તો પગપેસારો કરવા, પાંચસો ને બદલે સાતસો આપે. છતાં મારા મનને જાણે જૂના માણસને કોણ કાઢે?"

ગેમલ: "એ તો જૂની જળોની માફક ગામનું લોહી પી ધરાઇ ગયો છે એટલે એને બહુ ગરજ નથી."

ભીખાભાઇ: "આપણનેય એની શી પડી છે? ઘાલોને એ ડેરીવાળાને એટલે એનેય ખબર પડે."

નરેન્દ્ર આ બધી ચર્ચા વગર બોલ્યે સાંભળતો હતો એટલે છોટાભાઇ બોલ્યા: "જોયું, આ ગામનું કામ? છે કશાનું ઠેકાણું? એ તો સારું છે કે બીજો આપણી પાસે તૈયાર છે. નહિ તો એના ઉપર બેઠા હોઇએ તો બધું માર્યું જ જાય ને?"

નરેન્દ્ર તો સમજતો હતો કે ઇજારાની રકમ લીધા પછી એ મુદત દરમ્યાન કેવી રીતે બીજી માગણી થઇ શકે? છતાં એણે છોટાભાઇના પ્રશ્નનો કંઇ જવાબ ન આપ્યો.

છેવટ બીજે દિવસ અદેસરની ડેરીવાળાને દૂધનો ઇજારો આપવા જવાની વ્યવસ્થા કરી મંડળ વીખરાયું.

* * *

રાત્રે નવેક વાગે દૂધની તપેલી લેઇ ગેમલ ઘેરથી નીકળ્યો ત્યારે ભવાને પૂછ્યું: "કેમ ગેમલકાકા! આટલું મોડું?"

ગેમલ દૂધની તપેલી સ્થિર કરી બોલ્યો: "બીજું શું? ભાંજઘડિયાનાં છોકરાં ભૂખે મરે તે આનું નામ! નહિ પેલા સુધારો કરવા નીકળ્યા છે? તેમણે આરાનું તૂત ઊભું કર્યું છે, તે એમની ભાંજઘડમાં આખો દહાડો ગયો. છેક સાંજ પડી એટલે ખેતરમાં આંટો મારવા ગયો એટલે મોડું થયું. જરા ખાધું અને હુક્કો પીતો હતો ત્યારે 'એ' કહે: 'હજુ દૂધ રેડવા જવાનું બાકી છે.' એટલે થયું, લાવને જીવ, હું જ આપી આવું." ગુનેગાર ન્યાયાધીશ આગળ નિર્દોષતાનું નિવેદન કરે તેમ ગેમલે સવિસ્તર હકીકત કહી.

ગેમલ ગયો ત્યારે રામચરણ વધેલું પરચુરણ ગણી, હિસાબ મેળવી કોથળીમાં મૂકવા જતો હતો. બે જણે હમણાં જ દૂધ રેડ્યું હતું તેના પૈસા તેઓ ગણતા હતા. ગેમલે હાશ કરી બીડી ફૂંકવા માંડી ત્યાં તો પૈસાને ખિસ્સામાં મૂકી પેલા બે જણ ચાલ્યા ગયા. ગેમલને જોઇતી વસ્તુ—એકાંત—મળી ગઇ.

એણે મૂળ વાત શરૂ કરી: "જુઓ, રામચરણ, પછી તમે અમારો વાંક કાઢશો. કહેશો કહ્યું નહોતું!"

રામચરણ થએલો ઠરાવ જાણતો હતો. એણે કહ્યું: "રૂપિયા અગાઉ આપી દેઉં. પછી બીજા ક્યાંથી આપું?"

ગેમલ: "જુઓ, આપણો સંબંધ આજ નવો નથી. છતાં તમે અમનેય બાજુએ મૂકો એટલે બીજો શો ઉપાય?"

રામચરણ ગામમાંથી પગ કાઢવા ખુશી ન હતો. તેણે ફેરવી તોળ્યું: "તમારું કોઇ દિવસ ભૂલ્યો છું? હું તો ગામની વાત કરતો હતો."

ગેમલ: "ગામની ક્યાં વાત છે? એ તો ત્યાં તમે અમારી તરફ તાકીને કહ્યું કે પછી મારાથી એક પાઇ નહિ અપાય."

રામચરણ લુચ્ચું હાસ્ય મોં ઉપર લાવી બોલ્યા: "તમેય ભલા માણસ છો ને! તમારું તો હું ક્યાં નથી જાણતો?"

ગામડામાં ટેલીફોન નથી, છતાં ટેલીફોન કરી કોઇએ બોલાવ્યા હોય તેમ રાતના સાડાદશ વાગ્યે છોટાભાઇ મુખી પયારીગાંથી બેઠા થયા. ગામડાના રસ્તાઓ ઉપર ભાગ્યે તે વખતે અવરજવર હોય છે. છતાં એમણે અગમચેતી વાપરી હાથમાં પાણી ભરેલો લોટો લીધો. થોડેક ગયા ત્યાં ખેતરમાંથી આંટો મારી પાછો આવતો મોહન મળ્યો.

એણે પૂછ્યું: "કેમ, છોટાકાકા! આમ અત્યારે?"

પેટમાં ચૂક આવતી હોય તેમ મોં કટાણું કરી એ બોલ્યા: "મૂળે શરીર વાયડું. તેમાં કંઇ શાકનું ઠેકાણું ન પડ્યું એટલે વાલ કર્યા હતા. બપોરે બે દાણા ખાધા ત્યારથી પેટમાં ગુડગુડ થયા કરે છે."

અને ચારે બાજુ નજર કરી રસ્તા ઉપર આવતી ભઠ્ઠીમાં એમણે ઝડપથી પ્રવેશ કર્યો. જાણે રસ્તે જતાં ઇરાદા વગર આવ્યા હોય તેમ બોલ્યા: "હજુ જાગો છો કે શું?"

પછી તો એમણે ગામના મુત્સદ્દીને છાજે તેમ વાત શરૂ કરી: "અમને તો તમે નહિ તો બીજો, અમારાથી ફાયદો થતો હશે તો આપ્યા વગર નહિ રહે. આટલા વરસથી હિસાબ નથી જોયો તે લોકો જ્યારે જ્યારે વાત કરે છે ત્યારે અમારે જ સમજાવવા પડે છે. તમે અમારો ઘસારો વેઠતા હશો, પણ એથી તમને ફાયદો નથી, એમ માનો છો? બીજો, વધારે આપવા તૈયાર હોવા છતાં એને નથી આપતા, તે શું અમસ્તું? એ તો જાણે નવા નવાને ભાંજઘડમાં ભેળવવા તેના કરતાં આપણે જૂનો સંબંધ છે તે શો ખોટો?"

દૂર દૂરનો મુલક મૂકી અહીં કમાવા આવેલો રામચરણ કંઇ એમનાથી ગાંજ્યો જાય એવો ન હતો. એણે કહ્યું: "આજકાલ મને અહીં આવ્યાં પંદર વર્ષ થયાં. હું તમારો ક્યાં ભોમિયો નથી? તમારી વાત ઓછી મારી જાણ બહાર છે?"

છોટાભાઇ: "હું તમને ક્યાં નથી ઓળખતો? પચાસ વધારે ઘસાવા વખત આવે તોય તમે ક્યાં ના પાડો એવા છો? પણ આ તો અમારેય લોકોને દેખાડવું પડે ને કે ગમે તેને ઇજારો આપો, એની અમને લેવા દેવા નથી?"

છોટાભાઇના મુત્સદ્દી મગજે ખ્યાલ કરી લીધો હતો કે દર સાલ તો જે રૂપિયા ખિસ્સામાં પડતા હતા તે ઇજારાની મૂળ રકમમાંથી જ આવતા. પરંતુ આ સાલ બધા રૂપિયા આપી દીધા પછી એ હાથ મૂકવા ન દે તો એક વર્ષ સુધી તો કંઇ બોલી ન શકાય. માટે એનોય સાથે સાથે ઘાટ ઉતારી દેવો જોઇએ.

એટલે લોટામાંનું પાણી ત્યાં ઢોળી રામચરણની કોથળીમાંથી નીકળેલી

પચાસની પાંચ નોટોમાંથી એક ગેમલના ગજવામાં મૂકી એ ઊભા થયા ને બોલ્યા: "લો, હવે હું તો જઇશ?"

બંને ગયા એટલે રામચરણ બબડ્યો: "બેટાઓ! તમે તમારે રાજી થાઓ ને. મારે તમારા નંદિ ને તમારા ભાઇઓનાજ લૂંટીને આપવાના છે ને?"

બીજે દિવસે નરેન્દ્રે પૂછ્યું: "છોટાકાકા, જવાનું શું કર્યું?" ગઇ કાલે ઊકળી ગએલા છોટાભાઇ હસતાં હસતાં આજ જુદુંજ બોલ્યા: "એમ કોઇના પેટ ઉપર પાટુ મરાય છે? એને પુછીએ, છતાં ન માને તો ફરી એ તો ફરતો!"

અને એ દહાડે ગઇ કાલની શરત પ્રમાણેજ આરાના પાંચસો રૂપિયા ભટ્ટીના ઇજારામાંથી લેઇ સરકારમાં ભર્યા.

ચુનીભાઇના મગજે આ મુત્સદ્દીગીરી પારખી હતી. છતાં એને એટલો સંતોષ હતો કે પંદર વર્ષથી ભટ્ટીના ઇજારાની રકમના થતા દુર્વ્યયમાંથી એક વર્ષની રકમ તો બચાવી છે. આવતે વર્ષે વળી જોયું જશે.

અને આટલુંય ગામનું કામ થયાનો એને હર્ષ હતો.

નેદ્રા, તા. પાદરા ઇશ્વર પેટલીકર

---

## કવિવર રવીન્દ્રનાથ

[શ્રી. રવીન્દ્રનાથ ટાગોરના મૃત્યુથી આપણા યુગના કવિસમ્રાટ્જ આપણે ગુમાવ્યા છે એમ નથી, તેઓ માનવતા ભર્યા પ્રથમ કક્ષાના રાષ્ટ્રવાદી હતા. પોતાનું બળશાળી વ્યક્તિત્વ ન મૂકી ગયા હોય એવું જાહેર પ્રવૃત્તિનું એકે અંગ બાકી નથી રહ્યું. શાન્તિનિકેતન અને શ્રીનિકેતન એ બે તો આખા યે રાષ્ટ્રને, આખા યે વિશ્વને, તેમના વારસારૂપ છે. એમના આત્માને ચિરઃશાન્તિ મળો અને શાન્તિ-નિકેતનની જેમને સોંપણી થઇ છે તેઓ એને માટે લાયક નીવડો. —ગાંધીજી]

બંગાળના અગ્રગણ્ય, સુધારક અને જમીનદાર બ્રાહ્મણ કુટુંબમાં સને ૧૮૬૧ના મે મહિનાની છઠ્ઠી તારીખે, કલકત્તામાં કવિવર રવીન્દ્રનાથનો જન્મ થયો હતો. સાત ભાઇઓ અને પાંચ બેનોમાં તેઓ સૌથી નાના હતા. અને બચપણમાંજ માતાનું અવસાન થયાથી તેમનાં સૌથી મોટાં ભાભીએ તેમને માતાના જેટલાજ વહાલથી ઉછેરીને મોટા કર્યા હતા. તેમના પિતામહ શ્રી. દ્વારકાનાથ ટાગોર અને પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર સંસ્કૃત અને

ફારસી ભાષાના પ્રખર વિદ્વાનો હતા. તેમના પિતામહ તો વિદ્વાન અને ધનવાન હોવા ઉપરાન્ત સુધારક પણ હતા, એટલે જૂના રિવાજો અને રૂઢિઓ તોડીને બે વાર વિલાયત ગયા હતા અને સને ૧૮૪૬માં તેમનું મૃત્યુ પણ ત્યાં જ થયું હતું. બ્રાહ્મસમાજની સ્થાપના કરનાર રાજા રામ મોહનરાયના તેઓ પરમ મિત્ર હતા. દેશપરદેશમાં તેઓ 'રાજા દ્વારકાનાથ'ના નામથી વિખ્યાત હતા. આજ પર્યંત ટાગોર કુટુંબમાં વ્યવહારનિપુણ, સુશિક્ષિત અને સ્વદેશાભિમાની એવા અનેક પુરુષો થઈ ગયા છે અને તેઓએ પોતાની વિદ્વત્તા, ધાર્મિક વૃત્તિ અને દાનશૂરત્વથી આખા બંગાળમાં ટાગોર કુટુંબનું નામ અમર કર્યું છે. એ જ કુટુંબે હિંદને રવિબાબુ જેવા કવિશિરોમણી, ગગનેન્દ્ર અને અવનીન્દ્ર જેવા નામાંકિત ચિત્રકારો અને દ્વિજેન્દ્ર જેવા તત્ત્વજ્ઞાનીની ભેટ કરી છે.

કવિવરના પિતા દેવેન્દ્રનાથ ટાગોર મહાવિદ્વાન અને ઋષિસમ હતા. તેમના નિઃસ્વાર્થ વૃત્તિ, વેદજ્ઞાન અને બીજા ગુણોથી લોકો તેમને મહર્ષિને નામે ઓળખતા.

**સમૃદ્ધ વારસો:** આમ રવિબાબુને વિદ્વત્તા, કલા પ્રત્યેની અભિરુચિ અને બીજા એવા સદ્‌ગુણો તો વારસામાં જ મળ્યા હતા. નાનપણથી જ તેઓ સૃષ્ટિ-સૌન્દર્યના શોખીન અને કલ્પનાસામ્રાજ્યમાં વિહાર કરનારા હતા. પણ નાન-પણમાં એમને એટલી છૂટ મળતી નહિ. ઘરના નોકરોની તાબેદારીમાં રહેવું પડતું, તેથી તેમને ત્રાસ છૂટતો. આથી એમના મોટા ભાઈઓ નિશાળે જતા તેમની સાથે ત્યાં જવાની તેઓ હઠ પકડતા. આથી તેમને ભણાવવા આવતા એક વૃદ્ધ શિક્ષકે તેમને કહેલું કે: "રવિ, તું આજે નિશાળે જવા માટે રડે છે! પરંતુ પાછળથી નિશાળમાંથી છૂટકારો લેવા માટે રડવા બેસીશ." અને બન્યું પણ તેમ જ. નિશાળમાં થતી કડક શિક્ષા અને શિક્ષકોના ત્રાસજનક વર્તન અને ઘમંડથી તેઓ થોડાક સમયમાં જ કંટાળી ગયા અને ત્યાંથી છૂટવા ફાંફાં મારવા લાગ્યા.

**'ઠોઠ' પહેલે નંબરે:** વર્ગમાં કંઈ રસ પડતો નહિ એટલે તેઓ ધ્યાન આપતા નહિ અને છેલ્લે નંબરે બેસી રહેતા, જેથી શિક્ષક તેમને 'ઠોઠ' વિદ્યાર્થી ગણી કંઈ પણ પૂછતા નહિ. છતાં પણ તેમની યાદશક્તિ અને બુદ્ધિ એટલી તીવ્ર હતી કે જ્યારે શ્રી. મધુસુદન વિદ્યાવાચસ્પતિએ 'બંગાલી' ભાષાની પરીક્ષા લીધી ત્યારે તે પહેલે નંબરે પાસ થયા. શિક્ષકોએ આથી વાંધો લીધો અને બીજી વાર પરીક્ષા લેવડાવી, પણ તેમાં ય એ તો પ્રથમ જ આવ્યા. શિશુવયમાં તેઓ ઘણા હઠીલા અને અતડા રહેતા. શાળા અને ત્યાંના અભ્યાસ તરફ

તેમને કંટાળો હતો. આથી એમના મોટા ભાઇને નિરાશા થઇ હતી. એક વખત તેમને ઉદ્દેશીને તેમની મોટી બેને એમ પણ કહેલું કે "રવિ, તું મોટો માણસ થઇશ એમ અમને લાગે છે, પણ તું અમારી આશા નિરાશામાં ફેરવીશ." શાળાના સમય દરમ્યાન કેટલીયવાર તે શિક્ષકની નજર ચૂકાવી ભાગી જતા અને પાસેની ઝાડીમાં ભરાઇ જતા.

**કવિતાનો છંદ:** તેઓ દશ વર્ષના હતા ત્યારે એક વાર તેમના મોટા ભાઇ જ્યોતીન્દ્ર, જેઓ અંગ્રેજી શાળામાં ભણતા હતા, તેમને તેમના શિક્ષકે એક કવિતાનો છંદ શિખવ્યો. એ છંદ તેમણે ઘેર આવીને રવિબાબુને બતાવ્યો. બસ, એ વખતથી રવિબાબુને કવિતા કરવાનું મન થયું અને છંદ લાગ્યો. શરૂઆતમાં તેમણે સમજ્યા વિના સંસ્કૃત શબ્દોનો ઉપયોગ કરીને કવિતાઓ બનાવવા માંડી. એ કાળનાં તેમનાં કાવ્યોમાં 'ભ્રમર,' 'મારો બાગ,' 'આંબાનું ઝાડ,' 'પુરાતન કાળનું વૃક્ષ,' વગેરે છે. તેમનાં મોટાં ભાભી ઘણાં સુશિક્ષિત સન્નારી હતાં અને બંગાળી ભાષાનો તેમનો અભ્યાસ ઊંડો હતો. તેમની પ્રતિભાની અસર નાના રવિ ઉપર પડી હતી. બંગાળી ભાષાનું ખરૂં જ્ઞાન તેમણે તેમની પાસેથીજ લીધું હતું. જેમ તેમ કરતાં તેમનું કલકત્તામાંનું શિક્ષણ પૂરૂં થયું.

તેમના મોટા ભાઇની અને પિતાની ઇચ્છા તેમને વિલાયત મોકલીને બેરિસ્ટર બનાવવાની હતી, તેથી તેમને વિલાયત મોકલ્યા. શરૂઆતમાં તેઓ ત્યાં જઇને બ્રાયટનની શાળામાં દાખલ થયા. પણ બેરિસ્ટરીના અભ્યાસ માટે લંડનની કોઇ શાળામાં દાખલ થવું વધારે સારૂં છે, એવી તેમના ભાઇના શિક્ષક શ્રી. તારકજીની સલાહથી તેઓ બ્રાયટન છોડીને લંડન ગયા અને ત્યાં લેટીનનો અભ્યાસ કર્યો. એવામાં શ્રી. અક્ષયકુમાર ચોધરી સાથે તેમને ઓળખાણ થઇ અને તેમની મદદથી તેમણે અંગ્રેજી વાઙ્મયનો અભ્યાસ શરૂ કર્યો. એ પછી અંગ્રેજી સંગીતે તેમનું ધ્યાન ખેંચ્યું અને તેમણે એનો પણ અભ્યાસ આરંભ્યો. આમ બેરિસ્ટરીનાં પુસ્તકોએ કબાટમાંજ હવા ખાવા માંડી. છેવટે બેરિસ્ટર થયા વિનાજ એ વિલાયતથી પાછા આવ્યા અને ફરીયા એ માટે તેમના મોટા ભાઇએ તેમને વિલાયત ન જવા દીધા. તેમની પહેલી કવિતા 'ભાનુસિંહ' ઉપનામથી 'જ્ઞાનાંકુર' માસિકમાં છપાઇ હતી. તેમનું પહેલું નાટક 'વાલ્મિકી પ્રતિભા' ૧૪મે વર્ષે પ્રકટ થયું હતું. એ પછી તેમનાંજ કુટુંબીજનો તરફથી પ્રકટ થતા 'ભારતી' નામક માસિક દ્વારા તેમણે સાહિત્યસેવા શરૂ કરી.

૨૪મે વર્ષે પિતાની જાગીરનો વહીવટ સંભાળવા તેમણે કલકત્તા છોડીને

ગામડાંમાં રહેવા માંડયું અને ત્યાં કુદરતની શીળી અને પ્રેરણાભરી છાંયમાં રહીને એમણે સાહિત્યસર્જનના કાર્યને આગળ ધપાવ્યું.

સને ૧૯૦૧માં તેમની ચાળીસ વર્ષની ઉમરે તેમણે શાન્તિનિકેતનમાં (બોલપુર) વિશ્વભારતી વિદ્યાલયની સ્થાપના કરી, જે એની સ્થાપના પછી ૨૦ વર્ષે આન્તરરાષ્ટ્રીય સંસ્કૃતિ, કલા, સાહિત્ય અને વિદ્યાના સર્વાંગસંપૂર્ણ કેન્દ્રમાં ફેરવાઇ ગઇ છે, અને ત્યારથી એનો ઉત્તરોત્તર વિકાસ એ કવિવરના જીવનનું મુખ્ય કાર્ય બન્યું હતું. દેશપરદેશના વિદ્વાનોના જ્ઞાનનો લાભ લેવા ત્યાં દુનિયાના ઘણા દેશોના વિદ્યાર્થીઓ પ્રતિવર્ષ આવે છે. ખરી રીતે તો ભિન્ન ભિન્ન દેશો સાથે હિંદુસ્થાનને જોડનારી એ સાંસ્કૃતિક શૃંખલા છે. શાન્તિનિકેતન માટે રવિબાબુએ પુષ્કળ સ્વાર્થત્યાગ કર્યો છે.

સને ૧૯૧૨માં તેમણે ઇંગ્લેન્ડની મુલાકાત લીધી અને તેમના કેટલાક બંગાળી ગ્રંથોનો અંગ્રેજીમાં અનુવાદ કર્યો. આ અનુવાદોએ તેમને આન્તરરાષ્ટ્રીય કીર્તિ અપાવી અને તેમના 'ગીતાંજલિ' નામના કાવ્યગ્રંથ માટે તેમને બીજેજ વર્ષે એટલે સને ૧૯૧૩માં સાહિત્ય માટેનું નોબલ પારિતોષક એનાયત કરવામાં આવ્યું. હિંદુસ્થાનને આન્તરરાષ્ટ્રીય બહુમાન અપાવવાનું માન આમ એમનેજ ફાળે પ્રથમ ગયું હતું. તેમની સાહિત્યવિષયક અને સામાજિક સેવાઓની કદર તરીકે સરકારે તેમને 'નાઇટહૂડ' એનાયત કર્યો હતો.

પણ સને ૧૯૧૯માં અમૃતસરના જલિયાંવાળા બાગમાં જનરલ ડાયરે કરેલી નિર્દોષોની કતલના વિરોધમાં તેમણે એ ઇલ્કાબને ફગાવી દીધો હતો.

આન્તરરાષ્ટ્રીય સંસ્કૃતિના દર્શનાર્થે તેમણે યુરોપના તેમજ અમેરિકાના અને પૂર્વના દેશોનો વિશાળ પ્રવાસ ખેડ્યો હતો. તેમની રશિયાની અને અમેરિકાની મુલાકાતો તો યાદગાર છે. હિંદીઓ વિરુદ્ધ પરદેશોમાં કરવામાં આવતા દ્વેષી અને ઝેરી પ્રચારને એનાથી સખ્ત ફટકો વાગ્યો છે. ઇરાનના શાહ રિઝાશાહ પહેલવીના ખાસ આમંત્રણથી તેમણે ઇરાનનો પ્રવાસ પણ ખેડ્યો હતો.

તેમણે ૧૨૫ ઉપરાન્ત સાહિત્યગ્રંથો લખીને બંગાળી સાહિત્યને સમૃદ્ધ કર્યું છે. સાહિત્યના એકેય અંગને તેમણે સ્પર્શ કર્યો નથી એમ નથી. દરેક ક્ષેત્રમાં તેઓએ સફળતા પ્રાપ્ત કરી છે. હિંદના અગ્રગણ્ય કવિ, સાહિત્યકાર ઉપરાન્ત તેઓ કલાકાર અને અભિનેતા પણ હતા. બંગાળીમાં તેમના ૩૬ કાવ્યગ્રન્થો, લગભગ ૩૮ નાટકો, ટૂંકી વાર્તાઓના અને નવલકથાઓના ૧૯ ગ્રંથો, સાહિત્ય કલા ધર્મ અને બીજા વિષયો ઉપરના નિબંધોના ૫૦ સંગ્રહો

અને લગભગ ૩૦૦૦ કાવ્યો પ્રકટ થયાં છે.

અંગ્રેજી ઉપરાન્ત હિંદુસ્થાનની બીજી પ્રાન્તિક ભાષાઓમાં પણ તેમનાં પુસ્તકોના થોકબંધ અનુવાદો પ્રકટ થયા છે. સને ૧૯૨૨ પછી તેમણે રાજકારણમાં રસ લેવાનું બંધ કર્યું હતું, છતાં પણ બંગાળના નજરકેદીઓની મુક્તિની ચળવળમાં તેમણે અગ્ર ભાગ લીધો હતો અને એ સંબંધેની સરકારની નીતિનો ઉગ્ર વિરોધ કર્યો હતો.

થોડાજ મહિનાઓ પહેલાં ઓક્સફર્ડ યુનિવર્સિટી તરફનું બહુમાન એમને ચરણે ભેટ ધરાયું હતું અને હિંદની સમવાયી અદાલતના વડા ન્યાયમૂર્તિ સર મોરિસ ગ્વાયરને હસ્તે ઓક્સફર્ડ ડોક્ટરેટની મહામૂલી અને અપ્રાપ્ય પદવી એમને એનાયત થઇ હતી.

કવિવર રવીન્દ્રનાથ ટાગોરનો મહાત્મા ગાંધીજી પ્રત્યેનો પ્રેમભાવ છેલ્લાં થોડાંક વર્ષોમાં હિંદુસ્થાને જોયો છે અને અનુભવ્યો છે. રાષ્ટ્રીય આદર્શો માટેનો એમનો આગ્રહ અનન્ય હતો. વૈભવમાં મનભર આળોટેલા હોવા છતાં દરિદ્ર હિંદનાં ભાંડુઓ માટેનો એમનો પ્રેમ એમના કાવ્યોમાં અને ઇતર સાહિત્યમાં ક્યાં નથી નીતરતો? આન્તરરાષ્ટ્રીય સંબંધો, વિશ્વબંધુત્વની ઉચ્ચ ભાવના અને અતિશય ઉદાર દિલ, એમની વિવિધ પ્રવૃત્તિઓમાં એ બધુંય જોમ પૂરનારૂં હતું. એમની રાષ્ટ્રભક્તિએ જગાવેલો પ્રકોપ હિંદે હજી હમણાંજ તેમણે મીસ રેથબોનને આપેલા સણસણતા જવાબમાં જોયો છે.

હિંદ અને ચીનના સંબંધોને વધુ નિકટ બનાવવાની એમની તીવ્ર આકાંક્ષા શાન્તિનિકેતનમાં 'ચીનાભવન' સ્થાપીને એમણે પાર પાડી છે.

**માનવપ્રેમી ઋષિ:** રવીન્દ્રનાથની વિશિષ્ટ પ્રતિભા આખા હિંદને અર્ધી સદી સુધી સ્પર્શી રહી હતી. પચાસ પચાસ વર્ષો થયાં છતાં એમના વિચારોમાં સ્થિરતા અને સાતત્ય એકસરખાં હતાં. એમની ફિલસુફી માનવપ્રેમી હતી. વૈરાગ્ય એમણે કદી વાંચ્યો નથી કે ગાયો પણ નથી. બાવન વર્ષ પહેલાં એમણે લખેલી એક કવિતામાં એમણે વાંચ્યું હતું કે:

"મરિતે ચાહિ ના આમિ સુંદર ભુવને,
માનુષેર માઝે આમિ બાંચિબારે ચાઇ."

એ અનુસાર જ એમણે પોતાનું સગ્રગ જીવન વ્યતીત કર્યું હતું અને ૮૦ વર્ષની ઉમરે એ ઋષિ, હિંદવિભૂતિ કવિવર હિંદની કવિતાને વિધવા બનાવી, હિંદને ન પુરાય તેવી ખોટ પાડીને અમર શાન્તિ પામ્યા છે.

('ગુજરાત સમાચાર,' તા. ૮:૮:૧૯૪૧)

# સ્ત્રી અને સ્વાતંત્ર્ય

**સ્ત્રીસ્વાતંત્ર્યનો** ગંભીર પ્રશ્ન આજ હિંદુ સમાજમાં છણાઇ રહ્યો છે. વિવિધ માર્ગે નારીનું ગુમાઇ ગએલું સ્વાતંત્ર્ય પાછું લાવવાના આછા પ્રયત્નો થઇ રહ્યા છે. આ કાર્ય કાજે વિવિધ માર્ગો સુચવાય છે. બધા માર્ગો છેવટે એકજ દિશામાં દોરાય છેઃ સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી આપો, સુવિચારો અર્પો. આમ સુચવાતાં છેવટ લગ્નનો પ્રશ્ન ખડો થાય છે. જો આપણે ઊંડો વિચાર કરીશું તો ખબર પડશે કે લગ્નજ સ્ત્રીની પરાધીનતાનું મૂળ છે. જો લગ્ન એ અનર્થનું મૂળ હોય અને પ્રગતિરોધક હોય તો તેની સંભાવનાજ ટાળી દેવી યોગ્ય છે.

જો લગ્નથીજ સ્વાતંત્ર્ય નાશ પામે તો નારીજીવનમાં લગ્નની આવશ્યકતા શી? તે લગ્ન ન કરે તો? એ પ્રશ્ન બધાંને ગભરાવશે. એ પ્રશ્ન વિચારતાં આપણને લાગશે કે લગ્ન સિવાય પણ સ્ત્રી નિરાધાર બનશે; તેને આર્થિક સંકડામણોમાં ઊતરવું પડશે. આ મુશ્કેલીઓ સામે તેને બાથ ભીડવી જોઇશે. આર્થિક મુશ્કેલીઓએ લગ્નની સંસ્થાને આવા પ્રકારની હીન બનાવી દીધી છે. અને આ સંસ્થાની દેખાતી ઉચ્ચતાના આંજતા પ્રકાશની પાછળનાજ કાળા પડછાયામાં પરાધીનતા તૈયાર થઇ છે. આજ સંસ્થાએ સધવાઓને અને વિધવાઓને ચૂશી છે, થોડી નહિ પણ જ્યાં સુધી તેમનું જીવનતત્ત્વ શોષાઇ જાય ત્યાં સુધી.

આ સંસ્થાને આપણે ભલે ન ટાળીએ, પરંતુ તેના મૂળમાં જે વિષ રેડાયું છે અને આખી પ્રણાલિકામાં જે હળાહળ વ્યાપી ગયું છે તેને તો આપણે જરૂર ટાળી શકીએ. નોકર ગમે તેટલો બુદ્ધિમાન હોય તોપણ પોતાને પગાર આપનાર બેવકુફ શેઠ આગળ માથું ઊંચું કરી શકતો નથી, ટૂંકમાં તે ગુલામી ભોગવે છે. આ ગુલામી મનોદશાનું કારણ આર્થિક વ્યવસ્થા છે. આજ કારણ તેને મૂક બનાવે છે. નારીને પણ આજ કારણ મૂક બનાવે છે. તેના ભેગી ધાર્મિક ભાવના પણ સંડોવવામાં આવે છે. શું પરતંત્રતાને પોષનાર ભાવના ખરી ધાર્મિક ભાવના હોઇ શકે?

પુરુષવર્ગે સ્ત્રીઓને અન્યાય કર્યો છે. નાની બાળાઓને પરણાવી દેઇ તેમાંની કેટલીકને તત્કાળ વૈધવ્યની વેદીમાં હોમી દીધી છે; વિધવાઓને ભ્રષ્ટ બનાવી વેશ્યાઓ બનાવી છે અને વેશ્યાઓને અકાળે વૃદ્ધ બનાવી પંચતત્ત્વમાં ભેળવી દીધી છે. તે બધું શાને બળે? પુરુષ પોતે આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર

હોવાથી સ્ત્રીને પરતંત્ર બનાવી રહ્યો છે. સ્ત્રીવર્ગ ભલે બીજાને પરાધીન બનાવવાની ધૃષ્ટ ભાવનાને ન સેવે, પરંતુ આર્થિક દૃષ્ટિએ પોતે સ્વાવલંબી થઇ ચોક્કસ સ્વતંત્ર થઇ શકે અને સાચા સ્વાતંત્ર્યનો આનંદ માણી શકે.

પરિણીત પુરુષ યા સ્ત્રી આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર હશે તો તેઓને તેમની વચ્ચે અસમાનતા નહિ ભાસે. અસમાનતાજ ગુલામીનું મૂળ અને શાસક તત્ત્વોને ઉત્તેજન આપનાર છે.

અર્થ અને કામ જગતમાં મુખ્ય સ્થાન ભોગવે છે. કામ—કામનાઓ ઘણી વાર અર્થમાંજ પરિણમે છે; તો પછી શું અર્થ જગતની આંખે મહત્ત્વની વસ્તુ નથી? ત્યારે જગતમાં આર્થિક સ્વાતંત્ર્ય મહત્ત્વની વસ્તુ છે; તો પુરુષ યા સ્ત્રી આર્થિક સ્વાતંત્ર્ય મેળવી પોતાને અને સમાજને ઉન્નત કરી શકે.

આણંદ મણિભાઇ આ. પટેલ

---

## લક્ષ્મી ગઇ!

નરેન્દ્ર-કમળાનાં મડાંગાંઠ પડેલાં શબ બીજેજ દિવસે મૂળામુઠા નદીને કિનારેથી પોલિસને મળી આવ્યાં. તેમણે મૂકેલી ચિઠ્ઠીથી તેઓ ગૂમ થયાની ખબર પડવાથી તે હકીકત સવારનાં વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થઇ હતી, તેને આધારે પોલિસ તરફથી ઘટતી તપાસ થયા પછી શબોને અગ્નિસંસ્કાર કરવા કોલેજના વિદ્યાર્થીઓને અને કેટલાક ગુજરાતી ભાઇઓને સોંપી દેવામાં આવ્યાં. સ્મશાનભૂમિનો વૈરાગ અજબ પ્રકારનો હોય છે. ત્યાં એકઠા થએલાઓનો રસપ્રદ સંવાદ આપ્યા વગર રહેવાય એમ નથી.

દિનેશ: "અલ્યા નરેન્દ્ર, તું કહેતો હતો કે આ બે જણ તો સ્નેહલગ્ન કરશે, અને આજે તો આપણે જુદોજ પ્રકાર જોઇએ છીએ. મારા દિલ ઉપર આથી ઘણોજ આઘાત થયો છે. આવો બનાવ નજરે જોવાનો આ પહેલોજ પ્રસંગ હોવાથી કાળજું કપાઇ જાય છે. કુળવાન નરાધમો—નર પિશાચો, જેમના ઘરમાં બે પૂરા રોટલાનુંય ઠેકાણું નથી હોતું, પરિવારનું પાલન કરવા કરવા જોઇતું (કુળ વિના) બીજું સાધન નથી હોતું, તેવા નીચ વૃત્તિના માનવોની મનોવૃત્તિ એજ આવા આત્મભોગનાં કારણો હોય છે, એ આજે મેં સગી આંખે જોયું! મરઘાકાકા તો રોજ કલમનાં તાતાં તીર છોડે છે, પણ સ્વાર્થમાં રચ્યોપચ્યો રહેલો સમાજ સમજતો નથી એનું શું?"

નરેન્દ્ર: "વાત સાવ સાચી છે. જો ને, શું સાથે લેઇ જવાનું છે? કોણ

લેઇ ગયું છે? સિકંદર જેવા ખાલી હાથે ગયા, રાજા રામ અને કૃષ્ણ જેવા કીર્તિ વિના બીજું કશુંયે લેઇ ગયા નથી, અને આપણે એમના પૂજકો એમને નામે ચરી ખાઇએ છીએ! બીજું શું કરીએ છીએ? આપણા નરસીકાકા પાસે ઓછું નહોતું, અમથાભાઇ પાસે ઘણુંય હતું. વરસોથી એકઠું કરેલું ગયું ક્યાં? 'આંધળી દળે ને કૂતરાં ચાટે,' એવું કદાચ બને તોય એ પૈસા માટે છોકરો વેચે એવા ન હતા; છતાં પેલા મોગરીવાળાને ઘોઇ નાખ્યો, નીચોવી લીધો. હજી તો પાશેરામાં પહેલી પૂણી છે, ત્યાં તો બિચારાને આંખમાં પાણી આવવા લાગ્યું છે. પાછળ બીજી ત્રણ છે. કોણ જાણે એને શું થશે? પડ્યો નાના ગામનો અને એને મોહ લાગ્યો મોટા ગામનો! કહે, આપણે શું કરીએ?"

રમેશ (બીજા બાંકડા ઉપર બેઠો બેઠો સાંભળતો હતો તે વચ્ચમાંજ બોલી ઊઠ્યો): "જો ને ભાઇ, એ તો એમ જ ચાલવાનું. મરઘાકાકા કહે છે એ સાવ સાચું છે, પણ થોડું જ કોઇએ છોડી દીધું છે? કોઇ કુલડીમાં ગોળ ભાગી ખાય છે, ત્યારે સાહસવાળા છડેચોક ચાર હજાર લે છે અને દશ હજારના બૂમ પાડે છે, જાણે કે એ વધારે કુળવાનના દાંડા ન હોય! ત્યાં કેટલાક ઉદ્દામનીતિવાદીઓ શું કરવાના હતા! જો કુળવાનો પોતાની સ્થિતિ સમજે અને છોકરાઓને સ્વતંત્રપણે પરણવા દે તો આવા પ્રસંગો ન આવે! પેલાં મંગળાબેન ઇંટર આર્ટ્સ પાસ થયાં છે, એમને માટે એક સારો વર પણ બી. એ.ના વર્ગમાં છે, પરણે કે તુરતજ મોટરમાં ફરે એવી સ્થિતિ છે; પણ 'કરમમાં નહિ કરસણીઆં, ને જાને શાં જાવાં? કરમમાં નહિ એરંડીઉં ને કંસારીઆં શાં ખાવાં?' એના જેવું એમને માટે બને છે. એટલે નર્યાં કુળને શીદ ફાંસી દો છો?"

મહેશ: "એમ નથી! જમણમાં બધાંને પારકે ભાણે મોટો લાડવો દેખાય છે. એ મંગળાબેન નાના ગામનાં છે. વર મોટા ગામનો પાલવે કે નહિ તે સવાલ છે. એટલે કદાચ સંકોચાતાં હોય, પણ તેમ નથી. ભાઇ બિચારા ભલા છે, એટલે વાંધો લેઇ શકે તેવા નથી. વરપિતાનું કંઇ ચાલે એમ નથી. લાખેકનું ભવિષ્ય છે. એકનો એક દીકરો છે. પરણી લીધા પછી દોલત પોતાનીજ છે ને! છોકરીના પલાપરઠણની જરૂર એને નથી. છો ને એના પિતા પાંચશેરીએ માથું કૂટતા! એ કરશે પાંશરા એમને! નરેશની માફક નદીનાળાં નહિજ કરે!"

દિનેશ: "અલ્યા જો ને, હવે જવા જેવું થયું છે? શબ કાચુંબાચું તો નથી ને!"

મહેશ વાંસડો લેઇ બેઉની ખોપરીઓ ફોડે છે. બીજો વાંસડાથી ચિતા હલાવે છે. ત્રીજો લાકડાં સંકોરે છે.

મહેશ: "બસ હવે થઇ રહેશે. વધારે બેસવા જેવું લાગતું નથી."

એટલે અગથાભાઇનો મિજાજ ગયો અને બોલી ઊઠયા: "સાલાઓને ધંધો છે કંઇ બીજો? પ્રેમલા-પ્રેમલીની વાતોમાં નરેશ-કમળાનો જીવ ખોવરાવ્યો અને બળી રહેતાં સુધી બેસવાની પણ પરવા નથી! ઉઘાડાં માથાં રાખી ફરવું ને જાણે રોજ સ્મશાનયાત્રા ન કરતા હોય તેવા ફરવામાં કંઇ જાય છે એમના બાપનું!"

દિનેશ: "કાકા, નાહકના ઊકળો નહિ. જોઈ છે તમારી લાગણી! ઉઘાડે માથે ફરીએ છીએ તેમાં કોઇના બાપનું ખાતા નથી. લેવા આવીએ ત્યારે ન આપતા! પણ નાહકના અમને હલકા ન પાડો! તમે જ ગઇ સાલ તમારા છોકરાનું વેવિશાળ કર્યું, કયાં ગઇ હતી શુદ્ધ ને બુદ્ધ તે વારે! હજી તો સાડ પૂરાં થયાં નથી, તે પહેલાં બુદ્ધિ ભાગી ગઇ કે શું? ઘરનું ય ઠેકાણું નહોતું, છોકરો બી. એ.માં પાસ થવાનો હતો તે પહેલાં તો પેલાં ગંગાબેન પટેલની માફક ગળ્યો પૈસાવાળો કે બન્યા મોટા કુળવાનના ખાં! હજી અમે તો સારા છીએ કે બંડ ઊઠાવવાનો યત્ન આદરીએ છીએ. તમોએ તો ઉકાળ્યું જ ને! નિરાંત કરી છે ને! હવે ભલેને અમો રમતા રામ રહીએ!"

મહેશ: "અલ્યા, કેમ અગથાકાકા પાછળ પડયો છે? હલકું લોહી હવાલદારનું હોય છે એમ જ ને! પેલા વસોવાળાએ માટલીમાં પાંચ હજારનો ખર્ચ કરાવ્યો હતો, પરહણમાં અઢાર હજાર લીધા હતા અને હાથી ઉપર બેસી નડિયાદ પરણવા ગયા હતા. પણ..."

રમેશ: "અલ્યા 'પણ' કહી કેમ અટકી પડયો! બોલી નાખ ને!"

મહેશ: "એમ હતું કે એટલું ય કરીને વસોનો મુખ્ય દરબારી માણસ જાનમાં નહોતો, એટલે પેલા નડિયાદવાળાને ઓછું આવ્યું કે આટલા ખર્ચ્યા તોય એવો માણસ આંગણે ન આવ્યો! પરણનારને લાગ્યું કે મોટા કુળવાન ગણાવા સારૂ મોટી ગંજાવર રકમ લીધી તોય ભાઇ તો જાનમાં ન આવ્યો."

દિનેશ: "લો હવે ચાલો, કંઇ જોવા જેવું રહ્યું નથી, તેમ સંકોરવાનું ય બાકી નથી. લાકડાં જ મૂળે ઘણાં હતાં, એટલે બિચારાં સુખે બળી શકયાં."

બધાએ ચાલવા માંડયું. રસ્તામાં ગરધાકાકાએ કહ્યું: "આજના છોકરાને બોલવા દીધા એટલે જડબાતોડ જવાબ આપે છે. જો ને અગથાભાઇને દિનેશે પરખાવી દીધું ને! જાણે એનો બાપ તો લીધા વગર છોકરો પરણાવશે, મને

યાદ છે કે આફ્રિકાથી દર ટપાલમાં એક કાગળ તો હોય છેજ. એ તો એમજ કહે છે કે મારે તો રૂપીઆ લેવા છે. લેઇશ તોય લોકો કહેવાના છે ને નહિ લેઉં તોય લોકો બોલવામાં બાકી રાખવાના નથી. તો પછી લેવા એ ખોટું થોડું જ છે? ચાર છોકરીઓ હજી પરણાવવી છે. છે કોઇ રાણીનો સાળો છ ગામમાં કે બધી છોકરીઓ રૂા. ૩૦૧માં લે? હું પણ છોકરા ૩૦૧માં પરણાવવા રાજી છું, પણ 'ડોબું' ઓઇને ડફોળશંકર બનવા' મોખ નથી."

અમથાભાઇ: "બરાબર છે. જુઓને મને તો લોક ચૂંટી ખાય છે કે 'આ તમે શું કર્યું? તમારે ક્યાં બેચાર છોકરીઓ પરણાવવી હતી કે તમો મોટું ગામ છોડી ગામડામાં પડયા.' બળ્યો હવે ઘણોય પસ્તાવો થાય છે, પણ થોડુંજ પાછું ફરાય તેમ છે."

પશાભાઇ: "તમારે કયાં વચનનો સવાલ છે? રિવાજ તો છે, પાછા આપવા હોય તો આપી શકાય છે."

મરઘાકાકા: "પાછા આપવા હોત તો ત્યારેજ વિચાર ન કરત? હું ઘણી વખત કહું છું કે પાટીદાર, તેમાંય કુળવાનનો દાવો કરનારા, છોકરી સાથે છોકરાને પરણાવવા કરતાં પૈસાના પોટલા સાથે પરણાવે છે, ત્યારે એમનું છકીનું ધાવણ નીકળી આવે છે! મારા ઉપર ક્રોધ કરે છે, બોલવાનો વહેવાર પણ બંધ કરે છે, પણ સમજતા નથી કે છોકરાના હિત કરતાં પોતાનું હિત (અંગત), છોકરાના સ્વાર્થ કરતાં પોતાનો સ્વાર્થ સાધવા સારૂ છોકરાંની મરજીને ઠોકરે ઉડાવીને પણ પરણાવી દઇએ છીએ."

પશાકાકા: "અરે ભાઇ, હવે તો લમણાકૂટ મૂકો. મારી નજર સામે એ અઢાર હજાર પરઠણનો લેનારોય ઘરની બહાર જઇ શકતો નથી. શુષ્ક જીવન ગુજારે છે. નર્યા પૈસાજ ઉપયોગમાં આવતા હોત તો પરઠણો લેનારા કુળવાન પાટીદારો મોઢું ફાડી બેસી ન રહેત. એ તો હવે સાધન થઇ પડયું છે. નર્યા પોકારથી, નર્યા આપઘાતથી કે નદીનાળાંમાં પડવાથી હવે ઓછું થાય તેમ લાગતું નથી. એ તો ચેપી રોગ છે, સ્વમાનનો સવાલ છે, ચઢઊતરનો સોદો છે. નાના–મોટા અને કુલીન–અકુલીન વચ્ચેનું દ્વંદ્વયુદ્ધ છે. કોણ કોનાથી ઊતરે! એ તો છોકરા કે છોકરીઓ બેઠો બળવો ઉઠાવે તોજ અટકે, નહિ તો વરપિતાઓનો મોહ પૈસા લેવાનો છે તે જવાનો નથી ને છોકરીઓના પિતાઓને કુળવાન વર બારણે લાવવાની મહત્ત્વાકાંક્ષા છે તે પણ જવાની નથી."

દિનેશ: "કાકા, ફિકર કરતા ના. નરેશ-કમળાના દાખલાથી અમારાં

દિલ ધવાઇ ગયાં છે. આનો ઊહાપોહ અમો અમારી ડિબેટિંગ કલબમાં કરીશું અને બનતા સુધી કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓનું એક મંડળ સ્થાપીશું. પરઠણુ વિના પરણવાની ભીષ્મપ્રતિજ્ઞાઓ લેઇશું અને પેલાં સુરતમાં પરણી ગયાં તેમ પરણી જઇશું ને ત્યારેજ કન્યાના તેમજ વરના પિતાઓને ખબર પડશે. ત્યાર વિના એમની આંખો ઊઘડે એમ મને લાગતું નથી.

મહેશ: "અરેરા, બાજી મારતો ના! આપણી યોજના વડેરા જાણી જશે તો પછી પારજ નહિ પડવા દે. બધા એકજ માળાના મણકા છે. મેર વગરની એ માળા છે. માટે છાના રહેવામાજ સાર છે. કર્યા પછી જાણે તો પરવા નથી. નહિ તો નરેશન્કમળાના જેવે મોતે મરવું પડશે. બેઉ ગાંડાં બન્યાં, પરણી ન શકયાં, માબાપોએ વિરોધ કર્યો. પરિણામે બેઉએ નદીમાં ઝંપલાવ્યું. ઠીક થયું કે ચિઠ્ઠી મૂકી હતી, નહિ તો પોસ્ટ માર્ટમમાં અનેક પ્રકારના ગોટાળા બહાર આવત. અનેક કન્યાઓ ઉપર માબાપોની અવકૃપા ઊતરી પડત. અનેક વિદ્યાર્થીઓ ઉપર અણછાજતો હુમલો થઇ જાત. ઠીક થયું, બિચારાંયે ડહાપણ વાપર્યું."

દિનેશ: "હું તો આજથી ગંભીર વિચાર કરવાનો છું. ચરોતરમાંથી પરઠણનો રિવાજ બંધ થાય તેને માટે એક ધરખમ યોજના બહાર પાડવાનો છું. અને જેઓ પરઠણ લેઇ પરણે તેઓનો સામાજિક બોયકોટ કરવા સુધીની હદે જવાનું કહેવાનો છું."

રમેશ: "રહેવા દે ને હવે તારી એ યોજના! બી. એ. થઇને ૪૦–૪૫ મળશે, તેમાં આ ઠાઠ શી રીતે ભોગવીશું? એ તો પિતાશ્રી જે કરે છે તે વ્યાજબીજ કરે છે. ભણાવવાનો ખર્ચ પરઠણમાંથી વસૂલ કરી લે છે અને આપણે ખર્ચવા જોઇએ તે સારૂ તવંગર સસરો ખોળી આપે છે. આપણામાં આવડત જોઇએ. માતાઓનો પ્રેમ પુત્રી પ્રત્યે વધારે હોય છે. સાસુજીને રિઝવ્યાં કે 'પડ પાસા પોબાર!' સાસુજી રીઝયાં એટલે સાક્ષાત્ જગદંબાનો અવતાર પ્રસન્ન થવા અવતરી પડે છે!"

બધા વેરાઇ જાય છે. છોકરાઓ કૉલેજમાં જાય છે.

દિનેશ: "અરેરા રમણ, ઓરડીમાં કેમ લક્ષ્મીબેન દેખાતાં નથી! સવારમાં આપણે સ્મશાનભૂમિમાં જવા નીકળ્યા ત્યારે તો હતાં. આપણે આવીએ ત્યારે ગરમ પાણી તૈયાર રાખવાનું પણ કહેતાં હતાં, ને અત્યારે તો દેખાતાંય નથી. જોને જરા બાજુની ઓરડીમાં, તપાસ તો કર! આઘાતપ્રત્યાઘાત તો નથી લાગ્યો ને! કહેવાય નહિ, એમનુંય ભલું પૂછવું!"

રમણ બાજુમાં જઇ આવ્યો ને બોલ્યો : "ત્યાં તો કોઇ નથી. કહે છે કે આપણા ગયા પછી તુરતજ હાથમાં બચકો લેઇ બહાર ગયાં છે. મંગળાબેને પૂછ્યું, ત્યારે કહે છે એવો જવાબ આપ્યો કે એ તો ચોપડીઓ લેઇ જરા પ્રોફેસર સાહેબને ઘેર જઉં છું. પણ ત્યાર પછી તપાસ કરતાંય પત્તો લાગતો નથી."

પૂના કેમ્પ, મગનભાઇ ઇશ્વરભાઇ પટેલ

---*---

## બંધન

**બંધન** એટલે બાંધવું તે, પાશ; જાળ, અટકાવ, પ્રતિબંધ, નિયમ, ધારો, કેદ કરવું તે, વગેરે. બંધન ઘણી જાતનાં હોય છે, જેવાં કે રાજકીય, ધાર્મિક, સામાજિક, માનસિક, શારીરિક, આર્થિક, પારમાર્થિક, સાંસારિક, વગેરે. બધી જાતનાં બંધનો થોડાં થોડાં ચર્ચી છેવટે સામાજિક બંધનો લંબાણથી ચર્ચવાં ઠીક પડશે.

મોટામાં મોટું બંધન તે રાજકીય બંધન એટલે પરતંત્રતા. આ બંધનથી મોકળા થવું તે સ્વતંત્રતા. રાજકીય બંધન ઘણી જાતનાં હોય છે. આપણું પોતાનું રાજ્ય આપણા દેશ ઉપર હોય ત્યારે જે બંધનો આપણે રાજીખુશીથી આપણા ઉપર તથા આપણા દેશ ઉપર મૂકીએ તે આપણને તથા દેશને લાભકર્ત્તા હોય. દેશ ઉપર પરદેશી રાજ્ય હોય તો તેનાં બંધનો ઘણાંખરાં તેને શોષવા માટે નાખવામાં આવેલાં હોય છે. તેથીજ કોઇ પણ પ્રજા બીજી પ્રજાનું બંધન ઇચ્છતી નથી. દુનિયામાં ઝઘડાબખેડા પણ આવાં બંધનોથીજ થાય છે. દેશી રાજ્યો જેના રાજાઓ જાલીમ હોય છે, તેવાં રાજ્યોનાં વાહીઆત બંધનોની તો વાતજ કરવા જેવી નથી.

ધાર્મિક બંધન દરેક ધર્મમાં હોય છે. દુનિયામાં મુખ્ય ત્રણ ધર્મ છે: હિંદુ, મુસલમાની અને ખ્રિસ્તી. જૈનોનો તથા બૌદ્ધોનો સાધારણ રીતે હિંદુ ધર્મમાં સમાવેશ થાય છે. હિંદુ ધર્મનાં બંધનો પ્રથમ સ્વૈચ્છિક અને સાધારણ કડક હતાં, પણ જ્યારે તે કડકાઇની હદ ઉલ્લંઘી ગયાં ત્યારે હિંદુ ધર્મ ધીરે ધીરે છિન્નભિન્ન સ્થિતિમાં જતો ગયો. તેથી હાલમાં તે બંધનો બહુજ નરમ અને ઢીલાં પડી ગયાં છે. તોપણ સામાજિક બંધનોનો હજી એટલો બધો પ્રભાવ છે કે ધાર્મિક બંધનોને પરાણે પરાણે પકડી રાખવામાં આવ્યાં છે. હવે પરદેશગમન થઇ શકે છે. જોકે પાટીદાર કોમમાં આ બાબત અટકાવ

નથી, પણ બીજી જ્ઞાતિઓનાંય બંધનો હવે ઢીલાં પડ્યાં છે એટલે કે પ્રાયશ્ચિત્ત કરવાથી પાવન થવાય છે. પરધર્મમાં વટલાઇ ગએલાંઓને પાવન કરી હિંદુ ધર્મમાં પાછાં લેવામાં આવે છે, પણ તેમની એક જુદી જાત થઇ જાય છે—ને થાય તેમની સાથે ભાણાવહેવાર, ન થાય બેટીવહેવાર.

માનસિક બંધન ઘણુંખરૂં પોતાની જાતેજ માણસે પોતાના મન ઉપર લાદેલાં હોય છે. ધાર્મિક બાબતોમાં આવાં બંધનો નિશ્ચયાત્મક હોય છે, જેવાં કે આત્માના કલ્યાણ માટે તેમજ મોક્ષ તથા સ્વર્ગ મેળવવા માટે. સામાજિક બાબતોમાં આવાં બંધનો ઢીલાં હોય છે; કારણ કે જ્યારે સ્વાર્થની, મોટાભા થવાની, દંભ પોષવાની, નફો મેળવવાની, બીજાને છેતરવાની વાત આવે છે, ત્યારે મોટા મોટા માન્ધાતા પણ ડગી જાય છે અને માનસિક બંધનના બંધ ઢીલા પડે છે. વળી રાજકારણમાં જાણીબુઝીને સરકારો કેદીઓને પાગલ બનાવવા અગર પોતાના મતના કરવા માટે માનસિક બંધનો નાખે છે, જેવાં કે તેમને છાપાં વાંચવા ન આપવાં, એકલા અટુલા કેદમાં રાખવા, કોઇને મળવા ન દેવા, આનંદ મળે એવા પ્રકારોથી બાકાત રાખવા, વગેરે. આ બાબતોમાં જ્યાં જ્યાં સ્વદેશી રાજ્ય હોય અગર સ્વરાજ્ય હોય ત્યાં ત્યાં સુધારા થયા છે, પણ પરદેશી રાજ્ય હોય ત્યાં સુધારા એવા આચકા ખાઇ ખાઇને થાય છે કે જ્યારે તેવા સુધારા પૂર્ણ થાય ત્યારે તેની કિંમત જ ન રહી હોય.

શારીરિક બંધન તંદુરસ્તી જાળવવા માટે જરૂરનાં છે. પ્રાણાયામ, વ્યાયામ, આસન, તરવું, ફરવું, હસવું, રમેવું, વગેરે અનેક પ્રકાર આવાં બંધનોના છે. રાજારજવાડાં તથા જાલીમ જુલમગારો કેદીઓને, પરદેશીઓને અને પરધર્મીઓને રંજાડવા અગર પોતાની હામાં હા મિલાવે તેટલા માટે શારીરિક બંધનો, જેવાં કે હેડમાં પૂરવાં, જાનવરની માફક કામ કરાવવાં, શક્તિ ઉપરાન્ત કામ કરાવવાં, વગેરે, દાખવતા અને હજી પણ દાખવે છે.

સ્વૈચ્છિક બંધનો ચર્ચા કરવા જેવાં નથી, કારણ કે તે માણસોએ પોતે પોતાની ઇચ્છાથી પોતાની જાતને સુધારવા અગર બગાડવા સ્વીકારેલાં હોય છે. સાચું બોલવું, જુઠું બોલવું; હિંસા કરવી, અહિંસક રહેવું; દારૂ પીવો, ન પીવો; જુગાર ખેલવો, ન ખેલવો; બીડી પીવી, ન પીવી; સ્વદેશી ચીજો વાપરવી, પરદેશી ચીજો વાપરવી; ચાડી ચુગલી કરવી, ન કરવી; વગેરે આના પણ ઘણા પ્રકાર છે.

આર્થિક બંધનો પોતે જાતે, નાતે, સમાજે અગર રાજ્યે લાદેલાં હોય છે. માણસે પોતે પોતાના ઉપર પોતાની આર્થિક સ્થિતિ સુધારવા બંધનો

નાખ્યાં હોય છે, જેવાં કે જરૂરિયાત સિવાય મરણમાં, પરણમાં, ન્યાતોમાં તેમ જ દુરાચારોમાં અને દુર્વ્યસનોમાં પૈસો ન ઉડાવવો. નાતે એકઠા મળીને મરણમાં, પરણમાં, ધર્મમાં અમુક ઠરાવેલા પૈસાથી વધારે ન ખર્ચવા એવો બંદોબસ્ત કરેલો હોય છે તે નાતનાં બંધન કહેવાય—પાટીદારની નેફ્ર વગરની નાતમાં એવાં બંધનો નથી. શહેર સુધરાઇમાં, લોકલ બોર્ડમાં અને ગામ તરફથી પોષાતી સંસ્થાઓમાં વેરા, લાગા, વગેરે ભરવા તે સમાજનાં બંધન કહેવાય છે. રાજ્યનાં બંધનોમાં વિવિધ વેરા, હકસાઇ વગેરે રાજ્ય ચલાવવા અને જ્યારે રાજ્ય પરદેશી હોય ત્યારે રાજ્ય ચલાવવા ઉપરાન્ત તેમના પોતાના દેશના અને જાતિભાઇઓના સ્વાર્થને માટે ગુલામ દેશના ઉદ્યોગોને પાયમાલ કરી નાખવા માટેનાં બંધન.

પારમાર્થિક બંધનો પોતે જાતે પોતાના ઉપર લાદેલાં હોય છે, જેવાં કે પોતાના ભાઇભાંડુઓને, સગાંવહાલાંને અને દોસ્તદારોને ધંધાર્થે નાણું આપી દે અગર વગર વ્યાજે આપે. ગામમાં ગામલોકને માટે વાવ, કૂવા, તળાવ, દવાખાનાં, ધર્મશાળાઓ, ફ્રીશાળાઓ, ઉદ્યોગશાળાઓ, વ્યાયામશાળાઓ, કૃષિશાળાઓ, વિદ્યાલયો, વગેરેમાં નાણું તથા સલાહ આપે; દેશમાં અને પરદેશમાં આફતો વખતે મદદ કરે. નાણું સિવાય કેટલાક સખી માણસો પોતાની જાતને હોમી દે, તે પણ આવાં બંધનોમાં ગણાય.

સામાજિક બંધનો કેટલીક જ્ઞાતિઓમાં હોય છે પણ ખરાં અને કોઇક કોઇક જ્ઞાતિઓમાં નથી પણ હોતાં. જો હિંદુ જાતિ એક જ અને અવિભાજ્ય હોત તો બંધનોની ખાસ જરૂર નહોતી. પણ હિંદુ જાતિમાં વર્ણાશ્રમ ધર્મમાંથી અગણિત જ્ઞાતિઓનો ઉદ્ભવ થયો એટલે સામાજિક બંધનોની જરૂર પડી. કેટલીક જ્ઞાતિઓમાં પરણ-મરણના વિષયમાં ઘણાં જ આકરાં બંધનો દાખલ કરવામાં આવ્યાં છે, જેથી તેમાંની કોઇ પણ વ્યક્તિ ચસકી ન શકે. કોઇએ એમાંનાં કોઇ બંધન ફગાવી દીધાં તો તે જ્ઞાતિબહાર! જો આ બંધનો ફગાવનાર માણસને પીઠબળ હોય તો જ્ઞાતિમાં તડ અથવા ભાગલા પડે એ એનું આખરી પરિણામ. આ પ્રમાણે લાંબે કાળે જ્ઞાતિમાંથી પેટાજ્ઞાતિ અને તેમાંથી જુદી જ્ઞાતિ થાય છે અને થવાની છે. આવી જ પરંપરાથી અગણિત જ્ઞાતિઓ થઇ પડી છે.

હવે પાટીદાર જ્ઞાતિનાં સામાજિક બંધનોની વાત શરૂ કરીએ. બાર ગામના પાટીદારોએ લગ્ન સંબંધે ડાકોર મુકામે ધારાધોરણો કહો કે બંધનો કહો તે ઘડ્યાં, ત્યાર પહેલાં પાટીદાર કોમના ગૃહસ્થો જેને જ્યાં ફાવે ત્યાં

કન્યાની લેવડદેવડ કરતા અને સાંભળવા પ્રમાણે ન તો તે વખતે પરઠણ હતી કે ન તો મોટા મોટા ખરચા હતા. બહુજ જુજ ખરચે લગ્ન પતી જતાં. ડાકોરનાં બંધનો દાખલ થયા પછી કુળાભિમાનીના ભાવ વધ્યા, બાર ગામ વાળા ભારેખમ થયા. પણ ત્યાર પહેલાં અમદાવાદ સાથેના સંબંધ બંધ થયા. ગામો બંધાયા પછી ગામ પરગામના લોકો પોતાની છોકરીનાં છોકરાંને સારાં ઠેકાણાં મળશે અને ભાણ્યાં કુંવારા નહિ રહે તેવે વિચારે, આશાએ અને લોભે બાર ગામ તરફ ખેંચાયા. બાર ગામનાળા પોતાને ઊતરતા ગણશે, ખાસડાં પાસે બેસાડશે, હુક્કા ભરાવશે કે તેમનાં છોકરાંને કાયળામાં આવેલાના ઈલકાબો મળશે તેનો હિસાબકિતાબ તે વખતે તેમને આવડયો નહિ. જેમ જેમ પોતે જાતે નીચા થવા લાગ્યા તેમ તેમ બાર ગામ વાળા ચઢી વાગ્યા. 'આટલી પરઠણ આપો, આટલો કંકુકિયાવર કરો, આટલાં માણસો માટે જમણ તથા બળદ ઘોડાં માટે ઘાસચારો તૈયાર રાખો, તમારી છોકરીનાં છોકરાં તથા તેમનાં છોકરાં તથા તમારા કુટુંબનાં માણસો પરણે અને મરે ત્યારે ત્યારે આ પ્રમાણે અને તે પ્રમાણે લાગા આપવાનું કબુલો, તો જ અમારા કુળવાન ઘરનો વર તમારે આંગણે આવી શકે, નહિ તો નહિ.' આવાં આવાં બંધનોથી બંધાતો, દબાતો, ચંપાતો, જકડાતો બિચારો બાપડો તે પોતાને કુળહીન ગણાવીને પણ પાયમાલ થઇ ગયો. આવા લોકની કાળે કરીને આંખો ઊઘડી ત્યારે નાત ઓલામાંથી ચૂલામાં હોમાઇ ગઇ હતી; કારણ કે જેમ જેમ બીજાં જુથ બંધાતાં ગયાં તેમ તેમ તે જુથોમાં પણ કુળવાનો ફૂટી નીકળ્યા, પોતાના રેંસાયાની વાત તે બિચારા સ્વાર્થમાં ભૂલી ગયા. બાર ગામના ભાવ તો વધતા જ હતા (નાનાં ૭ કે પાંચ ગામના ઘટીને પછી વધ્યા). તેવામાં વળી બાર ગામના આફ્રિકાવાસીઓ ફૂટી નીકળ્યા. બિચારા 'ભજ કલદારમ્' વાળા તેઓ થોડી રજા લેઇને ઘેર આવ્યા એટલે પાંચસો હજાર વધારે થાય તેના સામે તેમણે ન જોયું અને પૈસા તથા જમણ ઝીંકયે રાખ્યાં. એમને એવો વિચાર ન આવ્યો કે પાછળ મારા ભાઈભાંડુને અને પ્રજાને છોકરીઓ પરણાવવી હશે ત્યારે શું થશે. એમ ક્રમે ક્રમે લગ્નનાં ખરચ વધતાં ગયાં. હવે જુથોને લીધે, પાયમાલીને લીધે અને કંઇક સાચી સમજને લીધે પણ બહારની કન્યાઓ બંધ થઇ ગઇ એટલે અંદરો અંદર ભાવ વધ્યા તે એટલે સુધી કે હજારોની પરઠણો થઇ ગઇ. હવે 'માં મને કોઠીમાંથી કાઢ' એવી સ્થિતિ બધા ભાઇઓની થઇ ગઇ છે—દંભી, ઘમંડી અને મિથ્યાભિમાનીઓની ન થઇ હોય તો તે જાણે. સાપે છછુંદર પકડયું છે; નથી ગળાતું, નથી છોડાતું. બધાં સમજે છે, પણ બિલાડીને ગળે ઘંટડી બાંધે કોણ? બંધનો સખત કરો તો થોડા

વખત માટે પાયમાલીને રોકી શકશો, પણ પછી 'એ રાગ એ ને એજ.' માટે બંધનો બિલકુલ તોડી નાખી પાટીદાર અને કણબી કોમનું સંગઠન કરી જેને જ્યાં કન્યા લેવી દેવી હોય ત્યાં લાયકી પ્રમાણે લે દે એવી ગોઠવણ કરો. અને તે ત્યારેજ, બને કે જ્યારે દંભ, ઘમંડ, મિથ્યાભિમાન, પોરસ, દ્વેષ, તિરસ્કાર, વગેરે તજી બધા પાટીદાર કણબી ચાહે લેઉઆ હોય, કડવા હોય, આંજણા હોય કે વડનગરા હોય; ચરોતર, વાકળ, કાનમ, દશકોશી કે કાઠીઆવાડના હોય; ગમે તેવા હોય તે બધા ભાઇચારાથી અને સંપથી કોઇ એક સ્થળે એકઠા મળી બંધનો નહિ પણ સાદા ઠરાવોજ કરો તેમજ તે ઠરાવો પાળવા પળાવવા માટે ન્યાય તોળે તેવા સુધારાના હોંશીલા અને ઉત્સાહી આગેવાનોનું પંચ નીમો.

મરણ સંબંધેનાં બંધનો પાટીદાર કોમમાં નથી. માત્ર કુલણજીવેડાથી, દેખાદેખી મોટા ભા તેમજ કુળવાન થવાની હોંશમાંજ વરા, કાણુમોકાણુ, શેલાંપાઘડી, વગેરે કુધારા થયા અને તે એટલી હદે જઇ પહોંચ્યા કે તે રિવાજ થઇ પડ્યા. કોઇ તે કુધારા પ્રમાણે ન વર્તે તો તેના ઉપર મહેણાં-ટૂંણાં, રિસામણાં-મનામણાં અને બાંધછોડનો મુશળધાર વરસાદ વરસે.

આપણી કોમમાં પરદેશગમન સંબંધે બંધનો નહોતાં તેમજ નથી, તેથી કોમની નાણાં સંબંધી સ્થિતિ ઠીક ઠીક સુધરી છે. પાટીદાર સમાજમાં કોઇ પણ જાતનાં ખાસ ધાર્મિક બંધનો પણ નથી, તે પણ સાધારણ ઉન્નતિનું એક કારણ છે. જેને જેમ ફાવે તેમ પરમેશ્વરને પૂજે છે, તેથી ધર્મ સંબંધે ઝઘડા આપણી કામમાં પગપેસારો કરી શકતા નથી. માત્ર કોઇક કોઇકના દંભ અને મિથ્યાભિમાનથી કેટલાંક પાટીદારોનાં ગામો આભડછેટવેડાથી વગોવાય છે. સ્વતંત્ર પાટીદાર કોમ પરણ સંબંધેનાં બંધનોથી અને મરણ સંબંધેના ગાંડા રિવાજોથી પરતંત્રતાનાં બંધનોમાં જકડાતી થઇ છે એજ ખેદની બાબત છે.

હે યુવક-યુવતીઓ, તમારે જાતે અને તમારી નાતે ઊગવું હોય તો તમે પોતે વિચાર કરતાં થઇ જઇ બહાદુર બનો, સદાચારી બનો, દુરાચાર તજો અને તમને તથા નાતને પરતંત્રતામાં જકડતાં રીતરિવાજોનાં બંધનોને ખંતથી અને ઊલટથી દૂર કરો, તેમજ તમારાં વડીલો પાસે યેન કેન પ્રકારેણ દૂર કરાવો. એક મધ્યસ્થ જગાએ ભેગા મળી આવા સવાલોનો તોડ અને ઉકેલ લાવો. તમારે માટે બીજું કોઇ નહિ કરી જાય, માટે હિંમતથી બહાર પડો. ઇશ્વર તમારી પડખેજ છે. ઉપાડી લો આ અદના આદમીએ દેખાડેલી ફરજને.

નડિઆદ શંકરભાઇ ઝવેરભાઇ પટેલ

# સેકંડ હેંડ

પ્રિય વાચક! પરિચિત શીર્ષક વાંચી, તે ઉપર તે વળી શું લખી શકાય, એમ તું માનતો હોય તો તારૂં મંતવ્ય ભૂલભરેલું છે. આ દુનિયામાં 'સેકંડ હેંડ' વેચાતી અનેક વસ્તુઓ—કોટ, મોટર કાર, પેન—વગેરે તેં જોઇ હશે, તેમજ ખરીદી પણ હશે. પરંતુ તારી જાણીતી અને જોએલી, પરંતુ ખ્યાલ બહાર રહી ગએલી એક 'સેકંડ હેંડ' વસ્તુનો ધમધોકાર વેપાર ચાલે છે અને તે 'સેકંડ હેંડ' વસ્તુ તે વૃદ્ધ વિધુર.

'સેકંડ હેંડ' વસ્તુઓના અનુભવીઓને તો ખ્યાલ હશેજ કે જે વસ્તુઓ ઘણીજ સોંઘી વેચાય છે, તે વસ્તુઓ ખરીદવા મનુષ્યો ધસારો કરે તો તેમાં નવાઇ નથી! દશ હજારની નવી મોટરને બદલે પાંચ હજારની સસ્તી 'સેકંડ હેંડ' લાવવી, તેવીજ રીતે પાંચ હજારની પરઠણવાળા પંચવરને બદલે ત્રણસોને એકમાં 'સેકંડ હેંડ' વૃદ્ધ વિધુર વરને લાવવામાં આપણા પાટીદાર સમાજના વેવિશાળ કરવામાં કુશળ કાર્યકર્તાઓને સહેજ પણ સંકોચ લાગતો નથી. મોટર કારની ખરીદીમાં ફક્ત બાહ્ય દેખાવજ નહિ, પરંતુ તેને પડેલો ઘસારો પણ ધ્યાનમાં રાખી તેનું મૂલ્ય આંકીએ છીએ. પણ 'સેકંડ હેંડ' વરની ખરીદીમાં બાહ્ય દેખાવ તો ક્યાં રહ્યો, પરંતુ તેની ઉમર સામે પણ આંખ આડા કાન કરી કાર્યકુશળો પોતાની કુશાગ્ર બુદ્ધિનું પ્રદર્શન કરે છે.

વેવિશાળ કરવામાં અગ્ર ભાગ ભજવતા માનવંતા જયવંતરાય પણ પુત્રી-મંડળથી વીંટળાયલા હતા. તે જાતે 'સેકંડ હેંડ' વૃદ્ધ વિધુરના ખાસ હિમાયતી હતા, અને તેમની બે પુત્રીઓને તો 'સેકંડ હેંડ' જ વળગાડ્યા હતા. ત્રીજી પુત્રી શોભના હજુ બાલ્યાવસ્થાને વટાવી યુવાવસ્થામાં સંચરતી હતી. ગુજરાતી ૭ ચોપડી પૂરી કર્યા પછી તેણે અભ્યાસને તિલાંજલી આપી. યૌવનમાં પ્રવેશતી પંદર વર્ષની ખીલતી કળી સમી શોભના ભલભલાના હૃદયને આકર્ષતી હતી. પુખ્ત વયે પહોંચેલી પુત્રીનાં લગ્ન કરવાની તેનાં માતા વિજયાગૌરીની અભિલાષા હતી. આજે સાંજે જયવંતરાયને તે સંબંધે વાકેફ કરવાનો તેમણે દૃઢ નિશ્ચય કર્યો.

જયવંતરાય સાંજે વાળુપાણી કરીને પોતાના પરમ પ્રિય મિત્ર હુક્કાને લેઇ અગાસીમાં ગયા. વિજયાગૌરી પણ કામથી પરવારી પોતાના પતિ પાસે ગયાં. રાત્રી તારકટી ભર્યો સાળુ પહેરી ઘડીકમાં હાસ્ય કરતી અને ઘડીકમાં નૃત્ય કરતી અમી વર્ષાવતી રહી હતી. જયવંતરાય ધુમ્રપાનમાં મસ્ત બન્યા હતા. ત્યાં તો વિજયાગૌરી ધીમે પગે ત્યાં આવી ઊભાં. પરંતુ ધુમ્રપાનમાં મસ્ત બનેલા મુનિરાજ જાગે ક્યાંથી? વિજયાગૌરી આવ્યાં અને થોડી વાર ઊભાં રહ્યાં.

૧૯૩૮-૩૯માં સ્ત્રી-વસતિના ૪.૪૮ ટકા કન્યાઓ કે સ્ત્રીઓ ભણતી હતી, તેને બદલે આ વરસમાં ૫.૨૫ ટકા ભણતી થઇ છે. સ્ત્રી-શિક્ષિકાઓ પ્રમાણમાં કેટલી ઓછી છે તે નીચેના આંકડા બતાવે છેઃ

| | સ્ત્રીઓ શિક્ષણુની | | પુરુષો શિક્ષણુની | |
|---|---|---|---|---|
| | તાલીમ લીધેલી | તાલીમ વિનાની | તાલીમ લીધેલા | તાલીમ વિનાના |
| પ્રાથમિક શાળા | ૩,૩૯૮ | ૩,૩૯૪ | ૧૪,૮૩૨ | ૨૨,૩૬૯ |
| માધ્યમિક શાળા | ૧૩૩ | ૧૮૨ | ૧૭૧ | ૧,૨૮૨ |
| હાઇ સ્કૂલ | ૫૩૨ | ૮૫૬ | ૧,૫૦૯ | ૪,૨૬૦ |
| કુલ | ૪,૦૬૩ | ૪,૪૩૨ | ૧૫,૫૧૨ | ૨૭,૯૧૧ |

('શિક્ષણ અને સાહિત્ય,' ઑગસ્ટ, ૧૯૪૧, પૃ. ૪૨૬)

---

## ચર્ચાપત્ર

### ૧૧. લેખચોરી

વિ. આપના સં. ૧૯૯૭ના અષાઢ માસના 'પાટીદાર'ના પાન ૪૦૮ ઉપર 'જીવનનાં ઝેર,' લેખક નટવરલાલ પુરુષોત્તમ પટેલ, વડોદરા, એ નામથી લેખ પ્રસિદ્ધ થયો છે. એ લેખ લગભગ આખોય બેત્રણ લીટીઓ છોડી દીધા સિવાય 'યુગક' સને ૧૯૩૪ના જાન્યુઆરીમાં પ્રસિદ્ધ થએલા મારા લેખ ઉપરથી લીધેલો છે, એમ મેળવણી ઉપરથી આપ સ્પષ્ટ જાણી શકશો. મેળવણી કરવાનું અનુકૂળ થાય તેટલા માટે તે અંક આ સાથે મોકલી આપું છું, જેથી આપની ખાત્રી થશે. અંક પરત રવાના કરશો. મેં લખેલો લેખ હિન્દી ઉપરથી લીધેલો છે. જ્યારે ભાઇ નટવરલાલ તેને સ્વતંત્ર તરીકે મૂકે છે. એમણે જો હિન્દી ઉપરથી લીધાનું કબુલ કર્યું હોત, તો મારે કંઇ કહેવાનું હતું જ નહિ. કારણ કે મારી પેઠે કરવા તે હકદાર હતા. પરંતુ તેમ નહિ કરતાં એમણે એ લેખ સ્વતંત્ર પ્રસિદ્ધ કરાવ્યો છે. એ ચોકખી ચોરી જ છે. આવી ચોરી એમણે શા સારૂ કરી હશે, એ સમજી શકાતું નથી. મારી માન્યતા મુજબ એ હિન્દી ઉપરથી પણ લીધેલો હોય એમ બિલકુલ સંભવતું જ નથી, કારણ કે આખા લેખની મેળવણી જો આપ કરશો, તો ક્યાંયે શબ્દોમાં અથવા વાક્યોમાં સહેજ પણ ફેર આપને જણાશે

નહિ. પેરા પણ સરખાજ પડેલા છે. અકંદરે આ આખોય લેખ 'યુવક' ઉપરથી લીધેલો છે એમ બાંધળો પણ કહી શકે તેમ છે.

ડેરોલા રાવજીભાઇ જોરાભાઇ પટેલ

**તંત્રીની નોંધ:** ભાઇ રાવજીભાઇએ મોકલેલા 'યુવક'માંના તેમના લેખ સાથે ભાઇ નટવરલાલે 'પાટીદાર'માં છપાવેલો લેખ મેં સરખાવી જોયો. ભાઇ રાવજીભાઇના 'યુવક'માંના એ લેખનો શબ્દશઃ ઉતારો કરીને ભાઇ નટવરલાલે 'પાટીદાર'માં છપાવવા મોકલેલો એમ મારી ખાત્રી થતાં મેં ભાઇ નટવરલાલને એ વિષે કાગળ લખી ખુલાસો પૂછ્યો. તેમણે મને તા. ૨૮:૭:'૪૧ના કાગળથી ખુલાસો લખી મોકલ્યો તે શબ્દશઃ નીચે મૂકું છું:

"આપનું કાર્ડ તા. ૨૪મીએ અત્રે આવેલું, પરંતુ હું બહારગામ ગએલો હોવાથી તુર્ત જવાબ નથી આપી શક્યો તે માટે દિલગીર છું.

"અષાઢ માસના 'પાટીદાર'ના અંકમાં 'જીવનનાં ઝેર' એ લેખ મારા નામથી આવેલો છે. અને તે છપાયા બાદ ડેરોલાના ભાઇ રાવજીભાઇ જોરાભાઇએ આપને લખી જણાવ્યું કે મદર લેખ મારો લખેલો છે અને 'યુવક'ના ૧૯૩૪ના જાન્યુઆરીના અંકમાં છપાયા બદલ આપને ખાત્રી કરી આપી છે. એટલે એ સંબંધમાં આપે મારો ખુલાસો માગ્યો તો જણાવવાનું જે:

"મદર લેખ મેં 'યુવક' માસિકમાંથી ઉતારેલો નથી. અને આજ સુધીમાં પણ મેં એ અંક જોયો પણ નથી. છતાં આપના પત્રમાં જણાવ્યા પ્રમાણે આપે ખાત્રી કરી હોવાથી હું કબુલ કરું છું કે એ લેખ મદર અંકમાં આવેલો હશે. પરંતુ ફરી છપાવવાની બાબતમાં જે ગેરસમજ થઇ તે માટે જણાવવાનું કે મારા મોટા ભાઇ, જેઓ બે વર્ષથી વેપાર અર્થે હાલ આફ્રિકામાં છે, તેમણે તેમના કોલેજજીવન દરમ્યાન કોલેજના અભ્યાસનાં પુસ્તકોમાંથી તથા લાયબ્રેરીનાં પુસ્તકોમાંથી જે કાંઇ તેમને સારું લાગેલું એવાં અવતરણો તથા ટૂંકી નોંધો અને પોતાનાં મંતવ્યો તેમજ પોતાના પણ લેખો, એ બધાંનો સંગ્રહ કરી એક મોટી નોટ તૈયાર કરેલી હતી. એ નોટમાં જે લેખ તેમણે ઉતારેલા હોય તે સાથે મૂળ લેખકનું નામ અગર જે ચોપડીમાંથી ઉતાર્યું હોય તેનું નામ લખતા અને પોતાનાજ લેખ સાથે એવું કાંઇ પણ લખતા નહિ. મદર લેખ તેમની નોટબુકમાં મેં વાંચેલો અને મને સારો લાગ્યો હોવાથી વધુ લોકો વાંચી શકે એ વિચારથી આપના 'પાટીદાર' માસિકમાં છાપવા મોકલ્યો હતો. તેને છાપવા આપતાં પહેલાં મેં મારા ભાઇની પરવાનગી માગેલી. તેના જવાબમાં તેમણે લખેલું કે 'જે લેખ ઉતારેલા હોય તે ન

મોકલતાં મારા લખેલા લેખમાંથી લખી મોકલવાની તને છૂટ છે.' આ લેખ મને પસંદ આવ્યો, પણ તેની નોંધમાં મૂળ લેખકનું નામ લખવું રહી ગએલું હોવાથી મેં મારા ભાઇનો પોતાનો લખેલો માની આપના તરફ મોકલેલો. આવી ગેરસમજથી ભૂલ થઇ હોવાથી આપને તસ્દી પડી તે બદલ આપની તથા મૂળ લેખક શ્રી. રાવજીભાઇની પણ હું માફી માગી લેઉં છું અને ફરી આવી ભૂલ ન થાય એવી ચોકસી રાખવા કાળજી રાખીશ, એ જ.

વડોદરા "નટવરલાલ પુ. પટેલના પ્રણામ"

એમ હતું તો પોતાના ભાઇની નોટબૂકમાંના લેખનો એ ઉતારો છે એમ પણ ભાઇ નટવરલાલે જણાવવું જોઇતું હતું. પણ એમણે પોતાનો કહેવાતો લેખ મોકલેલો, તેની સાથેના તા. ૨૮ : ૩ : '૪૧ના કાગળમાં આ પ્રમાણે જણાવ્યું છે :

"મારા અંગ્રેજી તથા ગુજરાતી વાચનમાંથી વિચારો તારવી લેઇ આ સાથેનો નિબંધ લખી મોકલ્યો છે. જો આપને યોગ્ય લાગે તો 'પાટીદાર' માસિકમાં તેને સ્થાન આપશો, એવી આશા રાખી વિરમું છું.

વડોદરા નટવરલાલ પુ. પટેલના પ્રણામ"

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે એ લેખ એમણે પોતાના ભાઇની નોટબૂકમાંથી ઉતારો કરી મોકલ્યો નથી, પણ ભાઇ રાવજીભાઇના લેખનો ઉતારો કરી મોકલ્યો છે. આવી લેખચોરીથી લેખક થઇ શકાતું નથી, પણ તેની યે યોગ્ય કેળવણી લેવી પડે છે, એ લેખક થવાની લાલસાવાળા સૌ ભાઇઓએ સમજવું ઘટે.

—તંત્રી

---

## ગ્રંથપરિચય

**૪૧. સો ટકા સ્વદેશી,** જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા ગ્રન્થ–૨૩ : પ્રકાશક–નવજીવન કાર્યાલય, અમદાવાદ; પૃષ્ઠ ૭+૩૬૮, કિંમત સવા રૂપિયો. આ પુસ્તકમાં પૂ. ગાંધીજી, શ્રી. મહાદેવભાઇ, શ્રી. પ્યારેલાલ, શ્રી. કુમારાપ્પા, શ્રી. ચંદ્રશંકર શુક્લ, શ્રી. વૈકુંઠરાય મહેતા, સ્વામી આનંદ તથા પ્રોફેસર પૂરણ, એમના 'સ્વદેશી'નો વિવિધ દષ્ટિએ વિચાર કરતા, યંત્રવાદને પરિણામે જગતમાં ઉત્પન્ન થતાં દુઃખ, દારિદ્ર અને અનેકવિધ અન્ય ફૂટ પ્રશ્નો ઉપર વેધક પ્રકાશ ફેંકતા તથા આ રાક્ષસી યંત્રોના પ્રબળ હલામાંથી માનવજાતિને બચાવી લેવાની કેટલી બધી આવશ્યકતા છે અને તે બચાવ કેવી રીતે થઇ શકે તેમ છે તેની સાચી સમજ પાડતા, અતિમનનીય, ઉપયોગી અને ઉપકારક લેખોનો આ સંગ્રહ છે.

આ લેખોને વાંચી જતાં સમજાશે કે જે હિંદનાં પ્રાચીન કળાકૌશલ્ય

ઉપર આજે પણ પશ્ચિમની પ્રજાઓ ફીદા ફીદા થઇ જાય છે, અને જેની જાહોજલાલીનો જોટો જગતભરમાં જડતો નહોતો તે હિંદ આજે કળાકૌશલ્યહીન બની ઘોર દુઃખ અને દારિદ્રના દરિયામાં ડૂબેલું છે.

હિંદનાં આ દુઃખ અને દારિદ્ર કેટલાં ભયાનક છે તેનો આછો આછો ખ્યાલ સને ૧૯૨૮માં હિંદની યાત્રાએ આવેલા આમની સભાના સભ્ય મિ. પર્સીલ નામના એક અંગ્રેજ ગૃહસ્થના નીચેના લખાણ ઉપરથી આવશે: "હિંદુસ્થાનમાં ફરીને મેં મન સાથે ગાંઠ વાળી છે કે હિંદુસ્થાનના બધા પ્રશ્નોથી મોટો અને વિકરાળ પ્રશ્ન તે પેટની પીડાનો છે. બીજા બધા પ્રશ્નોનું મૂળ એ છે. આ કરાળ આર્થિક પ્રશ્ન આગળ બીજા બધા પ્રશ્નો ઝાંખા પડી ગયા છે. આ સ્ત્રી, પુરુષ, બાળકોને રોજ થોડાક દાણા ચોખાના વધારે મળે છે એની ખબર જાણવાને માટે હું ગમે તે આપવાને તૈયાર થઇ જાઉં. આ લોકોની આવકમાં રોજના એક આનાનો પણ વધારો થાય તો એમની આજની સ્થિતિ કરતાં ઘણો જ સુધારો થયો કહી શકાય" (પૃ. ૨૭૩).

પરંતુ અત્રે રજુ કરેલી હિંદીઓની દુઃખદ સ્થિતિને પણ ૧૯૨૮ પછીનાં વર્ષોમાં રેલ, હિમ, ભૂકંપ, દુકાળ, આર્થિક મંદી, વગેરે આવી પડેલી અનેક આપત્તિઓએ વધારે દુઃખદ બનાવી છે.

જેમ એક બાજુએ રેલસંકટ, હિમસંકટ, આદિએ હિંદીઓનાં દુઃખમાં ઉમેરો કર્યાજ કર્યો છે, તેમ બીજી બાજુએ અતિસૂક્ષ્મ માનવીયંત્રો પાસેથી કામ ન લેતાં જડ યંત્રો દ્વારા ધનના ઢગલા ખડકનારાઓએ તેમ કરવામાં કચાશ રાખી નથી. તેથી પ્રો. પૂરણના શબ્દોમાં, "આજકાલ વરાળ વીજળીના સાંચાઓના દામ હજારોનાં થાય છે, પણ માણસ કાણી કોડીની કિંમતે સો સો વેચાય છે" (પૃ. ૩૪૯).

પરિણામે મિ. પર્સીલના શબ્દોમાં કહીએ તો: "હિંદુસ્થાનની વસતિનો બહુજ મોટો ભાગ જન્મે છે તે દિવસથી મરતાં સુધી ભૂખ વેઠે છે. ૨૫ કરોડ હિંદીઓ આખી જિંદગી ભૂખનું દુઃખ વેઠે છે. એમનાં પેટ પૂરાં ભરાતાં જ નથી અને એની વેદના તેઓને ભોગવવી પડે છે. એ ભૂખને શમાવવા એમને પૂરતા ચોખા પણ મળતા નથી. હજારો માણસો તો આ નર્યા ધીમા ભૂખમરાની મહાવેદનાથી રિબાઇ રિબાઇને મરતાં હશે" (પૃ. ૨૭૨-૩).

આ ધીમા ભૂખમરાની મહાવેદનામાંથી હિંદીઓને બનતા પ્રમાણમાં બચાવી લેવાને 'અખિલ ભારત ચરખા સંઘ'ની તથા 'અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘ'ની રચના કરવામાં આવેલી છે. એ સંઘો કઇ કઇ દિશાઓમાં કાર્ય કરી શકે તેમ છે, તે કાર્ય કેટલું મહત્ત્વનું છે, તેમાં કેવી કેવી મુશ્કેલીઓ નડે

તેમ છે તથા તે મુશ્કેલીઓને હઠાવવામાં શહેરમાં વસતા હિંદીઓ કેવા કેવા પ્રકારની મદદ આપી શકે તેમ છે, તે બધી વાતનો જેને યથાયોગ્ય અભ્યાસ કરવો હોય તેણે આ 'સો ટકા સ્વદેશી'ને ભાવ અને ખંતપૂર્વક વાંચી જવું ઘટે.

આ પુસ્તકમાં અનેક મનનીય લેખો આવેલા છે, તેવા લેખોમાં અમો નીચેનાને ખાસ મહત્ત્વનું સ્થાન આપવા લલચાઇએ છીએ: (૧) ગ્રામસેવા અને ગ્રામસેવક, (૨) આદર્શ ગામડું, (૩) આપણાં ગામડાં, (૪) ગ્રામવાસી પ્રત્યેનો ધર્મ, (૫) ખેડૂતોની દેવાદારી અને નાના ઉદ્યોગો, (૬) ગ્રામઉદ્યોગ સંઘનું કાર્યક્ષેત્ર, (૭) ભૂખમરાનું ધીમું મોત, (૮) યંત્રવાદને પરિણામે, (૯) પ્રેમ અને મજૂરી.

જે કોઇને હૈયે માનવપ્રેમ અને હિંદનું હિત વસે છે, જે કોઇનું દિલ હિંદનાં લાખો ગામડાંઓમાં વસતાં કંગાળ હિંદીઓની કરુણ કહાણીથી કકળી ઊઠે છે, જે કોઇને એ ઘેરા દુઃખમાં ડૂબેલા હિંદીઓને તેમાંથી ઉગારવાની પુણ્યેચ્છા સ્પર્શે છે, જે કોઇ પશ્ચિમના યંત્રવાદે આદરેલી મનુષ્યની અપાર ખાનાખરાબીની સાચી સમજણ મેળવવા ઇચ્છે છે, જે કોઇના દિલમાં એવી ખાનાખરાબીમાંથી હિંદને અને હિંદ દ્વારા અન્ય દેશોને ઉગારી લેવાનાં સોનેરી સ્વપ્નાં જાગ્યા કરે છે તે સહુને આ પુસ્તક આખુંય, અને આખું ન બને તો છેવટે પૂર્વોક્ત લેખમાળા વાંચી જવા અમારી ખાસ ભલામણ છે.

જેમને આર્થિક પ્રશ્નોની આંટીઘૂંટીમાં ઊતરવા જેટલો રસ ન હોય તેવા સાહિત્યપ્રેમીઓ માટે પણ આ લેખમાળામાં સરસમાં સરસ સાહિત્યની વાનીઓ પીરસવામાં આવી છે.

પ્રોફેસર પૂરણનો 'પ્રેમ અને મજૂરી' એ લેખ વાંચતાં સાચા સાહિત્યરસિકના દિલમાં રસની અવનવી છોળો ઊછળ્યા વગર નહિ જ રહે. અને જે કોઇ એ લેખને વાંચશે તેને એમ જ થશે કે તે લેખ વાંચીને તે જરૂર કૃતાર્થ બનેલ છે, કેમ કે તેને ઘડીભર તો એમ જ લાગશે કે પોતે આ જગતના કલુષિત તથા જડતાભર્યા વાતાવરણમાંથી કોઇ દિવ્ય ભૂમિના નિર્મળ અને ચેતનપૂર્ણ વાતાવરણમાં વિહરી રહ્યો છે.'

તેથી, અમને ખાતરી છે કે દેશપ્રેમી તેમ જ સાહિત્યપ્રેમી ઉભયને આ પુસ્તક સરખા જ પ્રમાણમાં ઉપકારક થશે. મૂ. બારડ

**૪૨ હિમાલયનો પ્રવાસ:** છઠ્ઠી આવૃત્તિ, ટિપ્પણ સાથેની: લેખક–દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર; પ્રકાશક–નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; પૃષ્ઠ ૨૮+૩૯૭, કિંમત એક રૂપિયો. આ પુસ્તકનો પરિચય સંવત ૧૯૯૦ના શ્રાવણના અંકમાં આ પ્રમાણે આપ્યો હતો: "સંવત ૧૯૮૧થી શરૂ

કરીને લેખક ધીરે ધીરે આજે હિમાલયના પોતાના પ્રવાસનું વર્ણન કરી રહે છે. અને એ ધીરે ધીરે લખાએલું વર્ણન બહુ ટકેલ ભાવે લખાયું છે. એમની અવલોકનશક્તિનો લાભ આપણને ઠામ ઠામ મળ્યે જાય છે. જાત્રા કયે હેતુએ કેવી રીતે કરવી, એ વિષે લેખકની ભાવનાનું છેલ્લું પ્રકરણ 'ફલશ્રુતિ' ખાસ વાંચવા જેવું છે. જે કોઇ પ્રવાસરસિક ભાઇબેન આ પુસ્તક વાંચશે તે સૌ એમાંથી કોઇ ને કોઇ ફળ પામશે જ એમાં સંશય નથી" પછી એ પુસ્તકની ચોથી આવૃત્તિનો પરિચય સં. ૧૯૯૪ના શ્રાવણના અંકમાં આપતાં આ પ્રમાણે ઉમેર્યું હતું: "આ આવૃત્તિની શરૂઆતમાં 'જીવનની તાજગી' રૂપે ગ્રંથનો પરિચય આપ્યો છે. તેમાં પૃષ્ઠ ૪ નીચે 'આર્ય' શબ્દનો ધાતુ 'અર્=ખેડવું' આપ્યો છે. મારી પાસેના બધા સંસ્કૃત શબ્દકોષોમાં એ શબ્દનો ધાતુ 'ऋ=જવું' આપ્યો છે અને अर् ધાતુ તો કોઇ કોષમાં દેખાતો જ નથી! ગ્રંથમાં લેખકે પોતાના પ્રવાસમાર્ગનો નકશો આપ્યો હોત તો ગ્રંથ વધારે રસિક બનત. પુસ્તકમાં લેખકે પોતાની અતિશ્રદ્ધા પ્રદર્શિત કરી છે, અનેક સ્થળે પોતાની કાલ્પનિક ફીલસુફીથી અકલ્પ્ય ભાવનાઓ આરોપી છે. લેખનમાં લેખકને લાઘવશૈલી વિષે જરાયે શ્રદ્ધા નથી, મનમાં જેટલું આવે છે એટલું કાગળ ઉપર મૂકી દે છે, છતાં હાસ્યરસની જમાવટ એમનામાં સારી છે." આ આવૃત્તિમાં 'ઉત્તરા ખંડની યાત્રા'નો નકશો આપ્યો છે. ઘેર બેઠે હિમાલયની યાત્રાનો કંઇક આનંદ મેળવવા ઇચ્છનાર સૌ જણે આ પુસ્તક વાંચવા જેવું છે.

૪૩. એને ચરણે ('એક અજ્ઞાત સ્ત્રીનો પત્ર' નામના મૂળ જર્મનના અંગ્રેજી અનુવાદનો પુનર્ધ્વનિ): લેખક તથા પ્રકાશક—કપિલા ઠાકોર, ચંદ્રી વીલા, ગામદેવી, મુંબઇ ૭; સોલ એજંટ્સ—આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨; પૃષ્ઠ ૪+૫૩, કિંમત દશ આના. એક કુમારિકાએ પોતાના એક અજાણ્યા પાડોશી પ્રત્યે સ્નેહથી આકર્ષાઇ તેને પોતાનું હૃદય સોંપ્યું. તે પુરુષને તો તે કુમારિકા સામે જોવાનીય પરવા નહોતી, છતાં એ તો રાતદિવસ એનાંજ સ્વપ્નામાં રમતી. પાડોશી તરીકે છૂટાં પડ્યા પછી પણ એ કુમારિકા તો પેલા પ્રત્યેના સ્નેહાકર્ષણથીજ બંધાઇ રહી. એક વખત અકસ્માત સંજોગોમાં તે કુમારિકાએ પોતાની જાત પણ પેલા પુરુષને સોંપી. પરિણામે એને પુત્ર સાંપડ્યો. છતાંયે પેલે પુરુષે એને ઓળખવાની પરવા ન કરી. પુત્ર મોટો થયા પછી મૃત્યુ પામ્યો, પોતે પણ મરવા પડી છે, તે પ્રસંગે એણે પોતાના એ સ્નેહીને લાંબો કાગળ લખી તેમાં પોતાનું હૃદય ઠાલવ્યું. આખા પત્રમાં નારીસુલભ કોમળ હૃદય નીતરી આવ્યું છે. "સ્ત્રીહૃદયનાં સૌન્દર્ય, ઊંડાણ, કરુણતા, ગૌરવ અને તીવ્ર વેદનાને સ્વરૂપ આપતી આ પત્રવાર્તા

જેવી થોડી જ વાર્તાઓ હશે. આ સ્ત્રીના હૃદયનાં નિર્મળ સત્ય પાસે સારાં નરસાં નીતિ-અનીતિનાં ધોરણો કેવાં પાંગળાં લાગે છે!" બેન કપિલાબેનનું એ કહેવું કેવળ વાસ્તવિક છે. કોમળહૃદય સ્ત્રી કઠોરહૃદય પુરુષની દાસી કેમ થઇ પડી, તે પણ આ પત્રના ભાવો વિચારવાથી સમજી શકાય છે. આ અનુવાદની ગુજરાતી ભાષા પણ એ કરુણ પત્રને અનુરૂપ કોમળ છે. વાર્તા યુરોપની છે, છતાં તેમાં મૃત્યુ પછી 'શરીર બાળવા' વિષેનો (૨૦), એ કુમારિકાના સાવકા બાપથી જુદા રહી. 'મુંબઇ' જવા વિષેનો (૨૨), 'પુનર્જન્મ' વિષેનો, વગેરે ઉલ્લેખ અજુગતા લાગે છે. છતાં એકંદરે આ પત્રવાર્તા બહુ સુંદર લાગે છે.

૪૪. ગુલામ, 'કર્મભૂમિ'નું ૧૯૪૧ની સાલનું ભેટ પુસ્તક): લેખક–ચંદ્રભાઇ કા. ભટ્ટ; પ્રકાશક–વિઠ્ઠલદાસ નાગરદાસ, તંત્રી, કર્મભૂમિ, ખેડા; પૃષ્ઠ ૧૮૭, કિંમત રૂ. ૧–૮–૦. બધાં સામ્રાજ્યો પોતાનાં સંસ્થાનોને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે લૂંટીને ધનવાન થાય છે. સામ્રાજ્યના કેન્દ્રદેશના પ્રજાજનો એમ ધનવાન થઇને વિલાસી બની જાય છે. વિલાસની અનેક સામગ્રીઓ એકઠી કરે છે, અને સંસ્થાનોના પ્રજાજનોને ગુલામ રાખી એમને પણ વિલાસસામગ્રી માની એગનો યથેષ્ટ ઉપયોગ કરે છે–એમની પાસે તનતોડ કામ કરાવે છે, છતાં પણ પેટપૂરતું ખાવા આપતા નથી. રોમન સામ્રાજ્યે પણ એ જ રીતે ગ્રીસ વગેરે સંસ્થાનોમાંથી ગુલામ આણી તેમના ઉપર અતિશય જુલમ ગુજાર્યો હતો. એ જુલમથી ત્રાસીને ત્યાંના અનેક ગુલામોએ એકઠા મળી પોતાના ધનવાન માલેકો સામે બળવો કર્યો હતો. એ વિષે અંગ્રેજી ભાષામાં લખાએલી 'સ્પાર્ટેકસ' નામે કથા ઉપરથી લેખકે ગુજરાતીમાં આ કથા લખી છે. પણ એ બળવામાં ગુલામો હારી જાય છે અને તેમાંના ૧૮,૦૦૦ ગુલામોને વધસ્તંભ ઉપર ચઢાવી દેવામાં આવે છે અને ત્યાં જ કથા પૂરી થાય છે. આમ આ કથા શોકાન્ત (Tragedy) છે. અને યુરોપના સ્વભાવને એવી કથા કે નાટક રુચિકર છે, પણ આપણા આર્યસ્વભાવને તો હર્ષાન્ત કથા કે નાટક (Comedy) રુચિકર છે, શોકાન્ત નહિ. એટલે એ રીતે આ કથા વાચકને વખતે રુચિકર ન પણ થઇ પડે. કથાની અંગ્રેજી રચના સુંદર હશે, પણ આ ગુજરાતી રચના વચ્ચે વચ્ચે તૂટક અને નિર્બંધ લાગે છે. ભાષા પણ બહુ સરળ અને સુંદર નથી. વાક્યો ગમે તેમ ફેંક્યાં છે, વચ્ચે વચ્ચે ખરબચડી કાંકરી ખૂંચે છે. જોડણી પણ અનેક સ્થળે અશુદ્ધ છે. અને છતાં પ્રકાશકના જણાવવા પ્રમાણે લેખક લખે છે કે આ વાર્તા "અત્યાર સુધીનાં મ્હારાં બધાં લખાણોમાં મને ખૂબ જ ગમી ગએલી છે."

ગુરુદેવ કંઇક અટકયા ને પછી ઉત્તર આપ્યો: "એ તો ત્યાંના રાજપુરુષો છે." મેં કહ્યું: "પણ પ્રજામાંથી તરીને ઉપર આવેલાજ એ રાજપુરુષો છે ને?" ગુરુદેવે અનેક રીતે એ જાપાનીઓનો બચાવ કર્યો, પણ મને તે ન રુચ્યો ત્યારે હું મારા સ્વભાવ પ્રમાણે છેલ્લે પાટલે જઇ બેઠો ને બોલ્યો: "રોમનગરને સળગાવી મૂકી પોતાના મહેલની અગાશીએ બેસીને તે ઉપર ફીડલ વગાડનાર નીરો બાદશાહને પણ ત્યારે કલાપ્રિય કહેવાય કે નહિ?" એ પ્રશ્નથી સૌ વાત ત્યાંજ થંભી ગઇ. પછી એ કંઇયે બોલ્યા નહિ અને સૌ વેરાઇ ગયા. બીજે દિવસે સવારથી આશ્રમના અમુક શિક્ષકોમાં ગણભણ વાત ચાલી કે પટેલજીએ ગુરુદેવને આઘાત પહોંચાડ્યો. એપ્રિલના એ દિવસોમાં શાન્તિનિકેતનમાં ગ્રીષ્મની દોઢ માસની છૂટી પડવાની હતી અને તેથી સૌ ચાલ્યા જવાના હતા. બંગાળામાં અને તેજ પ્રમાણે આશ્રમમાં એવો સંપ્રદાય છે કે માણસ થોડા દિવસ માટે પણ ઘર છોડી બહાર જાય ત્યાર ઘરના વડીલને પગે લાગીને જાય. તે સંપ્રદાય પ્રમાણે હું પણ ગુરુદેવને પગે લાગવા ગયો. તેમ કર્યા પછી હું તેમના પગ આગળ બેઠો અને કંઇક વાતચિત કરી, પછી ઊઠતી વખતે તેમણે મને પૂછ્યું: "કેમ, કયારે પાછા આવશો?" મેં ઉત્તર દીધો: "ના ગુરુદેવ, હું પાછો નથી આવવાનો. તે રાત્રે મેં આપને આઘાત લગાડ્યો, તથા આશ્રમમાં મારે માટે કડવી ચર્ચા ઊભી થઇ છે; એમ મેં આપને આઘાત પહોંચાડ્યો, એટલે હવે નથી આવવાનો." બંગાળીમાં એ મીઠી વાણી બોલ્યા: "ના ના પટેલજી, મને તો આઘાતનો સ્વપ્નેય ખ્યાલ નથી; તમને સત્ય લાગ્યું તે નિર્ભયતાથી બોલ્યા, એથી તો મને આનંદ થએલો. બોલનાર ગમે તે બોલે, તેમાં તમારે ને મારે શું? પણ એજ કારણે જતા હો તો તમને આશ્રમમાંથી ન જવા દેઉં. જવુંજ હોય તો એક વર્ષ પછી જજો. પણ એક વર્ષ તો મારેજ માટે તમારે રહેવું પડશે." અને ગુરુદેવનું વચન ઉથાપાય કેમ? હું એક વર્ષ ત્યાં રહ્યો.

### એમનું સરળ હૃદય

(૧) અમેરિકાને પ્રવાસેથી એ આશ્રમમાં આવ્યા પછી એમણે ત્યાં આપેલાં ભાષણોને પુસ્તકરૂપે છપાવવાની યોજના થઇ. એમણે પોતાનાં બધાં ભાષણો શ્રી એન્ડ્રુસને સોંપ્યાં. શ્રી. એન્ડ્રુસે એ ભાષણો ટાઇપ કરવા મને આપ્યાં. મેં બધાં ટાઇપ કર્યાં, પણ છેવટનું એક ભાષણ મને ઠીક ન લાગ્યું. અમેરિકાથી આવ્યા પછી કલકત્તામાં એમણે મહાત્માજીએ પ્રચારેલા અસહકાર વિરુદ્ધનું એ ભાષણ હતું. મેં તે પણ ટાઇપ તો કર્યું, પણ એ બધાં ટાઇપ

કરેલાં ભાષણો લેઈને શ્રી. ઍન્ડ્રુસ પાસે ગયો અને તેમને મેં કહ્યું: "અમેરિકાનાં એ બધાં ચિરંજીવ ભાષણોની સાથે આ ભાષણ મૂકવું મને નથી ગમતું." ત્યાં એક યુરોપિયન ગૃહસ્થ બેઠા હતા. તેમને પણ મારું કથન યોગ્ય લાગ્યું. ગુરુભક્ત ઍન્ડ્રુસે પણ થોડી ચર્ચા પછી મારી વાત સ્વીકારી. બધાં ભાષણો લેઈ એ ગુરુદેવ પાસે ગયા અને મારી કહેલી વાત એમણે ગુરુદેવને કહી. તુરતજ એક વાક્યમાં એમણે કહી દીધુ: "જવા દો ત્યારે એ ભાષણને." એવા એ સરળહૃદય હતા. શ્રી. ઍન્ડ્રુસે એ વાત મને કહી અને એ જાણીને મને આનંદ અને સંતોષ થયો. (૨) એક વાર એ ખૂબ માંદા પડ્યા. બચવાની આશા એમને પોતાને પણ ન રહી. પાસે એમની સેવામાં શિષ્યસમ શ્રી. ઍન્ડ્રુસ બેઠા હતા. તેમને ગુરુદેવે કહ્યું: "મિ. ઍન્ડ્રુસ, એક વાત કહું? મારો દેહ જુવાનીમાં તો આથીયે વધારે સુંદર દેખાતો. બંગાળાની અનેક નવયૌવનાઓ આ દેહ ઉપર મુગ્ધ થઈને ગેલ કરવા આવતી. હું એમની સાથે વાતો કરતો, એમને આનંદ કરાવતો, પરંતુ કોઈ પણ પ્રસંગે મેં આ દેહને અભડાવ્યો નથી, પ્રભુના આ દેહમંદિરને ભ્રષ્ટ કર્યું નથી, તમે માનશો?" આ વાત શ્રી. ઍન્ડ્રુસે પોતેજ મને કહેલી અને સાથે એમ પણ કહેલું કે "નરસિંહભાઈ, જોકે હું કુંવારો છું, છતાં મેં પણ આ દેહને ભ્રષ્ટ કર્યો નથી." કેવું આ સુંદર તપોવન!

**એમનો પુણ્યપ્રકોપ**

એ વિશ્વપ્રેમી હતા અને તેથી એ માનવનો માનવ ઉપરનો અત્યાચાર થતો જોઈ સળગી ઊઠતા. (૧) એમની માનવસેવાથી આકર્ષાઈને અંગ્રેજ સરકારે એમને નાઈટનો ઇલકાબ આપેલો અને ત્યારથી એ 'સર રવીન્દ્રનાથ' કહેવાતા. પણ જલીઆંવાલા બાગમાં સરકારના એક અંગ્રેજ લશ્કરી અમલદારે નિર્દોષ હિંદીઓની સભા ઉપર ખૂની અત્યાચાર કર્યો, તે સાંભળીને સર્વે હિંદીઓની પેઠે એમનું પણ લોહી ઊકળી ઊઠયું અને સરકારે એમને આપેલો નાઈટનો ઇલકાબ ફેંકી દીધો. (૨) કલકત્તાની એક કોલેજનો એક વિદ્યાર્થી એક વાર આશ્રમમાં આવ્યો અને અમારી રાત્રિસભામાં આવી બેઠો. એણે ગુરુદેવને એક ભયાનક પ્રસંગનું વર્ણન કર્યું: "અમે હુગલીની સ્ટીમરમાં બેશીને ગઈ કાલે આવતા હતા. તે સ્ટીમરમાં એક યુરોપિયન હતો. તેણે એક બંગાળી સ્ત્રીની મશ્કરીઓ કરવા માંડી અને તેને એ રીતે અનેક અપમાન કર્યાં." ગુરુદેવ જાણે ઠંડે પેટે સાંભળતા હોય એમ સાંભળતા ગયા અને 'પછી?' 'પછી?' એમ પૂછતા ગયા. છેવટના 'પછી?'ના ઉત્તરમાં તે વિદ્યાર્થીએ કહ્યું: "પછી

જે સ્ટેશન આવ્યું ત્યાં બીચારી પેલી સ્ત્રીને ઊતરી જવું પડ્યું, પછીને સ્ટેશને અમારે ઊતરવાનું હતું ત્યાં અમે ઊતરી ગયા." અત્યાર સુધી હિમ જેવા ઠંડા લાગતા ગુરુદેવ હવે જ્વાળામુખીની પેઠે ભભુક્યા: "પણ આ વાત અહીં કહેવાને તું જીવતો આવી શી રીતે શક્યો? કોઇ અબળા નારીનું અપમાન તું સહી શી રીતે શક્યો? એનું રક્ષણ કરતાં તને મરતાંય ના આવડ્યું? તું અહીં જીવતો આવી જ શી રીતે શક્યો?" તે વિદ્યાર્થી અને અમે સૌ સ્તબ્ધ થઇ ગયા! (૩) ઇ. સ. ૧૯૨૨ના અરસામાં મલબારમાં મોપલા લોકોએ હિંદુઓ ઉપર ખૂબ અત્યાચાર કર્યો હતો, હિંદુ સ્ત્રીઓ ઉપર ભયંકર અત્યાચાર કર્યો હતો. મહાત્માજીની સૂચનાથી શ્રી. ઍન્ડ્રુસ એ વિષે તપાસ કરવા ગયા હતા. એ કામથી પરવારીને એ આશ્રમમાં આવ્યા: તે સાંજે હમેશની ટેવ પ્રમાણે આશ્રમની પાસેના એક રસ્તા ઉપર હું ફરતો હતો, તેવામાં જ ગુરુદેવ પણ તે રસ્તે ફરવા નીકળ્યા. એમને જોઇને એમની પાસે હું ગયો અને એમને નમસ્કાર કરી એમની સાથે હું ચાલવા લાગ્યો. એમણે વાત ઉપાડી: "સાહેબ (શ્રી. ઍન્ડ્રુસ) આજે આવ્યા છે. એ મલબાર જઇ આવ્યા, ત્યાંના અત્યાચારની કરુણાજનક કથા કરતા હતા, સ્ત્રીઓ ઉપર તો ભયંકર અત્યાચાર એ લોકોએ કર્યો છે અને છેવટે તે કહેતા હતા કે તે છતાં આપણે એ લોકોને ક્ષમા કરવી ઘટે. એ તો સાહેબ છે, ક્રાઇસ્ટના શિષ્ય છે, પણ સ્ત્રી ઉપર અત્યાચાર થાય ત્યારે હિંદી પુરુષના હૃદયમાં શું શું થઇ આવે, એનું હૃદય કેમ કપા[ય] એ યુરોપિયનને કેમ સમજાય?" એ શબ્દો બોલતી વખતે ગુરુદેવનાં હ[ૃદયને] કેવો આઘાત લાગ્યો હતો, એમનો પુણ્યપ્રકોપ કેમ સળગી ઊઠ્યો હતો તો તે વખતે એમને નજરે જોનાર જ કળી શકે. (૪) આખી દુનિયામાં એમનો જયજયકાર થઇ રહ્યો હતો ત્યારે બ્રિટિશ સામ્રાજ્યના એક ભાગ[રૂપ] કૅનેડામાંથી—એમને સંમાનપૂર્વક આમંત્રણ આપવામાં આવ્યું. આ જ કે[નેડાએ] થોડા વખત ઉપર હિંદુસ્થાનના લોકોને ત્યાં જતા અટકાવવાના ઉદ્દેશથી [illegible] પોતાના દેશના લોકોને જ્યાં અટકા[વ્યા] ત્યાં પોતાને મળતું માન સ્વીકારવાને આ સ્વદેશભક્ત કવિનું મન કેમ [illegible] તેમણે કૅનેડામાં પગ મૂકવાની ઘસીને ના પાડી અને આમ ક[illegible] પણ જાહેર કર્યું.

મેં એમને પૂછ્યું કે "આપ સાર્વદેશિક ભાવનાનો પ્રચાર કરો છો, તેથી ભારતને ભૂલી નથી જતા?" એમણે ઉત્તર આપ્યો: "પૈસાની કિંમત આંક્યા વિના હું રૂપિયાની કિંમત શી રીતે આંકી શકું? ભારત તો મારો દેશ છે જ— એ તો મારો શ્વાસપ્રાણ છે, એ તો મારી સાર્વદેશિક ભાવનાનો પાયો છે. પણ આપણે એટલા એક જ પૃથ્વીખંડમાં પૂરાઇ રહેવાનું નથી, આપણી વિશ્વભાવના વિસ્તારીને આપણે સમસ્ત વિશ્વના વાસી થવું ઘટે છે." એમની ભાવનાથી ગમે તે માણસ મુગ્ધ થયા વિના ન રહે. અને સાચે જ શાન્તિનિકેતનથી હું એટલો આનંદમુગ્ધ થયો હતો કે ગુરુદેવના ગયા પછી આ આશ્રમ ગુરુદેવની ભાવનાએ ચાલી શકશે કે કેમ, એ સંબંધે મને વારંવાર વિચાર આવતા. એક દિવસ એ જ રસ્તે ફરતાં મેં એમને પૂછ્યું: "ગુરુદેવ, આપ આશ્રમને વિસ્તાર્યે જાઓ છો, પણ આપ નહિ હો ત્યારે એનું શું?" હસીને એમણે પોતાની લાક્ષણિક વાણીમાં ઉત્તર આપ્યો: "મને મારો ધર્મ જેમ પ્રેરે છે તેમ કરું છું. આ તો મારો એક પ્રાણપ્રયોગ છે. મારા ગયા પછી ભારતને ને જગતને એ જોઇતો હશે તો રાખશે, નહિ તો ફેંકી દેશે; એની મને શી ચિંતા? એ ચિંતામાં મને સૂઝતો મારો ધર્મ ચુકાય કેમ?"

### એમની કલાપ્રિયતા

માનવજીવનની સર્વ દિશાના એ દ્રષ્ટા હતા. એ કલાપ્રિય પણ હતા. પોતાનો લેખ નિરર્થક લાગે ત્યારે એ આખા લેખ ઉપર કે તેમાંના અણગમતા ભાગ ઉપર એવી રીતે લીટા દોરતા, એવા રેખાઓ આંકતા કે તેમાંથી સુંદર ચિત્ર ઊઠી આવે. એમનાં એવાં ચિત્રો અનેક છે. વળી સંગીતપ્રિય તો હતા જ; સં. ૧૯૮૦માં અમદાવાદમાં ગુજરાતી સાહિત્યપરિષદ ભરાઇ તે પ્રસંગે એ ત્યાં હાજર હતા. એ પ્રસંગે અને પછી તરત જ વડોદરે ગયા, ત્યાં પણ એમણે ગુજરાતણોના ગરબા જોયા અને એ ગરબામાં સંગીતનો અને નૃત્યનો સુયોગ જોઇને એ આનંદ- અને-આશ્ચર્ય-મુગ્ધ થઇ ગયા. બંગાળમાં ગુજરાતના જેવા ગરબા છે જ નહિ, એટલે ત્યાં એવા ગરબા પ્રચલિત થાય એવી એમને ઉત્કટ આકાંક્ષા હતી. પણ બંગાળી નારીજન એ ગરબાની ઘાટી શીખવા ગુજરાતમાં આવે કે ગુજરાતણો બંગાળણોને એ ઘાટી શિખવવા બંગાળમાં જાય એ વસ્તુ લગભગ અશકય લાગ્યાથી મનના મનોરથ મનમાં જ લેઇને એ ગયા!

### ગુજરાતની રસોઇ

ગુજરાતની રસોઇ પણ એમને બહુ પ્રિય હતી. કઢી તો ગુજરાતની જ! રસોડામાં પણ ગુજરાતની કરકસરિયા કારીગરી અદ્ભુત છે. આજે દૂધના

સંચા થઈ ગયા, એટલે છાશનાં મોં જોવાં એ દેવનાં મોં જોવા જેટલાં દુર્લભ થઈ ગયાં છે. પણ જ્યારે સંચારાક્ષસનો પ્રવેશ આપણા દેશમાં નહોતો થયો તે વેળાએ છાશ એટલી થતી કે ખાતાં વધે તે ઊકરડે ઢોળાય. પણ એમ ઊકરડે ઢોળાવા યોગ્ય છાશમાંથીયે ગુજરાતણોએ પોતાની કરકસરનો પ્રયોગ અજમાવી તેમાંથી કઢી બનાવી. બીજા કોઈ પ્રાન્તની નારીઓને એ પ્રયોગ ન આવડ્યો. એટલે થયું એમ કે કઢી તો ગુર્જરાતનીજ, બીજા કોઈ પ્રાન્તમાં ન મળે. વેદમિકા એ સંસ્કૃત શબ્દનો અર્થ 'વેડમી' થાય છે, એટલે પ્રાચીન કાળે સમસ્ત દેશના લોક વેડમી ખાતા હશે, પણ આજે ગુજરાતમાંજ તે બહુ પ્રચલિત છે; બંગાળમાં તેને કોઈ ઓળખતું પણ નથી. પણ જે બંગાળી તે ચાખે છે તેને એ અતિપ્રિય લાગે છે. ગુરુદેવને અને તેમના મોટાભાઈને (બડોદાદાને)–દ્વિજેન્દ્રનાથ ટાગોરને–પણ તે બહુ ભાવતી. એમને એ ખાવાની ઈચ્છા થાય ત્યારે મારા રસોડામાં સૂચના આવે કે ગુરુદેવને અથવા તો બડોદાદાને આજે વેડમી-કઢી ખાવાં છે, એટલે બનાવીને મોકલી દઈએ. સૂચના માત્ર એટલી કે કઢીમાં મરચું નાખવું નહિ.

### શરીરશ્રમ વિષે એમની શ્રદ્ધા–૧

એક વાર ગુરુદેવ મોટરમાં બેસી બોલપુર સ્ટેશને જતા હતા. રસ્તામાં એમને મારાં પત્ની અને મારી બે પુત્રીઓ, બેન વિમળા અને બેન શાન્તા, સામે મળ્યાં. દરેકને ખભે ભારે પોટલાં હતાં. એમને જોઈને ગુરુદેવે મોટર ઊભી રખાવી અને પૂછ્યું: "વિમળા, આ શું લાવ્યાં?" વિમળાએ ઉત્તર આપ્યો: "ગુરુદેવ, બોલપુરના ચૌટામાંથી રસોડાનો સામાન લેઈ આવ્યાં." ગુરુદેવે કહ્યું: "આપણા આશ્રમના ભંડારમાં બધું વેચાય છે ને?" વિમળાએ કહ્યું: "તે મોંઘું પડે છે અને તે પણ મનગમતું મળતું નથી." "ઠીક, તમારાં બધાં પોટલાં મોટરમાં મૂકી દો. હું પાછો આવી તમારે ત્યાં પહોંચાડી દેઈશ." પોટલાં મોટરમાં મુકાવી એ મોટર હંકારી ગયા અને સાંજના આશ્રમમાં આવી પોટલાં ઘેર મોકલાવી દીધાં. પણ એ પ્રસંગે એમના મન ઉપર એવી અસર કરી કે તે રાત્રે એમણે સ્ત્રીઓની ખાસ સભા ભરી. આશ્રમની સૌ બંગાળી સ્ત્રીઓ સાથે મારાં પત્નીને અને પુત્રીઓને પણ સભામાં બોલાવ્યાં. તમે કલ્પી શકો છો કે ગુરુદેવે પોતાના પ્રવચનનો વિષય શો રાખ્યો હશે? "તમે બંગાળણો છેડે ચાવીઓ બાંધેલા સાડીના છેડા ખભે નાખીને અને હાથમાં સાહિત્યગ્રંથો લેઈને આશ્રમમાં આંટા મારો છો, પણ દેખાવને ખાતર બાંધેલી એ ચાવીઓ કે અભ્યાસને ખાતર રાખેલા એ સાહિત્યગ્રંથો એ જ કંઈ જીવનનો ઉદ્દેશ

ન હોય. ભગવાનના દેવાલયરૂપ આ શરીર સબળ હશે તો જ એ દેવાલયમાં ભગવાન પધારશે. માટે એ દેવાલયને સબળ રાખવા શ્રમ કરવો જ જોઈએ. પહેલું શરીર અને પછી સાહિત્ય, કલા, વગેરે. આપણા આશ્રમમાં આ ત્રણ ગુજરાતણોને તમે રોજ જુઓ છો, તેઓ નિત્ય શરીરશ્રમ કરે છે તે પણ તમે જુઓ છો. નાની બે બાળાઓ તો એ શ્રમ કરવા ઉપરાન્ત સાહિત્યની અને કલાની પણ ઉપાસના કરે છે. તમે એમનું જોઈને પણ શરીરશ્રમ કરતાં નથી શીખતાં?" વગેરે પ્રવચન એક કલાક સુધી એમણે કર્યું.

## શરીરશ્રમ વિષે એમની શ્રદ્ધા–૨

આશ્રમના બધા કુવામાં એક ઉનાળે પાણી સુકાઇ ગયાં. જે વહેલું ઊઠે તે કુવામાંથી એકાદ બે ઘડા પીવાના ભરી લે. પણ એટલેથી ચાલે? નાહવા ધોવા અને વાપરવા પાણી જોઈએ એ ક્યાંથી લાવવું? અર્ધોક ગાઉ છેટે એક ઊંડા વેડવામાં પાણી સારી રીતે હતું તે મને જડી આવ્યું. હું અને મારો પુત્ર ભાઈ રમણભાઇ રોજ સવારમાં ચાર બાલદીઓ અને એક લાંબો વાંસ લેઇને જઇએ. વેડવામાંથી બાલદીઓ ભરીએ અને એ બાલદીઓને વાંસે લટકાવી બંને જણ પોતપોતાને ખભે વાંસનો છેડો મૂકી પાણી ભરેલી બાલદીઓ ઘેર લેઇ આવીએ. એક સવારે ગુરુદેવે છેટેથી આ પ્રકરણ જોયું. તેમણે તપાસ કરી અને વસ્તુસ્થિતિ જાણી લીધી. દરેક શિક્ષકને ઘેર રોજ સવારમાં ચાર ચાર ઘડા આશ્રમના ચાકરો છેટેના એક કુવામાંથી આપી જાય એવો એમણે તરત બંદોબસ્ત કર્યો. પછી સાંજના મને બોલાવીને એમણે અમારા શરીર-શ્રમ માટે સંતોષ અને આનંદ પ્રદર્શિત કર્યો.

## મહાત્માજી અને ગુરુદેવ

આધુનિક કાળમાં ભારતવર્ષના યુગપુરુષ બે: ગાંધીજી અને ગુરુદેવ. એ બંનેએ દેશને અને જગતને આપેલી ભાવનાઓ ઉચ્ચ અને સમાન છે, છતાં એ દરેકમાં પોતપોતાની વિશિષ્ટતા પણ છે. ગાંધીજી સંન્યાસી છે, ગુરુદેવ ગૃહસ્થ હતા. ગાંધીજી સંયમને અગ્રસ્થાને મૂકે છે. બ્રહ્મ આનંદસ્વરૂપ છે એમ માનવીએ પણ સંયમ સાથે આનંદસ્વરૂપ થવું એમ ગુરુદેવ માનતા. જોનારના હૃદય ઉપર ગાંધીજીનો સાબરમતી આશ્રમ સંન્યાસી આશ્રમની છાપ પાડે, ગુરુદેવનો શાન્તિનિકેતન આશ્રમ આનંદી ગૃહસ્થ આશ્રમની છાપ પાડે. આ વિશિષ્ટતા છતાં બંને એક બીજાના ભક્ત છે. બંને એકઠા થાય ત્યારે મહાત્માજી ગુરુદેવને 'ગુરુદેવ' કહી એમને પગે લાગે, ગુરુદેવ મહાત્માજીને 'મહાત્માજી' કહી પગે લાગે. સ. ૧૯૨૦ના અરસામાં મહાત્માજી કલકત્તા આવેલા, ત્યારે ગુરુદેવને

ઘેર ગએલા. એ બે અને શ્રી. ઍણ્ડ્રુસ ત્રણે જણ એક ખંડમાં બેઠા બેઠા વાતો કરે છે, પ્રખ્યાત ચિત્રકાર અવનીન્દ્રનાથ ટાગોર એ પ્રસંગ પકડી લેઇ બહારથી ગુપ્ત રીતે એ મહાત્મામંડળની છબિ આંકી લે છે. એ છબિ પછીથી શાન્તિનિકેતનમાં આવેલી અને ત્યાંના કલાભવનમાં મુકાએલી. છબિમાં ગુરુદેવ પલાંઠી વાળીને દાઢી ઉપર હાથ ફેરવતા મહાત્માજીની વાણી ભક્તિભાવે સાંભળે છે, મહાત્માજી પોતાના બે હાથનો પાછળ જમીન ઉપર ટેકો રાખી બેઠા છે અને એ બંનેના ભક્તજન શ્રી. ઍણ્ડ્રુસ એ બે મહાપુરુષોની કથાવાર્તા સાંભળે છે. આજે એ ગુરુદેવ મહાત્માજીને, સમસ્ત દેશને અને સમસ્ત જગતને એકલા અટુલા મૂકી ચાલ્યા ગયા! હા વિધિ! અને છતાં ગુરુદેવ પોતાના મૃત્યુમાંયે અમર છે! નમન હો એ ચિરસ્મરણીય પુણ્યાત્માને!

**આન્તરજ્ઞાતીય લગ્ન**

સોજીત્રાના ભાઇ પન્નાભાઇ છોટાભાઇ પટેલ ટ્રેક્ટર ઍંજિનિયર છે, અમેરિકા વગેરેને પ્રવાસે જઇ આવ્યા છે. તેમની ઉમર હાલ ૪૦ વર્ષની છે. કેટલાંક વર્ષ ઉપર તે વિધુર થએલા. તેમને કંઇ સંતતિ નથી. હાલ તે વડોદરામાં રહે છે. તેમણે મિતિ સુ. ૧૦ : ૧૦ : ૧૯૯૭, તા. ૨ : ૮ : ૧૯૪૧ને રોજ વડોદરામાં બેન વસંતબેન શુક્લ નામે બ્રાહ્મણ કન્યા સાથે લગ્ન કર્યાં. એ બેન ગાયકવાડ રેલ્વેના ચીફ ઍંજિનિયર શ્રી. ડાહ્યાભાઇ શુક્લનાં પુત્રી થાય. એમની ઉમર ૨૮ વર્ષની છે અને બી. એ., બી. ટી. થએલાં છે. વળી ઇંગ્લૅંડ જઇ આવ્યાં છે. વડોદરા મહારાણી ગર્લ્સ હાઇસ્કૂલમાં થોડો સમય શિક્ષિકા પણ હતાં. લગ્ન સિવિલ મૅરેજ વિધિ પ્રમાણે થએલાં અને લગ્નવિધિ પછી એમના પિતાએ પચીશેક માણસને પોતાને ઘેર પાર્ટી આપેલી. જ્ઞાતિઓનાં જડ બંધન તોડવા માટે એ બંને પક્ષને ધન્યવાદ ઘટે છે. એ દંપતીનું લગ્નજીવન એમને પોતાને અને સમસ્ત સમાજને કલ્યાણપ્રદ હો!

---

## જોઇએ છે